# ગંજે શાયરાંન.

યાને

## કાવ્ય રસ.




બનાવનાર

શોરાબજી મનચેરજી દેશાઈ


તે

પારશી અટકો અને નામો—આતશબેહરામે દેશાઈ ખોરશેદ

—ચૈયાંમે નૌશાલો હિંગામે નોરોઝ—સીહાસંસાર—

તવારીખે નવસારી—હિંદુસ્થાનના આતશબેહરાંમો

ઇત્યાદિના કર્તા.




ઇ. સ. ૧૯૦૧

કીંમત રૂ. 





નવસારી આર્યવિજય પ્રેસ.






38217

યે વાઓ અષા ઉફ્યાની મનસ્યા વોહૂ
અપઓઉર્વીમ્ મઝ્દાંમ્ચા અહુરેમ.....

( અહુનવદ ગાથા )

સર્વજ્ઞાની, સર્વવ્યાપક, સર્વોત્કૃષ્ટ, સર્વવેત્તા, અને સર્વાપૂર્વ
ઓ પરમકૃપાળુ સાહેબ !
ઓ સત્ય, સાચા, અને રાસ્ત સ્ંગારવાળા અષ !
ઓ સ્વચ્છ અને શાંત મન ! શુદ્ધ વોહુમન !
પ્રથમ હું આપની કીર્તિના કાવ્યોનું કથન કરું છું !



# GANJ-E-SHAYARAN

OR

# TREASURES OF POETS

*By*

SORABJI MANCHERJI DESAI

*Author of " History of Navsari " &c.*

NAVSARI

*1901*

NAVSARI ARYA VIJAYA PRESS

नमस्तस्मै सदैकस्मै कस्मैचिन्महसे नमः ।
यदेतद्विश्वरूपेण राजते गुरु राजते ॥



હે ગુરૂરાજ ! મન કે વચન આદિથી જાણી નહીં શકાય એવું, અને એકજ સ્વરૂપે રહેલુ એવું આપનું જ્યોતિઃસ્વરૂપ, જે આ જગતરૂપે ભાસે છે, તેને પ્રથમ હું નમું છું ! પ્રથમ હું તેને પ્રણામ કરૂં છું.

TO

SARDAR KHAN BAHADUR

CASUM HAJEE MITHA J. P.

IN GRATITUDE FOR THE SOLICITUDE HE

HAS SHOWN IN ENCOURAGING

THE ART OF POETRY

AND FURTHERING THE WELL-BEING

OF

HER LATE IMPERIAL MAJESTY'S

INDIAN SUBJECTS,

THIS TREASURY OF POETS

IS

MOST RESPECTFULLY DEDICATED

BY THE AUTHOR.

*"Had I been a nightingale, I should have sung the songs of a nightingale, or had I been a swan the songs of a swan; but, being a reasonable being, it is my duty to hymn God."*

# નેકનામ સરદાર ખાનબહાદુર કાસમ હાજી મીઠાં જે. પી.

*"If to the Tongue of Tongues thou hast a mind*
*If to the Best of Books thou art inclined*
*Make this thy way, which pleasant is and plain*
*Affects the eye and heart, instructs the brain."*

પ્રિય વાંચકો ! આ ગંજ એક લાયકમાં લાયક મહાપુરૂષને અર્પણ કરવાના પ્રયોજન લેખે તે નામવરની જીંદગીનું ટુંક ચરિત્ર અત્રે રજુ કરવાની રજા લઉં છું. શાયર અત્તારના કેહવા પ્રમાણે કાવ્ય–કવાયદે ઇમાન–અને સર્વથી ઉચામાં ઉચું નવમું બેહેસ્ત, એ ત્રણેની ઉત્પત્તિ એકજ મુળમાંથી થઇ છે. શઅર ( કાવ્ય )–શરેઅ્ ( દીનના કાયદા )–અર્શ ( નવમું સર્વોત્કૃષ્ટ સ્વર્ગ ) એ ત્રણેમાં ત્રણ હરફો શીન–એન–રે સમાયલા હોવાથી એ ત્રણેના માબાપ એકજ ગણાયલાં છે. જે ગ્રહસ્થ કાવ્યને માન આપનારો છે, અને શાયરીના પુસ્તકોને ઉત્તેજન આપનારો છે, તે ધણી દીનના કાયદાને માન આપનારો છે, તે ધણી નવમાં બેહેસ્ત સુધી પોહોચનારો છે. એ રૂઢીને અવલંબીને શાયરીના આ ગંજનો કદરદાન, તે પોતાની દીનનો કદરદાન છે, પોતાના પેગંબરના સર્વોત્તમ નવમા સ્થાનનો ફેજરશાંન છે.

હમનશી બેહ અઝ કેતાબ મખાહ,
કે ચું સાહેબ બુઅદ ગાહો બ ગાહ.

ઓ કદરદાન ! તારા સોબતી લેખે સારી ચોપડી શિવાય તું બીજા કોઇને પસંદ મા કર ! કારણ કે પુસ્તક એ એવો સાથી છે, કે જ્યારે જ્યારે પણ તું માંગશે ત્યારે ત્યારે તે તારો સાથી થઇ શકશે.

ઉમર જેવા મહાન ખલીફાનું નામ ધરાવનાર ઉમર નામે હલાઇ મેમન, જેઓ મોજે ભાનવડ તાલુકે જામનગરમાં જન્મ્યા હતા, અને જેઓ કાળસંજોગે શાલ ૧૮૬૯ના" અગણોતેરા " દુષ્કાળની ફાળ ખાઇને સહપરિવાર મોજે ભીમડી જીલ્લે થાણામાં આવી વસ્યા હતા, તેઓને પેટે મધુરનામવાળા મીઠા પુત્રનો જન્મ થયો, અને એ છેલ્લાં મીઠા મુળમાંથી હીજરી શને ૧૨૫૫મા આપણા નેકબખ્ત નાયકનો જન્મ થયો ( ઇ. સ. ૧૮૩૮ ). ગ્રીક, રોમન, અને અસલી ફ્રેન્ચોના માનવા પ્રમાણે જે ઇસમના નામમાંથી એનેગ્રાન, પેલીન્દ્રોમ આદિ

કાયદાઓ મુજબ કાંઇક સંયિયુક્ત વાકય, વર્ષ, કે વતન નીકળી આવે ને ઇસમનો જન્મ સાફલ્ય હોય છે, તે અનુમાન અચુક રીતે અહિંઆં નીકળી આવ્યું છે. "અબજદ સરદાર સાહેબ કાસમ હાજી મીઠા." યાને ફારશી લીપીના અબજદના કાયદા પ્રમાણે એ નેકબખ્તના નામમાંથી એઓના જન્મનું હીજરી વરસ ૧૨૫૫ અનાયાસે નીકળી આવે છે, એ કાંઇ ઓછી અજાયબીની વાત નથી ! ગરીબ માતપિતાનું જન્મ-વતન છોડી એઓ સાહેબે વ્યાપાર અર્થે ઇ. સ. ૧૮૬૩માં મુંબઇ પધારી પ્રથમ મેસર્સ માર્ટીન કુંપની, મેસર્સ શીવલાલ મોતીલાલની કુંપની, તથા મેસર્સ જેરામ પીરભાઇની કુંપનીમા પરતંત્રપણે કાર્યસિદ્ધિની શરૂવાત કરી, ઇ. સ. ૧૮૯૭ માં સ્વતંત્રપણે સ્વતઃ કમીશન એજન્ટ અને બેંકરની પેઢી મુંબઇ બંદરના માંડવી બંદરમાં સ્થાપિ, ઇ. સ ૧૮૯૮થી નીમકના વેપારનો પ્રારંભ કર્યો. વસાઇ-ભાયદર-ઉરણ-ત્રોમ્બે-બેલાપૂર-પેન-માટુંગા-આદિ ઠેકઠેકાંણે મીઠું પકવવાના અગરો રાખવાનું મંડાણ માંડયું. મીઠામાંથી જન્મેલા પુરૂપનો ઉદરભાવ પણ મીઠામાજ થવા લાગ્યો. નાગપૂર-રાજનાદગાવ-ડુંગરગઢ-રાયપૂર-વરોરા-ચંદ્રપુર-આકોલા-ખાન ગામ-ધુલિયા-મનમાર-બાર્સી-શીકંદ્રાબાદ-મદ્રાસ વગેરે અઠ્ઠાવીશ ઠેકાણે પોતાના આડતિઆઓના થાણા સ્થાપિત કરી ત્યાં નીમક પોહોચતું કર્યું, અને ત્યાં મુંબઇમાં તેમજ પરદેશોમાં કરિયાણું વ અનાજ ખેંચતું કરી, એક અચ્છા વેપારીને છાજતી કુનેહથી ધમધોકાર ધંધો ધિકાવ્યો; અને લક્ષ્મી દેવીને પોતાની કરી લઇ લક્ષાપતિમાં નામના કરાવી. એ પ્રમાણે ઇશ્વરકૃપાએ કરીને એકે ઝપાટે રાઇનો પર્વત, અને એક સપાટે રંકનો રાય થનાર પુરૂષે પોતાના બોહોલા વેપારવનજની ધમાલ છતા શાયરીનો ઉચો શોખ રાખ્યો છે, અને શાયરીના સાહિત્યને હર હમેશ ઉત્તેજન આપ્યું છે, તેવાજ એક શાયરપોશીદા નરને આ પુસ્તક નજર કરવાનું મે વાજબી વિચાર્યું છે.

ગર હસ્ત દસ્ત દસ્તે ફરોમાન્દેગાં બેગીર,
દર યા બ વક્તો દાદ દરોમાંન્દેગાં બેગીર.

અગર તારા હાથ છે તો લાચાર લોકના હાથ પકડ ! નાચાર લોકની દાદ ચાહવાનો વખત તારા હાથમાં છે.

એ પ્રમાણે એમનો સ્વાર્થ સધાયો. હવે પરમાર્થ બાકી રહ્યો. સ્વાર્થ સાધ્યા વગર પરમાર્થ થતો નથી એ તો અર્થશાસ્ત્રનું ધસાઇ

રહેલું સિદ્ધાંત છે. હિંદુ અને મુસલમાન એ બંન્ને ભાઇબંધ કોમોમાં ઇ. સ. ૧૮૯૩ના જે ભારે અને ખાનાખરાબી કરનારાં હુલ્લડે કચારા, કડવાશ, અને કચવાટ પ્રસરાવ્યો હતો, તથા જે નેહેસ્ત હુલ્લડે પ્રજા અને સરકારની સુલેહ શાન્તિમાં ભયાનક ભંગાણ પાડયું હતું, તે હુલ્લડ વેળાએ ઉશ્કેરાયલાં લોકોને શાંત પાડવાનું મુશ્કેલ કામ આવા એક ભારખમ નરથીજ થઇ શકયું હતું. પ્રજાની શેવા બજાવવા ઉપરાંત, હુલ્લડખોરોને નરમ પાડવા ઉપરાંત, ખુદ સરકારની પણ એમણે તન મન ધનથી શેવા બજાવવાની બકાત રાખી નથી રાયટનો રોપ હેઠો પડતા સુધી, શુ નેટીવ કે શું યુરોપ્યન સર્વે રેજીમેન્ટોને દહાડાઓ સુધી ખાધ ખોરાકી પોહોંચાડી અને એક પાઇ સરખીએ સરકારથી વસુલ લેવાની માત્ર એકજ શબ્દની કિંમતે સાફ ના પાડી કે,"**મારી ફરજ**", ફરજ માત્ર પોતાની કોમ તરફની કે સરકાર તરફનીજ નહીં, પરંતુ હિંદુઓને પણ પોતાનાજ ગણીને "મારી ફરજ"નો મુદ્રાલેખ જાળવી રાખ્યો. પાયધુની કોલસા મોહલ્લાની આસપાસ વાસો કરનારા સકંજામાં જીકડાઇ સિકડાઇ પડેલા તમામ હિંદુ વેપારીઓને અનેક યુક્તિ પ્રયુક્તિથી વેળાસરની મદદો આપી, જેથી આશરે ૫૦૦ હિંદુ વેપારીઓની સહીઓ સાથની, એ નેકનામની કીર્તિની સ્તુતિથી ભરેલી એક અરજી નામદાર ગવર્નરને પોહોચાડવામા આવી, અને કદરદાન સરકારે ઇ. સ. ૧૮૯૪માં એઓને, નામના નહીં પણ કામના **"સુલેહના અમલદાર"** નિમ્યા. એવા એક લાયક જે. પી. સનમુખ આ ગ્રંથ મેં રજુ કર્યા છે.

બુઝર્ગ કિસ્ત કે અઝ ખલ્ક હમચુ સાયે અબર,
ચુના રવદ કે દીલે મુર હમ ન આઝારદ.

બુઝોર્ગ તેજ છે, જે દુન્યાંની ઉપર વાદળના શિતળ છાંયાની મીસાલે શાંન્તિ પાથરે છે, અને ચાલ એવી ચાલે છે, કે એક કીડીને પણ નુકશાન પહોંચાડતો નથી.

હુલ્લડનું સંકટ છોડી હવે નેહેસ્ત કદમી, તિરસ્કાર પાત્ર, ધિક્કાર યોગ્ય મુંબઇની મરકીનો પ્રસંગ યાદ કર્યે, તો તે સમયે પણ આ સરદારે કાઇ પાછી પાની કરેલી જણાશે નહીં. આરંભમાતો સરકારી દવાખાંનાઓ સ્થપાયાં અને વિવિધ પ્રકારે યત્ન પ્રયત્ન જારી રહ્યા, તથાપિ એક સર્વોત્તમ યોજના એમણે સરકારને બતાવી, કે પ્રત્યેક કોનોના મુખિઓ જો મોતપોતાના લત્તાઓ ઉપર કોમના સ્વતંત્ના

અર્થે ઓસ્પીટલો સ્થાપે તો વિશેષ લાભ થાય આ સલાહ રાજમાન્ય રહી, અને માત્ર મોંઢેથી સલાહ આપીનેજ બેશી ન રહેતાં એઓએ મજકુર યોજના અમલમાં મુકવાની પહેલ કાઢી, કોલસા મોહલાના અગ્રેસરો સાથે મસલહત ચલાવી મેહેર્મેદન કોમ માટે એ લત્તાના જમાતખાંનામાં એક ઓસ્પીટલ ઉઘાડી. આ દવાખાંનાની ઉત્તમ સારવાર, ઉમદા વ્યવસ્થા, અને ઉત્કૃષ્ટ કારોબારની ગોઠવણ જોઇ સરકારને બહુ આનંદ થયો, જેથી બીજી કોમોમાં પણ ઉત્સાહ થયો; અને એજ પદ્ધત ઉપર બીજી કોમવાળાઓએ ઓસ્પીટલો ઉઘાડી. ઇ. સ. ૧૮૯૫માં એઓને નામદાર સરકારે "**ખાન બહાદુર**" નો ખેતાબ એનાયત કીધો. ડા હાફ્કીનવાળી મરકીની રસી મુકાવનારા દરેક ગરીબ આસામી દીઠ ચાર આના ઉદરપોષણાર્થે આપવાનું સરકારે શરૂ કર્યું, ત્યારે હજારો જીવડાઓ પોતાના પ્યારા જીવના અને પોતાના પેટના બચાવ અર્થે મરકી-રસ મુંકાવા લાગ્યા. તેઓના સંપુર્ણ ભલાં માટેની દાઝ હૈડે ધરી અલ્લાહતાલાના અલ મોહયમેન નામ ઉપર ઉસ્તવાર રહી એ શેઠે ખજુર અને અનાજનો મોટો જથ્થો પ્લેગના સત્તાવાળાઓ ઉપર ગરીઓના પેટનો ખાડો પુર્ણપણે પુરવા સારૂ મોકલી આપ્યો. વારંવારની આવી રેહેમદિલીથી સરકારની કદ્રદાગીરીમાં એમના પ્રત્યે વધારોજ થતો ગયો.

હમે શાલ બખ્તે તો ફીરોઝ બાદ,
હમે રોઝગારે તો નૌરોઝ બાદ.

તારૂં બખ્ત, તારૂં નશીબ, વર્ષોવર્ષ ફતેહમંદ થાવ! તારો તમામ જમાનો નૌરોજના જેવો થાવ!

મરકીનો કાળો કેહેર નરમ પડયો નથી, તેટલાં હિંદને માથે રતુ સમાન થઇ પડેલો દુષ્કાળનો દેવ ડોળા ધુરકતો એકેક વરસને અંતરે પોતાનું કાળમુખું કદ્રુપું સ્વરૂપ બતાવા લાગ્યો. મોટા વેપારીઓ અને પુટકળ્યા ફેરીયાઓ મરકીની શરૂઆતથી મુંબઇને છેલ્લી સલામ કરી જવાની વીરમાં પડયા, ત્યારે અનાથ કે વચલે વાર્ગેનાઓને અનાજ મેળવવાનીએ પંચાતી પડવા લાગી પણ પોતે તો અલ્લાહતાલાના અલ્ કરીમ નામ ઉપર મુસ્તાક રહી ગરીબોની વારે ધાયા. પાયધુની ખાતે અનાજની હજારો ગુણોનો એક ડુંગર બાધી દરેકે દરેક કોમના ગરીબ હકીર ફકીરો કે અનાથ બીચારાઓને સસતુ અનાજ આપવાનું શરૂ કર્યું દુરના લત્તાઓ ઉપરથી સસતું મેળવવાને લોકો જેહમત વેઠીને પણ આવતાં હોવાથી કોલાબાથી ગાડીને ઠેઠ માહીમના નાકાં

સુધી ચકલે ચકલે સસતું અનાજ આપવાના નાકાં માંડ્યાં, અને દુકાનો તથા પેટા શાખાઓ ઉઘાડી, દરરોજ રૂ. ૨૦૦ ને શુમારેની ખોટ ખમી, મહિનાઓ ગણુત્રિ ગરીબોના આશિર્વાદ લઇ જય જય પોકરાવ્યો; સ્વદેશમાંજ એવો ધર્મ કરીને ન બેસતાં પરદેશના દુકાળ્યાઓ માટે જે તે લત્તાઓ ઉપર ચોખાની ૨૨૦૦ થી વધારે ગુણો મોકલી આપી; એટલુંજ નહીં પણ મુંબઇના આગેવાન અકાબરોને આગ્રહ કરી બહાર ગામના ગરીબોમાં વેહેંચી આપવા કાજે અનાજની હજારો ગુણો પોહોંચડાવી; એટલુ જ નહીં પરતુ સ્થિતિએ ગરીબ તોપણ નામ કામે ગરીબ નહીં એવાં-પૈસાથી બીચારાં થયલાં પણ આબરૂથી ઘટી નહીં ગયલાં એવાં-રંક કુટુંબોમાં પોતાના વિશ્વાસુ માણસો મોકલી, શું ન્હાના કે શું મોટાં પ્રત્યેક માણસ દીઠ ત્રણ પાયલી અનાજ આપવો શરૂ કર્યો, જે કામ દિવસો સુધી ચાલ્યું; એટલુંજ નહીં પણ હજની આકાંક્ષામાં હેર્યા ફર્યા કરતાં લોકોને ઇચ્છાનુસાર હજે રવાંના કરી પાછા ફરતાં જેને તેને દેશ પોહોંચવા ખાધ ખોરાકી અને સાથે વળી ટીકીટ વટીક આપી વિદાય કર્યાં.

દોઆએ ખાકસારાં મીકુનદ અમદાદ શાહાંરા,
કે બાશદ શેહ પરે મુરે કશદ તખ્તે સુલેમારા.

ગરીબ લોકોની દુઆઓ છે તે પાદશાહોને પણ મદદ કરે છે. ન્હાની જેવી કીડીઓએ પોતાની પાંખના જોરથી સુલેમાન પાદશાહનું તખ્ત હવામાં ઉડાવ્યું હતું.

આવા એક નામદારને પોતાનો સરદાર ગણવો એ પ્રજા માટે તો કેવળ વાજબીજ હતું, પરંતુ ઇ. સ. ૧૮૯૭ માં મરહુમ શાહન-શાહબાનું વિજયી વિકટોરિયાની ડાયમંડ જુબિલીના મુબારક દિવસે કદરશુજ સરકારે આ પરમાર્થિ પુરૂપના પરમાર્થિકામોની લાયકાત પીછાંણીને “ **સરદાર** ” નો અતિ માનવંત ખેતાબ એઓને એનાયત કર્યો. આ પ્રમાણે આવી ટુંક મુદ્દત દરમ્યાન એકેક પછી ત્રણ ત્રણ ખેતાબોનું માન મેળવનારા કોઇકજ ભાગ્યશાળી થતા હશે. ભાગ્યશાળી થવા જેવાં કામો પણ તેવાંજ એમણે કર્યાં છે. અને કામો પણ નામદારી ભરેલા પુન્યનાજ કર્યાં છે. શરદઋતુમાં અનાથ ગરીબોમાં દેશ પરદેશ પેટમાં ઘાલવા અનાજ, અને શરીર ઉપર પેહેરવા ઓઢવા ધાબળા ધાબળીઓ પ્રતિવર્ષે વેંહેંચવાનો એમનો રવૈયોજ છે.

ખુદારા બર આં બંદેહ બખશાયશ અસ્ત,
કે ખલ્ક અઝ વજુદશ દર આસાયશ અસ્ત.

અલ્લાહુતાલાની બક્ષેશ તેજ બંદા ઉપર ઉતરે છે, જે બંદો તમામ પ્રજાને આસાયશમાં રાખી સંકટો ટાળે છે.

સ્વધર્મ તરફના પ્રેમ અને આસ્થાને લીધે પોતાના જાત ભાઇઓના કલ્યાણ અર્થે આજ વીશ વરસ થયાં દક્ષિણ દેશમાં અહમદનગર મધ્યે એક મદ્રેસા સ્થાપિ આજ પર્યંત તેનો નિભાવ પોતે કર્યા જાય છે, અને શેષમાં ઘણી ઘણી મશજીદોમાં પોતાની નાદર સખાવતોનો હિસ્સો આપવાનું ચાલુજ છે. ખાનગી કિંવાં જાહેર સખાવતો મળી, એકંદર કિંવાં પરચુરણ સખાવતો મળી, એઓ લગભગ રૂપૈયા ૬૦૦૦૦૦થી વધારે સખાવત કરી જગમાં જયજશને પામ્યા છે. બે વર્ષ ઉપર સખ્ત માંદગીએ એમના ઉપર હુમલો કર્યાથી નવે જન્મે જ્યારથી એઓ પાછા જન્મ્યા છે ત્યારથી, પોતાનો વેપારવનજ પોતાના ત્રણે સાહેબજાદાઓને છુટા છુટા ધંધામાં સોંપી દઇ, દુન્યાદારીની ધામધુમમાંથી ફારેગ થઇ, આ હાતમદિલના ચુસ્ત મુસલમાન સાહેબ એકાંત જીંદગીમાં પોતાના પેદા કરનારની શેવામાં ચકચુર થઇ રહ્યા છે, અને હજારો બલકે લાખો લોકોની દુઆ એવીજ છે કે આવી સુખી, અને જન્મ્યુ પ્રમાણ કર્યા વીશેની આ જીંદગી હજુ વધારે લંબાય !

દૌલતત ફઝું બાદો ઇઝતત બર દવાંમ,
ઇન દોઆએ મે મારત વકત હર સુબોશાંમ.

તારી દોલત જ્યાદે થાવ ! તારી ઇઝત આબરૂ વધો ! સહવાર સાંજની મારી આ દુઆઓ છે તે હરપલે આંમીન થાવ !

આવી યથાયોગ્ય જીંદગી ભોગવનાર પરમાર્થિ પુરૂષની મુબારક મુખમુદ્રાના દર્શન હમારાં કદરદાન ગ્રાહકોને હરહંમેશ થયા કરે, એવા ઇરાદાથી એ સરદાર સાહેબની આબેહુબ છબી હમે આ ગંજમાં ગુંદાવી લીધી છે.

હજાર શોક્ર કે ચશ્મ અઝ રૂખ્તમ નયબ્બર શુદ;
મોરાદે દિલ કે ઝે હક ખાસ્તમ મયસ્સર્ શુદ.

ખુદાતાલાના હજારો હજાર શુકર કરૂં છું કે મારી ચશમ તારો ચેહેરો જોયાથી રોશન થઇ. મારાં દિલની જે મુરાદ ખુદાથી હું ચાહતું છું તે મને મળી છે.

આવી એક ઉપ્યોગી અને ઉધોગી જીંદગી ધરાવનારા સાહેબને હું નિચલા શબ્દોમાં આ ગંજ અર્પણ કરૂં છું:—

નામદાર અંગ્રેજ સરકાર બહાદુરના

વિશ્વાસુ અને રાજમાન્ય

સુલેહ સાલાર સરદાર

# ખાનબહાદુર કાસમ હાજી મીથા જે. પી.

જેઓના ઉપર અલ્લાહુતાલાના નામીચાં નવ્વાંણું

નામોની ખુબીની બરકત ઉતરજો !

બલકે

જેઓના ઉપર અલ્લાહુતાલાના નૌત્તમ નવસો

નવ્વાંણું નામોની તાસીર ઉતરજો !

જે સાહેબે

હુલ્લડ—દુષ્કાળ—મરકી વિગેરે

**હિંદના પ્રત્યેક સંકટોમાં એક સાચા સરદારને શોભે**

**એવાં મહાભારત કામો બજાવ્યાથી**

પ્રજા જનોનો સર્વ પ્યાર પોતેજ ખેંચી લીધો છે

એવા એક

**નામાંકિત નરને**

તેમના તરફના મોટાં માનને માટે

**સેંકડો શાયરોની નેક દુવાઓથી ભરેલો આ ગંજ**

અર્પણ કરૂં છું.

સુબ્હાને મન્ યુમયતો વ્અહીય્ વલા અલ્લાહ્
અલ્લાહુ અલ્લ્ઝી ખલ્ક્ અલ્સ અર્ઝ અસ્ સમા.
એન્શાએ તના બલોત્ફ્દ્ યા સાનએ અલ્ વજુદ્
ફ અગફ્રલ્ના બ ફ્ઝલ્દ્ યા સામે અદુઆ.



જીહગી બખશનાર તથા મોહોટ આપનાર જે સાહેબ તેજ પુજ્ય પરમાત્મા છે, જેણે આ ભુમી અને આ આકાશ રચ્યાં છે, તેના શિવાય અન્ય કોઈ ઇશ્વર નથીજ ઓ હસ્તીના કારિગર કિરતાર! પ્રથમ તો તારી કૃપાદ્રષ્ટિથી હમોને જીવેર! અને ત્યાર પછી, હમારી નમ્ર પ્રાર્થનાનું શ્રવણ કરનાર ઓ ખુદા! તારાં સખી દીલથી હમોને મારી બખશ!

# INTRODUCTION.

*Various books on poetry have seen the light of this world and that too at the hands of able and well-known writers. Whatever progress the moderns may have made in practical science, still it is an acknowledged fact that the ancients were in no way below the high lines of literature and philosophy, but that they were markedly superior in these branches of learning and knowledge, and that this their superiority remains unsurpassed to a certain degree in this new century of progress all around.*

*From Pre-historic times the Egyptians, Grecians, Romans, Iranians and Arabs were famed for their collections of poems; and the present-day science has confirmed the particular importance of the ancient Sanskrit poems of India above all the others. Besides, admirable beauty, force and fashion are visible in the poetic compositions of other Prakrit languages of the Hindoos. The writings of Narsingh Mehta, Premanand & others are found supreme in the Gurjar language which is reckoned to be the last & much ignored in the rank of languages. Hence this book "Ganj-e-Shayaran" or the collection of poets will be found useful to some extent to students as a means of finding out the excellence and interest, lying concealed in the interior of the writings of different countries at different times and in various conditions, and also as a means of finding out the pleasure accruing from them. With this object in view, taking the*

figures of speech as the starting point I have tried to construct in its broken condition an eye-glass by which it would be easy to look into the unexplored depth of the ocean of poetry.

The work of this deficient pen in this book is to collect and tie together in order the scattered gems and ornaments of different languages that were in its grasp and understanding; and standing on this basis and after a lengthened period of toil I have tried to explain satisfactorily and clearly one and all the figures of speech with various examples that I came across from Gujerati, Persian, English, Sanskrit, Hindustani, Arabic, Urdu, Marathi, Latin, Zend-Avesta and such other languages.

The figures of speech in Persian cannot be made to amount to 40; similarly English could not boast of more than the same number; and the same is the case with Sanskrit. But a certain figure that is found in one language cannot be found in another and many times it is totally impossible to find an exact equivalent of the same in other languages.

I have made use of the best writings of many standard authors including poets and prose-writers; and examples from many books will be seen collected in this book More than 200 figures are gathered together including their minor divisions. In poetry its author has sometimes given full play to his imagination in his production without assigning any name to the figure used, and for that reason in many places the name of the figure has to be coined in terms expressive of the same. This book is divided into 45 chapters, and not only does every one of these

*serve the purpose of furnishing examples for the same, but that each can be used in different ways at different times in every sort of business in this life, and many of them will be found useful gems in the path of divine knowledge.*

*In short it will be seen in this that the long-forgotten jewels of ages past, that had gone down to the bottom of the stream of time, have now been dived for and reclaimed and handed down to the cause of knowledge and education as a literary boon to the public, and if this attempt of mine serve as an addition to the growing revival of some of the ancient supposed dead languages and to the appreciation of their beauty and force I will consider my labour in this branch as more than compensated, and whether this object is realised in some way I leave to the educated public to decide.*

*I must take this opportunity of acknowledging my deep gratitude to my friend Mr. Rustamji Bezonji Ranji who has kindly rendered me very prompt assistance in publishing this collection.*

*Navsari. 26th, November 1900.* } SORABJI MANCHERJI DESAI.

# પ્રસ્તાવના.

*" This field is so spacious, that it were easy for a man to lose himself in it, and if I should spend all my pilgrimage in this walk, my time would sooner end than my way. "—Bishop Hall.*

પરમકૃપાળુ પરમેશ્વરે, આ અને બીજી અબજો પૃથ્વિ ઉપર માંડેલી પોતાની બાજી સમજાવવાને, પવિત્ર પેગંબરો, રક્ષક રૂષિઓ, સુજ્ઞ સાલેકો, મુની મહાત્માઓ, સદાચારિ સંતો, યોગ્ય યોગીઓ, અને શુદ્ધ સેન્ટો ( *Saints* ) પેદા કરવાનો પ્રારંભ કામેલ કવિઓથી કરેલો છે. તે કવિઓને જ્ઞાન-કલ્પના આપી લખવા વાંચવાનો હુન્નર પ્રથમથીજ પ્રદિત્પ કરેલો છે. સબબ આ ગ્રંથના ઉપોદ્ઘાત લેખે આપણે લખવાના હુન્નરનો પ્રાચીન ઇતિહાસ જણાવવો બસ છે. કેમકે તે હુન્નર જો અસ્તિત્વ ન ભોગવતો હોત, તો આ ગંજ પણ હેયાત ન હોત. તેજ હુન્નરના પ્રતાપે આપણે હજારો વર્ષ ઉપરના યુગોની રીતભાત જાણ્યે છીયે. આપણે આજે શિખ્યા છીયે, કે પ્રાચીન કાળમાં આજના જમાનાની માફક પૈસાનું ચલણ ધાતુના ટુકડાઓથી નોહતું, પરંતુ મેંઢાં, બોકરાં, એજ તે વેળાએ પૈ-સવાયા-કે રૂપ્યા પૈસા ગણાતા હતા. ફ્રાન્કસ કે ડોલર્સ એ સૌના છાપ મેંઢાં બોકરાંનાં મસ્તકેજ મરાયલા હતા. ફારશી શબ્દ **ગનીમત,** અંગ્રેજી શબ્દ *Pecuniary*, લાટીન *Pecunia*, એ **પૈસાને** માટે વપરાતા શબ્દોમાં ગનમ=એટલે મેંઢાં, તેમજ *Pecus*=મેઢાં બકરાં, એવા ધાતુ ઉપરથી ઉત્પન્ન થયલા છે; અને તે ઉપરથી ફાઇલોલોજીસ્ટો સિદ્ધ કરે છે, કે આગલા જમાનામાં મેંઢાં બકરાં, એજ નાણાંનું ચલણ હતુ. સંસ્કૃત धन એટલે પણ બકરાં મેઢાંનુ નાણું થાય છે. એમ ઘણુંકરી પ્રત્યેક મુળ ભાષાઓમાં જણાય છે. તેજ પ્રમાણે કાગળ શબ્દ, જેને માટે અંગ્રેજી *Paper* શબ્દ, લેટીન *Papyrus*, ગ્રીક *Papuros* એ સૌ પેપાઇરસ નામના ઇજીપશીઅન બરોડાંના ઝાડની છાલનો અર્થ બતાવે છે. સંસ્કૃત पत्र એ એક ઝાડના પાદડાં (*Laurus cassia*) ઉપરથી ઉત્પન્ન થયલો શબ્દ છે. તેનું કારણ જણાઇ આવે છે કે, તે જમાનામાં કાગળ લેખે તે સરોડાંની છાલનો ઉપયોગ થતો હતો. તેજ ગૂજરાતી શબ્દ ચમ્રપત્ર તથા અંગ્રેજી

*Parchment* શબ્દ, અને સંસ્કૃત चर्म्म पत्रा શબ્દ બતાવે છે, કે લખવાના કામને માટે કપાવેલું ઘેટાંનું ચામડું પ્રાચીન કાળે વપરાતું હતું. અને તેજ પ્રમાણે તાલપત્ર વિગેરેનું સમજવું. ત્યારે કવિતા, કાવ્ય, *Poetry*, નઝમ, શાયરી, એ શબ્દો વડે પણ કાંઇ પ્રાચીન કાળે સર્વ પ્રજામાં તેનો અર્થ એકજ પ્રકારે સમજવામાં આવતો હતો કે કેમ, તેનો નીચલી લીટીઓ ઉપરથી ખ્યાલ થશે.

ટુંકમાં કહે તો દુન્યાંના એક અનુ કે પરમાનુમાં જે પ્રમાણે આખું જગ્ત કલ્પવાની વાત વસિષ્ટ મુની કહે છે, તે પ્રમાણે એક અનુ કે પરમાનુમાં જગ્તના જગ્તો જો કોઇ યોગીથી પણ કલ્પિ શકાતાં ન હોય, તો આધ્યાત્મિક દ્રષ્ટિનો વિચાર પડખે મેલતાં, એક કવિ તો ખરેખરજ એક અનુમાં સેકડો પૃથ્વિ કલ્પિ શકે છે, અને તેને અલંકારથી સ્રૃંગારવાને તે સમર્થ છે. રાજ–કવિ દ્રાઇદને **કવિ** શબ્દનુ લક્ષણ એવુંજ કહેલુ છે કેઃ—

કલ્પનાપૂર્વક વિચાર કરનારો અથવા લખનારો તે કવિ. કવિતાના વજનની બનાવટ કરનારો અથવા તેવા પ્રકારની રચનાઓ શોધી કાઢનારો તે કવિ *Poet* યાને કવિ શબ્દનો જે અર્થ થાય છે, તે એવોજ છે કે **બનાવટ કરનાર.** જે શખસ કાંઇ ઉપજાવી કે રચી શકે નહીં, કે કાંઇ નવું શોધી કાઢે નહી, તેને કવિનુ નામ શોભતુ જ નથી. કાવ્ય એટલેજ ગદ્ય કે પદ્યમાં જે રચના કલ્પનાથી ઉત્પન્ન થઇ હોય તે. કાવ્યના લક્ષણુમાં એટલુંજ કહેલું છે, કે આપણી કલ્પના–બુદ્ધિ જ્યારે જોશ ઉપર ચઢેલી હોય, અને આવેશમાં આવેલી હોય, ત્યારે વજનસરનાં જૂદાં જૂદાં રૂપોમાં તે કલ્પનાને અનુસરતી લાગણી અને વિચાર પ્રગટ કરવાની રીત તે કાવ્ય છે. *For poetry is the blossom, and the fragrance of all human knowledge, human thoughts, human passions, emotions, language.* એવું વિદ્વાન કોલરીજનુ કથન છે ફારશીમાં પણ **નઝમ** ( યાને કવિતા ) શબ્દનુ લક્ષણ એજ પ્રમાણે કહેલું છે કે; વ્યવસ્થેશીર અનુક્રમમાં ગોઠવવું અને મુકવું તે, એટલે કે **રચવું તે.** કવિતાને માટે ફારશી શબ્દ જે **શઅર** કરીને છે, તેનો અર્થ કલ્પના–બુદ્ધિ અથવા સમજણ એવોજ નીકળે છે *Poesy* ( કાવ્ય ) શબ્દ વડે એટલુંજ સમજવું, કે કવિતાઓ **રચવાનો** અથવા **બનાવવાનો** હુન્નર અથવા હુસ્યારી. જેમકે રાજકવિ દ્રાઇદન કહે છે કે, " ...

*the heavenly gift of poesy.* " લેટીન *Poeta* તેમજ ગ્રીક *Poietes* તથા ફ્રેન્ચ *Poete* અને અંગ્રેજી *Poet* એ સર્વ શબ્દોનો ધાતુ ગ્રીક *Poieo* એટલે બનાવટ કરવી, ઉપજાવી કાઢવું, કલ્પનાથી બનાવવું, એવો એક સરખોજ થાય છે. તેમજ સંસ્કૃત मुं ઉપરથી માયચમી નો અર્થ પણ **બનાવવું** થાય છે. જેનો અર્થ મનના જુસ્સાથી કાંઇ કલ્પનાની બનાવટ કરવી એવો થાય છે. વળી સંસ્કૃત काव्य, कवि, कविता, એ શબ્દો વડે તેમના कु ધાતુ ઉપરથી, કલ્પના અને બુદ્ધિની બનાવટ ઉપરથી કાનને સારી અસર કરનારો અવાજ રચવો તે. અર્થાત દરેક જમાનામાં કવિનું કામ ઉપજાવી કાઢવાનું, બનાવવાનું, એવોજ અર્થ દરેક ભાષામાંથી મળી આવે છે. જેથી તે તે કાળોમાં કાવ્યનું લક્ષણ એક સરખુંજ ગણાયલું જણાઇ આવે છે. ટુંકમાં કાવ્ય એ માણસના દિલમાં કાંઇપણ એક અસર કરે એવી બનાવટ છે.

કવિ સ્પૅનસર પોતાનું પ્રખ્યાત "ફેરી ક્વીન" નામનું કાવ્ય સંપુર્ણ કરી અર્લ ઑફ સાઉધેમ્પટનની આગળ લઇ ગયો, કેમકે તે ઉમરાવ કાવ્યનો પુંજારી હતો. તેનું લખાંણ વાંચતાંજ ઉમરાવ ઘણો ખુશાલીમાં આવી ગયો, અને પોતાના ચાકરને ફરમાવ્યું, કે કવિને ૨૦ પાંઉન્ડ આપવા. જરા આગળ વાંચતાં તેને એટલો તો ઉત્સાહ થઇ આવ્યો, કે ચાકરને કહ્યું કે કવિને બીજા ૨૦ પાંઉન્ડ આપ! વળી વધારે આગળ ચાલ્યો, અને એટલો તો મગ્ન થઇ ગયો, કે કવિને ફરીથી બીજા ૨૦ પાંઉન્ડ અપાવ્યા. એમ કરતાં કાવ્યના અધવચમાં આવતાં તે એટલો તો ખુશીમાં આવી ગયો, કે પોતાની સબુરી ખોઇ દઇ ચાકરને એકદમ હુકમ કર્યો, "જા! એ કવિને ઘરમાંથી તુર્ત બાહાર કાઢી મુંક! કેમકે જો હુ વધારે આગળ એ કાવ્ય વાંચતો જઇશ, તો હું તેની ખુરબાંનીમા મારૂં સર્વસ્વ ખોઇ બેસીશ." એ પ્રમાણે કાવ્યનો રસ લેનારને શૂર છુટે છે.

ભોપાલની એક બેગમે એવું પૉણ લીધુ, કે પરણું તો એક કવિ સાથેજ પરણું, નહીં કે કોઇ પાદશાહ સાથે. આ ઉપરથી એક ફારસી શાયર તેણી સાથે હાથ મેળવવા બાહાર આવ્યો, અને પોતાને પરણવાની રીતના બદલામાં તેણીને એક ઉત્તમ ભેટ આપવા કબુલ કરી. તેઓ પરણ્યાં, અને તે મૉલવીએ અલેફ-બે-પે ના અનુક્રમે સર્વોત્કૃષ્ટ કવિ-રાજોના અલેફવારી રદીફે-ઉત્કૃષ્ટ બૅતો ચુંટી કાઢી એક ઉત્તમ ગ્રંથ

બનાવ્યો; જે ગ્રંથ આજે " તઝકરતુલ શોઅરા " ના નામથી વિખ્યાતિને પામેલ છે આપણો આ ગ્રંથ કક્કાવારી કે અલેફવારી ક્રમે ગોઠવેલ નથી, પરંતુ અલંકારવારી પદ્ધતિ ઉપર અલંકાર સમજાવવાની સાથે ઉત્તમ છંદો, દોહરા, બેતો, કવિતાઓ, ગઝલો, અને ગાયનો આદિની લેઝતો સમાવી, નીતિ ધર્મ આદિલઇ અનેક ઉપયોગમાં લેવાની કાંક્ષાથી ઉભો કરેલ છે.

જ્યારે પ્રાચીન તવારીખો, પુરાના હસ્ત લેખો, કદીમ પુસ્તકો, પુરાતન લખાંણો, જુના લેખો, અને અસલી કાદંબરીઓ, આપણે તપાસીએ છીયે, ત્યારે તે સઘળાંનાં ઉત્પત્તિસ્થાંન જાણવાની આપણ પ્રત્યેક મનુષ્યને ઉત્કંઠા રહે છે, અને તેજ પ્રકારની જિજ્ઞાસા સર્વ સુજ્ઞ વાંચનારની હોયજ છે, એવું ધારી આપણે એક દટાઇ રહેલી ખાંણને ખોદી કાઢવાની પેહેલી કોશેશ કરીશું; અને ધર્મના અભ્યાસીઓને કિંવા તેમના પૈકી જેઓ પરિપકવતાએ પોહોંચી ચુકા છે, તેમને વિનંતીપૂર્વક લગાર વધારે લક્ષ આપવાને આપણે ભલામણ કરીશું.

આજની વિદ્યાની પદ્ધતિ સાથે સરખાવતાં આગલા યુગોમાં લખવાના હુન્નરની પ્રકૃતિ વિવિધ વાંચનોથી પુરી પડી છે. સર્વથી પુરાતન જમાનામાં પથ્થરો ઉપર લખાંણો કરવામા આવતાં; અને સીનાઇ પર્વત ઉપર તે કાયદો અસ્તિત્વ ભોગવતો હતો. નાં, એટલુંજ નહીં, પણ જરથોસ્તી ધર્મની માર્મિક ખીલારોકી તખ્તીઓના લખાંણો પથ્થર ઉપર જણાયા છે. યાહુદીઓને અક્ષરોની બક્ષેશ કરનાર મોઝીઝ પેહેલવેહેલો હતો; અને સેમેરીનન ભાષાજ પેહેલવેહેલી હતી, અને તેજ પેહેલી લખવામાં આવી હતી ઉપલી યોજના તે વખ્તમા સઘળેજ પ્રસાર પામી હતી. નક્કર અને મજબુત પદાર્થો,. જેવાકે ધાતુ, પથરા, શીલા વિગેરે ઉપરજ રાજાઓના હુકમો અને પાદશાહી પરવાના આપવામાં આવતા હતા.* *Laws of the Twelve Tables* કરીને રોમનોમાં જે પ્રખ્યાત હતા, તે એવી રીતે ઉત્પન્ન થયા હતા, કે ૧૨ તકતા અથવા શીલા ઉપર ( તે તકતા પિત્તળ, હાથીદાંત, અથવા ઓક ઝાડના બનાવેલા હતા. ) કોઇ પણ લખાંણ લખીને યા કોરીને જાહેરમાં ખુલ્લા મુંકવાને

---

* એ રીતિ અદ્યાપિ પર્યંત ઘણા રાજા પાદશાહોને ત્યા ચાલુ છે, સબબ યાવત ચંદ્રોકાળ પર્યંત તે પરવાના અને ફરમાનો ક્ષય પામતાં બચે.

ખાતર લટકાવામાં આવતા હતા. પરંતુ માનવીના મસ્તક ઉપર લખાંણ કરી સંદેશા ચલાવાની રીત, લગાર રમુજ અને આશ્ચર્યમાં ગરકાવ કરે એવા પ્રકારથી પેદા થઇ છે. તે યુકિત હીસ્યશ નામના સાહસિક નરે પ્રથમ દાખલ કરી હતી. જેને માટે હીરોદોતસ જેવો તવારીખોનો પિતા કહે છે, કે જ્યારે હીસ્યસ, દારાયસની જોડે ઇરાંનમાં રહેતો હતો, ત્યારે તેને એવી ઇચ્છા થઇ, કે ગ્રીસમાં રહેતા એરીસ્તાગોરસને સંદેશો મોકલી ઇરાનની દરબારમાં બંડ મચાવવાની યોજના ઘડવી. પણ એટલે દુર સુધી આવી છુપી અને જોખમભરી બાતમી કેવી રીતે પુગાડવી એ તેને સુજ પડયું નહી. છેવટે લાંબો વિચાર ચલાવતાં એક અદ્ભુત અખતરો કરવાનું તેને ભાણ આવ્યું. તેણે પોતાના એક ખાસ નોકરને ચુંટી કાઢયો, જેની બન્ને આંખો નાદુરસ્ત હતી. બાદ તેને કહ્યું કે જો તારે તારી આંખનું દરદ સાફ કરાવવાની અભિલાષા હોય, તો તારૂં માથું બોડાવી તે ઉપર તચકા ( નસ્તર ) મરાવ. પેલો આંખનાં અમુલ્ય રત્નને બચાવવાને વિધવિધ યુકિત પ્રયુકિત કરી ચુકયો હતો, પણ કંટાળી જવાથી મન્જુર સલાહ પસંદ કીધી. જ્યારે તે તચકા મરાવા આવ્યો ત્યારે હીસ્યસે પોતાની જે જે કાંઇ બાતમીનું કહેણ કહાવાનું હતું, તે તે તેનાં માથાં ઉપર કોતરી દીધું. પછી તેને ગુપ્તપણે ઘરમાં ભરાઇ રહેવા કહ્યું. જ્યારે પાછા બાલ ઉગ્યા ત્યારે તેને ગ્રીસ તરફની હવા ખાવા કહી ફરમાવ્યું કે, તું ત્યાં જઇશ અને એરીસ્તાગોરસ પાછું તારૂં માથું બોડશે, તથા બચિત્તજ તારી આંખ વા માથુ તે સાફ કરશે. જ્યારે તે એરીસ્તાગોરસની આગળ ગયો ત્યારે તે મહાન પ્રપંચી ચેતી ગયો, અને માથું મુંડતાં તો ઉપસી આવેલા હરફો સ્પષ્ટ નજરે પડયા. આવી રીતે તેણે પોતાનુ તે કામ બરાબર સરંજામ ઉતાર્યું. પણ ત્યાર પછી છુપા સંદેશાનું લખાંણ માથાં ઉપર કરવાનો રવૈયો ગ્રીસ, ઇજીપ્ત અને ઇરાંનમાં દાખલ થયો.

વળી ગ્રીક લોકોમાં એવો ધારો હતો, કે કોઇપણ લખાંણ પિત્તળના ત્રિકોણ આકારના કડકાઓ ઉપર કોતરવું, અને ત્રિથેમ્યસ તો એવી ખાતરી આપે છે કે ફ્રાંન્સના જાહેર કીર્તિસ્થંભો તો અસલમાં રૂપાંનાં પત્રાં ઉપર લેખો રાખતા હતા. એજ રીત ઇરાનની દરેહમેહેરો અને પૂરાતન આતશખાંનાઓમાં ચાલુ હતી. જે કોઇ ઓલમા મોટાં આતશબેહેરાંમોની ભેટ લેતો, ને પોતાના શુભ શખુનો રૂપાંના પત્રાં

ઉપર કોતરીને એક દરવાજા ઉપર ચોંટાડી જતો. આજે પણ આતશબેહેરાંમોમાં રૂપાંના પત્રાં વગેરે મુકી અસલી ઇરાંનીઓની ભલી નેમને માન આપવામાં આવે છે. ઇ૦ સ૦ ૧૬૦૭ માં રેવરંડ કલોડીઅસ બુકેનને હિંદુસ્થાનમાં યાહુદીઓને જોયા. તેઓ સોડે તેમના પૂર્વજોને મળેલા હકદોના પરવાના પિત્તળના તકતાઓ ઉપર હતા. એક ગ્રંથમાં લખે છે કે, પેગંબરે હિંદના એક સાલેકને કહ્યુ, "મારા ધર્મનાં લખાંણો પવિત્ર પથ્થરની સપાટિઓ ઉપર જલવાઇ રહેશે." એ ઉપરથી જણાય છે કે પેગબર જેવા પેગંબરને પણ પથ્થર ઉપર લખાંણ કરવાતું સુગમ જણાયું હતુ.

અસલના કોલડીઅનો તો ખગોળવિદ્યાના અવલોકનોને ઇંતિરડીઓ ઉપર કોતરતા હતા. અને મોન્ટ ફોકન કહે છે કે, રોમના ઓઝી ખાતેના મેહેલમા તેણે એક ચોપડી જોઇ, કે જે મારબલના પાનાંની બનાવેલી હતી; તેનાં પાનાં ઘણીજ તાજુબીભરેલી રીતે પાતળાં કરેલા હતાં!! આગલા આરબ ઓલમાઓ એકેકને ઘરે જ્યારે મળવા જતા, ત્યારે પાટીયાઓ ઉપર નવા નવા લોગતો અને બેતો લખી જતા. પાછળથી તે પાટીયાંના ટુકડાઓની વહી બનાવામાં આવતી હતી. આજે પણ ફારસીખાંઓને ત્યાં "બેઆઝ" કરીને એક વહી પડેલી રહે છે, જે ઉપર નવા આવનારા નવાં લખાંણો કરી જાય છે. અને દર વરસે ઘણાઓને ત્યાં એવી બેઆઝ નવી કરવામાં આવે છે. દાયોજીનીસ લૉરસ્યસ, કલીનથેસ નામના એક ફિલસૂફને માટે કહે છે, કે તે ઘણો ગરીબ હોવાથી અને કાગળ ખરીદવાને અશકત હોવાથી, પોતાની વાઓજો અને પોતાના ઉસ્તાદ ઝેનોની કિમતી શોધો, ન્હાના શીપનાં કોટલાંઓ ઉપર લખતો હતો! શીપનાં ન્હાનાં કોટલાંઓ ઉપર કેવી રીતે લખાંણ કરવું પડતુ હશે એ સમજાઇ શકાતું નથી.

પણ વાંચનારને વધારે તાજુબ કરે એવી રીત ચીનમાં આગલ ચાલતી હતી. લખવાના હુન્નરને ગમે એવાં સ્વરૂપ તેઓ આપી શકતા. એક પ્રસંગે રશ્યનોના હાથ ઉપર ચીનાઓ સપડાઇ ગયા. ચીનાઓ હુન્નરમંદ તો ખરાજ, પણ યુકિત કાંઇ સુજી નહીં. આખરે એક સ્વદેશાભિમાની સ્ત્રીએ પોતાનાં એકપૂરાં બાળકને અર્પણ કર્યું. ચીનાઓએ તે બાળકનુ પેટ ચીરી તેમાં એક સદેશો લખેલુ ચામડું મુકયા પછી પેટ સાધી લઇ મહી ઉભીપાળી ધોચી દીધી. બાદ બુચનાપાટીયાં ઉપર ચત્તુ બાંધી તે બાળકને તરતું દરિયામાં મુકી દીધું.

ઘણી મુદ્દતે નજીકના ચીનાઇ સંસ્થાનના કિનારા ઉપર, તે આવી ચઢયું. ચીનાઓનો એવો રવૈયો હતો, કે જો કોઇ બાળકનાં પેટમાં જીવતાં જીવત હથિયાર ઘોંચી તેને પાણીમાં તરતું મુકી દેવાની કોઇ માતાએ હિમ્મત કરી હોય, તો તેને તેઓ માન સાથ લઇ જતા; અને હથિયાર કાઢી લઇ તેને દેવતા માફક પુંજતા એવું કામ કોઇપણ માતા જવલેજ કરતી. ઉપલા બનાવમાં તે બાળકને ચીનાઓએ દેવતા તરીકે સ્વિકાર્યું, અને જેવી છરી બહાર કાઢવા જાય છે, તેવીજ તે છરી પોતાની અણી સાથે પેલું ચામડું પણ લઇને બહાર નીકળી તેમાં લખેલું હતું કે "પાછલું બારણું ખુલ્લું છે, હમારો પગ દબાયો છે." આ મર્મ પામી જવાથી લશ્કરને પાછલે રસ્તે મોકલીને દુશ્મનોના હાથમાંથી ચીનાઓને ઉગારવામાં આવ્યા.

પ્લીની કહે છે કે, સર્વેથી જુના જમાનાની ભિન્નભિન્ન રીતિઓમાંની એક જે ઘણી સાધારણ હતી; તે તાડ અથવા માહારના ઝાડોનાં પાંદડાં ઉપર લખવાની રીત હતી. વળી પાછળથી તો તેના માહેલા ભાગની છાલ ઉપર લખાણ કરવાની રીત પડી હતી; જે રીત આપણા તરફ હજુ જોવામાં આવે છે આજે પણ ગૂજરાત તરફના ગાંધીઓ વડના પાંદડાઓ ઉપર લખાણ પોતાણું અને હિસાબ કરે છે. આ ઠેકાણે એક વાત યાદ આવે છે કે, આજના આવા સુગમ અને સુધરેલા જમાનામાં પણ સુરતના એક ગાંધીએ ત્યાંના એક પત્ર ઉપર (ગૂજરાત મિત્ર) પચીશ વર્ષની વાત ઉપર એક જાહેરખબર છપાવા મોકલી હતી; તે વડના પાંદડાં ઉપર લખી મોકલી હતી! મહમદ પેગંબરનું કોરાન, તેના ચેલાઓએ પેહેલવેહેલું તાડના પાંદડાં ઉપર, અને મેંઢાંના ખભાં આગળના હાડકાં ઉપર લખેલું હતું, અને તેવણુની એક બાયડીએ તેને એક ગામઠી પેટીમાં રાખ્યું હતું. તાનજોરમાં અને હિંદુસ્થાનના બીજા ભાગોમાં "પાલમાઇરા" નાં પાંદડાં લખવાનાં કામમાં હજુ વપરાય છે. તેની ઉપર તેઓ લોઢાંની સ્ટીલ યા કલમ વડે કોરે છે, અને ત્યાંના દેશીઓ એટલા તો બાહોશ છે, કે જે પણ કાંઇ બોલવામાં આવે તે સીલસીલાટ કાગળની માફક ચરાચર લખી જાય છે! વળી સીલોનના લોકો લખવામાં બહુધા ખજુરીનાં છતીયાનો ઉપયોગ કરે છે, પણ મૂખ્યેત્વેકરીને તો 'તેલીપોત' નામના ઝાડના પાંદડાને છુટથી લખવામાં વાપરે છે! વળી એક જાતની છાલના કાગળો બનાવીને તેનો પણ ઉપયોગ કરે છે. એ રીત ત્યાં આગલા જમાનાથીજ પ્રસરેલી છે. તેલીપોટનાં પાંદડાં જે ઘણાંજ મોટાં

આવે છે, તેમાંથી તેઓ ૧ ફુટથી અર્ધા ફુટ જેટલી લાંબી અને ૨ ઇંચ જેટલી પોહોળી પટીયો કાપી કાઢે છે. આ પટીઓ સુંવાળી હોય છે, અને તે ઉપર જે આંટણ જેવાં હોય છે તે છરી વડે સાફ કરે છે, અને તેની સાથે કાંઇ પણ મેળવણી કર્યા વગર તેને લખવાના ઉપયોગમાં લે છે.

દાયોદોરસ સીકયુલશ નામનો પંડિત ખાતરીથી જણાવે છે કે, અસલી ઇરાનીઓ પોતાના સઘળા લેખપોટ ચાંમડીઓ, ગાંમડાંઓ વગેરે ઉપર કરતા હતા, અને હીરોદોતસ ( જે ક્રિસ્ચયન સનેની ૫૫૦ વર્ષ કરતાં વધારે આગલનો થઇ ગયો છે ) એવું કહે છે કે બકરાંના ચાંમડાઓ અને મેઢાંની ચાંમડીઓનો તો અસલી ઍઓન્યનો લખવામાં સારી રીતે ઉપયોગ કરતા હતા. મી૦ ઇલ્સ નાગનો લખનાર ઘણીજ ખાત્રીથી જણાવે છે, કે મોઝીઝને હાથનો લખેલો કાયદા–કોઠો પણ તૈયાર કેળવેલાં ચાંમડાંઓ ઉપરજ છે ! ! આ વળી નવાઇ જેવી વાત છે કે ઇ. સ. ૧૮૦૬ માં ડૉકટર કર્લૉદીઅસ બુકેનને, હિંદુસ્થાનના મલાયાની મધ્યે કાળા યાહુદીઓનાં એક દેવળમાં ઘણાંજ આગલા કાળનો હાથનો લખેલો રૂકો મેળવ્યો; તેનો આગલો ભાગ જે હિબ્રુ–ધર્મ–શાસ્ત્રમાંનો હતો, તે ઘણાંજ રાતા રંગેલાં ગેટાંનાં ચાંમડાં ઉપર લખેલો હતો, અને કાણુસના યાહુદીઓ, જેઓ દર વર્ષે ચીન દેશના મધ્ય ભાગમાં મુસાફરી કરવા જાય છે, તેઓએ કેટલાંક મંદીરોમાં ધર્મના કાયદાઓને ચાંમડાંનાં રૂકા સાથે વિંટાળેલા જોયા. વળી તે પણ સાફ દોપીસ્તાં ઉપર તો નહીજ, પરંતુ રાતાં રંગેલાં ગેટાંનાં ચાંમડાંઓ ઉપર જોયાં હતાં ! ! એ ઉપરથી સિદ્ધ થાય છે કે કાગળને ઠેકાંણે ચાંમડાનો ઉપયોગ આગલ ઓહોળો ફેલાયલો હશે.

જ્યારે ફ્રેન્કો–જરમન લડાઇ થઇ ત્યારે ફ્રેન્ચોએ પોતાના સંદેશા કબુતરોનાં પીછની નળીઓમાં ઘાલી કબુતરોને ઉડાવી સ્વવતન મોકલ્યાં હતાં; ત્યાં એક સુક્ષ્મદર્શક યંત્રથી ખાસ રૂઢી પ્રમાણે તે લખાંણ ઉકેળવામાં આવતું, અને જોઇતો વેહવાર શાંત્તિથી ચાલતો હતો. એ રીત સંદેશા લખવામાં પાછળથી તો સાધારણ થઇ પડી, અને હબુશાઇની ચહડાઇ વેળા પણ તેનો ઉપયોગ થયો હતો.

રેવરંડ મી૦ તૌનલે ( જેના " બાઇબ્લીકલ લીતરેચર " નામનાં સર્વોત્તમ પુસ્તક ઉપરથી આજની બાબદનો ઘણોક ભાગ લીધો છે ) કહે છે કે *Pentateuch* નામના ધર્મ–શાસ્ત્રની ૭ નકલો, જે હાલમાં સઘળી ઇંગ્લાંડમાં જણાઇ છે—યાહુદીઓના કબજામાંની બાદ કરતાં—

તેમાંની પાંચ ચાંગડાં ઉપર છે, અને બીજીઓ દોરીસ્તાં ઉપર છે. આમાની એક, મેનચેસ્તર મધેની કોલેજીએટ લાયબ્રેરીમા હજુ છે; જેનો મુકાબલો કરવામાંજ આવ્યો નથી. તે ભુરી આફ્રીકન ચાંમડીઓ ઉપર લખેલી છે; અને તેની લંબાઇ ૧૦૬ ફીટ અને આશરે ૨૦ ઇંચ પોહોળાઇ છે. હરફો કાળા છે, અને ઘણી જતનથી સાચવી રાખેલી છે. અને આખાં પુસ્તકમાં અનુસ્વાર, ભાર મુંકવાના ચિન્હો, કે મારજીન કાંઇ નથી !!

ફારશી શાયર શેખ સાદીએ એક નવી રીત દાખલ કરી હતી. શહેરના એક સામાન્ય જાએજરૂર ( આગળ તો મોહોલ્લાઓમાં મોટાં હમામખાનાની સાથે જાજરૂઓ રાખતા હતા, જેમાં અદના લોકો હાજતે જતાં હતાં ) માં પોતે કોયલા વડે એક બેત લખ્યો. જ્યારે બીજા શાયરે તે વાંચ્યો ત્યારે તેણે તેનો જવાબ નીચે લખ્યો. સાદીએ બેતમાંજ તેનો પ્રત્યુત્તર લખ્યો. એમ કરતાં એક ચોપડી ભરાય એટલા નવા નવા બેતો થયા, ત્યારે નવેસરથી ચુનો ધોળાવી લખવાનુ શરૂ કર્યુ. તેમાં છેવટે સાદી સાહેબ લખી જાય છે કે, " ખુદરતી હાજતના જેવા ફુરસદના વખ્તમાં મગજશક્તિ નાચવાનું શરૂ કરે છે, કેમકે ત્યાં તે તાજી થાય છે. " એ રીત શીરાજમા ચાલી હતી. ત્યાર બાદ હિંદુસ્થાનમાં એવીજ લખવાની રીત ઘણુંક સુધી ચાલી હતી.

ઉપર જણાવેલી હકીકત કરતાં વધારે નવાઇભરેલું તો એ છે કે, માછલીની ચાંમડીઓ પણ લખવાનાં કામમાં કાગળ લેખે ઘણી વાર વપરાતી હતી; અને ઝોનોરસ નામનો ગદ્યકર્તા એવું વર્ણન કરે છે કે, હોમરની ઇલ્યદ અને ઓદેસી તો સાંપનાં આંતરડાંઓ ઉપર શોનેરી હરફે લખવામાં આવી હતી. અને તેનો વીટો ૧૦૦ ફીટ લાબો હતો !!! આ નવાઇભર્યુ પુસ્તક, કોનસ્ટેન્ટીનોપલની ઘણીજ ભયાનક આગ વેળા ૫ મી સદીમાં બળી ભસ્મ થયુ હતુ; જે આગે આખાં શેહેરનો નાશ કર્યો, અને ૨૦૦૦૦ દફતરો સાથની ઉમદા લાયબ્રેરી બળી ગઇ. મી જૉબના વખ્તમાં અને છેક પાછલા વખ્તમાં તો સીસાં ઉપર લખાણો કરવાની રીત હતી. મૉન્ટફૉકન આપણી ખાત્રી કરે છે કે ઇ૦ સ૦ ૧૬૯૯ માં તેણે રોમ ખાતે એક કેતાબ ખરીદી, તે આખી સીસાંની બનાવેલી હતી, અને તે આશરે ૪ ઇંચ લાંબી, અને ૩ ઇંચ પોહોળી કેતાબ હતી ! તે ચોપડીના બે પુઠાંજ માત્ર સીસાંના હતાં એમ નથી, પણ તેના છએ છ પાનાં; તે પાનાને સાથે પકડી રાખવાને એક નાની સળી ઘાલી હતી તે, તેના

મીજાગરાં, અને ખીલા એ સઘળું સીસાંનુંજ હતું ! તેમાં ઇજીપશ્યનોના આકારો અને અધરૂ લખાણ હતુ. વળી "*Works and Days of Hesiod*" નામની કેતાબ, પણ સીસાં ઉપરજ લખવામાં આવી હતી; જે ઘણીજ સંભાળથી "ટેમ્પલ આવ ધી મ્યુઝીઝ" માં સાચવી રાખવામાં આવી છે જ્યારે તે પૅાસેન્યાસને બતાવવામાં આવી, ત્યારે મુદ્દતોથી તે સઘળી ઘસાઇને ખવાઇ ગયલી જણાઇ હતી.

લખાણમાં ગુપ્ત સંકેતની લીપીની શોધ થવા પહેલાં, જો પુરાતન કાળના લોકોને ભેદમા લખાણ કરવાની જરૂર પડતી, તો તે તરેહવાર કળાઓથી કરવામાં આવતા. સાઇરસને તેના કાકાની સામે પ્રપંચ રમવા સારૂ, તેને ઉશ્કેરવાની હારપેગસની જ્યારે ઇચ્છા થઇ, ત્યારે તેણે પોતાના સંદેશા કપડાં ઉપર લખીને એક સસલાંના પેટમાં ભરીને મોકલ્યા હતા ! એ રીત પાછળથી લખવાના હુન્નરનો એક પ્રકાર હોય તેવી થઇ ગઇ. વળી અસલમાં એવી પણ રીત હતી, કે લાકડાંના કકડા અથવા તકતાઓ ઉપર લખાણો કરવામાં સુગમ પડતું હતું. પ્લીની જેવો નામાંકિત કથા લખનાર કહે છે કે, હોમર કવિના વખ્તની આગમચ ટેબલ ઉપર રાખવાની લાકડાંની ચોપડીઓ તો જાબજા વપરાતી હતી ! તે લકડ-કેતાબના પુઠાં તેમજ પાનાં સઘળાંજ લાકડાંનાં રાખતા ! લાકડાંના પાટીયાંઓ ઉપર ધુળ નાંખી હાથની આંગળી વડે હરફો પાડીને તો આપણી એક બે પેહેડી આગમચના સાહેબો લખતા હતા; જેવી પાટીઓ અદ્યાપિ હૈયાત છે. એવી લખવાની રીત ઉપરથી સાધારણ કહેવત પડી છે કે "પાટીયાંપર ધુળધુલ નાંખેલી કે ?" કાગળની શોધ થઇ તે આગમચ લાકડાંનાં પાટીયાં અથવા વાંસના કકડાઓ ઉપર ચીનાઓ લખાણ કરતા હતા; અને ઑક્ષફર્ડની સ્લૉએન્યન લાઇબ્રેરીમાં 'કયુફીક' અથવા અસલી એરેબ્બીક લખાણોના નમુના હજુ છે, તે પાંટીયાંઓ ઉપર લખેલા છે, અને તેની લંબાઇ આશરે ૨ ફીટ અને જાડાઇ ૬ ઇંચિની છે.

સ્પાર્ટાનો રાજા દેમોરેતસ જ્યારે સ્પૅનીશ કોર્ટમાં પનાહગીર થઇ પડયો હતો, ત્યારે એક લાકડાંનાં પાટીયાંની ઉપર ભેદમાં લખાણ કોરાવી તે કોરેલા હરફોને મીણથી પુરી દઇ, પોતાની રૈયતને વાકેફ કરવા સારૂ દરબારી મેહેલ આગળ આવેલી નદિમાં નાંખ્યું હતું, જ્યાંથી તેના દેશીઓને હાથ આવ્યું હતુ. આ ખબર ઉપરથી, તવારીખમાં જણાવ્યા પ્રમાણે ઝર્કસીસના સંખ્યાબંધ લશ્કર સામે સરફરાજી

મેળવવાને ગ્રીકો તૈયાર થયા હતી ! આ ખબર માટે એમ પણ કહે છે કે, કેટલાક દુતોનાં શરીર ઉપર લખી મોકલેલા સંદેશાથી કામ પાર પડયું હતું. વડોદરામાં મનૂજી જેવો રાજા જે અનારસ હતો, તેણે વડોદરાના મોટા અર્કોને દૌલતોને પોતાના તુમાખથી જ્યારે કેદ કર્યો હતા, ત્યારે નવસારીના એક પારશી લાકડિયાએ પોતાની પીઠ ઉપર નવસારીવાળા દેશાઇના સંદેશા લખાવી લઇને યોગ્ય ઠેકાણે પોહોંચાડયા હતા. પીઠ પર પેગામ લખવાની, જોડાની અંદર સંદેશા લઇ જવાની, અને માથાં ઉપર લખાણો કરાવાની રીતો હિંદુસ્થાનમાં ઘણી ગમ પ્રસરેલી હતી

અસલના બ્રીટનોમાં અસલી રૂઢી પ્રમાણે ન્હાની લાકડીઓ ઉપર છરીથી લખવામાં આવતું હતું. તે ઘણુંકરીને ચોરસ અથવા ત્રિકોણ રાખતા હતા. એવી રીતે એક લાકડી ૩ કિંવા ૪ લિટિઓ ધરાવતી હતી એવી એવી કેટલીક સોટીઓને સાથે કરીને વંચાય એવી ફ્રેમ બનાવતા, જેને *Peithyen* અથવા *Elucidator* કરી કહેતા હતા. અને તેની રચના એવી રીતે કરેલી. કે વાંચનાર પોતાની સગવડ માફક વાંચતી વેળાએ જેમ ગમે તેમ દરેક સોટીને કાગળ માફક ફેરવી શકતો.

બીશપ નીકલસન પોતાની "ઇંગ્લીશ હિસ્તોરીકલ લાઇબ્રેરી" નામની કેતાબમાં કહે છે, કે ડેન્સ લોકો પોતાના લેખપોટો મોટા પથ્થરો અથવા તેના ટુકડાઓ ઉપર લખી રાખતા; અને લખાંણનો સઘળો વ્હેવાર કાગળની માફક પથ્થરો ઉપર ચલાવતા એ પથ્થરો ઉપર પોતાને ગમતી તરેહતાલથી કોરતા. વળી જે ઘણી અગત્યની બાબદ નહીં; યાને કાગળો, પંચાંગો વિગેરે, તે લાકડાં ઉપર કોરવામાં આવતાં; અને ડેન્માર્કમા બીચનું લાકડું ઘણુંજ પાકતુ હોવાથી (જોકે ફર અને ઓકના લાકડાં સ્વીડન અને નોરવેમાં બહુ પાકે છે) લખવાના કામોમાં તેજ વપરાય છે; અને તે જાતના લાકડાને તેઓ પોતાની ભાષામાં *Bog* કહે છે; તે ઉપરથી *Book* શબ્દ નીકળેલો છે. જે ગરીબ વર્ગના હોય છે, તેઓ ઝાડની છાલ વાપરે છે; અને રેનડીઅર તથા સાબરના શિંગડાં સાફ પૉલીશ કરીને કેટલાંક પાનાઓની ચોપડી બનાવે છે ! ! તેઓના ઘણાં પંચાગો, જાનવરો તથા માછલાંનાં હાડકાં ઉપર છે; પણ કપડાંઓ, ધાટો, ટોપીસ્તાંઓ, અને કાગળો ઉપર જે લેખો થયા છે, તે છેક પાછળથી થયા છે.

લી સ્ટોર ગ્યુઇલેત એવું બતાવે છે કે, છુપાં લખાંણો લખવાની રૂઢી શોધનારા પેહેલવેહેલા સ્પાર્ટનો હતા, અને સ્કીતેલી તેમના મૂળ તત્વો ગણાયાં છે. પ્લુતાર્કના કહેવા પ્રમાણે તેનો ઉપયોગ એ પ્રમાણે હતો કે, જ્યારે ગ્રીશીઅન મેજીસ્ત્રેટો દરીયાઇ સરદારને અથવા જેનરલ-ને જ્યાં પણ મોકલતા, ત્યાં નળાના આકારની એક લાકડાંની પોકળ ભુંગળી આપતા; જેના જેવી આબેહુબ સમતોલ ભુંગળી પોતાની પાસે રાખતા. પછી જો લડાઇમાં ગયા બાદ છુપી બાતમીઓ ચલાવવાની અગત્ય જણાય, તો એક ચર્મપત્ર લઇ તેની ઉપર સ્ક્રુના આકારમાં તેને વિંટાળતા. પછી તે પત્રની કિનારીઓ ઉપર જે લખવાનું હોય તે લખતા ત્યાર બાદ તે સાકડી પટીને પાછી ઉપાડી લઇ લડાઇમા સ-રદારો ઉપર મોકલતા, ત્યાં તેઓ એક સરખી જાડી ભુગળી, જે આગળથી લઇ રાખેલી હોય છે, તેના ઉપર સ્ક્રુના આકારમાં પાછી વિટાળતા; જેથી જે હરફો ખોળાઇ ગયા હોય તે આબાદ મળી જતા અને સાફ વંચાઇ શકાતું. એવી રીતે લખાણ પોંહુચાડવાની રીતિઓ ધમધોકાર આજે પણ રૂશ્યનોમાં ચાલે છે.

સેવીઅનો પોતાના વિચારો, આકારો કાપીને અથવા દેખડાવીને જાહેર કરે છે; તેમજ લાકડાંના ન્હાના કડકાઓ ઉપર પાડેલી જાત જાતની લીટિઓ ઉપરથી લખાણનો વેહેવાર ચલાવે છે; અને ચોલસ ગેલ્યસ કહે છે, કે સોલનના અસલી કાયદાઓ તો ( જે એથેન્સ ખાતે રાખવામાં આવ્યા છે. ) લાકડાંના ટુકડા ઉપર લખેલા છે. આ કકડા ચોખ ડ હોવાથી જે કોઇ વાંચનાર જે બાજુએથી વાંચે તેને દરેક બાજુના જેવીજ બાબદો વાંચવાની મળે ! ૪૮૫ નાં વર્ષમાં ઝેનો બાદશાહની શાહનશાત વખ્તે સેંટ બારનેબસની લાસ સેલેમીસ ખાતેથી હાથ લાગી હતી, જેની સાથે સેંટ મેથ્યુનું ગૉસ્પલ, હિબ્રુમાં લખેલું લાસની છાતી ઉપરથી મળી આવ્યુ હતુ, જે તેણે પોતાને હાથે લખ્યું હતું. તેના પાનાં લાકડાંના હતા. તે લાકડુ ઘણું સુગંધીદાર અને મોઘું હતું. આવી જાતના તકતાઓ ઉપર ઘણુંકરીને મીણનાં પડ કરી લીધેલાં હોય છે; કેટલીકવાર ચાક અથવા પ્લાસ્તરના ટાકણુ કરેલાં હોય છે; જેની ઉપર સુઇયાઓ વડે લખેલું હોય છે. મીણના તકતાઓ પણ ઘણાજ પાછળના જમાનામાં વપરાતા હતા. ફ્રાન્સના રાજકુટુંબમાં ઘણા વિશાળ અને સાચા લેખો ( ૧૩ મી અને ૧૪ મી, સદીના ) જે મીણના તકતાઓ ઉપર લખાયલા હતા, તે હજુ

હૈયાત છે ફ્રાન્સના ધર્મનાં મકાંનોમાં થોડોવાર જાહેરમાં મુકવાને અર્થે તે રાખેલા છે; અને મથોની તવારીખો વગેરે તે ઉપરથી સિદ્ધ કરવામાં આવે છે. હિંદુસ્થાનમાં પૃથ્વિરાજના વખ્તમાં ખાનગી અને મહત્વના સંદેશા તલવારોની સપાટી ઉપર લખવામાં આવતા હતા, અને લડાઇના મેદાંનમાથી જે સિપાહ એવી શમશેર સહી સલામત લાવતો તેને "બાઝી" કહેતા હતા. વિનચેસ્ટર કૉલેજમાં ૧૩૯૫નાં શાલમા હિસાબના ચોપડામાં જૂદા જૂદા ધણીઓની બાબદો લખી રાખવાને સારૂ રાખેલા તકતાને લીલી મીણથી ઢાંકણ કરવાનો ખરચ લખેલો છે; એટલુંજ નહીં પણ ઇ૦ સ૦ ૧૭૧૮ સૂધી તો ફ્રાન્સમાં કૉલેજને લગતી બાબતો,અવશ્યકરીને રૂઆન શેહેરના દેવળ સંબધીના પ્રકરણો, સારૂ ઉપર જેવા મીણના તકતાઓને લખવાના કાગળ દાખલ કામમા લીધેલા છે. એ ઉપરથી જણાય છે કે મીણ ઉપર પણ આગળ બહુ લખાણ ચાલ્યું છે.

સીલોનમાં ધરેનાં ખત વટીક હાથીઓના ચાંમડાંઓ ઉપર થયલાં હજુ જણાય છે. એટલુંજ નહી પણ ગજરાજના દંતુશળ તો ખાસ પરવાનાઓમાં ત્યાં વપરાયા છે. સીઆમમાં પણ ઘણી ગમ હાથીના અથવા ભેસના ચાંમડાઓ લખવામાં વાપર્યા છે. સ્પેનમાં તેમજ ફ્રાન્સમાં મીણના ટુકડાઓ અથવા ટેબલો ઘણીવાર સ્લેત (*Slate*) ના બનાવેલાં હતાં, અને તેનો આકાર ઉચકી લઇ જવાય એવી કેતાબોના જેવો કરેલો હતો.

એરીસ્ટોટલના વખ્તમાં ભેટી લખાણોની રૂઢી ઘણી સુધરેલી હબ ઉપર મુકાઇ હતી, અને એનીસને માટે કહે છે કે, તેણે છુપાં લખાણોની તરેહવાર યુક્તિઓ શોધી કાટી હતી. દાડમોની છાલ ઉપર—છોના બનાવેલા સપાટ કકડાઓ ઉપર—સુસવ્રાટના કાંટાઓ ઉપર—માટીનાં વાસણો ઉપર–વિગેરે તરેહવાર વસ્તુઓ ઉપર લખાણો કરવાનું શોધી કાટયું હતું. એતીદી દફતો નામના બરમીસ કારિગરે જ્યારે ઘાસને એકઠું કરી તેની ઉપર લખાણ કરવાની રૂઢી ચાલુ કરી ત્યારે તે એમ બોલ્યો હતો કે, "એથી પણ સગવડ ભરી બીજી વસ્તુ હવે શું નીકળશે, કે જે આ કલમનો ભાર ઝીલશે!" અર્થાત છેલ્લામાં છેલ્લી અને સવડ રીત તેજ છે! પરંતુ તેને થોડીજ ખબર હતી કે, તે તો ૯ મી સદી હતી, અને આ ૧૯ મી સદીમાં કેમ કેમ અને કેવું કેવું બનાવામા આવશે! પણ ૧૯ મી સદીના કારીગરોએ કાગળની બનાવટથી

ઉપલા હદ્દનો મ્રાફક વિચાર કરવો નહિ. કેમકે કાગળથી પણ ઉત્તમ જીનસ હવે પછી શોધી કાઢવામા આવશેજ.

રોમનોમાં એક એવો કાયદો હતો કે સભાના હુકમો વગેરે હાથીદાંતનાં કાગળો ઉપરજ લખવા. જેથી તેને *Libri Elephanti* કહેતા હતા. ઝાડોની છાલો તો આખી દુન્યામા, અને ખસુસ કરીને હિંદમા જાજ્જા વપરાય છે

સંદેશા લખવાની એક ઘણીજ નવી રીત જ્યાંજ્યામાં ચાલતી હતી. તેઓ જે મુલકમા સપડાયા હોય તે મુલકમાથી પોતાના વતન તરફ ફુંકાતા પવનનો પ્રસંગ જોઇ, કનકવા જેવું ઈંડાના આકારનું ફેફસાં જેવું કાંઇ હલકું "સાઝ" ચઢાવી, તે ઉપર તેઓ પોતાની વિપત્તિઓ લખી દેતા. તે "સાઝ" જ્યારે અતિઘણી ઉચાઇએ ચઢે, કે હાથમાં રાખેલી દોરી પવનના સુમાર ઉપર છોડી મુકે; અને પેલું ધારેલુ ફેફસું આબાદ પોતાના મુલકના છેટાંમાંજ જઇ પડે! એકવાર એક ગ્રીશ્યન સરદાર સારસીઝ, પોતાના દુશ્મનના હાથ ઉપર સપડાઇ ગયલો હોવાથી, જ્યારે તેને છાવણીમાં લઇ જતા હતા, ત્યારે પોતાની કનેની કટારી કાઢી નખો વડે તે ઉપર ત્રેડીજાઇસ રાજાની મોહોર પાડી, તે કટારને ગ્રીક ચોગડાના જેવી નિશાન કાઢી રસ્તે નાખી જ્યારે તેના સાથીઓ ખોળ કરતા આવ્યા ત્યારે માલમ પડયું કે, દુશ્મનના માત્ર ચાર સખ્શોએજ તેને સપડાવેલો છે. આ ઉપરથી વેહેલા તેઓ પૂઠે પડયા, અને અધવચમાંજ તેમને પકડી પાડી સરદારને ઉગાર્યો.

અસલના ગ્રીક, રોમનો, અને ઇજીપશ્યનોમાં તો ચિત્ર કોરીનેજ લખાણની મતલબ સમજાવવામાં આવતી. ઘણીક ગમ સોના, રૂપાં, ત્રાંબા,પિત્તળ વગેરેનો કાગળ પેઠે ઉપયોગ થાય છે; ત્યારે વળી ઈંતિરડી, પાંદડાં, લાકડા, અને છાલનો,તથા પથ્થરનો ઉપયોગ પણ ઘણી ગમ એબાક ચાલે છે. કાગળની શોધ પેહેલા એવી રીતિઓ ઘણી ચાલતી હતી. કોરીના કાચો ઉપર કોરેલાં લખાણો પણ હાલમા ઈંગ્લાંડના મ્યુઝયમમા જણાય છે.

એ પ્રમાણે લખવાના હુન્નરનો ટુંક ઇતિહાસ આ ગ્રંજના દીબાચા રૂપે બસ થશે.

આ ગ્રંથ રચવા પેહેલાં "કાવ્ય રસ" એ વિષય, નવસારી જ્ઞાન પ્રસારક મંડળી તરફથી માગ શુભેચ્છક મિત્ર મરહુમ મહા વિદ્વાન રા. બા. હરિલાલ હર્ષદરાય ધ્રુવના પ્રમુખપણાં હેઠળ ભાપણ

રૂપે હમે રજુ કર્યો હતો. તેનો પેહલો અવતાર બાલ્યાવસ્થામાંજ પૂર્ણ થવા પછી "માસિક મજાહ" નામના પ્રખ્યાત માહવારિમાં તેનો કંઇક થોડોક ભાગ પ્રગટ થયો; અને તરૂણાવસ્થામાંજ તેનો બીજો અવતાર લય પામ્યો. પછી સાંવસંપૂર્ણ ગ્રંથ અભડાઇ ઉપર સુઇ રહેલો હતો. પરંતુ ઇશ્વર કૃપાથી તેનો ઉદ્ધાર કરનારો એક સાહિત્યોત્તેજક દોસ્ત મળી આવ્યાથી, તેણે આ ત્રીજા અવતારે વૃદ્ધાવસ્થામાં જન્મ લીધો છે. જે પરમમિત્રની હિંમત ઉપર હું "તવારીખે નવસારી" પ્રસિદ્ધ કરી શકયો, તેજ પરમસ્નેહિ **એરવદ સાહેબ રૂશતમજી બેજનજી રાનજી** જેવા પરમાર્થિ પુરૂષનાં હોંપ, ઉત્સાહ, અને ઉત્તેજનને આ ગંજ પણ આભારી છે. એક ગ્રંથ રચવો જેટલો કઠણ છે, તેના કરતાં એવડો કઠણ ભાગ, તેનો પ્રગટ થવા પછીનો સંસ્કાર છે. અને તે સર્વ પરિશ્રમ લેવા માટે હું મારા મિત્ર મોસુફનો જેટલો ઉપકાર માનું એટલો ઓછોજ ગણાશે.

આ ગ્રંથ રચવામાં પણ મારી બુદ્ધિ કરતાં પારકાઓની બુદ્ધિથી ખરી પડેલાં ફુલોનો મેં તો માત્ર ગંજ યાને ઢગલો ભેગો કરેલો છે. તેમાં પણ મેસર્સ ફુકા, ઝવેરી, શેપર્ડ, નર્મદાશંકર, વીલ્યમડૉબસન, દુરબીન, આદિના પુસ્તકો જેવાં આશરે ૩૦૦ ઉમદા પુસ્તકોના, તથા જૂદા જૂદા લગભગ ૪૦૦ લેખકો અને કવિઓના આધાર લીધેલા છે. એ સર્વનો હું ઉપકાર માનું છું. આ પુસ્તકમાં પેટા અલંકારો સહ ૨૦૦ ઉપરાંત અલંકારો ભેગા કર્યા છે, અને તેના યથાયોગ્ય દ્રષ્ટાંતો ગૂજરાતી–ફારશી–અંગ્રેજી–સંસ્કૃત–હિંદુસ્થાની–એરેબ્બીક–ઉરદુ–મરાઠી–લેટીન–જંદ અવસ્તા– વગેરે ભાષાઓમાંથી જે ઉત્તમ મળી આવ્યાં તે ટપકાવી લીધેલાં છે. જે કેટલાક અલંકારો ફારશીમાં છે તે અંગ્રેજીમાં નથી, અને અંગ્રેજીમાં છે તે બીજી ભાષાઓમાં નથી. કોઇમાં અલંકાર ૩૦ જણાવ્યા છે, તો કોઇમાં ૪૦ જણાવ્યા છે, કિંતુ આ ગ્રંથમાં તે સર્વને એકરસ કરી અલંકારનો સંગ્રહ ૨૦૦ ઉપરાંતનો ભેગો કર્યો છે. જેમણે વાંચવું એ કામ બહુ કંટાળો ઉપજાવનારૂં છે, તેમને તો પેલા મીઆંભાઇવાળાં રામાયણ જેવુંજ આ પુસ્તક જણાવાનું. એક બુવા એક ગામમાં રામાયણમાંથી કથા સમજાવતા હતા. હિંદુઓ ભેગા એક મુશલમીન ભાઇબંધ પણ દર રાતે તે હરદાસની કથા સાંભળવા જતા હતા. મીઆભાઇને પરધર્મનું પુરાણ, પીંજન જેવું લાગવાથી કથામાં જવાનું માંડી વાળ્યું. દુસરા મીઆંજીએ પ્રશ્ન કર્યું

કે આટલા દહાડા કથા સમજી આવ્યા તેમાં એટલું બધું શું શું આવ્યું તે કહો. મીઆજીએ ટુકમાંજ પટાવ્યું કે,

" એક થા રામ, ઓર એક થા રાવણા;
ઉન્ને લીઇ ઇનકી જોરૂ, ઇન્ને લીઆ ઉનકા ગાંવરા;
એ સાલા સબ રેંટ રેંટ રેંટ કરકે રામાયન બનાયા !"

એટલે રાવણે રામની બૈરી લઇ લીધી. ને રામે રાવણનું ગામડું લઇ લીધું, એટલી વાતને પીજી પીજીને આવું મોટું રામાયણ બનાવી કાઢયું ! તેમ અલંકાર સમજાવાની આટલી એક વાત, તેનું આવું મોટું ગંજે શાયરાન બનાવી દીધું ! એમ પણ અલબત્ત લાગશે, પરંતુ એટલુંજ માંગું છું કે, આ ગંજમાં ખામી ખોડ પુષ્કળ હશે તે દરગુજર કરી, સમુદ્ર જેમ કચરો હોય તે કીનારે કાઢી નાંખી મોતી હોય તેને પોતાના પેટમાં રાખી મુકે છે, તેમ જે કુચો જણાય તે થુકી નાંખી, ગળ્યું જણાય તે હજમ કરવાથી, ઘણી નહી તો થોડી પણ શક્તિ આવશે; માત્ર પાચન કરવાની શક્તિ જોઇશે.

" સિંહણ કેરૂં દુધ જે સિંહણ સુતને તેહ જરે,
કનક પાત્ર પાંખે સહુ ધાતુ ફોડીને નીસરે."

કહે છે કે સિંહણનું દુધ સિંહણના બચ્ચાંનેજ હજમ થાય. તે દુધ સિંહણના બચ્ચાં શિવાય બીજું કોઇ પીએ તો તેને જરતું નથી. તે એટલે સુધી કહે છે, કે જો તે દુધને સોનાના કટોરામાં રાખો તોજ રહી શકે, મગર સોના શિવાયની બીજી કોઇ પણ ધાતુના વાસણમાં ભરો, તો તે વાસણને ફાડી નાંખીને બધું દુધ બહાર ઘોળાઇ જઇ રસ્તો લેશે. તેજ માફક જ્ઞાનનું દુધ સોનાના યાને અક્કલ લેવા લાયક પ્રાત્ર કાન જેના હશે તેવાજ કાનમાં ભરવાથી તે જ્ઞાન–દુધ રહી શકશે, મગર કુપાત્ર કાન જેના હશે તેવા કાનને તો ફોડી નાંખીને બોજા કાનને રસ્તેથી એ જ્ઞાન–દુધ ઘોળાઇ જઇ બહાર નીકળી જશે.

એવીજ જાતનો પોતાના જમાનાને અનુકુળ પડતો એક સંગ્રહ જુદાંજ ધોરણ ઉપર ભેગો કરવાનો શોખ મારા મરહુમ પીતામહ દેશાઇજી શ્રી બરજોરજી નવરોજજીને હતો. અને તે શોખ મારામાં ઉતરવાથી મેં અમુક ક્રમ બાંધી અલંકાર શાસ્ત્રના નિયમ ઉપર આ ગંજ ભેગો કર્યો છે. એ ગંજ જેમ તેમ કરીને પણ **એકજવાર**

" સમાપ્ત " સૂધી વાંચી જવાનો પરિશ્રમ લેવામાં આવશે એટલેજ મારી મેહેનતનો બદલો વળી રહેશે. આ ગ્રંથને આશ્રય દેનારા મારા દેશ પરદેશના વ્હાલા શુભેચ્છકોનો અને મેહેરબાન ગ્રાહકોનો હું સાતઃકરણે પ્રેમપૂર્વક ઓશીકણ થયો છું. આ ગંજ વિષે કાઠીઆવાડના કવિ ગૌરીશંકર ગોવિંદજીએ બે બોલમાંજ નીચે મુજબ અભિપ્રાય આપ્યો છેઃ—

## દોહો.

કવિ પંડિત મત સરસ હે, સુ નિત સુધંધી પંથ;
સુજ્ઞ રસીક સોરાબકો, કંજ કાવ્ય રસ ગ્રંથ.

નવસારી
તા. ૨૬ નવેમ્બર ૧૯૦૦ } શો૦ મ૦ દેશાઇ.

# સાંકળિયું.


| અલંકાર. | પૃષ્ઠ. |
|---|---|
| દ્રષ્ટાંતરૂપાલંકાર ( *Allegory* ) | ૩ |
| અનુપ્રાસિકાલંકાર ( *Alliteration* ) | ૫ |
| વર્ણાલંકાર—વર્ણાનુપ્રાસ | ૫ |
| નિસારાલંકાર ( *Anticlimax* ) | ૮ |
| ઉત્તરોત્તર વૃદ્ધિ ( *Climax* ) | ૧૦ |
| સારાલંકાર " | ૧૦ |
| અર્થાવિરૂદ્ધાલંકાર ( *Antithesis* ) | ૧૧ |
| હુદ્દાલંકાર ( *Antonomasia* ) | ૧૩ |
| ચક્ષુપ્રાસ | ૧૫ |
| કર્ણપ્રાસ | ૧૫ |
| અવર્ણલોપાલંકાર ( *Aphæresis* ) | ૧૬ |
| અંત્યવર્ણલોપાલંકાર ( *Apocope* ) | ૧૭ |
| અર્ધ વાક્યાલંકાર ( *Aposiopesis* ) | ૧૮ |
| બાષ્પાલંકાર ( *Apostrophe* ) | ૧૯ |
| સંયોગલોપાલંકાર ( *Asyndeton* ) | ૨૨ |
| લક્ષણાખંડાલંકાર ( *Catachresis* ) | ૨૩ |
| પદન્યુનતાલંકાર ( *Ellipsis* ) | ૨૭ |
| વ્યાકરણવિરૂદ્ધાલંકાર ( *Enallage* ) | ૩૦ |
| વિસ્મયાલંકાર ( *Exclamation* ) | ૩૧ |
| પ્રપુનઃઉચ્ચારણ ( *Epanorthosis* ) | ૩૫ |
| સુસ્વરોચ્ચારણ ( *Euphemism* ) | ૪૧ |
| કથારૂપાલંકાર ( *Fable* ) | ૪૫ |
| વિવર્ણાલંકાર ( *Hypallage* ) | ૪૬ |
| અદર્શનાલંકાર ( *Elision* ) | ૪૮ |
| શબ્દાંતરાલંકાર ( *Hyperbaton* ) | ૪૮ |
| અતિશયોક્તિકા ( *Hyperbole* ) | ૫૩ |
| અતિશયોક્તિસહકારી | ૬૦ |
| સંભવિકાતિશયોક્તિ | ૬૨ |
| અસંભવાલંકાર | ૬૩ |
| રૂપકાતિશયોક્તિ | ૬૬ |
| ચપલાતિશયોક્તિ | ૬૬ |
| અસંબંધાતિશયોક્તિ | ૬૬ |
| અન્યોક્તિકા ( *Irony* ) | ૬૬ |
| વ્યાજ સ્તુતિ " | ૬૬ |
| વ્યાજ નિંદા " | ૬૬ |
| ટકોર " | ૬૬ |
| સુવેષ્યોક્તિકા ( *Litotes* ) | ૭૫ |
| અલ્પાતિશયોક્તિકા ( *Meiosis* ) | ૭૭ |
| ઉત્પ્રેક્ષાલંકાર ( *Metaphor* ) | ૮૨ |
| વર્ણવિપર્યય ( *Metonymy* ) | ૯૨ |
| સત્યાસત્યદીપક ( *Paradox* ) | ૯૮ |
| સમયોની અલંકાર ( *Etimological Verse* ) | ૧૦૫ |
| શ્લેષાલંકાર ( *Pun* ) ( *Paronomasia* ) | ૧૦૮ |

| અલંકાર. | પૃષ્ઠ. |
|---|---|
| અભંગશ્લેષ | ૧૧૧ |
| સભંગશ્લેષ | ૧૧૧ |
| બાહ્યસ્વરૂપી | ૧૧૩ |
| શબ્દાલંકાર | ૧૧૩–૨૫૫ |
| ગુહ્યસ્વરૂપી | ૧૧૩ |
| અર્થાલંકાર | ૧૧૩–૨૫૫ |
| સમ પ્રમાણ શ્લેષ | ૧૧૪ |
| સમોચ્ચારશ્લેષ | ૧૧૫ |
| સભંગસમોચ્ચારશ્લેષ | ૧૧૫ |
| અભંગસમોચ્ચારશ્લેષ | ૧૧૫ |
| તુટકશ્લેષ | ૧૧૫ |
| અંત્યાક્ષરશ્લેષ | ૧૧૬ |
| શ્લેશાદર્શી | ૧૧૬ |
| સમોભાન્યશ્લેષ | ૧૧૮ |
| રૂપાંતરશ્લેષ | ૧૧૮ |
| શબ્દાતિશ્યાલંકાર ( *Pleonasm* ) અથવા ( *Redundancy* ) | ૧૧૯ |
| વાકયાતિશિકા ( *Periphrasis* ) અથવા ( *Chiasmus* ) | ૧૨૬ |
| પુનરૂકિતકા ( *Tautology* ) | ૧૩૧ |
| સ યોગાતિશિકા ( *Polysyndeton* ) | ૧૩૭ |
| ઉપમાનાલંકાર ( *Simile* ) | ૧૪૦ |
| બાધબંધિક ( *Prolepsis* ) | ૧૫૭ |
| નિર્જીવજીવિકા ( *Personification* અથવા *Prosopopœia* ) | ૧૬૧ |
| સજીવારોપણ ” | ૧૬૨ |
| મધ્યાક્ષરલોપાલંકાર ( *Syncope* ) | ૧૭૨ |
| લક્ષણાદિકા ( *Synecdoche* ) | ૧૭૨ |

| અલંકાર. | પૃષ્ઠ. |
|---|---|
| ઐકયોચ્ચારણ ( *Tautophony* ) | ૧૭૯ |
| ઐકયોચ્ચારણ પ્રસિદ્ધ | ૧૭૯ |
| ભાસ્યોકિત ( *Vision* ) | ૧૮૫ |
| કલ્પિવિશેષણ ( *Transferred Epithet* ) | ૧૯૧ |
| વિરૂદ્ધાવિશેષણ ( *Oxymoron* ) | ૧૯૪ |
| મેહેણું ( *Sarcasm* અથવા *Dramatic-irony* ) | ૧૯૮ |
| શબ્દનાદિકા ( *Onomatopeia* ) | ૨૦૭ |
| સૂચકાદિકાલંકાર ( *Allusion* ) | ૨૧૪ |
| ગુપ્તાસ્વરી ( *Elision* ) | ૨૨૫ |
| ચિત્રાકિતકા ( *Shaped—Poems* ) | ૨૨૬ |
| ચિત્ર પલ્લવિ ( *Hieroglyphic* ) | ૨૨૬ |
| નાગપાશપ્રબંધ | ૨૩૭ |
| કમળપ્રબંધ | ૨૩૭ |
| ચોકીપ્રબંધ | ૨૩૭ |
| વૃક્ષપ્રબંધ | ૨૩૭ |
| દ્વિઅર્થિકાલંકાર ( *Double—meaning* ) | ૨૪૧ |
| સમાસોકિત ( *Double—description* ) | ૨૫૨ |
| ગદ્યરૂઢિકા ( *Prose-Poems* ) | ૨૫૭ |
| સવ્યાકૃણા ( *Grammatical—Poems* ) | ૨૬૨ |
| અક્ષરાભાવી ( *Alphabetic—Poems* ) | |

# કાવ્ય રસ.

## યાને

# કાવ્યની લેઝત-ઝમક-અને શાશની.

---

" Thou say'st that Poetry descended is—
From Poverty thou tak'st thy mark amiss.
In spite of weal or woe, or want of help,
It is a kingdom of content itself. "—Taylor.




વ્ય એ પરમેશ્વરની ભાષા છે કાવ્ય એ દેવતાઓની બોલી છે. કાવ્ય એ પીર પેગંબરોની જુબાન છે. કાવ્ય એ પંડીતો અને શીક્ષગુરૂઓની વાચા છે કવિ અને કવિતા, કવિતા અને ગાયન, ગાયન અને ગાયન જોડનારાઓ વિગેરે વિષયો ઉપર ઘણી વિદ્વાન કલમોએ શરેહ કરી છે, પરંતુ આ વિષય જુદાજ હેતુ પર રચ્યોછે. કાવ્ય રસનુ લક્ષણ એવુ કહેલું છે કે वाक्यं रसात्मकं काव्यं= એટલેકે જે વાક્યનો આત્મા અથવા રસ છે તેને કાવ્ય યા કવિતા કહીએ જે વાક્યો અથવા લીટીઓનો અકેકને અનુસરતો રાગ નીકળી શકે, અથવા તાનસુર લઇ શકાય તેજ કાંઇ કવિતા અથવા કાવ્ય રસ નથી એક ચિતારો ઉત્તમમાં ઉત્તમ ચિત્રો ચિતારી બીજાઓના મન ઉપર અસર કરતો હોય, તે ચિત્ર-કવિ છે, અને પેલું ચિત્ર તે કાવ્ય અથવા કવિતા છે. એક ચિકનદોર સરસમાં સરસ ચિકન ભરી પારકા મનને લલચાવતો હોય, તે ચિકનદોર ચિકન-કવિ છે, અને તેનું ભરેલુ ચિકન તે એક જાતનો કાવ્ય રસ છે એક કોતરકામ કરનારો નક્ષીગર જો કવિમા કવિ કોતરકામ કરીને માણસોને છક્ક ક

રી નાંખતો હોય તો તે નક્ષ-કવિછે, અને તેની નકશી એ તેની કવિતા છે તેજ માફક એક કલમકસ પોતાની કલમકસીમા એવાતો ઉમદા અને અસરકારક વિચારો અને તર્કશક્તિ તથા અનુમાનોના નમુના બતાવતો હોય કે ગોયા તેના શબ્દેશબ્દો, ચિતાર જેવા ખુબીવત લાગતા હોય તો તે ભાષા-કવિ અને તેનો કલમનો ચિતાર તે કાવ્ય અથવા કવિતા કહેવાય છે. પ્રતાપરૂદ્ર નામના પુસ્તકમાં કાવ્યનું વ્યાખ્યાણ ( Definition ) નિચે મુજબ છે ——

**गुणालंकारसहितौ शब्दार्थौ दोषवर्जितौ।।**
**गद्यपद्योभयमयं काव्यं काव्यविदो विदुः।।**

એટલેકે—જેમાં શબ્દો અને અર્થો વાધા વગરના છે, અને જેમા શબ્દના અલંકારો તથા અર્થના અલકારો મજાના હોયછે, તેને કાવ્ય કહીએ, પછી ગમે તો તે લખાણ ગદ્ય ( Prose ) હોય, કિવા પદ્ય ( Verse ) હોય.

એવિષય ઉપર આગલ ચાલતા આપણે લંબાણથી શરેહ કરીશું, પણ કાવ્યરસ તે શું છે તે આપણે જાણવુ જોઇએ.

કાવ્ય એટલે ( Poems ) અથવા કવિતા શાસ્ત્ર, અને રસ એટલે Rhetoric-figures અથવા અલકાર અલકાર એટલે આભુપણ અથવા ઘરેણું સ્ત્રી જેમ ઘરેણાંથી શોભે છે, તેમ કાવ્ય અલકારથી શોભે છે. જે પ્રમાણે સ્ત્રીના ઘરેણાં સાકળી, બાગડી, એરીંગ, નથની, વગેરે જૂદાં જૂદા હોય છે, તેજ પ્રમાણે કવિતાના ઘરેણા શબ્દાતિશ્યાલકાર, લક્ષણાલકાર, અનુપ્રાસિકાલંકાર, વગેરે જૂદા જૂદા નામવાલા હોય છે વલી એટલું પણ ધ્યાનમા રાખવાનુ છે. કે સાકળી જેમ ગલામા પેહેરવાનું ઘરેણુ છતાં કાનમા ઘાલો, અથવા બાગડી જેમ હાથમા પેહેરવાનું ઘરેણું છતા નાકમા ઘાલો, અને તે જેવું બેઢપ અને બેડોલ લાગે, તેમ શ્લેષાલકારની જગાએ દ્રષ્ટાતરૂપાલકાર ભેલી નાખો તો, તેપણ અણઘડ અને અનાડી લાગે. જે મગજની અદર તર્ક, ખોદાઈ બુદ્ધ, અને અલંકાર સમાયલો હોય, તેમગજ કવિતા જોડવાને કેવળ લાયક છે ગૂજરાતી કાવ્યમાં જે મુખ્ય અલકારો વપરાયલા દીઠામા આવે છે, તેવીજ કીસમના અલકારો બીજી બધી ભાષાઓમા માલમ પડે છે. કાવ્ય રસને લેઝતદાર બનાવાને સારૂ મુખ્ય નિચંના અલકારોનો વપરાસ છે.—

દ્રષ્ટાંતરૂપાલંકાર–અનુપ્રાસિકાલંકાર ( વર્ણાલંકાર ) –મિસારાલંકાર–ઉત્તરોત્તરવૃદ્ધિ – અર્થવિરૂદ્ધાલંકાર– હુદ્દાલંકાર – પ્રવર્ણલોપાલંકાર–અત્યવર્ણલોપાલંકાર – અર્ધવાક્યાલંકાર – ભાષ્યાલંકાર – સંયોગલોપાલંકાર – લક્ષણાખંડાલંકાર– પદન્યુનતાલંકાર–વ્યાકરણ વિરૂદ્ધાલંકાર–અર્થાંતાલંકાર– શબ્દાંતરાલંકાર–અતિશયોક્તિકા–અન્યોક્તિકા– સુવેણોક્તિકા–અલ્પાતિશ્યોક્તિકા– ઉત્પ્રેક્ષાલંકાર–વર્ણવિપર્યય–લાક્ષણિકાલંકાર – દ્રષ્ટાંતરૂપકથાલંકાર–સત્યાસત્યદિપક–સ્વરયુક્તાચરણ– શ્લેષાલંકાર–શબ્દાતિશ્યાલંકાર– વાક્યાતિશીકા– પુનરૂક્તિકા– સંયોગાતિશીકા– ઉપમાનાલંકાર– બાંધબંધીકૃ–નિર્જિવજીવીકા– મધ્યાક્ષરલોપાલંકાર– લક્ષણાદિકા–અંકોચ્ચારણ–ભાસ્યોક્તિ–કવિવેપણા–વિરૂદ્ધાવિશેષણા–મેહેણું – શરનાદિકા –સૂચકાદિકાલંકાર– ગુહ્યાસ્વરિ–ચિત્રોક્તિકા– દ્વિઅર્થિકાલંકાર– ગધરૂઢીકા– સવ્યાકૃણા– અક્ષરાભાવી– સ્વરાભાવી– પારિક્ષીકા– મિશ્રણા પરિભાષિકા – પ્રશ્નોત્તરાલંકાર – કેહવતરૂપાલંકાર – કાળગણનાલંકાર – પડવારૂપીકા – ઉભયાર્થકાલંકાર – એકાક્ષરીશબ્દાલંકાર–નિરર્થકાલંકાર–પંચરંગીકા–દુટપ્પી–પરસ્પરિકા–અલંકારસંસર્ગાલંકાર–વગેરે. એ ઉપરાત બીજા ત્રીશ છે. અને કાવ્યમા અવશ્ય કરીને એ અલંકારોનો ઉપયોગ થાય છે.

અલંકાર વગરનું કાવ્ય તે સૃણગાર વિનાની સ્ત્રી જેવું છે.

હવે ઉપલા દરેક અલંકારોના ઉદાહરણોની નીચે મુજબ સમજ આપીશું.

૧. દ્રષ્ટાંતરૂપાલંકાર.—એને અંગ્રેજીમાં Allegory અને ફારશીમા "**તમશીલ**" અથવા "**મનાચે સુખરી**" કહે છે. એટલે કે જે કાંઇ વાત સમજાવવાની હોય, તેને માટે તેના જેવીજ કાંઈ બીજી વાત ઉપર ઢળી જઇને અસલ મુદ્દાની વાત સમજાવવાથી દાખલા પરતો દાખલો આપવો, તે આ અલંકાર છે જેમકે——

" સાઠ નારિયે૧ નાર૨, નાર આઠે નર૩ જાંણું.
આઠ નરે નર૪ એક, પુરૂ૫ એ ત્રીશ પ્રમાણું.
બાર પુરૂષ૫ બળવંત, એક નર૬ નરપતિ જેવો;
એવા નર દશસહસ્ત્ર, તરતિએ ભોગવ્ય તેવો.

સ્વામી જે સત્યાવીશ૭નો. કશ્યપ૮ સુત જોગ જોગવે;
શુભ આશિષ શામળભટ ભણે, ભૂપતીનુ સુખ ભોગવે "

દૃષ્ટાંત —૧-પળ, ૨-ઘડી, ૩-પોહોર, ૪-દિવસ, ૫-માસ, ૬-વરસ, ૭-ચંદ્ર, ૮-સૂર્ય. એ પ્રમાણે દૃષ્ટાંતરૂપાલંકાર વપરાય છે. કવિ બન્યનની "પીલગ્રીમ્સ પ્રોગ્રેસ" તથા સ્પેકટેતરના ૧૯૬ મા અંકમાં છપાયલો "મીરઝાંનો સ્વપ્નો," તથા આજ લખનારની "માસિક મજાહ"મા લખાએલી "દાદારજીની દરબાર," તથા બાઈબલનું ૮૦મું શામ, વગેરે ખરેખરા દૃષ્ટાંતરૂપાલંકાર છે ગોમતીપૂરનો રેહેનાર ગૂજરાતી કવિ સામળભટ જે ઇ સ. ૧૭૨૫ મા થઇ ગયો છે તે, તથા બીજા ગૂજરાતી ભાષાના કવિઓ એવા અલંકાર ઘણા દરશાવી ગયા છે એ અલંકારનો એક બીજોબી ભાગ છે, જેનો પ્રેમાનંદ નામનો પ્રખ્યાત કવિ અચ્છો અભ્યાસી હતો, તેણે જણાવેલા એવા સંખ્યાબધ દૃષ્ટાંતરૂપાલકારોમાંની એકાદ દાખલો આપીએ.—

" દૂર થકી દિઠી દિકરી, મેહેતાયે સમર્યા શ્રી હરી;
અન્યો અન્યે નયણા ભરી, ભેટયા બેઉએ આદર કરી.
મસ્તક ઉપર મુકી હાથ, પાસે બેસાડિ પૂછિ વાત.
કુવરબાઈ કહો કુશળ ખેમ, સાસરિયા કાંઇ આણે છે પ્રેમ.
રૂડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળુ કરશે હરી.
કુવરબાઇ બોલી વીનતી, મોશાળું કાંઈ લાવ્યા નથી;
નાગરિનાત્યે રહેશે કેમ લાજ, વિના દ્રવ્ય આવ્યા શે કાજ.
નિરસ્માલ્ય નિરધનનો અવતાર, નિરધનનું જીવ્યુ ધિકકાર,
નિરધનને કોઇ નવ ગણે, નવરાખે ઉભા આગણે
ચતુરપણુ નિર્ધનનુ જેહ, ઘેલામાહી ગણાયે તેહ;
લોક બોલાવે દુર્બળ કહી, એથી પિતા કાંઇ માંહે નહીં. "

દૃષ્ટાંતરૂપાલંકારનો આ પણ એક વિભાગ છે, જેમા વાત પરથી વાત ગમ્બિરાઇ ઉપર કવિ ઉતરી પડયો છે, અને મુળ વાત સમજાવી છે, બન્યન કવિની પીલગ્રીમ્સ પ્રોગ્રેસમા એક ક્રીસ્ચીઅનની ધાર્મિકાવસ્થાનો વિચાર આપતા તેને એક જાત્રાળુ દાખલ રજુ કર્યો છે અને

Destruction યાને સંહાર નામના શેહેર (આ પાપી દુન્આંમાંથી) નીકળીને Celestial યાને સ્વર્ગની શોધમા તે જાય છે, અને ઘણા દુઃખો તથા વિપત્તિ વેઠી તે શેહેરમા પોહોચે છે. એનુ નામ તે દ્રષ્ટાંતરૂપાલંકાર તેમજ બાઇબલના ૮૦મા બાબમા ઇઝરાયલને, ઇજીપ્તથી લાવવામા આવેલા શગબ દાખલ ચિતારવામા આવ્યોછે, કારણકે ઇજીપ્તમાંથીજ ઇઝરાયલાઇતો પેલેસ્ટાઇનમા આવ્યા હતા. એ પ્રમાણે એ અલંકારના હમારી પાસે સખ્યાબંધ દાખલા છે, પરંતુ ટુંક જગાનો વિચાર કરીને તથા લગભગ ૨૦૦ અલંકારોનુ બ્યાન કરવાનું હોવાથી આપણે થોડા થોડા દાખલાથીજ સંતોષ પામીશું ઉપર જણાવેલા પીલગ્રીમ્સ પ્રોગ્રેસના અલંકારને માટે મહાન તવારીખ કર્તા મેકાલે કહે છે કે — The finest allegory in the world યાને એ આખી દુન્યાંમાં સૌથી સુંદર દ્રષ્ટાંતરૂપાલંકાર છે

( ૨ ) અનુપ્રાસિકાલંકાર:- એને અંગ્રેજીમા Alliteration અને ફારશી ભાષામા "શયરે સજેહ" કહે છે ઘણાઓ એને વર્ણાનુપ્રાસ કહે છે, માટે આપણેભી વર્ણાનુપ્રાસ કહીશું એકજ તરાહના અક્ષરોથી શરૂ થતા શબ્દોથી બનેલી કવિતા તેને અનુપ્રાસિકાલંકારવાલી કવિતા કહે છે. જોડવામા અને લખાણ કરવામા આ અલંકાર ઘણો સેહેલ છે. આજના કેહવાતા કવિગજ્જેનો જીવનગાળો પણ આજે તો એજ અલંકારમા સમાયલો છે કારણકે વગર મેહેનતને હાશલ થઇ શકે એવો સેહેલી યુક્તિવાલો એ અલંકાર છે આગલા જુના કવિઓથી તે હાલના સર્વ કવિઓમા એકભી—ખચિતજ એકભી—એવો કવિ નહિ હશે કે જેણે જાણી જોઇને કિંવા અજાણપણે આ અલંકાર વાપર્યો નહીં હોય જુનામાં જુનો ગૂજરાતી કવિ નરસિંહ મેહેતો, જે જુનાગઢનો વડનગરો નાગર, જે સંવત ૧૫૧૨ મા યાને ઇ. સ ૧૪૫૬મા થઇ ગયોછે, તેણે જાબજા એ અલંકાર વાપરેલાના દાખલા નીચે મુજબછે —

" એવારે અમો એવારે એવા, તમે કહોછો વળી તેવારે;
* * *
સઘળા સાથમા હુ એક ભુડો, ભુંડાથી વળી ભુંડોરે.
* * *

રક્ષમી જે સત્યાવીશ૭નો. કશ્યપ૮ સુત જોગ જોગવે;
શુભ આશિષ શામળભટ ભણે, ભૂપતીનુ સુખ ભોગવે "

દૃષ્ટાંત—૧–પળ, ૨–ઘડી, ૩–પોહોર, ૪–દિવસ, ૫–માસ, ૬–વરસ, ૭–ચંદ્ર, ૮–સૂર્ય. એ પ્રમાણે દ્રષ્ટાંતરૂપાલંકાર વપરાય છે. કવિ બન્યનની "**પીલગ્રીમ્સ પ્રોગ્રેસ**' તથા સ્પેકટેતરના ૧૯૬ મા અંકમાં છપાયલો "**મીરઝાંનો સ્વપ્નો,**" તથા આજ લખનારની "**આસિક મજાહ**"માં લખાએલી "**દાદારજીની દરબાર,**" તથા **બાઈબલનું** ૮૦મું શામ, વગેરે ખરેખરા દ્રષ્ટાંતરૂપાલંકાર છે ગોમ તીપૂરનો રેહેનાર ગૂજરાતી કવિ **સામળભટ** જે ઇ સ. ૧૭૨૫ માં થઇ ગયો છે તે, તથા બીજા ગૂજરાતી ભાષાના કવિઓ એવા અલંકાર ઘણા દરશાવી ગયા છે. એ અલંકારનો એક બીજોબી ભાગ છે, જેનો **પ્રેમાનંદ** નામનો પ્રખ્યાત કવિ અચ્છો અભ્યાસી હતો, તેણે જણાવેલા એવા સખ્યાબધ દ્રષ્ટાંતરૂપાલંકારોમાંથી એકાદ દાખલો આપીએ.—

" દૂર થકી દિઠી દિકરી, મેહેતાયે સમર્યા શ્રી હરી;
અન્યો અન્યે નયણા ભરી, ભેટયાં બેઉએ આદર કરી.
મસ્તક ઉપર મુકી હાથ, પાસે બેસારિ પૂછિ પાત.
કુવરબાઇ કહો કુશળ ખેમ, સાસરિયા કાંઇ આણે છે પ્રેમ;
રૂડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળુ કરશે હરી.
કુંવરબાઇ બોલી વીનતી, મોશાળું કાંઇ લાવ્યા નથી;
નાગરિનાત્યે રહેશે કેમ લાજ, વિના દ્રવ્ય આવ્યા શે કાજ.
**નિરઆલ્ય** નિરધનનો અવતાર, નિરધનનું જીવ્યુ ધિક્કાર,
નિરધનને કોઇ નવ ગણે, નવરાખે ઉભો આંગણે
ચતુરપણુ નિર્ધનનુ જેહ, ઘેલામાંહી ગણાયે તેહ;
લોક બોલાવે દુર્બળ કહી, એથી પિતા કાંઇ માહ્ નહીં. "

દ્રષ્ટાંતરૂપાલંકારનો આ પણ એક વિભાગ છે, જેમા વાત પરથી વાત ગપ્પિઆઈ ઉપર કવિ ઉતરી પડયો છે, અને મુળ વાત પ્રમજાવી છે, બન્યન કવિની પીલગ્રીમ્સ પ્રોગ્રેસમા એક ક્રીસ્ચીઅનની ધાર્મિકાવસ્થાનો વિચાર આપતા તેને એક જાત્રાળુ દાખલ રજુ કર્યો છે અને

જોશવાળાં, લ્હેરી, ઉદ્વેગી, ભાવિક, અને ચિત્તવૃત્તિવાળા વિચારોથીજ કાવ્યરસ બને છે કાવ્યરસ તો આધારરસનો એક વિભાગ છે. કવિતાકરણનો અલંકારરસનો ગોણ એક ઉપભાગ છે પરંતુ કાવ્યરસના મધપુડામાં વિચારરસનું મધ ચોખ્ખું ગણાય છે. સંસ્કૃત અને ફારશી ભાષા ઉપમાનાલંકારમાં ચઢીઆતી ગણાય છે, જ્યારે ગ્રીક અને હિંદુસ્થાની દ્વિઅર્થિકાલંકારમાં શ્રેષ્ઠ ગણાય છે, ત્યારે કેહવતરૂપ અને શ્લેષાલંકારમાં ગુજરાતી અને ઉરદુ ચઢે છે અંગ્રેજી ભાષા ઘણા અલંકારોમાં ઉત્કૃષ્ટ છે. આગળ આપણે તે પૈકીના થોડાકનું* બ્યાન કર્યું છે

(૪) ઉત્તરોત્તર વૃદ્ધિઃ—એ અલંકારને અંગ્રેજીમાં Climax કહે છે નિસારાલંકારથી ઉલટો એ અલંકાર છે. નિસારાલંકારમાં એકની પાછળ બીજો ઉતરતો અને બીજાની પાછળ ત્રીજો ઉતરતો દરજ્જો આવે છે, જ્યારે ઉત્તરોત્તર વૃદ્ધિમાં, એકની પાછળ બીજો ચઢતો, અને બીજાની પાછળ ત્રીજો ચઢતો એવો દરજ્જો આવે છે એને આરાલંકાર પણ કહે છે ગ્રીક ભાષામાં Klimax એટલે નિસરણી કહેવાય છે, અને દાદર અથવા નિસરણીની માફક એક પછી એક પગથિયા ચઢવાનુંજ એ અલંકારમાં આવે છે જેમકે,—પ્રેમાનંદ કવિ કહે છે,

" સેવક સખિયો સંકેડો કહે છે, એણીએ માળા લીધીરે,
**બાંધો, ટાંગો, મારો, પછાડો;** અબળા આકળી કીધીરે "

એમા બાંધવાથી ચઢતું ટાંગવાનું, ટાંગવાનાથી ચઢતું મારવાનું, અને મારવાનાથી ચઢતું પછાડવાનું કવિએ બરાબર બતાવ્યું છે વાચનારે એટલું પણ લક્ષમાં લેવું કે ઉપલું કવિત ઉત્તરોત્તર વૃદ્ધિવાળો અલંકાર જેમ સમાવે છે, તેમ અલંકારસસર્ગાલંકાર પણ સમાવે છે, કેમકે તેમા અનુપ્રાસિકાલંકાર પણ સમાયલો છે, જે પેહેલી લીટી વાચતાં જણાશે કે, તેમા પેહેલા ત્રણ સરખા આવેલા છે. વિચાર અને વાણી એ અલંકારમાં ધીમે ધીમે એટલી તો મજબુતી બતાવતી જાય છે, કે સૌથી છેલ્લે જણાવેલો વિચાર સૌથી જોસદાર હોય છે. જેમકે માર્મ્યનમાં એક છે કેઃ——

" While round it toils and bleeds and dies—one Caledonian pride. "

એમાં સૌથી છેલ્લો જુસ્સો " મરી જાય છે " એ શબ્દમાં છે. તેથી ઉતરતો " લોહી વહે છે " એ શબ્દ છે, અને તેથી ઉતરતો

" પરિશ્રમ પડે છે " એ શબ્દ છે દાદરની માફક શબ્દો ચઢેલા છે. તેમજ મીલ્ટન કવિ ઉપર ડ્રેકલેએ લખેલા નિબંધમાં છે કે " She Growls, she hisses, she stings " વગેરે સઘળા ઉત્તરોત્તરવૃદ્ધિના અલંકારમાં ઉત્તમ દાખલા આપી ગયેલા છે. જેમકે:—

" કોઈ આજ કોઈ કાલ, કોઈ મારસે કોઈ ખટમાસે;
કોઈ વર્ષે દશબાર, કોઈ પચ્ચીસ પચાસે.
કોઈ સાઠ શીતેર, કોઈ પોણોસો એંશી;
જે આયુ તે જાય, નથી રહેવાનું બેશી. "

એમાં પણ આજકાલથી તે છેક ૮૦ વરસ સુધીનું બ્યાન બરાબર ચઢતા દરજ્જાથીજ કર્યું છે મહાન ઓલીઆ મુલ્લાંશીરાજે ફારસી ભાષામાં ઉપલા અલંકારનો એક નમુનો આપ્યો છે તે જુઓ —

" યકી દાને કારદ દીગર એહવદ, સીઉમ કસ બુએ આલીઆ બસ બરદ;
ચેહારમ પોઝદ નાને પંજમ ખુરદ, દરઇન નોએ હરકસ હમી પરવરદ."

યાને કે—એક જણ દાણો રોપે છે, અને બીજો જણ કાપે છે, ત્રીજો જણ ઘંટી આગળ લઈ જઈ આટો કરે છે. ચોથો જણ રોટલી પકાવે છે, અને પાંચમો જણ ખાય છે, એવી રીતે દરેક જણ પરવરેશ થાય છે. ઉપલાં ફારસી બેતમાં પણ એક પછી એક ચઢતો ઉત્તરોત્તરવૃદ્ધિનો અલંકાર બતાવેલો છે. એવા અલંકારથી કાવ્યરસમાં ખરેખરો વધારો થાય છે.



(૫) અર્થાવિરૂદ્ધાલંકાર:—એ અલંકાર એવો છે, કે જેમાં એક વાક્ય કે એક લીટીમાં, સામસામેના અર્થ ધરાવનારા અથવા એકેકથી વિરૂદ્ધ ગુણાગુણવાળા શબ્દોનો વપરાસ થાય છે. જેને અંગ્રેજીમાં Antithesis કહે છે. ફારસી ભાષામાં એ અલંકારને માટે " મોઆરઝત, " અથવા " મવાજઅત " શબ્દો વપરાયલા છે. ફારસી ભાષામાં એને " તઝાદ "—" તબ્બાક " અથવા " મતાબકે " પણ કહે છે. શાએર કમાલ ઇસ્માયલ કહે છે કે ——

પોશ્તે મન બેશીકનો પએમાન મશીકન;
ખુને મન બીખુરો ઝીનહાર મખુર.

યાને:—મારી પીઠ ભાગી નાખ, પણ મારૂ વચન નાં ભાંગ, મારૂં લોહી પી, પણ તે કદિ પી નાં જતો.

સર દબ્લ્યુ જોન્સે એક ઉત્તમ અર્થાવિરૂદ્ધાલંકાર વાપરેલો છે:——

" On parent knees a naked new born child
Weeping thou sat'st, while all around thee smiled;
So live, that, sinking to thy life's last sleep,
Calm thou may'st smile, whilst all around thee weep."

કબીર જેવા સતે આ અલંકાર સરસ રીતે વાપરેલો છે. જેમકેઃ—

" વાહવા સાહેબજી, ક્યા ખુબ ખ્યાલ તુમારાજી,
ગગન લેકર બાજ ઉડાવે, કોઆ તીરં ચલાવે,
જદ બકરીને બાઘ પછાડા, ઉશકું કોણ છુડાવે.
જદ ચુવેને બીલ્લી પકડી, મુરઘી ઘર ઘર રોવે,
અંદર કે ઘર ધુમ મચી હે, ઊંટ બીશનપદ ગાવે,
ગુંગા બહેરા બાત ચલાવે, અંધા કુરાંન બાંચે,
જદ ઠુંઠાને મુરદંગ બજાયા, લંગડા ક્યા ખુબ નાંચે.
કહત કબીરા ઉલટી બાની, બીરલા કોએક જાને,
શોહી ગુરૂકા પુરા હોએગા, ઓહી બાત પછાને. "

એમાં અર્થાવિરૂદ્ધાલંકાર વાસ્તવિક રીતે મુકાયલો છે, કેમકે આંધળો કુરાંન વાચે, લંગડો નાચે, ઠુંઠો વગાડે, એ સૌ એકેકથી વિરૂદ્ધ અને ઉલટા ગુણો દર્શાવેલા છે. જો કે ખોદાસનાશી વિચારથી જોતાં એનો અર્થ જુદોજ છે. આવા અલકારો નિશાળોમાં અંગ્રેજી ભણતા વિદ્યાર્થીઓને શિખવવામાં આવે છે, પરંતુ ગૂજરાતી વાંચનારી આલમ તેથી બેનશીબ રહે છે, તે હેતુથી લબાણથી સમજ પાડી આપણે કાવ્યરસની લેઝત-ઝમક-અને ફાશીનોતું રમુજી અને રસીક બ્યાન કરવાતું છે. ટેમ્સ નદિનું બ્યાન કરતાં એ અલંકાર વપરાયલો છે તે અત્રે તાંકેલો વ્યર્થ ગણાશે નહીં.——

"Though deep yet clear, though gentle yet not dull;
Strong without rage, without overflowing full."

એમાં એ નદિને ઉંડી તોપણ સ્વચ્છ, ધિમી તોપણ હળુ ચાલતી નહીં, એવી અકેકથી કેવળ ઉલટા ગુણોવાળી એ નદિને ચિતારી છે. ગૂજરાતી ભાષામાં પણ એ અલકારની ખુટ નથી. સામળભટે દીવો પવનથી ઓળવાય છે તે વિષે, તથા સોકય વિષે જે છપ્પા રચેલા છે, તે અનુક્રમે નિચે ઉતારી લીધાથી આ અલંકારની પૂરી સમજ મળસેઃ—

" સરોવર સુંદર સાર, નોતમે નીર ભર્યું છે;
નહિ આરો નહિ પાળ, સ્થિર પણ ઠામ ઠર્યું છે.
વનસ્પતિ સ્થિર વેલ, વિના પણ મૃગ ચરે છે;
વિના ધનુષ્ય ને બાણ, વિના કર ચોટ કરે છે."

એમાં પણ વળી આઆરા અને પાળ વગરનું તળાવ કહી, તેમાં પાણી સ્થિર રહેલું છે, તથા વગર પગે પશુ ચરે છે, અને વગર તીરે ફિવા વગર હાથે બાણ છુટી ચોટ મારે છે, એવુ અકેકથી ઉલટું જણાવેલું છે.

" હસ્તિ સિંહને પ્રીત, પ્રીત વાઘણને હરણી;
ગરૂડ સરપને પ્રીત, પ્રીત તીમર ને તરણી.
ઉંદર બલાડી પ્રીત, પ્રીત મીની ને શ્વાન;
પ્રીત સરપ ને નોળ, પ્રીત લંપટ ને ધ્યાન."

એમાનો વળી હાથી અને સિંહની દોસ્તી, ઉંદર ને બીલાડીની દોસ્તી, એમ અકેકથી ઉલટી વાત જણાવી અર્થાવિરૂદ્ધાલંકારને દીપાવી કાવ્યરસમાં વધારો કરેલો માલમ પડે છે. એટલુજ નહીં પણ એ ઉપરથી સિદ્ધ થાય છે, કે કાવ્યની લેઝત લેવામાં અને અલંકાર શાસ્ત્રમાં આપણા આગલા ગૂજરાતી કવિઓ પૂરા હતા; તેઓનું કાવ્યરસ અધુરૂં નોહોતું. તેમ તેઓની કાવ્યની કાશીનો તરેહવાર જાતજાતની નહી હતી એમ પણ નોહોતું. પોપે માનવી ઉપર લખેલા નિબંધમાં એક અચ્છો અર્થાવિરૂદ્ધાલંકાર આપેલો છેઃ——

" Created half to rise and half to fall;
Great lord of all things, yet a prey to all;
Sole judge of truth, in endless Error hurl'd;
The glory, jest, and riddle of the world!"

( ૬ ) હુદ્દાલંકાર—યાને કોઈ એક શખશનું નામ નહીં વાપરતાં, તેનો હુદ્દો-દરજ્જો-ધંધો-વિધાકળા, વગેરે વાપરી તેનું બ્યાન કરવાનો અલંકાર. તેમજ ઉપલાથી ઉલટીજ રીતે સામાન્ય નામને બદલે વિશેષનામ વાપરવાનો અલંકાર. એને અંગ્રેજીમાં Antonomasia કરીને કહે છે. કાવ્યની ઝમક વધારવાને માટે સૌથી ઉત્તમ આ અલંકાર છે. રામાયણ અને માહાભારતમાં તે વારંવાર વપરાયલો છે.

" બાજન લાગીરી બંસરી બ્રજ નંદલાલકી
શ્રવન સુનત સુધ બુધી તનકી."

એમાં કાંહાંન ને બદલે નંદલાલ નામ લખવામાં આવેલું છે. બીજભાષામાં એવા દાખલા ઘણા છે.

" દીઠ નથિ હાથ એણે દશાનન તણા,
ત્યાં લગી મોજ બન સાથ માણે;
ફુંક મારી થકી પહાણ ફારે ઘણા,
એહ અભિમાન તે શું જ આણે. "

એમાં પણ રાવણને માટે દશાનન શબ્દ વપરાયલો છે. આ લખનાર કમતરીને બનાવેલી એક કવિતામાં પણ આ અલંકાર છે:—

રામ કઇ એમાં નથી, દિલમાં વસ્યોછે રાવણો;
ગરીબ તો શોરાબ પણ, રૂસ્તમ પેરેછે ગાવેણો.

એમાં રામ નથી, એટલે રામનાં જેવાં પરાક્રમો, તે તેના જેવા ગુણો નથી, પરંતુ રાવણના જેવા અવગુણો તેના દિલમા છે. ગરીબ છે તોપણ શોરાબ પેહેલવાનના જેવું જોર છે, પરતુ રૂસ્તમના જેવો ગરૂર છે. એમાં હુદાલકાર વપરાયલો વાંચનાર બરાબર જોઇ શકશે. એજ પ્રમાણે અંગ્રેજીમાં ભૂમીતિના રચનાર યુકલીડને The philosopher of Megara કહે છે, તથા રાણીસાહેબને Her Majesty કહે છે, ગવર્નરને His Excellency કહે છે, તથા કાહાંનને "ગોકુલ મથુરાનો " કહે છે, તે એજ અલંકાર છે. વળી તેથી ઉલટું ડાહ્યા અને શાણા શખશને સોલોમન-સોક્રેટીશ કે કેટો કહે છે; તેમજ ઉત્કૃષ્ટ ભાષણ કર્તાને શીશેરો, ડેમોસ્થેનીઝ, કે ગેમેબેટા કહે છે. મી॰ ગ્લાડસટનને Grand Old Man કહેછે તે પણ હુદાલકારમા આવે છે. ફારશી ભાષામા પણ આ અલકાર જાબજા વપરાયલો છે.—

" બ નાપાકઝાદે મદારીદ ઉમેદ,
કે હીંદુ બશોરતન નગરદદ સુફેદ "

યાને કે:—નાપાકજાદાથી તમો કાંઇ ઉમેદ રાખતાજ ના ! કેમકે હીંદુને ગમે એટલો પણ ધોશો તોપણ તે સુફેદ નહીં થવાનો. હમેશાં જંગી લોકનું બ્યાન કરતાં જગી અને જગલી લોકને માટે ફારશીમાં હીંદુ શબ્દ જાબજા વપરાયલો છે.

વળી મી॰ ફીરોઝે એ અલંકાર સાથે શ્લેષાલકારનો સમાસ કરી જે યુકિત રચીછે તે જૂઓ —

" ત્રીશ ક્રોડોનો દાદો આવે છે, કીર્તિ જશથી લાહવો લાવે છે,
આજ હરખે સખી સર્વે આવોરે. હિન્દ સાગી હલકથી ગજાવોરે. "

એમાં જે તમામ બ્યાન કરેલું છે તે મહા પ્રતાપી પ્રોફેસર દાદાભાઇ નવરોજી એમ પી. નું છે, છતાં એમાં તેમનું નામ નહીં વાપરતાં "હિન્દનો દાદો" એટલે બાપ કરીને હુદ્દાલંકાર વાપરેલો છે. વળી દાદાભાઇ ઉપર દાદો લખીને, દાદા શબ્દ ઉપર શ્લેષાલંકાર વાપરેલો છે. ઉત્તમ પ્રકારના પરજીઆ અથવા મુરશીઆ જોડનાર કવિ ટોમસ ગ્રેએ આ અલંકાર બહુ સરસ રીતે વાપરેલો છે, તેનો નમુનો નિચે પ્રમાણે જુઓ:—

"Some village Hampden, that with dauntless breast
The little tyrant of his fields withstood;
Some mute inglorious Milton here may rest,
Some Cromwell guiltless of his country's blood.

ઉપલી અંગ્રેજી લાઇનોમા જણાવ્યું છે કે, "અહિયાં ચુપકીદી પકડી બેઠેલા કેટલાક અપકીર્તિવાળા મીલટન કવિ પડેલા હશે, તેમજ કેટલાક ક્રોમ્વેલ જેવાઓ અહિયા પડેલા હશે. કે જેઓ પોતાના જાતી ભાઇઓનુ લોહી રેડવાના દોષમાથી મુક્ત હશે." અર્થાત મીલટન કવિ જેવા ગુણો ધરાવનાર મહાન પુરૂષો, તથા ક્રોમ્વેલ જેવુ ખમીર રાખનાર પ્રખ્યાત પુરૂષો પડેલા યાને દટાયલા હશે. ટુંકમા કવિ જેવુ સામાન્યનામ વાપરવાને બદલે મીલટન જેવું વિશેષનામ આ ઠેકાણે વાપરેલુ ખુલ્લું જણાય છે કાવ્યરસમા આ અલંકારનો રસ ઘણો છે પરંતુ એ રસ ઘણા કવિઓ લેતા શિખ્યા નથી, અથવા ખુદરતે તેમને શીખવ્યા નથી. એ અલંકારના હમારી પાસે સખ્યાબંધ દાખલા છે, પણ જગાની તંગાસને લીધે એટલાજ પુરતા ગણ્યે છે. વળી ઉપલા અંગ્રેજી ફકરામાં બીજો એક રસીક સમાસ થયલો છે. Stood શબ્દને બરાબર દેખાવમાં એક મળતો પ્રાસ Blood શબ્દ વાપરેલો છે, જેને અંગ્રેજીમા Eye-Rhyme યાને ચક્ષુપ્રાસ એટલેકે માત્ર આંખે દેખાય એવો દેખાવમાંજ માત્ર મળતો અનુપ્રાસ કહે છે. આવી રીતે ચક્ષુપ્રાસ ગૂજરાતી ભાષામા કદિ બની શકતોજ નથી એથી ઉલટો Rhyme યાને કર્ણપ્રાસ એટલેકે કાન ઉપર એકસરખા અવાજવાળો પડે તે પ્રાસ છે, જે કાવ્યમા હમેશાંજ દીઠામાં આવે છે. ચક્ષુપ્રાસતો માત્ર કર્ણપ્રાસનો એક અપવાદ છે. જરથોસ્તીઓના પાક અવસ્તામા પણ ઘણી ગમ એ અલંકાર વપરાઇને કાવ્યમાં રસ પેદા કરે છે. હોરમજદ યસ્તમાં નિચલી કવિતા ઉપરથી તેનો સાર સમજાશે:—

"..........................આમૈદ્રતિચ સ્પેન્તમ્,
અગ્રેષામ ત્બએષો સ્ચિન્દ્ય દ્વેમ,
પઇરિ ઉષિ બારય દ્વેમ,
હામ ગવ નિદરે ઝયઅ દ્વેમ,
હાંમ જન્વ જેન્બય દ્વેમ,
અઇપિ દેરેઝવનેમ દરેઝય દ્વેમ."

માને:—તે ભુંડા પાપી ઇસમોની અદેખાઇને સફંદારમદની મારફતે તમો કાપી નાખો, તેમની અક્કલને આસપાસ ઢાંકી નાંખો, તેઓના બન્ને હાથોને સાથે બાધોં, તેઓના ગુટણોને સાથે છુંદીને બેડી ઘાલો. એમાં પણ હુદ્દાલંકાર સમાયલો છે. સફંદારમદ આર્મ-ઇતિ યાને નમંતાઇ તથા સભ્યતા ઉપર મવક્કલ છે, તેથી નમંતાઈ વડે અદેખાઇને કાપી નાંખ, એમ લખવાને બદલે સફંદારમદથી કાપી નાંખ, એવો અલંકાર વાપરેલો છે. અવસ્તાભાષા, અને અવસ્તાનું કાવ્યરસ દરેક અલકારોમાં પુરૂં પડે એવુ છે. આ અલંકારની પુરેપુરી સમજ હવે મારા કદરદાન વાંચકોને પડી હશે, માટે એટલાજ દાખલા બસ થશે.

( ૭ ) પ્રવર્ણલોપાલંકાર:—પ્ર+વર્ણ+લોપ+અલંકાર. પ્ર=પેહેલો, વર્ણ=હરફ અથવા અક્ષર, લોપ=ચુંકી અથવા છોડી દેવું તે અલકાર; જેને અંગ્રેજીમાં Aphæresis કહે છે. એ અલંકારને ફારશી ભાષામાં "હઝફ" કહે છે. અનુપ્રાસ અને વઝન મેળવવાને સારૂ શબ્દોના પેહેલા અક્ષરો કાઢી નાંખી કાવ્ય રચવાનો એ અલંકાર છે, જેમકે:—

'ફ્ઝલખાં કહાવે તું બાચલો શીવાજી,
જુઓ વાત એ રાસ્તની તાજી તાજી.

અફ્ઝલખાંને બદલે 'ફ્ઝલખાં લખવામા આવી અ કાઢી નાંખવામાં આવ્યો છે, જેથી પ્રાસ બરાબર ઉતર્યો છે. અંગ્રેજીમાં એ અલંકાર તો ડગલે ને પગલે વપરાય છે. ફીલસુફ કેતો એ આત્મભાષણ ( Soliloquy ) વિશે લખતાં એ અલકાર છુટથી વાપરેલો છે:—

"'Tis the Divinity, that stirs within us;
'Tis Heav'n itself, that points out a hereafter."

એમા It is ને બદલે 'Tis વાપરી I શબ્દ કાઢી નાંખી કવિતાનું વઝન બરાબર મેલવી દીધુ છે. વળી આ અલંકારથી વિરૂધ્ધનો અલંકાર

"Heaven શબ્દમાં વાપડી શબ્દના મધ્યમાંથી E હરફ કાઢી નાંખ્યો છે. કાવ્યરસમાં આ અલંકાર, દરિયો તરી જવા માટે એક પૂલ જેવો છે. તે શિવાય કાવ્યમા એ અલંકારથી કાંઈ રસનો વધારો થતો નથી.

(૮) અંત્યવર્ણલોપાલંકાર:—અંત્ય+વર્ણ+લોપ+અલંકાર અંત્ય=છેડો. ઉપલા અલંકારથી કેવળજ ઉલટો આ અલંકાર છે. એમાં છેડેનો શબ્દ લોપ થાય છે. પ્રાસ અને વઝન મેળાવવાને સારૂ કોઈ શબ્દમાંથી છેલ્લા હરફ કાઢી નાંખવામાં આવે છે, જેને અંગ્રેજીમા Apocope કહે છે. નિચલા કવેતરૂપી દોહરાઓમાથી તેની સ્પષ્ટતા થાય છે—

"કો'વેળા નવનિધ્ય ધરે, કો'વેળા નહીં દામ;
કો'વેળા સેવક સહુ, કો'વેળા પરકામ.
કો'વેળા ખટરસ સહિત, પેરપેર પકવાન;
કો'વેળા કષ્ટે મળે, મઠ કુશકા ખડધાન."

એમાં કોઈ શબ્દ નહીં વાપરતાં ઈ હરફ કાઢી નાંખી કો અક્ષર રાખ્યો છે. યાને છેડેનો હરફ લોપ થયો છે. અંગ્રેજી ભાષામા આ અલંકાર પણ વિશેષવાર વપરાયલો છે.—

"Th' adored Name,
I taught thee how to pour in song,
* * * *
Tho' large the forest's monarch throws
His army shade."

એમાં પણ વઝન લાવવા સારૂ The ને બદલે Th' અને Though ને બદલે Tho' વાપરી અંત્યવર્ણનો લોપ કરેલો છે. એ અલંકારનાં અસંખ્ય દાખલાઓ છે, પરંતુ કાવ્યરસમાં એ અલંકાર રસ ઉત્પન્ન કરતા નથી, પણ લાંબે રસ્તે એક મુસાફરને ચલાવાને બદલે ટુંકે રસ્તે લઈ જનાર ભોમિયા જેવો આ અલંકાર છે.

એક લખનાર જણાવે છે કે—"Versification would be an easy business, if it were permitted to lengthen words at pleasure." યાને કે મરજી માફક જેમ ગમે તેમ શબ્દોને લંબાવવાની જો છુટ હોત, તો કવિતા રચનાનું કામ ઘણુ સેહેલુ થઈ પડત ત્યારે શબ્દ નહીં લંબાય, અને કવિતા રચનાનું વઝન નહી બગડી જાય, તેને માટે ઉપલા બેઉ અલંકારની જરૂર છે.

૩

" Is poesie inborn,
Or is it to be gained by art or toil ?
It is underived, except from God, but where
Strongest, asks most of human care and aid."
Bailey,

કાવ્યરસનું પક્વાન એકલા અલંકાર રસથીજ થાય છે એમ કાંઈ નથી. અલંકાર રસ માત્ર પદ્યમાં યાને કાવ્યમાંજ લેઝતદાર લાગે છે એમ કાંઈ નથી. પદ્ય કરતા ઘણીવાર તો ગદ્યમા અલકાર રસ સ્વાદિસ્ત અને ઝમકદાર લાગે છે. ઉપલા અગ્રેજી ફકરામાં થયલા પ્રશ્ન પ્રમાણે કાવ્યશકિત એ સ્વાભાવિક યાને કુદરતી છે કે શુ ? કિવા એ શકિત હિકમત કે પરિશ્રમથી પ્રાપ્ત થાય છે કે શું ? બેલી જેવો અથંગ લખનાર એવુંજ અનુમાન કાઢે છે કે, કાવ્યશકિત એતો કુદરત તરફનીજ બક્ષેશ હોવી જોઈએ. પરંતુ આપણે આગલ વધીને કહીશુ કે અચ્છા ગદ્યલેખકો અચ્છા પદ્યલેખકો થઇ શક્યા છે, અને થઇ શકે છે. કેમકે તેઓમા કાવ્યબુદ્ધિતો હોય છે, પણ તેઓ કવિતા રચતા નથી. આપણે કાવ્યરસ માટે હાલ તો અલંકારરસ પકડેલો છે, પરંતુ અલકારથીજ કાંઇ કાવ્યનો રસ પૂરો થતો નથી. અલંકાર સ્રગાર સમાપ્ત થવા પછી બીજા સૃંગાર ઘણા આપણે હાથ ધરવાના છે.

( ૯ ) **અર્ધવાક્યાલંકારઃ**—અર્ધ = અરધું, વાક્ય+અલંકાર આ અલંકાર લખવા કરતાં બોલવામાં, અને પદ્ય કરતાં ગદ્યમાં વધારે સારી રીતે વપરાય છે. એમાં લખનાર અથવા બોલનાર, લખતાં અથવા બોલતાં અર્ધું વાક્ય બોલીને એવી રીતે એકાએક અચકી જાય છે, કે જાણે બાકીનો ભાગ તે બોલવા ઇચ્છતો નથી, અથવા બોલવાને અશક્ત છે. આ કમીના લખનારની બનાવેલી કવિતાઓમાંથી નિચલો દાખલો આપીશું:—

વદું ચાલ પાપી, કહું ચાલ સેજ, અરે પણ જવા દીએ બસ હાલ એજ.
ભાગી ગઇ આંખો, નૂર તેનું તેજ; લાગી થઇ જીભ, તીર તેગ તેજ.

એમાં એક પાપી પુરૂષની બદચાલનું વર્ણન કરવા જતા એકાએક અચકી જઇ, તે વાત ખાઈ જવામાં આવી છે, અને અધુરૂં વાક્ય

રેહેવા દઈ બીજીજ બાબત ઉપર ઉતરી પડયો છે. પદ્ય કરતાં ગદ્યમાં આ અલંકાર વારંવાર વપરાય છે, અને ત્યાં તે તેના ખરાં રૂપમાં શોભે છે.

જેમકે—"હું આ પરમાર્થિ પુરૂપની લાયકાતનું બ્યાંન કરૂં છું કે—પણ ગ્રહસ્થો હવે તેમની વધારે સ્તુતિ કરી તમારો વખત લેવાને બદલે હું મુળ બાબદ ઉપરજ આવું છું." એ પ્રમાણે તે પુરૂપની લાયકાતનું બ્યાન કરવાનુ લેખકે રેહવા દીધું છે. વળી પદ્ય, ગદ્ય, એ બેઉ કરતાં ભાપણ કરતાં એ અલંકાર ઘણોજ વપરાય છે. તોપણ ઘણીવાર કાવ્યરસમા એની મધુરતા જણાઇ આવે છે. ઉપર આપણે જે ચાર લીટી જણાવી છે, તેમાં બીજા રસ પણ સમાયલા છે. દરેક શબ્દ બેજ અક્ષરોથી બનેલા ચારે લીટીમા દીઠામા આવશે ! વળી ચાલ, અને તેજ એ બેઉ શબ્દો બબે અર્થમા વપરાયલા છે. વળી છેલ્લી લીટીના છેલ્લા શબ્દો અનુપ્રાસિકાલંકારવાળા છે. કેમકે સામટા ત્રણ તત્તા આવેલા છે. શાહાનશાહ સરખા સીઝરના પ્રેત ઉપર તેના મિત્ર માર્ક એનટૉનીએ કરેલાં પ્રખ્યાત કાવ્યરૂપી ભાંપણમા આ અલંકાર અચ્છી રીતે દરશાવેલો છે—

"But here's a parchment with the seal of Cæsar,
I found it in his closet,—'tis his will;
Let but the commons hear this testament
( Which, pardon me, I do not mean to read ),
And they would go and kiss dead Cæsar's
wounds."

એમાં સીઝરનું વીલ સર્વ આમલોકોને **એનટૉની** સંભળાવા કહે છે, અને પછી એકાએક અટકી પડી કહે છે કે, હું એ વાંચવા માંગતો નથી, માટે મને માફ કરવો એ પ્રમાણે આ અલંકાર પણ કાવ્યરસમા વધારો કરવાને લાયક ગણી શકાય. એ અલંકારને અંગ્રેજીમાં Aposiopesis કહેછે.

( ૧૦ ) **સાબ્યાલંકાર**:—જેને ફારસી ભાપામાં "ઇલ્તિફાત" કહે છે. યાને કે ભાપણ કર્તા અથવા લખનાર કે કવિ પોતાના બોલવા કે લખવાની બાબદથી એકાએક ફરી જઈ ત્રીજા પુરૂપમાં કોઈ નિર્જીવ કિવા સજીવ ચીજ, જે ગેરહાજર હોય કે હાજર હોય તેને, કહેવા મંડી જાય છે તે. એને અંગ્રેજીમાં Apostrophe કહે છે.

નીચલો દાખલો ઔબાદ આ બાબદની સમજ પાડશે:—

જયમ નિર વીન પીડાયલી મચ્છ તરફડે તીરે;
હમ વાલી બીન છુડાયલાં છૈયા સહુ મારો.
માતબી તું પિતબી તુ „ છે ખુદાબી તુજ;
મલ્યોજ પાલનહાર તેતો નર સખી સારો.
ઓ બાપ નોશીરવાન ! તુ જઇ કયા સુતો છોડી;
આયુષ હમારાં લઇ કરી તું આવરે પાછો.
પુત એક તારા મર્ણથી, જીવીઆં હમે બાલો;
હેવાંનમાંથી ઉગરી કર ધર્યો તો તાહરો.
તુ માનજે ઓ બાપ તું પુત્રો હમે છઇએ,
દઇ દિલ દિલાસો રંકને તુ આપ રે ચારો.

એમાં પારશી ઑરફ્નેજના ઑરફ્નો રૂદન ગાતાં ગાતાં સખી બજુદ મરહુમ શેઠ નશરવાનજી પીટીટને જાણે તેઓ જીવતાજ હોય તેમ બોલાવે છે,. અને તેઓ સાભળતાજ હોય તેમ સભળાવે છે. એ જાતનો અલંકાર ઘણો ખુશનુમા લાગે છે. કાવ્યનો રસ વધારે છે.

ઉરદુ શાયર જફરે એ અલંકારો ઘણીવાર ઉપયોગમાં લીધા છે, તેમાંનો એક:—

" સુવે પરભી સુજમે ખફા રહે મેરી લાશકે તંઇ દેખકે,
કંઇ ગાલીયાબી સુના ગએ કઇ ઠોકરોબી લગા ગએ.
કહે જફર **અએ મનયારો પઢો ફાતીહા તુઅ ચાંહાં,**
મેરી તુટી કબરકી થી નીશાં ઓબી આકે મીટા ગએ, "

એમાં પણ શાયર એકાએક ગેરહાજર મનયારોને ફાતીઆ ભણવા કહે છે. એ પણ એક સુંદર અલકાર છે. બીજ તથા હિંદી ભાષામાં તો કાવ્યના કાવ્ય એ અલકારમાજ જોડેલાં જડી આવે છે; જેમકે.—

" રે મન સુમરન કર રે તું ભજ હર નામ આધાર.
યે ભવસાગૂરમે દુબ રહત હે કેસે ઉતરોંગે પાર. "

એમા પણ નિર્જીવ ચીજ અને ગેરહાજર વસ્તુ જે મન, તેને કવેશ્વર બોલાવે છે. પણ વળી આ અલંકાર ભાષ્યાલંકાર હોવા ઉપરાંત, નિર્જીવજીવિકાના અલકારમા પણ ગણી શકાય, કેમકે નિર્જીવ મનને સજીવ વસ્તુની માફક આ ઠેકાણે બોધ કરેલો છે. પણ એ ઉપરાંત

વળી એજ અલંકાર લક્ષણાદિમાં પણ મુકી શકાય, કેમકે મન એ માનવીનો એક ભાગ છે, અને રે માનવી! તે બદલે રે મન વ. પરાયલો છે. બીજો દાખલો નીચે જણાવ્યે.—

" કેત્તે ગણ રહેઓ રે કદારી ઓ ભંવરા તું—
મુખ તેરો કાલો, બદન તેરો પીળો,
સગરી ફુલનમેં રે ખારી—ઓ ભંવરા તું કેત્તે "

. એમા પણ ભમરો જાણે સમજતોજ હોય, તેમ એકાએક તેને કેટલા ગુણ છે, તે વીશે પુછવામાં આવે છે. વળી એ અલંકાર પણ નિર્જીવિક્ષ્છિદિકામા પણ મુકી શકાય એવો છે. અગ્રેજી કાવ્યમા એવા દાખલા દ્રષ્ટાંતો તો રકમબંધ દીઠાનાં આવે છે, પણ તેના ઘણા દાખલા આપવા દુરસ્ત લાગતું નથી, તોપણ કનીંગાંમના કાવ્યમા પ્રિયાના મોત ઉપર જોડતા તે નીચે પ્રમાણે મુએલી કુંવારી કન્યાને બોલાવે છે.—

" Oh, what'll she do in heaven, my lassie ?
Oh, what'll she do in heaven ?
She'll mix her aim thoughts wi'angels, sangs,
An' make them mair meet for heaven. "

એમા પણ, સ્વર્ગમાં એ પ્રિય છોડી તુ શુ કરશે ? એવી રીતે ગેરહાજર મુએલી ચીજ જાણે બોલનારની આગળ જીવતીજ હોય એમ પુછે છે. આ અલંકાર કવિતા જોડવામાં સુરતી બોરની માફક ઉભરાઈ જાય છે, પરંતુ જો બરાબર રીતે એ અલકાર કાવ્યમા વપરાય છે, તો કાવ્યમાં લેઝત ઘણી પડે છે. કવિ મીલ્ટને પોતાની વાહાલી માતાનું ચિત્ર જ્યારે મેલવ્યું હતુ ત્યારે, તે પીકચર તરફ ભાષણ આપતાં આ અલકાર ઘણો સરસ રીતે વાપરેલો છે:——

" The meek intelligence of those dear eyes
(Blest be the art that can immortalize,
The art that baffles Time's tyrannic claim
To quench it)here shines on me still the same."

એમા પ્રખ્યાત કવિ સાહેબ, ચિત્રની સાથે પોતાની માતાનો ચેહેરો, તેની વાહાલી ચશમો, વગેરેની સરખામણી કરતાં કરતાં ચિત્રકળાની સ્તુતિ અને હેશાંન ઉપર ઉતરી પડયા છે. એવા દાખલા ઘણા રંગીન અને ઘણા જથ્થામા હોવાથી હમોને જેવી ખુશાલી લાગે છે,

તેવીજ ખુશાલી સર્વ વાંચકોને લાગતી હશે, એવી લોભી આશામાં વધારે દાખલા આપવાનો લોભ થાય છે, પણ હવે એટલા ઉપરથી સર્વ સાહેબોની એ અલકાર વિષે સમજણ અને ખાત્રી થઇ હશે.

( ૧૧ ) સંયોગલોપાલંકાર —સયોગ = એટલે સંબંધ અથવા નિસ્બત; લોપ = એટલે કપાઈજવુ; યાને બોલવા કિંવા લખવામાં શબ્દયોગી અવ્યયનો લોપ કરવાનો એટલે તે નહીં વાપરવાનો અલંકાર. એક દેશજીતકે ઘણા દેશો ઉપર ચઢાઇ કરી, લુટો મેળવી, અને દેશો જીતી પાછો પોતાના સ્થાન ઉપર આવ્યો ત્યારે સઘળી હકીકતોનો ત્રણ શબ્દમાંજ રીપોર્ટ કર્યો, જેમા આ અલકાર તેણે ઘણોજ સરસ રીતે વાપરેલો છે. “ I came, I saw, I conquered. ” યાને કે, હું આવ્યો–મેં જોયુ–મે જીત્યું. એમાં શબ્દયોગી અવ્યય અને વાપરવાનો તે વાપરેલો નથી. આ અલંકારને અગ્રેજીમાં Asyndeton કહે છે. આ લખનારની એક કવિતામા એ અલંકાર વપરાયલો નીચે ઉતારિયે છે:–

મેં બજાવી, મેં લજાવી, મે તજાવી જેહાનને,
મે, ગજાવી, મે ધુજાવી મેં દજાવી જગ કલી.

એમાં પણ શબ્દયોગી અવ્યય વાપર્યા શિવાય, સંયોગ લોપાલંકાર વાપર્યો છે. વળી એમાં દરેક શબ્દની નીચે એકજ વજનના, એકજ પ્રાસના, અને એકજ રકમના શબ્દો અકેકની નીચે વાપરેલા છે. ઉપલા અલકારની સમજણ આપવા સારૂ તેની વિરૂધના એક અલંકારનો આપણે દાખલો આપીશું તેથી બરાબર સમજ પડશે. એક શાયર લખે છે કે:——

“ તા તવાની નકુની દર હક્કે કસે તકસીરે,
યા દમે, યા કદમે, યા કલમે, યા દેરમે. ”

યાને કે:– કોઇના હકમાં તારાથી કાંઈબી બની નહીં શકે તોપણ, **અથવા તો** બોલીને, **અથવા તો** ચાલીને, **અથવા તો** લખીને, **અથવા તો** પૈસા ખરચીને, તારાથી બનતું કરવાને તું તકસીર મા કરતો! એ ફારશી બેતમા દરેક સંબંધમાં શબ્દયોગી **યા** જાબજા વાપરેલો છે. હવે એવો **યા** જ્યાં નહીં વાપરેલો હોય, તેને સયોગ લોપાલંકાર કહે છે. સસ્કૃત ભાષામા તો આ અલંકાર હદથી જાદા રૂપે, યાને બીલકુલ સંયોગ રાખ્યા વગર અચ્છી રીતે વપરાયલો છે, જેનો નીચલા શ્લોકથી ખ્યાલ આવશે.——

अहिंसा सत्यमस्तेयं ब्रह्मचर्यं क्षमा धृतिः ।
दयार्जव मिताहार शौचंचैव यमादश ॥

યાને કેઃ—હિંસા કરવી, સાચુ બોલવું, જુઠાઇ, બ્રહ્મચર્ય, દરગુજરી, ધૃતિ, દયા, આર્જવ, મિતાહાર, શૌચ, એટલાં દશ યમ ( એટલેકે આપણી ઇંદ્રિયોને કાબુમાં રાખવાના જુદી જુદી પ્રકૃતિના દશ પ્રકાર છે ) એમાં સંયોગ લોપાલંકાર બરાબર વપરાયો છે, કેમકે શબ્દો કે વાકયના અર્થને સાંધનારો સંબંધ યા સંયોગી શબ્દ એક પણ વપરાયલો નથી

જફ્રર જેવા ઉર્દુ શાયરે સંયોગલોપાલંકાર જાબજા વાપરેલો છે, તે જુઓ:—

" જો કુચ હોના થા હુવા હમપર તુમારે ઇશ્કોમે,
હમને ઇતનાભી ન પુછા કયા હુવા કયું કર હુવા.
ઉસકો મેહરાબે ઇબાદત હો ખમે આબરૂ એ યાર."

એમા પણ " ન પુછા " એ શબ્દની પાછળ શબ્દયોગી સંબંધ કે તથા "કયા હુવા " ની પાછળ સંયોગી શબ્દ ઓર જેવો શબ્દ વાપરેલો નથી. એ પણ સંયોગલોપાલંકાર છે. ઉર્દુ કરતાં બ્રીજ અને હિંદવી ભાષામાં એ અલંકાર અચ્છી રીતે શોભે છે. નીચલી ધૃપદ ઉપરથી સમજાશે.——

" હેં બીધી એક, દુએ રવી સસ, તીને તલોક,
ચઉ ચાર, પંચ બાન——હે બીધી એક.
ખટ દરષન, સાંત ઉદીત, અષ્ટ નાયક નવ નીધી,
દસ દીસાં ઉશાન, અગ્યારે રૂદર, બારે માસ,
તેરે તંબોલ, ચઉદે રતન, પંદરે તીથી,
સોલે સુંગાર, સતરે તીરીઅતન આન,
અથારે બાર બનસપતી, ઓગનીસ નૃતકલા,
બીસો બીસે રાજારામ જાંણુ-હે બીધી એક "

એમાં વીશ પ્રકારની અનુક્રમણિકા બતાવી છે, એટલે કે સોળ સુંગાર છે—બાર માસ છે—દરશન છ છે એવી રીતે વીશ પદ બતાવ્યાં છતા, એક પણ સંયોગી શબ્દ વાપરેલો નથી એટલા માટે સંયોગ લોપાલંકારનો આ દાખલો પણ ધ્યાનમાં લેવા જોગ છે.

( ૧૨ મો ) લક્ષણાખંડાલંકારઃ—એ અલંકાર કાંઇ પણ

મીસલ, રૂપક, કે ઉપમા, તેના ખરાં લક્ષણમાં ન વપરાતાં ખોટી તમશીલથી દૃષ્ટાંત આપવામા આવે તેનો છે. એમા શબ્દોનો ગેરઉપયોગ કરી, એક શબ્દને બદલે બીજો ભળતો શબ્દ વાપરી કાવ્યની લેઝત વધારવાની તજવીજ કરવામા આવે છે. ટુંકમાં તાણી તોડીને મીસલ આપવાનો એ અલંકાર છે. એને અંગ્રેજીમા Catachresis કહે છે. અને ફારશીમાં "મીસ્લએ બીરગીન" કહે છે. આ લખનારે એક હાસ્ય રસિક કાવ્યમા તેનો દાખલો આપેલો નીચે જણાવિયે:—

નાવ જેવો કાલો, ને નાગ જેવો કાગ;
ચીલ જેવો ભાલો, બોલાય છે જે જાગ.
તરવાર જેવું નાક, ને તળાવ જેવી આખ,
ભરત્તાર જેવો દાનો, પરાર જેવી પાખ.

નાંવ એટલે હોડી, અને કાલી વસ્તુને માટે કાઇ મીસલ આપેવી હોય, તો કાજલ જેવુ કાલું—અથવા રાત જેવુ કાલું, વગેરે બોલી શકાય; તેને બદલે હોડી જેવું કાલું–એમ લખીને લક્ષણનું ખંડણ કરવામાં આવ્યું છે. તેમજ કાગડાને નાગ જેવો ચિતારવો: તથા તેના નાકને તરવારના જેવું રૂપ આપવુ, તેમજ તેની આખને તરાવની બરાબરની ગણવી, અથવા તેની પાખને પરાળની ઉપમા આપવી, એ કેવળ બેહુંદું છે ઉરદુ ભાષામા એ અલંકાર જફર જેવા શાયરે ઘણીવાર વાપરેલો છે.——

"આંઇને ગીરીઆમે મેરે સીના ઓ દીદા હુએ સોજાં,
દેખો ઇસ શીદદને બારામે યે ઘર જલતે હુએ."

એ લક્ષણાખંડાલંકાર ગણાય વળી હિંન્દવી અને બીજ ભાષામાં પણ એ અલંકાર દીઠામાં આવે છે. નીચલી લીટીઓમાં એ અલંકાર વાપરી તેનો તુર્ત ત્યાંજ સુધારો કરેલો પણ જણાઇ આવે છે —

"મીરગા નેણી, ચંદ્ર બદની, ચમક બંદની, ગજે ગવની, હંસ ગવન, પીક પરણી, આગમ નીગમ પાયોધટ અત બીસાર = મીરગા
સુંપચટક તેરી કલન પરન મોહે કોકન
કઠ ગસે ચતોવે મોસ્ત સાલ૦—મીરગા."

એમાં પણ સ્વરૂપની કેહવાનો હેતુ કવેશ્વરનો હોવાથી, બદન ને પાછલથી ચમક બદની દરશાવી દીધો છે. તેમજ "હાથીના જેવા ગવનની," એમ એક સુંદરીને કેહવું, એ લક્ષણનું ખં-

કણુ કર્યા બરાબર કવિને જણાયાથી પાછળથી તુર્તે હસના જેવી ચાસની કહીછે. બીજો એક ગુજરાતી ભાષાનો અલંકાર જાણવાજોગ છે તે જૂઓઃ—પ્રેમાનંદ ઉપરથી;

" કાન લુલા ચરણ રાટાં, બગાડ્યો ગણુગણે;
અસ્થિ નીકલ્યાં ત્વચા ગાઠી, ભયાનક હણુહણે."

એમાં પણ વળી કાનને લુલા લખ્યા છે, અને પગને રાટા લખ્યા છે; તેને બદલે " પગ લૂલા, " અને કાન રાતા લખાવા જોઈએ, બદલે એકેકના લક્ષણો જૂદાં મૂકી શબ્દનો ગેર ઉપયોગ કરેલો છે. અલંકાર જે વાપરવાના તે તાણી તોડીને નહીં, પણ સ્પષ્ટ વપરાવા જોઈએ. કેટલાક અલંકારો વળી કાવ્યમાંજ શોભે છે, કેટલાક માત્ર ગદ્યના લખાણમાજ શોભે છે, અને કેટલાક ભાષણમાં સારા લાગે છે; સઘળ ઉપર જણાવેલા સઘળાજ કોઇ કાવ્યમાં આવવા જોઇએ એમ નથી, પણ પદ્ય, ગદ્ય, કે ભાષણમાં લાગુ પડતા વાપરવા જોઈએ. અથવા બરાબર બોલ્યે તો ખુદરતી રીતે વપરાઇ જવા જોઈએ; જેથી રસ બરાબર લાગે છે. વળી જે ઠેકાણે સાદું લખાણ શોભતું હોય ત્યાં અલંકારીક વાપરવું એણો કઢંગું લાગે છે. વળી સાદું અને અલંકાર, એ બેઉ લક્ષણો ગુંચવાડો પેદા કરે એવી રીતે એકજ વાકયમાં વાપરવાથી ઘણુંજ ગોજું લાગે છે; જેમકે " બૉઇલ એ રસાયન શાસ્ત્રનો પિતા અને અર્લ ઓફ્ કોર્કનો ભાઇ હતો. " આ કેવળ ગોજું છે કેમકે એકગમ પિતા શબ્દ અલંકારીક રીતે વાપરેલો છે, જ્યારે પિતાની નિસ્બતનોજ ભાઇ શબ્દ તુર્તજ તેજ વાકયમાં સાદી ઇબારતમાં લખેલો છે, એ કેવળજ કઢંગુ લાગે છે. તેમજ વળી એકજ બાબદને અલંકારનું રૂપ આપતાં તેમાં જૂદા જૂદા અને મિશ્રણના ભેળમભેળ અલંકારો વાપરવા એ પણ ગોજું લાગે છે; જેમકેઃ—

" I bridle in my struggling muse in vain
That long to launch into a bolder strain."

યાને કેઃ—રીગઝીગ કરતા મારા વિચાર, કે જે વધારે મજબુત રાગની અંદર એક વાહાણની માફક ધસવા માંગે છે, તેને મેં લગામમાં રાખવા કીધા પણ ફોકટ. એમા પ્રથમ વિચારને ઘોડો બનાવવામાં આવ્યો છે, પછી તુર્તજ વાહાણ બનાવામાં આવ્યું છે, અને પછી તેજ વાકયમાં ગવૈયો બનાવામાં આવ્યો છે. એ કેવળ નાદુરસ્ત અને નારવા દીસે છે. એ પ્રમાણે વળી આખા લખાણના લખાણ અલંકારિક

ભાષામાં લખી, વાંચનારાઓને થાકવી નાંખવા, એ પણ કેવળ ગેરવાજબી છે. ખાસ અલંકાર લાવવા સારૂજ કાંઈ કવિઓ કવિતા જોડવા બેસતા નથી.

સજ્જનસે દુર્જન ભલે કે પરનિંધા કરત,
દુર્જનકું ઉધારત આપે નરક પડત.

એમાં સજ્જન કરતાં દુર્જનને ભલો કહ્યો છે. અને તેના કારણમાં કહેછે કે તે પરાઇ નિંદા કરે છે, તે કેવો ભલોછે, કે તેની નિંદા કરવાથી પોતે તો દોજખમાં પડે છે, પણ બીજાનું પાપ બીચારો ધોઈ નાખે છે ! લક્ષણાખંડા જણાવી, વળી વિચાર તો બરાબર જણાવ્યો છે. નીચલા દાખલામાં એકેક પછી લક્ષણોના ખંડણ કરેલાં છેઃ—

" નદી સમાન નહીં કોઇ જલા, બધુ સમાન નહીં કોઈ બલા;
સુરજ સમાન નહીં કોઈ તેજો, સ્ત્રી સમાન નહી કોઇ હેજો;

પછી કહે છે.—

મેઘ સમાન નહીં કોઇ જલા, આપ સમાન નહીં કોઇ બલા;
નેણ સમાન નહીં કોઇ તેજો, અન સમાન નહીં કોઈ હેજો. "

એમાં એક લક્ષણ ના પાડી, બીજો લક્ષણ કહેલો છે. એક ઇશ્વર ભકતો એકેકથી ઉલટાં લક્ષણ નીચે મુજબ સ્ત્રી જાતિ ઉપર વાપરે છેઃ—

" નારી નાગણ એસી ભઇ, દો તરફસે ખાય;
જીવતે જીવતો ધન હરે, મુવે નર્ક લે જાય.
નારી નિંધા મત કરો, કોઇ રતનકી ખાણ;
નારીસે તો નર ઉપજ્યા, ધ્રુ પ્રલ્હાદ સમાન.
જદ નારી પરસન ભઇ, દે ન શકત કછુ ઓર;
સુત્ર પાત્ર આગે ધરે, વોહી નરકકી ઠોર. "

એમાં પેહેલાં **નાગન** રૂપે નારીને ચિતારી કહે છે કે, જીવતાં પૈસે ખુહાર કરે, ને છેવટે તો એ સ્ત્રીસંગથીજ દોજખમાં જવાનું થાય છે. પાછો ઉલટાવીને તેને **રતનની** ખાણ બનાવે છે, ને કહેછે, ભલા ભલા નરો ધ્રુવ અને પ્રલ્હાદ જેવા પેદા પડયાછે તે તો તેજ ખાંણમાંથી યાને નારીથીજ, માટે તેની નિંદા ના કરો. પછી પાછો નારી કુપાત્ર રજુ કરનારી, નરકની હાલ્લી આગળ ધરનારી વગેરે ચિતારી લક્ષણાખંડ કરેલો છે.



" Poetry is in itself a thing of God;
He made His prophets poets: and the more
We feel of poesie do we become
Like God in love and power-under-makers. "

Bailey.

ઉપલી અંગ્રેજી કવિતામાં કહે છે કે, કાવ્યમાં પોતામાંજ પરમેશ્વરનો વિષય સમાયલો છે, તે સાહેબે પોતાના પેગંબરોને કવિજ પેદા કરેલા છે; અને જેમ જેમ વધારે કાવ્ય તરફ આપણી લાગણી વધે છે, તેમ તેમ માયા અને બળની બાબદમાં આપણે પરમેશ્વરના જેવા આસીસ્ટંટ અથવા મદદનીશ પરમેશ્વરો થઇએ છીએ. કાવ્યનું મોટપ જ્યારે આટલું બધું છે, ત્યારે જે ચીજથી કાવ્ય બને છે, તે ખુદરતી વિચાર અને અલંકાર છે, ત્યારે તેનું મહત્વ કાંઇ ઓછું નથી. પરંતુ ને કાવ્ય કેવું ? તે કાવ્ય તે એવુ જોઇએ, કે પારકા દિલો બેહેલાવી શકે. નર્મદાશંકરે એક શ્લોક કયાંથી કોણ જાણે કાઢ્યો છે, તે અત્રે ટાંકેલો રદ્દ જશે નહીં.

किं कवेस्तस्य काव्येन किं कांडेन धनुष्मतः
परस्य हृदये लग्नं न निहंति च यच्छिरः॥ १

અર્થઃ—જે કવિતાથી પારકાનું હૈયું ભેદાયું નહિ—જે કવિતાથી સામાને અસર ન થઇ, અને જે તીરે સામાનું ડોકું ન ઉડાડ્યું, તેવી કવિતા કવિએ કીધી તો તે શા કામનુ તથા તેથી શું ? અને તેવું તીર ધનુષ ધરનારે માર્યું તો તે શા કામનું તથા તેથી શું? તે પ્રમાણે કાવ્યરસ અને અલંકારરસ એવા રસિક અને મીઠા બનાવવા જોઇએ અથવા ખુદરતી બની જવા જોઇએ, કે જેથી મોંમાં પાણી છુટે અને ઉંધ કે ભુખ વિસરી જવાય. જે કાવ્યથી સામાનું દિલ એક થઇ જાય તેનું નામ કાવ્ય.

૧૩ પદન્યુનતાલંકારઃ—એટલે અધુરા શબ્દોવાળો અલંકાર, જેમાં શબ્દો છોડી દેવાય, યા શબ્દોનો જાવતમાં ઉપયોગ કરવામાં આવે, અને તેમ છતાં જે કેહવાનુ તે મતલબ ઉપરથી બરાબર સમજાઇ જાય. એને અંગ્રેજીમા Ellipsis કહે છે નિચલા દાખલામાં ક્રિયાપદ જાવતમાં વાપરેલો છેઃ—

"રાય સ્નેહિ માને નહીં, જો સોંપી દે પ્રાણ;
સર્પ સોની ને સર્પની, માને પ્રીત અજાણ.
સિંહ અહી ને છત્રધર, માને મિત્ર અજાણ;
જો તુટે તો ગુણ કરે, રૂઠે તો લે પ્રાણ."

એમાં સર્પ, સોની, રાજા, સર્પ, સિંહ, અહી અને છત્રધાર, એટલા સાત સાહેબો "જો તુટે (એટલે મેહેરબાન થાય) તો ગુણ કરે, ને રૂઠે તો જીવ લે." એ ક્રિયાપદ જૂદિ જુદિ સાતવાર વાપરવાને બદલે એકજવાર વાપરેલો છે. તેવોજ ક્રિયાપદ જાવતમાં વપરાયલો બીજોબી દાખલો એજ શામળભટ આપે છે:—

"વાજે વેણા વાસળી, સારંગી ને સાજ;
તાળ કાંસિ ને તંબુરો, જત્રો અને પખાજ.
નગર લોક જોવા મળ્યા, કરે નાયકા નાચ;
એ અવસર શોભે સભા, સુરપતિજેવી સાચ."

એમાં પણ વાંસળી, સારંગી, કાંસિ, તંબુરો, જત્રો, પખવાજ, એરે વગેરે તમામ વાજીંત્રોને માટે વાજે જેવો એકજ ક્રિયાપદ વાપરેલો છે. એવા દાખલાતો દગલે ને પગલે કાવ્યમાં દીઠામાં આવે છે. એની કાંઈ નવાઈ નથી. પરંતુ અલંકાર સમજાવા સારૂ દરેક જાતના એકેકા દાખલા નિચે આપ્યે. લજ્જારામ નામનો કવિ જે ઇ સ. ૧૭૯૭ માં અમદાવાદમાં થઇ ગયો છે, તેના કાવ્યમાથી:—

"રાજ સભામાં રાજા બેઠા, રાયકડા તેડાવ્યારે;
રતનો, રૂપો, રાજો, કાજો, રાયકડા સૌ આવ્યારે.
શું છે રાજા, શું છે રાજા, શું છે અમારૂં કામરે;
શાંને કાજે શું કરવાને, તેડાવ્યા આ ઠામરે."

એમાં રતનો, રૂપો, રાજો, કાજો—એ શબ્દો વચ્ચે શબ્દયોગી અવ્યય નીકલી જઈ પદન્યુનતાલંકાર થયલો છે. એનો સમાવેશ સંયોગ લોપાલંકારમાં પણ થઇ શકે બીજ ભાષા કે હિંદની ભાષા દરેકમાં આ અલંકાર ઢગલેઢેર દીઠામાં આવે છે:—

"બાળપન ખેલમે ખોયા, જુવાંની નીદભર સોયા;
બુઢાપા દેખકે રોયા, નબીજી આસરા તેરા."

એમાં વળી સર્વનામ "તમને" અથવા "તુને" કાઢી નાંખી જાવતમાંજ લખેલું છે.

નિચલાં પદની અંદર નામ નહીં વાપરીને પદન્યુનતાની લેહજ

આપી છે, તે જૂઓ તુલશીદાસ કહે છેઃ—

"નાહક ચેત લગાયો બાલમ ભેદ જો હું નહી પાયોરે—
જોગી બનકે શબ જગ ઢુંઢગો, ઘરઘર અલખ જગાયો;
ગંગા જમના ઓર ગોમતી, ઘાટ ઘાટ સબ નાહ્યોરે.
અલખ નીરંજન અપને, રોમમેં રોમ રોમમે છાયો;
માયા ભીસોભ બશે તન દુતી, તા થઇ નજર ન આયોરે.
બદરીનાથ દુવારીકા આયો, જગનનાથ કર આયો;
મે જાણું કછુ પાપ કટેગો, ઉલટો દાગ લાયોરે.
શ્રી ઠાકોરકી સેવા કીની, હાથ સે ઘટ બજાયો;
તુલસીદાસ ધરે મસ્તકપર હાથ, માથે તીલક ચહડાયોરે."

એમા વળી ગંગા-જમના-ગોમતી વગેરેના નામ લખીને **નદી** એ શબ્દ જાવતમા ગુહ્ય રાખ્યો છે. તેમજ બદરીનાથ-દુવારકાં-અને જગનનાથ, શેહેરોના નામો જાવત રાખી **તીર્થ** શબ્દ તથા **શેહેર** શબ્દ જાવત રાખી બાહ્ય સમજ છુપાવી છે.

એજ માફક વિશેષણ જાવતમાં લખી કાવ્યરસ ઉત્પન્ન કરવાને શામળભટે પણ ઘટતુ કરેલું છે—

" તાલ મૃદંગ ત્રુઇ ઢોલ, રવાજ સારંગિ સતારી;
વેણા વંશી જંત્ર, તબુરો ને ત્રોતારી.
કાંસી નરઘાં ભેર, નફેરી ડફ શરનાઇ;
ભુંગળ શૃગિ કરનાટ, ડાક ડમરૂ ગોમુખાઇ.
ખંજરી મંજિરા મોરચંગ, શંખઉપંગ નોબત **ભલી**;
એક બે ચોખટ નવબારના, તાર તણા **છત્રીશ** મળી."

એમાં બધાં મળી છત્રીશ વાજીત્ર છે, તે સર્વે સારા છે, એવું જણાવવાને માત્ર એકજ વિશેષણ **ભલી** વાપરેલો છે. એટલે વિશેષણ સંબધે પદન્યુનતા વપરાયલો છે. એ પ્રમાણે વ્યાકરણ રૂઢીના દરેક પ્રકારોનુ ખડણ અથવા જાવત કરેલાના અસખ્ય દાખલા છે. પણ આ જગાએ માત્ર અલંકારનીજ સમજણ આપી કાવ્યરસ સમજાવાનો હોવાથી ઘણા દાખલાની જરૂર લાગતી નથી.

એક કવિએ નીચલો પદન્યુનતા વાપરેલો બહુ રંગીન છે—

" જતી જોગી, સતી નારી, રણ મધ્યે કોઇ શુરવંત;
ગામ મધ્યે કોઇ ભક્તજન, એ ચારે પૃથ્વિના સ્થંભ"

એમ ચારે જણા માટે એકજવેણ છેવટે વાપરી ન્યુનતા બતાવી

છે. વળી નીચલો દાખલો ઉત્તમ છેઃ—

" રામ નામ સબ કોઇ કહે; ઠગ, ઠાકોર, ને ચોર;
ધ્રુ પ્રલ્હાદ જો તર ગયે, વોહી નામ કછુ ઓર. "

એમ રામનું નામ ૩ જણા કહે છે, અને તે કોઇ કહે છે, તેને માટે કહે વાપર્યો, પછી એક પદ ઓછું રાખ્યુ, કે ધ્રુવ પ્રહલાદ સૌ ભવસાગર તરી ગયા તે કાઇ બીજું નામ હશે ? યાને તેનો જવાબતો નકારમાં આવે છે, છતાં કાવ્યમાં બતાવ્યોતો નથી, ત્યારે તેને પદન્યુનતા કહે. વળી એના જેવુંજ એક આત્મજ્ઞાનીનું પદ છે.

" શ્વાશે શ્વાશમે રામ ભજ, મીથ્યા શ્વાસ મત ખોય;
ના જાણું એ શ્વાસકી, આવન ફીર નહી હોય "

કહે છે કે, દરેક દમે દમ ખુદાને ભજતો રહે, એક દમ પણ ફોકટનો જવા ના દે, કેમકે હું નહી જાણુતો કે, જે દમ હમણા આવી ગયો, તે દમ પાછો નહીં ફરશે કે કેમ ? એમાં જોકે જવાબતો તે કવિ જાણે છે, પણ શંકામાંજ પદની ન્યુનતા બતાવી મુંકી છે. તુલશીદાસે એક પદ નીચે પ્રમાણે બનાવેલું છે.—

" તુલશી તલપ ન છોડીએ, નીશ્ચે લીજે નામ;
મનુષ્ય મજુરી દેત હે, ક્યું રખેગા રામ. "

એટલે ખુદાની તલપ છોડવી નહીં, કેમકે જ્યારે માણસ મજુરી કરનારને તેના પુરતું દામ આપે છે, તો ખોદાતાલાની ભક્તિ કરતા માટે ઈશ્વર કેમ તેને આપ્યા વિના છોડશે. એ છેલ્લો અર્થ પદન્યુનતા છતાં સમજાય છે. વળી કહે છેકેઃ—

" જ્ઞાન, ગરીબી, હરિભજન, કોમળ વચન અદોષ;
તુલશી કબહુ ન છાંડીએ, દામા—શીલ સંતોષ.
તુલશી જગમે આય કે, કર લીજે દો કામ;
દેવે કો ટુકડા ભલા, લેવે કો હરિ નામ. "

પ્રથમ ૭ ચીજ નહીં છોડવાને માત્ર ન છાંડીએ શબ્દ એકજવાર છે, તેમજ બે ચીજ કરવા કહી છે, છતાં તેને માટે એક પદ વાપર્યું છે.

**૧૪ મો વ્યાકરણ વિરૂદ્ધાલંકારઃ**—અંગ્રેજીમાં એ અલંકારને Enallage કહે છે. એ અલંકારમાં હમેશાં વ્યાકરણ એકને બદલે બીજારૂપમા મુકેલુ આવે છે. નામને બદલે વિશેષણ, અથવા વિશેષણને ઠેકાણે ક્રિયા વિશેષણ વગેરે વાપરવામાં આવે છે. જેમ લજ્જારામે

અભિમન્યુના આખ્યાનમાં વાપરેલો છે—

" પર ભૂમિ પર ભૂપતિ આગળ, પર ગમતુંજ કહેવું;
પર ઓશિયાળે પેટજ ભરવું, પરને દિલ ન દેવું.
+ + +
તે દુખ માહે વળી દુખ મોટું, છાનિ કેમ રહેશે,
સુજે તેમ કહે લોક બહિરમુખ, કપટ બોલ કેમ સહેશે."

એમા પ્રથમ પર શબ્દ વિશેષણ તરીકે વાપરીને ભૂમિ અને ભૂપતિ નામોને લગાડેલો છે, પણ પછીના ત્રણે પર શબ્દ વિશેષણ હોવા છતાં, પર એટલે પારકાને એવા અર્થમાં **નામ** તરીકે વપરાયલા છે; એ વ્યાકરણ વિરૂદ્ધાલંકાર તેમજ કપટ એ શબ્દ " નામ " હોવા છતાં કપટ બોલ = એટલે કપટી બોલના અર્થમાં વિશેષણ લેખે વપરાયલો છે. અંગ્રેજી ભાષામાં પણ ઘણા દાખલા છે, જેમાંથી એક નિચે આપ્યે:—

" The evil that men do lives after them;
The Good is oft interred with their bones: "

જાણે કે, ખરાબ વારંવાર આદમીની પછવાડે રહી જાય છે, અને નેક ઘણીવાર તેમના હાડકાંની સાથેજ દટાઇ જાય છે. એમાં ખરાબ અને નેક ( evil અને good ) એ વિશેષણના રૂપમાં નામને ઠેકાણે વપરાયલાં છે; તોપણ એ બન્ને શબ્દો **નામ** લેખેજ આ જગાએ અસલ લખનારે મુકેલા છે, એમ પણ તકરાર લાવવામાં આવે છે. સબબ ઉપલા દાખલાથીજ જો બરાબર સમજ થતી ન હોય, તો આ લખનારની કવિતાઓમાંથી નિચલી લીટિ બરાબર ગર્જ સારશે;—

જૂઓ મારી કલમ કેવા ખીલી રહી છે,
જૂઓ મારી પ્યાર પર તૂણી ખીજી રહી છે;
દિલ મારૂં કંઇ કેહ ને કલમ લખે કંઇરે,
ખડયો કાગળ કલમ ત્રણે **એકસંપી** થઇરે.

એમાં પણ **પ્યારી** ને બદલે **પ્યાર** નામ વાપરેલું છે; અને **એકસંપ** " નામ " ને બદલે " એકસંપી " વિશેષણ વાપરેલુ છે. એ પણ કાવ્યની લેઝત વધારવા, ને વળી તરેહવાર ફાશીન બદલવાને ઉપયોગી અલંકાર છે.

**૧૫ મો વિસ્મયાલંકાર**:—સાધારણ લઢણે નહીં લખતાં

વિસ્મય થઇને, જોસ્સામાં વપરાઇ જતા શબ્દોથી બનેલો અલંકાર. એ અલંકારથી લખનારો પોતાની લાગણી અને જુસ્સા પ્રમાણે અચરતી ઉપજાવે એવો દેખાવ કરે છે, અને સામાને પણ પોતાની લાગણી સાથે દોરીને વિસ્મય પમાડવાની પેરવી કરે છે એ અલંકારને અંગ્રેજીમાં Exclamation કહે છે; જેમકે:— સુંદર વિલાસ ઉપરથી:

" અહો હરિદેવ ! ન જાનત સેવ, અહો હરિરાય ! પરોં તેરે પાએ.
સુનો યહ ગાથ ! ગહો મમ હાથ, અનાથ અનાથ ! અનાથ અનાથ !
અહો પ્રભુ નિત્ય ! અહો પ્રભુ સત્ય ! અહો અવિનાસિ ! અહો અવિગત્ય !
અહો પ્રભુભિન્ન ! દિસે જુ પ્રકૃત્ય ! નિકૃત્ય નિકૃત્ય ! નિકૃત્ય નિકૃત્ય !
અહો પ્રભુ પાવન ! નામ તુમ્હાર, ભજે તિન કે સબ જાહિ બિકાર.
કરી તુમ સંતનકી જુ સહાય, અહો હરિ હો હરિ હો હરિ રાય ! "

એમાં જાણે ખોદાતાલાને અચરત થઇને વિસ્મયતાથી સુંદરદાસ સંભારે છે.

એના કરતાં વધારે સારો દાખલો નિચે પ્રમાણે શામળભટ આપે છે.—

" રાંક જાત તે રત્ન **શું ઓળખે,** આખર ચૈતન ચાકરનો;
ગરીબ તણે ઘેર પેટ ભરે તે, ઠાઠ **શું જાણે** ઠાકરનો;
બેરી તણે મહિમા નવ દીઠો, કરે વખાણ તે કાંકરનો;
ખાખરની ખીસોડી અગદ, સ્વાદ **શું જાણે** સાકરનો. "

એમાં કાલા કરેલા શબ્દોથીજ વિસ્મયાલંકાર સેહેલથી સમજાઇ જાય છે, તો પણ ઉપલા બન્ને કરતાં વધારે સારા દાખલા પ્રેમાનંદ કવિના નળાખ્યાનમાંથી મળે છે તે જૂઓ:—

" તેજે કરીને જેવો ભાન, એ નળ આવ્યોરે !
શીતળતાએ સોમ સમાન, એ નળ આવ્યોરે !
ગતે કેસરિ જેવો કહેવાય, એ નળ આવ્યોરે !
મહિમાયે શંકર રાય, એ નળ આવ્યોરે !
મનસ્થિરતાએ જેવો મેર, એ નળ આવ્યોરે !
ધને બીજો જેવો કુબેર, એ નળ આવ્યોરે !
સત્યવાદી શિબિ સમાન, એ નળ આવ્યોરે !
ઐશ્વર્યે નિષધ રાજાન, એ નળ આવ્યોરે !
જુધે શોભે જેવો ઇંદ્ર, એ નળ આવ્યોરે !

દાને શોભે જેવો હરિચંદ્ર, એ નળ આવ્યોરે !
વિદ્યાયે ગુરૂ શુક્ર જેમ, એ નળ આવ્યોરે !
દુઃખ હર્તા ધન્વંતરિ તેમ, એ નળ આવ્યોરે !

એમાં દરેક લીટિએ લીટિમાં વિસ્મયાલંકાર સમાયલોછે, તેથી ઘણો સુંદર લાગે છે. આજના કવિઓ જો આવો ઉત્તમ પ્રકારનો રસ લઇને તરેહવાર મીસાલો સાથની કવિતા જોડે, અથવા તેઓથી ખુદરતી રીતેજ જોડાઇ જાય, તો વાચક વર્ગને લેઝત ઊપજ્યા વિના નહી રહે. ઉપરના ત્રણે દાખલા કરતાં સૌથી સરસ નમુનો કવિ હરજીરામે અભિમન્યુના આખ્યાનમાં આપેલો નિચે ઉતારીશું.

" મને બાલુડો ન કહેશો મારી માવડીરે.
મા બાળો કાને જળમાં પેશી નાથ્યો કાળી નાગરે;
મા બાળો વીંછી કેટલો ! બધે અંગે ઉઠે આગરે.
મા બાળો મેઘજ કેટલો ! તેતો નીર ભરે નવખંડરે;
મા બાળો વજ્રજ કેટલો ! તેતો પર્વત કરે શતખંડરે.
મા બાળો દિનકર કેટલો! બધો અંધકાર પામે નાશરે;
મા બાળો સિંહજ કેટલો ! તેથી હસ્તિ પામે ત્રાસરે.
મા બાળો મંકોડો કેટલો ! તેતો ખીજે કરડી ખાયરે;
મા મુકાવ્યો મુકે નહિ ! તાણ્યો તુટી જાયરે.
મા બાળો હીરો કેટલો ! પણ તેતો એરણને વેધેરે;
મા બાળો નોળજ કેટલો! વડા વશિયરને તે છેદેરે.
મા બાળો અગ્નિ કેટલો! તેતો દહે બાધુ વનરે.
મા બાળો તે નવ જાણિયે ! જે આખર ક્ષત્રી તનરે."

ઉપલા દાખલામાં લગભગ સઘળીજ લીટીમાં વિસ્મયાલંકાર સમાયલો છે, એટલુજ નહીં પણ નાની વસ્તુ કેવાં પરાક્રમો કરી બતાવે છે, તેનો વિસ્મય પમાડનારો નમુનો આજના કવિઓના કાન ઉંચકાવે એવો મજાનો છે કાવ્યરસ તો એને કહીએ. કાવ્યની લેઝત તો એવીજ કવિતાથી ચખાય. કાવ્યની ઝમક તેબી એવી કવિતાથીજ શિખાય. અને કાવ્યની શ્રીશીન તેબી એવીજ કવિતાથી બદલાય. ઉપલા બધા દાખલા કરતાં લખનારની બે બાયડીઓ, એક કલમ અને બીજી શીરીન, વચ્ચે ચાલતા અંતરની અરજી નિચે ઉતારેલી વ્યર્થ જશે નહી. આજ લખનારના કાવ્ય સંગ્રહમાંથીઃ—

કલમ કહે શોરાબ હું તારી, શીરીન કહે હું હું માશુક;

અરે હાયરે ! કલમ જુલીખા ! અરે હાય ! કેસા નાજુક.
કલમ-શીરીન બેઉ માશુક વચ્ચે, લગું ગ્રહણ કેવું જબ્બર!
શીરીન ઉપરના પ્યાર પત્રમાં, કલમ કરે ઉલટાં છબ્બર.
અંત કરણુ કઇ લખવા કરશે, ભલતુ કલમ લખવાનીરે!
અરે પ્રભુ ! બે આવી બૈરી, શું શું હેરાંન કરવાનીરે!

પોતાનો પ્રિય આશક નહી મળવાથી હવેરી બાવરી થઇ ગયલી એક માશુક ઘણીજ નિશ્વાસો નાંખીને વિસ્મયાલંકાર વાપરે છેઃ—

" રોઝ રૂખસારોકી લેતા હે મઝે ખુબોંકી,
બેહતર ઇસ શુગલસે હજ્જામ હુનર કયા હોગા ?"

યાને:—ખુબસુરતી ભરેલા નોજવાંનોને, સહવારનું પોહોર થાય છે, ત્યારે રોજનો રોજ અએ હજામડા ! તું જુએ છે, અને તેઓના ખીલેલા કોમળ ગાલો ઉપર તુ નજીસ હાથો રોજ પસવાડીને ( યાને હજામત કરતી વેળા પાણી ફેરવે છે, વિગેરે ) મજા લે છે, તો પછી ઓ હજામ ! એથી વધારે સરસ તુંને શું જોઇએ છે ? વળી એક કવિએ બેવડા અલંકારનો એક દાખલો રજુ કર્યો છેઃ—

ઘર બાળે, ઘર ઉગરે ! ઘર રાખ્યે, ઘર જાય !!
એક અચબા એસા દેખા, જો સમા કાળકુ ખાય !!

એમાં ઘર બાળી નાખ્યે તો ઘર બચી જાય, અને ઘર બચાવી રાખ્યે તો ઘર જાતું રહે !! આ જોકે આત્મજ્ઞાનિઓ માટે માર્મિક લખેલું છે, પણ ખુલ્લો વિસ્મયાલકાર તેમાંથી જણાઇ આવશે. વળી કહે છે કે;

" જલકે જોતી જીસ મીલા, બીન બાતી બીન તેલ;
ચૌદીશ સુરજ ઉગીઆ, કૈસા અદભુત ખેલ !! "

એમાં, વગર બતીએ અને વગર તેલે દીવો બળે છે, ( સુરજ ઉગવા વીશે ) એ કેવો વિસ્મયકારક ખેલ છે, એમ વિસ્મયાલંકાર બતાવેલો છે. વળી તુલશીદાસે કહેલો છેકે:—

" તુલશી કીડા લીમકા, ચખા ચાહે ખાંડ;
મન ચાહે વૈરાગકું, ઘરકુ ચાહે રાડ. "

તુલશીદાસ કહે છે કે, એક કીડો લીમડામાં પણ રહેવા માંગે ને વળી ખાંડ ખાવા માંગે ! વળી એક આદમી વૈરાગને પણ ચાહે, અને ઘરમાં વિગ્રહ પૂરો પાડવા રંડીને પણ માગે, એ કેવું અજબ

જોવું ! એમાં વળી જુઓ તો ચાહે અને ખાંડ ઉપર પણ શ્લેષ લઇ શકાશે. વળી કહ્યું છે કે:—

"રામ નામ અમોલ હય, બીન દામહી બીકાય !
તુલશી અચરજ દેખીઓ, કોઇ ગ્રાહક ન થાય !!"

યાને, જોકે ખુદાનું નામ બહુ અમુલ્ય છે, તોપણ વગર પૈસે વેચાય છે, તેમ છતા તુલશીદાસ કહે છે કે, હુ વિસ્મય થાઉં છું કે, મુફ્ત છે તોએ કોઈ ઘરાક થતું નથી !

"નવ દારેકા પીંજરા તામે પંછી પવન,
રહેનેકા અચરજ હય ગયે અચબા કોન !"

એમાં કહે છે કે, માણસનું પીંજરૂ યાને શરીર છે તેને આંખ નાંક, કાન, વીગેરે ૯ દરવાજા છે, તેમા પવન પચ્ચી કેમ રહી શકેછે, યાને જીવ કેમ ટકે છે, એ અચબાની વાત છે !

એમા વિસ્મયાલંકાર બરાબર વપરાયલો દીઠામાં આવશે. આ અલંકાર કાવ્યરસમાં આગેવાન ભાગ ભજવતો હોવાથીજ ઘણા દાખલા આપવા પડયા છે.

## ૫

"All great lays, equals to the mind of men,
Deal more or less with the Divine, and have
For end some good of mind or soul of man.
The mind is this world's, but the soul is God's !
The wise man joins them here all in his power."

BAILEY.

(૧૬) પ્રપુન:ઉચ્ચારણ:—એને અગ્રેજીમાં Epanorthosis કહે છે. યાને કે, વક્તા, લેખક, કે કવિ; બોલતાં, લખતાં, કે જોડતાં, પોતે પ્રથમ જે બોલ્યો હોય, લખ્યુ હોય, અથવા જોડયું હોય, તે એકદમ પાછું યાદ કરીને, વધારે સારા શબ્દોમા અથવા તેજ શબ્દો ઉપર ભાર મુકીને, અથવા બીજા અસરકારક શબ્દો મુકીને નવેશર પોતાનુ બોલવું, લખવુ, કે જોડવું, પાછું શરૂ કરે છે. પ્ર = એટલે વિશેષ અથવા વધારે, પુન=એટલે ફરીથી, અને ઉચ્ચારણ=એટલે ઉચ્ચારવું અથવા બોલવું તે; જેમકે સીઝરના કમકમાટ ભર્યાં મો'ત વિશે અગ્રેજીમા અચ્છો દાખલો આપેલો છે.—

"I should do Brutus wrong, and Casius wrong,
Who, you all know, are honourable men:
I will not do them wrong; I rather choose
To wrong the dead, to wrong myself, and you,
Than I will wrong such honourable men.

* * *

Show you sweet Cæsar's wounds, poor, poor dumb mouths,
And bid them speak for me. But were I Brutus,
And Brutus Antony, there were an Antony—"

ઉપલી સતરોમાં ત્રીજી લીટિમા જણાવે છે કે; "હું તેઓને અન્યાય કરીશ નહીં, બલકે મુંએલાને, મને પોતાને અને તમુને હું અન્યાય કરવાનું પસંદ કરીશ;" તેમજ વળી ૬ ઠી લીટીમાં તથા ૭-૮ મી લીટીઓમાં જણાવે છે કેઃ—"ગરીબ, ગરીબ મુંગાં મોંઢાઓ......પણ હું જો બ્રુટસ એનટની હોત—" એમા પ્રપુનઉચ્ચારણ બરાબર વાપરેલું દીઠામા આવે છે. તુલસીદાસના નિચલા પદમાં આ અલંકાર અચ્છી રીતે વપરાયલો છે તે જૂઓ—

તૂલસી કર પર કર કરો, કર તર કર ન કરો;
જો દિન કર તર કર કરો, ઓ દિન મરણ કરો.

અર્થ:—ઓ તુલસીદાસ કોઇનાબી હાથની ઉપર હાથ મુંક, કોઈના હાથની તળે હાથ ના મુક. એટલુંજ નહીં પણ જે દહાડે કોઇના હાથની તળે હાથ મુકવાનો વખત આવે, ત્યારે તો મરી જવું બેહેતર છે. ભાવાર્થ એ છે કે, દાન ધર્મ કરનારો ધણી હમેશાં બીજા માણસને બક્ષેશ આપતી વખતે પોતાનો હાથ ઉપરજ રાખે છે, અને સ્વાભાવિક રીતે લેનાર ધણીનો હાથ નિચેજ આવે છે, કેમકે તે હાથ ઓળે છે. તેથી જે દહાડો હાથ તળે રાખવાનો વખત આવે, યાને બીજાંની પાસે ભીખ માંગવાનો વખત આવે ત્યારે તો મરી ગયલુંજ બેહેતર છે. એમાં "કર તર કર કરો" ફરી ફરી વાપરીને કવિએ પ્રપુનોચ્ચારણ કરેલું જણાઇ આવે છે, અને તેથી તેનું કહેવુ વધારે અસરકારક લાગે છે.

નરસિંહ મેહેતાએ નિચલી લીટિ લખી છે—

"સમળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળી ભુંડો રે;

તમારે મન માને તે કહેજો, નેહ લાગ્યો છે મને ઉંડોરે."

એમાં પણ "ભુંડો" શબ્દ વાપરીને કવિ ધરાયો ન હોય તેમ "ભુંડાથી વળી ભુંડોરે" એમ લખીને આ અલંકાર દીપાવ્યો છે.

નિચલો દાખલો કવિ કાળિદાસ આપે છે:—

" સઘળા વાતે છો તમે શ્યામ, પ્રાણી માત્ર કરે પ્રણામ;
પરણામી પરમાત્મા શ્રીહરિ, સારંગ પાણી હોય;
અદ્ભુત શક્તિ આપની તારો, **પાર ન જાંણે કોય;**
**પાર ન જાંણે કોય લગાર,** હું કેમ પામીશ તારો પાર."

એમાં પણ કાળા કરેલા મોટા અક્ષરો ઝટ પ્રપુનોચ્ચારણનો ખ્યાલ આપશે. એના કરતાં ઉત્તમ દાખલા કવિ શામળભટના છે, તે નિચે ઉતારવાની ઘણી જરૂર છે:—

" હુકમ હોય હજૂરી કેરો, શોષી નાંખું બધો સાગર;
હુકમ હોય હજૂરી કેરો, મહાકામ કરવા છું હાજર;
હુકમ હોય હજૂરી કેરો, જોરે જુદ્ધ કરૂં ત્યાં જાહર;
કાસદ કામ સોપ્યું કેમ મુજને, છેક મને કેમ કીધો કાયર.

* * *

કહો તો ગઢ લંકના સહસ્ત્ર કટકા કરૂં, ખધોળીને કરૂં ધૂળધાંણી;
કહો તો હું સાત સાગર જળ શોષિને,આળ—૫પાળ કરૂં પૂર પાણી;
કહો તો રાક્ષસ બધા રોળી નાંખું વળી, જો વદો વદન મહારાજ વાણી;
કહો તો દશ કંધનું દેહવટ વાળીને, રોવરાવું બધી રાવ—રાણી."

અંગદ વષ્ટિમાં ઉપર પ્રમાણે રામરાજાને અંગદ પુછે છે કે, "જો તમારો હૂકમ હોય તો, બધા સાગરના સાગર પી જાઉં, એટલુંજ નહીં પણ એથીને મોટાં કામો કરવા હું પુર્તિણ છું, એટલુંજ નહીં પણ લંકાના ગઢના તુકડે તુકડા કરી નાંખવા તૈયાર છું, એટલુંજ નહીં પણ સાતે દરિયાનું પાણી શોષિ લેઇને જળ પ્રળયનો પૂર બનાવી દેઉં, એટલુંજ નહીં પણ કહો તો બધા રાક્ષશોને રગદી નાંખું;" વગેરે વગેરે પ્રપુનોચ્ચારણ કરી અચ્છો કાવ્ય રસ લીધો છે.

હવે એક અંગ્રેજ કવિનો દાખલો લઈએ:—

" Curse ye, curse ye, his useless, useless shield
My arm that wrought the deed of sorrow,
The fatal spear that pierc'd his breast

His comely breast on the braes of Yarrow."

એમાં Curse ye તથા Useless તથા His breast એ શબ્દો પોતાના પાછલ પોતાનાજ અર્થના શબ્દો, મતલબને વધારે સારા આકારમાં મુકવાને સારૂ લઇને આવેલા આપણને જણાઇ આવે છે.

મોટી હપ્તનયસ્તમાં તેનો સરસ દાખલો:—

" આતશે બોઇ મઝદાઓ અહુરશ્વા અહી,
મઇન્યે ઉશ વોઇ અહિયા સ્પેનિસ્તો અહી"

યાને કે:—ઓ આતશ ! તું તો દાદાર હોરમજદની એક નિશાંન છે, ઓ આતશ ! તુ તો તે મીનોદાદારની સરસ વૃદ્ધિ કરનારી એક નિશાંન છે.

એમાં આતશને ઇશ્વરની માત્ર એક નિશાંન લેખીનેજ લખનાર બેશી રહ્યા નથી, પણ વળી આગળ વધીને વૃદ્ધિ કરનારી નિશાંન કરીને ઉમેરે છે.

એફીન નામના શાયરે એક રેખતામાં જે લેઝત લીધી છે, તે ઘણી પસંદ કરવા જોગ છે:—

" હાતસે વેહશત કે ટુંકરે પેરહન હો જાએગા,
પેરહન કેઆ ચીજ હએ ટુકરે બદન હો જાએગા.

યાને કે:—ખોદાતાલાના ફરમાનોની જે ચીતા અને ખોફ છે, તે ખોફના હાથથી શરીરમાંનાં કપડાંબી ટુકડા થઇ જશે—નહી એટલુંજ નહી, તે કપડાંબી શી ચીજ છે? કેમકે શરીરનાબી ટુકડા થઇ જશે.

એશકમાં તલ્લીન થયલો એક આશક બોલે છે કે:—

લબે લાલે તો **યાકુત અસ્ત, યા કુત અસ્ત** મરજાંરા,
સીએ ચશ્મે તો **બાદામ અસ્ત, યા દામ અસ્ત** મુરગારા.

યાને:—ઓ મારી પ્યારી ! તારા લાલ હોઠ તે શું કાંઇ **યાકુત** છે ? યાતો ખાસ જાનનો લેનારો **કુત** યાને ખોરાક છે ? તારી કાલી આંખો તે શું કંઇ **બદામ** છે, યાતો શેકારોને પકડવાનો **દામ** યાને ફાંદો છે ? એમાં વળી શ્લેષાલંકાર પણ સમાયો, અને કાળા કીધેલા શબ્દોથી અચ્છો પ્રપુનોચ્ચારણ થયો છે. વળી આ અલંકારને એક શાયરે લેઝત લઇ લઇને ચાખેલો છે તે જૂઓ:—

ખાલે તો **દાને દાને**, ઝુલ્ફે તો **દામ દામ**,
મુર્ગે **કે દાને** ચીદ, ગીરફ્તાર **દમ** શુદ.

યાને:—વ્હાલી માશુક ! તારા મુખડા ઉપર તલ છે, તે અનાજનો એક દાનો છે. અને તારાં ઝુલફાં છે તે ફસાવનારો• ફાંદો છે; જો કોઇએક બચારા મુરગે તે દાનો ચુન્યો, યાને વીંછી લીધો હોય, તો તે ઝુલફાંના ફાંદામાં ગીરફતાર થઇ પડે છે ! એમાં પણ **દામ** અને **દાને** એ શબ્દોના ફરી ફરી ઉચ્ચાર કરી લેઝત લેવા માટે વાપરેલા છે. વળી એક શાયરે ફારશી મીશરો આપેલો છે કે:—

મેહમુદ ગઝનવી કે હઝારાં ગુલાંમ દાસ્ત;
એશ્કશ ચુનાં બેકુશ, ગુલામે ગુલાંમ શુદ.

યાને:—મહમદ ગઝનવી નામનો પાદશાહ હજારો ગુલામો ધરાવતો હતો, પરંતુ **એશકે** તેને એવો તો મારી પાડયો, કે તે શાહ છતા ગુલાંમનો ગુલાંમ થઈ રહ્યો.* આ પણ પ્રપુનઃઉચ્ચારણનો અચ્છો નમુનો છે. પ્રોફેસર દાદાભાઇ નવરોજી, એમ. પી. થયા તે આગમચ પાંચેક વર્ષ ઉપર આ લખનારે "ગૂજરાત દર્પણ" માં એક કવિતા જોડી મોકલી હતી, તેમાં એ અલકાર અનાયાસે વપરાઇ ગયો છે:—

અરજ મોકલો વિનવી છે તમારો,
વકીલ એજ ને એજ છે ફર હમારો;
મુગા શત્રુના કાંન ફોડી કો'. ભાઇ,
પ્રતિનિધિ છે હિંદનો દાદાભાઈ.

એમાં **વકીલ** શબ્દ વચમાં આવ્યાથી **તમારો** તથા **હમારો** એ બેઉ શબ્દને વળગી અર્થ કરે છે, તેથી તે પદન્યુનતામાં પણ સમાશે અને તે ઉપરાંત બીજી લીટી આખી પ્રપુન.ઉચ્ચારણની બનેલી જણાશે. એક બ્રહ્મારસી કવિ કહે છે કે:—

" ભક્તિ ભાવ બાદર નહી, **સરિતા ચલી ધોરાય,**
**સરિતા તો તબ જાનીએ,** જો જેષ્ટ માસ ઠેરાય. "

એમાં સરિતા યાને નદિના ધોરા વિષે લખીને તુર્તજ તે સરિતા યાને નદિ, જો જેષ્ટ માસમાં ઠરેલી રહે તો તેનેજ નદિ કહેવી, એમ કવિએ પ્રપુન.ઉચ્ચારણ કર્યું છે. એવી રીતનો ફાંકડો દ્રષ્ટાંતછે. બીજો.–

---

*મહમદનો **અયાઝ** નામનો એક વાહલો ગુલામ હતો, તેના ઉપર તેનો એટલો તો પ્યાર હતો, કે તે જે કરે તે રાજ્યમાં થતું હતું, તે એટલે સુધી તવારીખ લખનારા કહી ગયા છે કે, **મેહમુદનો** બાંધેલો તે છોડવે, પણ તેનો બાધેલો મેહમુદથી નહી છોડવી શકાતે હતો ! તે ગુલામનો મહમદ તો ગોયા ગોલાંમ થઇ ગયો હતો !

"મરના મરના સબ કહે, મરી ન જાણે કોય;
જો મરનેકું જાણે તો ફીર ન મરના હોય."

કોઇ કાવ્યને ગાયણથી જૂદું પાડે છે, કોઇ કાવ્યને ગદ્ય એબારતથી જૂદું કહે છે, અને કોઈ તો કવિ અને કવિતાને ભાષાની એક નિરાળીજ ડાંખળી દાખલ લેખવે છે. પરંતું કમતરીનના વિચાર પ્રમાણે તો કોઇપણી વાકયમાં ખુદાઈ, કલ્પિત, અને ઝમકદાર એવો રસ સમાયલો હોય, કે જેથી તેની ઝમક, લેઝત, અને ફાશીન, તેના સંભળાવનારાને એકદમ અસર કરી શકે, તે કાવ્ય કહી શકાય; પછી તે કવિતા હો કે ગાયન હો; નસર હો યા નઝમ હો; પદ્ય હો, યા ગદ્ય હો; જેમકે આ ખાકસાર શેવકની ગદ્ય એબારતમાંથી તેનો ખરો હેતુ સમજાશેઃ— "પ્યાર ને ગુલાંમ કરનારી અએ પ્રીયા! મોહબતને એક લોડી દાખલ ઉભી રાખનારી અએ માશુકે મન! આજ સાંજે તું તારા સિધા સરોવર જેવા આરબ્બી તોખારો ઉપર સ્વારી કરવાથી પરહેજ રહેજે! આજ ચંદ્રગ્રહણનો દિવસ છે. અને પૃથ્વિમાં એક ઉપર, તથા એક નિચે એવા બે ચંદ્ર જોઇ ગ્રહણ પોતે વિચારમા પડી ગુંચવાઇ જઈને કદાપિ તનેજ લાગી જશે! સાંભલ્યું છે કે, પાદશાહ આજે બાગે ગુલની મુલાકાતે નિકળનાર છે, તે તને ગુલાબ સમજી તોડી લેશે! શેહેરમાં દાંડી પીટાઇ છે કે, પાદશાહના તાજમાંનું બેશુલું મોતી કેઠે પડી ગયું છે. તે શોધી આપનારા જાશુશો ભુલમાં રખે તુંને મોતી જાંણી ઉંચકી લઇ જાય! માટે ઓ પ્રિયા! આજ ફરવા જવાનો વખ્ત નથી." એમાં અલબત ગદ્ય રચના છે ખરી, પણ કાવ્યના લક્ષણો તેમાં પૂરેપૂરાં છે, માટે એ કાવ્યનોજ રસ કહેવાય. રચના ગદ્યની છે, પણ વિચાર કાવ્ય બુદ્ધિના છે. કાવ્યને અને સાધારણ એબારત ઓળખવાને માટેજ પ્રાસ—વજન વગેરે મુંકી ગદ્યથી પદ્ય નિરાળું બતાવેલુંછે; પણ લક્ષણમાતો જે વાકયમાં ખુદરતી ખ્યાલ, વિચાર, તુરંગ, અને રસ હોય તેનેજ કાવ્ય કહેવું. માત્ર અકેકને જૂદાં જૂદાં ઓળખવાને સારૂજ એલાહીદાં નામો આપેલાંછે; કાંઇ ગુણ ઉપર કિંવા લક્ષણ ઉપર કાવ્યની શ્રેષ્ટતા ગદ્ય ઉપર છે એમ શેવકનું મત નથી. અચ્છો ગદ્ય લખનાર ઘણીવાર કવિને માહાત કરે છે. કારણ કે તેના વિચાર ખુદરતી હોવાથી તે કવિછે. એક દડી કવિનો શ્લોક નર્મદાએ એ સબંધમાં આપેલો આ જગાએ ઉતારી આપણે આગળ ચાલીશુંઃ—

**काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये,**
**सद्यः परनिर्वृतये कांतासंमिततयोपदेशयुजे ॥ १ ॥**

અર્થ:—કેટલાએક યશ યાને કિર્તિને સારૂ, કેટલાક દ્રવ્યને સારૂ, કેટલાક વ્યવહાર જાણવા સારૂ, કેટલાક કલ્યાણને સારૂ, કેટલાક મનના સમાધાન અને મુક્તિ માટે, અને કેટલાક **કાવ્ય નાટકના મનોરંજક ઉપદેશને સારૂ** કવિતા કરે છે.

**૧૭ મો સુસ્વરોચ્ચારણ:**—સુ = એટલે સારો; સ્વર = એટલે સૂર, સાદ, અથવા આવાજ; અને ઉચ્ચારણ = એટલે બોલવું અથવા વાપરવું તે. એને અંગ્રેજીમાં Euphemism કહે છે. કઠોર અથવા સુગ લાગે અને કંટાળો ઉપજે એવાં વાકયને નરમ પાડી નાંખવાનો એ અલંકાર છે. અથવા તો કાનને નહીં રૂચે એવો ઉચ્ચાર કરવાને બદલે તે કઠોર શબ્દની જગા કોઈ બીજા નરમ અને વિવેકી શબ્દને આપવાનો અલંકાર; જેમકે:—

" ઉત્તરા ઉત્તરા શું કરે, સાંભળ મારી માત;
રણમાં જ્યારે ધા પડે, ત્યારે **નહિ દે ઉત્તરા હાથ.**
ઉત્તરા ઉત્તરા શું કરે, ઘેલી થઇ મુજ માત;
**દૈવનું તેડું આવશે, નહિ આવે ઉત્તરા સાથ.**"

એમાં છેલ્લી લીટિ કેવળ સુસ્વરોચ્ચારણ છે, કેમકે "જ્યારે મરી જઈશ "-એવા શબ્દો બોલવાને બદલે " દૈવનું તેડું આવશે " એવા નરમ શબ્દો મુંકયા છે, તેમજ " ઉત્તરા મારી સાંથે મરી જશે " એવા સુગ લાગતા કઠોર શબ્દને બદલે " નહિ આવે ઉત્તરા સાથ " એમ સુસ્વર મુકેલા છે. બીજી લીટીમાં " નહિ દે ઉત્તરા હાથ " એ પણ લગભગ તેવોજ અલંકાર છે. તેમજ:—

" કંઈક તણી રાંડો રંડાવું, કંઇ ભાગું ઘર સુત્ર
દુર્યોધનને ઉભો, ગળું તો પાંડુ રાયનો પુત્ર."

એમાં પણ કંઇક સ્ત્રીઓના ધણીઓનો જીવ લેઉં, તથા કંઈક ઘરના જુવાંન પુત્રોને મારી નાંખું એવા શબ્દોને બદલે સુસ્વરોવાલી ૧ લી લીટિ મુંકી છે. તેવીજ ૨ જી લીટિ છે.

" ભકાર મુખથી નિકલ્યો ઉચાર, **મ**કાર ભૂલિ ગયો તેણીવાર;
પછે વાલુએ કીધું કામ, મલ્લ મારિ નાંખ્યો તે ઠામ. "

એમાં પણ **ભીમ**નું અને **મલ્લ**નું નામ લઇ બોલવાને બદલે

**ભ**કાર એટલે ભીમ અને **મ**કાર એટલે મલ્લ, એવા નરમ શબ્દો બતાવ્યા છે. જેમકે એક માણસ મરી ગયો એમ અંગ્રેજીમાં એવી રીતે નથી બોલતા કે " He is dead " એને બદલે " He is no more. " યાને " તે વધારે વારનો નથી. "

" ધર્મ તણું મન વિસ્મય પામ્યું, ઉપન્યો વળી વિચાર.
દ્રુપદને દેખીને રાજા, **આંણે આંસુ પાત.**
× × × × × ×
પરાધીન થઇ **પેટજ ભરવું**, એ દુઃખ નાવ્યો અંત."

એમાં પણ કાલા કરેલા શબ્દો સુસ્વરોચ્ચારણના છે. લોર્ડ બાઇરને સાગર ઉપર એક કવિતા જોડેલી છે, તેમાં આ અલંકાર ફક્કડ રીતે વાપરી વાંચનારાઓને મજાહ આપી છે:—

" And send'st him, shivering in thy playful spray
And howling, to his gods, where haply lies
His petty hope in some near port or bay,
And dashest him again to earth:-there let him lay. "

એમાં લગભગ ચારે લીટિઓ " મરી જાય છે " એ શબ્દને નરમ કરવાને માટે વાપરેલી છે. ૧ લી બે લીટિનો અર્થ " મરી જાય છે " એટલોજ છે ! એ રીતે સુસ્વરોચ્ચારણ વાપરેલો છે. ઉરદુ શાયરો સુસ્વરોચ્ચારણ વાપરવામાં ઘણી ઘણી લેઝતો વાપરી ગયા છે:—

" દે ગોલાબીસે જાંમકુ સાકી;
મેહ બરસતા હએ અબર છાએઆ હએ. "

યાને કે:—ગુલાબી રંગના શીશામાંથી, ઓ શાકી મને એક જામ ભરીને શરાબ આપ, કેમકે આ તરફ વરસાદ વરસે છે; અને પેલી તરફ વાદલાં ભરાઇ રહ્યાં છે. અર્થાત કે એક આંખમાંથી આંસુ પડે છે, અને બીજી આંખમાં આંસુ ભરાઇ આવ્યાં છે. એમાં **રડવું આવે** છે એ શબ્દો કઠણ હોવાથી ઉપર પ્રમાણે સુસ્વરોચ્ચારણ કરેલું છે.

પાદશાહ જેહાંગીરનો પોતાની રાણી નૂરજેહાન ઉપર અણહદ પ્યાર હોવાથી તેણીને જ્યારે ગમે ત્યારે પોતાની પાસે બોલાવતો હતો. એક દિવસે તેણીને દસ્તાન જતું હતું, તેની જાણ પાદશાહને ન હો-

વાથી તેણીને બોલાવી. હવે પાદશાહોનો ધારો છે, કે તેમની આગળ કોઇના મોહોતની વટીક ખબર સારા શબ્દોમાં સમજાવવી જોઇએ. કાંઇ પણ માઠા સમાચાર કે સુગ લાગે એવા શબ્દો શાહોની આગળ વપરાતા નથી. તો પછી રૂતુપ્રાપ્તિની સ્થિતિ એક ઓરત ભર દરબારમાં કેમ કેહવડાવી શકે. નૂરજેહાંન એક શાએરા યાને સ્ત્રિ-કવિ હતી, એટલે તેણે સુસ્વરોચ્ચારણ અલંકાર પસંદ કરી મોઢમમાં લંખ્યું કેઃ—

બઝાહેરમ મ નમર, ગરચે દર નઝર સબ્ઝમ;
વલે ચું બર્ગ હેના બાતેનમ પૂર ઝે ખુનસ્ત.

યાનેઃ—મને જાહેરમાં તું ના જો ! અથવા તુ મને હંમેશના શણગાર પ્રમાણેની હાલ નાં સમજતો ! બલકે મેહેંદીના પાતરાંની માફક* મારૂં અંદરૂન યાને ભિત્તર પેટાખાનું લોહીથી ભરેલું છે.

પાદશાહ આલમગીરની **ઝીન્નત ઉલ નીસા** નામની શાયરા બેટી હતી. તે મીરાંબાઈના જેવી ભકતાણી હતી. તે ઈશ્વરિ આશકને લીધે એક આતમજ્ઞાની સાલેક ઉપર ફીદા હતી. રોજ તેણી તે ફકીરને ઘર જતી, અને ખુદાઈ જ્ઞાન મેળવતી. લોકો તેણી માટે તરેહવાર બદ શખુન પણ લઇ જતા હતા. એક પ્રસગે ઘણાં દિવસની તેણીને આવતી બંધ પડેલી જોઇને સુફીએ નીચલો સુસ્વરોચ્ચારણ લખી મોકલ્યોઃ—

અએ કે મી ગુઇ કે મી આયમ, નમી આઇ ચેરા ?
પાએ શૉકતરા મગર રંગે હેના ઝંઝીરે પાસ્ત ?.

યાને કે; વારંવાર તું કહેવાડયા કરે છે કે, હું આંઉ છું, હું આંઉ છું, ને નહીં આવતી તેનું શું કારણ ? શું તારા શૉકના પગને મગર હેના એટલે મેદીના રંગની જંજીર પડી છે કે શું ? અર્થાંત પુછવાની મતલબ એવી હતી, કે તું દસ્તાનમાં બેઠેલી છે કે શું ?

---

* મેહેદીના પાત્રાં હમેશાં લીલાં આવે છે, પણ તેને ખુબ ચોળ્યે તો તેમાંથી ઉલટો લાલ રંગ નીકલી આવે છે, તે ઉપરથી ઉપલો અલંકાર ગોઠવેલો છે. દુહો છેકેઃ—દગા બાજકી રીત યેહ, કે બાત કરે મુસ્કે આય; જૈસે પત્તિ મેદીકે લાલી લીખીન જાય = યાને દગાબાજની રીત એવી છે કે, બાહારથી હશી હશી ને વાતો કરે છે, પણ જેમ મેદીના પાત્રાં લીલાં છતાં તેને ચોળેથી લાલ રંગ નીકળે, તેમ દગાખોરનો અનુભવ લેતાં ખરો રંગ નીકળી આવે છે.

પણ શાહજાદીને તેવું સુગલગામણું પુછવાને બદલે સુસ્વર લખ્યો, કે મુસલમાન બેટીઓ જ્યારે મેદીથી પગ રંગે છે, ત્યારે ઘરમાંજ રહે છે, તેમ તુ રહી છે કે શું ? ત્યારે એજ અલંકારમા પેલી શાહજાદીએ જવાબ લખ્યો કે;

ગરચે મન લએલી અસાસમ, દીલ ચુંમજનું દર નવારત;
સર બસહેરા મીઝનમ, લેકીન હયા ઝઝીરે પારત.

અર્થ:—અગરચે હું લેલીના જેવી તારી સાથે તો છું, પણ મારૂં દિલતો મજનુનની માફક તેના આવાજ ઉપર છે. મારૂં માથું જંગલમા ભમાવું છુ, યાને તારી તરફજ દીલનો લટકી રહેલુ છે, પરંતુ શરમની જંજીર મારાતો પગમાં પડેલી છે. એ પ્રમાણે તેણીએ પણ ખુલ્લું દુર બેઠેલી છું એમ નહીં લખતા સુસ્વરથી બીજાજ બોલોમાં લખ્યું. ફકીર આ વાંચીને વિચાર કરવા લાગો. તે વેલા તે ફકીરના મધમાં **કાસમખાં** નામનો નવાબ બેઠેલો હતો, તેણે ફકીરની પાસે તેનો જવાબ લખવાનું માગી લીધું. પછી તેણે નીચે પ્રમાણે, અલંકારની મજા સમજ્યા વિના લખ્યું, અને કચુંમર કરી નાંખી:—

એસ્ક તા ખાંમસ્ત બાશદ બસ્તએ નામુશો નંગ;
પોખ્તે મગઝાંને જનુરા કે હયા જંજીરે પારત ?

યાને કે:— જ્યાં સૂધી ઇશક ખામ એટલે કાચો હોય છે, ત્યાં લગી તે નામદારી અને નામુશીને આધિન રહે છે, પણ એશ્કના દીવાનાપણામાં પકકાં મગજવાળાને શરમ કંઇ પગનો જંજીર થઇ પડતી નથી. એ પ્રમાણે કાચું કપાયું. અને અલકારની મજા લીધા વિના, પેલા કહે તેમ, " જ્ઞાનીને જ્ઞાની મળે તો રસની લુટા લુટ, અજ્ઞાની જ્ઞાની મળેતો ઉલટી માથા કુટ." તેમ અલકારનો રસ લુટવાને જ્ઞાની સાથે અજ્ઞાની મળવાથી આવું ખોટું થયું. આથી પેલી શાહજાદી ફકીર ઉપર ગુસ્સે થઇ અને ધાર્યું, કે એસ્કે હકીકી તજીને હવે એ ચ ડાળ એસ્કે મીજાજી ઉપર ઉતર્યો છે. તેથી તેણીએ જવાબલખ્યો કે:-

આશકાને એઝદીરા, સર બસર બાશદ હયા;
શું તું મુર્ગે બે હયારા, કે હયા જંજીરે પારત ?

અર્થ:—ખોદાઇ આશકોને તો દુન્યાનો ડર રાખવોજ જોઇએ; તારા જેવા બેશરમા મરઘાને તે ( મરઘો સ્ત્રી લંપટ છે, અને એશ્કમા ઉઘાડો અને બે શરમ છે ) લાજ શરમની જંજીર પગમાં કયાંથી હોય ?

આ પ્રમાણે આ અલંકારની ખુમી છે.

૬

૧૮ મો કથા રૂપાલંકાર—એ અલંકાર દ્રષ્ટાંત રૂપાલંકારનો ભેરૂછે. દ્રષ્ટાંત રૂપાલંકાર લાંબો હોયછે, ત્યારે કથા રૂપાલંકાર બહુ ટુંકો હોયછે. એ અલંકાર કથારૂપી વાર્તાથી બનેલો હોયછે, પરંતુ તે વાર્તા ખરી જેવી લાગેછે, અને ધડો મળે છે; જેથી નીતિ અને વિવેક શિખાય છે. દાખલા તરીકે પેલા ઘરડા ડોસાએ પોતાના બેટાઓને, પોતાના મરણના બીછાણા આગલ બોલાવી લાકડીઓનું એક બંડલ ભાગવા આપેલું, તે વાર્તા કથા રૂપાલંકાર કેહવાય. પણ આ અલંકાર કાવ્યરસમાં પણ વપરાય છે, જેને અંગ્રેજીમાં Fable કહે છે. શેવક ફકીર અને ફકીરના કાવ્ય સંગ્રહમાથી એને માટે એકજ દાખલો લાંબો હોવાને લીધે બસ થશે—

ન્યાયાસનપર બેટડો, ઉભી કરે પંડ માય;
ભવ બાગી દિલમાં ધરે, કદિ ન મુકિત થાય.
મદદગાર ગર્ભપાતમાં, તાત છુપે મુંજ માત;
સજા વિના નહિ ન્યાય ખરો રેહ, હોય માત કે ભ્રાત.
ન્યાયતણાં પલ્લામા જોતાં, ગુન્હા થયો પુરવાર;
ન્યાયતણાં ચશ્માએ જોતાં, દીશે તે અનવાર.
અરે કલમ મુંજ ભાંગી જાજે, લખતા આએ ઠરાવ;
અરે જીભલડી જળીજ જાજે, બોલતાં એ બદરાવ.
અરે ચશ્મ તમ અંધી થાજો, વાંચું આ જજમેત;
અરે કર્ણ બેહેરા થજો તમ, સુનતાં તેજ સમેત.
કોણ શીપાહી પકડી લઇ જા, કડી કરી બેઉ હાત;
કહે કાયદો સજા માસ નવ, ઘટતી છે તુંજ માત.
માદર નાડર નારડ એતો, સાદર થયો હુકમ;
થકો ન્યાય કરવા અદ્દલ, આ બેઠું છું જોખમ.
ખોદાઇ તખત પર બેશી કીચો, ન્યાય તણો મેં પાઠ;
પડી રહીશ બંદીખાંને હું, આવી તારી સાથ.
હતો એક જ્યારે એવો દિ, હતો હુંજ બંધવાન;
પેટ હતું બંદીખાનું મુંજ, તુંજ હતી બળવાન.
કેદ કીધો તો મને માયજી, મહિના નવજ સજ;
આતરડાને નેસ કડીથી, રીકડી કીધી કજ.
દુન્યામા નહીં થયું હશે તે, કીધુછ આ મેં કામ;

ક્ષમા કરો એ ગુન્હા હમારો, હરી હરી હરરામ.
ન્યાયતણું મંદીર પાક છે, વેચો નહીં ઇનસાફ;
લાંચી મોરાખુ અમ્મલને, કરો ખુદા નહીં માફ.
રૂપાં કે ગુન્ના થકી, ન્યાય શેર કે મણ;
તોલી આપે તે પાપી તો, માય ફરી નહીં જણ.
માત હોય ગર ભ્રાતતાત, કે દાદી પૈસાદાર;
ગરીબઅનેખી ન્યાય વિના, છોડે નહીં તે કિરતાર.

એ એક કથા છે; અને તેથી તે કથા રૂપાલંકાર છે. કથા હોવા છતાં ન્યાય કરવાનો ધડો આપે છે. એ વાત બનવા જોગ નથી એમ પણ નથી લાગતું. ટુંકમાં કથા રૂપાલંકારને આ દાખલોજ વાંચક વિદ્યા વર્ગને બસ છે. કોઇ પણ ખરા કવિજાદાને કવિની આંખથી જૂઓ, અને તેની કવિતાને કવિના જેવાં મગજથી વાંચો તો સાધરણ વાંચણુ કરતાં કાંઈ ઓરજ લેઝત આપશે. આ વિષયમાં ખાસ ઉત્તમ કવિતાઓનો સંગ્રહ તો કરવાનો નથી, પણ જે દાખલા આપવાના છે, તે આપણો વિષય સમજાવા ઉપરાંત બીજી પણ ગમતો આપે એવા હેતુથી બેવડો ફાયદો, અને બેવડો રસ આપનારાજ અત્રે તારવી કાઢી આપવાના છે.

૧૯ મો:—**વિવર્ણાલંકાર**: વિ = એટલે જૂદું; વર્ણ = એટલે વિભક્તિ શબ્દ; યાને કે કોઇ વાકયમાં વિભક્તિના શબ્દો અદલા બદલી કરવાનો અલંકાર. એને અંગ્રેજીમાં Hypallage કહે છે. આ અલંકારતો કાવ્યરસમાં શીરોશકર માફક ભળી જાય છે. એ અલંકારની કાવ્યમાં ઘણી જરૂર છે. ગીરધર કવિ એ અલંકાર વારંવાર વાપરે છે. એ સંવત ૧૮૯૩ના અરસામાં વડોદરામાં મઈ ગયો છે.

" **મેં તો** તુજવિનારે રેવાય,નહી; હો વાલારે;
મુને મુકીને જાશો કેમ; કુંવરજી કાલારે.
× × × ×
હું સ્વામી સાથે વનમાં જાઉંછું કરવા પતિ સેવાય
માટેઆજ્ઞા આપો ગુરૂ નાથ વિજોગે મેં એકલાં નવ રેહેવાય."

**લજ્જારામકવિ:—**

તેને મહ્લ દીઠું છે જોતો, મોટા મહિપતિની પત ખોતો
એવું સાંભળતાં ચ્હી રીસ, પગથી જળવા લાગી શીશ.'

ઉપલા બન્ને દાખલામાં **મારાથી** ને બદલે "એ તો" તથા "મેં" શબ્દો વાપરી વિભક્તિનું ખંડણ કર્યું છે, તેમજ "પગથી શીશ લગી જ્વાળા લાગી" ને બદલે "પગથી જ્વાળા લાગી શીશ" વાપરી વિભક્તિ ખોડવી છે. તેના કરતાં નિચલો દાખલો વધારે અસરકારક છેઃ—

પગમાં ઘાલીને પેટાવા, આંસુનો હર્ખ લાવ્યોરે!
નેહરની આંસ છળ છળીને, સ્નાને શરિરો કર્યોરે!

એમાં "**પેટાવામાં** પગ ઘાલીને" ને બદલે "**પગમાં** ઘાલીને પેટાવા" લખી વિવર્ણ બતાવ્યો છે. તેમજ "**હર્ખનાં** આંસુ" ને બદલે "**આંસુનો હર્ખ**" એમ લખી વિભક્તિની અદલાબદલી કરી છે. "**આંસુની** નેહેર" ને ઠેકાણે "**નેહરની** આંસુ" લખ્યું છે. વળી "શરિરે સ્નાન કર્યું" ને બદલે "**સ્નાને** શરિર કર્યું" એમ વાપર્યું છે. એ વિવર્ણાલંકાર છે. વધારે સમજ આપવાને જણાવીશું કે અગ્રેજીમાં એવા અલંકાર બહુજ સાધારણ છે; જેમકેઃ—"The gutters ran with blood" યાને લોહીથી ગટરો ચાલી, તો જો કે "The blood ran in the gutters યાને ગટરોમાં લોહી ચાલ્યું, એમ લખવાની મકસદ છે. અલંકારવાળી પરટી વિભક્તિને ફારશીમાં ઘણી અચ્છી રીતે વાપરવામાં આવે છે, અને તે જાતના અલંકારવાળી વિભક્તિને "ઇઝાફતે મકલુબી" કરીને કહે છે. જેમકે "શાહે જેહાંન" કેહવાને બદલે "જેહાંનશાહ" તથા "યારે શાહ" ને બદલે "શાહયાર" કહે છે; એમાં "મુઝાફે અલીયે" ને મુઝાફ" ની આગલ મુકવામાં આવે છે, અને ગૂજરાતીમાં વિવર્ણાલંકારને મળતો ફારશીમાં "કલ્બે ઇઝાફત" કહેવાય છે.

"રામ નામ સબ કુ કહે, દશરથ ન કહે કોઈ,
એકવાર દશરથ કહે, તો કોટી જન્મ ફળ હોઇ."

એમાં તાલ નો બંધ બેશાડવા "સબ કોઇ કહે" લખવાને બદલે "સબ કુ" કહે, એમ ઉલટી રીતે વાપરેલો છે. તેમજ કોઇનો પ્રાસ લાવવા હોય ને બદલે હોઇ કરેલો છે. તેમજ વળી બીજો કહે છે કે;

"રામ જકતકા શેઠીયા, રહે વૈકુંઠ કે માંહે;
નીસ દીન વો હીસાબસે, આપે ઉનકે ત્યાંહે."

એમાં "હીસાબસે" શબ્દથી એમ સમજાય, કે રામ તે દશરથ રાજાનો બેટો, જે બેહેસ્તમાં રહે છે, તે પરમાત્માને હંમેશ બરાબર હીસાબ દેનારો છે. તેમજ એ વિવર્ણથી એવું પણ સમજાય, કે **આપે** શબ્દનો અર્થ દે થાય, તેમજ વળી રામ **આપે** યાને **પોતે** પોતાનેજ ત્યાં હિસાબ રાખે છે. વળી " **માંહે** ના અનુપ્રાસ માટે **ત્યાં** ને બદલે **ત્યાંહે.** એવો પણ વિવર્ણ કરેલો જણાશે.

**૨૦ મો:—અદર્શનાલંકાર:**—અંત્યવર્ણલોપાલંકાર વગેરે જે અલંકારોમાં, પ્રારંભનો-મધ્યનો અથવા અંત્યનો હરફ અથવા હરફોનો લોપ થયલો છે તે સર્વ અલંકારોનો આ અલંકારમાં સમાવેશ થાય છે. જેથી તે સંબંધના જૂદા જૂદા ત્રણ દાખલા બસ થશે. એને અંગ્રેજીમાં Elision કહે છે. કાવ્ય કૌસ્તુભમાંથી નિચલા દાખલા મળે છે:—

" સુંવાળી **વાલી'ઓ**, નરમ નરમાથી અતિદિસે;
પ્રમાણી માનીતી, મન અધિક મોહ્યું તુજ વિશે. "

\+ + +

હાંસડી **પે'રાવોછો** હેત તજીને, હોંશથી કરવા બેહાલ જોને.
એની ન રાશ મળતી કદાપી આવે, **કો'વાય** કષ્ટમાં કંગાળ જોરે.

એમાં મધ્યમાંથી હરફોના લોપ થયા છે. **પેહરાવો—વાહલીઓ—કોહવાય** એ શબ્દોમાંથી **હ** હરફ લોપ થઈ અદર્શન થયું છે. અગ્રેજીમાં એવા ઘણાજ દાખલા દીઠામાં આવે છે:—

" 'Tis not enough when swarming faults are writ"
That here and there are scatter'd sparks of wit;

એમાં પણ 'Tis શબ્દમાં પેહેલો હરફ લોપ થયો છે; Writ શબ્દમાં છેલ્લા હરફોનો લોપ થયો છે; અને Scatter'd શબ્દમાં મધ્યના હરફોનું અદર્શન થયું છે. એવા દાખલાતો સેંકડો છે. પણ તે નહિં લંબાવતાં આગળ ચાલ્યે.

**૨૧ મો શબ્દાંતરાલંકાર:**—એમાં શબ્દોનો અંતર રાણી એક શબ્દની બીજાની જગોએ અને બીજાને ત્રીજાની જગોએ, એમ ફેર બદલી શબ્દો મુકવાનો અલંકાર. જેને અંગ્રેજીમાં Hyperbaton કહે છે. કાવ્યની રચનાજ ખુદ શબ્દાંતરાલંકારને આભારી છે. એ અલંકાર ન વાપરો તો કાવ્યમાં રસજ પડે નહિં. એ અલંકાર ન વાપરો તો કાવ્યનો રસ હીંગ સાથે ભેળાયલી શાકર જેવો લાગે છે.

કવિતાની કોઇળી લીટીમા ઘણું કરીને એ અલંકાર સમાયલો છે, માટે એનો દાખલો આપવામા કાંઇ ભારી નથી, તેથી તે દાખલા સાથે કાંઇ બીજીમી ગમત ભેલાયલી હોય એવો નિચે આપ્યે:—

**यदा संक्षियते प्राणो मानसचं प्रलीयते ।**
**तदा समर सत्वं च समाधिरं भिधियते ॥**

યાને કે—જ્યારે પ્રાણ અથવા આત્મા નાજુક મનની અંદર લિન થઇ જાય છે, ત્યારે અપર ભાતની પ્રાપ્તિ થાય છે, તથા સઘળા સંકલ્પનું સમાધાન થાય તેનું નામ સમાધિ છે. એમાં **प्रलीयते** શબ્દની આગળ **संक्षियते**, તથા **समाधिर** શબ્દ છેવટે મુકવાથી સાધારણ અને સામાન્ય રચના થાત, પણ કાવ્ય રસને સારૂ શબ્દોના અંતર પાડી દીધાથી રસ મળે છે. હિંદુસ્થાની ભાષામાં, તેને ઝમકદાર બનાવાને સારૂ આ અલંકાર દગલે ને પગલે વપરાય છે, જેનો નમુનો નિચે આપ્યે.—

" તાત મિલે પુનિ માત મિલે સુત, ભ્રાત મિલે ગજ બાજિ મિલે સબ,
રાજ મિલે મન વંછિત પાઇ, લોક મિલે સુર લોક મિલે;
વિધિ લોક મિને વયકુંઠહુ જાઇ; સુંદર ઔર મિલે સગલી સુખ,
સંત સમાગમ દુર્લભ ભાઇ. "

એમા **તાત** જેવો પ્રાસ લાવવાને, તથા **મિલે** શબ્દની "તાલ" મારવાને, તથા **લોક** શબ્દ ઉપર અલાપ લેવાને, તથા " તાલ " બરાબર લાવવાની તાલ રચેલી જણાઈ આવશે. એ શબ્દાંતરાલંકારછે. કેમકે તાલ, પ્રાસ, ને અલાપ લાવવા શબ્દોને અન્લ બદલ અંતરે મુકેલા છે. નિચલા વસંત તીલક વૃતમાં એ અલંકાર બહુ દીપેછેઃ—

" તું લાડિલ **લલકતી** ખુબ મિષ્ટ વાણી,
મૂખે થકી **ઝલકતી** સુભ ગાજ શાણી;
તું ના છકે **છલકતી** ધનકે— ગીરાના,
જ્યાહીરથી **ઝળકતી** સરખી હીરાના.
સ્વાદેથિ ના **ડળકતી** તું જ દાંડ પ્યારી,
ચોખાઇમા **ચળકતી** શશિ જેવી સારી.
તું ઓઢણી **ઢળકતી** શિર ઓઢી રાખે,
હાથે ચુડી **ખળકતી** ખુબ ખત દાખે.
વાતે વડી **વળગતી** નહિં કાર્ય વિના,

દૂરે થકી સળગતી ન દિઠી પ્રવિણા;
"તારી પ્રિયા અલગ તિક્ષણ બુદ્ધિ જેવી.
પ્યારી ખુબી ખલકમાં નથિ ક્યાંય એવી."

એમાં જે શબ્દો કાળા કરેલા છે, તેની રાસ રચવામાં અને તેનો હાર ગુંઠવાને લીધે, જ્યા ગમે ત્યા શબ્દોનો અંતર લીધેલો જણાશે. સાધારણ થોડુંક અંગ્રેજી જાણનાર એ. બી. સી. શીખેલાને પણ નિચલા અનુપ્રાસિક અલંકારમાં સમાયલા શબ્દાંતરાલંકારથી મજાહ અને ગમત પડયા વિના રહેશે નહી; એમ જાણી નિચલી અંગ્રેજી કવિતા ઉતારી છે, જેમાં શબ્દોના અંતર ઘણા દીઠામાં આવશેઃ—

" The thrifty that teacheth the thriving to thrive
Teach timely to traverse the thing that thou 'trive,*
Transferring thy toiling to timeliness taught,
Thus teaching thee temp'rance to temper thy thought.
Take trusty ( to trust to ) that thinketh to thee,
That trustily thriftiness trowleth to thee.
Then temper thy travell to tarry the tide,
This teacheth thee thriftiness, twenty times try'd
Take thankful thy talent, thank thankfully those,
That thriftily teacheth thy time to transpose
Troth twice to be teached, teach twenty times ten
This trade thou that taketh, take thrift to thee then."

અંગ્રેજી જાણનાર વાંચકોને ચોક્કશ દરજ્જે ગમત સાથે જ્ઞાન થાય, એવાજ હેતુથી હમો અંગ્રેજી ભાષાના ચુનંદા ફકરા આ વિષયમાં રજુ કર્યાં છે. એકની એક ભાષાના દાખલા આપવાથી બીજી ભાષા જાણનારાઓને ગેરઈનસાફ ન થતાં, ગુજરાતી, મરાઠી, સંસ્કૃત, અંગ્રેજી, હિંદુસ્થાંની, અવસ્તા, ઉરદુ, ફારશી, વગેરે ભાષાઓના દાખલાથી વાચક વર્ગને ઇનશાફ મળે એ મૂળ હેતુ રાખ્યો છે.

સોદા શાયરે બનાવેલા એક રેખતામાંથી કાવ્યના રસ સાથે

*'trive 'શબ્દ Contriveને બદલે જાવતમાં મુકેલા છે.

વળી ઉપલા અલંકારનો રસ પણ જણાય છે:—દુરબીનના ગજલ-રતાનમાંથી:—

" ખુબીએ રૂખસારે ખુબાં ગુલસે પુછા ચાહીએ;
એજતેરાબે આશેકાં બુલબુલસે પુછા ચાહીએ.
જો ગુજરતી હએ હમારે હાલપર જુલફોંકુ દેખ;
ઉસકી માહીઅતકે તઈ સુમબુલસે પુછા ચાહીએ.
બાન્દએ ખુબાં બજા હએ બાદેહ નોશો પર સુદાંમ;
બેખુદીકી બાત જાકર મુલસે પુછા ચાહીએ.
એહલે કશમીરો સેફાહાં અએશ કરતે હએ મુકાંમ;
હીંદકી લઝતકે તઈ કાબુલસે પુછા ચાહીએ.
લોગ કેહતે હએ અબુલ ખેરે હુંજ સોદા હુવા;
કુછ એલાજ ઈસ મરજકા કાકુલસે પુછા ચાહીએ."

યાને કે—'માશુકોના ગાલની ખુબી પુછવી હોય, તો ગોલાબને પુછવી જોઈએ. અને આશકો કેવા ચેન કે આરાંમ વિનાના થઈ જાએ છે, તેની હકીકત બુલબુલને પુછવી જોઇએ હમારા અશક્ત હાલ ઉપર હમારી માશુકના કાલા જુલફાં જોયાથી જે કાંઇ ગુજરે છે તેની હકીકત જાણવી હોય તો શમગુલ નામના ફુલથી જાંણવી જોઇએ. હંમેશાં શરાબ પીનારાઓ ઉપર માશુકો હશે છે, તે સજાવાર છે, પરતુ જો બેહોશીની વાત પુછવી હોય તો શરાબને પુછવી જોઇએ. કાશમીર અને ઇશફહાંન શેહેરોના રહીશો હરહમેશ ખુશ ખુશાલી કરે છે, પણ હિંદુસ્થાનના મુલકની મજા પુછવી હોય તો કાબુલી લોકોને પુછવી જોઇએ. લોકો કહે છે કે અબુલ ખેર ગમગીન સોદા થયો, યાને દેવાનો થયો; પણ એ મરજનો જો કાંઇ ઇલાજ જાણવો હોય તો માશુકના બાલના ચોટલાને પુછવો જોઇએ.

એ પ્રમાણે આ અલંકારના દાખલાનો હજારો હજાર રજુ કરી શકાય એવા છે, પણ તે વાપરનારાઓ કવિઓજ હોય છે. કવિતાને નામે કવિતા જોડી, અને એકમાર્ગી કવિઓને છાપ લગાડનારા બેવ-કુફો માટે તો નિચલી સરટીફીકેટ બસ છે —

"कोंचित कचिना कवित सुनावे ।
कुंडलिया अरु अरिल बनावे ॥

केचित छंद सवईया जोरे ।
जहां तहांके अक्षर चोरे ॥ ”

હીરદોશી તુસીએ શાહનામામા એક મણો ઉતમ શબ્દાંતરા વાપરેલો છે—
“ ચું બિનંદગાં આફરીનંદેરા, નબીની મરજ્જાં દો બીનદરા.”

યાનેઃ—ઇશ્વરને શોવ ખોલથી જોનારાઓને જ્યારે તે સાહેબ દેખાયો નથી, તો પછી અએ આદમ ! તે સાહેબને જોવા સારૂ તારી બન્ને આંખોને ઇજા કાંવ આપે છે ? એમા બીનંદગાંથી નબીની શબ્દ, અંતરે આવ્યો છે, તેમજ વળી તે વચ્ચો વચ્ચમાં મુકાઇ જઇને જુદો અર્થ પણ બતાવે છે. વળી બીનંદગાં એટલે જોનારા આદમીની મીશાલનો શબ્દ બીનંદરા યાને જોનારી આખોની સાથે મેળીને અલંકારની મજા લીધી છે. વળી કવિદાસ તુલશી કહે છેકેઃ—

“ તુલશી ઉસકે મુખસે, ધોખે નીકસે રામ;
ઉસકે પાઉકી મોજડી, મેરે તનકા ચામ.”

એમાં ખરેખર તો છેલ્લી લીટી એવી જોઇએ કે; “ મારાં શરિરના ચામડાંનો તેને વાસ્તે જોડો શીવાડું, ” તેને બદલે શબ્દાંતરા અલંકાર વપરાઇને, “ તેના પગનો જોડો, તે મારાં બદનનુ ચામડું”; એમ ગોઠવાયલું જણાય છે. વાહ ! કેવો સરસ રસ કસ કાવ્ય રસ ધરાવે છે ! વળી ગોપાળદાસ એક અનેકઅર્થી વાપરે છે.—

“ મેં કહો ગોપાલ ભજ, મેં ન કહો ગોપાળ;
મેં ન કચો તું તેને કીયો કયુ ન પડે જંજાલ.”

યાનેઃ—મેંતો ગોપાળને યાને ઇશ્વરને ભજવા કહ્યું, મેં એમ નહીં કહ્યું કે ગોપાલદાસ ભક્તાને ભજ ! મેં તેમ નથી કહ્યું. તેમ કહું તો મુશકેલીમાં નહીં આવી જાઉ ? એમાં “ તેને કીયો ” શબ્દના અંતરને લીધે એ અલકાર જૂદી જૂદી ગમત આપે છે કેમકે તે કવિ કહે છેકે, ગોપાલ મને જે બનાવ્યો છે, તે તેણે બનાવ્યો છે. વળી બીજો શબ્દાતરા એવો છે કે, ગોપાળને યાને ખુદાને ભજ, એમ મેં કહ્યું છે, કઇ ખોદાતાલાએ અભિમાનથી મેં કરીને નથી કહ્યું ! વળી તું કરીને ઘણોજ દાસત્વ જેવો તુંકારો હું નથી બોલ્યો, એતો તે સાહેબેજ પોતાની લાયકી બતાવા પોતાને તું કરેલો છે, બાકી હું જે તે સાહેબને અભિમાન અને તોછડાઇથી તું કરીને તુંકારાથી કહું, તો મુશકેલીમાં નહીં આવી જાઉં ?



" Poetry is a speaking picture, and picture a mute poesy. They both invent, feign, and devise many things, and accomodate all they invent to the use and service of nature. Yet of the two, the pen is more noble than the pencil; for that can speak to the understanding, the other but to the sense. " — JONSON.

જ્યાં ન પોહોચે રવિ, ત્યાં પોહોચે કવિ. કવિનું મહત્વ એટલું મોટું છે, કે તેને સૂર્યનારાયણથી પણ ચઢિયાતો ગણવામાં આવ્યો છે. સાધારણ માણસમાં જેટલીગી હદે મનશક્તિ ઉંડી ચાલી શકતી હોય, તેથી જરા સેહેજ પણ આગળ કવિની શક્તિ ચાલી શકે છે. સાધારણ માણસને જે ચીજ ઘણી નિર્જીવ લાગતી હોય, તે કવિને ઘણીજ ઉપયોગી અને રસિક લાગે છે; કેમકે નિર્જીવ વસ્તુને તે કવિ જીવ આપી દે છે, લુખ્ખી બાબદને લેઝતદાર બનાવી દે છે. દુધમે દુધ તોકે ભાયકા—પુતમે પુત તોકે ગાયકા—ફુલમેં ફુળ તોકે કપાસકા ફુળ—રસમેં રસ તોકે કવિકા રસ. જેવો મધનો રસ તેવો કાવ્યનો રસ. જેવું મધ મીઠું તેવું કાવ્ય મીઠું. પણ તે સૌ કયારે, કે ખરે-ખરો કવિ ખરેખરી કુદરતી કવિતા રચી શકી જીવને ટાઢક પમાડે, રડતાંને હસાવે—ગમગીનને રંગીન કરીદે—અને નાસ્તીકને ઇશ્વરના સાથે મેલાપ કરાવે. એવા કવિ આજે થોડાજ છે. નહીં જેવા છે. હિંદુઓમાં તો આગળ સારા કવિઓ થઈ ગયા છે, મુસલમીનોમાંતો અચ્છા શાયરો સારો વારસો મુંકી ગયા છે, પણ પારશીઓમાતો ખ-રેખરા કવિ આગળ થઇ ગયલા હોય અને હિંદુસ્થાનમાં કવિ લેખે નામ કાઢયું હોય એવા ગણત્રીનાજ છે; અને હાલમા તો ખરેખરા કવિ કહી શકીયે, એવા થોડાકોજ નજર આવેછે. જેને આજે આપણે પારશી કવિ કહી શકયે એવાઓમાં કબિર અને સુંદરદાસ, સેકશપીઅર અને શી-રેદોશી, નરસિંહ કે પ્રેમાનંદના વાચેલા વિચારો બીજા રૂપમાં પ્રાસ અને વજન મેળવીને કવિતા બનાવવાની શક્તિ શિવાય વિશેષ વિચાર-માં લેવા જોગ ગહવેર જણાવુ મુશકેલ છે. કાવ્ય રસને માટેઃ—

૨૨ મો અલંકાર અતિશયોક્તિનકા છેઃ—કાઇ બાબદને અતિ-શય શરેહથી વર્ણવવાનો, અથવા ખરૂ હોય તેમા વધાર ઘટાર કરીને

દર્શાવવાનો અલંકાર. એ અલંકારને ફારશી ભાષામાં **મબાલગત** અથવા **ઇત્તર્રા** કહે છે, અને તેવા શહરાગાતભર્યા વર્ણવવાને " ગુ મબાલગત " કહે છે. એ અલંકારને અંગ્રેજીમા Hyperbole કહે છે. જેમકે, લડાઈ ચાલતા લોહીની નદિ વહેવા લાગી, અને મુરદાંના પાહાડો થઈ ગયા ! એ અલકાર કાવ્યરસને બહુ શોભા આપે છે. એ અલંકાર તો ફીરદોશી શાયરનો માનીતો છે.

ફીરદોશીનું શાહનામુ તો અતિશ્યોકિતમાં કોઇને પોંહોંચી શકતું નથી તેમા રૂસ્તમ અને અફ્રાશીઆબની લડાઇનું બ્યાન કરતાં લખે છે કેઃ—

" ઝે સુમમે સતુરાન દર આંન પેહન દસ્ત,
જમીન શીશ શુદો આસમાન ગશ્ત હસ્ત.
ફરૂ રફતો બર રફત રૂઝે નબર્દ,
બ માહી નમે ખુનો બરમાહ ગેરદ. "

યાનેઃ—તે ખોહલાં મેદાનમા ઘોડાની ખડીઓથી જમીન છ થઇ ગઇ, અને આસમાન આઠ થઇ ગયાં. અને લડાઇને દિવસે લોહી એટલું બધું રેડાયુ કે તેનો પસરાત છેક દરિયાની માંછલીઓ સૂધી પોંહોંચ્યો, અને ધુળ ઉડી તે છેક ચંદ્ર સૂધી પુગી !! ૦°૦ એની સમજણ એવી છે કે, ઘણા ઓલમાઓનો અભિપ્રાય છે કે, આ ધરતી ઉપર એકેક પછી ૭ પડો છે. ખાક—પાણી—ધાતુ વિગેરેના. તેમાંનુ પહેલું પડ જે ખાકનુ છે, તે પડ રૂસ્તમ પહેલવાનના લશકરના ઘોડાઓથી ખણાઈ ખોદાઈને ધુળ થઇ આકાશ ઉપર ઉડી ગયું. અને એ આકાશના પણ ૭ તબકકા વિદ્વાનો ગણે છે, તેમા જમીન ઉપરથી ઉડેલું ધુલાડુ એક પડ અથવા આસમાન થઇ જઇ, ૭ આસમાનના ૮ કરી દીધા, અને ૭ જમીનના પડમાથી એક ઓછુ થવાથી ૬ જ થઈ ગયા !! પછી કહે છે કે એ જગમાં જે લોહી રેડાયુ તે એટલું બધું હતુકે, પાતાળમાં જ્યાં માછલાંનુ રહેઠાણ છે ત્યા સૂધી તેનો પસરાત ગયો, અને લડાઇથી જે જગલની ધુળ ઉડી તે ચંદ્રમા સૂધી ઉંચે જઇ પુગી!!

આ અલકારની ખુબી જે સમજે તેજ સમજે. શું સુદર અલંકાર છે !

કાવ્યમાંજ એ અલંકાર ઘણો દીપે છે. કવિ પ્રેમાનંદે નળાખ્યાનમાં દમીયતીનુ વર્ણન આપતાં નિચે પ્રમાણે અતિસ્યોકિત કરી છે.

" દમયંતીનો ચોટલો, દેખી અતી રોહાગ,

અભિમાન મૂકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ.
ભીમક સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચંદ્રમાનો ક્ષીણ પામી, આભમાં સંતાય.
સૃષ્ટી કરતાં બ્રહ્માજીએ, ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રગત પતિયે ઘડ્યું, દમયતીનું ગાત્ર.
તેમાંથી કાંઈ શેષ વાધ્યું, ઘડતાં ખેરો પડિયો;
બ્રહ્માએ એકઠું કરીને તેનો ચંદ્રમા ઘડિયો.
નળ કહે નારદને, એ વખાણ ભાવન પહોતો;
દમયતિ દમણાં અવતરી, ચંદ્ર પેહેલો ન હોતો."

એમાં દમયતીનો નાગના જેવો ગુંદેલો ચોટલો જોઇ લાજીને પાતાળનો નાગ ભરાઇ ગયો! વળી તેણીનું વદન જોઇને સુરજ પોતે નો પ્રકાશે છે!! ચંદ્ર તો તેણીની ખુબસુરતી જોઇ હારી ખાઇ જઇ આકાશમાં ચીમાઇ જાય છે!!! વળી ઇશ્વરે જેટલું તેજ બનાવ્યું છે, તે સઘળું તેજ દમયંતીમાંજ છે, પણ કાંઇ બાકી વધેલા ખેરામાં-થી ચદ્રને બનાવેલો છે; વળી તેટલુંજ બસ નહીં હોય તેમ પેહેલાં ચંદ્રતો દમયંતીજ હતી. અને ચંદ્ર તો દમંયતીની પછી જન્મેલો કહેવાને બાકી રાખવામાં આવ્યાથી નળે નોંણો કર્યો છે!!

નીચલા અલ્પાતિશ્યોક્તિકા એવાછે કે તેને અતિશ્યોક્તિમાં શોભાવો તો ત્યાં પણ દીપશે, અને અલ્પાતિશ્યોક્તિકામાં અતિશ્યોક્તિકા ભેલાગલી પણ જણાશે.

" તાલેઇ હારમ આંકે અઝ પયે આબ, ગર રવમ સુયે બેહર બરૂર ગરદદ;
વર બદુઝખ રવમ પયે આતશ, આતશ અઝ યખ્ફેસરદેહ તર ગરદદ.
વર ઝે કોહ એલ્તમાસે સગ કુનમ, સંગ નાયાબ ચુ ગોહર ગરદદ.
વર બ નઝદે કસી રવમ બ સવાલ, હરદો ગોશશ બ હુકમ કુર ગરદદ.
અસ્પે તાઝી અગર સવાર શવમ, ઝીરે રાનમ રવાન ચુ ખર ગરદદ.
બાહમે નીઝ શુક બાયદ કર્દ, કે મબાદા કઝીન બતર ગરદદ."

અર્થઃ—મારૂં નશીબ એવું છે, કે જો હું પાણી મેળવવા દરિયા આગળ જાઉં, તો દરિયામાં પાણી હોયજ નહીં તેમ જમીનના જેવો સુક્કોસટ થઇ જાય છે! જો દોજખની અંદર જરા આતશનો કડકો મેળવવા જો હું જાઉં, તો તેજ આતશ બરફના જેવો ટંડોગાર બધા-ઇ ગયલો મળી આવે! એક પર્વતની પાસેથી માત્ર એક ટુકડો પથ્થરનો લેવા જાઉં, તો પથરાળી શીખમાંનો મોતી જેવા મોંઘા થઇ જાય! જો

કોઇની પાસે કાંઇ માંગણી કરવા હું જાઉં છું, તો તે એકદમ બેહેરો જ થઇ જાય ! અને આરબ્બી ઘોડા ઉપર અસ્વારી લીધા હું જો કરૂં, તો ગધેડાં જેવાં તેના પગલાં થઇ જાય છે પણ એ સર્વે છતાં હું પરમેશ્વરનો પાડ માનું છું કે, રખેને એથી ખરાબ મારૂં નશીબ થઇ પડે !!

" નયમ યક લેહઝે અઝ યાદે તો ખામુશ;
ફરામોશી શુદેહ અઝ દેલ ફરામુશ "

યાને:—એક પળ પણ, ઓ દીલજાન ! હું તને યાદ કરવાને ચુકયો નથી. તે એટલે સુધી કે "ભુલકણાપણું" પણ મારાં દિલમાંથી ભુલાઇ ગયું છે. કેટલી બધી અતિષ્યોકિત ! તેથી વધારે વળી બીજી છે:—

" ચુનાં તીરેહ ગેતી કે અઝ લબે ખરૂશ;
ઝે બસ તીરગી રેહ નબુરદી બગુશ "

અર્થ:—અંધારૂં એટલું બધું હતુ, કે હોઠમાંથી જે પોકાર નીકળતો તે પોકારને પુષ્કળ અંધારાને લીધે, કાંન આગળ જવાનો રસ્તો પણ માલમ પડતો નહતો

એટલી અતિસ્યોકિતકા બસ ન હોય તેમ વળી જણાવે છે કે;

" દમયંતીના અધર દેખી, પેટ વેધ્યું પ્રવાળ;
એ કામનીનો કંઠ સાભળી, કોકિલા થઇ કાળી.
રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ;
કુંવારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ.
દંત દેખી દાડમ ફાટયુ, કપોત સતાડે મ્હોને;
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુખ કહું હું કોને.
દમયતીના કુચ દેખી, હાર્યું, કુંજર કુંજર કુળ;
તે હીડતાં ચાલતાં હાથી, માથે ધારે ધુળ.
હસ્ત કમળથી કમળ હાર્યું, જળમાં કીધુ ઘર;
દમયંતીનું ઉદર દેખી, સુકાયુ સરોવર.
સરોવર સુકાયું સાંભળી, નળરાય મનમાં રંજયા;
દમયંતીની જંઘા દેખી, કેળ રહી કાકંજ્ઞા. "

એમાં પણ તેનો કંઠ સાંભળીને કોયલ કાળી થઇ ગઇ ! સરસ્વતી વિદ્યાએ વેરાગ લીધો ! દાંત જોઇને તો દાડમ ફાટી ગયું ! તેણીનું પેટ જોઇને તો સરોવર સુકાઇ ગયું ! વગેરે દરેક લીટિમાં

અતિસ્યોકિત કરી છે.

મી. કુકાએ જમા કરેલા અતિસ્યોકિતના દાખલા જોઇયે:—

" બખ્તમ અગર તલાશીએ શબ્હાએ ગમ કુનદ;

યક રોઝે ખુશ બમરદુમે આલમ નમી રસદ. " (મુલ્લાં નાઇ)

યાને.—જે રાતો મેં ગમખારીમાં ગુજરી છે તે રાતોનો બદલો જો મને મારૂં નશીબ આપે, તો દુન્યામાં આદમીને માટે એક પણ દહાડો ખુશી ખુરમીનો રહે નહીં. એટલો બધો ગમ મે ખાધો છે, કે તેના બદલામાં ખુશાલીના દહાડા જેટલા બધા મને બખશવા જોઇએ, તેટલા આપવામાં આવે તો, એક દહાડો પણ કોઇને વાસ્તે ખુશીનો રહે નહી !

" અઝ દેલે મન ગર ને હરદમ આતશી બરખાસ્તી;

ઝાબે ચશ્મે મન જેહાંની સર બસર દરયાસ્તી. "

(શાહ કબુદ જામે)

યાને:—જો મારાં દિલમાંથી આતશનો સોલ્લો બહાર આવ્યા કરે છે તે જો નહી આવતે તો, મારી આંખમાંથી ટપકતા આંસુઓથી કરીને આખી દુન્યાં એક દરિયાવ બની જતે. અર્થાંત માશુકની જુદાઇમાં એટલાં બધાં તો હું આંસુ પાડું છું, કે દીલમાંનો અગ્નિ તે પાણીને સુકવી નાંખે નહી, તો દુન્યાં દરિયાવ બની જાય.

" હઝાર બાર બશુઈઅમ દેહન બમસ્કો ગોલાબ,

હનુઝ નામે તો ગોફતન કમાલે બીઅદબીસ્ત. " (હાફેઝ)

યાને:—હજાર વાર હું મારૂં મોઢું કસ્તુરી અને ગુલાબજળથી ધોઉં છું, તોપણ તારૂં નામ લેવું એ મોટામાં મોટી બેઅદબી છે. યાને આ પાપી મોઢું તારૂં નામ લેવાની બેઅદબી કદિ કરી શકનાર નથી.

વળી કહે છે કે:— .

" જોઇ ભિમક સુતાની કટી, સિંહની જાત વનમાં ધટી,

હંસને પણ થઇ ચટપટી, ચાલ ગોરીની આગળ મટી;

રામા અંગની રોમાવળી, વનસ્પતિ દવે મરે છે બળી,

તેના વસ્ત્ર રહ્યાં જળ હળી, દેખી આભમાં પેસે વીજળી;

પગ પાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાગે લળતો;

નેપુરનો નાદ સાંભળતો, રહે ગાંધર્વનો સાથ બળતો;

વરણથી ચંપક નવ ભજિયો, માટે મધુકરે તેને તજિયો;

એવું રૂપ બ્રહ્માએ સર્જ્યું, બીજું કાંઈ નથી નિપજ્યું."

એમાં પણ દમયંતીની કમર જોઇને જંગલમાંથી સિંહો ધડી ગયા! તેમજ તેણીની ચાલ ઠુમકતી જોઇ હંસનેબી ચટપટ થઇ! તેના પોશાકનો ચમકારા ભયા દાડ જોઇને વિજળી પણ સંતાઇ બેઠી! વગેરે સહરાગત કીધી છે. ફીરદોશી તુશી શાહનામામાં રૂસ્તમ પેહેલવાનના રખસ નામના જંગજોય ઘોડા વિષે લખતા એક બેત લખેછે, તેમાં એવી અતિશ્યોક્તિ કરે છેકે, તે રખસની આંખ એટલી બધીતો તિક્ષણ હતી, કે કાળી અંધારી રાતે-મધ્યરાતે બાર ગાઉ ઉપરના કાળા પર્વતના કાળા પથરા ઉપર પડેલા એક તમામ કાળા બાલને તે સેહેલાઇથી જોઇ શકતો હતો!! વળી શેવકે એક લખાણમાં જણાવ્યું છે કે, મુરદાંની આગળ બાહુતી રડનારીઓ એવીતો કળ ખાઇને રડતી હતી, કે પંદર ગાઉ ઉપર લડતા લશ્કરમાં તોપ ફોડનારા કેવળ બેહેરા તોપચીનાં કાનમા પણ તે રડનારીઓના રૂદનના આવાજ ઘોંઘાટ કરી રેહેતા હતા!! એ ખરેખરી અતિશયોક્તિ છે.

" હસ્ત રીશે હઝરતે કાઝી જમાલા બી ગઝાફ,
ચુ બરૂ ખુસ્પદ નેહાલી ચું બપુસ્ત ઉફતદ લેહાફ."

( સેખ મહમદ ખાતુન )

યાનેઃ—અતિશ્યોક્તિ કર્યા વગર કહે તો પવિત્ર કાઝી જમાલાની દાઢી એવી છેકે, જો તેઓ અબરૂ પડીને સુએતો નીચે બીછાણું જેવી તે થઇ પડે છે, અને ચત્તા સુએ છે ત્યારે ધાબળી ઓઢીઆ બરાબર થાય છે! એવી ગંજાવર દાઢી છે!

" અજલ રેહ બર સરમ નતવાંનદ આવરદન શબે હેજરાન,
ચુનાં કઝ દુદે આહમ ખાને તારીકસ્તો રોઝનહમ."

( હયરાંની કમી )

યાનેઃ—મારી માશુક સાથે થયલી જુદાઇની રાતે મારી હાય અફશોશના ધુંમાડાથી મારૂં ઘર અને બારી બારણાં એટલાં બધાંતો ભરાઇ ગયાં, કે અંધારૂં થવાથી મોહતને પણ મારા ઘરમાં આવવાનો રસ્તો સુજ પડતો નથી! એટલે મોહતતો ગમે એવી જગાએ ગમે તેમ કરીને જાય, પણ મારા ઘરમાં તો, હાયઅફશોશના ધુંમાડાને લીધે, તેને રસ્તોજ સુજતો નથી.

" હરદુ આલમ કીંમતે ખુદ ગોફતેઇ,
નુર્ખ બાલા કુન કે અરઝાંની હનુઝ."

ઓ માશુક ! તું કેહેછેકે તારી કીંમત આ અને પેલી બન્નો દુન્યાં જેટલી છે. પણ હું તો કહું છુંકે તારા નીરખમાં યાને• કીંમતમાં હજુ વધારો કર, કેમકે તોપણ તુંનો મળતી મોંઘી છે !! વળી કવિ અનવરી કહે છે કેઃ—

" અએ ખાજેહ દરાઝીત રસીદસ્ત બજાઇ,
કઝ એહલે સમાવાત બગુશત એરસદ સોત;
ગર ઉમ્રે તુ ચું કદે તુ બુદી બ દરાઝી,
તુ ઝીન્દેહ બેમાન્દીઓ બેમુર્દી મલક અલ મોત."

ઓ ખ્વાજેહ ! તારૂં કદ એટલું તો લાંબુ છે કે, આકાશી દુન્યાંમાં ચાલતી ગોફ્તેગો પણ તુ સમજી શકે છે. જેટલું લાંબુ તારૂં કદ છે, એટલી લાંબી જો તારી જીંદગી હોત, તો તું યમરાજા કરતાં પણ વધારે વખત જીવતો રહેતે

વળી શાયરા નૂરજેહાને નીચે પ્રમાણે પોતાની અતિસ્યોકિત કરેલી છે.

" નૂરજેહાંન અગરચે બ સુરતે ઝન અસ્ત;
દર સફે મરદાંને આં શેરફ્તન અસ્ત. "

નૂરજેહાંન જોકે સુરતમાંતો ઓરત છે, પરંતુ મરદોની સફમાં તો **વાઘને મારનારી** છે ! તેજ માફક નુરજેહાને પોતાના જેહાંગીરની, એક ખેલવત વખતે આ અલંકારમાં તારીફ કરી છેઃ—

" અઝ હેબતે શાહેજેહાંન લરઝદ જમીનો **આસમાન**,
અંગુસ્તે હેરત દર દેહાન નીમે દરૂન નીમે **બેરૂન.** "

યાને કેઃ—પાદશાહના ધાકથી આસમાનબી કાંપે છે, અને જમીન પણ ધ્રુજે છે. હેરતની આંગલી અરધી અંદર અને અરધી બાહાર છે તો કાં નહીં જમીન ને આસમાન ધ્રુજી મરે ! * એમાં એક તો અતિસ્યોકિતકા થઈ છે, ને વળી બેઉ લીટીમાં પ્રાસિકા વપરાયલો છે, તે કાળા હરફો બતાવી• દેશે. તુલશીદાસનો એક દુહો આ અલંકારમાં વપરાયલો છેઃ—

" એક ઘડી, આધી ઘડી, આધીમે પણ આધ;
તુલશી સગત સાધકી, કટે કોટી અપરાધ. "

---

*આ લાઇનો ભેદી છે, પણ તેની સમજણ આપી શકાતી નથી. પણ માત્ર અલંકાર સમજાવા સારૂ આ લીટીઓ લેવી પડી છે.

એમાં એક ઘડી, અથવા છેક અરધી ઘડી, અથવા તો તેથીને પણ અરધી ઘડી જો સાધુ સંગત કરે તો એક કરોડ ગુન્હા કપાઇ જાય! ! એટલી બધી અતિશ્યોકિત કરેલી છે. વળી એ અલંકારમાં એકની પાછળ બીજો ઉતરતો, અને બીજાની પાછળ ત્રીજો ઉતરતો એવો ભેદ સમાવીને નિસારાલંકાર પણ સમાવેલો છે.

ફારશી ભાષામાં એ અલંકારના ત્રણ ભાગો કરેલા છે. અને મુળ અલંકારને "મબાલગે" કહે છે. તે ત્રણ નીચે પ્રમાણેઃ—

૧—તબલીગ. જ્યારે અતિશ્યોકિત તો હોય, પણ કારણ પૂર્વક અને અનુભવ સિદ્ધ હોય ત્યારે તેને "**તબલીગ**" કહે છેઃ જેમકે;

"બીનમ સુ બા રકીબ રોઝી નશસ્તેહ તનહા;
અઝ ફેકરે આન નઆયદ ખાબમ બદીદેહ શબહા."

અર્થ;—એક દહાડો મેં તુંને ઘોડેસ્વારની સાથે એકલો બેઠેલો દીઠો, તેની ધાસ્તીને લીધે રાતે મને ઉંઘ નહીં આવી.

ઉરદુ શાયરો આ અલંકારમાં કેવા કાબેલ છે તેનો એક દાખલોઃ—

"રોતે રોતે જાન જાવેગી ફેસકે યારમેં,
આંશકકા દરીઆ મેરા મુરદા બહા લે જાએગા."

અર્થઃ—મારા પ્યારાની જુદાઇમાં રડતાં રડતાં મારો જીવ નીકલી જશે, અને તે રડવાના આંસુથી જે દરીઆવ થઇ જશે, તેમાં મારૂં મુરદું તણાઇ જશે.

નીચલી ઠુમરી કાવ્ય રસમાં આ અલંકારને દીપાવનારી છેઃ—

"આગનમે મત સોયરી સજની, મૈં ન કહું તુસે કોન કહેગો.
મૈંને સુના એક જોશીકે મુખશે, કે ચંદ્રકો આજ ધરણ લગેગો;
ચંદ્ર સરીખો હે બદન તેહારો, **ચંદ્રકો છોડકે તોએ લગેગો.**"

કહે છે કે, ઓ પ્યારી તું બાહાર આંગણાંમાં ના સુઇ જા, કેમકે આજે ચંદ્રગ્રહણ છે, અને તું ચાંદના જેવી છે, તેથી ગ્રહણ પોતે ચાંદો જાણીને તુંને લાગી જશે!

સુંદરદાસ કવિએ આ અલંકાર ઉપર એક ઘણુંજ લાંબું પણ ગમતભર્યું કવેત જોડેલું છે, તેમાંથી ચુટીને થોડીક સતરો અત્રે ટાંકી લઇએ; તો જોકે આત્મગ્નાનના અને બ્રહ્મરસના અભ્યાષિઓને માટે એ કાંઇ અતિશ્યોકિતતો નથીજ પણ ખરી બાબદ છે.

"अंधा तीन लोकको देखे, बहिरा सुने बहु विविनाद;

नकटा बास कमलकी लेवे, गुंगा करे बहु संवाद.
टुंटा पकरि उठावे पर्वत, पंगुल करे नृत्य अल्हाद.
कुंदरको कीरीं गिलि बैठी, सिंहहीं खाय अघानो स्याल;
मछरी अग्नि मांहि सुख पायो, जलमें हुती बहुत बेहाल.
पंगु चडयो पर्वतके ऊपर, मृतकही देखी डरानो काल.
बुंदहिमांहि समुद्र समानो ! राईमांहि समानो मेर !!
पानी मांहिं तुंबिका डूबी ! पाहन तरत न लागी बेर !!'
मछरी बगलाको गहि खायो, मूषा खायो कारो साप !
चुवे पकरी बिलारी खाई ! ताके मुवे गयो संताप !

એ શિવાય બીજી દશ ઘણી સતરે છે, પણ જગા ટુંક તેથી ટુંકું કરવું ભાગ પડે છે. ઉપલા અલંકારને ગુણાલંકારમાં પણ મુકી શકાય એમ છે. હજરત જરથોસ્તની તારીફમા એક ઓલમાએ જોડેલા ફારશી બેતો આ અલંકારનો ખરો ખ્યાલ પેદા કરે છે;

કુજા દાનમ બનઆતે ઊ સખુન ગોફત,
નદાનમ નાઆતે ઊ સર તા બણુ ગોફત.
અગર કીરતાસ ગરદદ બર્ગે અશજાર,
વગર ગર્દદ મુરકકબ આબે અબહાર;
અગર ગર્દદ કલમ જુમ્લે નએસ્તાં,
શવદ કાતેબ બદુન્યાં જુમ્લે ઇનસાં.
નવીસદ નઆતે ઊ તા રૂઝે મહઆદ,
અજાં રૂઝે કે ગશતેહ ખલ્ક ઇજાદ.
એ સદ યક ના નવીસ્તે પસ્ફે ઊદાં,
કે નાયદ દર સખુનહાએ સખું દાં.

અર્થ:—પેગંબરાંન પેગબરની સ્તુતિમાં હું શું શબ્દો ઉચ્ચારી સકું ? કારણ કે પ્રારંભથી તે અંતસૂધી મારાથી તેની તારીફમાં શખુન કાઢવાની શક્તિ નથી. તમામ સૃષ્ટિના ઝાડોના પાંદડાં અગરજો કાગજો બની જાય, અને દુન્યાં ઉપરના સઘળા સમુદ્રોના પાંણીની શાહી બની જાય, અને કુલે આલમના જંગલોના ઝાડો તથા વાંસોની કલમ કરવામાં આવે, અને કુલે પૃથ્વિ ઉપરના માણસો લખનારાં બને, અને જ્યારથી દુન્યાં પેદા થઇ અને આદમજાત જ્યારથી પેદા થયું ત્યારથી

તે રોઝે કયામતના દીન સુધી, યાને દુન્યાંની આખેરી સુધી તે બરહક પેગંબરની તારીફ અને વખાણ જારી રાખતે, તોપણ તેની તારીફના ૧૦૦ હીસ્સામાંથી એક હીસ્સોબી પૂરો થયલો સમજતો નાં!!! આતો અતિશ્યોક્તિનો અંતજ આવ્યો છે.

નળરાજાની ખુબસુરતી વર્ણવતાં નિચે રમુજી અલંકાર વપરાયો છે:—

અમો કોટિક નારી નરખી, નથિ નળને પરણવા સરખી.
એકવાર બ્રહ્માએ શું કર્યું, સકળ તેજનું પાત્રજ ભર્યું.
તે તેજનો ઘડયો નળરાય, રજ વાધિ પાત્રને માંય.
તેની એક થપોલિ હવી, તેનો આકાશે કીધો રવી.
સાંજે વહાણે નળ નિસરે, તેજવંત તે વનમાં ફરે.
સુર્ય બિહિનો જાંખી કાઢે કોર, સાંજે વહાણે ટાઢે પહોર.
ઘરમાં અદૃષ્ટ થાય રાજાન, ત્યારે નિશ્ચય તપે મધ્યાન.

એટલા ઉપરથી એમ તો સિદ્ધ થાય છેકે, આગળા હિંદુ કવિઓ કાવ્યરસમાં પૂર્વિણ હતા, પરંતુ કુદરતના ખેલો માટે તેઓ પાછલ રહ્યા હતા. ગૂજરાતી કાવ્યરસ કેવું ઉત્તમ છે, તેનો ખ્યાલ થવા માત્ર નિચલી લીટી આપી આગળ ચાલ્યે.

" વણ અપરાધે વિપરિત કીધું, દીધું દારૂણ દુ:ખજી;
સાત સમુદરે ન જાય શામતા, ધોતાં મારૂં મુખજી. "

એમાં કહે છે, કે દુ:ખ એવુ લાગ્યુ, કે તેથી મારી જે બે આબરૂનો કાળાશ મારાં મોં ઉપર ફરી રહ્યો, તે તો સાત સમુદ્રથી પણ ધોવાય એવો નથી.

એ પ્રમાણે અતિશ્યોક્તિનો અલંકાર આગળા કવિઓ દીપાવી ગયા છે.

વળી અસાદી શાયર કહેછે:—

" ચુનાન દારમ ઈન રાઝરા, રોઝો શબ;
કે બા જાન બુઆદ ગર બર આયદ ઝે લબ. "

માને; રાત દહાડો હું મારો ભેદ ભરમ એવી રીતે તો રાખું છું કે, મારા પ્રાણની સાથેજ તે બાહેર આવશે, યાને કે જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી તો તે ભેદ ખુલશેજ નહીં. હવે એ બનવા જોગ છે, તોપણ અતિશ્યોક્તિ છે.

૨:—એગરાક: એમાં અતિશ્યોક્તિ તો હોય, પરંતુ તે બનવા જોગ હરતાં સંભવિત માત્ર કહી શકાશે; જેમકે:—

" દર રોઝે હજર હર ચંદ બીદદ દેહી શંરાબમ;
દુર અઝ તો સબ નયાયદ અસલન બદીદેહ ખાબમ્."

યાનેઃ—હીજરીની રાતે (નાહાશ ભાગની રાતે) જેટલોબી દારૂ મને તું આપે, તોપણુ તારા વગર રાતે મને ક્વચિતજ ઉંઘ આવે છે.

વળી " ઓરફી " શાયર કહે છેકેઃ—

" મારા બ કામે ખીશ બેદીદો દેલશ બેસોખ્ત;
દુશ્મન કે હીચગાહ મબાદા બકામે મા."

પેહેલી સતરમાં કહે છેકે; દુશ્મને પોતાની ઈચ્છા મુજબના મુશ્કેલીમાં આવેલા હમોને જોયા, અને તે દિલગીર થયો. જ્યારે એક દુશ્મન પોતાના શત્રુને મુશ્કેલીમાં આવેલો જોય, ત્યારે દિલગીર થાય એ અપ્રકૃતિ છે. તે ઘણે ભાગે અસંભવિક છે. પરંતુ અહીંઆં તો કવિની કહેવાની મતલબ એવી છે કે " હમે એટલું બધુ તો દુઃખ ખમ્યું, કે દુશમન વટીક આજુરદે થવા લાગો.

એ અક્કલને અનુકુલ લાગે છે, તોપણુ અતિશ્યોક્તિ છે. વળી શાયર હાફેઝ કહે છેકેઃ—

" એ ઘન આતશે નેહુફ્તે કે દર સીનેએ મન અસ્ત;
ખુરશીદ સોઅલે ઇસ્ત કે દર આસમાન ગીરફ્ત."

અર્થઃ—મારાં દીલમાં જે આતશ છુપાયલો છે તે આતશનો સોલો સુરજ છે; કે જે આસમાન ઉપર છે.

૩—ગલઉએઃ જ્યારે અતિશ્યોક્તિ તદન એવીજ રીતે વપરાઇ હોય, કે તે પ્રમાણે બની શકેજ નહીં, ત્યારે એ અલંકાર આવે છે. એને ગુજરાતીમાં અસંભવાલંકાર પણ કહેલો છે. જેમકેઃ—ફીરદોશી લખે છે કે,

" શવદ કોહે આહન ચુ દરિયાએ આબ;
અગર બેશનવદ નામે અફ્રાશીઆબ."

યાને કે, જ્યારે અફ્રાશીઆબનું નામ સાંભળવામાં આવે, કે લોખંડનો પાહાડ પણ દરિયાના પાણી જેવો થઇ જાય ! !

" એ તો મીઆંભાઇની સરેહ," એમ બોલવાનો આપણા લોકોમાં એક રવૈયો પડી ગયો છે, અને તે કેટલો બધો હુબહુ છે, કે અતિશ્યોકિતનો અલંકાર તો ખરૂં પુછાવો તો ઉરદુ શાયરોજ અચ્છી રીતે વાપરી ગયા છે. તેઓએ એ અલંકાર વાપરવાનો ગોયા મક્તોજ

રાખ્યો છે; તેથી તે શાયરોના રેખતાઓ દુરથીન ગજલસ્તાનમાંથી શોધી કાઢી આ ઠેકાણે, ઠેકાણે પાડયા છે —

બાદશાહ શાયરઃ—

કેઆ નજાકતસે ગેરાં સુરમા હુએ ચશ્મે યારકા;
બારે કાકુલશે કમર કયું કર ન લચકે બાર બાર.

અર્થઃ—મારી માશુક એટલીતો નાજુક છે, કે તેની આંખમાં જે સુરમો આંજેલોછે તેબી તેણીને તો ભારી લાગે છે! માટે તેનો જે ગુથેલો ચોટલો છે, તેના ભારથી તેણીની કમર, વારંવાર લચકયા કાં નહીં કરશે!

કેટલીબધી અતિશ્યોકિત!

મીર શાયરઃ—

દેખ મેરા રોના ઉસને હસ દીઆ, બર્ક ચમકી અબ્ર બારાં થંભ રહા;
મેરે રોનેકી હકીકત જીસમે થી, એક મુદ્દત તક વો કાગજ નંભ રહા.

યાને કેઃ—મારૂં રડવું જોઇને મારી માશુકેતો બેફીકરીથી હસી દીધું, તોજેકે મારી ઉપરથી વીજલી ચમકવા લાગી, અને વરસતાં વાદલાં થંભ થઈ રહ્યાં. મારા રડવાની બીના જે કાગજમાં લખેલી હતી, તે કાગજ એક મુદ્દત સુધી ભીનાએલું ને ભીનાએલુંજ રહ્યું.

સોદા શાયરઃ—

અરક આલુદેહ વોહ બીલોર જબીં ઉસકી દેખ,
લે સાતારોકું જમીપર મહે અનવાર જોકા.

યાને કે—જ્યારે રોશન ચંદ્રમાએ તેણીની બીલોર જેવી પેશાનીને પશેંવામાં ગરક થઇ ગએલી જોઇ, ત્યારે તે બેહોશ થાઇને પોતાની સાથે સઘળા સેતારાઓને લઇને જમીન ઉપર ટુટી પડયો!!

નાસખ શાયરઃ—

પાએ નાજુક જબ રખા ઉસને હમારી કબર પર,
પારહાએ સંગે મરમર રૂઇકે ફાલે હુએ.
જબ શબે તારીક મેં હમ કુએ જાનાકુ ચલે,
આગે આગે જાએ મશઅલ આતશી નાલે હુએ.

યાનેકેઃ—જ્યારે હમારી કબર ઉપર હમારી માશુકે પોતાનો નાજુક પગ મુકયો, ત્યારે સંગેમરમરનો પથરોબી રૂના પોહોલીઆંની મીસાલે નરમ થઈ ગયો! જ્યારે અંધારી રાત્રે હમે હમારી પ્યારીના મોહલ્લામાં ગયા, ત્યારે હમારા આતશથી ભરેલા પોકાર, મશાલની માફક

હમારી આગલ ચાલવા લાગા.

**હુસન શાયર:**—ઇસ કદર રોતે હે આશકકે નેહર ચશમોકે,
નાલેસે નાલઓ નદીસે બેહર હોતેહે.

યાનેકે:—ઓ પ્યારી ! તારો આશક એવી રીતે રડે છે, કે તેના આંસુઓની નેહેરથી નાલાંનું નાલું અને નદિનો દરીઆવ થઈ જાએછે!

**સોદા શાયર:**—ઇએ ન વોહ દરીઆ કે જીસસે ગુજરીએ પુલ બાંધ કર;
મોજે ચશ્મે આશેકાં દે તોર પલમેં પીલકે પુલ.

યાનેકે:—તે કંઈ એવો દરિઆવ નથી, કે જેની ઉપરથી પુલ બાંધીને આપણે પેલે પાર જઇએ; કારણકે આશક લોકોની આંખમાંના આંસુઓના મોજા એક પલમાં તે પુલને કકડા કરીને ભાંજી નાખે!

ઓખાહરણ ઉપરથી:—

"ધ્રુજ્યો ધ્રુવ ને મેરૂ ડગિયો, ખળભળિયાં પાતાળ,
સાગરે મરજાદ મૂકી, ડોલ્યા દશ દીગપાળ—૧
અષ્ટ પર્વત ગળ્યા ભૂમીએ, થઇ સુકી વનસ્પતિ સર્વ,
જક્ષ કીનર વિદ્યાધર કાંપ્યા, અપ્સરાને ગંધર્વ—૨
ત્રૈલોકયમાં ખુંભાણુ વરત્યું, થાય ગર્ભનો પાત,
વાયુ રૂંધાયો વિશ્વનો, થઈ કોટી જીવની ઘાત"—૩

શિવ અને કૃષ્ણના યુદ્ધનું વર્ણન આપતાં આટલી બધી સહરાગાત કરેલી છે.

"રણમાં ખરે બપોરે, પંચાગ્નિથી બળી બળી થાઉં,
કહે વ્હાલા કયાં જાઉં, ધુળ ફાકું હૂં વિરામ કહાં પાઉં." (ન. ક.)

એમાં વિધવાના દુઃખનું વર્ણન અતિશ્યોક્તિમાં કરેલું છે.

"અંધારૂં કોઠે વિરહાગ્નિ ધૂમે, ચારે ખુણે વાઘ કુતર્ક ઘૂમે."

એમાં વિરહના અગ્નિના ધુમાડાથી કોઠામાં અંધારૂં અંધારૂં થઈ ગયું છે, તથા તેમાં ચારે ખુણે કુતર્ક રૂપી વાઘો ભમે છે.

"બહુ કીર્તિ ઇંદ્રે સભામાં ભણીરે, હવે ગાઉં શું રાજ ખૂબી ઘણીરે,
સુણી નામ મોટા મરે શત્રુઓરે, સુણી નામ હૈયે ઠરે જાચકોરે."

હે રાજા તારી કીર્તિ તો ઇંદ્રે પોતાની સભામાં ગાઈ છે. હું શું ગાઉં ? તારૂં નામજ સાભળતાંવાર મોટા શત્રુઓ મરી જાય છે, અને તેજ નામ સાંભળતાં જાચક પોતાના દીલમાં સંતોષાયા એમ સમજેછે.

હવે કવિ નર્મદાએ એ અલંકારના બીજા ત્રણ વિભાગો છુટા પાડયા છે તે જણાવીશું:—

૧—રૂપકાતિશ્યોકિત—જ્યાં રૂપક અને અતિશ્યોકિત બન્ને હોય તેને કહે છે. જેમકેઃ—

" કૃષ્ણ કમળમાંથી કહાડિ બે સખ્ત તીર,
મધુરિ ચપળ ચાલી ચોંકવી તે અમીર.
ચતુર પુરૂષ ચેતી તેજ વેળા ઠરયોરે,
ધરણિ પર ધ્રુજીને થ્રેહ પીડે પડયોરે. " (ન. ક.)

કાળાં કમળોમાંથી યાને કાળી આંખોમાંથી બે સખ્ત તીર કાઢતી કે તે ચપળ મધુરી ( સ્ત્રી ) પેલા અમીરને ચોંકવીને ચાલી ગઇ. એમાં આંખનું નામ ન લેતાં કમળને નામે વર્ણન છે, માટે રૂપક- છે; અને કટાક્ષને ઠેકાણે તીર એ અતિશ્યોકિત છે.

૨—ચપલાતિશ્યોકિત—જ્યાં કારણની સાથે કાર્ય જોડયું હોય તેને કહે છે. જેમકેઃ—ઉપરજ આપેલી લીટીઓમાં " ચતુર પુરૂષ ચેતી તેજ વેળા ઠરયોરે " એ ચપલાતિશ્યોકિત છે.

૩—અસંબંધાતિશ્યોકિત—જ્યાં કોઇ એક વસ્તુનો સંબંધ છતાં અસંબંધ વર્ણવ્યો હોય તેને કહે છે. જેમકે " હે રાજા તું જ્યારે મોટો દાતાર છે, ત્યારે અમે કલ્પવૃક્ષને પણ માનતા નથી. " એમાં કલ્પવૃક્ષને માનવાનો સંબંધ છતાં અસંબંધ બતાવ્યો છે.

( અલંકાર વિવેક )

" શુરવીર તે હિંમત કરી તે આભ પડે પણ નવ હારેજી. "( ન. ક. )

એમાં બીહીને હારવાનો સંબંધ છતાં અસંબંધ બતાવ્યો છે.

એવા દાખલા સેંકડોની સંખ્યામાં શેવકની નોંધપોથીમાં નોંધાયલા છે, પણ તે બધાની લેઝત કેમ ચખાડું ? તે સર્વેનીજ ઝમક કેવી રીતે આપું ? આહા ! તે બધાંની જગા નહીં કરવા માટે હું અબાઓ છું. કેવી કેવી સરેહ છે ! કેવી કેવી અતિશ્યોકિત છે ! તેનો ખ્યાલ ઉપરના દાખલાથી થશે.



**૨૩ મો અલંકાર અન્યોકિતકાઃ**—એનો બીજો બોલ બ્યાજ સ્તુતિ અથવા વ્યાજનિંદા કરીને બોલાય છે. અન્યોકિત એટલે ટકોર. હોય તેથી ઉલટું બોલી ટકોર કરવાનો એ અલંકાર. એ અલંકારને માટે ફારશી અને આરબ્બી ભાષામાં ઘણા શબ્દો વપરાય છે; તન્ઝ–નકુહ–ઝગઝગત–ઇસ્તહઝા–તસખર–નીકાસત–હઝો–હઝુ–લાએહ–લ્લાઆબ; વગેરે શબ્દો છે. અને ટકોર ભરેલા બોલવાને ઝુતન્ઝ–

ઞગઝગતંનુમા–નકુહગૂ–વગેરે કહે છે, અને તે " ખેવંઝેહતન્ઝ " કરીને કહેવાય છે. જેને અંગ્રેજીમાં Ironically અથવા Ironical કહેછે, અને ખુદ અલંકારને Irony કહે છે. જેમકે ઢેડા ભંગીઆને આપણે " ચોખ્ખા દેશતુર " કહે છે. આ અલંકારથી કાવ્યમાં લેઝત પડે છે. સુંદરદાસ કહે છે કેઃ—

" કપરા ધોબીકો ગહિ ધોવે, માટી બપુરી ઘરે કુંભાર!
સૂઈ બિચારી દર્જીહિ સીવે, સોના તાવે પકરી સુનાર!!
લાગી સબે મિઠાઈ ખારી, મીઠો લગ્યો એક વહ લૌન!
પર્વત ઉડે રૂઇ સ્થિર બૈઠી, ઐસો કોઇક બાજ્યો પૌન!!
પરધન હરે કરે પર નિંદા, પરતિયકો રાખે ઘરમાંહિ!
માંસ ખાય મદિરા પુનિ પીવે, તાહી મુકિતકો સંશય નાહિ!!!
અકર્મ ગહે કર્મ સબ ત્યાગે, તાકી સંગત પાપ ન સાહિ!!!
લોભી લગે સબનકો પ્યારો, નિર્લોભીકો હાહર નાહિ!
લકરીમાંહી ચૂલા દીયોં, રોટી ઉપર તવા ચઢાઇ!!!"

એમાં અકેકથી કેવળ ઉલટી વાત કહી છે, અને ટકોર કરી છે. કલજુગનો ચિતાર આપતાં કહે છે કે, ધોબીને કપડાં ધુએ, કુંભારને માટી ઘડે, પાપી માણસને મુકિત મળે, ચુલા ઉપર રોટી મુંકી તે ઉપર તવાઇને ભુંજે, સોયતો દરજીને શીવે!! એ સૌ ટકોર છે. અંગ્રેજીમાં હેમેલીનના પાઇડ પાઇપરની કવિતામાં નિચલો દાખલો ઉત્તમછેઃ—

" *A text which says, that Heaven's Gate*
*Opes to the Rich at as easy rate*
*As the needle's eye takes a camel in!*"

યાને કે, બાઇબલનું વચન એવું છે કે, જેટલી સેહેલાઇથી સોયનાં છીણાં કાંનામાંથી એક ઉંટ પસાર થઇ શકે છે! તેટલીજ સેહેલી સુતરી રીતે પૈસાદાર આદમીને માટે સ્વર્ગનો દરવાજો ઉઘડી જાયછે!! નળરાજાની ખુબસુરતીનું અતિસ્યોક્તિના અલંકારમાં કરેલું વર્ણન, જોકે એક અતિસ્યોકિતજ છે, તોપણ અન્યોકિતના વર્ગમાં જો લાગુ પાડયે, તો તે કેવળજ બેહુંદું ગણાશે નહીં. કેમકે નળને બદલે કોઇ કાલા અને બદસુરત આદમી માટે નિચલી કવેત બરાબરજ અન્યોકિત થાય છેઃ—

" નૈષધરાયના રૂપ આગળ, દેવને થઇ ચિંતાય;
રખે આપણિ સ્રીયો વરે નળને, સર્વે માંડી રક્ષાય.

લક્ષ્મીનું મન ચચળ જાણી, વિષ્ણુ મન વિમાસે;
પ્રેમદાને લઈ પાણિમા પેઠા, બેઠા, બેઠા શેષને વાંસે.
હીમસુતાને હર લઈ નાઠા, ગયા ગૂઢા માય;
સહસ્ત્ર આખ્ય ઇંદ્રે કરી, કરવા નારીની રક્ષાય.
સિદ્ધિ બુદ્ધિને ધીરે નહી, રાખે ગણપતિ અહો નિશ પાસ;
રૂપિ પતિનને રૂપિ લઇ નાઠા, જઈ રહ્યા વનવાસ.
પાતાળમાં લઇ પદમનીને, વશિયા વરૂણ તે ભૂપ;
સ્વાહાને સાચવવા વન્હિયે, ધર્યો અડતાળિસ રૂપ.
ચંદ્ર ને સુરજ નાશા ફરે છે, રખે વરતી નારી:
નારદજી આગળથી ચેત્યા, માટે રહ્યા બ્રહ્મચારિ.
હ સમણે હો ભામની એમ સખિએ શામા સંતાડી;
નળના વપુના વાનથી, સરવે સૃષ્ટિ કષ્ટ પમાડી.
પૂરૂપને અદેખાઇનું બળવું, નારીને દેહ કામ;
અનળ પ્રગટયો સર્વને, માટે નળ ધરાવ્યું નામ. "

એમાં અન્યોક્તિકાજ કરેલી છે, કેમકે એક આદમી જાતની ખુબસુરતી જોઇને દેવતા, વિષ્ણુ, હર, ઇંદ્ર, ગણપતિ, રૂપિ, વરૂણ, વન્હિ, સૂર્ય, ચંદ્ર, નારદમૂની, વગેરે દેવતાઓ પોતપોતાની સ્ત્રીઓને લઇ નાશી જાય, અથવા ભરાઇ ને ચીંમાઇ બેશે, કે રખે તેમની સ્ત્રીઓ નળ ઉપર મોહી પડે, અને નળ હરી લઇ જાય ! એ સો અન્યોક્તિના રૂપમાં લાવી શકાય, જો કે કવિનો ઉદ્દેશ તો અતિશ્યોક્તિનો છે !! પરતુ " આઠમો હેનરી " ની અંદર ક્રેનમર પોતાના દુશમન ગારડીનર વીશે નીચે પ્રમાણે અન્યોક્તિ કરે છે, અને ખુદરતી રીતેજ તેનો ઉલ્લટો અર્થ આપણે સમજી શકયે છીએ:—

" *Ah, my good lord of Winchester, I thank you.*
*You are always my good friend; if your will pass*
*I shall find your lordship Judge and Juror,*
*You are so merciful.*"

એમાં ક્રેનમર પોતાના દુશમન ગારડીનરને " વીનચેસ્ટરનો ભલો અમીર " (!)—" મારો હમેશનો ભલો દોસ્ત " (!)—"ખોદાવીંદ-જજ—જુરર " (!)—અને છેવટે " તમો એટલા બધા દયાવંત છો " (!) વગેરે સારા શબ્દો કહે છે; એ કેવળ અન્યોક્તિ છે. નિચલા ફારશી બેતોમાં પણ અન્યોક્તિ સમાયલી છે:—

" યુસુફ ગુમ ગસ્તે બાઝ આયદ ઝે કનૂંયાંન ગમ મખુર,
ઓીદ્મે એહેઝાંન શવદ રોઝે ગુલેસ્તાં ગમ મખુર. "

યાને કે:—યુસુફ કન્યાંન શેહેરના કુવામા બંધ થયલો છે, તે પાછો આવશે, (!) તું તેનો ગમ નાં ખા, કેમકે ખાતરનો ટેકરો ( ઊકરડો ) છે તેમાંથી બાગ થાશેજ. હમેશાં આવી (!) નીશાની અન્યોકિતની હોય છે, કેમકે જે ચીજ નહી બને એવી, અને જણાવામાં આવેલી બાબદથી ઉલટી હોય, ત્યારે એવુ ચિનહ વપરાય છે, એના કરતાં ઉત્તમ દાખલો નિચે મુજબ છે—

"કે સેહેલ અસ્ત લાલે બદખશાંન શીકસ્ત,
શીકસ્તે ન આયદ દીગર બાર બસ્ત."

અર્થ:—બદખશાંન નામના મુલકનું લાલ છે, તે ભાંગવામાં ઘણું સેહેલું છે (!) પણ પાછુ તેને સાંધવા માંગશો તો બીજીવાર સમાવાનું નથી. અર્થાત; દોસ્તી જોડયા પછી એકવાર તોડવી, અને પછી પાછી જોડવા માગો તો બનવાનું નથી. આમાં જોવાનું એટલુંજ છે, કે બદખશાંનનું લાલ ભાગવું ઘણું મુશકેલ છે, છતાં અન્યોક્તિનો અલંકાર દીપાવવા કેવળ ઉલટું લખાયું છે. હવે એક છેલ્લો પણ ઉત્તમ અંગ્રેજી દાખલો, સીઝર રાજાના મોહોત માટે માર્ક એનટનીએ આપેલો અત્રે આપી આગલ ચાલ્યે:—

*" The noble Brutus*
*Hath told you Cæsar was ambitious:*
*If it were so, it were a grievous fault;*
*And grievously hath Cæsar answer'd it.*
*Here under leave of Brutus and the rest*
*( For Brutus is an honourable man,*
*So are they all, all honourable men),*
*Come I to speak in Cæsar's funeral.*
*He was my friend, faithful and just to me;*
*But Brutus says he was ambitious ?*
*And Brutus is an honourable man."*

સીઝરનુ મોહોત આણનાર બ્રુટસ હતો. અને માર્ક એનટનીનો સીઝર રાજા મિત્ર હતો, જેથી બ્રુટસ ઉપર બહુજ ધિક્કાર નાંખતો હતો, તોપણ એવી અન્યોક્તિ વાપરી છે, કે બ્રુટસને " ઘણો ભલો

બ્રુટસ "—" બ્રુટસ ઘણો આબુદાર માણસ છે"—એવાં એવાં દગલે પગલે સારાં વિશેષણો લગાડી શાલમાં લપેટીને ખાસડાં માર્યા છે, જેનો ઉલટો અર્થ એવો થાય છે કે, " બ્રુટસ ઘણો ભુંડો માણસ છે."—" બ્રુટસ ઘણો બેઆબરૂનો માણસ છે." એવી રીતે અન્યોક્તિ ઘણી સરસ વપરાયલી છે, અને અંગ્રેજીથી બેનસીબ વાંચકોને તેની ખરેખરી લેઝત નહી મળશે એ વાત શેવકને ખચિતજ બહુ દિલગીર કરનારી છે.

નિચલો અન્યોક્તિકાનો દાખલો ઘણો ઉત્તમ છે.—

" નિંધા હમારી જો કરે, મિત્ર હમારા સોય;
સાબુ લેવે ગાંઠકા, મેલ હમારા ધોય."

એમાં કહે છેકે, જે મારી નિંધા કરે છે તે મારો મિત્ર છે. નિંદા કરનારો હમેશાં આપણો દુશમનજ હોય, પણ કવિએ તો ઉલટો તેને મિત્ર કહ્યો છે; કેમકે શત્રુ નિંદા કરે છે તેથી તો પેલાનું પાપ ધોએ છે. શેખસાદી, એક દહાડે મરઘાને કુકરે કુક કરીને વાસતાં સાંભળીને હશી પડયો, અને ટકોર કરી, કે એતો સહવારનું પોહોર થાય છે તેવોજ ખોદાની યાદમાં કુકરે કુક કરીને તે સાહેબને મળવાની કોશેશ કરે છે! પછી એ અલંકારનો ભેદ તે નીચે મુજબ બોલે છેઃ—

" અએ મુરગે સહર એશ્ક જે પરવાને બે આમુઝ!
કાં સોખ્તેરા જાં શુદો આવાઝ ન આમદ!"

યાને;—અરે હેમક મરઘા! ખોદાઈ આશક શું ચીજ છે, તે તો પરવાંના યાને ભગતરાંથી શીખી લે, કે તે મચ્છરે બચારાંએ પોતાનો જાન આપી દીધો છે, ને તેની કોઇને ખબર બી પણ પડી નથી, કાંય કે તેણે એક શબ્દ પણ બોલ્યા વિના માશુક પર જીવ સદકે કીધોછે.

ફારસી શાયરો, એવી ચીજો ઘણી બનાવે છે. તેમાં એક ઓરત કે મરદની તારીફ ઘણીજ કરીને, ફક્ત એકાદ શબ્દ એવો મુંકી દે છે, કે તેથી વાંચનાર વિચારમાં પડી જઇ, તે અન્યોક્તિકા છે, એમ પામી જાય છે, જેમકેઃ—

" અદલો ઇનસાફે તો શાહા બકમાલ અસ્તો લીક
ઇન કદર હસ્ત કે દર બઝલ નદારી ઇનસાફ."

એમાં " વ લીક " એ શબ્દ પડતાંજ આપણે ધાર્યે છે, કે હવે પછી કાંઇ પાદશાહની ખ્યાંનત આવશે.

મુખતારીઃ—" ગરશ શમાયેલ ચુન બેહરે શઅર મોઝુને અસ્ત;
ચેશસ્ત બેહરે કફ્શરા અતા ના મુઝુન.

અર્થઃ—કાવ્યના વઝન અને તાલ પ્રમાણેનો જો તેનો સ્વભાવ નિયમિત અને પ્રમાણસરનો હોય, તો પછી તેના સખાવતી દસ્તના દરિયાવને કેમ કાંઇ હદ કે પ્રમાણ નથી? અહિંઆં "ના મોઝુન" શબ્દથી, શાયર હદ બાહાર તારીફ કરવા મંડી ગયો જણાય છે. એથી ઉલટા અલંકારને ફારશીમાં "તાકીદે અઝઝમ બ માઇસ્તેહ અલમદેહ" કહે છે. તેના દાખલા પણ ઘણાક છેઃ—

" નદારદ ખલ્ક અઝો દેરમ ને દીનાર;
વલી દારંદ અઝું આઝારે બીસ્યાર."

અર્થઃ—દુન્યાંના લોકોને તેનાથી કાંઇ પૈસો મળતો નથી, પણ તેનાથી ઘણી મુશીબતો દુન્યાંને સોશવી પડે છે.

વળી નર્મદાશંકર તો કહે છે કે, ઉપરથી નિંદા કરી હોય, અને અંદરથી સ્તુતિ કરી હોય, તે પણ અન્યોક્તિજ છે. જેમકેઃ— "઒ પ્રભુ કેવો તારો અવિચાર કે પાપીઓને પણ મોક્ષ આપે છે." "બાઇ તમે ડાહ્યા ને હમે ઘેલા; હવે કંઇ કેહેવાનું છે ?" એમાં ડાહ્યા તે ઘેલાના અર્થમાં અને ઘેલા તે ડાહ્યાના અર્થમાં છે. "હુંજ ગાંડો કે મેં તેને કામ સોંપ્યું." એને પણ અન્યોક્તિકા કહી છે. ખરી અન્યોક્તિકા નીચલી છે.

" ડાપણમાં તુજ નહિં મણા, માણે મોટી મોજ,
વાઃવા ભઇ વાઃવા તને, અબળા મારે રોજ."

એમાં ઉપરથી તો વખાણ દીસે, પણ અંદરથી ખાસડાં માર્યા છે.

" સાચવટે પૂરો બહુ, તારી શી કહું ધીર,
લિધું પાછું આપે નહીં, બહુ ભટકે પણ બીડ."

એમાં પણ અંદરતો નીંદા છે.

રશીદે કાશાંની ઉપરથી એક અચ્છો દાખલો મળે છે. તેમાં બે ભાઇઓ બાપનો વારસો વેહેંચી લે છે. લુચ્ચો ભાગ્યો સાદેદીલ ભાઇને સમજાવે છેઃ—

" માલો મનાલે હઝરતે બાબા બેરાદરા!
યક નીમે અઝ તુ નીમે દીગર અઝાને મન.
મન આન નીમ કે ગુઇયમ અઝીન છીનસહા કે હસ્ત,
છીનસી કે બાશદ અઝ હમે બેહતર અઝાને મન.

જાને બેરાદરીએ તુ ઝે તુ હરચે બેહતર અસ્ત,
બંદ હસ્ત હરચે જાને બેરાદર અઝાને મન.
કર્ઝે પેદર કે અઝ હમે બીશ અસ્ત અઝાને તો,
વઝેહશ કે હસ્ત અઝ હમે કમતર અઝાને મન.
દાઇ કે શીર દાદેહ બબાબા અઝાને તો,
ગાવી કે ઝુસ્ત ખુને દેસે મા અઝાને મન.
આં ચાર બાગે ખુર્રમે મરહુન અઝાને તો,
આં યક દો બાગ કોહને બીદર અઝાને મન.
મીલ્કે નશીસે ખાલેસે શેહર અઝાને તો,
એમલાકે હીચ નફે ન બાશદ અઝાને મન.
આં માંદીઆન કે દાસ્તે સદ કુર્રેહ ઝાને તો,
આ ઉસ્તરાને બારકશે નર અઝાને મન. ''

અર્થ.—વાહલા ભાઇ ! આપણા બેહેસ્તી બાવાની માલ મીલકતનો આપણુ બેઉ વચ્ચે બરાબર એક સરખો ફાલો પાડીશું. નીમે હું લઇશ, અને નીમે તુંને આપીશ. પણ હું એવો માણુસ નથી, કે જે સરસ ભાગ હોય તે હુ લઇ લઉ; કેમકે તું મારા જીવ કરતાં પણ વાહલો ભાઇ છે, વાસ્તે જેબી ઉત્તમ મીરાશ છે, તે તુનેજ હું આપી દેવા માંગું છું. આપણા બાપનું જે **ઘણીજ સારી રકમનું કરજ** છે, તે તારા હિસ્સામાં નાખું છું; જ્યારે બાપને મળતું **ઘણુંજ નીર્જિવ પેનશન** છે, તે હું રાખુ છું, જે દાઈ બાપાને ગલ્યું ગલ્યુ દુધ આપતી હતી તે એમની એમ હું તારે હવાલે કરૂં છું. ( એટલે તેણીનુ પેટ ભરવાનું પણ વાહલા ( ! ) ભાઇનેજ માથે હો ! ) અને પેલી ગાય, કે જેણે આપણને **બહુજ મહેનત આપેલી** છે, તે હું રાખીશ પેલા **ચાર ખુશનુમા બાગો** જે ગીરો મુકેલા છે, તે એમના એમ તુનેજ હવાલે કરી દેઉ છું, અને હું તો પેલા માત્ર એક બે બાગો જે **હાલ હવાલ થતા જાય છે, અને જેને ઝાંપો પણ નથી**, તેટલાજ લઇને સંતોષ પામીશ. પેલી **અમુલ્ય ઇસ્તેટ** જે કે સરકારે ખાલસા કરેલી છે, તે તો મારા પ્યારા બાઇ, હું તુંનેજ હવાલે કરી દેઉં છું, અને હું તો ફક્ત તેજ ઇસ્ટેટ રાખું છું, કે જે **હાલ કાંઇ પણ નફો કરી આપતી નથી.** વળી પેલી ઘોડી જેને **પેટે અગાઉ એકસો બચ્ચાં થયાં હતાં**, તે તુંને આપી દઉં છું, અને મારે ફાલે તો ફક્ત પેલાં નર બચ્ચ-

રોજ રાખું છું, કે જેઓ માત્ર ભાર ઉંચકવાનાજ કામમાં આવે છે.

કેવો નીમે નીમ સ્વાલો ચુકવ્યો ! વડીલો બાબ ઉપર કેટલી બધી શીહાગીરી ! કાળા હરફોથી અલંકાર સમજાઈ જશે.

એક જૂદાજ પ્રકારનો અન્યોક્તિકા શાયર વેહેશીએ વાપરેલો છે. જેમાંથી વિચિત્ર પ્રકારની અન્યોક્તિ જણાશે.

"ઝી ખાતર આન્ચે માનદેહ ઝે બાબા અઝાને તો,
બદ અએ એરાદર અઝ મનો અલા અઝાને તો.
ઇન તાસે ખાલી અઝ મનો આન કુઝેઇ કે ખુદ,
પારીને પુર ઝે શેહદે મુસફફા અઝાને તો.
યા ખુયે રીસ્માન ગુસ્લે મીખ કુન ઝે મન,
મેહમીઝે ગીલ્ગે તીઝે મુનલ્લા અઝાને તો.
આં દેગે લબ શીકસ્તે સાબુન પઝી ઝે મન,
આં ચમ્ચેએ હરીસે ઓ હલવા અઝાને તો.
આં કોચે શાખે કજ કે ઝનદ શાખ અઝાને મન,
ગોગાયે જગે કોચો તમાશા અઝાને તો.
ઈ ઉસ્તરે ખમુશે લકદ ઝન અઝાને મન,
ઈ ગુરબેએ મુસાહેબે બાબા અઝાને તો.
અઝ સદને ખાને તા બ લબે બામ અઝાને મન,
અઝ બામે ખાને તા બ સુરૈયા અઝાને તો."

## ભાયની.

બે ભાઇઓ પોતાના બાપનો હીસ્સો વેંહેંચવા બેઠા. એક લુચ્ચો ને બીજો ભલો હતો. ત્યારે પેલો લુચ્ચો નીચે પ્રમાણે ફાળા પાડવા બેઠો.

ભાઇ ! આપણા બાવાજીની સારી સારી મીલકત હું તારેજ વાસ્તે રાખું છું, અને જે ખરાબ છે તે હું મારે માટે રાખું છું. જે સારી છે તેજ તારે લેવી. જોની ભાઈ ! આ ચમચો ખાલી વાટકો છે, તે હું રાખું છું, અને આ માટીનો બનાવેલો કુજ્જો, જેમાં ગયે સાલ સોજું મધ તલાતલ ભરેલું હતુંની, તે તારે માટે રાખું છું. આ બાગદોર બાંછ નાંખ્યા કરનારૂં નોકાની ટહુ મને લેવાદે, અને આ અણીદાર ઝલકતો પગંનો તું રાખજે ! આ કોર ભાંગેલી દેગડી જે ફકત સાબુ ઉકાળવાનાજ કામમાં આવતી હતી, તે જાણે મારે ભાગે લઉછું, અને તારે માટે પેલો સુંદર ચમચો, જે વડે ગળ્યું ગળ્યું અને

**મીઠાઇ મેવા ખાવામાં આવતાં હતાં,** તે તારે ભાગે મુકું છું. આ **મુંહેળ માથી કરનારો વાંકાં શીંગડાંવાળો** મેંઢો સભાળવાનું હું મારે માથે રાખું છું, અને મેંઢાંની **લડાઇની** ગમત અને તમાશો જોવાની મઝા લેવા કરવાનું તુજ જેવા વાહાલા ભાઈને વાસ્તેજ રાખું છું ! આ **હઠીલું** અને લાટ ઝાડયા કરતું ખચ્ચર મારે હિસ્સે મુકયે, અને તેને બદલે તારે ફાળે આ બીલાડી, જે આપણા **બાપાની હંમેશની સોબતી હતી** તે આપી દેઉ છું. આપણાં આ બાપીકાં ઘરનો **ઘણો નાહનો ભાગ** હું રાખું છું, યાને કે, **માત્ર ભોંયતળયેથી તે છાપરાં સૂધીનોજ ભાગ** હું લઉં છું, અને તારે માટે તો બાકી રહેલો તમામ મોટો ભાગ રહેવા દઉં છું, એટલે કે **છાપરાંથી તે છેક આસમાન સૂધીનો** જબરદસ્ત ભાગ તારેજ હિસ્સે બસ આપી દઉં છું !! વાહ વાહરે વાંટણી કરનાર ! કેવી અન્યોક્તિકા કરી છે ! મોટા હરફેવાળો અલંકાર ઝટ સમજાશે.



*" And thou, sweet Poetry, thou loveliest maid,*
*Still first to fly where sensual joys invade;*
*Unfit in these degenerate times of shame,*
*To catch the heart, or strike for honest fame;*
*Dear charming nymph, neglected and decried,*
*My shame in crowds, my solitary pride;*
*Thou source of all my bliss, and all my woe,*
*That found'st me poor at first, and keep'st me so."*

*Goldsmith.*

કવિતા જાણેકે કોઇ રૂપસુંદરી હોય; કવિતા જાણેકે કોઇ પ્યારી પુત્રિ હોય; અને કવિતા જાણેકે કોઇ પાળેલી અપ્છરા હોય; એવા પ્યાર અને એખલાસથી મોંમાં મીઠાશ અને કલમમાં રસ લાવીને કવિ ગોલ્ડસ્મીઠ કાવ્યની એટલી બધી સરેહ કહે છે, કે જો તેના તમામ શબ્દો છાતીની તખ્તી ઉપર શોનેરી શાહીએ કોતરી રાખ્યા હોય, તો તેબી બસ નથી. આ જમાનામાં આદમજાતના બધા દરેક હુન્નરોનો શિક્ષક **આદમીજ** છે. સરસ ચિતારવાનું— ઉત્તમ કોતરવાનું-સર્વોત્કૃષ્ટ ભરવાનું—અને ઊંચી કિસમનું બાંધકામ કરવાનું, એ સૌ માણસને **માણસજ** શિખાવે છે. પરંતુ એ સૌ

**માનવી** હુન્નરો છે, અને જે ખોદાઇ હુન્નરો, જેવાકે આવું-કવિતા રચવી, વગેરે ગણત્રિના હુન્નરો, તેનો શિક્ષાગુરૂતી **પરમેશ્વર** છે, એ હુન્નરોની **બક્ષીસ** તેજ એ હુન્નરોની **તાલીમ** છે, અને તે તાલીમ આપનાર ઇશ્વરજ છે નવા નવા રસ અને નવા નવા અલંકારો આદમીના મગજમાં ઉપજાવી આપનાર તેજ સાહેબ છે, તેવા કેટલાકનું બયાંન કર્યું છે, અને બીજાઓનુ હવે શરૂ કર્યે.—

**૨૪ મો સુવેણયોક્તિકાઃ**—સુ = એટલે સારો અથવા નરમ; વેણ = એટલે શબ્દ; યાનેકે, એક હકીકતને નાનતર આપી દેવું તે. અથવા નરમ શબ્દમાં જણાવવી તે. અથવા ઠપકા ભરેલા વેણોનો ત્યાગ કરી વધારે મજબુત અને સંગીન આકારમા જે જણાવવું હોય, તે જણાવવાનો એ અલંકારનો હેતુ છે. એને અંગ્રેજીમાં *Litotes* કહે છે. બ્રહ્માનંદ કવિ નિચે પ્રમાણે સુવેણયોક્તિકા કહે છે—

"અંતર પાડીરે, સમજીને સવળી આટી;
**માથું જાતાંરે**, મેત્રી નહિ તે નર માટી."

એમાં "માથું જાતાંરે" એ વાકય "જીવ જાતાંરે" શબ્દોને માટે નરમ આકારમાં મુંકેલો છે.

પાદશાહ આલમગીરનો એવો ધારો હતો કે, પાછલી રાતથી સહવાર સુધી નીમાજમાં રોકાવું; જેથી જેવો પાછલી રાત્રે મરઘો કુકરે કુક કરે, તેવોજ તેને ઉંઘમાંથી ઉઠાડવો; એવી એક લોંડીને તાકીદ ફરમાવી હતી. એક દહાડાને સમયે એવું બન્યું, કે મરઘો કવખતે વાસ્યો, જેથી લોડીએ રાતે એક વાગેથી શાહને ઉઠાડયો. શાહ એબાદતગાહમાં ગયો, અને ભણતાં ભણતાં થાકી ગયો, તોપણ સહવાર ન પડી, અને પછી તો ૩ વાગે મરઘો ફરી વાસ્યો. ત્યારે તો શાહ બહુ રીસે ભરાંણો. સહવાર થતાંજ ગુસ્સામાં બડબડતો ચાલી ગયો કે, "સર બુરીદન લાઝમ અસ્ત," યાને લોંડીનું માથું છટકાવી દેવું વાજબી છે. આ વેણ સાંભળી લોંડી બહુ ધ્રુજવા લાગી, અને શાહનશાહની શાયરા બેટી નામે **ઝેબુનનીશા**ની પાસે જઇ રડી પડી. ઝેબુનનીશાએ તેને હિમંત આપી, નીચલા સુવેણયોક્તિકાલંકારનો ઉપયોગ કર્યો;

"સર બુરીદન લાઝમ અસ્ત, આં મુર્ગે બિહીંગાંમરા;
ઈ પરીપેકર ચે દાનદ, વખ્તે શુબે ઓ શામરા!"

યાનેકે; આ કવખતે બોલનારા મરઘાનું માથું કાપવું સજા

વાર છે, એ બચારી પરી મીશાલની હોડી સહવાર અને સાંજના વખતને શું સમજે વારૂ ? આમ તેણી, પાદશાહ સમજે તેમ બોલતી, ચાલી ગઇ. જેથી પાદશાહનો મીજાજ નરમ પડયો, અને આ અલંકારથી એક ખુન થતુ અટક્યું.

નિચલા સરકૃત શ્લોકમા અચ્છી સુવેણયોક્તિકા સમાયલી છે.—

श्लोक.

न विजानाति शीतोष्णं न दुःखं न सुखं तथा ।
न मानंनापमानं च योगी युक्तः समाधिना ॥

યાનેકે,—આ સંપૂર્ણ સમાધિવાળા યોગિ પુરૂષને થંડુ, ગરમ, સુખ, દુઃખ, માન કે અપમાન ઝાઝું **માલમ પડતું હોય એમ નથી.** સારાંશ. મુદ્દલજ માલમ પડતું નથી. વળી નિચલાં પુરણી પદમા સુવેણયોક્તિકા સમાવેલી જણાય છે —

" માઈ રાધા મોહન સહજ સનેહી
સહજ રૂપ ગુણ સહજ લાડલી એક પ્રાણ દ્વૈ દેહી.
સહજ માધુરી અંગ અંગ પ્રતી સહજ સદા બન ગેહી.
સુર શ્યામા શ્યામ દોઉ સહજી સહજ પ્રીતી કરી લેહી "

એમાં જેમ " સહજ " શબ્દ વપરાયલો છે, તેમ " વધારેને વધારે " રૂપવાન-ગુણવાન-મધુર-અને પ્રીયનો અર્થ સમાવેલો છે.

સુલતાન તુઘ્લાનશાહ સીલજુકી પોતાના દરબારીઓ સાથે સોકટાં રમતો હતો. અને એ છગ્ગાનો પાસો પડવાની તે ખાહેશ રાખતો હતો, તેને બદલે બે એક્કીનો પાસો પડયો, અને પેલી બે છગ્ગીનો પાસો તો બરાબર નીચે પડયો; જેથી પાદશાહ બહુ ગુસ્સે થયો. અને દરબારીઓ કાંપવા લાગ્યા, એવામાં હકીમ અરઝકીએ દરબારી ગવૈઆને પોતાનું બનાવેલું નીચલું ગાણું ગાવા કહ્યું, જે તમામ સુવેણયોક્તિમાં જોડેલું હતું:—

" ગર શાહ દુ શશ ખાસ્તો દુયક ઝખૂમ ઉફતાદ,
હાન ઝન્ને ન બરરી કે કઅબતીન દાદ નદાદ,
આન નક્શ કે કરદેહ ખુદ શાહનશેહ યાદ;
દર ખેદમતે શાહ રૂઇ બર ખાક નેહાદ. "

યાને:—પાદશાહે બે છગ્ગીના પાશા પડવાને ચાહ્યું, પણ પાશા તો બે રેંજાંના પડયા, તે ઉપરથી એમ નહીં વિચારવું કે, પાશાઓ

પાદશાહના હુકમને તાબે નહી થયા ! બલકે જે ટીંપકીને પડવાને શાહે ફરમાવ્યું, તે ટીપકીઓ પાદશાહ તરફના બહુ માનર્થે પોતાનું માથુ ખાક ઉપર મુકીને પાદશાહની મરજી મુજબ નમીને પડયા છે ! યાને તે એ છગીં નીચે નમીને પડેલી છે ! પાદશાહનો સ્વભાવ બગડતો એકદમ અટકયો, અને શાયરને નવાજી નાખ્યો. એવી આ અલંકારની ખુબી છે.

છેવટે શેવકની બનાવેલી બેચાર કલીઓમાં જે સુવેણોકિતકાનો ખ્યાલ થાય છે, તે ઉપરથી બરાબર સમજાશેઃ—

રહી પીયર કે સાસરે ગઇ, તો ઓછું અન્ન ન ખાતીતી;
જુએ દીયર કે જેઠ જેઠાણી, અલ્પ અરક નહીં પીતીતી.
ભલી કહો કે ભુંડી સાસ તે, સેહેજ રંજ નહીં દેતીતી;
એવી સાસ ને નણંદ ભોજાઇથી, ઓછું દુઃખ ન સેહતીતી.

એમા "ઓછું અન્ન ન ખાતીતી" એટલે **વધારે ખાતીતી;** ઓછો અરક એટલે દારૂ નહીં પીતીતી, એનો માયનો કે "**ઘણો દારૂ પીતીતી,**" સેહેજ રંજ નહીં દેતીતી એટલે થોડો ઘણો નહીં પણ **પુષ્કળ રંજ આપતીતી;** અને ઓછું દુઃખ ન સેહતીતી એટલે **વધારે દુઃખ ખમતીતી** એ પ્રમાણે સારા નરમ શબ્દો વપરાયલા છે. અર્થ તો તેનો તેજ, પણ શબ્દરચના જુદી જાતની છે.

**૨૫ મો અલ્પાતિશયોકિતકાઃ—**અતિશ્યોકિતકાલંકારનો આ અલંકાર એક ભાગ છે. અલ્પ = એટલે થોડું અને અતિશય = સાધારણ કરતા વિશેષ. કોઈ બાબદને અતિશય સરેહથી વર્ણવતાં તેને ઘણુજ મોટામામોટું રૂપ જેમ અતિશ્યોકિતકામા આપવામાં આવે છે, તેમ આ અલંકારમા કોઇ બાબદને સરેહ સાથે વર્ણવતાં ઘણુંજ નાહનાંમાં-નાહનું રૂપ આપવામા આવે છે. એક ચીજ જેટલી મોટી અને વધારે તેના ખરા આકારમાં હોયે, તેને ઉળટાવી નાહનતા આપવામા આવે છે. એને અંગ્રેજીમાં *Meiosis* કહે છે; જેને ફારશી બાષામાં "ખીમઆલગત" કહે છે કવિ કહે છે—

'જો હાક પશ્ચિમમાં પડે તો, પૂર્વમાં પાછો ફરે;
'ખશિ જાય કાછડી ખાસડા, જ્યા ધાય વાયુ સંચરે;
** ** **
નામદાર ધરીને બિરદ, ધાતું દરદ દેખી ડરે;

ખાંડાં તણો ખખડાટ સુણિને, સ્થુળ જેનું થરથરે;

** ** **

માંચી તણા માકડ સમા, નીકેતથી નવ નીસરે;
શીકાર સસલાનો કરી, ધીક્કારથી નવ ઓસરે;

** ** **

કાપડ સજી કરિ ટાપટિપ, પાપડ નહીં ભાંજી શકે;
આપડ થકી ફરિ જાય મુખ,નહિ સીંહ ધ્વનિ સાજી શકે;

એમા રજપુતોને માટે એટલી બધી તો અલ્પાતિશ્યોક્તિ કરી છે, કે રજપુત લોકો સર્વથી શુરા છતાં, પશ્ચિમ દિશાથી બુમ પડે તો પૂર્વ દિશાએ નાહશી જાય—ઘા માત્ર દેખીને ધ્રુજી જાય—માકડની માફક ઘરમાં ભરાઈ રહે—સસલાંનોજ શીકાર કરી જાણે—મુંજ્યો પાપડબી ભાંગી નહીં શકે—એકજ તમાચાથી મોં ફરી જાય, એવી રીતનું નાહનત્વ રજપુતોને આપ્યું છે ! ! બાળલગ્નની બાબદમાં વરને માટે એક કવિ કહે છેકેઃ—

" વહુવર એ શી વસ્તુ છે, છે દાડમ કે દ્રાખ;
શું સમજે અજ્ઞાન શિશુ, ઉઘડી હજુ ન આંખ."

એટલે ધણી અને ધણીઆણી તે શું ચીજ છે. દાડમ છે, કે દ્રાખ છે, તેબી નાનકડો માટી જાણતો નથી ! ! વળી પરદેશી ચીજના મોહ ઉપર કવિ કહે છે કેઃ—

" લેતાં દેશી ચીજ હાથ આપણા તો લાજે ?
દેશી ચીજ જોઇ ચડે કાયામાં કંપારી."

એમાં પણ અલ્પાતિશ્યોક્તિ વાપરેલી ઝટ જણાઈ આવશે. એક ફારશી શાયર સુરજને ઘણુંજ નાહનત્વ આપી અલ્પાતિશ્યોક્તિકા જણાવે છે. તે જુઓ.

" ગરચે ખોરશેદે ફલક ચશ્મો ચેરાગે આલમ અસ્ત;
રોશનાઇ બખ્શ ચશ્મે ઉસ્ત ખાકે પાયે તુ. "

એટલે કેઃ—જો કે આશમાનનો ખુરશેદ આલમની આંખોને રોશન કરનારો છે, તોપણ તે જે રોશનાઇ આપે છે, તે તો તારા ( ખોદાતાલા ) પગની ખાકની રોશની છે ! ! !

"ચાર પહરકા લેના દેના, ચાર નીન્દમેં કાટા;
આઠ પહર યું ધુસર ગએ તબ, આવા મુદલમે તોટા."

કાળા કરેલા તમામ શબ્દો અલ્પાતિશ્યોક્તિકાના છે. મહાન કવિ

ફીરદોશીએ એક બે નહીં, પણ ઘણી વાર આ દોરંગી દુન્યા માટે અલ્પાતિસ્યોક્તિ કરેલી છે, તેનો ફારશી બેત ન આપતાં, મી૰ મનસુખ-નો ગુજરાતી તરજુમોજ સમજ પડવા સારૂ નિચે ટાંકયે છેઃ—

"આત્ર તેથી એ બધુ કે દુર રાખીએ રંજ,
કે નથી કોઇની થઇ આ **સરાએ સેપંજ.**"

" સરાએ સેપંજ " એટલેકે ૩-૫ ત્રણ પાંચ દિવસની આ ફાંની દુન્યાં. એમાં દુન્યાની ઉમર માત્ર ૩-૫ દહાડાની જણાવી છે." એ અલ્પાતિસ્યોક્તિકા છે. એવા દાખલા પુષ્કળ છે, પણ જમા પુષ્કળ નથી.

## શ્રુતિ.

बालग्र शत मांगस्य शतया कल्पि तस्यच्च ।
भागो जिवः सविज्ञेय इति चाऽऽह्वा परा श्रुतिः ॥

યાનેકેઃ—શરીર ઉપરના નીમાળા (બાલ)ની **અણીનો ૧૦૦** ભાગ કલ્પિએ, યાને તે અણીના સોભાગ ધાર્યે, તેમાંના એક ભાગના જેવી સૂક્ષ્મ આકૃતિ ( બારીક આકાર ) જીવની રહેલી છે, તે જાણુવી યોગ્ય છે. એવી બીજી અનેક શ્રુતિઓ આત્માના અનુભવને કહેછે. આ શ્લોકમાં અલ્પાતિસ્યોક્તિકા શાક્ષાત બીરાજે છે. ઉરદુ શાયર નજીરે એ અલંકાર નિચે પ્રમાણે વાપરેલો છેઃ—

"જુલફો કાકુળ ખાલો અબરૂ કે હએ એહ ચારો ગુલાંમ,
મુશકે તીબ્બ મુશકે ચીન મુશકે ખતા મુશકે ખુતન.

અર્થઃ—તેણીના જુલફાંઃ તથા ચોટલોઃ તથા તલઃ તથા ભવાંઃ એ ચારના નિચે લખેલા ૪ **ગુલાંમો** છે. તીબેટ દેશની કસ્તુરી-ચીનની કસ્તુરી-ખતા દેશની કસ્તુરી-અને ખુતન દેશની કસ્તુરી. એમાં પણ એ ૪ ઉમદા ગુણની કસ્તુરીઓને પ્રિયાના ગુલામ લેખે ચિતારવાની અલ્પાતિસ્યોક્તિ કરેલીછે. શાયરૂ સેરાજ વળી ઘણો સરસ દાખલો આપેછે કેઃ—"જાંન દેતા હએ તેરે હેજરકે સખ્તીસે સેરાજ-આશે તાબી સેતી ઇએહ જાન રમક બાંકી હએ."યાનેકેઃ-તારી જુદાઇની શખ્તીથી સેરાજ પોતાનો જીવ આપી દેછે. ઓ મારી દિલદાર ! તું જલદીથી આવ ! કાંકે તેનામાં માત્ર **કરચ જેટલો જીવ** બાકી રહ્યો છે. એ પણ અલ્પાતિસ્યોક્તિ છે.

જયવિજય નામનો કવિ નિચલો દાખલો પૂરો પાડે છેઃ—

"ક્રોધ તે બોધ નિરોધ છે, ક્રોધ ને સંજમ ઘાતીરે.

"ક્રોધ તે નરકનું બારણું, ક્રોધ દુરિત પક્ષપાતીરે."-

એમાં ક્રોધને નરકના બારણા સાથે સરખાવ્યો છે. એના કરતાં ઉત્તમ દાખલો હીંદુસ્થાની ભાષાના કાવ્યમાંથી મલી આવ્યો છે.

"કિધો પેટ ચૂલો કિધો ભાઠિ કિધો ભાર આહિ;
જોઇ કછુ જો કિયે સુ સબ ઝરિ જાતુ હૈ.
કિધો પેટ થલ કિધો વાવિ સાગર હૈ;
જેતો જલ પરે તેતો સકલ સમાતુ હૈ.
કિધો પેટ દૈત કિધો ભૂત પ્રેત રાક્ષસ હૈ;
ખાંઉ ખાઉ કરે કછુ નેક ન અઘાતુ હૈ
સુંદર કહત પ્રભુ કોન પાપ લયો પેટ;
જબહી જનમ ભયો તબહીકો ખાતુ હૈ"

એમાં પેટને રાંધવાના ચુલ્હાની સાથે સરખાવ્યું છે, અને તેમાં જેભી નાખવામા આવે છે તે રંધાઇ જાય છે એમ કવેશ્વર કહે છે. વળી બીજા ચરણમાં પેટને કુવા, વાવ, અને સાગરની સાથે સરખાવ્યું છે, અને તેમાં જેટલુંભી પાણી રેડવામાં આવે છે, તે સઘળું તેમાં સમાઈ જાય છે એમ કવિ કહે છે. વળી ત્રીજામાં પેટને દૈત્ય કે રાક્ષસ તથા પ્રેતની સાથે સરખાવ્યું છે, અને તે રાક્ષસ બસ ખાઉં ખાઉં કર્યા કરે છે, અને ગમે એટલું ખાવા છતાં ભૂતની માફક તે ધરાતો નથી, તેમજ ભલી ગધ તેમાંથી ન નિકળતાં દુર્ગંધી પદાર્થજ તેમાંથી નીકળે છે. એવું તો પાપી પેટ પરમેશ્વરે સરજયું છે, કે આદમીનો જ્યારથી જન્મ થયો, ત્યારથી એ ખાય છે ને પીએ છે.

શાહજાદા આલમગીરના ભાઈ મોરાદબક્ષને પોતાનો મેહેલ સંગારવાનો જેટલો શોખ હતો, એટલો બીજા થોડાનેજ હશે. તેણે એક ઘણોજ સરસ અએવાન સંગારીને પોતાના એક આત્મજ્ઞાની ફકીર મિત્રને તે જોવા બોલાવી લાવ્યો; એવું ધારીને કે, તે જોઈને તે દોસ્ત ઘણો ખુશ થાય. ત્યાં બીછાવેલા સુંદર ગાલીચા અને હાંડી જુમ્મરો મલકાઇ મલકાઇને તે ફકીરને બતાવ્યાં, અને પછી પુછ્યું કે, આવી ખેમુલી ચીજોની કિંમત તું શું ધારે છે? ફકીરે જવાબ દીધો,-

" ગીરમ કે સરી રતજ બીલોરો ઈશમ અસ્ત,
સંગશ બીનદ હરાં કે ઉરા ચશમઅસ્ત;
ઈં મસનદે કાકમો,* સમુરો,* સંજબ*,

*કાકમ-સમુર-અને સંજાબ એ ત્રણ પ્રાણીઓના બાલનાં જે

"દર નઝરે બોરીયાં નશીનાન પશમ અસ્ત."

અર્થઃ—હું કબુલ કરૂં છું કે, તારૂં તખ્ત બીલોરનું અને સંગે-ઇશમ જેવા કિંમતી પથ્થરનું છે, પરંતુ જેને પરવરદેગારે બારીક નજરે જોવાની આંખ આપેલી છે, તેની નજરમાંતો **એક પથરા જેવું** છે! અને જો કે તારા ગાલીચા છે, તે કાકમ, સમુર, અને સંજાબના બનાવેલા છે, પણ ચટાઇના બેસનારાઓની નજરમાં તો તુચ્છચીજ બરાબર છે!! ટુંકમાં આવી બેમુલી ચીજની કિંમત કંઇજ નથી, એવી અત્યાતિશયોકિતકા કરી છે. વળી ભકત કવિ તુલશીદાસે પોતાને છેકજ કમીનો બતાવવા સારૂ નીચે પ્રમાણે લખ્યું છેઃ—

"તુલશી તુલશી સબ કોઇ કહે, તુલશી **બનકા ઘાસ;**
કૃપા ભઇ ભગવાનકી, હો ગયે તુલશી દાસ."

યાનેઃ—સૌ કોઇ મને તુલશી તુલશી કરી મોટો વડો કરે છે, પણ તુલશી તો વનમાંનું એક ઘાસનું તણખલું જેવું છે, પણ ખુદાની રેહેમથી તે તુલશીદાસ થઇ પડયો છે. એમાં વળી **તુલશી** નામના જે ઝાડને લોકો પુંજે છે, તે ઝાડને માટે તુલશી શબ્દ ઉપર ભાર લાવીને શ્લેષાલંકાર પણ કરેલો છે.

બાયલા રજપુતો વિષે કવિ બુલાખીએ જે હરિગીત છંદ જોડેલા છે, તે તમામ આ અલંકારમાંજ રચેલા છે; તેના થોડાક લૈયેઃ—

"નામરદનું ધરિને બિરદ, ઘાનું દરદ દેખી ડરે;
ખાંડા*તણો ખખડાટ સુણિને, સ્થૂળ[1]જેનું થરથરે.
નવ હામ ચાલે નામ આગળ, અંધીને ઉપાડવા;
શી ધાડ મારે યુદ્ધમાં, રજપૂત એવા રાંડવા?

* * *

મુખ વાઘનું વિકાળને, દેખાય પૂંઠ શિયાળની;
દાદુર[2]ના શબ્દે ડરે, વાતો કરે વિણુ માલની.
નવ ત્રાસ જેના તેજનો, દિક ઠેઠ અરિ પો'ચાડવા;
શી ધાડ મારે યુદ્ધમાં, રજપૂત એવા રાંડવા!

* * *

પાંગરણુ[3]માં પેશાબ કરિ, લાગે ઝુમીને છાંડવા;
શી ધાડ મારે યુદ્ધમાં, રજપૂત એવા રાંડવા?

---

લુગડાં બને છે, તેને એજ નામથી ઓળખવામાં આવેલાં છે.

*ખાંડા = તરવાર. [1]સ્થૂળ = શરિર. [2]દાદુર = દેડકો. [3]પાંગરણુ = પેહરણુ.

ખાઇ ગાળ અરિની ખાંસુખાં, નવ રક્ત રગમાં ઉકળે;
નવ ભ્રમર વાંકી થાય, હૈયું–હોઠ–હસ્ત ન ઉછળે.
અસમર્થ છે અસિ૪ જેમની, ઢગ છાણના પણ વાઢવા;
શી ધાડ મારે યુદ્ધમાં, રજપૂત એવા રાંડવા ?"

એમાં બાયલા રજપૂતોને એવા ચિતાર્યા છે, કે ઘા પડેલો દેખી ડરનારા ! શમશેરના ખખડાટથીજ ધ્રુજનારા ! દેડકાના શબ્દથી કાંપનારા ! સેંગામાંજ મુતરી પડનારા ! અને ગાળ ખાય તોએ જરા હાલે ચાલે નહીં એવા ! જેમની તરવારથી છાણનો ઢગલો પણ નહીં છેડાય એવા ! વિગેરે અલ્પાતિશ્યોક્તિ કરેલી છે.

भिक्षाशनं तदपि नीरसमेकवारं ।
शय्या च भूःपरिजनो निज देह मात्रं ॥
वस्त्रंच जीर्ण शतखण्डमयी च कंथा ।
हा हा तथापि विषयान्न जहाति चेतः ॥१॥

અર્થ:—ભિખ માંગ્યા વગર તો ખાવાનુંએ મળતું નથી, અને મળે છે તે પણ વાસીકુસી, અને તેપણ વળી એકજ વખત મળે છે. સુવાને વાસ્તે પથારી તો રહી, પણ ઢેફાંઢળ્યાંની જમીન ઉપર સુવું પડે છે; અને સાથીમાં તો કોઇ સગુંવહાલું પણ નહીં; માત્ર સાથી તો પોતાનું શરિરજ છે તે માટે. ઓઢવાનું ગોદડું છે, તે પણ સત્તર ગમથી ફાટેલું ને સત્તર ઠીંગડાંનું. તોપણ, અરેરે ! પુરૂષનું ચિત્ત વિષયોને છોડી શકતું નથી ! કેટલી અલ્પાતિશ્યોક્તિ !

## ૧૦

**૨૬ મો ઉત્પ્રેક્ષાલંકાર:**—યાનેકે એક વસ્તુનું બીજી વસ્તુને નામે અથવા બીજી બંધબેસતી વસ્તુનું રૂપ આપી બ્યાન કરવું તે. ઉપમા આપવી તે. અસલ નહીં તેવું રૂપક દેખાડવું તે. મીસલ આપવી તે. દ્રષ્ટાંત આપી લક્ષણા કરવી તે. જેને માટે ફારશીમાં રંગીન–રંક્આવર–મજાઝી–ગુસલા–મસ્તલેહ–માઆનીએ ગસ્તલેહ–મસ્તલાહાત વગેરે શબ્દો આવે છે. અને તેવા અલંકારને માટે " તવજીહ કરદન " —" ઇસ્તીઆરત ગોફતન " વગેરે વપરાયલા છે. એને અંગ્રેજીમાં *Metaphor* કહેછે. ઉત્પ્રેક્ષાલંકાર ( *Metaphor* ) અને ઉપમાનાલંકાર ( *Simile* ) એ બેમાં કેટલોક ફરક છે, જેથી ઘણાઓ

---

૪અસિ = તરવાર.

ગુંચવાઈ જાય છે. એક ચીજ જે આગળ જોવામાં નહીં આવી હોય, તેની મીસાલ જો આપવી પડે તો જે ચીજ જોવામાં અથવા જાણવામાં આવી હોય, તેનું ધ્યાન આપી તે નહીં જણાયલી ચીજની સમજ પાડવામાં આવે છે. ઉપમાનાલંકારમાં, જેમ-જેવું-જેટલું, એવા શબ્દો આવી લંબાણથી મીસલ સમજાવામાં આવેછે, જ્યારે ઉત્પ્રેક્ષામાં જેમ બને તેમ મીસલને સંકોચાવી નાંખી, જેમ, જેવું, જેટલું, એવા શબ્દોનો ઘણે ભાગે ત્યાગ કરેલો હોય છે. જેમકે,

ઉત્પ્રેક્ષા:—બાળપણુ એ જીંદગીનું પરોઢીયું છે.

**ઉપમાનાલંકાર:**—જેમ દિવસની શરૂઆત પરોઢીયું છે, તેમ જીંદગીની શરૂઆત બાળપણુ છે.

ઉત્પ્રેક્ષા:—ઢીલ એ વખતનો ચોર છે.

**ઉપમાનાલંકાર:**—જે પ્રમાણે એક ચોર આપણી જાણુ બહાર કાંઈ વસ્તુ ચોરી લઈ જાય છે, તેજ પ્રમાણે **ઢીલ** આપણી જાણુ વિના આપણો વખત ચોરી જાય છે.

એટલા ઉપરથી સહમજ પડશે, કે ઉત્પ્રેક્ષામાં મીસલને ઘણી સંકોચવામાં આવે છે. ત્યારે ઉપમાનાલંકારમાં પોહોળી ચોહોળી રીતે લંબાણથી સમજાવામાં આવે છે. એ વિષે વધારે હકીકત અને સમજણુ આપણે ઉપમાનાલંકાર આગળ આવતાં આપીશું. તેટલાં કાવ્ય રસમાં એ અલંકાર કેવો શોભા આપે છે, તેના કેટલાક દાખલા આપ્યે, ફારશીભાષા એ અલંકારમાં સર્વથી શ્રેષ્ટ કહી શકાય. એ અલંકારથીજ કવિઓનું પેટ ભરાય છે. એ અલંકાર વગરનું એક પણુ કાવ્ય હોયજ નહીં. એક પણુ કાવ્ય એવા અલંકારથી ખાલી હોતું નથી. કાવ્યનો રસ એજ અલંકારનો રસ છે.

માઘ કવિ જે ભોજના વખતમાં મારવાડ તરફ એક પ્રખ્યાત સંસ્કૃત કવિ લેખે પ્રસિદ્ધ હતો, તે ધર્માતુ હોવાથી લોકો માંગવા આવતાં તેને આપતો હતો, પણુ અવસ્થા ગરીબ આવી ત્યારે માંગવા આવનારાંને તુચ્છકારવાને બદલે પોતાની સ્થિતિ ઉત્પ્રેક્ષામાં કહેતો હતો:—

दारिद्र्या नल संतापः शांतः शंतोष वारिणा ।
दीनाशा भंग जन्मातु के नायमुपशाम्यतु ॥

અર્થ:—ગરીબાઈ રૂપી અગ્નિનો સંતાપ હું મારા સંતોષ રૂપી પાણીએ ઠંડો પાડું છું, પણ ગરીબોના આશાભંગરૂપી તાપને હું

શી રીતે શાન્ત કરૂં ? પછી તો ઘણા લોકોને નીરાશીમાં પાછા ફરતા જોઈ પોતાની બાયડીને એક સંસ્કૃત શ્લોક કહ્યો. તેનો અર્થ એમ, કે જે ઉદાર છે તે આપતકાળ વખતે પોતાનો દેશ છોડે છે, જેમકે સૂર્ય પણ દિવસની આખરે બીજા દ્વીપમાં જાય છે. તેથી તે મહાદેવીયર ભોજ રાજાની દરબારમાં " સાધકાવ્ય " વેચવા ગયાં, તેમાંનો માત્ર એકજ શ્લોક સાંભળી રાજાએ એક લાખ રૂપીઆ ઇનામ આપ્યું હતું !!

"તુલશી એ તન ખેત હય, મન વચ કર્મકી સાન;
પાપ પુન્ય દોઉ બીજ હય, બોવે સો લણે નીદાન."

એમાં શરીરને ખેતરની ઉપમા, તથા મન-વચન-અને કામને સાનની ઉપમા, અને પાપ તથા પુન્યને બીની ઉપમાં આપી કવિ કહે છે, કે જેવું વાવો તેવું લુણશો. વળી તેજ કહે છેઃ—

"તુલશી બુરા ન માનીએ, જો ગમાર કહી જાય;
જેસે ઘરકા નર્દવા,* ભલા બુરા વહી જાય."

એમાં કહે છે, કે જે પ્રમાણે ઘરમાંની ખાળ યા મોરીમાંથી જેમ સારૂં તેમજ ગંદીલું પાણી વહી જાય છે, તેમજ જો કોઇ ખરાબ શખુન પણ આપણને કહી જાય, તો તે એમજ માનીને મનમાંથી કાઢી નાંખવું, કે ભલું પણ આપણી ખાળ મોરીમાંથી યાને એક કાનમાંથી બીજા કાનમાં રહી નીકળી જાય છે, તેમ ભુંડું પણ વહી જાય છે. વળી તેજ ભકતો કહેઃ—

" તુલશી એ તન તવા હય, તપત સદા ત્રિતાપ;
શાંતિ હો જબ શાંત્તિ પદ, પાવે રામ પ્રતાપ."

એમાં માણુસના શરિરને તવાની સાથે સરખાવેલું છે, કે જેમ તવો ચુલા ઉપર મુંકેથી હંમેશ તપેલો રહે, અને જ્યારે ચુલેથી ઉતારેલો હોય ત્યારે શીતળ રહે, તેજ પ્રમાણે માણુસનું શરીર તપેલું કે શાંત રહે છે.

" સુધરી બીગડે બેગહી બીગડી ફીર સુધરે ન;
દુધ ફાટે કાંજી પડે, સો ફીર દુધ બને ન."

યાને જે પ્રમાણે દુધ ફાટી જઇને કાંજી બની ગયા પછી પાછી તેકાંજીનું દુધ નહીં બને, તે પ્રમાણે, દુધ જેવુ જે નિર્મળ માણુસ હોય તે બગડીજાય, પણ પાછું તે બગડેલું સુધરતું નથી.

---

* નર્દવા = યાને ખાળીયા, મોરી, ઇત્યાદિ ગંદીલી ચીજો જવાના રસ્તા.

જરથોસ્તીઓના અવસ્તામાં તીર યસ્ત નામના ભણતરમાં એ અલંકાર ઘણો સરસ રીતે વપરાયલો નિચલા દાખલાથી જણાશેઃ— "યોઅવતત્ ક્ષ્વએવો વજાઇતે, અવિ જર્યો વોઉરૂ-કશેમ, યથ તિઘ્રિશ અઘ્નિવસાઓ" અર્થઃ—જે તેસ્તર નામનો સેતારો ગુસ્સાથી જતા **તીરના જેટલી ઝડપથી** વોઉરૂકશ નામના દરિયા ભણી જાયછે. એમાં તેસ્તર નામના તારાની દોડવાની ઝડપ એક તીરની દોડવાની ઝડપ સાથે સરખાવી છે. ઘણા લખનારા માત્ર એકજ વાકયમાં એકજ બાબદને જૂદિજૂદિ ઘણી ચીજો સાથે સરખાવી રસિક મિશાલો આપે છે. જેમકે—એક આઇરીશમેને એક નવા ફેરફારના સંબંધમાં બોલતાં તેને માટે એવું વાકય વાપરયું કે— "*Throwing an apple of discord in their midst which, if not nipped in the bud, would burst out into a flame that would inundate the whole country.*" એટલેકે, સદરહુ ફેરફાર એખનાવનું ફળ નાખ્યા બરાબર છે; જેને જો પેહેલાંથીજ વાહાડી નાંખવામાં નહીં આવશે તો તેના મધ્યમાં એવું તો ભડકું લઇ ઉઠશે, કે જેથી આખું શેહેર જળ પ્રલયમાં ડુબી જશે. એમાં સદરહુ ફેરફારને ( ૧ ) એક ફળ સાથે, ( ૨ ) એક ફુલ સાથે, ( ૩ ) અગ્નિ સાથે, ( ૪ ) અને રેલ સાથે સરખાવામાં આવેલો વાંચનારની નજરે પડશે. મી. ફીરોઝ બાટલીવાળાએ ઉત્પ્રેક્ષા અલંકારનો અચ્છો દાખલો એક ગમ જણાવેલો યાદ આવે છે, તે ટાકી લૈએઃ—

" આ તનનું કર આતશખાનું—રૂહ કેબલો બાઇરે;
મન મોબેદની પાસ દેવાડો—બોય યાંહ હરખાઇરે.
જિગર પાતરે રૂહ પરદ તું—જે દે સુખ ઝલકાઇરે;
શુભ કરણીની કાડી બાલો—ખુશબોદાર સવાઇરે.
હુમતેનીતો ચમચ હાથ લઇ—હુખતે ચિમટો રહાઇરે;
હુવરેસ્તેનો ઘંટ વજાડો—પાચો ગેહ ગુણ ગાઇરે.
અજ્ઞાની અંધાર ટાળી—કરી પૂર રૂશનાઇરે;
ભીતરની ચશમોથી જો ત્યા—ખાલિસ નૂર ખુદાઇરે.
તેના ઉજાશથી તું જોશે—બ્હેસ્ત રાહ સુખદાઇરે;
અરે ભાઇઓ ખુદ ખુદાય ત્યા—વસેછ નિત મલકાઇરે."

એમાં ઉત્પ્રેક્ષા અલંકાર કેવી રીતે વાપરેલો છે, તે નીચલા શબ્દોથી જણાશે;

**તનનું આતશખાનુ, રૂહ કેબલો, મન મોબેદ, જિગર-**

**પાતરૂં, શર્મ કરણીની કાઠી, હુમતેનીતો ચમચ, હુખતે ચીમટો, હુવરેસ્તનો ઘંટ, ભીતરની ચશમો.**

" નીસ્ત વસફ્શરા દવ્વાતો ખામેએ કાફી ઝાંકે હસ્ત,
આં દેહાને બી ઝબાનો ઇ ઝબાંને બી દેહાન.
હસ્ત દરીયારા કે કીસ્તી કાસએ ચોબીન બકફ,
દારદ આહંગે ગદાઇ ઝાન કફે ગોહર ફેશાન. " ( જાની )

અર્થઃ—તે સાહેબની તારીફ લખી કાઢવાને ખડયો અને કલમ બસ થનાર નથી, કેમકે એકને મોઢું છે, પણ જીભ નથી, અને બીજાને જીભ છે પણ મોઢું નથી. દરિયામાં જે વાહાણ ફરતું તું જુએ છે, તે તો ફકીરનો ભીક્ષા માંગવાનો લાકડાંનો કટોરો છે, જે લઇને દરિયો ભીખ માંગતો આવે છે, એવી આશાથી કે તે મોતી વરસાવનારો હાથ ( ખોદા તાલાનો હાથ ) ઉપરથી કાંઇ નાંખે !

આ અલંકાર ઉત્પ્રેક્ષા સાથે વળી ઉપ્યાણા રૂપી પણ છે.

" મૂર્છા વળીને ઉઠિ બેઠિ બાઇ, દેખાઇ જાણે કરમાઇ જાઈ. "

જાણે કરમાઇ ગયલું જાઈનું ફુલ હોય તેવી દેખાઇ. એ ઉત્પ્રેક્ષા છે.

" રામ નામ શમશેર પકડ કે, કૃષ્ણ કટારા બાંધ લીયા;
દયાં ધર્મકી ઢાલ બનાવે, જમકા દ્વારા જીત લીયા. "

રામના નામની તરવાર બનાવી, કૃષ્ણના નામની કટારી બનાવી, દયા અને ધર્મ રૂપી ઢાલ બનાવી, તોપછી યમરાજાને જીતી શકાવા વીશે ઉપમાન વાપરેલું છે.

ફીરદોશી તુશીની કબરમાંથી નિકળેલો નિચલો જવાબ જુઓઃ—

તૈમુર લંગઃ—" સર અઝ ખાબ બરદારો ઇરાંન બોબીન;
બકાંમે દલેરાંનો તુરાંન બોબીન. "

ફીરદોશીની કબરમાંથીઃ—" ચું ખાલી શવદ બેશે અઝ નરરે શેર;
કે હર શવ દર આયદ રોબે દલેર. "

યાનેકેઃ—તું કબરમાં સુતેલો છે, તે ઉઠીને ઇરાંન જમીનને નિહાલ, ( કે તેના શા હાલ થયા છે ! ) તુરકી લોકોની મોરાદને અને તેમની જાહોજલાલીને તું હવે જરા જો ! જવાબઃ—જયારે શેરબચ્ચા યાને વાઘ વગર જંગલ ખાલી પડે, ત્યારે ત્યાં કોહલાંઓ દોડતાં ફરે અને દલેર થાય ( તેમાં શું નવાઈ ! )એમાં ઇરાનીઓને શેર બચ્ચા એટલે વાઘની સાથે ઉત્પ્રેક્ષા કરી છે, અને તુરકી લોકોને કોહલાંઓની સાથે સરખાવ્યાં છે. ફારશીમાં એ અલંકાર જેમ દિપાવેલા છે, તેમ

સંસ્કૃત ભાષામાં કાંઈ ઓછો રસ આપ્યો નથીઃ—

मंत्र

एषो ऽग्निस्त पत्येष सूर्य्ये एष परर्जन्यो मघवानेष ।
वायुरेष पृथिवी रयिर्देवः सद सच्चामृत ञ्चयत् ॥

યાને કેઃ—આ જીવ આતશ થઇને તપે છે, તેમજ તે સૂરજ થઈ પ્રકાશે છે, તેમજ તે વરસાદ થઇને વરસે છે. અથવા તે ઈંદ્રરાજા થઇ ખલકતનું પોષણ કરે છે, તેમાં વળી તે રાક્ષસોનો પણ નાશ કરે છે. એમાં પ્રાણને આતશ-સૂર્ય-મેઘ-અને ઈંદ્રરાજા સાથે સરખાવ્યો છે. આ પણ એક અચ્છો દાખલો છે.

" બરણુતી સું દાયઆંને તીફ્લે નાલાંન દર બગલ;
તીફ્લરા અઝખાબ દસ્તે દાયગાન અન્ગીખ્તે. "

યાને:—એક શીદલ વજાડનારો એક દાઇના જેવો છે, કે જે પોતાના હાથમાં એક રડતાં છોકરાંને લઇને બેઠેલો છે, જે છોકરૂં ઉંઘતું હતું, તેને તે દાઇનો હાથ લાગી ગયાથી જાગી ઉઠી રડે છે ! કેવી ઉત્તમ સરખામણી ! શીદલને ઉંઘતું બાળક બનાવ્યું છે, શીદલરના હાથમાંની બો ( ગજ ) ને દાઈનો હાથ બનાવ્યો છે, શીદલરને દાઇ બનાવી છે, અને દાયણના કેડપર રડતું છોકરૂં હોય તેમ શીદલ વજાડવાના કામને કેવું સરસ ચિતાર્યું છે !

" કૂમિત્રકી પ્રિત હય, જેસે ખસખસકા ફુલ;
ઉપર દીખે સુભાવના, અંદર મરનેકા સુલ. "

એમાં ઉપમા એમ આપેલી છે કે, જે પ્રમાણે ખસખસના ફુલ, ઉપરથી બહુ મનમોહન મનોહર લાગે છે, પણ અંદર તો મરવાનું સુળ યાને અફીણ રહે છે, તે પ્રમાણે દુષ્ટ દોસ્તની દોસ્તી છે.

" માયા મોટો. તુંબડો, તે તારૂને તારે;
અણુતારૂ કરી આંધળો, તેને મુંજવી મારે. "

એમાં માયાને પાણીમાં તેરવી લઈ જનારા તુંબડા સાથે સરખાવી કહે છે કે, જે તરનાર હોય તેને તો, તુંબડો જેમ તેરવી લઇ જાય તેમ માયા પણ ભવસાગરમાં જ્ઞાની પુરૂષને તેરવી લઈ જાય; પણ અંજાણ્યો તરનારો જેમ તુંબડાથી તરવાને બદલે ડુબી મરે, તેમ માયાથી અજ્ઞાની ડુબી મરે. અંગ્રેજી ભાષાના કાવ્યમાં એવા દાખલા તો ખાંડી મુંડીના છે, પણ એકની જગા કર્યા વિના ચાલતું નથી, કેમકે નહીં તો રાજકરતી

ભાષાને ગેરછનસાફ કીધેલો કેહવાય. એડમ ડ સ્પેન્સરે "ખુબસુરતીના બાગ"માં અચ્છી મીશાલો આપી છે તે જૂઓ:—

*"Her lips did smell like unto gilliflowers,*
*Her ruddy cheeks like unto roses red,*
*Her snowy brows like budded bellamoures,*
*Her lovely eyes like pinks but newly spread,*
*Her goodly bosom like a strawberry bed,*
*Her neck like to a bunch of cullambines,*
*Her breast like lilies ere their leaves be shed,*
*Her nipples like young blossom'd jessamines:*
*Such fragrant flow'rs do give most odorous smell*
*But her sweet odour did them all excel."*

એમાં "તેણીના" હોઠને જીલ્લી નામના ફુલની સાથે, તેના ગાલને ગુલાબ સાથે, એવી રીતે તેણીના શરિરના દરેક ભાગને બાગમાંનાં જૂદાં જૂદાં ફુલોની સાથે, તથા તે ફુલોની સુગંધી સાથે ઘણી અચ્છી રીતે સરખાવેલાં છે. એમાં ઉત્પ્રેક્ષા અલંકારના જૂદા જૂદા ૮-૯ દાખલા સામટા સમાવેલા છે. જફર નામના ઉરદુ શાયરે એક ગજલમાં એ અલંકાર અચ્છી રીતે વાપરેલો છે.—

" કતલ કરનેકો આશકકો નેગેહ તલવાર કાફી હએ,
બરોહકે જખ્મકા મરહમ તેરા દીદાર કાફી હએ.
પરેશાન દેલ દીવાનેકો નહી દરકાર જંજીરો,
દેલોકે કએદ કરનેકો જુલફ બરદાર કાફી હએ. "

એમાં માશુકની આંખને તરવાર સાથે, તેના દીદારને જખમનાં મલમની સાથે, અને જુલફાને જજીરની સાથે આબાદ સરખાવ્યાં છે.

" સજ્જન પ્રીતી યું કરે, હરદી ન ચુના હેત;
હરદી ન જરતી તજે, ચુના ન રહે સ્વેત. "

જે પ્રમાણે ચુનામાં હરદી મળવાથી ચુનાનો રંગ જતો રહે છે, પણ હરદીનો રંગ જતો રેહેતો નથી, તે પ્રમાણે સારા માણસની દોસ્તી એવી છે કે, તે પોતાનો ગુણ તો રેહેવાજ દેવાનો, અને બીજા જેની સાથે તેણે પ્રિત કરી હશે, તેનો કાંઇ અવગુણ હશે તે પણ સજ્જનની મિત્રતામાં બદલાઇ જવાનો.

" પરનારી એસી બુરી, જેસી લસનકી ધાન;

જો કોઇ ઇસ્કા સંગ કરે, સો પ્રગટ હોય નિધાન."

એમાં પારકી ઓરતની સાથે મોહબત રાખવાનું કામ લસનના ખાનની સાથે સરખાવ્યું છે. યાને જે પ્રમાણે એક ગમ લસનનો ફિરો મુકેલો હશે તો તેનો વાસ આવ્યા વિના રેહેતો નથી, તેમજ જેણે લસન ખાધી હશે તેનું મોં વાસ માર્યા વિના રેહેતું નથી, તે પ્રમાણે પારકી સ્ત્રીની સંગત પ્રગટ થઇ ગયા સીવાય રેહેતી નથી.

નિચલી સારંગની ધ્રુપદમાં એ અલંકાર બહુજ મીઠાશથી રચેલો છે:—

"ખરજ તખત પર બેઠે રાગ બાદશાહી, રેખબ રઇઅત બસાએ
ધયમ પંચન નીખાધ સુર દુજે પેહેરાય દીન દેખ યાતે ચારે
કર જોર રહત દરબારસુ—ખરજ.
દુગન ખરજ છત્ર ધરે બાદી સુર વજીર કર બિબાદી બખશી
ખરસમ ઉમરાવનરે અનબાદી ગુણી મુનીમ જાણતે બીચારસુ.—ખરજ"

એમાં ખરજના શુરને તખત બનાવ્યું છે, રાગને બાદશાહ, રેખબના શુરને રૈયત, દુગન ખરજના શુરને છત્ર ધરનારો, બાદી શુરને વજીર, બિબાદી શુરને ઉમરાવ, અનબાદીને મુનીમ વગેરે બનાવ્યાં છે! આ અલંકાર બહુ ફક્કડ લાગે છે. ફારસી બેતમાં એ અલંકાર જે લેઝત આપે છે તે જૂઓ:—"કાફ્લે તકદીર બતદબીર કસેવા ન શવદ= વરને દર ઝેરે ફ્લક હેલે ખેરદ બીસ્યારંદ." =યાને કે તકદીરનું તાળું તદબીરની કુંચીથી કોઇએ ઉઘાડયું નહીં, અને ઉઘડેબી નહીં, તો જોકે આશમાનની નિચે અકલમંદો તો ઘણા છે. નિચલા ખ્યાલમાં એ અલંકાર વપરાયલો બરાબર સમજ પાડે છે.

" તું હુએ લયલી મએં મજનું, તું શીરીં મએં ફરહાદ,
તું હુએ ગુલ મએં બુલબુલ, તું શમ્આ મએં પરવાંના."

પ્યારની બાજીમાં અને આશક માશુકની પુરશેશ પાશુકમાં હંમેશાં એ અલંકાર બહુજ વપરાય છે. એક ખ્યાલમાં કહ્યું છે કે, " કલીયાં બીનન મેં ચલી, ધન જોબન કે માંજ-કાંટા લાગા પ્રેમકા નીવરી નીવરી જાઉં " એમાં પ્રેમને ભોંકાઇ જતા કાંટાની સાથે ઉપમા આપી છે. શાયર હાફેઝની ગઝલોમાં તો એ અલંકારની મસ્તીથી વાંચનાર ખરેખરો મસ્ત બને છે. આ અલંકારના ઘણા દાખલા આપવાના લોભ માટે લેખકને પ્યારા વાંચકો દરગુજર કરે તો એક બે આપીશ:—

" હજ્તએ ચેહરેએ જાન મીશવદ ગુબારે તનમ,

ખુશા દમી કે અઝ ઇન ચેહરેએ પરદે બર ફેકનમ.

** ** **

એઆ વ પરદએ હાફેઝ ઝે પીશે રૂહ બરદાર,
કે બા વજુદે તો કસ નસનવદ ઝે મન કે મનમ."

એટલે કે:—આ મારૂં ખાકી શરિર મારા જીવના મોંહડાં ઉપર **પરદાની મીશાલે** છે. એવો એક શુભ પ્રસંગ આવે, કે જ્યારે હું તેના ચેહરા ઉપરથી એ **પરદો** ઉંચકી નાંખું. ઓ પરવરદેગાર તું આવીને હાફેઝના રૂહ આગલથી પરદો ઉચક, કે તું એકલા શીવાય બીજું કોઇબી મારા વીશે જાણે નહીં, કે હુંબી એક છું. શાયર શેખ શાદીની ગજલોમાંથી પણ એક ઉત્તમ નમુનો મલ્યો છે તે ઉતારી લૈએ:—

" અએ માહે આલમ સોજે મન અઝ મન ચેરા રંજીદેઇ.
અએ શમએ શબ અફરૂઝે મન અઝ મન ચેરા રંજીદેઇ,
યક શબ તુરા મેહમાં કુનમ તા જાંનો દેલ કુરબાં કુનમ,
જાએ તો દર ચશમા કુનમ અઝ મન ચેરા રંજીદેઇ.
અએ જાને મન જાનાંને મન બર મન નેગર સુલતાંને મન,
યક શબ એઆ મેહમાંને મન અઝમન ચેરા રંજીદેઇ."

અર્થ:—ઓ મને બાળી નાંખનાર **આલમના સૂરજ**! તું મારાથી શા વાસ્તે આજુરદે થઇ છે! ઓ મારી કાળી રાતને **રોશનાઈ આપનારા ચેરાગ**! તેં મારી સાથે કાંય ગુસ્સો કીધો છે! એક રાત હું તુંને મારી મેહમાન કરૂં, કે જેથી હું તારી ઉપર મારાં દિલ અને જાનને ફીદા કરી નાખું; અને તારી જગો હું મારી આંખમાં કરૂં; તું શા માટે મારેથી દિલગીર થાઈ છે? ઓ મારા જીવ અને **જાન**, ઓ મારા **પાદશાહ**! તું મારી હાલત ઉપર નજર કર! કે એક રાત તું આવીને મારી મેહમાન થા! તું શા થકી મારાથી આજુરદા થઇ છે?

અલબત ઉપલા બેઉ દાખલા ખુદા ઉપર લાગુ પડેલા સમજવાના છે. અલંકાર બહુ લંબાયો છે તેથી માફી માંગે છે, પરંતુ તેના મીઠાશને લીધે લોભ દાબી શકાયો નથી. તેથી ઘણી ગમ આવેશમાં ને આવેશમાં હમે ઉપમાનાલંકારના દાખલા પણ સાથે ભેલી દીધા છે.

" પ્રેમ છુપાયા નહીં છુપે જાંહ લગ શ્વાસોશ્વાસ;
દાબી દુબી નહીં રહે, કસ્તુરીકી બાસ."

યાને=જે પ્રમાણે કસ્તુરીની સુગંધ દાબેલી દુબેલી છુપાવી શકાતી નથી, તે પ્રમાણે જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી પ્રેમ છુપાવેલો છુપાઇ રહેતો નથી.

" સબહી સહાય સબલકે, કોઇ ન નિર્બળ સહાય,
પવન જગાવત આગકું, દીપહી દેત બુઝાય. "

યાને=જેમ પવન છે તે મોટી આગ હોય તેને વધારી આપે છે, ને નાહનો દીવો હોય તેને બુજાવી નાખે છે, તે પ્રમાણે શક્તાના શાળા સૌ કોઇ થાય છે, ને અન્નાડીના તો કોઇ બંન્નેવી થવા પણ નહીં માગે.

વળી નીઝામીએ નીચલી સરખામણી આપી છેઃ—

"નઝર કરદમ ઝે રૂયે તજરૂબત દરત,
ખુશીહાયે જેહાન સું ખારશે દસ્ત;
કે અવ્વલ દસ્તરા ખારશ ખુશ ઉફ્તદ,
બઆખેર દસ્ત દર દસ્ત આતશ ઉફ્તદ. "

અર્થઃ—મેં અનુભવથી જોયું છે કે આ દુન્યાંની મોજમોજા, હાથ ઉપર કીડ લાગે ત્યારે ધવડયે છીયે ને જેવી મીઠી ગીલી લાગી મજા આપે છે, તેવી એ દુન્યાંઇ મોજમજા છે. કીડ ધવડતાં, પ્રથમતો ઘણી મીઠી ગીલી છુટે છે, પણ પાછળથી તો એક હાથથી તે બીજા હાથ સુધી આખે બદને આગ ઉઠી રહે છે. તેજ પ્રમાણે આ તકલીદી દુન્યાંની તકલીદી મજાનું સમજવું.

"શુદમ સું ચંગે નાલાંન દર ફ્રાકશ, કશીદએ પુસ્તીબર ઉસ્તખાની."

યાનેઃ—મારી દીલરૂબા દીલજાનની જુદાઇમાં હું સારંગીની માફક રહું છું, કેમકે હું પણ સારંગીની માફકજ તે પ્યારીની જુદાઇમાં હાડકું ચામડું થઇ જઇને સારંગીના જેવું જ અમથું ખોખું થઇ ગયલો છું.

## ૧૧

*" Poet and Saint ! to thee alone are giv'n,*
*The two most sacred names of earth and heav'n,*
*The hard and rarest union which can be,*
*Next that of Godhead with humanity."*

ABRAHAM COWLEY.

વાક્યમાં રસ હોય તેને આપણે કાવ્ય કહેલું છે. પરંતુ રસની સાથે તાલ પડતા અનુકુળ શબ્દોની પણ વ્યવસ્થા રહે, તો તે બહુ

સેહેલ પડે છે. એરીસ્ટોટલ ફીલસુફના કાવ્ય ઉપર સરેહ કરતાં પ્રોફેસર હેનરી મોરલી જણાવે છે કે; શબ્દોને મરજી માફક ગમે તેમ સંભાળવાની જો છુટ મુંકાઈ હોત, તો કવિતા રચવાનું કામ ઘણુંજ સેહેલું થઇ પડત. એ વિચારને હુ મલતો નથી. જરથોસ્તીઓમાં નિરંગદીનની ક્રિયા કરતાં જે પ્રમાણે બારીકમા બારીક બાબદ ઉપર ધ્યાન આપવું પડે છે, અને તેમાં જો કદી કાંઈ નાહની પણ ચુક પડે છે, તો તમામ ક્રિયા રદ થાઇ પડે છે; તેમજ કાવ્ય રચના એ એક એવી નિરગદીન છે, કે જેની દરેકે દરેક બારીક ક્રિયા ઉપર લક્ષ આપવું પડે છે, અને તેમાંની એક પણ રૂઢી ચુકયે તો આખા કાવ્યને એબ લગાડે છે. પણ તે કુદરતી વિચાર અને નવા તુરગોમાં થઇ પડતી ચુકો બાબે છે. માટે કાવ્ય રચના એ કાંઈ ભરી મશાલો છુંદવાનો નથી. કાવ્ય રસ કાંઇ કુલ્લીમાંનો ગોળ નથી. એ રસ ચાખવાને જે પકવાંનો આગળ આપેલાં છે, તેવાં બીજાં આપવાં જોઇએ.

**૨૭મો વર્ણ વિપર્યય:**—વર્ણ = શબ્દ; વિ = જુદો; પર = પારકો; અય = આવનાર. એટલેકે, કોઇ એક શબ્દનો અર્થ અથવા તેની મતલબ સમજાવવાને કોઇ બીજોજ શબ્દ વાપરવાનો અલંકાર; જેમકેઃ-તમારૂં ઘર સુખી રહે, યાને કે તમારાં બચ્ચાં છોકરાં અને કુટુબ સર્વે સુખી રહે. ટુંકમાં એક ચીજને તેની સાથે અગત સંબધ ધરાવનારી કોઈ બીજી ચીજના નામથી ઓળખાવવી તે. એ અલંકારને અંગ્રેજીમાં *Metonymy* કહે છે. એને ફારશી ભાષામાં કનાયત–કનીયત–અથવા કનવત કહે છે. એના જૂદા જૂદા પાંચ વિભાગ છે.

(क)—જેમાં કાંઈ નીશાંની, અથવા ચિન્હ અથવા કાંઇ સૂચક ઇલહાકો, ખુદ અસલ ચીજને માટે મુંકવામાં આવે છે; જેમકેઃ—કવિ પ્રેમાનંદ કહેછેઃ—

"એ કાળા માથાનો ધણી*, પાપી માણસરે;
તેને નિર્દયતા હોય ઘણી, પાપી માણસરે."

× × + +

"નામ તે નળનું ધ્યાન તે નળનું, સખિ શું નળની વાતરે;
દુઃખ જાય દિવસ ને રયણી, નયણે વરસે વરસાતરે."

---

*એનેજ મળતો દાખલો કવિ દલપતરામ આપે છેઃ
"રે **માટીના માનવી,** તું તો તરણાતુલ;
જળજંતુ જળકણુથકી, ભાર અલ્પ કા ભુલ."

કિપલ્ડાંમાં **આદમીને** માટે " કાળા માથાનો ધણી " એમાં માણસની નિશાન આપી છે. તેમજ **આંસુ** શબ્દને માટે " નયણે વરસે વરસાત " એમ આંસુનું ચિન્હ દરશાવ્યું છે.

" જબ તું આયો જગતમે, લોક હસે તું રોય;
એસી કરણી ના કરો ! કે પીછે હાંસી હોય. "

એમાં આખી પેહેલી લાઈન માત્ર " જન્મ " ના વખતને માટેની છે, અને બીજી આખી લીટી માત્ર " મરણ " ને માટેની છે. એમાં કેવા વર્ણ વિપર્યય વાપરેલા છે ! કહે છે કે, જ્યારે એ ભાઈ ! તું જન્મ્યો, ત્યારે તારી આસપાસના સર્વે કોઈ ખુશી થઈને હસતાં હતાં, ત્યારે તું રડતો હતો, પણ તુ એવી તારી કરણી કરજે, કે જ્યારે તું હશે ( યાને મરણ એ ખરી રીતે તો માણસને ખુશી થવા જેવી ચીજ છે, કે આ જંજાળની માયામાંથી છુટયો, તેથી મરનારને તો હસનોજ ગણવામાં આવેછે.) ત્યારે બીજા એ રડે, યાને તારાં સારાં કામોને લીધે તું મરી જાય ત્યારે લોકો નાખુશ થાય, પણ એવાં કામો નાં કરતો, કે જ્યારે તું મરી જાય, અને લોકો જો હસી કરે, કે પીડા પતી, તો તેવાં તારાં કામો નાં રાખતો !

રામરાજાના ભાઇ લક્ષ્મણે સીતાજીના ઘરેણાં ઓળખાવતાં સુગ્રીવને કહ્યું છે કેઃ—

**कुण्डले नैवजानामि, नैवजानामि** कंकणे ।
नूपुरे एवजानामि, नित्यं पादा भिवंदनात् ॥

અર્થઃ—આ કુંડળ સીતાજીના છે કે નહિ, તે હું નથી ઓળખતો. અને આ કંકણુ સીતાજીના છે કે નહીં તે પણ હું ઓળખતો નથી; પરંતુ હંમેશાં સીતાજીના ચરણ કમળમા પ્રણામ કરવાના પરિચયથી તેમના ચરણના ઝાંઝરને ઓળખું છું, કે તે સીતાજીનાજ છે. યાને સીતાજીનો હું તાબેદાર ચરણાધિન છુ એવું બતાવ્યુ છે.

( ख )—જેમા કર્તાને ઠેકાણે તેનું શસ્ત્ર યાને ઓજાર મુંકી મુળ વાતમાં રસ લાવવામાં આવે છે; જેમકેઃ—

**કવિ લજ્જારામઃ**—" સર્વ લોક તે મુજને નમશે, હઉ સઉને આશીશ,
મુજ શિર અવરને નહિ નમે, મેં પૂજ્યા શ્રી જગદીશ."

એમાં "હું બીજા કોઈને નહી નમુ" ને બદલે "મારૂં શિર યાને માથું કોઈને નહીં નમે" કરી લખ્યું છે.

**બીજ રાગસ્તાન:**–"સોલહુ સીંગાર કીનો, મુખ બોલત અમરૃત બાની,
તેરો મુખ દેખ ચંદા જોતહુ લજાનીરે."

એમાં પણ "તું અમૃત વાણી બોલે છે" ને બદલે "તારૂં મોઢું બોલેછે" એમ લખી રસ લીધો છે. આજના કવિઓ એવા રસ વારંવાર લેતા ન હોવાથી કાવ્યની પડતી આવતી જાય છે. **આદરબાદ મારે-સ્પંદનું પંદનામું:—**

"સુખને ચર્બ ગુ. ગવષ્ન ચર્બ દાર,
ચંદ તવાન હાદમર્દુમ પસખુન મઆજાર,"

યાને કે, સખુન મીઠો બોલજે. **જુબાંન** શીરીન રાખજે. બને ત્યાં સુધી **સખુને** કરી આદમીને દુ:ખી ના કરતો. એમા પણ કર્તાને બદલે તેનું શસ્ત્ર જે જુબાંન તે વાપરવામાં લીધું છે.

**કવિ બુલાખી:—**ફુંકે પરવત ફાડી નાખે, સાંખે નહી રિપૂના બોલ;
રાખે રંગ જઈ ને રણમાં, ઝાખે નિજ પરિયાનું તોલ.

એમાં પણ ફુંકે **પરવત ફાડી નાંખે,** એ શબ્દો ઉપલા અલંકારની લેઝત આપે છે. કવિ વીલ્યમ વર્ડસ્વર્થ એ અલંકારનો એક અચ્છો દાખલો આપણને પૂરો પાડે છે.—

"*Great men have been among us; hanas that penned,*
*And tongues that uttered wisdom, better none;*
*The later Sydney, Marvel, Harington,*
*Young Vane and others, who called Milton friend.*"

એમાં પણ "જે હાથોએ લખાણ કર્યું"–તથા "જે જીભોએ વાદ કર્યો" એ શબ્દો વર્ણ વિપર્યય છે. એમાં પણ અલંકારની ઝમક દીપી રહી છે. હવે એક અચ્છો દાખલો રજુ કરી એ અલંકારની પૂર્ણ સમજ પડી એટલે આગળ ચાલ્યે:

"न लाज तीन लोककी न बेदको कह्यो करे ।
न शंकभूत प्रेतकी न देव जक्षतें डरे ॥
सुने न कान औरकी द्रसै न और इच्छना ।
कहे न मूख और बात, भक्ति प्रेम लच्छना ॥"

એમાં પણ "કાન કોઇની વાત સાંભળે નહી." તથા "મોઢું કાંઇ બીજી વાત કહે નહી." એવા ફક્કડ અલંકાર વાપરી કાવ્યનો રસ લુટી લીધો છે. એવા રસની જો ખરેખર પરિક્ષા કરનારો અને શોખ

ખરાવી હોંપે વાંચનારો અને અભ્યાસ કરનારો હોય, તો ઉંઘ, 'ભૂખ, કે પ્યાસની જરૂરજ નથી. મોંટાંમાં આપોઆપ રસ પેદા થાય છે.

( ग ) જેમાં જે ચીજ સમાયલી હોય, તે ચીજને બદલે તેને સમાવી રાખનાર ચીજનો ઉપયોગ કાવ્યરસમાં લઈને લેઝત આપનાર અલંકાર; જેમકે:—

ફીરદોસી તુસી પેહેલવાંન જાલેજરતું દાશતાંન જણાવતાં શાહના-આમાં લખે છે કેઃ—

"જેહાંન ક્રે પાય અંદર આરદ બનેગ;
નેહદ તખ્તે શાહ અઝ બરે પોસ્તે મેગ.
ન સગસાર માંનદ ન માજંદરાંન;
ઝમીનરા બેશોગદ બ ગોરજે ગેરાન."

યાને કેઃ—(તે પેહેલવાંન એવો તો પેદા થાશે કે) પોતાની તલ-વારથી જગતને પોતાના પગ નિચે લાવી મેલશે. અને ઇરાંની પાદશાહના તખતને વાદળાંની પીઠ ઉપર રાખનાર થાશે. તથા સગસાર અને મા-જીંદરાંનના મુલકો રેહવાના નથી, અને પોતાના ભારી ગુરૂજથી જમી-નને ધોઇ નાંખશે. આ બેતની અંદર **જેહાંન** શબ્દ, જેહાંનની અં-દર સમાયલા પાદશાહ પેહેલવાંનોને માટે વપરાયલો છે; તેમજ સગસાર અને માજીંદરાંનના મુલુકો રેહેવાના નથી, તેનો માયનો એ કે, એ મુલુકોમાં જે બદકાર લોકો છે તે રેહવાના નથી; અને જમીનને ધોઈ નાંખશે. એટલે જમીન ઉપર વસતા બદ ખસ્લતના દુશ્મનોનો સંહાર કરશે.

" જાકે પાવ પનૈયા નહી, ઉસ્કુ દેત ગજરાજ;
ભુખ દઇ તો ભીક્ષા દઇ, એસો ગરીબન નવાજ. "

જેના પગમાં જુતી નહીં, એવાને હાથી બખસ્યો, અને ભુખ આપી તો ભીક્ષા પણ આપી એવો તે કીરતાર છે. એમાં ફકીર ને શાહ બનાવવા બદલ વર્ણ વિપર્યય વાપરેલોછે.

શેવકના ઉસ્તાદ એરવદ શેહેરીઆરજી દાદાભાઇ ભરૂચા એવોજ એક અચ્છો દ્રષ્ટાંત આપેછેઃ—

"ભુખી ઉઠે છે ખાણથી સદા ખલક તમામ,
ભુખ્યુ નથી સુવાડતો કોઇને તું દાદાર."

એમાં ખલક એટલે પૃથ્વિમાં સમાયલા તમામ આદમીઓ સમજ-વાના છે. વીલ્યમ વર્ડસ્વર્થ એક અચ્છો અલંકાર આપણી આગળ રજુ કરે છેઃ—

" *Milton ! thou shouldst be living at this hour;*
*England hath need of thee, she is a fen*
*Of stagnant waters: &c.*"

એમાં કહે છે કેઃ—"ઓ મીલ્ટન ! આ વખતે તું જીવતો હોવો જોઇતો હતોઃ ઇંગલંડને તારી જરૂર છેઃ તેણી તો સ્થિર પાણીનો એક દલદલ યાને પાણથળ છે." એમાં ઇંગ્લંડને જરૂર છે, એટલે કે ઇંગ્લંડમાં વસ્તી પ્રજાને જરૂર છે એમ અલંકાર કહે છે. માલશ્રી રાગની એક ઠુમરીમાં એ અલંકારનો ભેદી રસ આપ્યો છેઃ

"ઓ મન કાહેકુ ફીરે તું દ્વારેદ્વારે, કરમ લીખા સોઇ હોએ;
લીખનેહારો લીખ ચુકેરી, અદીક ન ઓછા હોએ."

કરમ લખવાવાળો તો લખી ચુકયો, માટે રે મન ! તું શા માટે ભમ્યા કરે છે ? એમાં **મન** એટલે મનમાં સમાયલા વિચારોને માટે કહેલું છે, કે વિચારો હાથી ત્યા ભટકયા નહીં કરવા જોઇએ. તેમજ એક દીપચંદી હોરીમાં એ રસની મજા લીધી છેઃ—

"સાચ ભીતર કોઇ ના જગમે પ્રીત જગતકી જુઠી;
સસરેકી લેક તુરાંણકુ પુછું, નેહેર સો જો ફુટી."

એમાં જગતની પ્રીત જુઠી કહેલી છે, તે જગતમા સમાયલા લોકોની પ્રીત જુઠી એમ સમજવાનુ છે. પ્રેમાનંદ કવિ વળી નવા રૂપમાં એ અલંકાર વાપરી ગયો છેઃ—

"મેહેતાને વહાલું હરિનું નામ, જોવા મળશે બાધું ગામ;
તમને ડોસો મળવાનું હેત, અમો નાતમાં થઇયે ફજેત.

+ + +

સભા ન સમજી રૂતુપરણની, રહ્યા મસ્તક ડોલીરે,
એક બિહામણો ઘોડારમાથી, બહુક નીકલ્યો બોલીરે."

એમાં બધું ગામ જોવા મલશે, એટલે ગામમાંના બધાં લોકો. તેમજ સભા નહી સમજી, એટલે સભામાં બીરાજેલા સભાસદો સમજવા.

(ઘ) એમાં કારણને બદલે અસર મુંકવામાં આવે છે, અથવા કૃત્યને બદલે તેના કર્તાને મુંકી કાવ્યરસની ફાશીન બદલવામા આવે છે; જેમકે કહે છે કેઃ—

"લક્ષ્મી કહે મે નીત્ય નવી, કેની ન પુરી આશ;
કીતને સીંહાસન ચઢ ગયે, કીતને ગયે નીરાશ."

એમાં લક્ષ્મી પોતાની બડાઇ લઇ કહે છે કે, કેટલાને મેં રાજા

બનાવ્યા, અને કેટલાને તો મેં ફકીરી હાલતમાંજ મરવા દીધા. એની છેલ્લી લાઇનના બેઉ અર્ધા અર્ધા ભાગ વર્ણ વિપર્યયના છે. વળી કહે છે કબીરદાસ, કેઃ—

"કબીરા તેરી ઝુંપડી ગલકટ્ટોકે પાસ;
કરેગા સો ભરેગા તું કયું હોય ઉદાસ ?"

એમાં મતલબ એવી છે કે કબીરનું ઘર કસાઇવાડામાં હતું, જેથી તે ગળાકાટનારાને ગરીબ ગોસપંદો ઉપર છુરી ફેરવતાં જોઇ ઉદાસ થતો હતો, તે ઉપરથી લખેલું છે કે, જેવું કરશે તેવું તે ખાટકી પામશે. પણ અહીં કહેવાની મતલબ એવી છે કે, કસાઇવાડામાં કબીરનું ઘર બોલવાને બદલે વિપર્યય વર્ણ વાપર્યો છે કે, "ગલકટ્ટોકે પાસ."

દયારામ કવિ કહે છે કે—

"વીશે વહ્યો પૂરોરે, હૈયામાં ન લાવ્યો હરી;
+ + +
ઘર ધંધામાં ઘેલો ફરે છે, ગાયા નહીં જગપાલ;
* * *
પરડો થયો ત્યારે ગતજ ભાંગી, ગાયા નહીં પરિબ્રહ્મ."

એમાં "હૈયામાં ન લાવ્યો હરી" એટલે કે હરીના કરેલા ઉપકારો તું એ સંભારીઆ નહીં—"ગાયા નહીં જગપાલ" એટલે કે પરમેશ્વરના ગુણો નહીં તે યાદ કર્યા—"ગાયા નહીં પરિબ્રહ્મ" એટલે કે ખોદાતાલાના કામોનું ભજન તેં નહીં કર્યું. એ પ્રમાણે કૃત્યને બદલે કર્તા વાપર્યો છે.

નીચલો તુલસીદાસનો દુહો આ અલંકાર માટે સારો છેઃ—

"ન ધન રહે ન જોબન રહે, ન રહે ગામ ને ઠામ;
તુલસી જગમેં જશ રહે, કે કરદે કીસીકો કામ."

એમાં ધનવાન—જોબનવંતી—ગામનો ધણી—ઘરનો ધણી સૌ મરવાના, પણ માત્ર કિર્તિવંત જીવવાનો, એ મતલબ બીજા વર્ણથી સમજાવી છે.

"રામ નામકી લૂટ હે, લૂટ શકે તો લૂટ;
અંતકાળ પસ્તાયગો, પ્રાણ જાયગો છૂટ."

એમાં ખોદાના નામની લૂટ લૂટી લેવા લખે છે, તે બીજા શબ્દોમાં ઇશ્વરભજન કરવા માટે લખે છે, તેથી એ વર્ણવિપર્યય છે.

સભાતરંગ ઉપરથીઃ—

उदयतियदिभानुः पश्चिमेदिग्विभागेप्रचलतियदिहैमः शीततांयातिवह्निः ।
विकसतियदिपद्मं पर्वतानां शिखाग्रेनचलतिखलुवाक्यं सज्जानानां कदाचित् ॥

અર્થઃ—કદિ સૂર્ય પશ્ચિમ દિશામાંથી કાં નહીં ઉગે, હિમાલય પર્વત કદાપિ ચાલવા કાં નહીં લાગે, આતશ છે તે હાથ લગાડયે ને ઠંડો કા ન લાગે, તથા પર્વતના શીખર ઉપર કમળ ફુલ કાં નહીં ઉગે, તોપણુ સત્ય પુરૂષોનું વાક્ય કદિ પણુ ચલાયમાન થતું નથી. યાને સત્ય પુરૂષનાં વચનની અસર તેની તેજ રહે છે.

સ્કોતની રોકબીમાં આ અલંકારના નીચલા દાખલા ખાસ આવે છેઃ-

" *Preach'd forth from hamlet, grange, and down*
*To curb the crosier and the crown,* "

એમાં *Crosier* શબ્દ છે તે પાદરીના દીક્ષા આપવાના ક્રોસને માટે આવેલો છે.

" *If, in such mood, (as legends say,*
*And well believed that simple day,)*"

એમાં " તે ભોળ્યો દિવસ " એ શબ્દ " વેહેમી જમાના " ને માટે મુકેલો છે.

" *He bids thee think on Erin's bowl!*
*If any wrong the young O'Neale,*
*He bids thee think of Erin's steel.* "

એમાં *Erin's bowl* શબ્દો આયર્લેંડમાં રોકબીના લોર્ડ સર રીચર્ડ પરોણા તરીકે જે મેહેમાનદારી ચાખેલી હતી, તેની કૃતજ્ઞતાને માટે વાપરેલો છે. તેમજ *Erin's steel* શબ્દો આઇરીશ ભાલાને માટે વાપરેલા છે.

**૨૮મો. સત્યાસત્યદીપકઃ**—જે બીના દેખાવમાં અસત્ય લાગે અથવા કદિ નહીંજ બને એવી લાગે, પણુ ખરેખરી રીતે જોતાં તે સત્ય અને બનવા જોગ હોય, તેવા પ્રકારના અલંકારને સત્ય + અસત્ય + દીપક એવું નામ આપેલું છે; એટલે સત્ય છતાં અસત્ય દેખાય એવો કાવ્યનો રસ. એને અંગ્રેજીમાં *Paradox* અથવા *Hydrostatic Paradox* કહેછે. જેને ફારસીમાં "તઅલીગ" કહેછે, યાનેકે એક

બનાવ ચક્ષુથી જોતાં બનવો મુશકેલ હોય, પણ અક્કલની આંખે જોતા બનવા જોગ હોય તેનો અલંકાર. ફારશી ભાષામાં તેને માટે "એકરારે બુજેહ મગયર" તથા "ઝુ ફૈક ખેલાફ ઉલ શીકર ઉલ મુતલક" કરીનેબી કહેછે. તેમજ "મુબાલગે તબલીગ" પણ કહેવાયછે. એ અલંકાર વાપરવાથી કાવ્ય રસ ઘણું દીપે છે, અને તેના તરેહવાર પ્રકારના અભ્યાસ કરવા યોગ્ય દાખલાઓ જણાવવાની જરૂર છે. જેમકે:—

" આંખનમેં બસૈ જીયરેમે બસૈ, હીયરમેં બસત નીસીદીન પ્યારો;
મનમેં બસૈ તનમે બસૈ રસનામે બસૈ, અંગ અંગ બસત નંદવારો;
સુધીમેં બસૈ બુધીમેં બસૈ, ઉરમે બસત પ્રીય પ્રેમ દુલારો;
સુર સ્યામ વનહુ મે વસત ઘરહુ મેં બસત, સંગ જ્યોં વ્હાં જલન હોત ન્યારો."

એમાં પોતાનો પ્યારો નંદલાલ આંખ, જીભ, પેટ, વગેરેમાં વસતો જણાવવાની પ્રીયાએ વડાઇ લીધીછે, તે જોકે સાદી સમજે જોતાં બને નહીં તેવું અસત્ય લાગેછે, પણ અક્કલની નજરથી જોતાં તે ખરૂં જછે, કે તેણીના દિલમાં તે સારો સખોરોજ યાદ આવ્યા કરેછે, તેથી તે બધે ઠેકાણે વસતોજ છે.

મી. મનસુખ નીચે પ્રમાણે એક મુશકેલ બયાન લખી તે બનાવ અક્કલ અને આદતની રૂએ નહીં બની શકે તેવો જણાવી દાખલો આપેછે.

"મોહોતનો શરાબ અએ દીલ! અગર છે કડવો ને જાંનખાર,
પણ જુદાઇનાં દીનનું દુખડું છે તેથી બી જહ્‌રકાર."

ખરી વાનતો એજ છે કે મોહોતની જુદાઇ જેવી જુદાઇજ નથી, પરંતુ તે સત્ય વાતને ના પાડી કવિ કહેછે કે, પોતાની પ્રિયા અથવા પોતાનાં પ્યારાંઓની જુદાઇના દીવસનું દુઃખ વિશેષ છે. એ ખરેખરી "તબલીગ" અથવા "મુબાલગે તબલીગ" છે. એ અલંકારથી ઉલટો "એગરાક" આવે છે, જેમાં વાત અસત્ય છતાં સત્ય દેખાય; જેમકે:—

" હવામાં વેરાએ, હોમાનાં પરમાંથી, લાલોની ભુકી, *
જો ખાએ તે તારા, હોટની લાલીથી, મુવેલાની હારકી."

આ બેતનો ભેદ મી. મનસુખ સમજાવે છે કે:—માશુકના હોઠની

*આગલા વિદ્વાનો કહે છે કે, દુન્યામા "હોમાય" નામનું એક પક્ષી હતું, તે આદમીઓના હાડકાં ખાઇનેજ જીવતું હતું. પરંતુ આજના વિદ્વાનો એ વાત નાપાડે છે, કે "હોમાય" એવું પક્ષી અલંકારીક હોવું જોઇએ, કેમકે આ પૃથ્વીમાં તેની ઉત્પત્તિજ જણાતી નથી.

લાલીનો પ્રવાસ એટલો તો ચમતકારિક છે કે, જો તે હોઠની લાલી કોઇની નજરે પડતો તે મરી જાય; અને મુરદાંના શરીરની એક હાડકી પણ જો હોમાના ખાવામાં આવે, તો તેના શરીરમાં તમામ કીંમતી લાલ માણુકો બંધાઇ જાય ! અને તે જયારે હવા ઉપર ઉડે ત્યારે તેની પાંખોના પડોમાંથી તે કીંમતી માણુકોનો ભુકો જમીન ઉપર પડે. આ ઠેકાણે માશુકના હોઠની લાલી-તથા આશકનું મરવું-હોમા પક્ષીનું હાડકાનું ખાવું-તેના પેટમાં લાલ માણુકોનું બંધાઇ જવુ-અને તેનું ઉડવું-ઉડતી વેળાએ લાલ ભુકીનું રેડાવું-એ સૌ ઇબારત મનોહર છે, પરંતુ તમામ વાત અસત્ય છે. એ પ્રમાણે એ " મુબાલગે એગરાક " છે.

" **હું લાજનમેં મરી જાત હું**, વાંતો છાડન બાનન સબરસ; નંદકે ઢેટા નીર જાંવા ગુણી, દુબર તીય જસોદાકે ગામ રાજ કરૂઆં ગોકુલગાંમ. "

એમાં જોકે લાજ લાગવાથી કાંઇ ખરેખર મરી જાતી નથી, પણ લાજ એટલી બધી તો લાગેછે કે, જાણે મરવા બરાબરજ છે, તેથી તેને સત્યદીપક કહેવું. મી० બેરાંમજી મલબારી "નીતિવિનોદ" માં જણાવેછે કેઃ—

" માનવ પેટે જન્મ લઈ, જે જન ધરે ન જ્ઞાન,
**આંખ છતે તે આંધળો**, છે હેવાન સમાન. "

નરસિંહ મેહેતોઃ—

" **દેહ તારી નથી** જોને જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાય. "

જીવણુરાંમભટઃ—

" ઉધમાર્થ અર્થ મૃત્યુ લોક આવિયો,
ભૂલમાં હું આ ભવાબ્ધિ મધ્ય ભટકિયો,
પાર ના જડયો હું **દેખતોજ આંધળો**,
ભૂલમાં ભમ્યો હું **ચાલતોજ પાંગળો**."

એમાં પણ "છતી આંખે આંધળો"—"દેહ તારી નથી"—"દેખતોજ આંધળો"—"ચાલતોજ પાંગળો," એ બધું નહીં બને એવું અસત્ય લાગેછે, પણ અક્કલની આંખે જોતાં સત્યજ છે.

" તુરકા મગર તો બચ્ચે હુરે જનાનીઆ;
કાંદર જેહાંન પીરી ઓ દાયમ જવાંનીઆ."

યાનેકેઃ—ઓ તુરકી બચ્ચા ! કદાચ તું આકાશી દેવતાનું બચ્ચું હોવાથી જોકે આ દુન્યાંમાં તું બુઢોછે, તોપણ તું હંમેશનો નો-

જવાંન છે. એમાં પણ મોટા હરફે ઝટ સત્યાસત્યદીપકનો સેરૂજમાં ખ્યાલ આપશે.

" આ દુનીઆંમે આયકે, છોડ દે તું એંટ;
લેના હોય સો લેહી લે, ઉડી જાત હે પેંઠ."

યાને આ દુન્યાને બજારનું રૂપ આપ્યું છે, તે ખરેખરી કાંઇ પેંઠ અથવા બજાર નથી ! વળી નેકીનો સોદો ખરીદવા કહે છે, તેવો કાંઇ સત્ય રીતે ખરેખર સોદો અથવા માલ વેચાતો નથી, છતાં અલંકારીક રીતે સત્ય વાત અસત્ય જણાય છે.

નિચલો દાખલો આપણા આ અલંકારને માટે અચ્છો છે:—

" પીઓ શરાબે જાંમ, પીઓ શરાબે જાંમ;
તનમાં થાય તકવો, દીલમાં આરાંમ.
જઈફ પીએ જુવાન થાય, જુવાંન પીએ થાય બાહદર;
ઠુંઠો પીએ દસ્ત લંબાવે, લંગડો બાંજે દાદર.
ઓરત પીએ મરદ બની જાય, મરદ પીએ નર શેર;
હદમા પીએ ભલે ભલું, નહી તો કાતેલ ઝેર."

ઉપલા દાખલાઓ પેહેલી નજરે જોતાં નહીં બને એવા અસત્ય છે, કે લંગડો દાદર શું ભાંગતો'તો, ને ઓરત તે મરદ શું બની જાતી તી, ને બુઢો હોય તે જુવાંન શું થઇ જાતો'તો, ને ઠુંઠો હાથ શું લંબાવતો તો ! પણ શરાબની અસર અક્કલની આંખે જોતાં ખરેખરજ તેવી છે. વળી કવિ બાઇરને સર પીટર પારકર બેરોનેટના મરણ ઉપર જોડેલી મરસ્યામાં વધારે અસરકારક, અને જુદીજ રીતનો દ્રષ્ટાંત આપેલો નજરે પડે છે.— 38217

*" A tomb is theirs on every page,*
*An epitaph on every tongue.*
*The present hours, the future age,*
*For them bewail, to them belong."*

એમાં પણ દરેક પાને પાને અને દરેક જીભલડીએ તે મરહુમની કબર તથા લેખ કર્યા બદલનો ઉલ્લેખ જણાવ્યો છે, તે સત્યાસત્યદીપક છે. અરહિગુર ન્યાએસ તથા હોરમજ યસ્તમાં એ અલંકારના દાખલાઓ સંખ્યાબંધ મળે છે:—

"આઓતૂ અહુરો મઝદાઓ સ્પિતમાઇ જરથુસ્ત્રાઇ,
યજઓષમે હીમ, સ્પિતમ જરથુસ્ત્ર,

યામ- અરેદ્વીમ સૂરાંમ, અનાહિતાંમ,
પેરેથૂ-ફ્રાકામ, બએષજયાંમ. "

યાનેકે:—અહુરમજ્દે ( એટલે પરમેશ્વરે ) સપેતમાન જરથોસ્તને કહ્યું કે, ઓ સપેતમાન જરથોસ્ત ! મારી અરદ્વિશૂર ( એવા નામની નદિ ) જે નિર્મલ, બોહોળી વેહેતી, તંદરોસ્તી આપનારી, તેને તુ વખાણ. એમા પણ સત્યદીપકના બે દાખલાઓ આપોઆપ પરખાઇ આવે છે. કાવ્યરસના અલંકાર સમજાવવાની સાથે સાથે, કાવ્યની ભાત ભાતની ફ્રાશીનોના ગમત સાથ જ્ઞાન આપનારા દાખલાઓ ઉપરથી કાવ્યની મેઝત તરેહવાર આકારમાં ચાખવાની હોવાથી આપણે બીજા ઘણાંક દાખલા આપીશુ, તો જોકે અલંકારો સમજાવવાને સારૂ તો એક બે દાખલા બસ છે, એમ હમો સારી પેઠે જાણએ છે, પણ એક પંથ ઓર દો કાજ કરવામાં વાંચક વર્ગને લાભજ થશે. કાલાભાઇ નામના કલગીરવાલા ખ્યાલીએ જોડેલી લાવણીમાં કહે છેકે:—

" જીંદગી હોગી થોરી બંદગી કરો સાધુ સંતો,
દુન્યા હે દો દીનકી, મત ધન માલકું સેંતો."

**આતેશ** નામનો ઉરદુ શાયર કહે છે કે:—

"તું ઔર હમ દોસ્ત થે એક જાન દો કાલેબ,
થા અંધેર સીવા અપને જો થા યાર હમીં પે,"

**કીશન** નામનો ઉરદુ શાયર કહે છે કે:—

"મૈંને દેખા દોસતો ઇસ ઇશ્કકે સારે ફરેબાં
રાત દીન જગતા રહા, જીતેજી મર રહે ગયે;
મૌતકો કરના કબુલ, ઔર જહર ખાંના ખુબ હએ,
જો ફસા ઇસ ઇશ્કમે, વહો લાખો દુ:ખ સહે ગયે."

બીજો શાયર:—

"આરશીમેં અકશ અપનાં દેખ કર લાઓ ગરૂર,
ચાર દીનકી જીંદગીમે ખુદનુમાઇ કર ગએ."

એક ઇશ્વરભકતો કહે છે:—

" મેં જાણ્યુ હરિ દૂર હય, હરિ હય હૃદયા માંહે;
આડી ત્રાટી કપટકી, તાસે દીસત નાંહે. "

આપણા દીલમાંજ ખોદા વસે છે, એ જોકે જડમતવાદીને અસત્ય લાગે, પણ આત્મજ્ઞાનીને તે સત્ય છે, અને કપટની તટ્ટી આડી ભરી લીધેલી એ કાંઇ ખરેખરૂં નથી, પરંતુ એ અલંકારતીજ મજા છે.

સુંદરદાસનું એક પદ.

" परब्रह्म है परब्रह्म है । परब्रह्म अमिति अपार रे ॥
नहिं जगत है नाहिं जगत है । नाहिं जगत सकल असार रे॥
नहिं पिंड नाहिं ब्रह्मांड है । नहिं स्वर्ग मृत्यु पताल रे ॥
नहिं आदि है नहिं अंत है । नहिं मध्य माया जाल रे॥
नहिं जनम है नाहिं मरन है । नहिं काल करम सुभाव रे ॥
जीव नहि जम दूत नाहिं । अनुस्यूत सुंदर गाव रे ॥ "

ઉપલા બધા દાખલા અભ્યાસ કરવા લાયક છે, અને સુંનદ કવિઓ અને શાયરોના સુંનદાં વીણી કાઢેલાં જવાહીરો પણ તેજ છે. મોટા કાલા હરફો ઉપર લગાર ચિત્ત આપતાંજ અલંકારની સમજ પડી જશે. મોટો ફારસી શાયર ફીરદોશી શાહનામા મધે પહેલવાન જાલેજરનું દાસતાંન કરતાં ઠેકઠેકાણે એ અલંકાર ઉપર ગમત લીએ છે:—

" ચુંનાં શાદ શોદજા સુખન પહેલવાંન,
કે બા પીર શર શુદ બ નોઓજવાંન.
*　　*　　*　　*
કે એ જાંન શુદેહ બાઝ યાબદ રવાંન,
બયા પીર શર મર્દ ગરદદ જવાંન.
*　　*　　*　　*
કે ગેતી સેપંજ અસ્તો બર રાએ નઓ,
કોહન શુદ યકે દીગર આરંદ નઓ. "

અર્થ:—જ્યારે તે ખબર શામેસ્વારને થઇ ત્યારે તે પહેલવાંન એટલોતો ખુશાલીમાં આવી ગયો, કે તે પોતાનાં બુઢાં અને નાજુક શર સાથનો હતો તે **જુવાંન થાઈ ગયો**...... મરણ પામેલો મરદ પાછો **જીવતો થયો**, અને જાણે બુઢાં શરવાલો શખશ **નોજવાંન થાઇ ગયો** .......કારણ કે **આ દુન્યાં ત્રણ પાંચ દહાડાની છે**, અને વિચાર તથા અદેશા ઉપર ચાલનારી છે, અને વળી જ્યારે એક આદમી જુનો થાએ છે, કે તુર્ત બીજો નવો લાવી મુકે છે.

એમાં પણ કાલા હરફો સત્યાસત્યદીપકનો બરાબર ખ્યાલ આપશે. આ અલંકાર હાલના કવિઓમાં નવાં નવાં ભિન્ન ભિન્ન રૂપે વપરાતો બીલકુલ જણાતો નથી, કારણકે તેઓ તેને નવાં રૂપમાં વાપરીજ જાણતા નથી. પાછલા કવિઓના વિચારો ઉછીકા લઇ તેને જૂદા બોલોમાં

ગોઠવવાનુંજ માત્ર તેઓ શીખ્યા છે, એમ કહોતો ચાલે. આવા સત્યાસત્યાલંકાર તેઓથી વારંવાર વપરાવાની ઉમેદ રહી નથી.

હવે આપણે એક વધારે દાખલો આપીશું.

"અરે ગીરધારી મત બાંસરી બજાએરે, ઇઆ બનસીમે મેરો પરાણઅમત હે."

એમાં પણ વાંસલીગાં એક આદમીનો પ્રાણ કેમ વસે ? તેથી તે અસત્ય લાગેછે ખરૂં, પણ ખરેખરજ ગોયા કાહાનની વાંસલીમાતો ગોપીઓનો પ્રાણુજ વસતો હતો. ચતરાબકાવલી નાટકમા એક ગગ આ અલકાર અચ્છી રીતે વાપરેલો છે:—

" આતીશે ઇસ્ક વો હએ છસમે સમન્દર જલ જાએ,
એક શરર જાએ જો પથ્થરમેતો પથ્થર જલ જાએ.
પરે પરવાનાં હુએ કયા શમેરૂખે જાનાપર,
ગર ફ્રીસ્તાભી કોઇ આએતો શેહરપર જલજાએ."

એમાં ઇશ્કના આતશનું બળ એટલું બધું જણાવ્યું છે કે, તેમાં સમુદ્ર કે પથ્થરના પાહાડો પણ બળીને ખાખ થઇ જાય છે. ખરેખર બળી જતા નથી, પણ અલંકારરૂપે ગોયા તેઓ બળી જાય છે.

"રામ ઝરૂખે બેઠકે, સબકા મુજરા લેત;
જેસી જીનકી ચાકરી, તેસા તીનકું દેત."

જોકે ખોદા કોઇ જરૂખામાં પણ બેઠો નથી, મુજરો પણ લેતો નથી, કોઇની પાસે ચાકરી પણ કરાવતો નથી, અને તેની મજુરી પણ આપતો નથી; એમ છતાં તે અસત્ય વાત સત્યજ છે. કરો તેવું પામો, એટલું વેણુ એ અલંકારને સિદ્ધિ આપેછે.

રાજા ભર્તૃહરિ કહે છેકે—

यदाकिंचितज्ञोहंद्विपइवमदांध:
समभवंतदासर्वज्ञोस्मीत्यभवदवलिप्तं मम मनः।
यदाकिंचीत्किंचिवूदुधजनसका शादवगतं
तदा मूर्खो स्मीतिज्वरइवमदोमेन्यपगत:॥

અર્થ:—ભર્તહરિ કહે છે કે, જ્યારે હું થોડું જાણુતો હતો, ત્યારે હાથીની પેઠે મદાંધ થતો હતો, અને સર્વજ્ઞ છું એમ મારૂં મન ગાર્વિષ્ટ થતું હતું; પણ જ્યારે મેં પંડિતોની પાસેથી થોડું થોડું વધારે જાણવા માંડયું, ત્યારે હું મૂર્ખ છું એમ મને ભાસ્યું, ને જવરની પેઠે મારો

મદ જતો રહ્યો.

આ વાત અસત્ય લાગે છે ખરી, પણ સત્ય વાત એજ છે.

બીજ બાજાનું નિચલું પદ આખું એ અલંકારનું સ્વરૂપ સાક્ષાત બતાવી આપે છે:—

" દોહી ઘડીકી સાંસ કરે મન લાખ બરસકી આસ,
તનકે ધૂકકો નહીં ભરોસો, પલમે હોવે નાશ,
તબજિ નીલપકો બાંધત જૈસે જીવન આગનીત માસ,
કુંદન કચન બઢતી દેખત રહેત મગન તું ખાસ,
કોડીભી નહી સંગ. ચલે જબ છોડ ચલેગો બાસ."

સત્યાસત્યદિપકનો આ દાખલો, તેની સેહેલ સમજણ ઉપરથી સમજાઇ જશે.

**૨૯ મો સમયોની અલંકાર:**—યાને એકજ યોનીમાંથી ઉત્પન્ન થયલા શબ્દોવાળો અલંકાર; જેને ફારશીમાં સીફતે **એસ્તકાક** કહેછે. જયારે બે અથવા વધારે શબ્દો એકજ ધાતુ ઉપરથી ઉત્પન્ન થયલા એક કાવ્યમાં વાપરવામાં આવે ત્યારે એ અલંકાર થાય છે.

" **સજજનસે દુર્જન** ભલે કે પરનિંધા કરત;
**દુર્જનકું** ઉધારત હએ, આપે નરક પડત."

એમાં ખરેખરજ જાણે નિંદા કરનાર એક માણુસને ઉધાર આપીને પોતે નર્કમાં પડતો હોયની, તેવો ખ્યાલ આપ્યો છે. પણ **જન** ધાતુ ઉપરથી વપરાયલા કાળા શબ્દો છે, તે અલંકારના છે.

" **પર ઉપકારી કર્મકારી** કઇ **નષ્ટકારી**,
કહી નરનારી ધારી ધારી જોશે ધામને;
મોટું એણે કીધું કામ માટે દેશે મોટું માન,
મોટા મોટા મહીપતિ મહીપત રામને."

એમાં કૃ=કરવું ધાતુ ઉપરથી કાળા હરફો વપરાયા છે. એ અલંકાર કવિ દલપતરામે રા. સા. મહિપતરામ વીશે કરેલી સ્તુતિમાં વાપર્યો છે. સેનાઇ ઉપરથી:—

" દાદ હક શીરે ઇત જેહાન હમેરા, જોઝ **ફ્તામશ** નદાદ **ફ્રાતમેરા**."

યાને ખોદાતાલાએ આ જેહાંનનું દુધ (સુખ) સર્વને બક્ષેલું છે, પણ ફાતમાને તો તેણે દુધથી કેવળ અલગ રાખી હતી, યાને અઠનાવી હતી. એમાં **ફ્તામ** એટલે છોકરાંને અઠનાવવું થાય છે, અને એ શબ્દ **ફ્રાતમેના** ધાતુનોજ છે. એ **ફ્રાતમા** તે અલીની

બાયડી અને મહંમદ પેગંબર સાહેબની બેટી હતી. ફતમ=કાપવું ઉપરથી ફાતમાછે. તેણીનું અસલ નામનો ઝેહરહે હતું, પણ પેગંબરે એકવાર કહ્યું કે તેણી મારા શરિરનો એક ભાગ છે, અને હવે તેણી મારા શરિરથી છુટી પડી તેથી તેને ફાતમે કહી છે. અર્થાંત તેણી કયાંમતને દિવસે શીહાપંથીઓને બીજાઓથી જુદી પાડશે.

> સ્વદેશ ભક્તિ-કાજ તું દેશાટણ કર આજ;
> તું દેશાભિમાન રહી, વફાદાર હિંદરાજ.

એમાં દેશ મુળ શબ્દ ઉપરથી વપરાયલા શબ્દો આવેલા છે.

> " બંધેકું બંધા મીલે છોડે કોન ઉપાવ;
> સેવા કર નિરબંધકી, જો પલકે દીયે છુડાય."

એમાં પહેલો બાધ બતાવે છે કે, જે સંસાર જાળમાં બંધાયલો હોય, તે તેવાજ એક બધાયલાને મળે તો તેઓને છોડાવવાનો ઉપાય શું ? પછી કહે છેકે જે સંસારી જાળમાં નહીં બંધાયલો હોય, એવા ગુરૂની ચાકરી કરે તો એક પળમાં છુટી શકે. એમા કાળા હરફો વર્ણાલંકાર પણ બતાવે છે, તેમજ " બંધ " મુળ ઉપરથી કાળા હરફો પણ બનેલા છે, તેથી સમયોનીના છે.

વળી ખાકાંની દાખલો આપે છેકે:—

> " ચંદ ગુઇ કે ઞે વસલશ બેશકીબ;
> મન શકીબમ દેલો જાન નશકીબદ."

કયાં લગી તમો કેહેશો કે, પ્યારી માશુકને મળવાને હું ચોબીશ. હું તો સબુરી પકડીશ, પણ મારૂં દિલ અને જાન નથી રાહ જોયા કરવાનું. એમાં કાળા હરફો એકજ ધાતુ ઉપરથી છે. કહે છે કે:—

> " કળજુગ સમાન કોઈ જુગ નહીં, જો જપે શ્રીરામ લોલાય;
> બીજા જુગે મુશકીલ મળે, કળજુગમાં મળે જલ્દ આય. "

સત્ય-ત્રેતા- અને દ્વાપર જેવા સારાજ યુગોમાં હજારો વર્ષ તપ કરતાં ખોદાતાલા મળવો મુશકેલ હતો. જ્યારે ખરાબમાં ખરાબ કળજુગમાંતો થોડોજ વખત ખુદાને યાદ કરો તો તે મળે એવી અસત્ય દેખાતી ચીજ સત્ય ઠરેલી છે. પણ જુગ મુળ શબ્દ ઉપરથી કળજુગ વપરાઇ અલંકાર પણ જણાવે છે.

પણ જો એકજ ધાતુ ઉપરથી નીકળેલા શબ્દો વપરાવા સાથે અર્થ જો જુદો થતો હોય, તો તેને " શબે એસ્તકાક " કહેછે. જેમકે, હાફેઝ કહે છે કે:—

" એગુઝાર તા બશારે મઝ્બાને એગુઝરીમ;
કઝ એદર બેરેગ્ર હમે મોહતાજે આન દરીમ. "

એમાં ગુઝાર એટલે હમોને જવા દે એવો અર્થ થાય, અને ગુઝરીમ =હમો જઈએ એવો અર્થ થાય, તો જોકે બેઉ શબ્દો ગુઝશતન=પસાર થવું ઉપરથી છે, છતાં અર્થ જુદા છે.

" મોટાં વનોમાં ધુળ કોટ થાએ, પક્ષી પશૂઓ ધસડાઈ જાએ,
સમુદ્ર મોજા ગગને ચઢાવે, થઇ ઘણો મસ્તજ ઝાઝ ડાએ.
રે તે પ્રમાણે સ્મૃતિ વાયુ વાએ, ડોળાઈ જાયે દિલના સમાએ.
સંકલ્પ સંતાય વિકલ્પ હાકે મારી કૈળાળા જિવ ચાંપિનાંખે."(ન.ક.)

એમાં કલ્પવું ધાતુ ઉપરથી કાળા હરફો બનેલા છે.

અનસરી સાયર એક દાખલો આપેછે કેઃ—

" ગર બેતરશી ઝે તાફ્તે દોઝખ; અઝ રેહે તાઅતે ખુદાઇ મતાબ."
જો તમે દોજખના આતશથી બીહો, તો ભક્તિ ભાવનો રસ્તો ના છોડો!

એમાં તાફ્ત=ગરમી, અને તાબ=તજી દેવું થાય છે, તો જોકે બે શબ્દો તાફ્તન=પાછા ફરવું ઉપરથી છે.

" તેજ હકીમ તે ખરો જે હીકમતો કરે હર પલે,
બોલે સખુનો મોહોકંમ, તદબીરના હોકમ તલે."

મી. મનસુખે આ બેત વાપરેલો છે. એમાં હકીમ-હીકમત-મોહોકમ-અને હોકમ-એ શબ્દો સમગોની છે, કેમકે હુકમ શબ્દના મુળમાંથી તે નિકળેલા છે.

## ૧૨

*"My verse your virtues rare, shall eternize,*
*And in the heavens write your glorious name,*
*Where, when as Death shall all the world subdue,*
*Our love shall live, and later life renew."*

*Edmund Spenser.*

એક ચિતારો પોતાનો ધારેલો ચિતાર યા ચિત્ર, લુગડાં કે કાગળ ઉપર ચીતારે છે, ત્યારે આપણો કવિ ચિતારો કાવ્યનું ચિત્ર પોતાના મગજની સપાટી ઉપર ચિતારે છે. એક કવિ પોતાની કલમને, એક ચિતારો પોતાની પીછીને, અને એક નકાશ પોતાની નરેણીને પોતાના કાંટા ઉપર ચલાવવાને છુટ ધરાવે છે. વ્યાકરણાદિ જે ભુલો એક વિદ્યાભ્યાસી મા એક શિષ્ય કરે, અને જે ભુલને માટે તે બેવકુફ ઠરી શાસન સેવે,

તેવીજ ભુલો આપણો કવિ કરશે તો મુર્ખ ગણાવાને બદલે ડહાપણ વાળો કરેછે. કેમકે કાવ્ય એ કાંઈ વ્યાકરણ કે ભાષાના કાયદા નથી, પણ એ-તો ખુદરત છે. આ કેવો ઇનશાફ ? ખરેખર તો એ ગેર ઇનશાફ નહીં, પણ ઇનશાફ છે. સાધારણ માણસ જે ભુલ કરે, તે ભુલ એક ચાલાક ભેજુ જો કરે તો તે સાહદત થઈ પડેછે; અને જે કાયદા સામાન્ય પ્રજાએ જાળવવાના તે ભાષા–કાયદાથી એક વિદ્વાન ગ્રહસ્થ તેવા કાયદાનુ ઉલંઘન કરી શકે છે. **આપણે કાવ્ય રસ સારૂ અલંકાર રસ હાલમાં પીજીએ છીએ તેનું જાણવું એ,** કે સાધારણ ગધના લખાણોમા એ અલંકારો વાપરવા બધેજ કાંઈ સારા નથી, પરંતુ પધમા તો કાવ્ય રસની લેઝત, ઝમક, અને ફાશીનો સારૂ અલંકારો વાપરવાની મજા છે. અલંકારો તો કાવ્યનેજ માટે ગોયા જન્મેલા છે. ઘરેણાં સ્રીનેજ શોભે, મરદને તો તે બાયલું લાગે, તેમ અલંકાર રૂપી ઘરેણાં કાવ્ય બાઇને વધારે શોભે છે, અને ગધજીને વારવાર શોભતા નથી. કેટલાક "કાકડી" પછી " બાકડી ", અને " કાલ " પછી " તાલ ", એવા બે અનુપ્રાસિક શબ્દો બે લીટીને છેડે આવ્યા, કે તેને કાવ્ય સમજે છે ! તેવાઓને કવિતા શી ચીજ છે, અને કાવ્ય એ કેવું પવિત્ર પુરાણ છે, તેનો ખ્યાલ આપવા સારૂજ આ વિષયમાં તે કાવ્યનો બોહોળો દરિયાવ દેખાડવામાં આવ્યો છે, કે તે જોતાંની સાથેજ તેવાઓની ખાત્રી થાય કે કાવ્ય રચના તે કાંઈ કુલ્લીમાંનો ગોળ નથી.

**૩૦ મો, શ્લેષાલંકાર:**—માત્ર શબ્દોનીજ ઉપર રસ લેવાનો, રમુજ મેળવવાનો, અને રમત કરવાનો આ અલંકાર છે; જેમાં એક શબ્દના વિવિધ અર્થો થાય છે, અને તે વિલક્ષણ અને હસવા જોગ જણાય છે. એ અલંકાર એટલો તો મીઠો છે, કે એના ઘણાંક દાખલાઓ જાણવા પછી તેના જુદી જુદી તરેહના ઉપયોગ કરતાં સેહેલથી આવડશે. પરંતુ તે કામ ખરા કવિનું, તરંગી ભેજાનુ, અને લહેરી મગજનુંજ છે. એ અલંકારને અંગ્રેજીમાં *Paronomasia* અથવા તો ટુંકમાં *Pun* કહે છે. અને ફારસી ભાષામાં તો તેને " મઝેહ " કરીને કહેછે. તેમજ **બઝલેહ** અથવા **ચાફે** કરીનેબી કહે છે. અને તે પ્રમાણે શબ્દ ઉપર રમવાને " મઝેહ ગોફતન "— " બઝલેહ કરદન " અથવા "ચાફેહ ઝદન" કહે છે-અને ચીસ્તાનના ઉચ્ચાણમાં તેને " **તજનીસ** " કહે છે. જેમકે:—શાહજેહાંનની દરબારમાં એક દિવસે એક ઇરાંની શાહજાદા સાથે શેત્રંજની રમત રમાઇ. શરત એવી થઇ,

કે જે હારે તેણે પોતાની એક રાણીને હારી જવી. બાજી એવી આવી લાગી, કે શાહજેહાંનને માત થવા જેવું લાગ્યું, તેથી પોતાની ૩ બેગમો નામે જેહાંનબેગમ, હૈયાતબેગમ, અને ફનાબેગમ આગળ પેહેલે પુછવા ગયો. ત્યારે પાદશાહ પેહેલાં જેહાંનબેગમની આગળ જઈ હકીકત કહેવા લાગ્યો. જેહાંનબેગમે કહ્યું:—

" તુ પાદશાહે જેહાની, ઓ **જેહાંન** ક્રે દસ્ત મદેહ,
કે પાદશાહે જેહાંનરા, **જેહાંન** બકાર આયદ."

યાને કેઃ—તું **જેહાંનનો** બાદશાહ છે, વાસ્તે **જેહાંનને** તું તારા હાથમાંથી નાં આપ, સબબ કે જેહાંનના પાદશાહને **જેહાંન** કામ લાગવાની છે.

આ ઉપરથી પાદશાહ હૈયાતબેગમ આગળ ગયો, ત્યારે તેણીએ કહ્યું:—

" જેહાં ખુશ અસ્ત વ લીકન **હૈયાત** મી બાયદ,
અગર **હૈયાત** નબાશદ **જેહાંન** ચે કાર આયદ ?"

યાને કે —**જેહાંન** ખુશ છે ખરી, પરંતુ **હૈયાત**ની જરૂર છે, કારણ કે જો **હૈયાત** નહીં હોય, તો **જેહાંન** શું કામ આવવાની છે ?

આ ઉપરથી પાદશાહ ફનાબેગમ આગળ ગયો, ત્યારે તેણીએ કહ્યું:—

"**જેહાંનો હૈયાતો** હમે બીવફાસ્ત,
**ફનારા** નગેહદાર આખર ફનાસ્ત."

યાને કે.—**જેહાંન** અને **હૈયાત** એ બેઉ આખરે તો બેવફા નીકલવાના છે, વાસ્તે **ફનાને** જાળવ, કારણ કે આખરે તો **ફનાજ** છે.

આખરે પાદશાહ પોતાની સર્વેથી વાહલી બેગમ નામે દીલઆરામ આગળ ગયો, તેણીએ પેહેલાં તો તે રમત જોવા માંગી. તેણે બાજી જોઇને નક્કી કર્યું કે હું જે રીત બતાવીશ, તેથી શાહજેહાંન જીતશે. તેથી તે બોલી કે, " શાહા ! દુ રૂખ બેદેહ, વ દેલારામરા મદેહ—પીલો પ્યાદે પેશ કુન વ અસ્પે કીસ્તો માત." યાને = ઓ શાહ ! બંન્ને હાથી આપી દે, પણ દીલારામને નાં આપ, હાથી ( અહીં ઉંટ સમજવું ) અને મોહરાને આગળ કર, અને ઘોડાની કીસ્તથી માત કર ! તેમ કરતાં પાદશાહ જીત્યો, ને દીલારામ ઉપર બહુ ચાહ વધ્યો.

•°• એમા જેહાંન—હૈયાત—અને ફના શબ્દો ઉપર શ્લેષરે

પોતાની બાજી રમ્યા કરેલી છે, અને એજ શબ્દો ઉપર શ્લેષ આવવા થી કાવ્યમાં રસ છે, ભાષામાં લેઝત છે, અને રચનામાં ફાશીન જોવાઃ માં આવે છે. આ દાખલો દ્વિઆર્થીઅલંકારમાં મુંકવાને વધારે લાયકછે.

પ્રેમાનંદ કવિ નિચલાં પ્રેમ પ્રકરણમાં શ્લેષાલંકાર શોભાવે છે તે જુઓઃ—

" તે વેળા મુળરૂપ મહારાજે ધરિયું,
શ્વસુર—ધામનું સર્વ તીમીર હરિયું;
તમાલ ઉપર જેમ વિંટાય વેલી,
તેમ કંથ—કંઠે વળગી હર્ષે ઘેલી. "

જે પ્રમાણે પાંદડાં ઉપર વેલો વિટલાય છે, તે પ્રમાણે પેલી પ્રિયા, કથ એટલે સ્વામીની કઠે એટલે ગળે, ખુશાળીમાં ઘેલી થઇને વળગી. એમાં કંથ—કંઠે શબ્દ ઉપર શ્લેષ છે. પેહેલા કંથનો અર્થ સ્વામી થાય છે, ને બીજા કંઠનો અર્થ ગળું થાયછે. હવે કેટલાકોની એવી ખોટી સમજ થયલી છે, કે શ્લેષાલંકારમાંતો હરહમેશ દ્વિઅર્થ આવવા જોઇએ, અને તે પ્રમાણે કંથ—કંઠેમાં તો દ્વિઅર્થી કાંઇ નથી. તે લોકોને માટે જાણવું અવશ્યનું છે, કે શ્લેષાલંકાર અને દ્વિઅર્થી અલંકાર બે કેવળ જુદા જુદા અલંકાર છે, તો જોકે તે એક જેવા લાગે છે, પરંતુ સાહિત્યના કાનુન મુજબ શ્લેષાલંકારમાં તો માત્ર શબ્દ ઉપર શ્લેષ યાને *Pun* આવવાની જરૂર છે, પછી તે આપોઆપ દ્વિઅર્થી દેખાય છે. જેમકે ફીરદોશી તુશીએ શાહનામાની અંદર રોદાબેનું દાસ્તાંન લખતાં એ અલંકાર તેજ પ્રમાણે વાપરેલો છેઃ—

" હમી ગોફ્ત રોદાબેરા રોદે ખુન,
બેરેજમ બરોએ જમીન ખુદ કનુન.
** ** **
નમાનદ બરો બુમ ને મામો બાબ,
શવદ પસ્ત રોદાબએ રોદ આબ."

અર્થઃ—અને એમ કેહતો હતો કે રોદાબેને લોહીની રોદ કરૂં, યાને લોહીની નદિ કરૂં, અને જમીનના મોંહ ઉપર એનું લોહી હું હમણાં પોતેજ રેડું છું * * * * * * તે વેળાએ નહીં રહે આએ વતન, અને નહિ રહે મા કે બાપ, કે જે વેળાએ રોદાબે જેવું ફરજંદ નિચે પડીને રોદઆબ યાને પાણીની નદિની મીશાલે થાય. એ પ્રમાણે મેહેરાબ પેહેલવાનને શ્લેષાલંકારનું ભાષણ કરતો ચિતારેલો છે.

તેજ પ્રમાણે રૂસ્તમ પેહેલવાનના દાસ્તાનમાં ફીરદોશી શાયર્ કહે છે કેઃ—

" એ ગોફ્તા બેરસ્તમ ગમ આમદ બસર,
નેહાદંદ રસ્તમસ નાંમે પેસર. "

અર્થ—ત્યારે તેણીએ સર્વ લોકોમાં કહ્યું કે " બેરસ્તમ " યાને હું છુટી. અને મારા દિલ ઉપર જે ગમ હતો તે દૂર થયો, ( એટલે કે ગમ અને ધાસ્તી મારા દિલમાંથી નીકળી ગઈ; ) તેજ વખતે તે છોકરાનું નામ પણ ઇધાંણી દાખલ " રસ્તમ " કરીને રાખ્યું, કારણ કે તેની માદર પોતાના દિકરાને દેખીને બોલી કે " બે રસ્તમ " યાને હું હમેલથી હેરાન હતી તે છુટી. એમાં પણ **બે રસ્તમ** શબ્દ ઉપર શ્લેશ આવ્યો છે.

" સબી ભુમી ગોપાલકી, વામે **અટક** કહા;
જાકે મનમે **અટક** હુએ, વોહી **અટક** રહા. "

યાને બધીજ ભૂમી ઇશ્વરની સરજેલી છે, તેમાં અટક નદિ પણ આવેલી છે; હવે જેના મનમાં ખટકો હશે તેજ ત્યા અટકી રહેશે. ૧ લો અટક = અટક નામની નદિ. ૨ જો અટક = ખટકો. ૩ જો અટક રેહા = અટકી રહ્યો. એ પ્રમાણે **અટક** ઉપર શ્લેષાલંકાર છે. એક શાયર લખે છે કેઃ—

" નવેસ્તે દીદમ અંદર **બાદ** બેઝન;
હમેશે મર્દે આંકેલ **બાદ** બેઝન. "

યાનેઃ—એક પંખાની અંદર મેં એવું લખાણ જોયું, કે " અએ અક્કલમંદ મરદ ! હંમેશાં તું વગર ઓરતનો રેહજે ! " એમાં પેહેલા **બાદ** નો અર્થ પવન ખાવાનો પંખો થાય, ને બીજા **બાદ** નો અર્થ રહેજે, થાજે, હોજે, ઇત્યાદિ ક્રિયાપદ થાય છે.

શ્લેશ બે રીતના છે, **અભંગ** શ્લેષ અને **સભંગ** શ્લેષ. જ્યાં અનેક અર્થનો, બોધક વાકયમાં, અર્થ ભેદને સારૂ પદનો ભંગ કરવો પડતો નથી ત્યાં **અભંગ** યાને નહીં ભાંગેલો. અને જ્યાં પદ **ભંગ** કરવો પડે ત્યાં **સભંગ** યાને ભાગવો પડેલો.

**દોહરો**

ફુંકે શંખ પણ નવ કંઈ, ઉતરે તેનો નાદ ( અભંગ )
કરનાટકમાં કવિ ઘણા મંત્ર જંત્રના વાદ ( સભંગ )

ટીકાઃ—પેલો માણુસ શંખ ફુંકે છે, પણ તેનો અવાજ ઉતરતો નથી. યાને તેનાથી શંખ વગડાતો નથી. એ એક અર્થ, બીજો

અર્થ એ છે કે, તેણે શંખ ફુંક્યો, યાને તે પોતાના કામમાં પાર ન પડયો, તેણે હાથ ધોયા અને દીવાળું ફુંકયું. તે દીવાળ્યો થયો તોપણ તેનો મરડાટ ઉતરતો નથી.

ટીકાઃ—કરનાટક દેશમાં કવિઓ અને મંત્ર જંત્રના વાદ ઘણા હોય છે, એ એક અર્થ. બીજો અર્થઃ—ઓ કવિ! તું નાટકમાં મંત્ર જંત્રના વાદ ઘણાં કરજે હો!

**" કળ આવેથી કળિ ગયો, તીરે પામ્યો મોત "** (અભંગ)

એમા ચાલતા ચાલતાં કળ યાને કાદવ આવ્યો તેમાં પગ મુકાયાથી કળી પડયો, યાને ટાઢો થઇ ગયાથી, તીરે યાને કીનારા ઉપરજ મરી ગયો, એ એક અર્થ. બીજોઃ—તીર લાગવાથી તેને શરિરમાં કળ આવી ગઇ, અને તેથી અમળાઇને ટાઢો થઇ ગયો, અને મરણ પામ્યો.

" જલજ હંસ ધર્મથિ વળી, તેજસ્વી સહુ સોય. "

એમાં જલજ યાને કમળ, હંસ ધર્મથી યાને સુરજના પ્રકાશથી તેજસ્વી થાય છે. એ ૧ લો અર્થ. બીજો અર્થ—જળજ યાને શંખ, યને ધર્મ શાસ્ત્રના નિયમ પ્રમાણે ચલાવ્યાથી તેજસ્વી શોભે છે. તેમજ વળી હંસ યાને જીવ અથવા આત્મા છે તે ધર્મથી યાને સારી રીતે ચાલ્યાથી તેજસ્વી રહે છે.

એક બીજો શાયર આ અલંકારને નિચે પ્રમાણે રજુ કરે છે.

" ચેરાગમ બુઅદ ચું ચેરાગમ તું઼ઇ;
ચેરાગમ તુ બાશી ચેરાગમ બુઅદ. "

અર્થ—તુંજ જ્યારે મારો ચેરાગ છે, ત્યારે મને ગમ શાનો હોય! જ્યારે તું મારો ચેરાગ થાય, ત્યારે મને ગમ શાનો થાય? એમાં " ચેરાગમ " શબ્દ ઉપર શ્લેષ આવેલો છે, ચેરાગ+મ =એટલે મારો ચેરાગ; અને ચેરા+ગમ=એટલે ગમ શાનો? એવા અર્થ એકજ શબ્દના થવાથી શ્લેપાલંકાર શોભ્યો છે. ઉર્દુ રેખતામાં શાયર મહુબ લખેછે કેઃ—

" તુર્સરૂ તમને દીઈ કયા કયા કરવી કરવી ગાલીઆં,
હમને જું શેહદો શકર કીસ કસ મજેસે ખા લીઆ."

અર્થઃ—તમોએ તમારો સ્વભાવ ખાનો કરીને, ઓ પ્યારી! કેવી કડવી કડવી ગાલો મને દીધી! પરંતુ હમે તો તે ગાલોને મીઠાં મધ અને શાકરની મીશાલે મજા લઈલઇને ખાધી. ગાલ ખાવી એ રૂઢી વાકયના ખાવા શબ્દ ઉપર શ્લેશાલંકારનો રસ લીધો છે.

ગાલ ખાવી એટલા ઉપર ઘણી લેઝત આપે છે, તે જુઓ, દુરખીનનાં ગજલસ્તાંનમાં નીચે મુજબ છે.—

"જબ શકર લબને લબ અપનેસે સુનાઇ ગાલી,
મુજ મીઠી લગી ખુશ હોકે મેં ખાઇ ગાલી,
ક્યા હુલાવત થી તેરી ગાલીમેં અલ્લાહ અલ્લાહ,
કંદ મીસરીસે મગર થી ઇઆહ બનાઇ ગાલી.
છેર કર તેરે તંઇ આપસે હમ ખાએ હુએ,
આશકોકુ તેરે હુએ દુદ મલાઇ ગાલી.
તુર્શરૂ હોકે શકરલબ જો મુજે દેતા હુએ,
વસ્ફ રખતી હુએ ખટાઇમેં મઠાઇ ગાલી.
હે રજા તેરી જબાં ઇઅહતો નીપટ શીરો શકર,
ઇઆહ નઇ તરેહકી અબ તુને બનાઇ ગાલી."

અર્થ:—જ્યારે તે શાકરના જેવા હોઠવાળી માશુકે મને ગાલ સંભળાવી, ત્યારે તે મને એવી તો મીઠી લાગી, કે મેં ખુશ થઇને તે ગાલો ખાધી. અરે ખોદા ! ખોદા ! તારી ગાલોમાં કેવો મીઠાશ હતો, કે જાંણે શાકર અને કંદથી એ ગાલો રાંધેલી હતી ! દુધથી મેળવેલી જે ગાલો તું તારા આશકોને આપે છે, તે તુંને છોડીને હમે પોતાની મેળે ખાઇ જાઇએછે. મારી શાકરના હોઠવાળી માશુક, ખાતું મોં કરીને મને જે ગાલો આપે છે, તે એવી ખાતી મીઠી રાંધેલી ગાલોમાંબી સ્વાદ રહે છે. ઓ રજા ! તારી જુબાંન તો બરાબર દુધ અને શાકરના જેવી છે, તેં વળી આ નવી તરેહની ગાલો હમણાં રાંધી છે.

પ્યારા વાંચકો ! આ રેખતો શ્લેષાલંકારની કેવી નવી નવી મઝા આપે છે !

શ્લેષાલંકારના જેવાજ ફારશીમાં "એલ્મે બદાઇયે વ સેનાયે" નામે અલંકારો આવેછે. પેહેલામાં શબ્દોનો હુન્નર વાદ વિવાદના રૂપે ઘણી ફાંકડી ગમતોથી વાપરવામાં આવે છે. તેમાં બે પ્રકારો આવે છે. ૧—બાહ્યસ્વરૂપી અથવા શબ્દાલંકાર; અને ૨—ગુહ્યસ્વરૂપી અથવા અર્થાલંકાર. પહેલાને "સેનાયે લફ્ઝી" કહે છે. અને તેના પેટાભાગો ૨૧ છે. તે બધાનું ધ્યાન કરવાની જરૂર નથી. એમાંનો એક મુખ્ય વિભાગ "તજનીસ" ને નામે ઓળખાયછે, જે અંગ્રેજી *Homonym* ને મળતોછે. બે અથવા વધારે શબ્દો લખવા કે બોલવામાં એકબીજાને મળતા આવતા

હોય, પણ મતલબો જુદી જુદી ઉઠે ત્યારે એ અલંકાર થાયછે. પરંતુ વળી તેના પેટા વિભાગો પણ ઘણાછે ૧-સમપ્રમાણશ્લેશ જે ફારશીમા તજનીસે તામ કહેવાય છેઃ-તેમાં પૂરેપૂરા શબ્દના તુલ્ય પરિમાણ આવેલાં છે. કારણ કે તેમાં બે શબ્દો એવી રીતે વપરાય છે કે આવાજમા—આકારમા—અને અક્ષરોમાં એકજ હોવા છતાં અર્થમાં જુદા પડે છે. જેમકેઃ—

"અગર યક સરે મુઈ બર તર પરમ,
ફુરૂગે તઝલ્લી બેસુઝદ પરમ."

પેગંબર મહમદને જીબ્રાયલે જે જવાબ આપ્યો હતો તે આ છે. જ્યારે પેગંબર સાહેબે આકાશો છોડી વધુ આગળ પોતાની સાથે ચાલવા જીબ્રાયલને કહ્યું, ત્યારે ઉપર પ્રમાણે જવાબ આપ્યો કેઃ— જો હું જરા એક બાલ જેટલોબી ઉચે ઉડીશ, તો ઐશ્વર્ય પ્રકાશથી મારી પાંખો બળી જશે. પેહેલા **પરમ** નો અર્થ, પરીદન=ઉડવું, ઉપરથી "હું ઉડુ" એવો થાય છે. બીજા **પરમ** નો અર્થ "મારી પાંખ" એવો થાય છે. તેવોજ બીજોઃ—

"હલ્કે ઝદ **ખત** બ રૂખો પા બ રેકાબ આમદ હોસ્ન;
વાએદેએ બુસે હનુઝ અઝ **ખત** ઓ પયગામ કુની."

યાને; ઓ પ્રિયા! નરમ રૂઆંથી તારો રૂખસાર ભરાઇ ગયો છે, અને ખુબસુરતી જલ્દીથી તારા ચેહેરા ઉપર આવે છે; તોપણ મને એક ચુમી આપવાના વાયદાઓને તું કાગલો અને પેગામોમાંજ ઢાંકી રાખે છે. એમાં પહેલા **ખત**નો અર્થ ગાલ ઉપરની નરમ રૂવાંટી થાય છે, જ્યારે બીજા **ખત**નો અર્થ કાગળ પત્ર થાય છે.

એક ઉત્તમ દુહો એ અલંકારમાં જડેલો છેઃ—

" હરિ૧ આવ્યો હરિ૨ બોલ્યો, હરિ૩ ગયો હરિ૪ કે પાસ;
હરિ૫ હરિ૬ મે મીલ ગયો તો હરિ૭ ભયો ઉદાસ. "

યાને કેઃ—હરિ નામનો હિંદુ પુરૂષ બોલ્યો કે, હરિ યાને પરમેશ્વરે આવીને હરિની પાસે યાને પોતાની પાસે હરિ નામના બીજા શખસને હરિ ગયો, એટલે લઇ ગયો. જેથી કરીને હરિ નામનો તે શખસ હરિમાં યાને પરમાત્મામાં મળી ગયો. જેથી મરનાર હરિનો મિત્ર હરિ ઉદાસ થયો. એમાં ૧ લો, ૪ થો, અને ૬ ઠો એટલા હરિનો અર્થ પરમેશ્વર છે. જ્યારે ૨ જો, ૫ મા, અને ૭ મા હરિનો અર્થ હરિ નામના જુદા જુદા મિત્રોના નામો છે. અને ૩ જો હરી ગયો= એટલે હરણ કરી ગયો, એવો અર્થ થાય છે.

વળી બીજા પેટા વિભાગો ઘણા છે, અને તેના દાખલા પણ ઘણા છે, પણ જગા ઘણી ન હોવાથી છોડી દઇ, સમોચ્ચારશ્લેષ જેને ફારશીમાં "તજનીસે મુરક્કબ" ના નામથી ઓળખે છે, તે અલંકારનો દાખલો આપ્યે; કેમકે બીજા તો ખુદ ફારશી ભાષામાંજ શોભે એવા છે. જ્યારે બે શબ્દો ઉચ્ચારમાં અને જોડણીમાં એક હોય છે, પણ અર્થમાં જૂદા પડે છે, ત્યારે એ અલંકાર કહેવાય છે. જેમકે.—

" ને મન અર ખાનેએ તકવા ઉફતાદમો બસ;
પેદરમ નીઝ બેહુશ્તે અબદ અઝ દસ્ત બેહુશ્ત."

યાને; પાકીજગીના મકાનમાંથી હું પડી ગયો છું; એટલુંજ નથી, પરંતુ મારા બાપે ( આદમે ) પણ પોતાના હાથમાંથી હમેશનું બેહેસ્ત ખોયું છે. એમાં પેહેલા બેહુશ્ત નો અર્થ સ્વર્ગ થાય છે; અને બીજાનો અર્થ હુસ્તન = ખોઇ દેવું ઉપરથી ભુતકાળ બેહુશ્ત થયલો છે. વળી જ્યારે એવા શબ્દો છુટા આકારમાં આવે, ત્યારે તેને સભંગ સમોચ્ચાર શ્લેષ અને ફારશીમાં " તજનીસે મુરક્કબે મફરૂક" કહે છે.

એક દોસ્તની વરસ ગાંઠની બીજા દોસ્તે તેને મુબારકબાદી લખી, ત્યારે તેનો તેણે જવાબ લખ્યો કે;

લેશે વધ્યું ન કંઇ એ વરસગાંઠથી,
બલકે દીધું એક મે તો વરસ ગાંઠથી.

યાને, આ વરસગાંઠથી કંઇએ વધ્યું તો નથી, પણ મે તો ઉલટું એક વરસ મારી ગાંઠથી આપી દીધું છે.

" યકી દોખ્તરી દાસ્ત કઝ દેલબરી;
પરીરા બ રૂખ કર્દ અઝ દેલ બરી."

અસાદી કહે છે:—તેને એક પુત્રિ હતી, જો જો પોતાની જાદુ શક્તિ અજમાવે, તો તેણીના મનમોહન મુખડાથી એક પરીનું પણ દીલ બેતાબ થઇ જાય. એમાં "દેલબરી" આખા શબ્દનો અર્થ " દીલની જાદુઇ અસર " થાય છે; પરંતુ " દેલ+બરી " યાને " ઉપાડી દીલ " થાય છે. વળી અભંગ સમોચ્ચાર શ્લેશ જેને ફારશીમાં " તજનીસે મુકરર " કહે છે, તેમાતો કવિતાની લીટીની છેડે શબ્દો બધીજ રીતે મળતા આવે છે, પણ અર્થમાં ઉલટા હોય છે; જેમકે:—

" અગરચે દસ્ત ગુલતરા ચે મન હઝાર હઝાર."

યાનેઃ—જો કે તારા ગુલાબ ઉપર હજાર બુલબુલો મારી માફક બટકે છે. એમાં પણ હઝારના બે અર્થો પાસે પાસે મુકેલા છે.

વળી એવી જાતના અલંકારમાં પેહેલો એકાદ હરફ વધારાનો મુકીને પણ બાંધણી રચવામાં આવે છે, જેને ત્રુટક શ્લેષ કહે છે. જેમકે:—

" ઉફતાદ મરા બા દેલે મક્કારે તુ કાર;
અફગંદ હરીન દેલમ દો ગુલનારે તુ નાર.
મન માન્દેહ ખજલ બ પીશે ગુલઝારે તુ ઝાર;
બા ઇન હમે દર દો ચશ્મે ખુનખારે તુ ખાર."

યાનેઃ—મનેતો તારાં મકકરબાજ દીલની સાથે કામ લેવાનું છે. તારી બે આંખોએ આ અંતઃકરણમાં અગ્નિ સળગાવ્યો છે. તારા બાગ આગળ હું ઘણોજ ખેજાલત પામ્યો છું. એ બધું છતાં, તારી બાટકી આંખ આગળ હું હજુ નાલાયક ગણાઉં છું. એમાં વળી શ્લેષાલંકાર ઉપરાંત વર્ણાલંકાર પણ ૨ જી અને ૩ જી લાઇનોમાં, કાળા દદા અને મમ્માથી સમજાશે. વળી બીજો દાખલોઃ—

" અઝ ગમ્ઝએ ખુનખારે તુ ખારમ જાનાન;
ઝીન તેગે સીતમગાર ફેગારમ જાનાન."

વળી જ્યારે બે શબ્દો બધી બાબતમાં એક બીજાને મળતા આવતા છતાં અર્થમાં જૂદા આવે, અને અંત્યાક્ષરો ઉપર ભાર આવે; તેવા અલંકારને અંત્યાક્ષર શ્લેષ અથવા "તજનીસે મુતરર્‌રફ" કહે છે; જેમકે:—

**અમીર મોએઝ્ઝી:—**

" અઝ **શરારે** તીગ બુદી બાદેહ સારાનરા **શરાબ**;
વઝ **તઆને** રમેહ બુદી ખાકસારાનરા **તઆમ**."

એમાં શરાબ = દારૂ; અને શરાર = ચીંગારી—તથા **તાઆન** = ભાલાનો ઝળઝળાત; અને **તાઆમ** = ખોરાક; એમ જુદા અર્થો સમાયલા છે.

વળી બાહારથી એક દેખાતા અને અંદરખાંનેથી જૂદાજ ધોરણ ઉપર ભાવાર્થ ખેંચતા શબ્દો, એક જેવા જણાય, ત્યારે શ્લેષાદર્શ અથવા "તજનીસે ખત " કહેવાય છે. જેમકે:—

" હરકે ઝન્જીરે સર ઝુલ્ફે **પરીસાને** તો દીદ;
શુદ **પરીશાન** ઓ દેલશ બર મને દીવાને બેસોખ્ત." (હાફેઝ.)

યાને, તારાં પરીની મીશાલના ઝુલ્ફાંની જંજીર જેના જોવામાં

આવી તે પરેસાન થઈ ગયો; અને તેનું દીલ મારા જેવા ગાંડા, આદમીની માફક બળવા લાગ્યું.

ગરીબ શેવકે બનાવેલાં કવેતો મધેથી એક દાખલો નિચે ઉતારીશ:—

માને[1] જે જણ માને[2] માને[3], ખાંને[1] (તે) ખાંનની[2] ખોડે ખાંને[3];

જાંને[1] જઈ તે જાંને[2] કુંવરને, જાને[3] બચાવી લીએ વર વહુને.

અર્થ:—જે માણસ પોતાની માયને માન અકરાંમથી માનતો હોય, તે ઘરમાં બેઠો બેઠો ખાંડની ખાંણ ખોદે છે; અને વરરાજાની જાંનમાં જઈને તે માણસ કુંવરને ઓળખી કાઢે છે, અને એણ વખતે વર વહુ બેઉને જાંનથી બચાવી લેછે. એમાં ૧ લો 'માને' શબ્દનો અર્થ પિછાંણે, તથા બીજો " માને " નો અર્થ માનથી, તથા ત્રીજા " માને "નો અર્થ માતાને થાય છે. તેમજ ૧ લા ખાન શબ્દનો અર્થ ખાંણ ( *mine* ) થાય છે, બીજા "ખાંન" નો અર્થ ખાંડ, તથા ત્રીજા " ખાંને " નો અર્થ ઘરે એવો થાય છે. વળી ૧ લો જાંને શબ્દનો અર્થ લગનની જાંન યાને સરઘશ થાય છે, બીજા " જાંન " નો અર્થ ઓળખે, તથા ત્રીજા " જાંને"નો અર્થ જાનથી અથવા જીવથી એમ થાય છે. ટુંકમાં **માને—ખાંને** અને **જાંને** એ શબ્દો ઉપર રમત કરવામાં આવ્યાથી શ્લેષાલંકારનો ખ્યાલ થાય છે.

કબીર કહે છે કે:—

मनका[1] फेरत जनम गयो, गयो न मनका[2] फेर,

करका मनका[1] छोड कर, मनका[3] मनका[2] फेर ॥

યાનેકે:—મનકા૧એટલે માળા ફેરવતાં ફેરવતાં જન્મ ગયો, તોપણ મનકા૨ એટલે મનનું ચળવચળ ગયું નહીં; યાને મનની શાંત્તિ થઈ નહીં. વાસ્તે હાથમાંની મનકા૧ એટલે માળા છોડીને, મનકા૩ યાને મનની મનકા૨ યાને માળા ફેરવ !

ઘણાક ફારશી દાખલા મી. ઝવેરી તથા મી. કુકાની રચેલી કેતાબોમાંથી ઉતારેલા છે, અને મી. કુકાની *Wits and Humours* ના પાન ૧૧૭ ઉપર એ ગ્રંથકારે પોતે શેત્રંજની રમત ઉપર જે લંબાંણ શ્લેષાલંકાર બનાવીને મુકેલો છે તે બહુજ રંગીન છે, પરંતુ લંબાણ હોવાથી હું આત્રે હવે બસ કરૂં છું, અને જગા ફાજલ પાડી શકતો

નથી તેથી દિલગીર છું. પણ શોખીનોએ જરૂર તે વાંચવો જોઇએ.

શાહે ઇસા સઇદી આમદ પીરે મા,
ખોરદને સઇદી નશુદ તખસીરે મા.

યાને:—સાહે ઇસા સયદી હમારો પીર હતો, વાસ્તે સયદી યાને તાડી પીવી એ હમારી તકશીર નથી. સઇદી ઉપર શ્લેશ છે.

જ્યારે બે શબ્દો એકજ ઉચ્ચારના હોય, પણ જુદા અર્થ થતા હોય ત્યારે સમોભાજ્યશ્લેષ અથવા તજનીસે મુઝારેગ કહેવાય છે. જેમકે:—

" જામી અઝ તર્‌રૂહાત બસ્તે ઝબાન;
સુખન અઝ તરહાત મી ગુઇઅદ. " ( જાંમી. )

એક ઉર્દુ શાયરના રેખતામાં વળી નવીજ તરેહથી શ્લેષાલંકાર વપરાયો છે:—

" દેખા જો મેંને દસ્તે કલાઇ ન કલ આઇ.
દી ગાલીઆં લાખો મુંજે જુંજલાકે કીસીને. "

એમાં પણ કલાઇ શબ્દ ઉપર શ્લેષ વાપરી " કલાઇના જેવા હાથ " અને " ન કલ આઇ " યાને કાલે ( પ્રીયા ) નહીં આવી, એવી રીતનો રસ પાસે પાસેજ લઇ લીધો છે. ઇશ્વર ભકતો કહે,

"એક દીન એસા હોયગા, કોઉચ કીસકા નાહીં;
ઘરકી નારી કોન કહે, એ તનકી નારી નાહીં."

એમાં કહેછેકે, એક દહાડો એવો આવશે, કે કોઇ કોઇનું થવાનું નથી. યાનેકે વર્ણવિપર્યય અલંકારમાં " મરણ થશે" એમ સમજવાનું છે: જ્યારે મરણ થશે ત્યારે ખુદ ઘર ધણ્યાણી અંજાંણી થશે, કે કોણ મરી ગયો, ને શું થયું, કેમકે ઘરની નારી તે શરિરની નારી (નાડી) ના જેવી નથી ! એ પ્રમાણે નારી ઉપર શ્લેષ મુંકેલો છે.

જ્યારે એકજ શબ્દ એકવાર નામ તરીકે વપરાય, અને બીજી વાર તેજ શબ્દ તેજ કવિતામાં ક્રિયાપદ તરીકે વપરાય, ત્યારે રૂપાંતર શ્લેષ, અથવા "તજનીસે લાહક" કહેવાય છે. જેમકે ગુઝીન = પસંદગી, તેમજ ગુઝીન = ગુઝીદન યાને પસંદ કરવુ એ ક્રિયાપદ ઉપરથી આજ્ઞાર્થ ( *Imperative* ) થયલો છે. સાદી કહેછેકે:—

"વર ઝાનકે દીગરીરા બર મા હમી ગુઝીનદ;
ગુઅર ગુઝીન ! કે મારા જોઝ તુ ગુઝીન નબાશદ."

યાને:—જો તેણી મારા કરતાં બીજાજ ઉપર પસંદગી રાખતી હોય તો તેણીને કહે, કે તેમ કર ! પણ તારા શીવાય મારો ચાહ કોઇ

બીજી ઉપર છેજ નહીં.

ફીરદોશી શાયર ઓરત ઉપર લખતાં શ્લેષાલંકાર વાપરે છે કેઃ—

"અગર નેક બુદી શરંજામે ઝન;
ઝનાનરા મઝન નામ બુદી ન ઝન,"

યાનેકેઃ—જો ઓરત જાતનો સરંજામ નેક એટલે રૂડો હતે, તો ઓરતોનું નામ ઝન નહિ પણ મઝન હોતે. ભાવાર્થઃ—ફારશી ભાષામાં ઝનના બે અર્થ થાય છે. ઝન = એટલે ઓરતબી થાય છે, અને ઝન = એટલે માર મારેલું એવુંબી થાય છે; અને મઝન = એટલે નહીં માર મારેલું એવો થાય છે. યાને, જો ઓરતો પાધરીજ ચાલની હોત, તો તેઓને ઝન એટલે માર મારેલી, એવું નામ શું કરવા આપતે? બલકે તેઓને મઝન એટલે નહીં માર મારેલી એવુંજ નામ આપતે કેની! એ પ્રમાણે ઝન શબ્દ ઉપર શ્લેષ લગાડી કાવ્યનો રસ પીધેલો છે.

૩૧ મો, શબ્દાતિશયાલંકારઃ—એ અલંકારની એવી ખુબી છે કે, કાવ્યમાં જણાવામાં આવેલી મતલબને જરૂર નહીં એવા વમર ફોકટના અને બીન ઉપયોગી એવા ઘણા શબ્દો વાપરવામાં આવે છે. ટુંકમાં ફાજલ શબ્દો અથવા ફાલતુ ઉચ્ચારણનો આ અલંકાર છે. જોકે ઘણી વાર ફાજલ શબ્દો વાપરવાથી વાક્ય ઉપર ભાર આવીને મતલબ સારી રીતે સમજાવી શકાય છે, પણ બધેજ તેમ શોભતું નથી. જેમકેઃ—"ચોરને નાશતાં મેં મારી નજરે જોયો." એ વાક્યમાં જોયો શબ્દથી મતલબતો સમજાઈ જાત, કેમકે વળી નજરે નહીં જોય તો કાંઈ મોઢાંએ જોવાનો છે! પરંતુ "મેં મારી નજરે જોયો" એવા ફાલતુ શબ્દોથી મતલબ ઘણી સારી રીતે સમજાય છે. શબ્દ + અતિશય + અલંકાર = યાને શબ્દાતિશ્યાલંકાર એવું નામ થયલું છે. એને અંગ્રેજીમાં *Pleonasm* કહે છે. એને ફારશીમાં "લજલજેહ" કહે છે. જેમકેઃ—હોરમજદ યશ્ત નામના જરથોસ્તીઓના ભણતરમાં તેનો દાખલો આપ્યો છે—

"યેજિ વપિ જરથુશ્ત્ર અવાઓ તએએવાઓ તઉર્વયો...

૨૧ ૨૨
હએનય ઓસ્ચ, પેરેથુ—અયનિકયાઓ, પેરેથુ—દરફષપા ઓ,

૨૩ ૨૪
ઓરેધ્વો—દરફ્શેયાઓ, ઉઝગેરેપ્તો દરફ્શયાઓ,
ખ્રૂરેમ દરફ્શેમ બરૈન્તયાઓ ૨૫ "

મુશ્કેલ કરો આશાન ચેસ્તી મેરી,'
હજરત મેરી દીન દુનીમે મોહે મદદ તેરી.
નીરધનકો આધાર, ગરીબનકો નવાજ,
સુખકે દાતા, દુખ કાતો મેરી.

એમાં "નીરધનકો આધાર" "ગરીબનકો નવાજ" એ ફરીફરીથી એકના એક મુદ્દા ઉપર શબ્દાતિશ્યા વાપરેલો છે, અને તેજ પ્રમાણે એક ઠુમરીમાં કહે છે કે—

"તુમહી બસત હો પ્રીતમ પ્યારે, તનમે મનમે નેનમે મારે."

એમાં તનમાં વસવાનું જણાવ્યું છે, એટલે નેન યાને આંખમાં વસવાનું જણાવાની જરૂર નહીં છતાં, કાવ્ય દિપાવવા તે પ્રમાણે વાપરેલું છે. એવો આ અલંકાર છે.

શીરદોશી એ અલંકાર વાપરે છે તે જુઓ:—

" ઝે ગંજે ઝે તાજે ઝે તખ્તો ઝે શેહર;
મરા હરચે ખાશદ શુમા રાસ્ત બેહર."

યાનેકેઃ—ખજાનો અને તાજ અને તખત અને શેહેર મધેથી જે કાંઇ મારૂં છે, તેમાં તમારો નશીબો છે, એટલે જે ચીજ મારી છે, તે ગોયા તમારીજ છે.

એ બેતમાં શબ્દેશબ્દ શબ્દાતિશ્યાલંકારથી ભરપુર છે. એ અલંકારને બરાબર રીતે *Redundancy* કરીને પણ નામ લાગુ પાડેલું છે, અને તેનો એક અંગ્રેજી ભાષાનો દાખલો સરસ લેકત આપેછેઃ—

" *You thorn–perchance whose prickly spears*
*Have fenced him for three hundred years,*
*While fell around his gay compeers—*
*You lonely thorn, would he could tell*
*The changes of his parent dell.* "

*Scott.*

ઉપલા ફકરામાં *You Thorn* વગર જરૂરનો ફાજલ છે, કેમકે તેની મતલબ તો *Lonely* વાલી સંજ્ઞામાં સમાઈ રહેલી છે. તેમજ વળી *He* શબ્દ, ક્રિયાપદની આગળ આવીને *Redundancy* માં વધારો કરે છે.

"મનકી જાંણે, દીલકી જાણે, જાણે ચિત્તકી ચોરી;
જીસે કયું છુપાઈએ, જીસકે હાથમે દોરી ? "

ટીમાં ફરી ફરી વર્ણવવામાં આવ્યો છે.

સુંદરદાસ કવિ એ અલંકાર જાણજા વાપરી ગયો છે, તેનો એક દાખલોજ બસ થશે.

आया था इक आया था । जिनि दर्शन प्रगट दिखाया था ॥
श्रवणहु शब्द सुनाया था । तिन सत्य स्वरूप बताया था ॥

એમાં પહેલીજ લાઇનમાં ફરીફરીથી શબ્દાતિશ્યા વાપરેલો છે. બીજીમાં દેખાવ દેખાડયો હતો એમ અલંકાર વાપર્યો છે. ત્રીજીમાં કાનને શબ્દ સંભળાવ્યા હતા; જો કે કાનને નહીં તો કંઇ મોંઢાને શબ્દ સંભળાવનો નથી, તોપણ અલંકારરસ લેવાને તેવી રીતે જોડણી કરી છે.

મી• મલબારી એકાદ બે ગમ એ અલંકાર અચ્છી રીતે શોભાવી શકયા છેઃ-

પિએ ક્રોધ કાયાનું તત્વ કરારે,
દુઃખી દિલ થાએ દરિદ્રિ ધિકારે.

એમાં છેલ્લી લીટી શબ્દાતિશ્યાની છે.

શીરદોશી પણ એ અલંકારનો વિશેષ શોખીન જણાય છે; શાહ નામામાં તે જણાવે છે કેઃ-

"ને શબ ખાબ કરદો ને રોઝ આરદમીદ,
ને મએ ખુરદો ને નીઝ રાંમેશ ગુજીદ,
* * *
ન બીનદ ચુ તો નીઝ ગરદાં સેપેહર,
બ બજમો બ રજમો ખરાએઓ બ મેહેર."

અર્થઃ—નહીં રાતના ઉંઘાયો, કે નહીં દહાડામાં આરામ પકડયો, કે નહીં તેણે (જાસે) શરાબ નોશ કીધો, કે નહી રામશની અને ખુશીખુશાલી અખ્તયાર કીધી. એમાં ન શબ્દથી જોડાતા દરેક શબ્દો શબ્દાતિશ્યાલંકારમાં ગોઠવેલા સહજ સમજાશે; તેમજ બીજા બેતમાં કહે છે કેઃ-લડાઇમાં અને મીજલશમાં, અને અકકલ તથા વિચારમાં, અને મોહબત તથા મહેરબાની ભરેલાં દિલમાં તું જેવો છે, તેવો કોઇ બીજાને ફરતો આસમાન નહીં જોય. એમાં બ શબ્દથી જોડાતા દરેક શબ્દો શબ્દાતિશ્યાલંકારમાં ગોઠવેલા ઝટ જણાય છે.

શ્યામ કલ્યાણની એક ધ્રુપદમાં એ અલંકાર દીપાવેલો છે તે જુઓ;

મુશ્કેલ કરો આશાન ચેરની મેરી,
હજરત મેરી દીન દુનીમે મોહે મદદ તેરી.
નીરધનકો આધાર, ગરીબનકો નવાજ,
સુખકે દાતા, દુખ કાતો મેરી.

એમાં "નીરધનકો આધાર" "ગરીબનકો નવાજ" એ ફરીફરીથી એકના એક મુદ્દા ઉપર શબ્દાતિશ્યા વાપરેલો છે, અને તેજ પ્રમાણે એક ઠુમરીમાં કહે છે કે.—

"તુમહી બસત હો પ્રીતમ પ્યારે, તનમે મનમે નેનમે મારે."

એમાં તનમાં વસવાનું જણાવ્યું છે, એટલે નેન યાને આંખમાં વસવાનું જણાવાની જરૂર નહી છતાં, કાવ્ય દિપાવવા તે પ્રમાણે વાપરેલું છે. એવો આ અલંકાર છે.

ફીરદોશી એ અલંકાર વાપરે છે તે જુઓઃ-

" ઝે ગંજો ઝે તાજો ઝે તખ્તો ઝે શેહર;
મરા હરચે બાશદ શુમા રાસ્ત બેહર."

યાનેકેઃ-ખજાનો અને તાજ અને તખત અને શેહેર મધેથી જે કાંઇ મારૂં છે, તેમાં તમારો નશીબો છે, એટલે જે ચીજ મારી છે, તે ગોયા તમારીજ છે.

એ બેતમાં શબ્દેશબ્દ શબ્દાતિસ્યાલંકારથી ભરપુર છે. એ અલંકારને બરાબર રીતે *Redundancy* કરીને પણ નામ લાગુ પાડેલું છે, અને તેનો એક અંગ્રેજી ભાષાનો દાખલો સરસ લેખત આપેછેઃ-

" *You thorn–perchance whose prickly spears*
*Have fenced him for three hundred years,*
*While fell around his gay compeers—*
*You lonely thorn, would he could tell*
*The changes of his parent dell.* "

*Scott.*

ઉપલા ફકરામાં *You Thorn* વગર જરૂરનો ફાજલ છે, કેમકે તેની મતલબ તો *Lonely* વાલી સંજ્ઞામાં સમાઇ રહેલી છે. તેમજ વળી *He* શબ્દ, ક્રિયાપદની આગળ આવીને *Redundancy* માં વધારો કરે છે.

"મનકી જાંણે, દીલકી જાણે, જાણે ચિત્તકી ચોરી;
ઉનસે ક્યું છુપાઇએ, જીસકે હાથમે દોરી ?"

એમાં મમની વાત તેજ દીલની વાત છે, અને દીલની વાત તેજ ચિત્તની વાત છે, છતાં અલંકાર વાપરવા સારૂ ગમ્મા લીધેલી છે. પાદશાહ જાહાંગીર પોતાની પ્રિયા નૂરજેહાંન સાથે મહેલની ગચ્ચી ઉપર બેઠેલો હતો, તેવામાં ૧૦૦ વરસના ઘરડા હિંદુઓ હાથમાં લાકડી ધરી વાંકા વળીને જમીન તરફ જોતા જોતા જમના નદિમાં સ્નાન કરવા જતા જોયા. ત્યારે બન્ને પ્રિતમ પ્રિયા વચ્ચે ચાલેલી ગોફતેગોમાં એ અલંકાર વપરાયલો દીઠામાં આવશે.

જેહાંગીર:-ચેરા ખુમગસ્તે મી ગરદંદ પીરાંને જેહાન દીદેહ?

પ્ર:-આ બુઢા ઘરડા નીચે વાંકા વળીને જમીન ઉપર શું શોધે છે ?

નૂરજેહાંન:-બ ઝીરે ખાક મી જુઇઅદ ઐયાંમે જવાંનીરા.

ઉ:-ખાકની નીચે તેઓ જુવાનીના દહાડા જુએ છે, કે તે ક્યાં ગયા !

પીરાન= એટલેજ ઘરડા: પણ આ અલંકારની મજાને ખાતર, જેહાંન દીદેહ=યાને દુન્યાંને જોઇ વળેલા બુઢા, એમ બે વાર વાપર્યું છે.

" બાત બનજ, બાત બપાર, બાત બેટીયાં, દો ઓરત બરથાર;
ઉનકૂ મત મારીઓ— માર ચુકા કીરતાર."

યાને, જેને ઘણો વેપારવણજ હોય, ઘણી બેટી જેને પેટે પડેલી હોય, જેને બે બાયડી હોય, તેને ઓ ભાઇ ! તું નાં મારતો ! તેને તો ખોદાતાલાજ મારી ચુકેલો છે. એમાં બનજ અને વેપાર એ શબ્દાતિશ્યાલંકાર છે.

વળી કવિ ટેનીશન *The Lotos Eaters* માં નીચે પ્રમાણે કહે છે.

*" For ever climbing up the climbing wave."*

તેમજ *The Palace of Art* માં કહે છે:—

*"Mouldering with the dull earth's mouldering sod"*

એ પ્રમાણે *Repetition of words* શબ્દાતિશ્યા વાપરવામાં એ કવિ અચ્છો હતો.

## ૧૩

*" The sublime is born with us, and is not to be learned by precept. The only art to reach*

*it is to have the power from Nature.*"

સામાન્ય રીતે લેતાં, એક ઉત્કૃષ્ટ લેખક જણાવે છે કે, કાવ્યની ઉત્પત્તિ બે કારણોથી થયલી છે, અને તે બેઉ કારણો ખુદરતી છે. નકલ કરવી ( *Imitation* ) એ તો આદમીની અંદર બચપણથીજ પ્રેરણાબુદ્ધિ જેવુ છે; અને તેથી કરીને બીજા પ્રાણીઓ કરતાં તેમાં ફરક જણાઈ આવે છે, કે સર્વથી સરસ નકલ કરનાર આદમીજ છે. અને તેજ બુદ્ધિની માર્ફતે તે, પોતાની બાલ્યાવસ્થાની કેળવણી સંપાદન કરી શકે છે. અને તેજ માફક સર્વે આદમીઓ કુદરતી રીતેજ નકલ કરતાં આનંદ મેળવે છે. નકલ કરવામાં આવેલા હુન્નરોના કામો તરફ જોતાં આપણને જે અનુભવ થાય છે, તે ઉપરથી આપણને ખુલ્લુ જણાઈ આવે છે. કારણ કે તે સઘળુ આપણે ઘણુંજ ધ્યાન લગાડીને જોઇએ છે, અને મજા મેળવ્યે છે. અને જેમ જેમ આપણે તેમાં વધારે મજા લઇએ તેમ તેમ વધારે ને વધારે તેની બરાબર રીતે નકલ થાય છે. અને તે ચીજો જો ખરીજ હોય છે તો, આપણે કંટાળો લગાડનારી વસ્તુ તરફ દુઃખ સાથેજ નજર કર્યે છીયે. કારણ કે સૌથી નીચ અને ધિક્કારવા જોગ પ્રાણીઓ—મુએલાં મુરદાંઓ—અને એવીજ જાતની ચીજો જોતાં ખુદરતીજ કપારી છુટે છે. અને તેનુ કારણ એ છે કે, શીખવું એ ખુદરતી ખુશાલીછે, અને તે કાંઇ ફીલસુફોનેજ માટે રહેવા દેવામા આવ્યું નથી, પણ તે તો સર્વ આદમી માટે ખુદરતે સાધારણ અને સર્વ સામાન્ય પેદા કરેલુ છે. તેથી કરીને એક ચિત્ર જોઇને તેઓ આનંદ પામે છે; તે જોઇને તેઓ શીખે છે, તેઓ તર્ક કાઢે છે, તેઓ શોધી કાઢે છે, કે દરેક ચીજ શું છે. એક કારણ એ થયું; અને બીજું તો કાવ્યના વજન, તેના અનુપ્રાસ, તાલ વગેરે ખુદરતીજ રીતે તે આદમીમાં આવી જાય છે. હવે આ છેલ્લા કારણ માટે જેમ ઘણાઓના મત ફેર છે, તેમ શેવકનું પણ કંઇક રીતે તેની વિરૂદ્ધ મત છે. મને એક વિચાર આવી ગયો, જેને કવિતાઇ વિચાર કહી શકયે, તે મેં તુરત અગળ ઉપર ઉતારી લીધો કેઃ—

શીહાઇ હર્ષમાં એટલી તો ઉભરાઇ ગઇ,
કે ખડયા બાહાર નીકળીને ભેટવા લેખકને દોડી ગઇ.

હું કહું છું કે એ ખરૂં કાવ્ય. તો જો કે તેમાં વજન, અને તાલ, માત્રા વગેરે કેવળ કઢંગાં છે, પણ મારા જે કવિતાઇ વિચાર

આવ્યા તેજ કાવ્ય. પછી મેં સુધારો કરી તે વિચારને નીચે પ્રમાણે સંકોચાવી ભાષાને ભચડી નાંખી કે:—

શીહૈ હર્ષમાં એટલી ઉભડાઈ; ખડયા બહાર દોડીને ભેટવા તે ગઈ;

હવે જુઓ ૧ લી બે લાઈનોમાં વજન અને તાલ કે માત્રા કાંઇ નથી, પણ ખુદરતી જે વિચાર આવી ગયો તે **વિચાર કાવ્ય છે.** પછી ભાષાને સફાઇથી વંચાય એવી રીતે ભચડી કચડી નાંખવાના બંધણને લીધે, બીજી બે લાઇનો કેવી સંકોચાવી છે, તે ઉપરથી સહેજમાં સમજાશે કે, કાવ્ય તે તો ૧ લોજ વિચાર, જે ખુદરતી ઉભાઇ ગયો છે. હવે **કાવ્ય વિચાર** અને **કાવ્ય રચના,** એ બેનો અંતર જાણવો જોઈએ. ખુદરતી રીતેજ એક બાબદ ઉપર શું જોડી કાઢવું, તેનો જે એકદમ ખ્યાલ આવી જાય તે કાવ્ય-વિચાર છે; અને તે એકદમ આવી ગયલા ખ્યાલને વજન, તાલ, અને પ્રાસમાં જોડી કાઢવાની શક્તિ, તે કાવ્ય-રચના છે. તેથી જે શખસ કાવ્ય વિચારવાળો હોય, તે હમેશાંજ કાંઈ કાવ્ય-રચનાવાળો પણ હોવો જોઇએ એમ કાંઇ નથી; અને તેમ છતાં તે કવિ કહેવાવાને સર્વ રીતે લાયક છે. હવે પાછા આપણે અલંકાર રસ ઉપર આવ્યે:—

**૩૨ મો—વાકયાતિશિકા.** એમાં એવો અલંકાર આવે છે કે, કાંઈ પણ બાબતનો કોઇને ખ્યાલ આપવો હોય, તો તે એક બે શબ્દે પતી જાય એવું છતાં, તેને ગોળ ગોળ સમજાવીને લંબાવવું તે. યાને કે એક ચીજ સમજાવાને જરૂરના શબ્દો કરતાં વધારે શબ્દો વાપરી સમજાવવું તે. જેને અંગ્રેજીમાં *Periphrasis* કહેછે. અને ફારશીમાં "**છફાદેહે કલામ**" કહે છે. આ અલંકાર તો શાહનામું અને બરજોરનામું પોતાનોજ કેહવાડે છે. એક અલંકાર લાવવાને આરેજ, અથવા એક અલંકારને સારૂ આગમજથી વિચાર કરીને કાંઇ કાવ્ય રચાતું નથી. બલકે શાયર કે કવિના મગજની ધુંઇ અને ખુદરતી ખ્યાલથી જે રસદાર, લેજ્જતદાર, અને ઝમકદાર ભાષા અને વિચારો, એકદમ ગોઠવાઈ ગયલા, તેને આપણા લોકોએ તરેહવાર નામ આપીને અલંકાર તરીકે ઓળખાવ્યા છે; બાકી કવિ અને શાયરો અલંકાર શું ને વાત શું, કાંઇ જાણીબુજીને તેને લઇ બેસતા નથી. તેઓ અલંકારને માટે કાંઇ કાવ્ય રચતા નથી, પણ કાવ્ય રચતાં તે અલંકારો આવી જાય છે. તેમજ ફીરદોશીથી એ અલંકારની મજા ખુદરતી રીતે લેવાઇ ગયલી છે, અને આજના કવિઓ તેવા

અલંકારની માત્ર નકલ કરે છે, નવું કાંઇ કરતા નથી. અગર ફીરદોશી કે શેકશપીઅર જીવતા રહેતે તો, આજ સુધીમાં તો નવા નવા હજારો અલંકારો તેમના ખુદરતી બક્ષેશવાળાં મગજમાંથી નીકળી પડયા હતે, અને તે અલંકારોને તરેહવાર નામો આપતાં, આપણા લોકો થાકી જતે. હવે જૂઓ:—

" દો ગુલશ બદો નરગસે આબદાર,
હમી શોસ્ત તા શોદ કમાન તાબદાર. "

અર્થ:—તેણી પોતાનાં ફુલ (બેઉ ગાલને) બેઉ ચશમના પાણીથી ધોતી હતી. યાને કે રડીને બેશુમાર આંસુ પાડતી હતી, તેથી તે ચમકતા રોશન ગાલો કમાનની મીશાલે થયા. એ લીટીઓનો અર્થ તો માત્ર એટલોજ છે કે " તેણી બેશુમાર રડતી હતી. " એમાં ત્યારે વાકયાતિશિકા શાક્ષાત બીરાજે છે. વળી કહે છે કે:—

" ગીતા પઢે, ભાગવત પઢે, પઢે ગ્યાન સપુત;
દયા નહીં શાંત્તિ નહીં, બડે માયકે પુત. "

એમાં પણ એક વાત સમજાવવાને વાકયાતિશીકા વાપરેલો છે.

**"અલખ લખું, અલખાં લખું; લખું નિરંજન તોય;
મેં કબીર સબકી લખું, મેરી લખે ન કોય."**

એમા પેહલી આખી લીટીમાં આ અલંકાર સમાયલો સમજાઈ આવશે. અંગ્રેજીમાં *Chiasmus* અલંકારને એ લગભગ મળતો છે. જેમકે સ્કૉટની રૉકબીમાં છે કે;

" *Hearts firm as steel, as marble hard.* "

એમાં પોલાદના જેવું અને વળી મારબલના પથરા જેવું હેડું કહેલું છે;

" ફરો રેખ્ત અઝ દીદગાં આબે મેહેર,
બ ખુને દો નરગસ બીઆરારત ચેહેર. "

અર્થ:—તેણી બેઉ આંખોમાંથી મોહબતના પાણી નીચે નાંખે, ને બેઉ ચશમોના આંજુથી પોતાનો ચેહેરો સમારતી જાય, યાને મોઢ ઉપર આંસુ પડે તેને પોતાને હાથે કરીને સાફ કરે. એ બેઉ લીટીનો અર્થ પણ " તેણી બેશુમાર રડતી હતી " એટલોજ છે. ત્યારે ઉપલી ચારે લીટીનો અર્થ માત્ર ચાર શબ્દોમાં આવી રહેલો છે. મી૰ બેરામજી મલબારી એ અલંકાર નીચે પ્રમાણે વાપરે છે.

" ધરડા નામે રોય, હોય પાસે તો ખાય;
નહિ તો મીચી આંખ, કાળ સ્વાધિન તે થાય."

એમાં છેલ્લી લીટી માત્ર " મરી જાય " એટલાજ અર્થને માટે બનાવીને વાપરી છે.

શ્રુતિમાં એક ગમ એ અલંકાર અચ્છી તરેહથી વપરાયલો છે:—

एक मेवा द्वितीयं सन् नामरूप विवार्जितं ।
सृष्टेः पुराऽधुनाऽप्यस्म तादृकत्वं त दितीर्यते ॥ ९ ॥

યાનેકેઃ—સૃષ્ટિની અગાઉ એકજ અદ્વિત્ય નામ, રૂપ, જે સત હતું, તે સત આ વર્તમાનકાળમાં પણ છે, અને સૃષ્ટિનો નાશ થયા પછી પણ તેજ અદ્વિત્ય રહેશે. આ લંબાણ કરેલા સંસ્કૃત શ્લોકનો સારાંશ એટલોજ છે કે, " ત્રણે કાળમાં સત રહેલું છે." એ પ્રમાણે વાક્યાતિશિકા વપરાયલો છે. એ અલંકાર ઘણું કરીને દરેક ધર્મના દરેક પુસ્તકમાં જાબજા વપરાયલો છે; અને ધર્મની કિંવા આત્મજ્ઞાનની બાબત સમજાવતાં એ અલંકારની જરૂરજ પડેલી છે.

" સેતાયશ કુનમ ઇઝદે પાકરા—કે ગુયઆ વ બીના કુનદ ખાકરા. "

યાનેઃ—તે પાક પરવરદેગારના હુ સુકરાંના કરૂં છું કે, તેણે માટીને બોલતી અને જોતી પેદા કીધી. એમાં છેલ્લી લાઇનનો મુળ અર્થ એટલોજ છે કે, " ખોદાએ માણુસ પેદા કીધું. " પણ તે બાબદને જુદીજ તરેહથી લબાવીને અલંકાર વાપરેલો છે.

આતશની ન્યાએશમાં લખે છે કેઃ—

" અખ્પ્ન્યામ થ્રિધુમ અસ્નાંમ્ચ ક્ષપ્નાંમ્ચ. "

**અર્થઃ**—દિવસ અને રાત મળીને એક તૃતિયાશ ભાગ ઉંઘ, ઓ અહુરમજદના બનાવેલા આતશ ! તું મને આપ ! એનો અર્થ માત્ર એટલોજ છે કે, " માણુસને ૮ કલાક ઉંઘ જોઈએ. "

આદરમાન આપવા લેવા વિષે તુલશીદાસ લખે છેકેઃ—

" આવ નહી આદર નહી, **નહીં નેનનમે નેહ;**
તુલશી વા ઘર ન જાઈએ, મર કચન વરસે મેહ.
આવ હય આદર હય, હય **નેમનમે નેહ;**
તુલશી વા ઘર જાઇએ, મર ભાલા વરસે મેહ. "

એમાં લીટીએલીટી ફરી ફરીથી એકજ વાત સમજાવાને, આદરમાન મળે ત્યાંજ જવા વીશે વાક્યાતિશિકા રચેલી છે. વળી ૧ લી તથા ૩ જી લીટીના કાળા હરફો વર્ણાલંકાર બતાવનારા પણ છે.

એક શાયર માત્ર "રાત પડી" એટલુજ કહેવાને માટે નિચલો બેત વાપરે છે

" ચુ રોઝ અઝ શબ આમદ બ કોશેશ સેતોહ,
સેતોહી ગેરેફતેહ ફરોશુદ બ કોહ. "

યાને:—જ્યારે દિવસે ઘણી કોશીશ કીધી, પણ રાતથી આજેજ થયો, ત્યારે આજેજી તથા નાતવાની પકડીને પાહાડની નીચે ગયો.

એજ મિશાલે " દિવસની રાત થઇ, ને રાત વીતીને દિવસ થયો " એટલી સમજુતને માટે શાયરે નીચલી ચાર લીટીઓ લખી છે:—

" ચુ ખુરશેદ સર સોએ ખાવર નેહાદ,
શબ અઝ તીરગી તાઝ બર સર નેહાદ;
ચુ આં જાંમએ સેઓર બેઅફગંદ શબ,
સપીદેહ બેખદીદો બેકુશાદ લબ. "

યાને કે:—જ્યારે આફતાબે પોતાનું શર પશ્ચિમ તરફ રાખ્યું એટલે રાત પડી, અને તે રાત્રીએ પોતાના શર ઉપર સીહાઈનું તાજ મેલ્યું, એટલે કે અંધારી રાત થઇ......જ્યારે તે રાતે પોતાના અંગ ઉપરના કાળા બાલનો પોશાક હતો તે નાંખી દીધો, ત્યારે સુફેદી હશી પડી, અને પોતાના હોઠ ખોલ્યા; એટલે કે બામદાદ થઇ.

શાયર વલી ફકકડ ફેશીન રજુ કરે છે:—

" તુજ લબકી સીફત લાલે બદખશાંકુ કહુંગા;
જાદુ હએ તેરે નેન ગઝાલોસે કહુંગા. "

યાને કે:—ઓ મારી માશુક! તારી વાતોની તારીફ હું બદખશાંન શેહેરના લાલ, જે તારીફ લાયક કહેવાય છે, તેની આગળ જાઇને કહીશ. અને તારાં નેન યાને આંખો—જે ગોયા જાદુઇથી બનાવેલી છે, તેની વાતો હું હરણોની આગળ કહેવશ. ( હરણોની આંખો તારીફ લાયક છે. ) એમાં માશુકની ખુબસુરતી બદખશાંનના લાલ જેવી, તથા આખો હરણના જેવી, એવી મીશાલ આપવાને બદલે વાકયાતિશિકા કરી છે.

શાયર ઇનસા કહે છે:—

" કમબખ્ત કયા હુવા ખલઅંદાઝે યેહ ખુરસ;
હએ હએ ખુરસ સુબેહકી છાતી ન ફટ ગઇ. "

યાને:—આ મરઘો કેવો હમારી મોજમાં ખલલ કરનારો થયો! પણ ઓ મરઘા! હજુ તો બામદાદની છાતી છાટી નથી!

°. એમાં સહુવાર નથી પડી. તેને માટે અલંકાર વપરાયલોછે. મીર અબદુલ કાદરે નીચે પ્રમાણે વાપરેયો છે.

"ચકી ગેરદેશે ચશ્મ કર્દ આસમાન, સીઆહી નેહાન શુદ સફીદી અયાન."

યાને કેઃ—આસમાને પોતાની આંખો ફેરવી નાખી, કાળો ભાગ અનદીઠ થવા લાગો, અને ધોળો ભાગ દેખાયો. આટલું બધું લંબાણ લખ્યું, અને ટુંકમાં આખાનો અર્થ તો એટલોજ છે કે "પરોઢયું થયું !"

શાયર સેરાજ કહે છેઃ—

"બોહ અજબ ઘરી થી કે જીસ ઘરી લીઆ દરસ નુસખએ એશ્કકા;
કે કેતાબ અકકલકી તાકમે જો ધરી સો વુંહી ધરી રહી."

યાનેઃ—જે વખતે મેં એશકની કેતાબમાંથી શિખવા માંડયું, તે વખત અજબ જેવો હતો; કેમકે અક્કલની કેતાબ જે તાક ઉપર મુંકી હતી તે ત્યાંજ પડી રહી. એમાં "ઇશકમાં પડવાથી અક્કલ ગુમ થઇ" એટલાંને માટે વાકયાતિશિકાનો રસ લીધો છે.

વિદુર નીતિમાં કહેલું છેકેઃ—

दिवसे नैवतत्कुर्याद्येन रात्रौ सुखं वसेत् ।
पूर्वे वयसितत्कुर्याद्येन वृद्धः सुखं वसेत् ॥

અર્થઃ—દિવસે એવું કાર્ય કરવું, કે જેથી રાતે નિરાંતે ઉંઘ આવે, અને જુવાંનીમાં એવું કરવું, કે જેથી બુઢાપામાં સુખે રહેવાય. "આગળ જોઇને કામ કરવું" એટલોજ મુદો છે, છતાં તેનું તેજ લંબાવેલું છે.

શાયર નજીર કહે છેઃ—

"કલ શબે વસલમેં કયા જલ્દ કરીથી ઘરીઆં;
આજ કયા મર ગએ ઘરીઆલ બજાને વાલે."

યાનેઃ—કાલે મારી માશુકની મેલાપની રાતમાં મારો વખત કેવો જલદીથી જતો રહ્યો ! પણ આજે કોણ જાણે કે ઘડીયાળના વગાડનારાજ કંઇ મરી ગયા છે કે શું ! યાને "આજે મારો વખત જતો નથી." એટલા શબ્દોને માટે વાકય લંબાવવું પડેલું છે.

"મરના મરના સો કહે, મરી ન જાણે કોય;
જો મરનેકું જાણે તો, ફીર ન મરના હોય."

એમાં પણ મરી જવા વીશે વાકયાતિશિકા છે.

"માયાસે સબ હોત હૈ, સિદ્ધ સાધકકા જોગ;
માયા સે સબ કરમ કમાવે, માયા સાધે જોગ."

એમા "માયાથી સો થાય છે" એટલામાંજ સર્વ ઉદેશ સમાઇ

ગયેલો છતાં, તેને વિસ્તારથી વાકયાતિશ્રિકા વાપરી સમજાવેલો છે.

એ પ્રમાણે આ અલંકારની લેઝત અને ફાશીન છે. એ ઉપરથી જણાશે, કે એ અલંકાર શાયરોમાં કેટલો પ્યારો થઈ પડયો હતો.

**૩૩ મો, પુનરૂક્તિકા:**—આગળ આપણે શબ્દાતિશ્યાલંકાર જાણતી ગયા છીયે, તેનેજ હુબહુ એકમળતો આ અલંકાર છે. ફરક માત્ર એટલોજ છે કે, પુનરૂક્તિમાં વ્યાકરણના સંબંધી શબ્દો ફરી ફરી આવે છે; જ્યારે શબ્દાતિશ્યાલંકારમાં વ્યાકરણના સંબંધ નહી ધરાવનારા ઘણા શબ્દો વપરાય છે. પુનરૂક્તિમાં તો નામની પાછળ બીજાં તેજ અર્થના ઘણાં નામો; વિશેષણની પાછળ બીજાં તેજ અર્થના ઘણાં વિશેષણો વપરાય છે. એને અંગ્રેજીમાં *Tautology* કહે છે. અને ફારશી ભાષામાં "**તકરીરે સુખન**" અથવા "**હજ્ઞ હજેહુ**" કહે છે. અને પુનરૂક્તિ વાપડવાને "તકરીરે સુખનસાઝ" કહે છે. જેમકે મી. મનસુખ કહેછે કે:—

"પામેઓ તે સાહેબ ભીતરના ભરમ ને ભેદ,
રવા કીધી એકદમ ખલકની હાજત ને ઉમેદ."

એમાં **ભરમ** તથા **ભેદ** શબ્દો તેમજ **હાજત** અને **ઉમેદ** શબ્દો એકજ અર્થના ફરી ફરી વાપરેલા છે. મનના ભરાનું લક્ષણ આપતાં કોઈ નામનો લખનાર લખે છે કે:—

"*It is not, as you conceive, an indisposition of body, but the mind's disease; so ecstasy, fantastic dotage, madness, frenzy, rapture of mere imagination, differ partly from melancholy.*"

એમાં *Ecstay* શબ્દથી સામટા પાંચ શબ્દો, લગભગ એક સરખાજ અર્થના સીલસીલાબંધ વાપરી પુનરૂકિતકા કરેલી છે. સુરદાસ કવિના એક પદમાં આ અલંકાર સરસ રીતે વપરાયલો મારા દિઠામાં આવ્યોછે:—

"જો લોં મધુ પીવતી રહતી તોલોં જીવતી હૈ,
ઘરીઘરી, પળુપળુ, છીણુ છીણુ નહી બીસરે."

એમાં ઘરી ઘરી, પળુ પળુ, છીણુ છીણુ શબ્દો એકજ અર્થના છતાં, માત્ર કાવ્યની એક જાતની ફાશીન લેખે વપરાસમાં લીધેલા છે.

ઉર્દુ શાયર જફરની ગજલોમાં વારંવાર એવા અલંકાર દીઠામાં આવે છે:—

"દીલોં છુંગર કે હુએ રૈઅનમેં સાંસકા રસ્તા,
ઈધરસે બંધ કીયા તો ઉધરસે ખોલ દીયા."

દીલ અને છુંગર એકજ શબ્દ છતાં કાવ્યરસ સારૂ તે મિઠાસથી વપરાયલા છે. સંસ્કૃત ભાષા આ અલંકારમાં ઓછી નથી. કાવ્યના રસ એ ભાષાએ ઘણાં ઘણાં વિદ્વો પછીજ ચાખ્યા છે.

શ્લોક.

षटकर्म निर्गत स्थौम्य कफदोष मलादिकः ।
प्राणायामं ततकुर्याद नायासेन सिद्धयति ॥

યાનેકે, આ છ કર્મ ધૌતિથી નીકળ્યાં છે. ને એનાથી કરીને કફ, મેલ, પિત્ત ઇત્યાદિ દોષો નિવૃત્ત થાય છે, અને પછી પ્રાણાયમ કરવાથી યોગની સિદ્ધિ થાય છે. એમાં कफदोष, मलदोष વિગેરે ત્રણે શબ્દો એકજ અર્થ માટે વાપરીને અલંકાર શોભાવ્યો છે.

"ગોધન, ગજધન, બાજીધન—ઔર રતનધન ખાન;
જબ આવત સંતોષધન—સબધન ધુરી સમાન."

એમાં પણ પુનરૂક્તિકા ઝટ જણાઇ આવશે.

"ગુરૂ લુલા ગુરૂ બાવરા, ગુરૂ, દેવનકા દેવ;
ગુરૂસે ચેલા અતી ધણા, જો કરે ગુરૂકી સેવ."

એમાં પણ પેહેલી લાઇન પુનરૂ[illegible]ની છે. સ્કૉટની રૉકબી ઉપરથી:—

"*It seem'd some moun*[illegible] કરીથી ધરાયાં:
* * [illegible] બજાને વાલે.
"*Allen-a Dale is no ba*ll [illegible]માં
* * * [illegible]ડી
"*There's time to pitch both* toil જે મારો

એમાં કાળા હરફોથી અલંકાર સમજાઇ જશે. [illegible]ડેલુ છે.
અવસ્તામાં આવા અલંકારનીનો ખુટજ નથી. ખોર[illegible];
એક સર્વોત્તમ પુનરૂક્તિકા વાપરેલી વાંચનારાઓને નજર એ[illegible]

"ફ્રસ્તુયે હુમતોઇબ્યસ્ચા, હુખ્તોઇબ્યસ્ચા, હવરસ્તોઇબ્[illegible]
માંથ્વઇબ્યસ્ચા, વખેધ્વોઇબ્યસ્ચા, વરતૈનોઇબ્યરે
આઇબિગઇર્યો દઇથેવીસ્પા, હુમતાચા, હુખતાચા, હવરસ્તા·
પઇતિ રિચ્યા દઇથે વીસ્પા, દુસ્મતાચા, દુઝુખ્તાચ

દુઆવરતીઆ. "

અર્થઃ—નેકવમાસન, નેકવાણી, તથા નેક કરણીને, મનસ્ની, ગવશ્ની તથા કુનશ્નીથી હું વખાણું છું. સઘળા નેક વિચારો, નેક શબ્દો, તથા નેક કામોને હું અખત્યાર કરૂં છું. સઘળા બદવિચારો, બદવાણી તથા બદકામોને હું ત્યાગી દેઉં છું.

ઉપલા દ્રષ્ટાંતમાં તો એકજ અર્થના શબ્દો એટલી તો વાર અને એટલી તો સ્પષ્ટતાથી વપરાયલા છે, કે તે વિશે વધારે સમજાવવાની જરૂર રહેતી નથી.

**ગુજરાતી કવિ પ્રેમાનંદ કહે છેકેઃ—**

" મરજાદા લાજને મુંકાવું, કુમારગ મંડાવું;
જપ તપ તીરથ ને જાત્રા, દાન દયા છંડાવું. "

* * *

" છળ ભેદના બે ત્રાજવાં, વણ; તોળે પ્રપંચ વાણોતર;
કુડ કપટના બે કાટલાં, વણ; મોટી માયા દાંડી ખરાખર."

કવિ જીવનઃ—

" રાજાને રંક ને જોગી ને ભોગી, આશા ઉમેદ સૌને લાગી,
કોઇ તન દુખિયા, કોઇ ધન–દુખિયા, અન્ન દુખિયા રહે અભાગી
પુત્રપરિવારની આશા સંસારમાં, વિશ્વ રહ્યું છે સૌ માગી.",

" અતિ ભલા નહી બોલના, અતિ ભલા નહીં ચૂપ;
અતિ ભલા નહીં બરસના, અતિ ભલા નહીં ધૂપ. "

એમાંના શબ્દો પોતેજ પુનરૂકિતકા આપો આપ બતાવી આપે છે, એટલે વિવેચનની જરૂર નથી. તુલશીદાસ ભકતો કહેઃ—

" રામ ભરોસો રામ બળ, રામ નામ વિશ્વાસ;
સુમિરિ નામ મંગળ કુશળ, માંગત તુલશીદાસ."

એમાં જગે જગ પુનરૂકિતકા દીઠામાં આવે છે.

કવિ કલ્યાણદાસઃ—

" દુરિજનની સંગત મેં કીધી, દેવાળાંમાં ડુબ્યોરે;
અનાથ જંતુ રાંક બાપડા, તેમાં મેં કીધી વાસોરે. "

કવિ બુલાખીરામઃ—

"ચતુર તરૂણિ ચારૂ બુદ્ધિશાળી, નવલ વધુ નવ કાંતિની રૂપાળી.
હસતું સુખદ મુખડું હમેશે, વસી જઇ ક્યાં મમ વલ્લભા વિદેશે."

**મી૦ શેહેરીઆરજી ભરૂચાઃ—**

"દાદગર દાદરે દાવર, દાદના દેનાર તું;
દસ્તગીરી કર દયાથી, દર્દના ગમખાર તું."

ઉપલાં દરેક ગૂજરાતી કવેતોમાં ઘણાં હરફો આપોઆપ પુનરૂક્તિનું લક્ષણ વાંચક વર્ગને યાદ આપશે. કવિ બટેનના એક કાવ્ય પુસ્તકમાં કહેલું છે કેઃ—

" *Methinks* *I hear*, *methinks* *I see*
Ghosts, goblins, fiends; *my* *phantasy*
*Presents* *a thousand* *ugly* *shapes*
*My* sad *and* dismal *soul* *affrights.*"

જે શબ્દો સીધા ટાઈપે છાપ્યા છે, તે શબ્દોના અર્થ એકના એકજ છે, અને તે 'ટાટાલોજી' છે. ફારશી ભાષામાં એ રસ તો ખ૦ ખ૦ ખ૦ લીધો છેઃ—

" મન ચે ગુઈઅમ ? કે મુતેઓ હેરાંન કુન,
બંદેઅમ હરચે હરચે શાયદત આં કુન.

યાનેઃ-હું તને શું કહું ? કે તું મેહેરબાનગી અને હેરાન કર! હું તારો શેવક છું. તું ચાહે તેમ કર. એમાં મોટા શબ્દોથી પુનરૂક્તિકા શોભી રહી છે.

" નાચે કુદે તોડે તાન, તેનું દુનિયાં રાખે માન;
ભજન કરે ભાવથી જાણ, તેને ન મળે પુરંધાન."

એમાં નાચે—કુદે—તોડે તાન—એ સો પુનરૂક્તિકા છે.

" મન મરે માયા મરે મરમર જાત શરીર;
આશા તૃષ્ણા ના મરે, કહે ગયા દાસ કબીર."

એમાં પણ મન અને માયા—મરવું—તથા આશા અને તૃષ્ણા મારી પુનરૂક્તિકા છે.

## त्रिभंगी छंद.

अल्लाह खुदाइ करिम कादिर । पाक परवर दिगार है ॥
सुबहान तूं सत्तार साहित्र । साफ सिरंजनहार है ॥

એમાં પ્રત્યેક નામ પરમેશ્વરનું દિધું છે, અને તેથી પ્રત્યેક શબ્દ પરમેશ્વરના છે, જેથી કરીને તે પુનરૂક્તિકાનો એક ખરોજ નમુનો છે. ઉર્દુ અને હિંદુસ્થાંની ભાષાઓ આ અલંકારને પોતાનોજ કરી બેઠી છે. નાટક જોડનારાઓને તો આ અલંકાર, આદમીના જેટલોગતપમનો

છે. નાટકોમાં એ અલંકારની તો ખાંણામાં નિમકના જેટલી, અને ગાંણામાં કાંટાના જેટલી જરૂર છે.

**બકાવલીનો નાટકઃ—**

" મુજે તુમ છોડ કર પ્યારો, કાંહાકો રૂઠે જાતે હો,
જફાકારો સીતમગારો મુજે એ ક્યા સુનાતે હો.
* * *
ફીદા ઉસપે સબકા દીલોજાન હુએ, મુજે અપની શરમો હયાકી કસમ.
* * *
નોકર ચાકર, જેવર ગઓહર, ધરદર બદદર સરપર ખેલ. "

**ખતરા બકાવલીઃ—**

" વારાન મહેરબાન કદરદાન મીલે આપસે ઇન્સાન;
ધ્યાન ગ્યાનસે હું મસ્ત કીએ અહેસાંનપે અહેસાન."

એમાં કાળા હરફો પુનરૂક્તિકા છે. હવે તો દાખલા બહુ થઇ ગયા, માટે નુરશાએરનો એક રેખતો આપી બસ કર્યું, જેમાં મોટા હરફો સમજણ આપશે:

" મુઆ જાતા હું તેરે હેજરકે મારે આરે,
મેરે જાંની-મેરે દીલબર-મેરે પીઆરે આરે."

## ૧૪

*As wine that with its own wight runs is best,*
*And counted much more nobler than the press'd;*
*So is that poetry whose gen'rous strains,*
*Flow without servile study, art or pains."—*
*Butler.*

જે રાજ્યના અરકાંને દોલતો યાને રાજસ્થંભો ઓછાં વધતાં પ્રમાણમાં કાવ્ય—બુદ્ધિવાળા હોય છે, અથવા બીજા બોલોમાં બોલ્યે તો જે રાજ્યના પ્રધાન મંડળમાં, અમલદાર મંડળમાં, અને ધનશાહ મંડળમાં રાજ્ય કુનેહ સાથે જો કાવ્ય શક્તિનો ગુણ અંશ સમાયલો હોય છે, તે રાજ્ય રાજ-કુનેહ ( *Politics* ) માં ઘણું કુતેહમંદ હોય છે. આજના વખતમાં અનુભવીઓ કહે છે કે, રૂશીઆના રાજમાં રાજ કુનેહવાળા કુનેહબાજ પ્રધાનો છે, અને તે રાજ, રાજકુનેહમાં પેહેલી પદવી ભોગવે છે. કારણ કે રૂસ્યાએ પોતાના રાજ-સ્થંભોને

કવિ-જન્મ આપ્યો છે. કાવ્ય-કુનેહ, એ પણ રાજ્ય-કુનેહનો એક મદદનીશ છે. એના ઉદાહરણમાં હું એક દાખલો રજુ કરીશ. ઇરાનનાં એક પાદશાહને વાસ્તે એવું કહેવાય છે કે, તેણે પોતાના લશ્કર મધેથી ઘણાજ ચુનંદા શીપાઇઓનું એક નાનું લશ્કર ચુંટી રાખ્યું હતું. અને તેણે તે લશ્કરને કાળો પોશાક આપ્યો હતો, અને તેનુ નામ પણ **શીહાદારાન** કરીને આપ્યું હતું. લડાઇને વખ્તે એ લશ્કરને છેક પાછળ રાખવામાં આવતું હતું, અને જ્યારે લડાઇ પૂર જોશમાં આવે, ત્યારે તે શીહાદારાન લોકો લશકરની છેક આગળ ધસી આવી, લડાઇ પૂરી કરતા, યાને કે જીતતા. એકવાર તુરાનનો રાજા ૫૦૦૦૦ પચાશ હજાર માણુસનું લશકર લઇ ઇરાંનના પાદશાહ સાથે લડવાને ચઢી આવ્યો. ઇરાનનો પાદશાહ આ કટાકટીના પ્રસંગે એક બુલંદ ટેકડી ઉપર ઉભો રહીને લડાઇ જોતો હતો. તેણે સામાવાળાના લશ્કરની મોટી સંખ્યા જોઇ, તેજ દિવસે લડાઇ નહીં કરતાં બીજે દિવસે લ-ડાઇ કરવાનો કસદ કર્યો. જેથી તેણે એક કાગળ લખાવીને લશ્કરમાં મોકલ્યો કે, " સીહાદારાનોએ આજે આગળ ધસી નહીં જતાં, પાછ-ળજ રહેવું." જે મુનશી પાસે આ રૂકકો લખાવ્યો, તે બહુ બાહોશ રાજદ્વારિ ઉપરાંત કાબેલ કવિ હતો. તેણે જોયું કે પાદશાહ ચાહે છે તેમ જો થશે તો દુશ્મનોની ચઢતી થશે, અને ઇરાંનીઓ હારી જશે. એ પ્રમાણે તેણે પોતાની રાજ-કુનેહથી પારખી લીધું, પણ પાદશાહના ફરમાનથી દુર જવાય નહીં. ત્યારે તેણે હવે કાવ્ય-કુનેહનો ઉપયોગ કરવાનોજ રસ્તો માત્ર ખુલ્લો જોયો. જેથી તેણે શીહાદારાન શબ્દ મધેના ફારશી હરફ ઇ કે જેની નિચે બે નુંકતાં આવે છે ( ی ) તે ઇ હરફની નિચે એક ત્રીજું નુકતું વધારી દીધું; જેથી ઇ હરફને બદલે ફારશી ભાષાનો " પે " હરફ કે જે ત્રણ નુંકતાંવાળો ( پ ) આવે છે તે થઇ જઇ, **સીહાદારાન** શબ્દનો **સીપાહદારાન** થઇ ગયો. અને તેનો અર્થ **સીહાપોશી**નો બદલાઇને **સરદારો** એવો થઇ ગયો. જ્યારે તે કાસદ સરદારોને મળ્યો, ત્યારે તે લોકોને હિંમત આવી, કે પાછળથી બીજુ લશકર મદદે આવે છે, જેથી તેઓ ઘણી ઉલટમાં આવ્યા, અને બાહાદુરીથી દુશ્મનોની સામા થયા, અને પેલા-સીહાદારાનોએ તો પાછળ રેહવાને બદલે આગળ ધસી આવી, લડાઇ પૂરી કરી જીત મેળવી જ્યારે મુનશીની કાવ્યબુદ્ધિની પાદશાહને ખબર થઇ ત્યારે તેણે આફ્રીન કરી કહ્યું કે.—

" દબીર ચુનીન બાયદ કે બ યક નુકતે—
પંજાહ હઝાર મર્દરા શીકસ્ત દેહદ. "

અર્થ.—મુનશી તો એવો જોઇએ કે માત્ર એક નુકતાં યાને મીંડાંથી પચાશ હજાર મરદોને હરાવી નાખે.

આ ઉપરથી જણાશે, કે રાજદ્વારિ કુનેહની સાથે જો કાવ્ય બુદ્ધિની કુનેહ જોડાયલી હોય છે, તો તે રાજ બહુજ મજબુત થઇ પડે છે. હવે પાછા આપણે અલંકાર ઉપર આવ્યે. મી૦ બટલરના મથાળે મુકેલા શબ્દો કવિ અને કવિતનો સંતોષકારક ફડચો કરી આપે છે કે, કવિતારસ તો આપોઆપ ખુદરતી રીતેજ, વગર અભ્યાસ અને વગર મેહેનતે, અને વગર તાલતલાવતે પોતાની મેળે જેટલો રેડાઇ જાય એટલો, જબરજસ્તી વગરના દારની મીશાલે ધેળાઇ જવો જોઇએ, અને તેજ ખરો કાવ્ય રસ છે. નહિ કે કેટલાક ચીબાવલા છોકરાઓ કવિતા રચવાના હોસમા કોઇ કોઇ કવિઓના ઉંચા રાખુનો તેજ રાહ ઉપર તફડાવીને કવિમાં ગણત્રી કરાવાના દયા આણવા જોગ ફાંફા મારે છે તેમને કવિ કહેવા. તેઓ રોજે રસ્તાબેજ સુધીમાં કવિ થવાનાજ નથી.

જ્યાં ત્યાંથી શબ્દ–વિચાર–રાહ–અને રાગ ચોરીને કવિતા બનાવનારા બુબખોને માટે એક કવિ બહુ ફફડીચટકીને કહે છે કેઃ—

" કેચિત કવિતા કવિત સુનાવે, કુંડલિયા અરૂ અરિલ બનાવે;
કેચિત છંદ સવઇઆ જોરે; જહા તહાંકે અક્ષર ચોરે. "

૩૪ મો—સંયોગાતિશિકાઃ—એમાં સંબંધી શબ્દો, જેવાકે **અને—અથવા—તથા** વિગેરે વારવાર વપરાય છે, જેને અંગ્રેજીમાં *Polysyndeton* નામનો અલંકાર કહે છે. આ ઠેકાણે જણાવવાની ફરી અગત્ય છે, કે " ફારશી શાયરોની ઝવેરમાળા "—" હિંદુ કવિઓની નસ્વનો "—" પ્રાચિન કવિઓની વિચારમાળા " એ સઘળું આ વિષયમા દાખલાઓ આપવાને લિધે, અને ઉદાહરણો સમજવાને બાહાને હમે જે આપ્યે છે, તે એક કાકરે બે પક્ષી મારવાની નેમથીજ આપ્યે છે. માટે દાખલાઓથી કંટાળતાં ભેજાઓએ, હમારા કટાળેલાં ભેજાની પણ લગાર કદર ખાવાની જરૂર છે આ અંલકારનો એક દાખલો બસ છે, તે છતાં પ્રાચિન કવિઓના રસ આપવાના હેતુથી વીણી કાઢેલા ચગુા રત્નો અત્રે આપીશું. વારતે અલંકારના દાખલાઓ જણાવવાને ખાતર નહી, તો નિતીમાન ધડા અને કાવ્યની લેજતને માટેજ

એ દાખલાઓ વાંચવાની હમારી ભલામણ છે; કેમકે તે દાનાઇના દાનાજ છે. કમતરીન હકીર ફકીરના કાવ્ય સંગ્રહમાંથીઃ—

**હું અને** તું **અને** તે **તથા** કોણ, મટ્ટીમાં મટ્ટી મળી જઇશું હોણ.

એમાં **અને** તથા **તથા** એ શબ્દો સંયોગ કરાવનારા છે, અને વળી તે ફરી ફરીથી વપરાયા છે. ફારશી શાયરાંન શાયર કહે છે કેઃ–

" બરોયઓ, બમોયઓ, બખોયઓ ખેરદ;
બમન ગોએ તા બાકે અંદર ખોરદ. "

અર્થઃ—તેના મોંમાં તથા બાલમાં તથા ખશલતમાં **તથા** અકકલમાં કોણની સાથે લાયક થાય છે તે મને કેહ. એમાં પણ સંયોગો અતિશય વપરાયા છે.

**કયા** દુર્જનકી ચાકરી, **કયા** લોંડેકી સાથ;
**કયા** અંધેકુ આરસા, **કયા** બહેરેસે બાત.
**કયા** પાનીકા બુદબુદા, **કયા** વાલુ*કી ભીત;
**કયા** ઓછેકા આશરા, **કયા** દુર્જનકી પ્રીત.

એમાં કાળા હરફો સંસર્ગનોજ અર્થ સારનારા જણાશે.

અરદીબેહેસ્તયસ્તની નિરંગમા છે કેઃ—

" દાદારે જેહાંદાર, તવાંના ઓ દાના, ઓ પરવરતાર;
ઓ આફ્રીદેગાર, ઓ કેરફેગર, ઓ અવક્ષીદાર. "

એમાં પણ અતિશય સંયોગ વપરાયલા હોવાથી એ દાખલો પણ **સંયોગાતિશીકાનો** છે. એ સર્વે કરતાં ઉત્તમ દાખલો એક ફારશી શાયરનો યાદ આવે છેઃ—

" સાલો-ફાલો-માલો-હાલો -અસ્લો-નસ્લો-બખ્તો-તખ્ત;
બાદત અંદર હરદો ગેતી બર કરારો બર દવાંમ. "

અર્થઃ—ખોદાતાલા કરે ને તમારાં વરસો **અને** એકબાલ **અને** માલમીલકત **અને** સ્થિતિ **અને** અસલ **અને** નસલ **અને** નશીબ **અને** શેહેનશાત, હમેશના અને સ્થાઇ બેઉ દુન્યાંની અંદર થાય!!

નદિનાં પાણી લોદોર ખાતે કેવી રીતે ઉતરે છે, તેનું રસીલું બ્યાન કરતાં સાઉધી નિચે પ્રમાણે કહે છે —

*And falling and crawling and sprauling,*
*And driving and riving and striving,*
*And sprinkling and twinkling and wrinking,*

---

* વાલુ = એટલે રેતી.

*"And sounding and bounding and rounding,*
*And bubbling and troubling and doubling."*

એ પ્રમાણે *And* હરફવાળા ઘણા સંયોગો કવિએ વાપર્યા છે, તે ઝટ પરખાય છે.

**જામી** શાયરે "તજાહલ આરફ" અલંકારમાં આખી એક ગઝલ જોડેલી છે, જેમાં શાયર જે ચીજ જાણે છે, તેને માટે જાણે તે નહીંજ જાણતો હોય તેવું અંજાણપણું બતાવે છે. તેમાં એ અલંકાર ઉપરાંત સંયોગાતિશીઘ્ર જગેજગ વપરાયલો છે. તેમજ તેમાં બીજા ઘણા અલંકારો સમાયલા દીઠામાં આવશે.

"આરેઝ અસ્ત ઈન **યા** કમર **યા** લાલએ હમરાસ્ત १ ઈન ?
**યા** શઆયે २ શમ્સ **યા** આઇનેએ દેલહા અસ્ત ઈન ?
ચશ્મે તો જાદુસ્ત **યા** આહુસ્ત ३ **યા** સૈયાદે ४ ખલ્ક ?
**યા** દો બાદામે સીએ **યા** નરગેસે શેહલાસ્ત ५ ઈન ?
કામસ્ત ઈન **યા** અલેફ६ **યા** સર્વ **યા** નખ્લે ७ મોરાદ !
**યા** મગર ગુલદસ્તેએ ८ બાગે જનાન ९ આરાસ્ત ઈન !
ઝુલ્ફ **યા** કલ્લાબ१० **યા** ઝનજીર **યા** મુસ્કે ખેતન !
સુમ્બુલે તર બર સમન **યા** અંબરે સારાસ્ત ११ ઈન !
યા રબ ! ઈન તાકસ્ત १२ **યા** મેહરાબ **યા** કોસે કઝેહ १३ !
**યા** હલાલે ઈદ **યા** અબરૂએ માહે માસ્ત ઈન !
હુક્કએ १४ લાલસ્ત **યા** સર ચશ્મએ આબે હયાત !
**યા** દેહન યા મીમ १५ યા તુતીએ શકર ખાસ્ત ઈન !
યા રબ ! ઈન ખુરશીદે તાબાંનસ્ત **યા** માહે તમામ !
**યા** ફીરસ્તે **યા** પરી **યા** શોખે બી પરવાસ્ત ઈન !
કુયે તુ કાબે અસ્ત **યા** ખલ્દે બરી **યા** બોસ્તાન !
**યા** ગુલેસ્તાને અરમ१६ **યા** જીન્નતુલ માવાસ્ત १७ ઈન !
તુતીએ શીરીન ઝબાન **યા** કમરીએ १८ બાગે જનાન !
બુલબુલે બી ખાનમાન१९ યા **જામી** એ શયદાસ્ત ઈન !"

---

१ = રાતું. २ = પ્રકાશ. ३ = હરણ. ४ = શીકારી. ५ = ખુબસુરત. ६ = અલેફ નામનો १ લો હરફ (ફારશી શાયરો એક પ્રિયાનું કદ **અલેફ** જેવા સીધા અને કમરમાંથી અમળાયલા હરફના જેવું સરખાવે છે તે ઉપરથી.) ७ = અજુરનું ઝાડ. ८ = તોરો. ९ = બેહેસ્ત. १० = ગળેબંદ. ११ = ચોખ્ખું. १२ = કમાન,

હવે આપણે એક નવીન અલંકારવાળા પ્રદેશમાં આવ્યે.

**૩૫ મો, ઉપમાનાલંકાર:**—કવિઓનો આત્મા એજ અલંકાર છે. કવિઓ ખુદાને બારથી એ અલંકારનો ઇજારોજ લઇ આવેલા છે. કવિઓનો મોટો રોજમેલ એજ અલંકાર છે ઉપમાનાલંકાર એટલે એક વસ્તુનું બીજી વસ્તુની ઉપમા અથવા મિસલ આપી, તે ઉપમા આપવામાં આવેલી વસ્તુની સાથે સંબંધ ધરાવનારી દરેક બાબદનું ઉપમાન આપવાનો અલંકાર. ૨૬ મા અલંકાર ઉત્પ્રેક્ષાલંકારનો આ અલંકાર જોડયો ભાઈ છે. પણ એક ભાઇ પોહોળો ચોહોળો અને જાડો છે, જ્યારે બીજો ભાઇ સંકોચાઇ રહેલો મરકટ અને પાતળો પચક છે. જેના દાખલા આપણે તે મરકટભાઇ નામે ઉત્પ્રેક્ષાના બાબમાં સમજાવી આવ્યા છીએ. દરેક ઉપમાનાલંકારને આપણે ઉત્પ્રેક્ષાલંકારમાં જે પ્રમાણે સંકોચાવી શકયે, તેજ પ્રમાણે પ્રત્યેક ઉત્પ્રેક્ષાલંકારને આપણે ઉપમાનાલંકારમાં લંબાવી પણ શકયે છે. એ અલંકાર ઘણોજ સુશોભીત છે, તેથી તેના દાખલા પણ રંગીન છે, અને તે ઘણાજ છે. જેમકે—

“ માય વિના સુનો સંસાર, માય વિના તે શો અવતાર.
જે બાળકની માતા ગઈ મરી, બાપની સગાઇ સાથે ઉતરી;
**જેવું આથમતા રવિનું તેજ, મા વિના એવું બાપનું હેત.**
સુરભી મરતા જેવું વછ, જળવિન જેવું તલપે મછ;
**ટોળાં વછોઇ જેવી મૃગલી, મા વિના દિકરી એકલી.**
લવણ વિના જેવું શીકું અન્ન, ભાવ વિના જેવું ભોજન;
**કીકી વિના જેવું લોચન, મા વિના એવું બાપનું મન.**
ધડો ફુટે રઝળે ઠીકરી, મા વિના એવી દીકરી;
ગોળ વિના મોળો કંસાર, માતા વિના સુનો સંસાર. ”

---

નાખેલું. ૧૩ = વરસાદની કમાન ૧૪ = દાખડો. ૧૫ = મીમ નામનો હરફ (ફારશી શાયરોમાં ઇરાંની ખુબસુરતી તેને ગણેલી છે, કે જે પ્રિયાનું મોંહું છેક નહીંજ દેખાય એવું નાનું હોય, તે ઘણીજ ખુબસુરત ગણાય છે. તે પ્રમાણે મીમનું કદ અલેફના જેવું ધાટદાર છે, અને તેનું મોહું નાના મીંડાં જેવું છે, યાને છેક નાહનું છે, તે ઉપરથી આ સરખામણી કરેલી છે.) ૧૬ = અરમના કલ્પિત ખુબસુરત બગીચા. ૧૭ = એક બેહસ્તનું નામ છે. ૧૮ = કબુતર. ૧૯ = માળો. ( આ મી. ઝવેરીની પ્રૅાસોદી ઉપરથી લીધું છે. )

આ વિનાના બચ્ચાં કોણની આકૃના હોય છે, ને ઉપલા ઉપમાના લંકારમાં ઘણુંજ સરસ રીતે દર્શાવ્યુ છે.

ઉપલોજ કવિ પ્રેમાનંદ કહે છે કે:—

" કીર્તિ થઇ નળની વિસ્તીર્ણ, જેમ સૂરજના પ્રસરે કીર્ણ.

પુણ્યશ્લોક ધરાવ્યુ નામ, વૈષ્ણવ કીધુ આખુ ગામ. "

એમા કાળા શબ્દો ઉપમાનાલંકારના છે.

કવિ ટેનીશને *Aylmer's Field* માં નીચલો દાખલો આપ્યો છે:-

*Dust are our frames; and gilded dust, and pride*
*Looks only for a moment whole and sound;*
*Like that long-buried body of the king,*
*Found lying with his urns and ornaments,*
*Which at a touch of light, an air of heaven,*
*Slipt into ashes, and was found no more.*

શાહનામામાં એ અલંકાર ઘણો દીપાવેલો છે.

" બ નઝદીકે રોદાબે આમદ ચું બાદ.
બદીન શાદમાંની વરા મોઝદેહ દાદ.

* * *

એકે જેકૂત પોરમાએ અંગુશતરી.
ફરો ઝેહ્લ ચુંન બર ફલક મુશતરી. "

અર્થ:—પવનની મીશાલે રોદાબેની નઝદીક તેણી દોડી આવી, અને તેને તે ખુશાલીની વધાઈ આપી. × × × × આકાશ ઉપર બ્રેસ્પતી સેતારો જેમ ચલકે છે, તેવા ચલકાટવાળી અંગોઠીની એક જોડી જે અમુલ્ય હતી તે આપી. સંસ્કૃતભાષા એ અલંકારથી ખાલી નથી, તેમાં ઘણું છે—

श्लोक.

मकरंदं पिवन भृंगो गंधंना पेक्षते यथा ।
नादासक्तं तथा चित्तं विपयान्नाहि कांक्षते ॥

અર્થ—જેમ ભમ્મરમાંખ ફુલના રસના પાનથી સુગંધની ઇચ્છા કરતો નથી, તેમ નાદમાં આશક થયલું ચિત્ત સુગંધરૂપી જોકે દેહાભીમાની વિષય વાસનાની કાંક્ષા યાને ઇચ્છા કરતુ નથી. એના કરતાં ઉત્તમ દાખલો એક સંસ્કૃત ગ્રંથમા મળી આવે છે:—

मंत्र.

आत्मानं रथिनंविद्धी शरीरं रथमेवतु ।

बुद्धिन्तु सारथिं विद्धिमनः प्रग्रहमेचव ॥

અર્થઃ—સઘળાં આપણા કામોનો ભોકતા, જે કે આપણો જીવરૂપ આત્મા છે, તેને રથનો સ્વામી જાણો, અને શરિરને રથ માનો, અને નિશ્ચયરૂપ બુદ્ધિને સારથી યાને ગાડી હાંકનારો જાણો, (કારણ કે શરિરરૂપી રથના ખેંચનારા ઘોડા, તે આપણી ઇંદ્રિઓ છે; અને નિશ્ચયરૂપ બુદ્ધિ, તે ઇંદ્રિઓનો હાંકનારો સારથી છે;) તથા મનનને લગામ જાણો. એમાં શરિરની ઉપમા રથ સાથે આપી દરેક બાબદમાં મીલાવ લાગુ પાડેલી છે.

"ગગન ધનુષ સમ જીવ, તું જિવતર જોયરે"

હે જીવ ! આકાશમાં ધનુષ જેમ થોડી વાર ટકે છે તેમ તારૂં જિવતર થોડી વારનું જાણ.

"તનવાડી, મન કેવડા—સચી અમૃત વેણ;
પ્રાણ પુરષકે બાગમે, અજબ ફુલ દો નેન."

તનને બાગ બરાબર, મનને તેમાં ઉગેલા કેવડાના ખુશબોદાર રોપા બરાબર, સાચા વેણને પાણી બરાબર, પ્રાણને તે બાગના માલેક બરાબર, અને આંખોને ફુલ બરાબર ઉપમાન આપેલું છે.

"વાદલ સરખા કેશો, લટકામાં તે ખસેડતાં દૂર;
રતાળ મુખડું શોભ્યું, જેવો માધવિ બપોરનો સૂર." (ન. ક.)

એમાં બાલને વાદળ સાથે અને હોંસીલાં મોઢાંને વૈશાખ માસના બપોરના સુરજ સાથે સરખાવ્યાં છે.

निर्गुणेष्व पिसत्वे षुदयां कुर्वंति साधवः ।

नहिसंहरते ज्योत्स्नां चन्द्र श्चांडाल वेश्मनि ॥

યાનેઃ—સત્યવાન પુરૂષ નગુણાં આદમી ઉપર પણ દયા કરે છે, જેમ ચંદ્ર ચાંડાળ જેવાના ઘરમાં પણ પોતાનું ચાંદરણું પ્રકાશવા દે છે.

**રામબાણ ઇલાજ**—એ ઉત્પ્રેક્ષા છે, અને "જેવું રામ રાજાનું બાણ અસરકારક હતું તેવું આ ઓષડ અસરકારક છે." એ ઉપમાનાલંકાર છે. તેથી જે જગાએ એ બેઉ મીશલવાળા દાખલા ભેળાયલા હોય, ત્યારે અંગ્રેજીમાં "*Mixture of simile and metapher*" કહેવાય છે. યાને "ઉત્પ્રેક્ષા તથા

ઉપમાનનું મિશ્રણ" કહેવાય છે. જેમકે; સ્કૉટની શૈકબીમાં કહેછે કે:—

"*Matilda! thou hast seen me start,*
*As if a dagger thrill'd my heart.*"
* * *
*My noontide India may declare;*
*Like her fierce sun, I fired the air.*"

જરથોસ્તીઓના અવસ્તા પણ મીશલમાં પૂરા છે. બેહેરામયસ્તમાંથી:—

"વેરેથ્રઘ્નેમ્ અહુરધાતેમ્ યઝમઇદે. વેરેથ્રઘ્નો અવિ ઇમતં ન્માનેમ્ ગઓ સૂરાબ્યો ખરેનો પઇરિવેરેનવઇતિ, યથ હાઉ મઝ મેરેઘો સએનો, યથ અવે અવાઓ ઉપાપાઓ મસિતો ગઇરીશ નિવાનેન્તિ."

અર્થ:—હોરમજદના પેદા કરેલા બેહેરામ ઇજદને હમો યાદ કર્યે છીએ. જે પ્રમાણે તે મોટું શીમોર્ગ નામનું પક્ષી તથા જે પ્રમાણે આએ પાણીથી ભરેલાં મોટા વાદળાં પાહાડોને ઢાંકે છે, તે પ્રમાણે બહેરામ ઇજદ આએ ઘેર (યાને આ દુન્યાં) ને પોતાના હથિયારોની માર્ફતે ખોરેહથી આસપાસ ઢાંકે છે.

એમાં પણ આબાદ ઉપમાનાલંકાર વાપરેલો છે. વળી તીરયસ્તમાં પણ એક દાખલો દીઠામાં આવે છે:—

"તિશ્રીમ્ સ્તારેમ્ રએવન્તેમ ખરેનઘઉહુન્તેમ યઝમઇદે; યો અવવત્ ક્ષ્વએવો વઝાઇતે અવિઝ્યૌ વોઉરૂ-કષેમ, યથા તિઘ્રિશ અઇનિવસાઓ."

યાને કે:—ચળકાટવાળા, ખોરેહવાળા, તેસ્તર શેતારાને હમો યાદ કર્યે છીએ. જે શેતારો શેતાબીથી જતા તીરના જેટલી ઝડપથી વોઉરૂ-કશ નામના દરિયા તરફ જાય છે.

એમા પણ અચ્છો ઉપમાનાલંકાર દીપે છે. અહુનવરમા આ અલંકાર જરથોસ્તીઓ રોજ ભણે છે:—"યથા અહૂ વઇર્યો અથા રતુશ્ અષાત્ ચીત્ હચા."—જે પ્રમાણે પાદશાહ પોતાની મરજી પ્રમાણે ચાલનારો છે, તે પ્રમાણે દસ્તુરાન દસ્તુર અશોઈ વગેરેને લીધે છે.

પ્યારા વાચકો! આજે આપણે આએ અલંકારનેજ આજના એક અચ્છા વિષય લેખે લંબાણથી શૃંગારીશું, અને ધીરજથી તે ઉપર વિચાર ચલાવી એ અલંકાર કેમ વાપરવો તેનું આપણે શિક્ષણ શિખાશું.

ઉરદુ શાયરોમાનો આ અલંકાર ઘણોજ સરસ દેખાવ દે છે.

આશક શાયર કહે છે—

" દોનો રૂખસાર મોહ પારે હુએ, અબ્રૂ ઓર ખાલ ચાંદ તારે હુએ."

યાને તે માશુકના બેઉ ગાલ માહતાબના ટુકડાની મીશાલના છે, અને તેના ભવા તથા તલ, ચાંદ અને તારાની મીશાલના છે.

" જેસા દીલ હરામસે, તેસા હરિસે હોય;
ચલા જાવે વૈકુંઠમે, પલા ન પકડે કોય. "

યાને, જેવો હરામનો માલ લઇ જવાનું લોકોને ગમતું છે, તેમજ રામનું નામ જો હરામનો માલ સમજી લુટવાનું રાખ્યું હોય, તો તે માણસ બેહેસ્તમા જ્યારે જાય ત્યારે તેનો પલ્લો કોઈ પકડી શકવાનું નથી. પહેલી લીટી ઉપમાનાલંકારની છે.

" કબીર કહે કે એહી જગ, જેસી અંધી ગાય;
વછડા થા સો મર ગયા, જુઠી ચામ ચટાય. "

એમાં આ જગતને આંધળી ગાયની ઉપમા આપી છે, કે જે ગાયનો વાછરડો મરી ગયલો છતા, અમસ્થી અજાણપણે પ્યારના આવેશમા તે મુએલા વાછરડાની ચામડી ચાટયા કરે છે. તેમજ એ જગત આધળી ગાય જેવી છે.

સુજાયત નામનો શાયર કહે છે કે.—

" નીશાના ક્યુ ન હો દેલ જાહેદોંકા,
નીગેહ એક તીર હુએ અબરૂ કમા હુએ.
ખબર લે જલ્દ અએ મેહરે મસીહા;
ઈલાહ કુશતા ખંજરે નીગેહ બુતાં હુએ."

યાને કે—પાક પરહેજગાર લોકોના દિલ તેના તીર મારવાની નિશાન કા નહી થાય ? કારણ કે તેણીના અબરૂ યાને ભવા છે, તે કમાન છે, અને તેની નજર છે તે તીરની મીશાલે છે. ઓ મેહેરબાની ભર્યા મસ્યા પેગંબર ! તું જલદીથી આવીને ખબર લે, કેમકે આ તો પુતળાના જેવી માશુકોની નજરના ખંજરથી મારેલો ગયો છે. વળી ઇનશા શાયર કહે છે કે, "ચમકતે ચાંદકે હુએ જૈસ તરેહ તારે=અજબ મજા હુએ તેરે મુખરેપર પસીનેસે " જે મીશાલે ચંદ્રની આસપાસ શેતારાઓ ચળકે છે, તેજ મીશાલે અજબ જેવી મજા લઇને તારા મુખડા ઉપર પશીનાના ટીપા ચલકે છે.

" આબરૂ્યત મેહરાગો ચીની રૂનબરો રઇઆત સુંઇદ;

ખાલ બર બીની નીશસ્તે ખુએ મી ખાનઃ ખતીમ, "

અર્થઃ—તારો ચેહેરો ઈદના તેહેવારના જેવો ખુશનુમા છે, તારાં ભવાં મશીદ મધે જે આરકું આવે છે તે મેહેરાબના જેવાં છે, અને તારૂં નાક છે, તે મનબર જેવા માચડાના જેવું છે, અને નાક ઉપરનો તારો કાળો તલ છે, તે નાક રૂપી મીનબર ઉપર કાળો જભ્ભો પહેરેલો વાયઝ કરનાર જાણે વાયઝ કરનારો છે! શું ઉત્તમ સરખામણી આપે છે! મશજીદમાં એક તાખ અથવા મેહેરાબ આવે છે, જેની નીચે નીમાજ થાય છે, તે તાખ તે ભવા, ઈદને દહાડે તે મેહરાબમાં જાણે કાળો તલ તે નીમાજ કરાવનાર, અને મીનબર નામનું વકતાસ્થાન તે નાક બનાવ્યું છે! તે નાક પેલી પ્રીયાની ખુબસુરતીની જાણે વાયજ કરી મને સમજાવે છે કે તે પ્રીયા આવી આવી ખુશનુમા છે જેમ એક મુલ્લાં મશીદમાં ખોદાની ખુબીનું બ્યાન સમજાવા ઉભેલો હોય, તેમ કાળા તલને મુલ્લાં બનાવી બાકી માશુકની ખુબીની વાઆજેનું કેવું ઉપમાન કવિએ કરી બતાવ્યું છે, તે વાંચનાર જોઇ લેશે.

ઉદયરત્ન નામનો કવિ એક અચ્છિ મીશલ કહે છેઃ—

"સિંહ દેખી દુરથી જિમ, ખટાશે ડાઢો ગળે;
ગગન ગર્જારવ શુણીને, હડકવા જિમ ઉછળે.
તેમ વ્રત્તિનાં ચિત્ત વિણસે, વેણ સુંદરીના શુણી,
કથા તજો તે કારણે, એમ પ્રકાશે ત્રિભુવન ધણી"

"સખા બેહરે જઝા કરદન રવા ખાંરીસ્ત દર હીમ્મત;
કે યક બેદેહી ઓ આન્ગેદેહ જઝા ખાહી ઝે યઝદાંનશ." (ખાકાંની)

યાનેઃ—ખોદા પાસે પુર્ણ બક્ષો મેળવવાની ધાનને સખાવત કરવી, તેનો સખાવતને મોટી રકમનાં કચડી નાખનારા વ્યાજે મુકયા બરાબર છે, કેમકે તમે એક ચીજ બક્ષેશ આપો છો, અને તે સાહેબની પાસેથી તેના બદલામા દશ માગો છો.

હવે આ અલંકારના હીરાથી મઢી લીધેલી, ઘણીજ રંગીલી અને દિલ બેહેલાવનારી જં લપટ એહમદ-શાયરના નિચલા રેખતામાં મળે છે, તે જુઓ.—

" લબ ઉસ ગુલે રઆનાંકા અકીકે યેમનની હય;
દંદાને બદખશાનકે હીરેકી કની હય.
કાકુલકી અજબ પેચ નુમાયા જું કમંદ હય;
ઓર ઉસકે સના પલકોમે નજરેકી અની હય.

દર, ઝીરે શબે જુલ્ફ વ આરજકે શફકમેં;
કયા ખુબ તરેહદાર વો ગુનચા દેહની હએ.
કયા નાંજ હએ કયા અશવા હએ કયા જોલ્વેગરી હએ.
રફતાર હએ કબક તીસ્પે ઇઅહ નાજુક બદની હએ.
હએ સરવે સેહી કામતે દેલજુએ બેરામાંન;
તસવીર ઇઆહી કુદ્રતે ભવલાસે બની હએ.
કયું હોવે બેયાં ઉસકી સબાહત વ મલાહત;
વોહ યુસફે કીનઆંન હએ યા હુર અદની હએ.
ઇઆહ સુરતો ઇઅહ સીરતો ઇઆહ હુસ્ને બોદાદાદ;
એહમદપે સદા રહેમતે હુબબે વતની હએ."

હુરઆીનના ગજલસ્તાંનમાંથી:—તે નાજુક ફુલના જેવી માશુકનો **હોઠ** યમન દેશના **અકીકના** જેવો છે; અને તેણીના **દાંતો** બદખશાંન દેશના **હીરાની કનીની** મીશાલના છે. તેણીના ચોટલાની અજબ પેચ **કમંદ** જેવી છે, અને તે શિવાય તેણીના **આંખના પાંપણ, નેજાની અણી**ના જેવાં છે. તેણીના જુલફાંની રાતની નિચે, આને રાતના જેવા કાળાં જુલફાંની હેઠળ, તથા લાલ રૂખશારામાં કેવું ગુલાબની કળી જેવું સુંદર મોઢું છે! તેમાં કેવાં નાજ તથા નખરાં અને ખુબસુરતી છે. તેણીની **ચાલ કબુતરના જેવી લાડ ભરેલી** છે. અને તેની ઉપર આ નાજુક બદન છે. તે સરવના ઝાડ જેવી સીધી, અને દિલને લઇ જનાર, અને નાંજ કરનાર કદની છે. ખરેખર એ તશવીર તો ખુદાતાલાએજ બનાવી છે. તેણીના હુશન અને ખુબસુરતીનુ શું બ્યાન થઇ શકે? કન્યાન દેશનો યુસુફ જે સઘળાંઓથી ખુબસુરત થઇ ગયો છે, તેના જેવી, તથા ઇદનના મુલક (જે કે મુશલમીન લોકોના એતેકાદ મુજબ **બાવા આદમ**ની જન્મભૂમિ હતી) ની પરી છે. આવી શીકલ; આવી ચાલ; અને આવી ખુદાની આપેલી ખુબસુરતી **એહમદ**ની ઉપર હંમેશાં પોતાનાં વતનની ખુશાલીની રેહેમતની મીશાલે છે.

આ ઉત્તમ રેખાતામાં ઉત્તમ અલકારની ઉત્તમમાં ઉત્તમ લેઝત ચખાડવામા આવી છે, માટે એ શાયરના રૂહ ઉપર હજાર દરૂદ હોજો!

" જે કમાનની પેઠે દબાયલી રહે નહીં
સોયની પઠે છીદ્ર પ્રતં દાખવે સહી
સ્વાન પુચ્છની પઠે ન તાણ્યું સીધિ થાય જે

નૈજ જાણવી સ્વતંત્રતાનિ શક્તિ ને મજે." (ન. ક.)

સ્વતંત્રતાના જોસ્સાને કમાન સાથે, તેમજ હોકાયંત્રની સોય સાથે, તેમજ કુતરાની પુંછડી સાથે સરખાવી છે.

"શબી ખુદ ઝંગી શીહેતર છે ઝાગ,
મેહે નઓ ચુંદર દસ્તે ઝંગી ચેરાગ." (અસદી)

યાને:—રાત્રિ તે ગોયા કાગડા કરતાં કાળા સીધીના જેવી છે, અને ચાદરાતનો ચાંદ છે તે ગોયા કાળા હબશીના હાથમાં ધરેલી મસાલ, અથવા બતીના જેવો છે. શેખ સાદી નીચે મુજબ કહે છે:—

ઝબાન દર દેહાને ખેરદમંદ ચીસ્ત, કલીદે દરે ગંજે સાહેબે હુનર;
ચું દર બસ્તે બાશદ ચે દાનદ કસી, કે જાહેર ફરૂશ અસ્ત યા પીલેવર ?

મતલબ:—એક દાનાવ આદમીનાં મોઢાંમાંની જીભ,ને તેની દાનાઈના ખજાનાના બારણાની કુંચી છે. જ્યારે તે ખજાનાના બારણાને તાળું મારેલું હોય (યાને ઝાઝું નહી બોલવાને લીધે બકબકારો કરવાનું બંધ હોય) ત્યારે કોઇ શું જાણે, કે તે ખજાનાનો ધરાવનાર ખરેખરો શ્રીમંત ઝવેરી છે, યા તો થોડો સરખો માલ ધરાવનાર મોહલે મોહલે રખડનારો ફેરિયો છે. યાને ફેરિયો ઘણો બકબકારા મારે છે, કેમકે તેને ત્યાં માલ નથી. મોટો વેપારી મુગો બેશી રહે છે, જેને ત્યાં ઘણો માલ છે.

"જાણિ મૃગ જળ વિષય રસને, તેણિગમ ના જાયરે;
**નીતિ નદિના નિર્મળાં નિર, પી પિ હોલવ લાળરે."**

ઓ માણસ ! છીનાળું, રંડીબાજી, વગેરેવિષય રસને ઝાંઝવાંના* પાણી જેવો જાણીને તે તરફ નાં જતો, પણ નીતિ નદિનું નિર્મળ, ને થંડુ પાણી પીને તારી તરસ હોળવ. એ રૂપક તેમજ અનુપ્રાસિક છે. કાળા હરફો અનુપ્રાસના છે. ઉપમામાં **જેમ, તેમ, જેવું, તેવું**; વગેરે વાચક શબ્દ જોઇએ છે. તોપણ કવિતામાં તો નહીં પણ હોય;

નળદમયંતિના આખ્યાનમાં કવિ કહે છે કે:—

"પ્રબળ બળ કળિજુગનું થયું, પ્રેમ બંધન તુટી ગયું;
સર્પ કંચુકિને તજે જેમ, નળે દમયંતી તજી તેમ.

---

*ઝાંઝવાંના પાણી, એટલે મીરાજ અથવા મૃગ તૃષ્ણા જળ, યાને ખારવાળી તપેલી જમીન પાણી રૂપે દેખાઇને પશુઓને લલચાવી તરસે મારી નાંખે છે તે.

વૃક્ષ જેમ પત્રને પરહરે, પુનરપિ અંગિકાર ન કરે;
જેનુ વચનનું હોય અન્ન, તેવિ મારે એ સ્ત્રી જન.
કો સમે મને મારે નેટ, હુ પે વહાલું એને પેટ."

એમાં પણ અલંકાર બહુ ઉત્તમ આપેલો છે.

"સેજ દીઆ સો દુધ બરાબર, મામ લીઆ સો પાણી;
એંચ લીયા સો રક્ત બરાબર, ગોરખ બોલે વાણી."

સેહેજમાં આપે તો તે પાણીને બદલે દુધ આપ્યા બરાબર છે. પણ માંગવાથી આપે તો તે પાણીની બરાબર છે, તેમજ આપેલું પાછું લે લે, તો તે લોહીની માશાલતું છે. સબબ મીઠી વાણી બોલવામા સારૂં છે.

"હેડું, ભઠ્ઠી પેરે મારી ધમ ધમે,
ઉન્હા કુંડ પેરે, નેન વહે–જીવણ વ્હેલા આવજો.
ઝાડ ડાળી, પેરે હાથ થર થરે,
ચિત્ત, ચોર પેરે છુપૂં રહે–જીવણું વ્હેલા આવજો." (ન. ક.)

હૈડાંને ભઠ્ઠી સાથે, આંખને ગરમ ઝરા સાથે, હાથને ડાળી સાથે, અને ચિત્તને ચોર સાથે સરખાવ્યાં છે.

निर्गतामूनवाक्रस्य कालिदासस्य सूक्तिषु ॥
प्रीतिर्मधुर सार्द्रासुमंजरीष्विव वजायते ॥ १ ॥

અર્થઃ—તુલશીના ઝાડની તરૂણ મંજરી જોઈને વૈષ્ણવોને જેવો આનંદ થાય છે, તેવો આનંદ કાલિદાસના મુખથી નીકળેલાં વચનો સાંભળીને થાય છે.

"છોડો નમેલા કણથી ભરેલા, ગર્ભે પુરે કલ્પિત જેમ બાલા
જોએછ તે વાટજ દાઈ કેરી, જેઓ થઈ છે હરખાઈ લ્હેરી."
(ન. ક.)

એમાં છોડને અને છોકરીને સરખાવી છે.

શાયરાંન શાયર શીરદોશી તુશીએ આપેલી લેઝતના નવા નવા રંગીન બેરંગીન દાખલાઓની નિચે જગા કરી છે, તે તો ખચિત સાહિત્યના શોખીનને અને કાવ્યના કસરતીને છોડવાજ ગમશે નહીંઃ—

"બ રંજમ અંદરૂન જેહરે તેરીઆક સોઝ;
બ બજમ અંદરૂન માહે ગેતી ફ્રોઝ."

અર્થઃ—તે નામદાર પાદશાહ કેવો છે, કે લડાઈને દરમ્યાન

પાવજેષ્ટને બાળનારાં એરની મીશાલને થાય છે, અને મીજલેશના દરમ્યાનમાં બીરાજે છે, ત્યારે દુન્યાંને રોશન કરનારા ચંદ્રની મીશાલને ઋલકાત આપે છે.

"કનુન ચંદ શાલ અસ્ત તા પોસ્તે છઝન,
મરા તખ્તમાહ અસ્તો અસ્પમ ઝમીન."

અર્થ:—હમણા કેટલાંક વર્ષ થયાં ઘોડાનું છઝન, તે મારૂં પોતાનું તખત જેવું છે, અને મારો ઘોડા જમીનની મીશાલનો છે. ભાવાર્થ કે:— હું લડાઇમાંનો લડાઇમાંજ કેટલાં વરસથી છું.

"બ રૂખ ચું ન બાહારો બ બાલા ચું સર્વ,
મીઆંન હમચું ગરવદ બ રફ્તન તદર્વ."

અર્થ:—તેણીનો ચેહેરો બાહારની મીશાલનો, તેણીનું કદ સર્વના ઝાડ જેવું સીધું, તેણીની કમર વગર છેડેલી જવાંન ઓરતના જેવી પાતળી, અને ચાલવામાં તદર્વ જાનવરના જેવી ધીમી છે.

"હમી રાંન્દ દસ્તાં ગેરફ્તેહ શેતાબ; ચું પરરન્દે મુર્ગાનો કેસ્તી બર આબ."

અર્થ:—તેણે ( જાલેજરે ) રસ્તામાં પોતાને ચલાવાની એવી તો શેતાબી પકડેલી હતી, કે ઉડતાં પરંદાંઓ જેમ ઉડે છે, અને પાણી ઉપર વાહાંણુ અથવા મછવાઓ જેમ ચાલે છે, તેવી રીતના ચાલવાની શીતાબી પકડી.

વળી શામળભટ કવી જે કુકડ ફાશીનો વાપડી ગયો છે, તે નિચે મુજબ છે.—

"જેમ ઘાંચિનો બળદ, રાત દિવસે તે ફરિયો;
જ્યમ ગધ્ધો ગુણુહીણુ, ભાર અણુલેખે ભરિયો.
**પાડો જેમ પખાલ, પુંઠ પર પરઠે પાણી;**
વેઠે પકડયો વીર, તરફડીને તે તાણી"

એમાં વળી વર્ણાનુપ્રાસ પણુ કાળા કરેલા હરફોથી પ્રગટ પ્રકાશશે. ગિરધર કવિનો નિચલો ફકરો ઠીક મજા આપે છેઃ—

"જયમ વજ્ર વીજળી આવી આડે,
જયમ શિરપર પર્વત તુટી પડે;
જયમ વેહેરે કાળજું કરવત ધાર;
એમ દશરથને દુખ થયું અપાર."

રાજકવિ લૉર્ડ ટેનીશન ઉપમાનાલંકારમાં અચ્છો હતો, તેણે *Morte d' Arthur* મા નીચે પ્રમાણે વાપર્યા છે.

"*The great brand*
*Made lightnings in the splendour of the moon,*
*And flashing round and round, and whirl'd in an arch,*
*Shot like a streamer of the northern morn,*
*Seen where the moving isles of winter shock*
*By night, with noises of the northern sea.*"

રણછોડ ભક્તે તો એક આત્મજ્ઞાનીને માટે ખાસ એક ગરબી આખી ઉપમાનાલંકારની જોડેલી છે: બ્રહ્મજ્ઞાનીઓ તો ખરાં દિલથી આ ગરબીનો અભ્યાસ કરશે.

" દિલમા દીવો કરોરે દીવો કરો, કૂડા ક્રોધ કામને પરહરોરે, દિ૦
દયા દિવેલ પ્રણાઈયું પ્રેમ લાવો, મહી સુરતી દીવેટ બનાવો;
અહિ બ્રહ્મ અગ્નિ ચેતાવોરે, દિલમા૦
સાચદિલનો દિવો જ્યારે થાશે, ત્યારે અંધારૂં મટી જાશે;
પછી બ્રહ્મલોક તો ઓળખાશેરે, દિલમાં૦
દીવો અણુભે પરગટે એવો, ટાળે તનમાં તિમર તેવો;
તેને નયણે નરખી લેવોરે, દિલમાં૦
દાસ રણછોડે ઘર સંભાળ્યું, જડી કુંચી ઊઘડ્યું તાળું;
થયુ ભૂમંડળમા અજવાળુંરે, દિલમા૦"

નિચે જણાવેલા પ્રભાતિ-પદમાં આપણો આજનો પરોણો ઉપમાનાલંકાર બહુ સરસ આવકાર પામેલો જણાઈ આવશે:—

" ધન મેરે મૌલા સાહેબ, ધન તેરી સાહેબી,
જમીંકા ગાલીચા કીઆ, આશમાનકી રાવતી.
પવન જલેબદાર, ચંદ્ર સુરજ મશાલચી,
એકનકુ હાથી ઘોરે, એકનકુ પાલકી.
એકનકે ખોલે પાઊં, એકનકુ કંગાલચી,
એકનકુ કનક મોહોલ, ફુલો શેજ બીછાવતી.
એકનકુ તુટી જુપરી, નેના નીંદ નહીં આવતી."

મનને કેળવીને પવિત્ર બનાવા માટે મનની કેળવણીને જમીનની ખેતી સાથે નિચે પ્રમાણે ઉપમા આપી છે; અને ખોદાના નામની ખેતી કરવાનો તેમાં ઉપદેશ છે:—

" ખેતી કરો હર નામકી મનવા વે-ખેતી કરો.
રૂપૈઆ ન લાગે, પૈસા ન લાગે વે,

આંધી ન લાગે, છ દામકી મનવા વે—ખેતી કરો."

અલફીના તખલ્લુસનો ઉરદુ શાયર એક નગીનાનું નંગ ખેજ્ઞ રીતિમાં જડી બેસાડે છે—

" બનાઉં શીશકા શીશા, ભઠી તનકી ચડાઉંગા,
કરું દો નૈનકે પ્યાલે, સજન મુજ આને વાલા હે."

બકા નામના શાયરની ગઝલમાં વળી બધા કરતાં કંઇ આરજ્ઞ રૂમત આપેલી છે:—

" કોનસી જાએ જેહાં જાકે છુપાઊં તુજકો,
આંખ પુતલીકે તરેહ આંખમે સમાઉં તુજકો.
પહેલે તો શમય જલે બાદ જલે પરવાના,
ઉસ તરેહ મૈંભી જલુ સાથ જલાઉં તુજકો."

ખલીક નામનો ઉરદુ શાયર એક ગઝલમાં ઉપમાનાલંકાર જે રીતે દર્શાવે છે, તે રીતે જો કાવ્ય જોડનારાઓ મીશાલ આપતા હોય, તો કાવ્યની જાત જાતની ખૂબીઓમાં જરૂર વધારો થાય:—

" હય હોસ્ન તેરા મેહરે દરખશાકે બરાબર;
દંદાં દુરો લબ લાલે બદખશા કે બરાબર.
ટીકેકી ફૂશન યું હુએ જબી પર તેરે ગુલરૂ;
પરવીન હુએ જએસા મહે તાબાકે બરાબર.
ક્યા ચાહીએ આશકકે તુજ કતલકુ ખંજર?
અબરૂ હુએ તેરે ખંજરે બુર્રાકે બરાબર."

યાને કે:—તારી ખુબસુરતી ( ઓ માશુક ! ) માહાતાબના જેવી ચળકતી છે. અને તારા દાતો મોતીની મીશાલના તથા હોઠો બદખશાંન શેહેરના લાલની મીશાલના છે. ઓ ગોલાબના જેવા ચેહેરા વાળી ! તારી પેશાંની ટીકાની શોભાની બરોબરની છે, તે એવી કે જેવો પરવીન શેતારો રોશનાઇ ભરેલા ચંદ્રની બરાબર છે. શું તુને તારા આશકને કતલ કરી નાંખવાનું ખંજર જોઇએ છે ? તો તારાં ભવાંજ કતલ કરનાર ખંજરની મીશાલના છે.

શોજ શાયર વળી એક અચ્છી ઉપમા આપે છે કે,—"શેહેરને જયસે મગસ હંમ હેરસમે પાબંદ હય—વાએ ગફલત ઇસ કદર ઉંદામે યું ખુરસદ હુએ."—હમો તે માશુકના ફંદમાં, જેમ મધમાં માખ ફસલાઇ પડે છે, તેમ બંધ પડયા છીએ. અફશોશ ઓ ગફલત ! કે આવાં અંધારા બંધીખાનાઓમાં તું એટલો ખુશી રહે છે.

પ્રિય વાંચકો ! જો ઉરદુ " **ગઝલોની મોટાઈ** " અથવા " ઉરદુ કાવ્યરસ " એવા મથાળાં હેઠળ નવીન ને રંગીન ને સંગીન વિષય આપણે લખવા ઇચ્છતે તો તેજ એક *નીરાળી* બાબદ થઈ પડતે: તોપણ જેટલોબી રસ આ વિષયમાં સમાઇ શકે, અને છળકાઇ ન જાય ત્યાં સુધી તેની મજા એકેક પછી લેવાને, સાહિત્યના શોખીન લેખે આપણે પછાત પડવું ન જોઈએ.

સોદા શાયર કહે છે કે:—તબસ્સુમ યું નુમાએઆં હએ મીસી આલુદે દહાસે—નમો અબ્રે સીહેમેં ઇસ તરેહ બીજલીકી અચપલીઆં."

= તેણીના મેદી લગાડેલા દાંતોમાંથી તેનું હશવાનું એ મીશાલે દેખાય છે, કે કાળા વાદલાંમાંથી વીજળી એ પ્રમાણે ચળકતી ન હશે.

એરવદ શેહેરીઆરજી ભરૂચા નિચલા દાખલા આપે છે:—

" આત્મા રાજા ગણો તન મેહેલમાં વસ્તો ખરે,
ફર્જ તેની છે કે તેનું રાજ નેકીથી કરે. "

* * * *

"ભલો દોસ્ત જગમા અમુલુ રતન, સદા રાખ સંઘરી કરી બહુ જતન;
બુરો દોસ્ત ખોટા રૂપૈયા સમાન, કસી જો કે ઠરશેજ ત્રાંબુ નિદાન."

કવિ બુખાલીદાસે જોડેલી ઇંદ્રવંશા, ઉપમા વર્ણનનો એક નમુનોજ છે.

" સૂવાક્યમાં સાકર શી મિઠાશ છે,
કાયા વિશે કંજ સમો કુમાશ છે;
છે મીઠ જેવો રવ પીક સારખો,
ને દિવ્ય લટકો વિધુ તુલ્ય પારખ્યો.
ઓ અંગના ઉજ્વલ કાંતિ તાહરી,
ચંપા તથા ચાદિ તણી પ્રભા હરી;
અંભોજ જેવા કર કાંઉ શોભતા,
ભ્રૂભૂપણો અંદર ચિત્ત લોભતાં.
રૂપાળિ જંઘા શુભ રંભ જોગ છે,
અને કટી કેસરિનાજ ગોગ્ય છે;
સુવેણિ છે શેષ તણી ફૂણા સમી,
વિશાળ આંખે મૃગ મીનથી ગમી.
ને બીંબશા છે અધરો આહ્વાવળી,
કાંતો કહુ આમ્રની કાંઉ કાતળી

રે! કંઠ છે કોયલ જેહવો વળી,
વાંસો દિસે રંભની પાટિ કોમળી."

**કબીર** પોતાના પદોમાં એ ઉપર બોલે છે કે—

"જલ ગઈ કોહરી, બશમ ગઈ ધ્રતા,
જયું માતી બીચ મીલ ગયો ગાસો;
એ સંસાર સબ રેતીકો સ્વપ્નો,
કહે ગયો **કબીર** બીચારો."

કવિ ગંગના કબીત, પ્રિયા પત્રો, બધાં ઉપમાનાલંકારમાં જોડેલાં છે. પ્રિય વાંચકો! અંગ્રેજી ભાષામાં તો આ અલંકાર ઘણોજ છુટથી વપરાયલો દીઠામા આવે છે, પરંતુ આ વિષયમાં આપણે પ્રાચિન કાળના ગૂજરાતી-ઉરદુ-ફારશી-હિંદી વગેરે અસલ કવિઓ, શાયરો, કવિશ્વરો વગેરે કાવ્યરસમાં ઓછા ન હતા, તેઓની લેઝત, ઝમક, અને ફાશીનો થોડી નોહોતી, એ વાત મુખ્ય કરીને બતાવાનો આ વિષયનો મુળ હેતુ હોવાથી, તેઓનાજ દાખલા આ જમાએ ભરભર વાપર્યા છે. તેને જો મીઠાશ લઈ વાંચીને હજમ કરવામાં કંટાળો ખાવામાં ન આવશે, તો ખચિત જુના વખતનું કાવ્યશાસ્ત્ર આજના જમાનાનાં કાવ્યશાસ્ત્ર કરતાં કેટલું મજાનું છે, તેનો ખરો ખ્યાલ થશે.

કવિ ગંગ કહે છે કે—

"જા દીનસે મેરે મીત્ર સીધારે, અંન્ન ન પાણી કચુ ન સોહાતા;
જલ બીન જૈસી મીનહી તલપે, મેં જંને તપું જૈસા તેલહી તાતા.
હંશ જને ચાહે માન શરોવર, માન સરોવર રંગહી રાતા;
ચાતકી બુંદકુ ચાહે બપૈયા, ચાહ ચીકોરકુ નહેકા નાતા.
પંખ હોય ઉર આય મીલુ મેં, કવી ગંગ કહે સુનો જગજીવન દાતા;
મેરે તો ચીતમેં તુંહિ બસત હે, તેરેરી ચીતકી જાણે વીધાતા."

**વઝીરી** નામનો શાયર એક ઉપમા, આશક માશુકની સરખામણી કરતા એવી રીતની આપે છે કેઃ—"જયું સબઝેહ રન્દે ઉગને હએ પયંરોકે તલે હમ-ઇસ ગીર્દશે અફલાકસે ફુલે ન ફલે હમ."=જેમ રસ્તામા હરીઆલી યાને ઘાસ પગે પગ ઉગે છે, તેમ હમો આ દુન્યામાં ઉગ્યા જઇએ છીએ, અને જેમ તે ઘાસની ઉપર કશું ફુલ કે ફળ આવતુ નથી, તે મીશાલે આ આશમાનની ગીરદેશથી હમે ફુલ્યા કે ફલ્યા પણ નથી. વળી **નુરશાહ** શાયર કહે છે કે—"બેકરારી દીલકી મેરી દેખની મન્જુર હએ—તો ભી આં શીમગાળ ધોરાસા ગંગાકે

દેખ સો." મારૂં દિલ કેવી રીતે બેકરાર થયા કરે છે, તે જો જોવાની તુ પ્યારીની મરજી હોય, તો થોડોક પારો મંગાવીને જો, કે જેમ પારો કદી ઠરી રેહતો નથી, તેમ મારૂં દિલ બેકરાર રહે છે.

આશક માશુકના પ્યાર માટે વળી બીજો શાયર બોલે છે કેઃ—
"ક્યા કમાન અબરૂને એક તીરે નેઝારા મારા—જીસકે લગનેસી જીગર હો ગયા પારા પારા." = ને માશુકના ભવાંની કમાને, એક તીર નેઝારાનો એવો તો માર્યો, કે તે તીરના લાગ્યાથી દિલ ટુકડા ટુકડા થઇ ગયું. શાયર સોદા ખુદા ઉપર લખે છે કેઃ—" મકદુર નહીં ઉસકી તજલ્લી કે બયાંકા—જયું સમય સરા પા હો અગર સરફ જુબાંકા" = ખોદાતાલાનાં નુરનું બ્યાન કરવાને કોઇની કશી મકદુર નથી, અને જે મીશાલે મોમબતી માથાંથી તે પગ સુધી બળીને ઓગળી જાએ છે, તે મીશાલે આપણી જુબાંન પણ જો તેનું બ્યાંન કરવા પછાડી બાળ્યે અથવા ઓગલાવ્યે, તોપણ તે સાહેબનું બ્યાન થઇ શકે નહીં. સોદા શાયરનો નિચલો રેનકબાજ રેખતો મારૂં વધુ ધ્યાન ખેંચે છે. તેની મીશાલ નવીજ જાતની છેઃ—

"સાવનકે બાદલોંકી તરેહસે ભરે હુવે;
ઇઆહ વોહ નેનહે જીનસે કે જંગલ હરે હુવે.
એ દીલ યેહ કીસ્સે બગરી કે આતી હે કોજે અશ્ક;
લખ્તે જીગરકી નાઅશકુ આગે ધરે હુવે.
પલકેં તેરી કહાં નરફ આરા હુઇ કે વહાં;
અફવાજે કાહેરે કે ન બરહમ પરે હુવે.
આંખોકુ તેરી કયું કે મે બાંધુ કે ઇએહ ગેઝાલ;
જાતે હીં મેરે દીલકી જરાઅત ચરે હુવે."

અર્થઃ—શ્રાવણ મહિનામાં જેમ વરસાદથી વાદલાંઓ ભરાય છે, તેમ જુદાઇના બળાપાને લીધે મારી આંખ આંશુથી ભરાઇને તર થાય છે, કે તેના પડવાથી જંગલ પણ લીલું થઇ જાય. ઓ દિલ ! આજે તુંને કોણ સાથે લડાઇ થઇ છે ? કેમકે આંશુઓનું લશકર જીગરના ટુકડાનું તાબુત ધરીને આવે છે. ઓ મારી દિલબર ! જ્યાં તારી આખનાં પાંપણ શસ્ત્ર સમારીને ઉભાં રહ્યાં છે, ત્યાં તે ગજબ ભરેલાં લશ્કરોથી તારા સઘળા આશકો શીકસ્ત ખાઇને બરહમ પડી રહ્યા છે. તારી આંખને શા સારૂ બાંધું ! કેમકે એ હરણના જેવી આંખો, જતાં જતાં મારાં દિલ રૂપી ખેતર ઉપર ચરે છે.

હવે એક-નવી મીશાલ આપી આગળ ચાલ્યે. શંમજુ સાયેરની નવી જાતની ઉપમા નીચે મુજબ છે.

" યું વોહ રૂખ હએ હેજાબમેં રોશન,
માહ હએ જુ સહાબમેં રોશન.
ઉસીકી બીનીમેં ઇઅહ બુલાક નહીં,
શમે હએ માહાતાબમેં રોશન.
જામ મએમેં હએ અકસે ચેહેરએ યાર,
ઇઆ ચેરાગ આફ્તાબમેં રોશન.
ઉસકે ગોરે બદનમેં લાલ પોશાક,
દેખો આતશ હએ આબમેં રોશન.
સાથ દેહતા હએ ફીનદુકે પારી,
પંજ શાખા રેકાબમેં રોશન."

અર્થઃ—એ પ્રમાણે તે માશુકનો ચેહેરો પરદાની અંદર રોશનાઇ આપે છે, જાણેકે જેમ ચાંદ વાદળાંમાંથી ચળકે છે. તે માશુકના કાનમાં એ કાંઇ બાલી નથી, પણ એ તો ચેરાગ ચંદ્રની અંદર રોશન થયો છે. આ શરાબની જામમાંએ કાંઇ માશુકના ચેહેરાનો છાયો નથી, એ તો ચેરાગ આફ્તાબની મીશાલે ચળકે છે. તે માશુકના ગોરાં બદનમાં લાલ પોશાક છે, તે પાણીમાં આતશ હોય, તેની મીશાલે છે. પંજશાખ્યાના શેતારા, સારાં પગનાં આંગળાંઓની સાથે તેની રેકાબમાં ચળકે છે.

ફારશીમાં તરેહવાર અલંકારો છે. એ ઉપમાનાલંકારમાં ૪ ચીજોની જરૂર પડે છે.

૧—મશબે=જે ચીજ સરખાવામાં આવે તે. જેને ગુજરાતીમાં ઉપમેય કહે છે. ૨—મશ્એબેહ=જે ચીજની સાથે સરખાવામાં આવે તે. જેને ગુજરાતીમાં ઉપમાન કહે છે. ૩—તશબીહે=ખુદ ઉત્પ્રેક્ષા, જેને સાધારણ-ધર્મ કહે છે. અને ૪—સરખામણી કરવાનું કારણ જેને વજે તશબીહે કહે છે, જેમકેઃ——

સેનાઇઃ—" મર્દંગી જેહલો ઝીન્દગી દીનસ્ત;
હરચે ગોફ્તંદ મગ્ઝ આન ધનસ્ત."

અર્થઃ—માણુસાઇ એ અજ્ઞાનપણું છે. અને જીન્દગાની ધરમના જેવી છે. જેને તમે મગજ કહો છો તે પણ એજ છે. મર્દંગી તથા ઝીન્દગી, એ ઉપમાન છે, અને જેહલ તથા દીન, એ ઉપમેય છે.

શીરીનના અંગોળ વિષે બોલતાં **નીઝામી** શાયર કહે છે કે;

"સુ બર ફર્ક આબ મી અન્દાખ્ત અઝ દસ્ત;
ફલક બર માહે મરવારીદ મી બસ્ત."

એમાં તેણીના બાલનો કાળાશ, તે વજ્હે તશબીહે કહેવાય. આગળ આપણે ઉત્પ્રેક્ષા અને ઉપમાનાલંકાર વીશે ફરક જણાવી ગયા, તેમ ફારશીમાં જે ફરક છે, તે ઉપલા ૪ પ્રકારથી પણ જણાશે. જેને ગૂજરાતીમાં ઉત્પ્રેક્ષાલંકાર અથવા રૂપક અલંકાર કહે છે, તે અંગ્રેજી *Metaphor* અને ફારશી "એસ્તારેહ" ને મળતો છે; જ્યારે ઉપમાનાલંકાર જે છે, તે અંગ્રેજી *Simile* ને અને ફારશી તશબીહે ને મળતો છે. એ રૂપક અલંકાર ફારશીના "મીજાઝ" નીજ જાત છે. એમાં માત્ર ઉપમાનજ આવે છે. તેમાં ઉપમેય આવતો નથી. સખી માણસના હાથને **દરીઆ** કહે છે, પ્રિયાના મુખડાને **માહતાબ** કહે છે; ઈત્યાદિ કાવ્યમાં માત્ર દરીઆ કે માહતાબ, એટલુંજ જણાવે છે, પણ તે શા ગુણ માટે, તે જણાવવામાં આવતું નથી.

**અદ્રેચાચ:**—ચુ દુશ અઝ સકફે મયનારંગે તસ્ને ઝરનેગાર ઉફતાદ;
ફલકરા કાનસેહાઈએ નકેહ દર દરીઆએ કાર ઉફતાદ.

એમાં "સકફે મયના રંગ," એ આકાશને માટે, તથા "તસ્તે ઝરનેગાર," એ સુર્યને માટે, અને "કાનસેહાઈએ નકેહ," એ તારાઓને માટે, તથા "દરીઆએ કાર" ( *Black Sea* ), એ રાત્રિને માટે વાપરેલો છે હવે નીચલો બેત, એક પ્રેમદાના અંગોળ કરી આવ્યા પછીના વર્ણનનો છે:—

"ફેશાનદ પન્જહેએ મરજાન ઝે અબ્રે ગરવારીદ;
કમર ઝે જએબે શબે મસ્કબાર પએદા શુદ."

એમાં "પન્જહએ મરજાન" એ હીનાના રંગને માટે વાપરેલો છે; જે રંગથી પ્રિયાઓ પોતાના પગની પાતલી અને નખોને રંગે છે. અબ્ર છે, તે તેણીના માથાંના વાળને માટે છે, અને મરવારીદ એ તેણીના બાલોની ઉપર ઝુલાઈ રહેલાં પાણીના ટીપાંને માટે છે. કમર છે, તે તેણીના મુખડાને માટે, અને શબે મસ્કબાર છે, તે તેણીના પોતાના ચેહેરા ઉપર આગ તેમ આડે આવેલા બાલોને માટે છે. એ ઉત્પ્રેક્ષા, જે મીજાઝ કહેવાય છે, તે **હકીકત** અલંકારથી ઉલટોજ છે. જેમકે, "જમશેદજી બાહાદુર માણસ છે," એમ કહે તે **હકીકત** છે, પણ "જમશેદજી સીંહ છે," એ **મીજાઝ** કહેવાય;

# ૧૫

*"The lunatic, the lover, and the poet,*
*Are of imagination all compact:*
*One sees more devils than vast hell can hold;*
*That is, the madman. the lover, all as frantic,*
*Sees Helen's beauty in a brow of Egypt:"*

*Shakespeare.*

કવિતા અને ગાયન, એ બે જુદાં જુદાં છે, એમ જેઓ માને છે, તેઓ સાંકડો વિચાર ધરાવનારા માની શકાય. કવિતા, ગાયન, ગીત, ગરબા, ગરબી, દરેક ચીજ કાવ્યનાં બચ્ચાં છે. કાવ્ય અને ગાયન એમાં કાંઈ પણ ફેર જો પુછો, તો ઝાડની જાડી દાંખળી અને તેજ ઝાડની પાતળી દાંખળીવચ્ચેના ફરક જેટલો પણ ફેર નથી. કવિતામાં પણ ખુદાઈ વિચારો લાવી શકાય, અને ગાયનમાં પણ લાવી શકાય. કાવ્યની લેઝત, તેવીજ ગાયનની લેઝત. ગાયનની ફાશીન, તેવી કવિતાની ફાશીન. કવિતાની ઝમક, તેવી ગરબા ગરબીની ઝમક અને ગરબા-ગરબીનો રસ, તેજ કાવ્યનો પણ રસ છે. કોઇ પણ કાવ્ય કે કવિતાને **રાગ** કે **શુર** કે **તાંન** કે **તાલ**ના મધુર મિલાપથી **ગાવામા** આવે છે, ત્યારે સાંભળનારને તે ખુશનુમા લાગેછે, પરંતુ તેથી તે કાંઇ ગાયન અને કાવ્ય જુદાં જુદાં થઇ ગયાં એમ માનવાનું નથી. ખુદરતી વિચારો-બુધ્ધ-અને તર્કબુદ્ધિ કાવ્યમાં વાપરવી પડે છે, તેજ ગાયનમા વાપરવી પડે છે. માટે કાવ્ય અને ગાયન એ તો એકજ સમુદ્રના પાણી સમજવા; એકજ માંબાપનાં બચ્ચા સમજવાં, અને એકજ ઝાડની દાખળીઓ સમજવાની છે.

૩૬, **બાધ બંધીક**:—આ અલંકાર પદ્ય કરતાં ગદ્યમાં વધારે, અને ગદ્ય કરતાં વાકચાતુર્યમા વધારે વપરાય છે બાધ-એટલે અટકાવ, અથવા નડ. બંધીક=બંધ કરનાર. એમાં કોઈ પણ જાતનો અટકાવ અથવા બાધ પ્રથમ દરશાવામાં આવે છે, અને તુર્તજ તેનો રદ્દીયો આપવામાં આવી, તે બાધને તોડી નાખવામા આવે છે. જેમકે:— "કોઇ મને પુછશે, કે તું જરથોસ્તનુ કાવ્ય ક્યાંથી મેળવશે ? તો હું કહીશ, કે ખુદ ગાથામાથી અથવા બીજા નાહના અવસ્તામાંથીજ મેળવીશ." આ અલંકારને અંગ્રેજીમા *Prolepsis* કહે છે. ફારશી "**એહુતેમાજ બ દલીલ**" ને મળતો આવતો આ અલંકાર છે. તુલસીદાસ એ અલંકારમાં એક દુહો કહે છે કે:—

" તુલશી રેખા કરમકી, કબુ ન મેટે રામ;
મેટન સમરથ હય પણ, સમજ કીયો હય કામ."

એમાં પેહેલે બાધ બતાવે છે, કે નશીબ ઇશ્વરે નક્કી કરેલું છે, તે ખુદ ખુદાથી પણ મટાડી શકાતું નથી; પછી વળી કહે છે કે, તે મટાડવાને તો તે શકિતવાન છે, પણ સમજીને પ્રથમથીજ કામ લીધેલું છે.

" જનની જણુતો હરિ ભક્ત જણ, કાં દાતા કાં શૂર;
નહીંતો રેહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર."

એમાં પ્રથમ બાધ નહીં પણ બંધિક આપ્યો. કે એ બાઇ જણેતો ઇશ્વર ભકતો અથવા દાતાર કે શૂરો નર જન્મજે, પછી બાધ કહે છે કે, નહીંતો વાંઝણી રેહેજે, પણ નૂર નાં ગુમાવતી.

મી. મનસુખ એક દાખલો આપે છે:—

" શોકર ખોદાનાં કે તુંજ ગોયા એક ચમન છે,
અગરજો તું દલીલ માંગે તો કબુલ છે:—
કે મુખડો તાહારો, તો ગુલે ચમન છે,
કદ તાહારૂં સરવ, ને જુલ્ફ તાહારાં સમ્બુલ છે."

એક ઉરદુ રેખતામાં એ અલંકારને લગતો મીશરો વાપરવામાં આવેલો છે કે:—

" હમતો રોતે હએ, હંસતે હએ અગીઆર;
કદ્રે બુલબુલકી જાગ કહાં જાને.
હોટ ચાટા કરે વોહ સારી ઉમર;
લબે શીરીંકા જો મજા જાને."

યાને કે:—મારી દીલબરની જુદાઇમાં હું તો રડયા કરૂં છું, ત્યારે મારા હરીફો હસે છે, તો હું તેનું કારણ કહું છું કે, મધુર રાગથી ગાનારાં બુલબુલની કદર, કઠોર આવાજનો કાગડો શું સમજી શકે ? પોતાની માશુકના મીઠા હોઠો ઉપર ચુમી લેવાની મજાની જેને ખબર છે, તે તો પોતાના હોઠો, પોતાના આખા ભવ સુધી ચાટયાજ કરે છે.

" નારી પુછત નરકું તુમ, કાયસે બદન મલીન;
કયા ગાંઠસે ગીર પડા, કયા કીસીકું દીન. ?
નહીં ગાંઠસે મરથ પડયો, નહીં કીસીકું દીન,
દેતે દીઠે દાતારકું તેસે ભયો મલીન."

એમાં એક સ્ત્રી પોતાના પતિને પુછે છે કે, તમો મમખાર કેમ

ગયા છો ? શું કંઇ પૈસા પડી ગયા, અથવા કોઇને કાંઇ પૈસા આપી દીધા ? તેનો જવાબ આપી બંધિક કરે છે કે, પૈસા પડી પણ નથી ગયા, અને કોઇને દીધા પણ નથી, પરંતુ સખીને સખાવત કરતાં જેને ગમખાર બનેલો છું.

બાધ="જુહાર જુહાર વણિક કહે, ન જાણે જુહારકા ભેદ;
ભેદ જાણે બીન રહત હય, આઠો પહર બહુ ખેદ.
બંધિક=જજામે જગદીશ હય, હહામે હરિ સાર;
રરામે રામ રમ રહ્યા, તાકા નામ જુહાર."

એમાં પેહેલા દુહામા "જુહાર" એટલે શું, કરી બાધ મુકે છે, પછી ખુલાસો કરે છે કે, જુહારમાં જ છે તે જગદીશ યાને ખુદાને માટે છે; હુ છે તે હરિનો હુ છે; ર છે તે રામ મધેનો ર છે. વળી એ અક્ષરાલંકાર પણ ગણી શકાશે. વળી ૧ લી તેમજ ૨ જી લીટીમાં જ ઉપર અનુપ્રાસિકાલંકાર તથા ૩ જી માં હુ ઉપર અને ૪ થી માં ર ઉપર વર્ણાલંકાર સમાયલા જણાશે.

સુંદર વિલાસમાં નિચે પ્રમાણે અલંકાર વાપરેલો છે:—

कोइ वार कहे कोइ पार कहे। उसका कहुं वार न पार हैरे ॥
कोइ मूल कहे कोइ डार कहे। उसके कहुं मूल न डार हैरे ॥

એમાં પણ બાધ બંધિકનો ખ્યાલ જલદી થશે.

એક ફારશી કવિનો નીચલો બાધબંધિક ઉત્તમ છે. તેમાં બંધિકની લગામ પોતાની માશુકના બાહાંના હેઠળ સોંપેલી છે.

"ગાફેલ બ મન રસીદો વફારા બહાને સાખ્ત,
અફગંદ સર બ પીશો હયારા બહાને સાખ્ત.
તા અઝ જફાઇએ ઉ ને રેહમ ખુને મન ને રીખ્ત,
બી રેહેમ બોબીન કે તરસે ખુદારા બાહાને સાખ્ત.
અઝ બઝ્મ તા ઝે આમદને મન બેરૂન રવદ,
બરખાસ્ત ગરમો દાદને જારા બાહાને સાખ્ત."

માયની:—મારી હાજરીની ખબર વગર મારી પ્યારી માશુક મારી આડે આવી જાય છે, અને તેને માટે તેણી એવો બાધ અથવા બાહાંનું બતાવે છે કે, એનો આપણા વચ્ચેનો ધાડો પ્યાર તેણીને ત્યાં લઇ આવે છે. તેણી પોતાનો ખુશનુમા મુખડો મને

જોઇને નીચે ઘાલી દે છે કે, જેથી તે ખુશ મુખડો જોવાને હું ખેનશીબ રહું છું; ત્યારે તેણી શુ બાહાનું લાવે છે કે, એનો હું લાજને મારે શરમાઇ જાઉ છું. તેણીના આવા જુલમગાથી રખે હું છુટો થાઉ, તેથી તે પ્રિયા મને એકદમ મારી નાંખતી નથી; પણ તમે જુઓ કે તે જુલમગાર "ખોદાતાલાની બીહીક" નું બાહાનું બતાવી તેમ કરતી નથી જ્યારે એક ગીજલશગા એ બેઠેલી હોય, અને હુ ને એ આમણુસામણુ થઇ જાઇએ, ત્યારે તેણી લાગલીજ ઉઠી જાય છે, અને બાહાનું શું કાઢે છે, કે એતો તમારે માટે જગા કરી આપવા હું ઉઠી જાઉ છુ!

એમા બાધ્ય અને બધિક અવાર નવાર ગુચવાઇ ગયા છે. અને આગળ જણાવેલા દાખલાઓ કરતાં આ જૂદાજ પ્રકારનો દાખલો હોવાથી ગુચવાઇ જઇ, અ દરખાને તેનો ભેદ સમજવામા ઘણાઓ ઠગાય એ સંભવિત છે.

નિચે જણાવેલો કમતરશાહનો અલંકાર આપણે રજુ કરી આગળ ચાલયે.

"ખરીદાર તુમ હો તો કયા ચાહતે હો;
મે દેલ બેચતા હું મે જાં બેચતા હું.
કહા મુજસે કાતેલને સર બેચતા હએ;
કહા મેને હાં મેહેરબાં બેચતા હુ.
અગર તુ મેરે છેરનેકુ હે કેહતા;
નહી બેચતા હું તો હાં બેચતા હું."

અર્થઃ—અગર તમો ખરીદદાર થવા માગો છો તો તમને શુ જોઇએ છે? હુ મારૂ દીલ પણ વેચું છું, અને મારો પ્રાણ પણ વેચું છુ. મને તે કતલ કરી નાખનારે કહ્યુ કે, શું તું તારૂં માથું વેચે છે? ત્યારે મેં કહ્યુ કે હા મેહેરબાન, હું તે પણ વેચું છું અગર તું મને છેરવાને સારૂ એમ કહેશે, કે હું નહી વેચતો, તો હું તુને પાછું કહું છું કે, હા હુ વેચું છું. એ પ્રમાણે બાધબધિક આબાદ લાગુ પડેલો છે.

બાધ="કયા ન પાવક જર શકે, કયા ન સિંધુ સમાય;
કયા ન અબળા કર શકે, કયા જગ કાલ ન ખાય.
બંધિક=પુત્ર ન અબળા કર શકે, જશ ન સિધુ સમાય;
ધર્મ ન પાવક જર શકે, નામ કાલ નહીં ખાય."

એમાં બાધમાં શું છે કે, પાવક શું નહીં જરવી શકે, તથા સિંધુમાં શું ન સમાય, તથા સ્ત્રી જાત શું ન કરી શકે, અને જગતમાં કાળ શાંનો ભક્ષ નહી કરે ! એ પ્રમાણે પુછી, તેનો નીચેજ ખુલાશો આપે છે કેઃ—એક સ્ત્રી પુત્ર બનાવી નહીં શકે, યશ છે તે સિંધુમાં પણ સમાતો નથી; અને ધર્મ કોઇથી જરવી શકાતો નથી, અને કાળથી પણ નામને ખાઇ જવાતું નથી એ પ્રમાણે અલંકાર છે.

" માળા તો મનકી ભલી, ઔર કાષ્ટકા ભારા;
માળામે જો ગુણ હોત, તો ક્યુ બેચત મણીઆરા."

યાને બાધ કરે છે કે, માળા જપવી તે તો મનનીજ જપવી, બાકી તો બધી લાકડાંની ભારી છે. પછી તેનો ખુલાશો કરે છે, કે જો તે લાકડાંની બનાવેલી માળામાં ગુણજ હોત, તો મણીઆરૂં વેચનારો તે વેચતેજ શું કરવા ?

બાધ.— " ક્યા ધરતી કો ફેર હે ક્યા આભકો તોલ;
ક્યા સાધુકી જાત હે ક્યા પારસકો મોલ.
બધિકઃ— સાધુકી જાત ન પુછીયે, જો પુછો સોહી ગ્યાન;
મોલ હોત તરવારકા, ધરા રહેગા મ્યાન."

એમાં પ્રથમ ચાર બાધ જણાવ્યા છે, અને પછી તેનો ખુલાશો કર્યો છે, કે સાધુની જાત પુછયેજ નહીં, જે છે તે જ્ઞાન વડે જાત ન્યાત છે. અને મુલ તો કશાંનું કર્યેજ નહીં, મુલ તો તરવારનુંજ; કેમકે મ્યાનમાંજ રહે છે ને મુલ માંગે છે !

**૩૭, નિર્જીવ જીવિકાઃ**—નિર્જીવ ચીજોને જીવતી ચીજો લેખે વર્ણવવાનો આ અલંકાર છે. આ અલંકાર રમુજી લખનારા અને રમુજ બોલનારાઓ માટે ઘણો સારો છે. બીજા કોઇ પણ ઉત્તમ અલંકારોમાં કમતરીન શેવકને તો આ અલંકારનો ઘણો છંદ અને બહુજ ચરસ છે. એ અલંકારને મળતો ગ્રીક ભાષામાં *Prosopopœia* નામથી ઓળખાય છે. ફારશી ભાષામાં " **સુરતે તબદીલ ગીરફ્તન** " અથવા " નામ સાખ્તેહ વ સુરત મામલેહ નમુદન " એ પ્રમાણે એ અલંકારનું લક્ષણ આપેલું છે. અને તેનેજ મળતું અંગ્રેજી નામ *Personification* આપવામાં આવેલું છે. આ મીઠાશદાર અલંકારના દાખલા સંખ્યાબંધ આપવાની લાલચ થવાનું કારણ એ છે, કે એ અલંકાર જુદી જુદી નવનવી તરહેવાર રીતે વપરાય છે, તે કેમ વાપરવો, એ વિગેરે આપણે જુના વખતના દાખલા-

ઓથી શિખી જવાનું છે.

( ઇંદવ વૃત્ત )

" ઓંખિ સુનેરિ પિળા પટવાળિ રૂપાળિ મહા મદ માંહિં નિહાળિ,
ગોરસની મટુકી શિર મૂકિ કરે જમણે પટ પાલવ ઝાલી;
નેન અદા કરતી હસતી મિઠિ કામઠિ પાંપણ આંખ અણ્યાળી,
ભાદરવા વદ આઠમ સાંજ સજી સણગાર ગઇ સટ ચાલી "

( ન. ક. )

અર્થઃ—એ ત્રણ વરસ ઉપર ભાદરવા વદ આઠમની સાંજે વાદળાના રંગથી સઘળો દેખાવ ઝાંખો પિળો થઇ ગયો હતો, ને આકાશમાં વચ્ચે એક વાદળી કાળી દેખાતી હતી, એટલા ઉપરથી તે સાંજનું ઉપર પ્રમાણે વર્ણન કર્યું છે. સાંજને સ્ત્રી ધારીને, વાદળિને ગોરસની મટકી કલ્પી છે.

તરકીના તખલ્લુસનો શાયર કહે છે.

"બુલ બુલો તુમકુ મુબારક હો એ ગુલ ગસ્તે ચમન;
**લાલે ઓ ગુલ કાન કીજો** જીકરે દલગીરોં કે બીચ."

અર્થઃ—ઓ બુલબુલો આ ચમનના ફુલોમાં ફરવું હરવું તો તમુનેજ મુબારક હોજો. અને અહિ આં હમારે સારૂ તો **ઓ લાલાના અને ગુલાબના ફુલો !** હમે ગમગીન લોકો પોતાના દુઃખોની જે જીકરી કર્યે છે, **તે સાંભળવા સારૂ તમારા કાન કરજો.** જાણે કે ફુલો સમજતાં હોય, અને જાણે તેઓને કાન હોય ને સાંભળતાં પણ હોય, તેમ શાયર તેઓને બોલાવે છે. વળી નિચે હવે શાયર પવનની સાથે વાત કરે છેઃ—

" **અએ સબા** બેહરે ખુદા કુચ મુંજે તદબીર બતા;
ઇઆ ઉસે લાકે મીલા ઇઆ મુજે લે જાનેકી. "

યાનેકેઃ—**ઓ બાસદાદના પવન** ! તું ખોદાને વાસ્તે યાંતો તેણીને લાવીને મને મેળવવાની, અથવા તો મને તેણીની નજદીક લઇ જવાની કાંઇબી તદબીર બતાવ ! એમાં પણ નિર્જીવજીવિકા છે. પંચોપાખ્યાન, અનવારે સોહેલી, ઇસપ્સ ફેબલ, વગેરે વાર્તાની કેતાબો તમામ એજ અલંકારથી ભરેલી છે. એ અલંકારને કવિ નર્મદાશંકર **સજીવારોપણ** કહે છે, અને તેના ઉત્તમ દાખલા તેણે કેટ કેટલી આંણ્યા છે.—તરવારને બોલતી ચિતારી છે.

" મ્યાંન માંહેની તરવારો તે કહે છે અમને કાહડો."

\+ + +

"ને ત્યાં ધનુષ્ય ટણકાર પ્રભુએ પ્રૌઢ કર્યો,
તો મરૂત ખળભલ્યા સર્વ, લંકધ્વજ તૂટિ પડ્યો;
હરખે ડોલ્યાં નગ ધરા, મધુર ધન નાદ ભણ્યા,
છે વિજય વિજય નરસિંહ, ધનુર્ધર રામ તણાં."

એમાં ધનુષનો ટણકાર સાંભળી નગ એટલે પર્વત અને ધરા એટલે પૃથ્વી એ બે હરખથી ડોલ્યાં, અને મધુર તથા ધન એટલે અર્થયુક્ત વાણી ભણ્યા કે રામના વિજય છે.

તેજ પ્રમાણે ચંદન વીશે નિર્જીવજીવિકા નિચે મુજબ છે:—

"ચંદન પડા ચમાર ઘર નીત ઉઠ કૂટે ચામ;
ચંદન બિચારા ક્યા કરે, પડા નિચસે કામ."

એમાં પણ અલંકાર વાપરેલો છે.

વીલ્યમ શેકસપીઅર, જુલ્યતની રોમ્યો માટેની અધિરાઇનું ધ્યાન કરતાં કહે છે કે:—

*" Come, night ! Come, Romeo ! come thou day in night !*
*For thou wilt lie upon the wings of night*
*White than new snow on a raven's back.—*
*Come, gentle night; come loving, black brow'd night,*
*Give me my Romeo: and when he shall die,*
*Take him and cut him out in little stars,*
*And he will make the face of heaven so fine,*
*That all the world will be in love with night,*
*And pay no worship to the garish sun."*

એમાં પણ રાતને જાણે જીવ હોય, અને તેણી જાણે બધું સમજતી હોય, તેમ અધિરી જુલ્યત તે રાતને બધો પેગામ કહેછે!

સજીવારોપણનો નિચલો દાખલો ઘણો મજા આપે છે;

( માલિની વૃત. )

" અરર ધરતિ મોટી, માવડી માગ આલ,
ઝટ ઝટ ઝટ બ્હેલી, પેટમાં પાસ પાળ,

નથિ નથિ સમ ખાવે, રહેવે કોઇ ન્હાસૂં,
પ્રિય પતિ સુત મૂવે, ઘેર દેવાયું તાળું." (ન ક)

એમાં ધરતીને માયની માફક, જાણે તે સજીવ હોય તેમ કહેલું છે.

જરથોસ્તીઓના અવસ્તાના પુસ્તકમાં અતિ ઘણો સરસ સજીવારોપણ વપરાયલો છે. અરદિબેશ ન્યાએશ નામની બંદગીમાં નિચે મુજબ છે·—"આ હાતાંમ્ચ"ના હા ઉપરથી.

"ઇમત્ વો **આપો** જઇઝ્યેમિ, ઇમત્ **જેમો** ઇમત્ ઉર્વરાઓ, ઇમત્ અમેષા સ્પેન્તા હુક્ષથ્ર હુધાઓંધહો, વ ઘૂહવસ્ચ વંઘઉહીસ્ચ વોહુનામ દાતારો, ઇમત્ અષાઉનામ વંઘૂઉહીશ ફ્રવષયો ઉગ્રાઓ અઇવિથૂરાઓ, ઇમત્ મિથ્ર વોઉરૂગઓયઓઇતે, ઇમત્ સ્રઓષ અષ્ય હુરઓધ, ઇમત્ રપ્ન્વો રૂજીસ્ત આતરે અહુરહે મઝદાઓ પુથ્ર"

અર્થ:—**ઓ પાણીઓ**! તમારી પાસેથી એ બક્ષેશ હું માંગું છું. **ઓ જમીન! ઓ ઝાડપાનો!** અએ સારી હકુમત કરનારા, સારા ડહાપણવાળા, તથા ભલા માણસોને અને ભલી બાયડીઓને નેઆંમતના બક્ષનારા અમશાસ્પંદો! અએ અશો લોકોના ભલાં જોરાવર ગાલેબ ફરોહરો! અએ બોહળાં ખેતરવાળા મેહેરઇજદ! અએ હોરમજદની તરફના સઘળી ચીજોને **પાક કરનારા આતશ**! (તમારી પાસેથી એજ બક્ષેશ હું માગું છું.) સુંદરદાસ નિચે મુજબ નિર્જીવ જીવિકા વાપરે છે:—

जीव कहे काया सुनो। हम तुम होई बियोग वे ॥
हम निर्गुण तुम गुनमई। कैसे रहत संयोग वे ॥

**ખોરશેદ** નામના ઉરદુ શાયરે એક ઘણો ફક્કડ અલંકાર વાપરેલો માલમ પડયો છે.—

"ગુલ ખોલે કાન શુંનતા હુએ, દેતા હુએ ગુનચે તાલ;
ગાતી હુએ અંદલીબ તરાના બસંતકા.
ખોરશેદને લેબાશ કીઆ તુજ બગેર જરદ;
કરતા હુએ જીસ સબબસે તરાના બસંતકા."

યાને કે·—જ્યારે બુલબુલ વસંતનો રાગ ગાએ છે, ત્યારે ફૂલો પોતાના કાન ખોલ્લા કરીને સાંભળે છે, અને કળીઓ તે રાગની તાલ મારે છે! ખોરશેદે તારા વગર પોતાનો પોશાક જરદ કરી નાંખ્યો,

તે સબબથી વસંતના પ્યાલો તે ગાએ છે ! આમાં ઘણા ઉત્તમ પ્રકારે અલંકાર વપરાયલો છે. વળી એને ભુલાવે એવો અલંકાર કોઇ શાયરે વાપરેલો છેઃ—

" જબ મસ્ત ચમનસે હો ચલા ઘરકુ વોહ લાલા;
ગુન્ચેને સુરાહી લી ઉઠા ગુલને પ્યાલા. "

યાને કે—ફુલવારીમાં મસ્ત થઇને મારી માશુકે જ્યારે ઘર તરફનો રસ્તો પકડયો, ત્યારે ફુલની કળીઓએ પોતાના હાથમાં દારૂનો શીશો ઉઠાવી લીધો, અને ફુલોએ પ્યાલાં ઉઠાવ્યાં.

## ( મંદાક્રાંત વૃત્ત )

" આકાશે તો ચકચક થતો શ્વેતવાગો સજ્યોરે,
તારાઓ જે મુઝઇ રડતા, શોક તેણે તજ્યોરે;
પીડાતો તે અતિસ કમળે, ચંદ્ર સારો થયોને,
પાવા માંડી ફરિ મિઠિ સુધા, ધન્ય તેણે સહુને. "( ન. ક. )

વરસાદની રૂતુ વિત્યા બાદ શરદ રૂતુ શરૂ થતાં, આકાશ સ્વચ્છ થાય છે, તે ઉપરથી આકાશને સફેદ પોશાક પેહેરાવ્યો છે. તારાઓ જે રડતા યાને ઝાંખા હતા, તેઓએ શોક મુકયો યાને ચળકવા માંડયું, કમળાના રોગથી ચંદ્ર દુખી હતો, યાને ચોમાસામાં ચાંદ પીળો પાંજરો ફીકકો હોય છે, તે સારો થયો; યાને પ્રકાશવા લાગો; અને મીઠું અમ્રત સૌને પાવા લાગો, યાને ચાંદરણું પાંથર્યું.

સ્કૉટની રોકબીમા પેહેલા કેન્ટોનુ ૩૩ મું ગાયન ચંદ્ર ઉપર રચેલું છે, તે તમામ એજ અલંકારમાં રચેલું છે વળી એજ કાવ્યમાં નીચલો અલંકાર છે.—

" *Indifference, with his idiot stare,*
*And Sympathy, with anxious air;*
*Paint the dejected Cavalier,* "

વળી બીજો એક દાખલો આપ્યો છે.—

" અરે પરોઢિયાંની લેહેર, કેમ આવી જાએ તે મેર;
આજ એટલી કાં શરમાએ, હવે કાજ તે કેમરે થાય ?
અલી કહેની શો લાવી જવાબ, કેમ નાસે છે ધીરજ આપ;
કેમ રીસાઇ તું મારાથી, મારે મરવું શું એ જવાળાથી "

એમાં પણ એક સ્ત્રિ પવનની લેહેર સાથે વાતચિત કરે છે.

અંગ્રેજ કવિરાજોના સંખ્યાબંધ દાખલા એ સંબંધના છે, જેમાં કાવ્યરસ પૂરેપૂરો સમાયલો દીઠામાં આવે છેઃ—

" *The mountains look on Marathon,*
*And Marathon looks on the Sea.*"—*Byron.*

* * *

"*How blithely might the bugle-horn,*
*Chide, on the lake, the lingering morn*"—*Scott.*

જરથોસ્તીઓની પવિત્ર બંદગી " આતશની નિયાએશ " માં આ અલંકાર સંગારેલો છેઃ—

"વીસ્પનામ્ પર-ચરેન્તામ્ આતર્શ જસ્ત આદિધય;
ચીમ્ હખ હર્ષે બરઇતી ફ્ર્યરેથ્વાઓ અમૈઐપાઇધે ?"

અર્થ—તમામ આવનારાઓના હાથ તરફ **આતશ નજર કરે છે,** ( અને પુછે છે કે ) ચાલતો દોસ્ત, બેઠેલા દોસ્તને માટે શું લાવે છે ? એમાં પણ આતશ યાને અગ્નિને તેના પુજારી સાથે વાતચિત્ત કરતો ચિતાર્યો છે. આ અલંકારની મદદથી જે પ્રમાણે એક કવિ કવિતાઓ જોડે છે, તેમજ એક ચિતારો તરેહવાર ઉત્તમ ઉત્તમ ચિત્રો પણ ચિતારી શકે છે; અને કાવ્યરસના જેવોજ ચિત્ર-રસ લેઝતદાર બને છે. મલ્હાર રાગની એક ઠુમરી ગાતાં વાદળને પ્રિયા કહે છે કે—

" બાદળી તુ બરસ હમારે દેશ—
કેહ ગોરી અનમનીરે કાહાં મીલેગે નરેસ,
મે જો ભીંજું મોરે આંગણે,પીઆજી ભીંજે પરદેશ."

કપાસના ફુલ સાથે મોગરાનુ ફુલ સવાલ જવાબ કરે છે, તે બહુ સાંભળવા ગમે એવું રમુજી છે.—

( સવાલ )

"અબ દહી સરીખે ઉજરે, ઓર માલન લાઇ તોર,
તમોમે ઓ કયા ગુન ભયો, કે દોરો બાધે જોર ?"

( જવાબ )

" પીર પેગંબર હમ ચહરે, ઓર પરાઇ સેજ ચહર જાએ,
પહેલે તીરીઆ હમ રચે, સો ઉન ગુન બાંધે જાએ. "

એમા મોગરાના ફુલ વડાઇ લે છે કે, ધણી ધણ્યાંણીનું જોડું પેહેલ્લે હમે સાધીએ. તેથી હમોને પણ ઓદાને બારથી બબ્બેનેજ

જોરકાંમાં બાંધે છે, વડના ઝાડે કરેલી ફરિયાદમાં પણ ,એજ પ્રમાણેની રમુજ છે:—

" સુનો હકીકત **બરને કહા** બેઠા મુસાફર મેરી છાંયા,
મેરી છાંયીમે આરામ પાયા, તોડ પાંટ ઓર મુજે સતાયા,
એસા ઇનસાફ કીયા ઉનને, નહીં છોરો કાટે બીને. "

એમાં તમામ હકીકત વડના ઝાડે કહેલી કવિએ ચિતારી છે. વળી સુંદર વિલાસમાં ભુખને એક મદારીના રૂપમાં મુકેલી બહુ મેઝત આપે છે:—

भूख नचावत रंकहि रावहि । भूख नचाइ जु विश्व बिगोई ॥
भूख नचावत् इंद्र सुरासुर । और अनेक जहां लग जोई ॥

*Personification* યાને નિર્જીવ જીવિકા, તથા *Metaphor* યાને ઉત્પ્રેક્ષાલંકાર, તથા *Pathetic Fallacy* એ ત્રણ અલંકાર એકજ માબાપના બચ્ચાં છે, ફકત તેઓના ચહેરા જૂદા જૂદા છે, બાકી તેઓ સાથે જન્મેલાં ત્રણે ભાઇ બેહેનો છે અકેકમાં ગુંઠાઇને ગુંચવાઇ ગયલાં છે. એક શાયરે કાંસકીને કહેલાં બ્યાન ઉપરથી. તથા ફુલની કળીઓએ માળીની સાથે કરેલી વાતચિત્તના નિચે જણાવેલા દાખલાઓથી તેની સમજ પડશે:—" જુલ્ફ ઉસ્કીકુ છેર મત શાનાં– દેલ મેરા પેચો તાબ ખાતા હએ."–**ઓ કાંશકી !** તું તેણીના ઝુલ્ફાને નાં છેર, કાંએકે તેણીના ઝુલ્ફાં વીખરાઇ જાએ છે, ત્યારે મારૂં દિલ પેચો તાબ ખાઇને દુખી થાય છે.

" માલી આયા બાગમે, **કલીઅન કર રહી શ્હોર,**
મે તો બંદીઆં તેરી, મીઆં કાચી કલી મત તોર,
માલી આયા બાગમે, **કલીઅન પરી પોકાર,**
ખીલી ખીલી ચુંતલે, ઓર કલ્યનકુ મત પાર. "

ઉપલા દાખલાઓથી થોડો થોડો ફરક સેહેજમાં સમજાશે આવા કવેતોના રસથી મોહ તો એવું મીઠાશથી ભરાઇ જાય છે, કે જાણે ભુખને સમયે લાડુ આવી લાગ્યાથી મોંમાં પાણી છુટે. પી. બી. શેલી પ્યારની ફીલસુફી ઉપર લખતાં ઘણી ફફડ ઝમક ઝમકાવે છે, જેથી પ્યારના દરવાજા આગળથી હાંકી કઢાયલાઓને ઘડીભર રડવું તો આવશેજ.

" <u>See the mountains kiss high heaven,</u>

*And the waves clasp one another;*
*No sister flower would be forgiven*
*If it disdained its brother*
*And the sunlight clasps the earth,*
*And the moonbeams kiss, the sea;-*
*What are all these kissings worth,*
*If thou kiss not me.* "

ઘણે ભાગે શાયરો પોતાની મોંઘી માશુકો ઉપર રચેલી ગઝલોમાં આ અલંકાર વાપરવાનો ઘણો શોખ રાખી ગયા છે—બહાર નામનો શાયર કહે છે કે, " નાંઝે ખત જુલ્ફે અદા ચશ્મો મુજેહ ઓર અબરૂ—સબકે શબ દુશમને કાતેલ હુએ મેરી યારીસે "—તારાં મોઢાં ઉપરના ઝીણાં બાલ તથા તારાં જુલફાં, તથા અદા, તથા આંખો, તથા પલકો, તથા ભવાં એ સઘળાંઓ મારી દોસ્તીને લીધે મને કતલ કરી નાંખનારાં દુશ્મનો થઇ ગયાં છે આ અલંકાર *Pathetic Fallacy* ના વર્ગમાં પણ મુકી શકાય વળી ખલીકના તખલ્લુસવાળો શાયર કહે છે કે.—" ઇસ યારકે મીલનેકી ઉમેદ જો મુજે થી— **કયા રાહ ગઇ ભુલ કજા તું કીધર આઇ**"તે યારને મળવાની હજુ તો ઉમેદ છે, શું કજા તુ રસ્તો ભુલી કઇ ગઇ છે કે કેમ ? અહિંઆં ક્યાં આવી લાગી ? એજ તરેહનો એક અલંકાર એક જાણીતા રેખ-તામાં વપરાયલો દીઠામાં આવે છે—" અએ બાદે સબા બાગમે મત જાઇઓ તરકે—શાયદ કે વોહ સુતાહો કહીં પાત ન ખરકે."—ઓ સહવારના પવન ! બામદાદની વખતે તું બાગમાં જઇશ મા, કારણકે મારી માશુક ત્યાં સુતેલી હશે, વાસ્તે ત્યાનું એક પાંદડું પણ ખખરવું નહીં જોઇએ. એના કરતાં વળી વધારે રમુજ આપનારો અલંકાર હૈદરી નામના શાયરે વાપરેલો છે.—" બરાબરીકા તેરે ગુલને જબ ખેઆલ કીઆ —સબાને માર તમાચા. મોં ઉસકા લાલ કીઆ. " ઓ માશુક ! જ્યારે તારી બરાબરી કરવાનો ખ્યાલ ગુલાબના ફુલે કીધો, ત્યારે સહવારના પવને તેને તમાચો મારીને તેનું મોઢું લાલ કરી નાંખ્યુ વળી એક ગઝલમાં એવાજ અલંકારને પુષ્ટિ આપી છે—" **કેહતી હે જુલ્ફ** ઉસ્કી જંજીર હુ તો મેં હું— **અબરૂ કહે** હે ઉસ્કી શમશીર હું તો મેં હુ " એમાં પણ જુલ્ફાંને જુબાન આપી છે, અને અબરૂ યાને ભવાંને ભાષા આપેલી છે. એને

મળતી વાતચિત્ત **દિલ** અને **તન** વચ્ચે ચાલેલી છે:—

"દિલ બોલતા હે તનસે કીઆ એસમેં સોતા હે–ઇસ દારે ફના મેં આ ને આરાંમ કીઆં હોનાં હે." હવે **અક્કલ** અને **એશ્ક** એ બે વચ્ચેની મારામારી આપણે આજના અચ્છા અલંકારના એક અચ્છા નમુના લેખે હેઠલ ટાંકી લેએ.

"**અક્કલ** કેહતી એલ્મ પઢ લીખનેકુ શીખ;
**એશ્ક** કેહતા જા દરશકી માંગ ભીખ.
**અકલ** કેહતી મત રકીબોંસે તું અથર;
**એશ્ક** કેહતા મર્દ હો હીમ્મત પકર.
**અકલ** કેહતી ખુબ હે રોજા નીમાજ;
**એશ્ક** કેહતી પી શરાબાં એશ્કબાજ.
**અકલ** કેહતી જા નજીબોંમે તું આ;
**એશ્ક** કેહતી હો કલંદર બે નવા.
**અકલ** કેહતી યાદે હક કર લે ભલા;
**એશ્ક** કેહતા મેં ખુદાસે હું મીલા.
**અકલ** કેહતી એશ્ક હે કાલી બલા;
**એશ્ક** **કેહતા અકલકુ મત મોંહ લગા.**
**અકલ** કેહતી આશકી બદ ચીજ હે;
**એશ્ક** **કહેતા મર્દ મુજબીન હીજ હે.**
**અકલ** કેહતી પેટ ભર ખાલે હવાસ;
**એશ્ક** કેહતા ખુબ હે એ ભુખ પીઆસ."

અંધ કવિ મિલ્ટને આ અલંકારની મજા, લેઝત અને રસ વાંરવાર લીધેલાં છે, તેમાંનો એક દાખલો વાંચનારાઓના અભ્યાસ સારૂ નિચે રજુ કરૂં છું:—

"*The shepherd, thee the woods, and desert caves,*
*With wild thyme and the gadding vine o'ergrown,*
*And all their echoes mourn:*
*The willows, and the hazel copses green,*
*Shall now no more be seen;*
*Fanning their joyous leaves to thy soft lays.*"

અહમદ નામનો ઉરદુ શાયર આંસુઓ સાથે નીચે મુજબ ફરેશોપાસુખ ચલાવે છે કે:—

"ગરમાંસે અર્ક હો ગએ ચલતે હુવે ઇએ અશ્ક,
ઇસ સાઇએ મીજગાં તલે ટુક બેઠકે દમ લે."

ઓ આંસુઓ ! તમે ચાલતાં ચાલતાં ગરમીને લીધે પશીનાના ટતરા થઇ ગયાં છો, માટે હવે તમે લોકો આ પાંપણના છાયા નીચે બેશીને જરા દમ ખાઓ. આ સતરોમાં પણ ખડી ખડી લેઝત છે. આ અલંકારના લગભગ ૩૦૦ ઉપર સુંદર દાખલાઓ કમનસીબ પાસે ભેગા થયા છે, પણ આ પુસ્તક ઉપર મારાથી ઘણો બોજો નાંખી શકાતો નથી, બાકી તે ૩૦૦ દાખલાની ગમત અને મજા તો એવી એવી છે, કે ખચિત્ત તે મજા પ્રિય વાંચકો માટે નહીં રાખતાં, હું એકલપેટો થઇને એકલોજ લેઉં છું, તો જો કે તે માટે હું દિલગીર છું. તોપણ આ અલંકાર એક લેઝતદાર દાખલાથી, ઉત્તમ શાયર શોદાના રેખતાથી પૂરો કરીશઃ—

" બુલબુલાં સબ રોતી આંઇ, બાગમેં રો દીજીઓ;
આંસુએ સબનમ સેતી હોજો નેહેર ભર દીજીઓ.
કઇઅહ વસ્યત કરકે બુલબુલ બાગબાંસે મર ગયા;
કેહ ગયા મુંજકુ ગોશલ તખતે ચમનપર દીજીઓ.
બાદ મેરે દફન કે તઓકુલ પઢા ચાહે અગર;
ખોદ કર હર બેખે કાહકુ સાફ મીટી કીજીઓ.
ફેર કદમ ચાલીશ હટ કર આનકે તુરબત પે મેરી;
ફાતહેકી જાએપર તારીફ ગુલકી કીજીઓ."

અર્થઃ—સઘળી બુલબુલો રડતી આવી તેથી તમો પણ બાગમાં રડી દેજો, અને સહવારના દવના કતરાઓની માફક તમારાં આંસુઓથી હોજો અને નાળાંઓ ભરી નાંખજો. બુલબુલ માળીને એવી રીતનું વસ્યતનામું કરીને મરણ પામી. અને એમ કહી ગઇ કે; મારાં મરણ પછી મને ફુલવાડીના તખતા ઉપર અંગોળાવજો અથવા નહવાડજો, અને મને દફન કર્યા પછી અગરજો તમુને બાજ ધરવાની ખાહેશ હોય તો, ઘાસને ખોદીને તેની દરેક જડીઓની અંદર સાફ મટોડી નાંખજો. પછી મારી કબર ઉપર આવીને ૪૦ કદમ પાછા હટી જઇને ફાતીઆ ભણવાની જગાએ ગુલાબના ફુલની તારીફ કરજો.

પ્રિય વાંચકો અલંકાર રસ એટલો બધો તો છે. કે તેની કોઠીઓની કોઠીઓ ભરતાં પણ પાર ન આવે. ઉરદુ દાખલાઓ દુરબીનના ગજલસ્તાનને આભારી છે, અને એ દાખલા શોધવા પુ

અને એમ લાગ્યું છે, કે આગલા જે અલંકારો ઉરદુ દાખલા વગર લખાઇ અને છપાઇ ગયા છે, તે અલંકારોને મેં ગેરઇનસાફ કર્યો છે, ઉરદુ ભાષાને અન્યાય કર્યો છે, અને ઉરદુ શાયરોને મેં ન્યાય આપ્યો નથી. તે માટે પાછળથી બહુ બહુ પસ્તાઉં છું આગલા ગુજરાતી કવિઓ અને ફારશી શાયરોનુ કાવ્ય ભ ડોલ–કાવ્ય રસ–કાવ્ય લેઝત–કાવ્ય ફાશીન–અને કાવ્ય ઝમક કેવાં કેવાં ઉંચા પ્રકારના અને ઉચા વિચારના હતાં, તે વિષે મારા લખવા કરતાં મારા આ ચાલુ સંગ્રહથીજ આપોઆપ સર્વની ખાતરી થશે. હજુ તો ક્યાં? કાવ્યનો મીઠામાં મીઠો ચિત્રોરૂપી રસ જ્યારે આપણે ચાખીશું, ત્યારે જુના જમાનાની સ્તુતિ કરીશું.

## ૧૬

*" The poet's eye, in a fine frenzy rolling,*
*Doth glance from heaven to earth, from earth to heaven;*
*And, as imagination bodies forth*
*The forms of things unknown, the poet's pen*
*Turns them to shapes, and gives to airy nothing*
*A local habitation and a name."–Shakspeare.*

જો આપણે અંગ્રેજી કાવ્ય માટે કાંઇ પણ કહેવા માંગ્યે, તો તે એજ છે કે, અંગ્રેજી કાવ્ય કોઇપણ પ્રકારે ઉતરતું નથી. હોરેશનું કાવ્ય, હોમરનું કાવ્ય, એ સૌ પુરાણાં કાવ્યોમાં શ્રેષ્ઠ ગણાયાં છે. અંગ્રેજી કાવ્ય પાછલા જમાનાઓનું વધારે છે, ત્યારે અરબ્બીક અને સંસ્કૃત કાવ્ય, તેમજ રોમન અને ગ્રીક કાવ્ય, પાછલા જમાનાઓને મદદ કરનારા આગલાં રસીલાં કાવ્યો છે અરબ્બીક કાવ્યો ઉપરથી ફારશી કાવ્યો દીપ્યાં, અને ફારશી કાવ્યો ઉપરથી ઉરદુ કાવ્ય ઝમક્યા. તેમ વળી સંસ્કૃત કાવ્ય ઉપરથી મરાઠી, ગૂજરાતી, અને બીજ-ભાષાના કાવ્યો ઉત્પન્ન થયાં. આગલા ઓલમાઓના અતિ ઉપયોગી અને ઉચા ખુદાઇ વિચારોને બીજી ભાષાઓમાં રૂપાંતર કરી, તેમાં તાન શુર–તાલાદિ વિષયોનું મિશ્રણ કરી, એકાદ બે નવા વિચારો પોતાના તરફના અંદર ઉમેરીને પાછલા વખતના કવિઓએ કાવ્ય રચનામાં ઘણો વધારો કર્યો છે. અને આજનું ૧૯ મી સદીનું પ્રત્યેક ભાષાનું કાવ્ય પરિપક્વ થયલું આપણે કહી શક્યે. પરંતુ તે પરિપક્વનાં

પ્રાચિન કાવ્ય અને પ્રાચિન કવિઓનેજ આભારી છે. કાળે કાળે નવા સુરંગો અને નવી ધુંધ આપનારા કવિઓ ફીરદોશીઓ—શેકશપીઅરો—મીલ્ટનો—ટેનીશનો—સાદીઓ વગેરે થયા છે. તે સર્વેએ ખુદરતી વિચાર અને અલંકાર શાસ્ત્ર એ એના ઉપર મદાર રાખેલો છે.

( ૩૮ ). **મધ્યાક્ષર લોપાલંકાર:**—એમાં કાવ્યનું વઝન લાવવા સારૂ શબ્દોમાંથી અક્ષરો કાઢી નાંખવામાં આવે છે, યાને મધ્ય અક્ષરનો લોપ કરવામાં આવે છે, જેને અંગ્રેજીમાં *Syncope* કહે છે. જેમકે કવિ ખુલાખી કહે છે કે:—

"કંપનિયો **કા'ડો** વડી, વિશેષ મળશે વ્યાજ;
પામર ધંધો પામશે, એક પંથ બે કાજ."

એમાં **કાહાડો** શબ્દમાંથી **હા** કાહાડી નાંખી મધ્ય અક્ષરનો લોપ કરવામાં આવ્યો છે.

" પક્ષે ચોર ઠરે શાહુકાર, પક્ષે ઠરે પ્રમાણિક જાર;
પક્ષે ધાર્મી અધર્મી થાય, પક્ષ વિનાનો પાછો જાય.
પક્ષે કુળની કન્યા મળે, પક્ષે દુખથી દા'ડા વળે;
પક્ષે સહુ પામે શોભાય, પક્ષ વિનાનો પાછો જાય"

એમાં જેનો પક્ષ વધારે હોય તેનું ખોટું હોય તે પણ ખરૂં થાય છે. એમાં **દાહાડા** એ શબ્દમાંથી **હા** કાઢી નાંખેલો છે.

" સરખી સ્થિતિ સદાય, નથી **રે'તી** નરનારની;
પળે પળે પળટાય, વખત વખતની છાંયડી."

એમાં પણ **રહેતી** ને બદલે **રે'તી** કરી લખ્યું છે વળી ઉપલી લાઇનોમાં સસ્સા—નન્ના—પપ્પા—અને વવ્વાના વર્ણાલંકાર વપરાયેલા ઝટ જણાશે:

" અક્કડ **રે'તા** આપ, નમાવતા જે શિર નહીં,
પ્રગટ પડયો ન પ્રતાપ, વખત વખતની છાંયડી."

+ + +

" આ સુત્ર **કે'વત** તણાં ગુજરાતિ શોધી
બત્રીશિ બીજિ વ્યવહાર ટિકાથિ બોધી "

એ બધામાં મધ્યાક્ષર લોપાલંકાર વપરાયલો પ્રગટ જણાશે. હવે આગલ ચાલ્યે.

( ૩૯ ) **લક્ષણાદિકા:**—એ અલંકારની ટુંકામાં સમજણ થવી અશકય છે. વળી જાણવું જોઇએ કે આ લક્ષણાદિકાને ફારસી

આપામાં આબાદ નામ લાગુ પાડી તેને " ઝીક જુઝે ઇરાદેહે કલ. " કહેલો છે, અને અંગ્રેજીમાં *Synecdoche* કહે છે. આખી ચીજનું તેના કોઇ ભાગને નામે, અથવા કોઇ એક ભાગનું તેના આખા ભાગને નામે વર્ણન થતું હોય તે આ અલંકારમાં સમાય છે; પણ તેના નિચે પ્રમાણેનાં નંબરોના વિભાગો છે:—

( ૧ ) આખી ચીજનું તેના કોઇ ભાગને નામે બ્યાન કરવામાં આવે છે. સામળભટ કહે છે.—

" ઘડી એકમા શુ નિપજે, સાહ્ય કરે ભગવાન;
વહુને વારી રાખિયા, **કથન સુણાવી કાન.** "

એમાં કાનને કથન શુણાવ્યા, એટલે વહુને સમજાવ્યું એવો અર્થ છે.

" કબીર સુલપર ઘર કરે, જમકા કરે સંગાર;
કાલપણ ઉસીકું કયા કરે, જો **અષ્ટ પહુર** હુશિઆર."

એમાં **અષ્ટ પહુર** એનો અર્થ આખો ભવ હુશિઆર એવો થાય છે.

વળી કહે છે:—"ઓછે નર કે **પેટમે** રહે ન મોટી બાત;
પાવશેર કે પાત્રમે કયસે શેર સમાત. "

એમાં કહે છે કે, હલકા માણસના **પેટમાં** મોટી વાત રહેજ નહીં, જેમકે પાશેર માંય એવાં વાસણમાં શેર કેમ સમાય ? અહીંઆં **પેટમાં** યાને કે હલકાં માણસમાંજ સમજવું. અહીં આખા માણસને બદલે તેના એક ભાગને મુકેલો છે.

મનજારામ કવિ કહે છે.—

"દેશ દેશના રાજા આવી, નમે તમારે પાય;
તમે કોઇને નવ નમો, **અનમ્ર તમારી કાય.** "

એમાં પણ " તમો અનમ્ર છો " એમ કહેવાને બદલે તમારી કાયા અનમ્ર છે એવો અલંકાર વાપરેલો છે. કવિ દલપતરામ કહેછે.–

કદી અભિમાન કરે જન કોય, હજાર વસા હલકો બહુ હોય;
કહુ શુભ કેણ **સુણો સહુ કાન,** ભજો ભગવાન તજો અભિમાન

એમાં પણ સુણો સહુ કાન એટલે સાંભળો સૌ આદમીઓ, એવો અર્થ થાય છે. શાયર મીરની ગજલમાંથી એક દાખલો મળે છે. જેમાં **વખતનો** તાલુકો, તેના ભાગો યાને રાત તથા દહાડા સાથે બતાવ્યા છે·—

"દીન નહીં રાત નહી શુબેહ નહીં શાંમ નહીં,
વકત મીલનેકા મગર દાખેલે ઐયાંમ નહી."

યાને કેઃ—તે માશુક મને નહીં દિવસના, કે રાતના, કે નહીં સહવારના કે સાંજના મળતી, જાણે તેણી સાથે મળવાનો વખતજ ખોદાએ આખા જમાનામાં પેદા કીધો હતોજ નહીં.

"તુલશી **રસના** તો ભલી જો તું સુમીરે રામ,
નહીંતર કાઢી નીકાસીએ મુખમે ભલો ન **ચામ.**"

યાને, જે જીભથી ખોદાનુ નામ લેવાય તે જીભ ભલી, નહીં તો તેને બાહાર કાઢી નાંખ્યે, એટલુ ચામડું મોંઢામાં નહીં હોયલુ ભલું. એમાં જીભ યાને જે આદમી ખુદાનુ નામ નહીં લે તે એ પ્રમાણે આખા માણસને બદલે તેનો એક ભાગ મુકયો છે. વળી જીભને બદલે ચામડી મુકી તે પણ આખી જીભને બદલે તેનો એક ભાગ મુકયો છે અને મુખ યાને આ દુન્યામાં એ ચામડુ ન હોયલું ભલું યાને ચામડાંનુ એ માણસ નહી હોયલુ ભલું, એવો ભેદ મુકેલો છે.

કવિ બુલાખી આખી હિંદુ કોમને બદલે તેના એક ભાગ યાને એક હિંદુને કહે છે.

"હે હેવાન હિંદુભાઇ હજુ ચેતજોરે લોલ,
હૈયે બાળકોનુ લાવો હેતજોરે લોલ"

(૨) ઉપર બતાવેલા પ્રકારથી ઉલટો ભાગ આ સદરમાં સમાય છે. એમાં કોઇ ભાગને માટે આખી ચીજને વર્ણવામાં આવે છે. જેમકે પ્રેમાનંદ કવિ કહે છેઃ—

"અન્ન વિણ ભજન સુજે નહીં, રૂષિ રાયજીરે;
**જીવ અન્નને આખું જગત** લાગુ પાયજીરે"

એમાં જગતની અંદરના પ્રાણી માત્રને બદલે. આખું જગતજ કવિએ મુંકી દીધું છે.

મનવારોને માટે લોર્ડ બાયરન અરમાર શબ્દ મુકી કહે છે કેઃ—

"*Roll on, thou deep and dark, blue Ocean-roll!*
Ten thousand *fleets sweep over thee in vain.*"

**શાયર ફેરદોશી કહેછેઃ—**

"ઝે તેગે તો એલમાસ બેરીઆં શવદ;
**ઝમીન** રોઝે ઝગે તો ગેરીઆં શવદ"

યાનેકે—તારી તલવારથી એલમાસ જેવું ગોહર ભુંજાઇ જાયછે. તારી લડાઇથી જમીન પણ રડીને માહેતમ કરે છે. **જમીન** યાને કે જમીન ઉપર વસ્તાં લોક માહેતમ કરે છે. **આતશ** નામને ઉરદુ શાયર બોલે છે કે:—

"બેવફા હોતી હએ **માશુકકી જાત** અએ મેહેબુબ;
ચાહ કર તુજસે વફા કયા તમએ ખામ કરે."

એમાં પણ ફક્ત **માશુકને** બદલે માશુકની જાતને સદોવીને લક્ષણાદિક વાપરેલો છે. કવિ ખુબાલી લખે છે કે:—

"નાક ગયું નિજ **દેશનું**, ધાક ગઇ ફેલાઇ;
તોપણ હિંદુ ભાઇઓ, ડાલી શી ઠકરાઇ."

દેશને કાંઇ નાંક હોતુ નથી, પણ હિંદુસ્થાંન દેશમાં વસ્તા હિંદુઓ માટેજ કવિએ આ અલંકાર વાપરેલો છે. બાળલગ્ન વિષે બોલતાં કવિ કહે છે:—

" અરે ! બળ અંગ તણું ઘટી એથી;
**પ્રજા** જનમે કમજોરજ જેથી "

પ્રજા કાંઇ જનમવા જતી નથી, પણ માણસો જન્મે છે, એમ કહેવાને બદલે અલંકારિક ભાષામાં **પ્રજા** શબ્દથી લક્ષણાદિક વાપર્યો છે.

સેનાઇ.— " એશ્કરા બેહર ખુઅદો દેલરા કાન;
શરએરા દીદેહ ઓ દીનરા જાન.

એમાં " દીદેહ " એ શબ્દ " પાસબાન " ને માટે વાપરેલો છે. યાને કે એશ્કને માટે દરિયાવ જોઇએ, અને દિલને માટે તો મોટી ખાણ જોઇએ. ધરમને માટે આપણી નજર જોઇએ, અને દીનને માટે તો જાન જોઇએ.

( ૩ ) એમાં એક ચીજને બદલે, તે ચીજ જે જિનસથી બની હોય તેનુ નામ વાપરવામાં આવે છે. જેમકે: ગીરધર કવિ કહે છે:—

" **શુના** ન મીલા ન પીયુ મીલે, સુહના કર ગય દેશ;
**શુના** લેને પીયુ ગયે, ઇહાં રૂપા હો ગએ કેશ."

એમાં **શોનુ** લેવા પ્યારો ગયો, એનો અર્થ **પૈસા** કમાવા ગયો એવો થાય છે.

એક પેહેલવાન વિષેના જોડેલાં શેવકના દાસ્તાંનમાં બે સતરો આવેલી છે:—

તેની **પોલાદો** પડે તે ચરાચરની રે લોલ !
જેની **લોખંડો** છુટે તે ધરાધરની રે લોલ !

એમાં પણ **તરવારો** ને બદલે **પોલાદ,** અને તોપ તથા બંદુકોને બદલે લોખંડ એવા શબ્દો વાપરવામાં આવેલા છે.

( ૪ ) જે ચીજથી આપણને ઉશ્કેરાત થાય છે, તે ચીજની મતલબને બદલે **લાગણીજ** વાપરી દેવાનો અલંકાર. જેમકે. હામાનના નાટક ઉપરથી —

" સુન આએ દીલદાર ગુલરૂખસાર **જાંને મન;**
પરીદીદાર અએ ગમખ્વાર **જાંને મન.** "

એમાં "મારા જાન જેવા પીયારા" ને બદલે ખુદ જે લાગણી, તેજ પ્રીય આશકને માટે મુકી દીધી છે. એજ પ્રમાણે બકાવલીના નાટકમાં જોડણી કરેલી છે કે —

"કયું હુએ દેર લગાઇ **પ્યારો** કયું હુએ દેર લગાઇ,
કયા હુએ ધુંમ મચાઇ **પ્યારો** કયુ હુએ દેર લગાઇ."

એમાં પણ **પ્યારો** એ વિશેષણ નથી, પરંતુ " જે છોકરાઓ ઉપર મારો પ્યાર છે તેઓ " એટલાને માટે વાપરેલો છે. એજ પ્રમાણેનું એક ચરેલા થઇ ગયલા આશકનું અંગ્રેજી ગાયન છે, જે ટોમસ દીબદીનનું જોડેલું છે, તેમાં વારંવાર એ અલંકાર વાપરેલો છે:—

" *Oh, take me to your arms, my love,*
*For keen the wind doth blow !*
*Oh, take me to your arms my love,*
*For bitter is my woe !* "

એમાં પણ " મારા પ્યાર " એટલે " જે પ્યારી માશુકને હું ચાહું છું તે " એવો અર્થ છે. પણ તેણે પોતાની લાગણીજ દર્શાવી દીધી છે.

" સાલેહા દીલમ જામે જમ્શ અઝ મા મી કર્દ;
આન્ચે ખુદ દાસ્ત ઝે બેગાંને તમન્ના મી કર્દ."

યાને —ઘણાક વરસ થયાં **મારૂં દીલ મારી પાસેથી** જમશેદની જામ લાવ, જમશેદની જામ લાવ, એમ માંગ્યા કરતું હતું; તો જોકે તે દીલ પોતેજ તે જામ ધરાવતુ હતું, તેમ છતાં પરભાર્યા પાસેથી તે મેળવવાની મારી પાસે માગણી કરાવે છે. એમાં **દીલ** એ

આખા ભાગને બદલે તેનો એક ભાગ મુકેલો છે.

( ૫ ) મુદ્દામ અથવા મખમુસ ઠરાવેલી કોઇ ખાસ ચીજને, કોઇ સામાન્ય ભાગ માટે મુકવી તે. જેમકે બુલાખીદાસ કહે છે કેઃ—

"કાપે ફરી કંઇના નાક, કંઇના હાથ પગ ને લાંક;
રકતની વેવરાવે **ગંગ**, તે રજપુતને છે રંગ, "

એમાં લોહીની **નદિ** વેવરાવે, એમ **નદિ** શબ્દ વાપરવાને બદલે નદિઓમાંની ખાસ જે **ગંગા** તે વાપરીને **સામાન્ય નદિ** માટે **ખાસ ગંગા** વાપરેલી છે સુંદરદાસ નિચલા મનહરછંદની અંદર, પેટને. યાને ખાવા પીવા વગેરેની હાજતોને આખી દુન્યા સામાન્ય રીતે વશ છે, એમ જણાવવાને બદલે ખાસ હુદ્દેદારના નામ વાપરે છેઃ—,

"पेटहीके वश रंक पेटहीके वश राव ।
पेटहीके वश और खान सुलतान है ॥
पेटहीके वश योगी जंगम सन्यासी सेख ।
पेटहीके वश वनवासी खात पान है ॥
पेटहीके वश ऋषि मुनि तपधारी सब ।
पेटहीके वश सिद्ध साधक सुजान है ॥
सुंदर कहत नहि काहुको गुमान रहे ।
पेटहीके वश प्रभु सकल जहांन है ॥ "

( ૬ ) સામાન્યને બદલે મુદ્દામ કાંઇ ખાસ ચીજનું નામ દઇ કાવ્ય કરવાનો અલંકાર; જેમકે કમતરીન શેવકના કાવ્ય સંગ્રહમાંથીઃ—

**ગળું પીસનારો** જગત લોભમાં, ખરાં **ખુન પીનારના** દુખમાં;
રહે ભુખ કે તર્સ સાથે વળી, "ગરીબ" **રોજ રોટી** મળે રહે મળી.

એમાં " ગળું પીસનારો " તથા " ખુન પીનાર " એ ખાસ શબ્દો, સામાન્ય સંજ્ઞા " ખુની " ને માટે વાપરવામાં આવેલા છે. તેમજ " રોજ રોટી " યાને જીંદગી ગુજારવાની હાજતની દરેક ચીજ; એમાં પણ સામાન્ય બધી ચીજને માટે "રોજ રોટી" શબ્દ વપરાયલો છે.

" માયાસે માયા મીલે, કર કર લંબે હાથ;
તુલશી રંક ગરીબકી, કોય ન પૂછે બાત."

એમાં માયાની સાથે માયા મળે, માનેકે શ્રીમંત સાથે શ્રીમંત મળે. એમાં પણ લક્ષણાદિકા મુકેલો છે. આપણા રાસ્ત ગોફ્તારનો મુદ્રાલેખ એ અલંકારમાં રચાયલો છે.

**દોહરો**

કહે નેપોલિયન દેશને, કરવા આબાદાન;
સરસ રીત છે એજ કે, દો **માતાને** જ્ઞાન.

નેપોલ્યને સ્ત્રી કેળવણી વીશે કહેલાં ઉત્તમ વેણ આ છે. એમાં માતાને એટલે નાની બાળકીઓને સમજવાનું છે. નહીં કે જે માય થયલી હોય તેનેજ ભણાવા કહેલું છે.

( ૭ ) ઉપરનાથી ઉલટીજ રીતે, મુદ્દામ કાંઇ ખાસ ચીજને બદલે સામાન્ય નામ વાપરવાનો અલંકાર છે, જેમકેઃ-**આતશ** નામનો શાયર કહે છે કેઃ—

" ફ્રેબે હોસ્નસે **ગબરો મુસલમાંકા** ચલન બીગડા,
ખુદાકી યાદ ભુલા સયરે બુતસે **બીરહમન** બીગડા."

એમાં માશુકની ખુબસુરતીથી આશક બેતાબ થયો કહેવાને બદલે, ગબર યાનેકે આતશ પુજનારા અને મુશલમાન લોકોનું ચલન બગડ્યું એમ વર્ણવેલું છે. તેમજ બુતપરસ્તી કરવાથી પુતળાં પુજનારો બગડયો એમ કહેવાને બદલે, **બ્રાહ્મણો** બગડી ગયા, એવો અલંકાર વાપરેલો છે.

( ૮ ) આખા એક વર્ગને બદલે કોઇ એક આસામીનું નામ વાપરવાનો અલંકાર; જેમકેઃ-કવિ ગ્રેએ લખેલા મરશીઆમાં આ અલંકારનો અચ્છો દાખલો આપ્યો છે.—

" *Some village* Hampden,*that with dauntless breast*
*The little tyrant of his fields withstood;*
*Some mute inglorious* Milton *here may rest,*
*Some* Cromwell *guiltless of his country's blood.*"

એમાં **હેમ્પદન—મીલટન—**અને **ક્રોમવેલ** સખસોના નામો, તેઓના જેવા ગુણવાળા વર્ગને માટે વાપરેલાં છે. શેવકના સંગ્રહમાંથીઃ—
દીઠા શેહેરમાં મેં **અઝાઝીલ** ઘણા, ઘણા **કારૂનો** શુંભ થયલા હતા;
હતા **હીર્દુશી** નહીં ગણાયા અનેક, છતા **રૂસ્તમો** પણ ભુલેલાજ ટેક.
એમાં પણ અઝાઝીલ—કારૂન—હીરદોશી—અને રૂસ્તમ પેહેલવાનના

ખાસ નામો આપ્યા એક વર્ગને માટે વાપરેલાં છે.

( ૯ ) ગુણ સૂચકને બદલે સંબંધ સૂચક વાપરવાનો અલંકાર; જેમકે.—શેવકના કાવ્યમાંથી.

રમું તો **પિતા** જે તણું યાદ આવે, જમું તો ભલું **માયનું** યાદ આવે.

એમાં પીતા—એટલે પીતાનું હેત, અને માય—એટલે માયની માયા એવી રીતે અલકાર વપરાયલો છે.

( ૧૦ ) ઉપરનાથી ઉલટોજ સંબધસૂચકને બદલે ગુણસૂચક વાપરવાનો અલંકાર; જેમકે—શેવકના કાવ્ય સંગ્રહમાંથી:—

**જવાંની** દીસે છે **દીવાંની** મીશાલ;
**ગરીબી** ધુમે છે **ફકીરીને** હાલ.

એમાં જવાંની—એટલે જુવાંન્યાઓ; દીવાંની—એટલે દીવાંનાઓ; ગરીબી—એટલે ગરીબ લોકો; અને ફકીરી—એટલે ફકીરો. એ પ્રમાણે અલંકાર વાપર્યો છે. એ મુજબ લક્ષણાદિકાની પૂરેપૂરી સમજણ પડી હશે. હવે આપણે બીજા અલંકારો પકડીશું.

**( ૪૦ ) ઐકયોચ્ચારણ:**—યાનેકે, એકનો એક ઉચ્ચાર ફરી ફરીથી થયા કરતો હોય એવો અલંકાર એને અંગ્રેજીમાં *Tautophony* કહે છે. ફારશીમાં એને " તકદીરે આવાઝ સાખ્તંન " અથવા " આવાઝ લજલજેહ " કહે છે. કાવ્ય રસમાં આ અલંકાર ગાનારાને બેહેરા બનાવી દે છે તેને મસ્ત બનાવી નાચનો કરે છે. એ અલંકાર ઘણો સારો લાગે છે, અને તેના દાખલાઓ ગાવા ગમે એવા છે, જેમકે:-કવિ નર્મદાશંકર કહે છે કે,

" બ્રહ્મકો ભજ લેરે પ્રીય પ્રાન. ટેક.
**ખટપટ** સગરી દુરહી કીજે, **ઝટપટ** જાના જાન.
**અટઅટ** કીની **લટપટ અટપટ, ખટપટ** અંતે માન.
**પટપટ** પ્રાન રૂ **સટસટ** સંગી, **ટકટક** દૃગ અજાન.
કટકટ નર્મદકી હે સાચી, **ઝટઝટ** ધર લે કાન. "

એમા પણ ઐકયોચ્ચારણ છે, તેમજ તેમાં અનુપ્રસિકાલંકાર પણ સમાયલો કહેવાઇ શકાય તેમજ નર્મદાની બનાવેલી હોરીમાં કહેલુ છે કે.—

"બ્રહ્મનીતી **જાની** ન **માની,** ઐસી રીતી **પીછાંની**
નીરલજ હો કર માન ગુમાવે, કેસી તેરી બુધ **ફાની**."

**ઐકયોચ્ચારણપ્રાસિકા:**— ફારશીમાં અયનાત અથવા

" લઝુમ મ્માલાય લઝુમ " કહે છે જ્યાં જરૂર નહી છતાં, શબ્દોને પ્રાસની ખુબીને ખાતર, જરૂર હોય તેમ વાપરવામાં આવે છે.

" ગર ઝે દસ્તે ઝુલ્ફે મીશકીનત **ખતાઇ** રફ્ત રફ્ત;
ગર ઝે હિનદુએ શુમા બરમા **જફાઇ** રફ્ત રફ્ત "

એમાં **ખતાઇ**ને શોભાવાને ખાતરજ **જફાઈ** વાપરેલો છે.

યાને.—જો તારા સુગંધીદાર ઝુલફાંની લતની કાંઇ ભુલ થઇ હોય, તો તેનો શુ મુજાકો છે ? અને તારી આંખની કીકીથી મારા ઉપર કાંઇ જુલમ ગુજર્યો હોય તો તેનો પણ શું મુજાકો છે ?

પંચમ પૂજાના લક્ષણ વિષે ભટ સુંદરદાસે એક ત્રિભંગી છંદ કહેલો છે, તેમાં ઉપલા અલંકારની ખુબ મજા પડે છેઃ—

" तो स्वामी संगा देव अभंगा निर्मळ अंगा सेवेजू ।
करि भाव अनूपं पाती पुष्पं गंध धूपं सेवेजू ॥
नहि कोइ आशा काटे पाशा इहि बिधि दासा निष्कामं ।
सिप ऐसे जाने निश्चय आने पूका ठाने दिन जामं ॥ "

લડાઇના રણમાં જતાં લશકરો પોતાની કુચ કરતી વખતે જે જે ગાયનો ગાય છે, તેમાંના ઘણાંખરાં આ અલંકારમાંજ જોડેલાં હોય છે; જેથી તેઓને બહુ શુર છુટે છે ઐકયોચ્ચારણનો અલંકાર શુર છોડવનારોજ છે એથી લોહી ઉછળી આવી ઉલટ વ્યાપી રહે છે. તેવું એક ગૂજરાતી ગાણું ગાઇએઃ—

" ચલો **જંગ** ઉપર **જંગ** ઉપર **જંગી** સીપાહો,
સબ **સંગ** ચલો **તંગ** કમર **બંધ** બંધાવો.
કંઇ **લુટ** કંઇ **કુટ** કંઇ **ખુન** બહાવે,
કંઇ નેઝે કંઇ તીર કંઇ તેગ લગાવો "

અબુઅલ કાસમ હસન બીન શરફ જેણે " ફીરદોસી " નો તખલ્લુસ લઇ પુષ્કળ શએરો જોડેલી છે, તેણે પોતાના શાહનામામાં એક લશ્કરનુ બ્યાન કરતાં કહેલુ છે કેઃ—

" ઝે બસ ગુને ગુન પૂરનીઆની દરફ્સ,
ચે **સોરખો** ચે **સબ્જો** ચે **જરદો** બુનફ્સ. "

યાનેકે—ભાત ભાતના લાલ તથા સબજ તથા જરદ એવા રંગબેરંગી અબરેશમી ઘણાક ઝુંડાઓ તે લશકર સાથે હતા.

" **કેહેણી** મીસરી ખાંડ હે, **રેહેણી** તાતા લોહ;
**કેહેણી** કેવે **રેહેણી** રખે, એસા વીરલા કોક "

એમાં કાળા હરફો એકોચ્ચારણના છે તેમજ નીચલો પણ તેવાજ છે.

" **લુચ્ચા** ન હોય આપણા, **કુચ્ચા** ન હોય હીર;
લીમ ન મીઠા હોય કહે, ગયા દાસ કબીર. "

વળી કહે છે કે—

" દેલશ પુર ગમો દર્દ બીનમ **હમી**, લબશરા દમે શર્દ બીનમ **હમી**. "

તેને નસ્યત કીધાથી તેનું દિલ ગમ અને દરદ ભર્યું હું જોઉં છું; એવો અર્થ છે. સુંદરાષ્ટકમાં એક કકડા દાખલો આપ્યો છે.—

तो बैठा **छाजं** । अंतर **गाजं** ॥
रणमें **राजं** नहि **भाजं** ॥
सो कीया **काजं** । जोड्या **साजं** ॥
तोडी **लाजं** । यह **पाजं** ॥
उन सब **शिरताजं** । तबहि **निवाजं** ॥
आनंद **आजं** । **आकेला** ॥
दादूका **चेला** । चेतन **भेला** ॥
सुंदर मारग **झेला** ॥

વળી કહે છે કે.—

" **કામીકા ગુરૂ દામ** હે **લોભીકા ગુરૂ દામ;**
કબીરાકા ગુરૂ સંત હે સો સંતનકા ગુરૂ રામ. "

એમાં કાળા શબ્દો અલંકારવાળા છે.

" કુરંગ **માતંગ પતંગ ભ્રંગ પંચમ** મીન હુલાશ;
પાંચે વીશકે ભોગસે, ભયો પાચકો નાશ. "

એમાં કાળા શબ્દો અલંકારના છે.

કવિ ખુલાખીદાસે એક ઉપેંદ્રવજ્રા વૃત્તમાં એક અતિ શોભામણો દાખલો આપ્યો છે, તે સદાબરોબર અત્રે ઉતારૂં છુ, કે જેથી તેવા બીજા દાખલા બીજા ભાઈઓને જોડવાને આવડે —

"**નિભાવતી-ભાવતી** ભાવ પ્યારી,**સભાસતી-ભાસતી** કાંતિ તારી;

**બતાવતી-તાંવતી** બાળને તુ, **જગાવતી-ગાવતી** ગીત રે તું.
**રમાડતી-માંડતી** પ્રેમબાજી, **મનાવતી-નાવ-તિખો** મિજાજી,
**સિધારતી-ધારતિ** સ્વામી સેવા, **નિહાળતી-હાલતી** હાલ કેવા.
**વિલક્ષણ-લક્ષણિ** રે લલીત, **અપક્ષિ** તુ **પક્ષી** સમીવ રીત;
**નકામની-કામનિ** વૃત્તિ **મારી**, તું **કામની-કામની** એક **મારી.**
**કળાવતી-લાવતી** લાજ સીધી, સુ **તારૂણી-તારણી** વીશ્વનીધી;
શિ **આવડિ-આવડી** સર્વે વિદ્યા, તું **સુંપતી-સુપતિ**ને ન નિંદા.
**સમારતી-મારતિ** સેજ બાણુ, **નિવારતી-વારતિ** ક્રોધ બાળ;
**વિસારતી-સારતિ** દોષ કામ, **પ્રભાવતી-ભાવતિ** પ્યારિ ભામ.
**ચિતારતી-તારતિ** ચિત્ર સ્વામી, **પ્રભારતી-ભારતી** હંસ ગામી;
**અપાવતી-પાવતિ** કલેશ નામ, **પ્રભાવતી-ભાવતિ** પ્યારી ભામ.
**સ્વભાવથી-ભાવથિ** તું ભરેલી, **ગુમાનથી-માનથિ** ના છકેલી;
**પરાગથી-રાગથિ** પ્રેમ વાળી, **સમાનની-માનનિ** પ્રીતિ પાળી."

આ કવિતામાં એકયોચ્ચારણની લેઝત તો મળે છે તો છે, પણ વળી એકજ શબ્દના તરેહવાર જૂદા જૂદા અર્થ પણ થાય છે; અને એક શબ્દની સાથે આગળ પાછળ હરફો જોડાવાથી નવી નવી ગમતો ભરેલી ફાશીનોથી વિદ્યા—વ્યસનીઓને અને કાવ્ય—મોદીઓને ખાધાથી જેમ પેટ ભરાય તેમ ભરાઇ જાય છે.

" **સુખીઓ** સબ સંસાર **ખાવે** ઓર **સોવે;**
**દુખીઓ** દાસ કબીર **ગાવે** ઓર **રોવે.** "

એમા કાળા શબ્દો અલંકારના છે. કવી બુલાખી લખે છે કે—

" કાયર તણી કથના **કથા**, વ્યાપે વપુ અંદર **વ્યથા;**
હિતારથે કહિ છે **તથા**, બુદ્ધિ **યથા** આ **સર્વથા.** "

એમાં પૂરેપૂરો એકયોચ્ચારણ સમાવેલો છે

લોદોર ખાતે કેવી રીતે પાણી ઉતરે છે, તેનું બ્યાન કરતાં કવિ રોબર્ટ સાઉધી જે લંબાણ એકયોચ્ચારણ ઓચરે છે, તેમાંથી થોડોજ ભાગ આપી ટુંકુ કરીશુ:—

*Receding and speeding,*
*And shocking and rocking,*
*And darting and parting,*
*And threading and spreading,*

*And whizzing and hissing,*
*And dripping and skipping,*
*And brightening & whitening,*
*And quivering and shivering,*
*And hitting and splitting,*
*And shining and twining,*
*And rattling and battling,*
*And shaking and quaking,*
*And pouring and roaring,*
*And waving and raving,*
*And tossing and crossing,*
*And flowing and growing,*
*And running and stunning,*
*And hurrying and skurrying,*
*And glittering and fluttering,*
*And gathering and feathering,*
*And dinning and spinning,*
*And foaming and roaming,*
*And dropping and hopping,*
*And working and jerking,*
*And guggling and struggling,*
*And heaving and cleaving,*
*And thundering & floundering,*

\+ \+ \+

*And in this way the water comes down at Ladore.*

એ પ્રમાણેની ઘણી લંબાણ એકયોચ્ચારણ સતરોમાંથી થોડીક રમુજને માટે ઉતારી લીધી છે.

પ્રખ્યાત ગવૈયા **બીજુ બાવરાએ** જોડેલી એક હોરીની અંદર પણ આ અલંકારની કારીગરી જૂદે જૂદે રસ્તે વાપરેલી ઉત્તમ ધારી અત્રે જગા કર્યે છે:—

"ચંદ કંનૈયા ખેલે, ગીરીગીરી ઘેરે, મીશ્ર મંત્રમે ઠેરે,

ઢેરાય. મોહની આકાસસે, ઉતાર નેનન પીચકારી,
પ્રેમ ભરભર ઉરાયે—ટેક

**હ્યાંહી ઉરાઇ, વ્હાંહી ઉરાઇ, જ્યાંહી** દેખ ફાગન આયે.
કરમ **ગટ હટ ઝટ** મનસે **ધામ ધામ** અબીર ગુલાલ લગાયે.
**રાગ રાગસે લાજ લાજસે પ્રેમ પ્રેમસે** નેહા ખોલાયે.
બીજુ **બાવરે** મન **બાવરે** બોરહી બીન ઘટા બજાયે."
હવે એક ગૂજરાતીનો દાખલો આપ્યે.

"**જ્યાં રામ ત્યાં કામ નહીં, જ્યાં કામ ત્યાં નહીં રામ;**
તુલશી દોનો ના રહે, દીન રજની એક ઠામ."

એમાં પણ એકયોચ્ચારણ ૧ લી લીટીમાં છે

"**જ્ઞાન** રહે ન **ધ્યાન** રહે, ન **માન** રહે નહીં રીત;
વિપમ કાલમે એક ગુનં, જાને મિત્રકો ચિત."

કાળા હરફો અલંકારવાળા છે. કવિ દલપતરામે રા. સા. મહિપતરામ રૂપરામ વીશે મનહર છંદ કીધો છે.—

"સંભારી સંભારી ભારી ભારી શુભકારી કામ,
સંભારી સંભારી થે આભારી એના નામને;
વખાણી વખાણી હંમે આણી રાગ રાણી સુધાં,
ચહશે સુવાણી શાણી જાણી એની હામને;"

એ પ્રમાણે સંખ્યાબંધ દાખલા હમારી પાસે એ બાબતના ભેગ કરેલા છે, પરંતુ તે બધાની જગા કરવાથી આ નાહના પુસ્તક ઉપર મોટો બોજો થઇ પડી તેને રખે કચડી નાંખે, એ ભયથી હમે ઘણીજ નાખુશી અને અંદેશામાં તે દાખલાઓ હંમેશના અંધકારના ખાડામાં નાંખી દઇએ છીએ. આ તકે વાંચનારાઓને એક બે ચેતવણી આપ્યે છે, કે આ બાબતમાં જેમ જેમ આગળ આપણે ચાલીશું, તેમ તેમ સેંકડો નવી નવી ચીજોની લેઝત ચાખવાની તક આપણને મળનારછે;

## ૧૭

*" My verse your virtues rare shall eternize,*
*And in the heavens write your glorious name,*
*Where, when at Death shall all the world subdue*
*Our love shall live, and later life renew. "*

*Edmund Spenser.*

પૃથ્વિએ જેટલા જન્મ પેગંબરોને આપેલા છે, તેટલા જન્મ

કવિઓને આપેલા છે. કવિ અને કાવ્ય જો એટલાં મોઘાં ન હોત, તો દુન્યામાં જેટલાં પુસ્તક રચાયાં છે, એટલાં કવિતામાંજ રચાત. તેથી "કવિ" એ શબ્દનો અર્થજ બોહોળો કર્યો છે. ખુદરતની પ્રત્યેક વાતો ગુહ્ય કિંવા બાહ્યનો નિપૂણ અભ્યાસી તેજ કવિ થઇ શકે. કવિ એટલે કહો કે ઉત્તમ કારીગર–નિપૂણ જાણભેદુ–ઉસ્તાદ. ઉત્તમ લેખકને–સર્વોત્તમ કોતરકામ કરનારને–ઉમદા ચિત્રકારને—સરસ વૈદને–આપણે કહેવાની સંજ્ઞાઃ કવિ લખનાર; કવિ કોતરનાર; કવિ ચિતારો; કવિ વૈદ; એ પ્રમાણે ઉપનામ અને ઉપમાનથી વાપરીશું. કવિ થવા સૌને ગમે છે; કવિ થવું મુશકેલ છે; કવિ તો જન્મથી થાય છે; કવિ ઉપર તો જન્મથી ખુદરતની બક્ષેશ હોય છે; એ બધી ટુંકી નસ્યતો જાણ્યા છતાં, આજકાલ તો સૌ કોઇ કવિ થાય છે ( ! ) આજકાલ બે પ્રકારના કવિઓ ગણાય છે. " જન્મ કવિ " અને "જગત-કવિ." જન્મ કવિ, પેલી દુન્યાંથીજ કાવ્યોન્તર શિખી આવ્યો છે. જગત કવિ, આ જગતમાંજ કાવ્યનું શિક્ષણ લઇ કવિ થયો છે. તેથી જગત–કવિનું શિખવાને માટે આપણો આ વિષય ચલાવ્યો છે, અને હવે તેની પાછળી સાંકળ પાછી અહિંઆં આપણે જોડયે છીયે.

**૪૧—ભાસ્યોક્તિ.** ભાષ્ય–એટલે સરેહ; યોક્તિ–એટલે યોજના. " ભાષ્યનો " ભાસ થઇને " યુક્તિ " શબ્દની સંધી થઇ જવાથી " યોક્તિ " ઉચ્ચારે અપભ્રંશ " ભાસ્યોક્તિ " નો સમાસ એમાં બનેલો છે. એને અંગ્રેજીમાં *Vision* કહે છે. અને ફારશી ભાષામાં " શયરે મુતખ્ખયેલ " કહે છે. એક બીના અથવા બનાવ ભવિષ્યમાં થવાનો હોય, ભુતકાળમાં થઇ ગયો હોય, તેની કેવળ ગેરહાજરીજ હોય, તે માત્ર કલ્પિત હોય, તે સર્વ બીના અને બનાવોને વાસ્તવિક રીતે ખરેખરજ જાણે તે હાજર હોય, અથવા ખરેખરજ જાણે આપણી આંખ આગળથી તે બનાવ પસાર થતો હોય, એવાં રૂપમાં જે વર્ણન આપવું, તેને ભાસ્યોક્તિ કહે છે. વાર્તા, દાસ્તાંન, અને હેવાલોના કાવ્યોમાં આ અલંકાર વપરાય છે. જેમકે:—

" સત્ય વચન, આધિનતા, પર સ્ત્રી માત સમાન;
એટલું કરતાં હરિ ના મીલે, તો તુલશીદાસ જમાન. "

યાને કેઃ—ઉપલી ત્રણ ચીજો કરતાં પણ જો પરમેશ્વર નહીં મળે, તો તુલશીદાસ જાણે હમણાનો હમણા જામીનજ રેહેતો હોય એમ લખે છે. તો જોકે હવે તુલશી તો ક્યાં જઇને સુતા, હરીને ક્યાં

મેળાવ્યો ? એ સૌ ભાસ્યોક્તિકા શિવાય કશું નથી.

" ચલતી ચક્કી દેખકે, દીયા કબીરા રોય;
દો પડ ભીતર આયકે, સાબીત રહા ન કોય. "

એમાં દુન્યાંનું ચક્ર ચાલતું જોઇને જાણે ખરેખરજ કબીરદાસ રડી પડયો હોયની, એવી કલ્પના જુગ્તિ કરી છે.

" જમશેદ તો તા બ કે ગમે હાલે જેહાં ખુરી ?
બીસ્યાર ગમ મ ખુર ! કે જેહાં નીસ્ત પાએદાર !"

પાદશાહ જમશેદ ! જેહાંનના તારા હાલનો ગમ કયાં સૂધી ખાયા કરશે ? ઘણો ગમ નોં ખા ! કેમકે જેહાંન પાયદાર નથી. એમાં જાણે જમશેદ પાદશાહ હૈયાત હોય, ને તેને જાણે રૂબરૂમાં કેહવામાં આવતું હોયની, તેમ શાયરે ભાસ્યોક્તિ વાપરી છે. તુલશીદાસ કહે છે;

" તુલશી તલપ ન કીજીએ, રીજક મોત સબી સાથ;
કયા રૂઠે જગતસે, કલમ પ્રભુ કે હાથ. "

એમાં જાણે ખરેખરજ પ્રભુએ કલમ પકડેલી હોય, અને તેથી કરીને મોતથી કંઇ થઇ શકતુંજ નથી, એવો ભાસ કરાવેલો છે.

સીતા સ્વયંવર વિષે બોલતાં ગૂર્જર કવિ ગીરધર કહે છે કે:—

" ઝળકે છે ઉંચી અટારિયો સપ્ત ભૂમિના માળ,
છજાં ઝરૂખાં રાવટી બોલે કીર મરાળ.
ધ્વજા પતાકા ફરૂકે છે જાણે તડિતાકાર,
શિખરે શીખંડી નાચતા કંચન કલશ અપાર.
ઘરઘર કેરે આંગણે મંગળ છે ઉપચાર,
પુરણ કુંભને સાથીયા મોતી તોરણ દ્વાર. "

એમાં પણ ભાસ્યોક્તિ આપોઆપ પ્રગટેલી છે. મીસીસ જેમસને મરણુના બીછાંણા વખત માટે જે ઉત્તમ જોડણી કરેલી છે, તેની છેવટની કળી બહુ રંગીન અને ખુશનુમા અલંકારોથી ભરપુર છે:—

*To thy dark chamber, Mother Earth, I come;*
*Prepare thy dreamless bed in my last home;*
*Shut down the marble door,*
*And leave me ! let me sleep;*
*But deep, deep,*
*Never to waken more ! "*

એમાં પણ કવિ-રાણીએ ભાસ્યોક્તિ તેમજ નિર્જીવજીવિકાના

અલંકારો વાપરેલા જણાઇ આવશે.

શાયર સલમાન સાવેજી, સુલતાન ઓવીઝની સાથે એક દિવસ મોડી રાત વેર ટપ્પા મારતો બેઠો હતો. ઉઠતી વેળાએ શોનાની શમઇદાન, બળતી મીનબતી સાથે એક નોકરના હાથમાં આપી, તેને ઘેર મોકલ્યો. કવિએ નોકરને કહ્યું કે, તે શમઇદાન સહવાર સુધી બળતી રેહવા દેવી. સહવારે તે કેન્ડલસ્ટીક પાછી લેવા જ્યારે તે નોકર આવ્યો, ત્યારે શોનાની સમઇદાન મોકળવાને બદલે નીચલી સતર લખી સુલતાન ઉપર મોકલી:—

" શમય ખુદ સોખ્ત બઝારી શબે -દુસો ઇમરોઝ,
ગર લેકન રા તલ્બદ શાહ ઝે મન મી સોઝમ. "

ગઇ રાત્રે આંસુ પાડી પાંડીને મીણબતી પોતે તો બળી ગઇ, અને આજે જો પાદશાહ મારી પાસે મીણબતી દાન માગે, તો બળવાનો વારો મારો છે, કેમકે મીણબતી થઇ રહીછે. પણ શાહ જો સમઇદાનીમાં મીણબતી બળતી કરવાજ માંગશે, તો હુંજ સમઇમાં મીણબતીની જગાએ બેશીને બળવા માંડીશ જો કે સમયદાનમાં કંઇ એક આદમી સમાઇ શકતો નથી, તોપણ જાણે કવિ તો તેમાં બેશીને બળવાનોજ હોય તેમ અલંકાર વાપર્યો છે. પાદશાહ પામી ગયો, કે શાયરને શમઇદાન ગમે છે, તેથી તેની કવિતાથી ખુશ થઇ તે તેને આપી દીધી.

**વેહશત** નામના ઉરદુ શાયરની ગઝલમાં આપણો આ અલંકાર અજબ જેવી મજા આપે છે:—

" કભી તો ખેંચ લાવેગી ઉસે ગોરે ગરીબાં તક,
કે મુદ્દતસે હમારી ખાક **દામન ગીર ફીરતી હુએ,**
મેં ઉસ લેલાકી દીવાના હુ ગાફલ જો હુએ શેહરમેં,
બગલમેં આપને મજનુંકી **લીએ તસવીર ફીરતી હુએ.**
મુકામે એશ્કમે શાહો ગદાકા એક રતબા હુએ,
જુલેખાં હર ગલી **કુચેમેં બેતાકીર ફીરતી હુએ.** "

**અર્થ:**—હમારી પ્યારીની દામન પકડીને કેટલીક મુદત થઇ હમારી ખાક **ફર્યા કરે છે.** વાસ્તે કદાચ તે **ગરીબ**ની કબર આગળ તેણીને ખેંચીબી લાવશે. તે લેલીના પ્યારમાં હું દિવાનો થઇ ગયો છું, કે જેણી પોતાના મજનુ આશકની સબી લઇને તેની શોધમાં બીઆબાનમાં **ભમ્યા કરે છે.** ઇશકના મુકામમાં શાહ અને ફકીરનો મરતબો એક સરખો છે. તમે જુઓ કે જુલીખાં જેવી શાહજાદી

યુસુફના પ્યારમાં હર ગલી અને હર મોહલ્લે બેઆબરૂ થઇ **ઠકુથા** **કરે છે.**

પ્રિય વાંચકો ! ઉપરનો દાખલો આબેહુબ ભાસ્યોકિતનો નમુનો છે. તોપણ શેવક ગરીબની જોડેલી ગરબીઓ પૈકી ફકીરના શાહા પ્રિય કાવશજી હોરમજી શહીંઆર ઉર્ફે **કાઉશાહ** **દાદાના** મરણથી ગયલી ખોટ ઉપર જોડેલી ભાસ્યોક્તિ, આ અલંકારનો સંપૂર્ણ ખ્યાલ આપશેઃ—ભૂજંગી છંદઃ—

વિના હર્ષ વ્યાપિ અરે ત્યાગી દેહને,
જૂઓ **જાય** **છે** વિર છાંડી હમોને;
**ઉભો** **છું** જુતા હાય રે પ્રેત તાહરૂં,
રૂદન **સાંભળે** **છે** અતિ કર્ણ માહરૂં,
ગુણો સાંભરી ના વિસારી **બળું** **છું**,
ભલા કાઉશાહ પાદશાહ હું **ઝળું** **છું**;
પ્રિતી રાખતાં રાખી કીર્તિ તમારી,
**જુએ** **છે** હવામાં પ્રતિમા વિચારી.

એમાં મોટા હરફો ભાસ્યોક્તિનો નમુનો છે.

"જ્ઞાન દડી ચોટે પડી, તેમાં સબ કોઇ ખેલો આય;
નીરગુણો નીરઆકારી, જીતે સો લઇ જાય."

એમાં જાણે જ્ઞાન નામની ખરેખરીજ દડી, ખરેખરાંજ ચોટાંમાં પડેલી હોય, અને તે ખરેખર ખેલીને જીતવાનીજ હોય, એમ અલંકાર વાપરેલો છે.

"રામ જકતકા શેઠીયા, રહે વૈકુંઠ કે માંહે;
નીસ દીન વો હીસાબસે, આપે ઉનકુ ત્યાંહે."

એમાં જાણે રામને જગતનો શેઠીયો બનાવ્યો છે, ને તે ખરેખરજ રોજ હિસાબની આપ લે ચલાવતો હોય એમ ચિતાર્યો છે:

"પુર્વ કે લોક ચાહતેથે, ન્યાય—ધર્મ—હરિનામ;
અબકે લોક ચાહતે હય, કામની—ચુગલી—કામ."

જાણે આગળા લોકો બધાજ સાધુ હતા, અને હાલના લોકો બધાજ અનિતિમાન છે, એમ ખરેખરોજ દેખાવ હોયની, તેમ કવિનું કથન છે.

મેઘરાગનો એક ખ્યાલ આ અલંકારને ઘણી સારી રીતે શોભાવતો હોવાથી તેનો દાખલો રાગ વિદ્યાના શોખીનો માટે

ઉતારી લઇએ:—

" આજ કાલ ઘટા મારે મંદર છાંએ રહી,
કીસ તોરસે ફટેગી મેરી દર્દગી ગરીઆં,
અબ દાદર-મોર-પપૈઆ બોલે શાવનકી ઝરીઆં.
કોયલ કુક શુનાએ રહી. "

ઘટા છાંઇ રહી છે—દાદર મોર વગેરે શ્રાવણ માસની ઝરીનું ગાય છે—કોયલ પોતાનો રાગ સંભળાવી રહી છે, વિગેરે હમણાંજ જાણે ચાલુ હોય તેમ બનાવટ કરેલી છે, તે ખરેખરીજ ભાસ્યોક્તિ છે. **લાલા** નામના ઉરદુ શાયરે જોડેલી ગઝલમાં મંડાણ ભાસ્યોક્તિથી શરૂ કર્યું છે:—"આતા હુએ ખાબગાહસે પેઆરા ઉઠા હુવા—જુકતા હુવા ખુમારસે ઔર રસમસા હુવા." યાને કે; માહરી વાહલી માશુક સુવાની જગાએથી ઉઠીને પેલી આવે છે, અને કેફથી ઝોંકા ખાતી તથા પશીનાથી ભીંજાઇ ગયલી પેલી તેણી આવે છે. એ પ્રમાણે જાણે હમણા તેણી આવતીજ હોય તેમ બયાંન કરેલું છે. શાયરાન શાયર ફીરદોશીની કબર આગળ જ્યારે તૈમુરલંગ પાદશાહ આવી લાગ્યો ત્યારે, તાંણો મારીને ફીરદોશીનેજ તે કેહેતો હોય એમ કહે છે કે:—" સર અઝ કબ્ર બરદારો બાલા બોબીન—પહેલવાને ઇરાંનો તુરાંન બોબીન;" યાને કે:—કબરમાંથી તારૂં મસ્તક ઊંચું કરીને હવે તું જો, કે ઇરાંન અને તુરાંનનાં પેહેલવાંનોના કેવા હાલ થાય છે. ત્યારે કહે છે કે, કબરમાંથી આવાજ નીકળ્યો કે:—" ગુઝસ્તંદ શયરાન અઝ ઇન મુર્ગઝાર—કુનંદ લંગરૂબા દર ઇન જા શીકાર;" યાને કે:—આ શીકારગાહમાંથી વાઘો હતા તે ચાલ્યા ગયા માટેજતો લંગડી લોંકડીઓ આ જગાએ શીકાર કરે છે. એ પ્રમાણે ભાસ્યોક્તિ વાપરવામાં આવેલી જણાઇ આવશે **મહબત** નામના શાયરે એક રેખતાની બનાવટમાં એ અલંકાર ગુંથી લીધો છે. " ઇઅહ નહીં શમસો કમર સરપે તેરે કરતે વીસાર—આસેમાં સાએઆ હુએ ભરકર સીમો જરકી થાલીઆં;" યાને કે:—ઓ પ્યારી ! માત્ર ચંદ્ર અને સૂર્યજ કંઇ તારાં માથાં ઉપરથી ઓવારી નાંખતા નથી, પણ પેલું આકાશ પણ નાગ ઉપરથી ઓવારી પોવારી નાંખવાને શોના રૂપાથી ભરેલી થાળીઓ લઇને આવે છે. આ પણ ભાસ્યોક્તિ છે. **રીંદ**ના તખલ્લુસવાળો શાયર વળી નવીજ તરાંહના **અલંકાર**ની અદા બતાવે છે. " કએસો ફરહાદસે અબ. રીંદ બીતે

કેમ કલ રાત—રોએ ઇન્હાં તક ગલે મીલ મીલકે ગલે બેઠ ગએ."
યાને કેઃ—એ રીંદ ! કઇસ * અને ફરહાદને ગઇ રાતે હું જઇ મળ્યો, ત્યારે તેઓની સાથે ગળે લાગી લાગીને એટલો તો રડયો, કે મારૂં ગળું પણ બેસી ગયું." એમાં જણાવ્યા મુજબ કાંઇ ખરેખરજ કઇસ અને ફરહાદને એ રીંદ જઇને ગળે લાગેલો નથી, બલકે કઇશનો, ફરહાદનો, અને રીંદનો એ ત્રણેનો જન્મ જૂદા જૂદા વખતમાં થયલો હોવા છતાં, ભાસ્યોકિત વાપરવા સારૂ એ પ્રમાણે કાવ્યનો રસ શાયરે લુટેલો છે.

" કબીર કબીર કયા કરે, જાઓ જમના કે તીરઃ
એક એક ગોપીકે પ્રેમમે, હો ગયે કોટી કબીર "

એમાં કરોડો કબીર ખરેખરાજ જાણે થઇ ગયા હોય, એવું વર્ણન આવેલું છે. વળી કાળા હરફોથી અનુપ્રાસિકા સમજાઇ જશે. પેહેલવાન જાલેજરનું દાસ્તાન લખતાં શાહનામામાં શાયર લખે છે કે,

" દુ બેહરેહ ચુ અઝ તીરેહ શબ બર ગુઝસ્ત,
ખરૂશે સવારાંન બરઆમદ ઝે ઝસ્ત."

અર્થઃ—અંધારી રાત બે હિસ્સા આગળ જ્યારે ચાલી ગઇ છે, ત્યારે સવાર લોકોનો પોકાર તે જંગલ મધેથી નીકળી આવે છે. આ ભાસ્યોકિત અલંકાર ઘણે ભાગે ગૂજરાતી શિવાયની ભાષામાં બહુ વપરાયલો દીઠામાં આવે છે. એક ઉરદુ શાયરની ગઝલમાં એવી લેઝત લીધી છે કેઃ—

" જવહરસે કબ આલુદા હુએ શમશીર કીસુકી,
પર કતલ કે મહેજરપે હુએ તેહરીર કીસુકી.

** ** ** **

શામાને નીસીમે સેહરી મુશક ફેશાં હુએ,
શાએદ ઇઅહુ ખુલી જુલ્ફે ગીરેહગીર કીસુકી."

અર્થઃ—આ કોણુની તરવાર છે, કે જે ઉપર માત્ર ઝવેરાતજ મઢી લીધેલું નથી, પરંતુ તેના ઉપર તો કોઇ આશકને કતલ કર્યાની તખ્તિ કોતરેલી છે*** સહવારના પવનની દામન કસતુરીના જેવા

---

* કઇશ એ મઝનુનનુ નામ છે. પણ એ કઇશ જ્યારે લયલી નામની પોતાની માશુક ઉપર હદબાહાર દેવાંનો બની ગયો, ત્યારે તેણે પોતાનો તખલ્લુસ મઝનુન યાનેકે ચરી ગયલો માણસ, એમ નામ ધારણ કર્યું. પછી એજ એલકાબથી સર્વ તેને ઓળખવા લાગ્યાં,

સુગંધ સઘળે લઇને જાય છે, તે ઉપરથી એવું જણાય છે કે, કોઇ માશુકે પોતાનો પેચદાર ચોટલો છોડી નાંખ્યો છે, અને તે ઉપરથી થઇને આ પવન આવે છે. એ બનાવટ ભાસ્યોક્તિનીજ છે. પણ પ્રકાર નવો છે. આગળ આપણે તૈમુરલંગનો દાખલો આપી આવ્યા છીએ, તેવોજ ઇનશા નામના શાયરે ઉરદુમાં જોડેલો છેઃ—“ નીકલકે વાદીએ વેહશતસે દેખ અએ મજનું કે જોર ધુન મેં અબ આતાહે નાક એ લએલા. ” યાને કે ઓ મજનુન તું આંએ દેહશતનાક બીઆબાંનમાંથી ઉઠીને જો, કે કેવી ધુમધામથી પેલું લેલીની સ્વારીનું ઊંટ આવે છે. એમાં પણ અચ્છી ઝમક ઝમકાવેલી છે. એવા એવા સંખ્યાબંધ દાખલાઓ હમારી પાસે લખાયલા હવે રદ્દ કરી, એ અલંકાર અહિંઆંજ બસ કરી આગળ ચાલ્યે.

**૪૨—કવિવિશેષણ**—એમાં વિશેષણનો કપ કરવામાં આવે છે. યાને જે શબ્દ માટે વિશેષણ વાપરવાની આપણને જરૂર, તે શબ્દને બદલે બીજાજ શબ્દને વિશેષણ લગાડવું પડે છે. કાવ્યની ઝમક વધારવા અથવા કાવ્યને તાલ અને વર્જનમાં રાખવા સારૂ એમ વિશેષણ ફેરફાર કરવાનો હક કવિઓનેજ બક્ષેલો છે; જે હકને અંગ્રેજીમાં *Poetical License* કહે છે. એ હકનુ ઉલંઘન કરવામાં આવીને હવે તો ગદ્ય લખનારા પણ તેનો ઉપયોગ કરતા જણાયા છે. જેમકે.—*Hence to his idle bed* એમાં “ આળસુ બીછાણું ” એવા જે શબ્દ આવેલા છે, તે “ આળસુ ” શબ્દ, માણસને માટે વાપરવાને બદલે, જે માણસ તે બીછાણા ઉપર સુએ છે, તે માણસને આળસુ શબ્દ લાગુ પાડવાની જગાએ મુકાયલો છે. એ કવિવિશેષણ અલંકારને અંગ્રેજીમાં *Transfered Epithet* કહે છે.

**મોતીદામ વૃત.**

“ મળે વ્યભિચાર વિશે નહિ માલ,
ખચીત બુરો નજી ધો સહુ **ખ્યાલ;**
**વ્યથા** નૃપ રાવણ કેરિ **વિચાર.**
તજો **દુખકાર** તમે **વ્યભિચાર.**
\+ \+ \+ \+
વળી વિષયે ડુબ્યુ મોગલ રાજ,
ચયાં **અબદીતજ** એ થકી **કાજ;**
ભલા જન માંહિ રહે નહિ ભાર,

તજો દુખકાર તમે વ્યભિચાર.

\+ + + +

તુટે તનનું **બળ** તેથિ **તમામ**,
**વિરામ** કરે નહિ **પુરણ** દામ;
લહે **વિશવાશ** ન કોઇ **લગાર**,
તજો દુખકાર તમે વ્યભિચાર.

\+ + × +

હરામનું તાકિ હર્યું નથિ કોય,
**સુખી** સ્વપ્ને **વ્યભિચારિ** ન હોય;
નહી નિકળે **શુભ** તે થકિ **સાર**,
તજો દુખકાર તમે વ્યભિચાર. "

એમાં ગુલાબી કવિએ વિશેષણોનો કપ કરેલો ઝટ જણાશે. કેમકે " ખુરો " શબ્દ " ખ્યાલ " ને લાગવાનો છતાં કેટલો દુર છે. **તમામ** વિશેષણ, **બળ**ને લાગવાનું છતાં કેવું દુર છે. **શુભ** શબ્દ સારને જોડાવાને બદલે ક્યાં જોડાયો છે તે જોવાનું છે.

કવિ પ્રેમાનંદ કહે છે કેઃ—

" સાંઢય તો સપડાવી નહીં, નહિ પવનવેગી ઘોડા;
કંસાર દમયંતીના કરતો, ન જમ્યો **ભુંડા મોહોડા.** "

એમા **ભુંડા** એ વિશેષણ આદમીને લગાડવાનું છતાં મોઢાને લગાડી કુવિશેષણ દાખવ્યો છે. કવિ વીલ્યમ કાઉપરે " વીન્ટર રેવરી " નામના કવેતમાં જણાવ્યું છે કેઃ—

" *And slowly, and by most unfelt, the face of universal nature undergoes.* "

એમાં *Most* શબ્દ *unfelt* ને લાગ્યો છે ખરો, પણ તે શબ્દ ખરેખરો એવી રીતે વપરાયલો છે કે *Most people unfelt.*

વળી ભુજંગી છંદમાં કહે છે કેઃ—

"સદા સંચરો **મારગે** આપ **સીધે**, નહી માન વાધે વ્યભીચાર લીધે.
પ્રભૂ કોપશે **કાર્ય** તે **પાપિ** કીધે, નહી માન વાધે વ્યભીચાર લીધે.
જશે લાજ જેણે કરી લોકમાંથી, હશે **સત્ય** તેનો કહી કોણ **સાખી**?
બળે **બાપડી** તે તણી **બૈરિ** રોજે, ભરાએ સદા **ભારી** તે **શોક** સોજે. "

**પ્રજાની પિડા વીશે પરજ રાગમાં વિલાપ.**

" ભાઇઓ જેની **ભારત ભુંડી**રે, તેને **પીડા** અંતર **ઊંડી**;

માર્યો નથી કે કીધો નથી ઘાયલ. તાજો આવ્યો નથિ તાવ;
**બાળ લગ્નના બુરા બનાવથી, દુર્બળ મુંજ દેખાવ."**

એ પ્રમાણે આ અલંકાર વારંવાર વપરાય છે. એ અલંકારો ખરેખરા કુદરતી કવિથીજ વપરાઇ જાય છે. જન્મ-કવિ શિવાય શિક્ષણુ કવિઓથી એવા કવેત જોડાયાથી રસ પડતો નથી; કેમકે તાંણીતોડીને તે હલકા કવિઓ તેવાં કાવ્ય બનાવે છે, તે પથ્થર ઉપર પાણી છે. તેવા કવિઓ માટે કવિ બુલાખી કહે છે કે:—

"કુદકા મારે ભલે કુકવિઓ, વડા રામડા તાણી;
કવી કુદરતી બનવું એ તો, પથ્થર ઉપર પાણી.
શ્રોતાને સમજાવવા સારૂ, પટે પુરાણુ પુરાણી;
સહૂ રંગણા એ પોથીનાં, પથ્થર ઉપર પાણી."

## ૧૮

*" Leaving behind us the supposition of a poetic inspiration or mysterious enthusiasm we have two great spheres of fact to consider—the soul with its moods or faculties or aims, and the object or material to which its gaze is directed and with which its thoughts are occupied. I take the latter first. The materials of poetry refer to God and to the spiritual world or to external nature or to human action or to mental experience."*

*Rev. R. Scott.*

મુંબઇની વીલ્સન કોલેજના ઉસ્તાદ રેવરંડ સ્કોટે કાવ્ય રસ વિષે આપેલાં ભાષણમાં જે જે નોત્તમ નમુનાઓ અને અમુલ્ય અભિપ્રાયો આપ્યા છે, તે પૈકી મથાળે એકની જગા કરી, આપણને આજે આપણા વિષયમાં આગળ ચાલવાનું છે. પ્રિય વાંચકો! આ તકે એક ખુલાસો કરી દઉં છું કે, કાવ્યમાં વપરાતા અલંકારોના મેં ગૂજરાતી, ઇંગ્રેજી, અને ફારશીમાં જે જે નામો આપ્યાં છે, તેજ નામોથી બધા અલંકારો ઓળખાય છે, અને તેના બીજાં નામ છેજ નહીં, એમ માનવું કે જાણવું નહીં; કેમકે એક અલંકારના ત્રણે ભાષામાં જૂદાં જૂદાં ૪–૫ નામો હોય છે. વળી કેટલાકમાં લગાર લગાર તફાવત દર્શાવનારા પ્રકારો હોવાથી નિરનિરાળાં નામો પડેલાં છે. વળી કેટલાક

અલંકારોના, તો ગૂજરાતી ભાષામાં બીલકુલ નામો ન હોવાથી, તેઓના નામ પાડવાનુ કામ પણ હમારે કરવું પડયું છે. ગૂજરાતી કવિઓની કલ્પનામાંથી તેવા અલંકારો તો કળીની માફક આપોઆપ ફુટી નીકળેલા છે, પણ તેના નામો અંગ્રેજી કે ફારશીને મળતાં, સર્વ અલંકારોના, ગૂજરાતીમાં પાડેલાં ન હોવાથી, અર્થાનુસાર તેવાં નામો જોડી કાઢવાં પડેલાં છે.

ઘડીભર **કાવ્ય**નો બીજો બોલ **કલ્પના** કહો, તોપણ કાવ્યનું જે લક્ષણ તે આપી શકાતું નથી મનશકિતનો જે ખાસ ગુણ–ચિત્ત વૃત્તિ અથવા લહર કે ઉદ્વેગ–ભાવ રસ કે વિચાર–આશય કે તુરંગ–કલ્પના કે જે પણ કાંઇ હોય તે–એ સર્વ મળીને કાવ્ય બને છે, એમ શું આપણે કહીશું ? કોઇ સાક્ષર કાવ્યને માટે કાવ્ય બુદ્ધિ માંગે છે; કોઇ ટીકાકાર તો સાધન કે નિમિત્ત માંગે છે; કોઇ તો કાવ્યની રચના, રૂઢી, પદ્ધતિ, કાયદો, અને ક્રમ માંગે છે; અને કોઇતો વળી સાહિત્ય સામગ્રી માંગે છે. કોઇ ખુદરતને, તો કોઇ કાર્ય કે બનાવને, કાવ્યનું લક્ષણ લાગુ પાડે છે. કોઇ આત્માના અંતર્યામને, તો કોઇ લાગણી, ઇચ્છા, પ્રેરણા, કે વિચારની વિધવિધ વ્યવસ્થાને જૂએ છે. એ પ્રમાણે જો તમો કાવ્યના એક ડઝન લક્ષણોને પાસે પાસે ગોઠવશો, તો તમોને ઝટ જણાશે કે તે કેવાં આપમતલબી અને સ્વમતાભિમાની છે. વળી તે દરેક લક્ષણમાં, બીજાના નિર્વચનને અધુરૂં અને ખોટું પુરવાર કરવા જેટલા પુરાવા સમાયલા હોય છે. એ ઉપરથી રેવરંડ સ્કોટ કાંઇ પણ ચુકાદો કરવાને બદલે, કાવ્ય રસને માટે એટલુંજ કહી બેસે છે કે, " *Poetry is a spirit of immortal youth which in different ages and races clothes itself in different guises.* " યાને કે, કાવ્ય એ એક અમર જુવાનનો એવો પ્રાણાત્મા છે, કે જે જૂદા જૂદા કાળે અને જૂદી જૂદી પ્રજામાં પોતાને વિવિધ પ્રકારની શીકલ સૂરતમાં સજે છે. તેવી તરેહના પોશાકોમાં આપણે જૂદા જૂદા રંગો ચિતારેલા છે, અને હવે નવો રંગ બતાવ્યે:—

**૪૩–વિરૂદ્ધા વિશેષણા:**—એમાં ધારા અને કાયદાથી ઉલટી રીતે વિશેષણ વપરાય છે. વિશેષણના અર્થથી તદન ઉલટોજ અર્થ વિશેષ્યનો હોય છે. યાને કે જે નામને કે જે શબ્દને વિશેષણ લાગે તેની અને વિશેષણની મતલબ વિરૂદ્ધ હોય છે, એને અંગ્રેજીમા

*Oxymoron* કહે છે. તેનાં આપણે દ્રષ્ટાંતો આપીશું એટલે સહેજ સમજાઇ જશેઃ—

" બહુજ હઠીલા રાયના બાળક મરજીને આધીન રહેવું.
**દુધ કાળું** ને **ધોળા કોયલા** હાજી હા કરતા રહેવું."

વાંકાનેર નાટક મંડળીના પ્રેમ–ચંદ્રિકાના નાટકમાં આ દાખલો એક ખમાચમાં ગોઠવેલો છે. એટલે દુધ સુફેદ છતાં તેને **કાળું** વિશેષણ, અને કોયલા કાળા છતાં તેને **ધોળાનું** વિશેષણ લગાડેલું છે. **ઑથેલો** માટે તેની **દેસ્ડેમોના** એ કહ્યું હતું કે, "*My lord is not my lord.*" યાને, મારો ધણી એ મારો ધણી નથી. એમાં એકજ શબ્દ, કર્તા તેમજ કર્મની જગાએ મુકાયલો હોવાથી કઢંગુ તો લાગે છે, પણ એવાંજ વાક્યો વિરૂદ્ધ વિશેષણના અલંકારમાં મુકાયલાં છે. એનેજ મળતું વાક્ય કવિ વર્ડસ્વર્થે કહેલું છે, "*Sorrow which is not sorrow but delight.*" કવિ મીલ્ટને **પેરેડાઇઝ લોસ્ટ** નામના કાવ્યમાં એ અલંકાર વાપરેલો છે.

" *Thus repulsed, our final hope,*
*Is flat despair.*"

એમા વળી આપણી " છેવટની આશા " ને " અણગમતી નિરાશી " તરીકે કહેલી છે સુંદર વિલાસમાં એ અલંકારના સ્વરૂપના કવેત અસંખ્ય છે, પણ થોડાકની તો જગ્યા કર્યેઃ—

" अंधली आंखिन काजल कीया । मुंडली मांग संवारे ॥
बूची कानमी कुंडल पहरे । नकटी बेसरि धारे ॥
कंठविहूनी माला पहिरे । कर विन चूडा सोहे ॥
पाइ विहूनी पहरी घुंगरु । पति अपनेको मोहे ॥"

એવા દાખલા જો કે આ અલંકારના ભાગમાં મુકવા વાસ્તવિક ન હોય, પણ તેનું સ્વરૂપ સમજાવવાને માત્ર એક દ્રષ્ટાંત એવો આપવો ભાગ પડે છે. શેવકે યોગી શિષ્યના યોગેશ્વર ગુરૂ વિષે જોડેલાં કવેતમાં આ દાખલો બરાબર લાગુ પાડેલો છે:—

**મીઠા લીંબ** ખોરાક આપી ગુરૂજી,
મને મારતો **ધારકી પ્રેમથી** તું;

' **નરમ પાહાંણુ** સુવા પથારી ન ભીછ,
પુરી **ગોળ ચોખંડ** કોહી મહિં તું.

એમાં દરેક લીટીમાં વિરૂદ્ધ વિશેષણ સમાયલો છે. કડવા લીમડાના રસને **મીઠો**—માયાળુ પ્રેમને **ધાટકી**—કઠણ પથ્થરની પથારીને **નરમ**—અને ચોરસ ઓરડીને **ગોળ**—એવાં એકકથી ઉલટા વિશેષણો કાવ્યની કાશીનને સારૂ વાપરેલાં છે એનેજ આબેહુબ મળતો દાખલો **કીંગ જૉન**મા આપેલો છે.—

" *Death, death, O amiable lovely death!*
*Thou odoriferous stench! sound rottenness!* "
*( King John. 3. IV. )*

એમાં મોતને, મળતાવડું અને રમણીય કહ્યું છે—તેની દુર્ગંધિ અને બદબોને ખુશબોદાર તથા સુગંધિક કહી છે—અને તેના કોહી સડી ગયલા સબાને નિરોગી અને તંદોરસ્ત કહ્યો છે! એવી રીતે ઉલટાં વિશેષણો વાપરેલાં છે. આત્મજ્યોતિ વિષે લખનાં ગુરૂઓ હંમેશાં એજ અલંકારના શ્લોકો જોડી ગયા છે. વેદના લખાંણોમાંથી ઘણુંકરીને એ અલંકાર ઝટ નિકળી આવે છેઃ—

શ્લોક.

" सर्वावस्था विनिर्मुक्तः सर्व चिता विवर्जितः ।
मृतवात्तिष्ठते योगी समुक्तो नात्र संशयः ॥ "

યાને કે—જાગ્રત, સ્વપ્નાવસ્થા, સુષુપ્તિ, મૂર્છા, અને મર્ણ એ પાંચની ફીકરમાંથી પૂરેપૂરો અળગો રહીને જે શાંત્ત રહે છે, તે આદમી જીવતો છતાં મરીને મુકત થયલો હોય છે એનેજ મળતું ઉદાહરણ **મીસ ઓસ્ટન**ના નૉવેલમાં મળી આવે છે.—

" *Not a day went by without a solitary walk in which she might indulge in all the* delight of unpleasant recollections. "

એમાં કહે છે કે, નાપસંદ સ્મરણુ થયા કરવાથી તેણી ખુશાલીમાં ગરકાવ થાય; ભાવાર્થ—**નાખુશ યાદની ખુશાલી.** આગળ કહ્યું તેમ સંસ્કૃત ભાષામાં અને તે પણ વળી એટમે ગેયાહીની કે

અમરસની કે આતમજ્ઞાનની બાબદોમાં એ અલંકાર બહુજ શોભે છે. કેહનાર, બોલનાર, કે લખનાર, પોતાનું કહેવું બીજાના મન ઉપર અંતઃકરણથી જણાવતી વેળાએ એ અલંકાર વાપરી દે છે. અને આતમજ્ઞાનની બાબદ, સમજાવામાં એવી કઠણ છે કે, આપણેજ એક બાબદને સારાં માઠાં બે વિશેષણથી સમજાવી દઇએ છે. કઠોપનિષદના ૨૦ મા મંત્રમાં કહેલું છે કેઃ—

"आसीनो दुरं वज्राति शयानो याति सर्व्वतः।
कस्तम्मदा मदन्देवं मद्नो ज्ञातुमर्हति ॥"

યાને કેઃ—આતમારૂપી દેવ અચળ રહી દુર જાય છે, તેમ સુતેલો છતાં સર્વ જગ્યાપર જાય છે, મદવાળો છતાં મદવગરનો છે, હર્ષરૂપ છતાં હર્ષ વગરનો છે, એવો વિરૂદ્ધ ધર્મ આત્માની અંદર રહેલો છે. (કાળીદાસ પંડીત.) એમાં પણ એકેકથી ઉલટા ગુણો જણાવેલા છે. **કવિ બાયરનનો** એક દાખલો આપીશું.

"*Albania's Chief, whose dread command*
*Is lawless law.*"

જેમ આપણે "રીસ્પેક્ટેબલ લોફર" સંજ્ઞા વાપરે છે, તેમ એમા "કાયદા વગરનો કાયદો" એવા શબ્દ વાપરી વિરૂદ્ધવિશેષણ અલંકારનો પૂરેપૂરો ગુણ સમજાવ્યો છે; માટે હવે આગળ ચલો.

"સીહાસંસાર"માં એક અચ્છો વિરૂદ્ધવિશેષણ છે.—

" પુત મોટાની દોસતી, રાખી ગાળો ખાય,
હાથી દીઠીએ ગલ્યો, હાજી હા કહેવાય."

એક ભકતો કહે છે કે.—

"પરમેશ્વરસે પ્રીત રખે, ઓર પરનારીસે હસના,
તુળશી દોનો ના બને, લોટ ખાય ઓર ભસના."

એમાં એકેકથી ઉલટા ગુણો, કહોકે બીજા બોલોમાં વિરૂદ્ધ વિશેષણોજ જણાવે છે, કે પરમેશ્વરને ચાહવાનું ડોળ રાખી પારકી સ્ત્રી સાથે ઠઠ્ઠાબાજી ચલાવે એ વાત કેમ બને ! કારણકે લોટ પણ ખાતાં જવું ને તેની સાથે સાથે ભોંસતાં પણ જવું એ વાત કેમ બને !

સૅારની ચૅાકડીમાં નીચલો દાખલો છેઃ—

*" What leaders of repute and name*
*Bought by their death a deathless fame?"*

કાવ્ય બુદ્ધિના માણસો કોને કેહેવા, એ સવાલ સામાન્ય લોકોથી દરોગસ્ત સમજાતો નથી. તેઓ તો એમજ જાણે છે કે પ્રાસવાળી ૨–૪ પાના ભરેલી જોડણી કોઇ જોડે એટલે તે કવિ કહેવાયો ! એક કાગળ લખનાર, નામુંઠામું લખનાર, ચીઠ્ઠિપત્રિ લખનાર, કે અરજી લખનારને સર્વને આપણે **લખનાર**ની સંજ્ઞા લાગુ પાડયેછે, તેથી ૧૫–૨૫ લીટીની એક નાની વારતા લખનારને પણ આપણે 'લખનાર' કરીને સાધારણ રીતે બોલ્યે છે; ત્યારે સેંકડો નિબંધો લખનાર, પુસ્તકો લખનાર, ચટકદાર રેસાલા લખનાર, ન્યુસપેપરો ચલાવનાર, એ સર્વને આપણે **લખનારજ** કહે છે. પણ પેલા ચીઠ્ઠિપત્રિ, અને કાગળપત્ર લખનાર; તથા ઉત્તમ નિબંધો અને ગ્રંથો લખનાર, એ બે વચ્ચે જેટલો તફાવત છે—તેટલોજ તફાવત વિચાર—ચોરી તથા શબ્દ અને વાકય—ચોરીથી બનાવેલી કહેવાની કવિતાઓ; અને ખરા જન્મ—કવિની ખરી કવિતાઓ વચ્ચે તફાવત છે. પ્રાસ, તાલ, કે વજન એટલાજ ઉપર કાવ્ય બુદ્ધિ રચાયલી નથી. અલબત્ત એટલું તો મારા અનુભવથી કહું છું કે, એક કવિ જે વિચારોથી એક વસ્તુનું ખ્યાંન આપે છે, તેજ વિચારોને લગભગ અનુસરતા વિચારો બીજો કવિ પણ ઘણી વાર આપી દેછે. તે કાંઇ ચોરી નથી, પરંતુ જે વિચાર એક કવિને સુજેછે તેજ બીજા કવિને સેહેજ સેહેજ ફેરફાર સહ સુજે છે. પણ કવિ નહીં એવા, કાવ્ય—ચોરી કરતાં પકડાઇ આવે છે તેનો સંતાપ કરવાનો છે.

**૪૪—મેહેણું:—** યાને કે તાંણો મારવાનો અલંકાર. આગળ આપણે જણાવી ગયલા અલંકાર અન્યોકિતકાના જેવો છે. પણ અન્યોકિતકામાં તો હોય તેથી ઉલટું બોલાય છે. તેમાતો વ્યાજ સ્તુતિ અથવા વ્યાજ નિંદા થાય છે, પણ આમાં તો કવિઓ શાલમાં લપેટીને ખાસડાંજ મારે છે. એક માણસને અપમાન કરવા સારૂ, તથા તેનું પાણી ઉતાર કરવા સારૂ, તથા તેના દુરાચારને હશી કાઢવા સારૂ ઘણા તિક્ષણ વેણ—બાંણ લગાવામાં આવે છે ભાટ—ચારણો ભવૈયાઓ—અને મશકેરા ઠઠ્ઠાબાજોને પોતાનું રળી ખાવાને સારૂજ પરમેશ્વરે એ અલંકાર તેઓને બક્ષેલો છે એ અલંકારને લીધે ભલા ભલા રાજવંશીઓ ડરે છે, અને ભાટચારણો તેઓને ડરાવે છે. કવિ

મુલ્લાખોએ, નવસારીના સુબા ગણેશ શીતારામ શાસ્ત્રી ઉપર, પોતાની ચપલી બદલીથી ખીજવાઇને એક કાવ્ય જોડેલું હતું કે " ગણેશ તું પરમેશ " એમાં ગણેશ એટલે પરમેશ્વર કહીને, બીજા બોલોમાં ગણેશ તુ પર મેશ, યાને તારા મોં ઉપર મેશ ચોપડ્ ! એ પ્રમાણે મેહેણું મારવામાં આવ્યું હતુ. એમાં શબ્દનાજ અર્થ બેવડા હોય છે એમ નથી, પણ અર્થની મતલબ પણ બેવડી આવે છે. એને ફારશી ભાષામાં "ઇસ્તહઝા" કહે છે; અને અંગ્રેજીમા તેને *Sarcasm* કહે છે. વળી ઘણાક ગ્રંથકારો એને *Dramatic-irony* કહે છે. ફારશીમાં એને મળતો " તજ-આહેલ—અલ—આરીફ " જણાયલો છે પાછલો અલંકાર ગ્રીસ્યન કરૂણારસમાં વારંવાર સાધારણ થઇ પડયો છે. એમાં શબ્દના દ્વિઅર્થ વાપરવામાં આવે છે. એક અર્થ; જાણેકે વકતા અથવા લખનાર પોતે ઉઠાડતો હોય એવું અનુમાન કરવામાં આવે છે બીજો અર્થ; જાણેકે તે શબ્દનો બીજો ભાવાર્થ થતોજ નહી હોય એમ બોલનાર કે લેખનાર જાણે જાણતોજ નહીં હોય એમ ધારવામા આવે છે. **૩ જો રીચર્ડ** એ ગ્રંથમાં હેસ્ટીંગ્સનો ચિતાર છે. તમાશગીરો જાણે છે, કે હેસ્ટીંગ્સ માર્યો જવાનો છે, તોપણ હેસ્ટીંગ્સતો જાણે-કે જાણતોજ નહીં હોય તેમ રેવર્સ—વૉઘાન અને ગ્રેના મરણ ઉપર બોલે છે કે,

*Some men else who think themselves as safe*
*As thou and I.*

એટલે જાણેકે પોતે તો મરવાનોજ નથી એમ તે જાણતો હોય તેવું ડોળ ઘાલે છે; તો જોકે તેજ વખતે મરણ તો તેના પગ આગળ છે, એમ પોતે પણ સમજે છે.

શાયર **આકેલખાને** શાયરા ઝેબુનનીસાને કહ્યું કે, " **સંબુસેએ બીસન ખાહમ** " મને ચણાના લોટના સમુસા ખાવા ગમે છે. ત્યારે તેણીએ જવાબ વાળ્યો કે.—"**અઝ મુતબેખે મા દર તલબ !** " યાને કે, જા ! આપણી રાંધણીમાંથી લે ! હવે એ સવાલ જવાબમાં તો ઘણા ઉંડાં મેહેણા એકમેકને મારેલાં છે. **સંબુસે બીસન** શબ્દ **સન** અને **બુસે** તથા બી સન એ શબ્દોનો બનેલો છે, અને પેલો કવિ શુ કહે છે કે, "ઓ શાયરા ! બી સન=યાને સન વગરનો સનબુસો, અર્થાંત બોસો તુંને લેવા માંગું છુ." ત્યારે પેલીએ **મા** અને **દર** શબ્દોને જોડી નાખીને મજબુત મેહણું મારી

કહ્યું કે, " જા ! તારી માયને ચુંમી લે ! ". એક દાસ કહે છે:

" પડદે રહેતી પદ્મણી, ન લેતી હરીનું નામ;
કરણીએ સરજી કુતરી, હુંડે આખું ગામ."

એમાં મેહેણું ખોલ્યું છે. વળી એક તંબાકુનો વ્યસની તંબાકુની તારીફમાં તંબાકુને ધીક્કારનારને મેહેણું મારે છે કે:—

"હકકે અગર ઝેહેર શવદ નોશ કુનમ;
શેહેદો શકરો, કંદ ફરામુશ કુનમ;
હરકસકે મરા મનએ કુનદ તંબાકુ;
ચ દી બેઝનમ કફશ કે બેહોશ કુનમ."

એટલે:—જો વાજબીની રાહે મને ઝેર પાય તો તે પીવું ! અને મધ–શાકર તથા ખાંડને હું ભુલી જાઉં, પરંતુ જે શખસ મને તંબાકુ વાપરતાં અટકાવ કરે, તેને તો હું એટલી તો જુતી મારૂં, કે બેહોશ કરી નાંખું. ધ્રુવાખ્યાનમાં સાવકી માતા સુમતી ધ્રુવને મેહેણું મારે છે કે:—

"અપરમા એમ બોલ્યાં, ભૂંડા, એ સુખ તું જને કયાંથી;
અભાગણીના પેટ તણા તું, જાને અકરમી ઇહાંથી.
ઇહાથી જઇ વનમા તપ માંડ, હરિ ભજીને કાયા છાંડ;
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર."

એમાં ધ્રુવની ખરી માયાને માટે બીજી લીટીમાં મેહેણું માર્યું છે. પછી સુમતીએ ધ્રુવને ચોથી લીટીમાં પોતાને પેટે પુનર્જન્મ લેવાને તાંણો માર્યો છે, કે તારી આગળી માંય અભાગણી તેને પેટે કાંય જન્મ લીધો, તું જો મારે પેટે જન્મ લેત તો રાજા થાત. આગળ આપણે ફીરદોશીની કબરમાંથી નીકળેલો આવાજ એક અલંકારમાં આપી ગયા છીયે, પણ તે મેહેણુંનો અચ્છો દાખલો હોવાથી આ ઠેકાણે ફરીથી બતાવ્યે, કેમકે આગલા અને હાલના બેતમાં ફેર છે. તૈમુરલંગનું મેહેણું:—

"સર અઝ ખાબ બરદાર બ ઇરાંન ઝમીન,
બ કામે દલેરાંનો તુરાંન બોબીન ! "

**ફીરદોશીનું મેહેણું:—**

" ચુ ખાલી શવદ બેશે અઝ નરરે શેર,
કે ઘુરે શવ દર આયદ રોબએ દલેર. "

અર્થ:—ફીરદોશીની કબર આગળ તૈમુરલંગ ફરતો ફરતો આવી લાગ્યો ત્યારે બખાળ્યો કે, તું કબરમાં ઉંઘાયલો છે તે જાગૃત થઇને હવે જો, કે ઇરાંન જમીનના કેવા હાલ થાય છે, અને તુરકી લોકોની મોરાદને અને જાહોજલાલીને હવે તું જો! ત્યારે કહે છે કે, કબરમાંથી એવો અવાજ ફાટી નીકળ્યો કે, જ્યારે વાઘ વગર જંગલ ખાલી પડે ત્યારે ત્યાં લુલી લોંકડીઓ યાને કોહલીઓ દોડતી ફરે અને દલેર થાય છે. યાનેકે તૈમુર પગે લંગડો હતો તેથી લુલી લોંકડી લખી છે. એ મેહેણુંનો અલંકાર તો બીચારા તૈમુરલંગ ઉપર વારંવાર લાગુ પાડવામાં આવેલો છે. એક વાર હિંદુસ્થાનમાં તૈમુરલંગ આવ્યો ત્યાં એક આંધળી ગાનારી જેનું નામ **દોલત** હતું, તેનુ ગાનું સાંભળી તૈમુરલંગ ખુશી થઇ ગયો અને ગાનારીને ટાંણો માર્યો, કે "શું દોલત (યાને પૈસો ટકો) પણ આંધળી હશે!" ગાનારીને આ વેણથી ખજાલત લાગી, જેથી તેણે પણ ફીરદોશીની કબરના મેહેણાં મુજબનું એવું મેહેણું આપ્યું કે, દોલત આધળી હતી માટેજ તો લંગડાલુલાને ત્યાં આવી છે." એમાં મેહેણું એવું છે કે, તૈમુર લંગડો હતો, અને તેની પાસે દોલત ઘણી હતી. અને ગાનારી **દોલત** પણ આંધળી હતી તેથીજ તૈમુર લંગડાને ત્યાં ગાવા આવી, બાકી દેખતી હોતતો નહીં આવત. એ પ્રમાણે મેહેણું છે.

હવે દ્વિઅર્થિ મેહેણાં જણાવીશું. સેખસાદીને ગૂજરાત તરફના લોકોની ઘણીજ સુગ હોવી જોઇએ. તેણે જ્યાં ત્યાં ગૂજરાતના લોકોને મેહેણાં મારેલાં છે. તેણે હિંદુસ્થાનની મુલાકાત ઉપરથી હિંદુઓને માટે લખવાને બદલે "ગૂજરાતીઓ" એ શબ્દ વાપરેલો છે. તે લખે છે કે:—

"સાદી દરીન દયાર તુ મર્દે મુસાફરી,
**બા કસ સુખન મગુ કે ગુજરાતીઆન ઝનન્દ."**

એ સાદી! આ દેશમાં તું એક અંજાણો મુસાફર છે, વાસ્તે કોઇને કાંઇ કહેતો નાં, નહીતો ગૂજરાતી લોકો તને મારશે છેલ્લા શબ્દો કાળા કરવાનું કારણ, કે તેણે એ શબ્દો એવા સ્લેષથી વાપરેલા છે કે, તેણેતો અંદરખાંને ગૂજરાતીઓને મેહેણું મારેલું જણાય છે; કેમકે તેનો અર્થ એમ પણ થાય છે કે, "ગૂજરાતીઓ ઓરતો જેવા બાયલા છે, એમ તુ કોઇની આગળ નાં કહેતો!" વળી બીજું મેહેણું એવીજ રીતે માર્યું છે કે;

" સાદી તું જવ્હેરી એ  સુખનોને તો ગોહર અંદ,
**અરઝાન અઝાન ફરૂશ કે ગુજરાતીઆંન ખરન્દ."**

યાને:–એ સાદી ! તું એક જવેરી છે, અને તારા અમુલ્ય શબ્દો છે તે જવાહીરો છે, પણ તે તારે સસતામાં વેચવાં પડશે, કે જેથી કરીને ગૂજરાતી લોકો તે ખરીદી શકે. છેલ્લી લીટીમાં તો તેણે ગૂજરાતીઓને બીજા અર્થમાં મેહેણું માર્યું છે કે, " તે ગોહરો સસતાં વેચજે, કાંયકે ગૂજરાતી લોકો ગધેડા છે ! "

સીઝર રાજાના ખુન વખતે તેના મિત્ર એનટનીએ, ખુની બ્રુટસને માટે જે વકતૃત્વ કર્યું હતું, તે આખું સંભાષણ, મેહેણુંના અલંકારમાં રચાયલું છે. તેમાંનો એકાદ દાખલો અત્રે ટપકાવી લઇશું:–

બ્રુટસ જોકે ખુની હતો અને એનટની તો કરકરામાં બ્રુટસને શાલમાં લપેટીને ખાસડાં મારવાની મતલબથી મેહેણું મારે છે, તે જણાવ્યે:—

*" O Masters ! If I were disposed to stir*
*Your hearts and minds to mutiny and rage,*
*I should do Brutus wrong, and Cassius wrong,*
*Who, you all know, are honourable men:*
*I will not do them wrong; I rather choose*
*To wrong the dead, to wrong myself, and you,*
*Than I will wrong such honourable men."*

એમાં પણ અચ્છું ખાસડું ખુનીઓને એનતનીએ લગાવેલું છે.

"ઢોર ઘડતાં મનુષ્ય ઘડયો, ભૂલ્યો શીંગને પુંછ;
તુલશી હરિકી ભક્તિ બીન, ધીખ દાઢી ધીખ મુંછ."

એમાં પરમેશ્વર માટે " રામ નિંદા " પણ કરેલી જેવી છે. કહે છે કે, આદમીને ઢોર બનાવતાં માણસ બનાવામાં ઇશ્વરે એટલીજ ભુલ કરી છે કે, શીંગડાં ને પુછડી તેને નહીં આપ્યાં એટલુ જ માફ છે, બાકી તુલશીદાસ કહે છે કે, હરિ ભજન વગરના ઢોર જેવાં આદમીની દાઢી અને મુંછને ધિક્કાર છે. બાળ લગ્ન ઉપર લખતાં કવિ કહે છે કે:—

" કીલાભાઇ બાપુ કહી, લાખ લડાવો લાડ;
વરા વિનાની વય વિષે, હણી નાંખો છો હાડ;
હણિ નાંખો છો હાડ, ખાડમાં ઘાલો ખોશી;

બન્યાં તમારાં લાડ, પાડ શુભ કરે પડોશી."

શાયરાંન શાયર ફીરદોશી તુશીએ શાહનામું સમાપ્ત કર્યું, અને જ્યારે પાદશાહ મહમદ ગઝનવીએ ઠરાવેલું ઇનામ તેને નહીં આપ્યું ત્યારે, ફીરદોશીએ ભરમમાં જે તાણાં ભર્યાં મેહેણું માર્યાં છે, તે એકેક પછી ગોખવા લાયક છે

" અગર માદરે શાહ બાનું બુદે, મરા શીમો ઝર તા બજાનું બુદે."

યાને કેઃ—પાદશાહની માય જો બાનું હોત તો મને શોના રૂપાંથી એટલો તો ઓવારી નાંખત, કે મારૂં ગોઠણુ ભરાઇ જાત !

" પરસ્તાર ઝાદે ન આયદ બકાર,
અગરચે બુઅદ ઝાદેએ શેહેરીયાર. "

યાને કેઃ—લોંડીનો જણેલો તે પાદશાહીના કામમાં નહીં આવે, અગર જો તે પાદશાહની પીઠમાંથી પેદા થયો હોય તોપણ શું થયું ?

" કનીઝક ન ઝાયદ બજુઝ અઝ ગોલાંમ,
પેદર શાહ બાશદ અલી યા ઇમાંમ. "

યાને કેઃ—લોંડી હોય તે ગુલાંમ શિવાય બીજું કાંઇ જણુવાની નહીં, પછી તે પાદશાહના બુનથી હોય, યાતો અલી કે ઇમાંમના બુનથી હોય.

" કફે શાહા મેહમુદ આલી તબાર,
ને હસ્તો ને અંદો સે અંદર ચેહાર. "

યાને કેઃ—મહમદશાહના ખાંદાનની પેઢી જોતાં ૭ પેઢી સુધી તો વંશ મળતું નથી એનો ભેદી અર્થ આગળ આવશે.

બાળ લગ્ન ઉપર લખતાં મેહેણાંમાંજ બધી કવિતા લખાયલી કાવ્યકૌસ્તુભમાંથી મળે છે; જેમકેઃ—

" બાળ રડે પરસાળમાં પારણે, બારણે ભાંડે રાંડ;
**રડયા રડાવે છે વગર કારણે,તાણને દોરી દાંડ!"**

એક ભકતો કહે છે;

"ચાર પહર ધંધો કરે, ચાર પહર રહે સોઇ,
**રામ નામ ઘડી ના લીયો,મુકિત કહાંસે હોઇ?"**

ઉપલી બંન્ને લીટી કાળી કરી છે, કે જેથી મેહેણું જણાઇ આવે.

સુંદર વિલાસમાં અસંખ્ય મેહેણાં આવેલા છે, જેમાંનું માત્ર એકજ આપ્યે.

" सुंदर न्हांने बहुतही । बहुत करे आचार ॥

देहमाही देखे नाहि । भर्यो नरक भंडार ॥

રે આદમી ! તું ઘણો ઘણો નાહી ધોઇ સાફ થાય છે, પણ તું તારાં શરિરમાંજ જોતો નથી, કે જેમાં નરક ભરેલું છે! આદમીને માટે આ એક ઉત્તમ મેહેણું છે. વળી માનવીને માટે કવિ ધીરાના પદો ઘણાં ફક્કડ છે; જેમકેઃ—

" વાંકી મૂંછ પર વાટજ ઉઠી, નરકની વાટે સંચર્યો;
મિથ્યા જનૂની ભારે મારી, અલ્યા જન્મ ધર્યો ન ધર્યો.
માટે જોને જાગીરે, અવસર આવી અડયો;
ફૂલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવકૂપમાં પડયો. "

કબીરના પદોમાં પણ ભારે ભાર મેહેણાં માનવીને મારેલાં છે, જેમકેઃ—

" જીવોકી વેધ કચ્યુ ધરમ ન કહીએ, અધરમ કીસે કહીએ ભાઇ;
બડે બડે મુનીવર મીલકર બેઠે, ઇઆમે કોણ કસાઇ.
ચારોઇ વેદ તુમ પઢ પઢ જાણ્યો, જયું ખર લાધ્યો ભારા;
રામહી ન[illegible] મરમ ન જાણ્યો, તો કયું કર ઉતરેગો પારા "

ર[illegible]ને અમઆક ઓખારી એ બે હરીફ કવિઓ સુલતાન સન[illegible]ના દરબારમાં વસતા હતા, અને એઉ એકેકની સાથે હરીફાઇ કર્યા કરતા હતા. એકવાર, સુલતાને ઓખારીને રશીદીની કવિતાઓ વીશે અભિપ્રાય આપવા કહે[illegible]તાં તે પોતાના હરીફને માટે બોલ્યો કે, " એ સારો શાયર છે, પણ તેની કવિતાઓમાં **નીમક** ની મજા આવતી નથી, યાને કે કાવ્યની લે[illegible]ત પડતી નથી " [illegible]પરથી સુલતાને **રશીદી**ને પુછ્યું કે " આ તે[illegible] [illegible]લું છે, [illegible]શીગને પુંછ;

ઉપરથી રશીદી તુર્ત પોતાના હરીફ તરફ [illegible] ધીખ મુ છ."
" શયરહાએ મરા બી નમકી, અએબ કર[illegible]

શેયરે મન હમચુ શકરો શહદ અસ્ત, અન્દરીન[illegible]ણ કરેલી જેવી છે.
શકરમોં બાકલાસ્ત ગોફતેએ તુ, નમક અએ કુલ[illegible]માં ઇશ્વરે એટલીજ

યાને—મારી કવિતાઓમાં નીમક નથી એમ [illegible] એટલુંજ માફ છે, ખાંગી કાઢે છે તે બરોબર છે મારી કવિતાઓ તો શાકર[illegible]તાં આદમીની જેવી છે; અને એ બેમાં જો નીમક આવે તો લેઝત બગડે[illegible] લખતાં પરંતુ તારી કવિતાઓ તો શલગમ અને બાફેલાં બરાબર છે; માટે ઓ નીચા ! તેમાં નીમક નાંખ્યા વિના તુને [illegible] ચાલેજ નહી.

એ મુજબનો મેહેણુંનો અલંકાર છે, અને તેને વારંવાર વાપર-

આમાં લેવો, એ કવિને માથે દોષ કહેલો છે; તો જોકે સામાન્ય વર્ગને એ મેહેણું મારવામાં ખોટું કેહવાતું નથી. જરથોસ્તીઓના અવસતાઇ પાક કલામ હોરમઝદ યસ્તમાં દુષ્ટ આદમીઓને શાલમાં લપેટીને જે મેહેણું મારવામાં આવેલું છે તે ગોખી રાખવા યોગ્ય છે:—

" યેઝિ વષિ ઝરથુસ્ત્ર અવાઓ ત્બએષાઓ તઉર્વયો........**મઇર્યનાંસ્ચ બિઝંગ્ર નાંમ્, અષેમઓઘનાંસ્ચ બિઝંગ્ર નાંમ્**" યાનેકે:—

"અએ જરથોસ્ત ! અગર જો તું ચાહે કે આએ ખરાબીઓ કે જે **બે પગના સાંપોની;** તથા **બે પગના આશ્મોગોની** છે તેને તું તોડનારો થાય."

એમાં " બે પગના સાંપો "-એ સંજ્ઞા જેમ બદ આદમીને માટે છે, તેમજ " બે પગના આશ્મોગો " એ ઉલ્લેખ પણ દુષ્ટ માણસો માટેજ છે. એક વેપારીએ **અસદલ્લાખાન** ઉપર લખ્યું હતું કે;

" અસ્પમ ખરીદેહ અંદ ઓ બમન બાઝ મી દેહન્દ;
**અએ ખાજે દર દયારે શુમા ઇનચુનીન ખરન્દ.**"

અર્થ:—મારી પાસેથી એક ઘોડો ખરીદવામાં આવ્યો છે, અને હવે તે મારી ઉપર પાછો મોકલી આપવામાં આવ્યો છે. ઓ ખાજા ! તારા શેહેરમાં ખરીદી કરવાની શું આ રીત છે કે ? બલકે છેલ્લી સીટીમાં તો એવું મેહેણું બીજા અર્થમાં માર્યું છે કે—શું તારા દેશમાં એવા ગધેડાઓજ વસે છે કે ? આ ઉપરથી તેને તેવાંજ મેહેતાંવેશ મળતું આપવામાં આવ્યો હતો કે.—

બાળ લગ્ન ઉપર લખ ન ખરીમ ઓ નય ફરૂશીમ,
કાવ્યકૌસ્તુભમાંથી મળે **| કે ખરન્દ મી ફરૂશંન્દ.** "

" બાળ રડે રીદતા પણ નથી અને વેચતા પણ નથી, જેઓ ખરીદે છે **રડ્યા રડ્યો**ી નાંખવાનેજ માટે ખરીદે છે છેલ્લા શબ્દોમાં તેને **એક ભકતો** બોલોમાં મેહેણું માર્યુ કે, " જેઓ ( ઘોડા ) "ચા આ ગધેડા છે. " પેલા વેપારીને ગધેડો બનાવ્યો.

મંખો ભગત પ્રથમ સોનીનો ધંધો કરનાર હતો, તેને લાગ્યું કે **ઊપલી** રોજ્ઞાન માટે ખોલ કરૂં. તેથી તે એકેક પછી ઘણા ગુરૂઓ આગળ ગયો, પણ તેના મનનું સમાધાન નહીં થવાથી એક ગોસાંઇજીના મઠમા ગયો. ગોસાંઇએ ધોકો મારી બાહાર કાઢી મુકયો. તે ઉપરથી તેણે કહ્યું કે.—

શુરૂ કીધા મેં ગોકુલનાથ, ઘરડા બળદને ઘાલી નાથ;
ધન હરે પોતે નવ હરે, એ ગુરૂ કલ્યાણુ શું કરે ?

મતલબ કે ગોસાંઇ ખાઇ ખાઇને ખાધેલ ઘરડા બળદ જેવા થઇ ગયલા, તેને આત્મજ્ઞાનના સવાલો પુછી ગોયા બળદને નાથ ઘાલી, ત્યારે એ પૈસાના સાથી પુંજારીએ મને ધક્કો મારી કાઢી મેલ્યો, તે એવા ગુરૂથી શું કલ્યાણુ થાય ? સ્કૅાટની રૅાકબીમાં નીચલો *Dramatic Irony* છે કેઃ—

"*Slave! to the block!—or I, or they,*
*Shall face to the judgement-seat this day!*"

એ પ્રમાણે આ અલંકારની ક્રાશીનો છે.

## ૧૯

"*Ah, wretched We! poets of earth! but thou*
*Wert living the same poet which thou'rt now.*
*Whilst angels sing to thee their airs divine,*
*And joy in an applause so great as thine,*
*Equal society with them to hold,*
*Thou need'st not make new songs, but say the old.*"

*Abraham Cowley.*

કાવ્યને આપણે કંસારાની કારીગરી સાથે મીસલ આપી સમજીએ તો તે ઘણું બરમેલ થઇ પડશે. કાંસું, ત્રાંબું, પિત્તળ, વગેરે ધાતુ કંસારો બનાવી શકતો નથી, તોપણુ જો એ ધાતુઓ તેની આગળ રજુ કરવામાં આવે તો, તરેહવાર ઘાટઘટમ તે આપી શકશે. એમાં ખુદા એ કવિ છે, અને ખુદાની બુદ્ધિને કાવ્ય બુદ્ધિ સાથે સરખાવવાની છે. કંસારામાં ધાતુ-કાવ્ય-બુદ્ધિ નથી, પણુ ધાતુ-ઘાટ-બુદ્ધિ કહી શકાય. તેમ કેટલાક શખસો આગળ, જો તમો સર દીનશાજી પીટીટની જીંદગીનો હેવાલ રજુ કરશો, તો તે ગદ્ય હેવાલ ઉપરથી પદ્યમાં કવિતા જોડી કાઢશે. તેમાં તાલ, પ્રાસ, વજન, દરેક ચીજ બરાબર આવશે, તોપણુ તે કવિતા બનાવનાર કવિ અથવા કાવ્ય બુદ્ધિવાળો કહેવાવાનો નથી; પણુ કવિતાઇ ઘાટ ઘડનારો એક કંસારો કેહવાશે. મગર જે શખશો, પોતા આગળ કાંઇ પણુ હેવાલ રજુ ન થવા છતાં, માત્ર ખુદરતી કલ્પના ઉપરથી જે ચીજ ઉપસ્થિત, ઉત્પન્ન, અને ઉભી કરી શકશે, કે જેમાં કાંઇ ઓજદાર કલ્પના કે

વિચાર સમાયલા હશે, તો તે શખસો કવિ અથવા કાવ્ય બુદ્ધિવાળા કહેવાશે; તો જો કે તેની કવિતામાં તો પેલા કંસારા–કવિના જેવી અચ્છી તાલ, સુંદર પ્રાસ, અને ઉમદા વજન પણ નહીં હશે. તોપણ હસાવાની વખતે હસાવે એવું, રડાવાની વખતે રડાવે એવું, અને લડાવાની વખતે લડાવે એવુ જોહેન તેની બનાવટમાં પ્રગટી નીકળશે.

**૪૫–શૂરનાદિકા:**—એમાં શૂર અથવા નાદની રચનાજ એવી હોય છે, કે તે મધેની મતલબ, તેના શૂર ઉપરથી સમજાઇ જાય છે. શબ્દના સાદ, વાકયના આવાજ, શૂર અને નાદના ગણગણાટ ઉપરથી, તથા બોલવાની ગતિ ઉપરથીજ તેની મતલબ ઉઠેલી હોય છે. જેમકે ટૅાંમ ટૅામ એવો આવાજ વાજીત્રોનો થાય છે, તેથી તે આવાજનેજ આપણે વાજીંત્ર કહ્યે છે. કા, કા, એવો આવાજ કાગડાનો; ચી, ચી, એવો આવાજ ચલ્લીનો થાય, તે ઉપરથી ચલ્લી એટલે ચીચી કહ્યે, કાકા એટલે કાગડો કહ્યે, તે પ્રમાણે આ અલંકારનુ છે.

" અહલે દુન્યાં કાફેરાંને મુતલક અંદ,
રૂઓ સબ દર **ચક ચક** અંદો **બક બક** અંદ;
અહલે દુન્યાં ચે કહીનો ચે મહીન,
લયાંનત અઝ રાહે બરીને અઝ, મઇન. "

દુન્યાંના લોકો બધા કાફર છે રાતને દહાડો **બકબકારા** અને **ચકચકારા**માં ગુજારે છે. દુન્યાંનાં શું નાના કે મોટાં એ સઘળાંપર ખુદાની લ્યાંનત હોજો.

કઇ દાસ્તાન ધીરે ધીરે વંચાવાની અથવા ઘણાં કષ્ટની બાબદ, કષ્ટિથીજ વંચાવાની કવિની જિંજ્ઞાસા હોય છે, તો તે તેજ પ્રમાણે શબ્દ રચના કરે છે;—જેમકે:—

"*When Ajax strives some rock's vast weight*
*to throw*
*The line too labours, and the words move slow.*"

એ લીટીઓ આપણાથી ધસીને જલદીથી કદિ બોલાતી નથી, અને જેવી એ લીટીની મતલબ ભયંકર લાગે છે, તેવુંજ તેનુ વાંચન આપણું મોઢું એક વખતમાંજ દુખવી નાંખે છે. વાંચકોએ એક બે વાર બરાબર પદે પદ શબ્દે શબ્દ વાંચી જોવા, અને પછી મોઢું દુખ્યા વગર રહેશે નહીં ! એવા અલંકારને અંગ્રેજીમાં *Onomatopeia* કહે છે. આપણામાં " પાકો પાપડ કાચો

પાપડ " એટલું વાક્ય જલદી જલદી ૩–૪ વાર બરાબર બોલી શકાતું નથી, તે પણ શૂરનાદિકાજ છે. એક ફારશી શાયરના બૈતમાં બીજી રીતનો શૂરનાદિકા છે:—

" શાકીઆ તુ મય બેયાર મુત્રબા તુ નએ બેઝન,
હય તુ **દમાદમ** બેદેહ, હય તુ **પયાપય** બેઝન."

ઓ શાકી ! તુ શરાબ લાવ ! ઓ ગવૈયા તું નવું નવું વજાડ ! **દમાદમ** અને **પયાપય** એ શૂરનાદિકા છે. ઘોડાની ઝડપ તથા તેની ચાલતી વખતની ખનખન અવાજ કરતી ઢપ માટે અવસ્તાના પાક કલામ ગોશ યસ્તમાં બહુ ફક્કડ શૂરનાદિકા વપરાયલો છે:—

" યુખ્ત–અસ્પાંમ, વરેતો–રથામ્, ખનત્–ચખ્રામ્"

યાને કે:—દ્રવાસ્પ કે જે ઘોડાને ગાડીમાં જોડનાર, ઝડપથી ચાલતી ગાડી રાખનાર, ખનખન કરતાં પૈડાં રાખનાર છે. વરસાદની રૂતુને માટે જોડાયલા અસંખ્ય શૂરનાદિકાના ખ્યાલોમાંથી એકાદ એની જગા કર્યે:—

" બરખા રૂત આઇ માઇ પીઉ નહીં આએ,
પવન ચલત ડર પાવને **સુમ સનનનનનનન** પવન બદરીઆં લાઈ
**ઝનન ઝનન** ઝીગરવા બોલે **મનન મનન** મન લરજે,
તાપરે મોહન તાંન લેત **તુમ તનનન નનનન.** "

પવન ચાલે ત્યારે તેનો શૂર કેવો નીકળે છે, ઝીંગરવા કેમ બોલે છે, તથા ગવૈયો તાંન કેવી રીતે મારે છે, તેના આબાદ શૂરો બતાવી આપ્યા છે.

"શાહ પુરશીદ અઝ હકીમે અર્જમંદ, દર જેહાં આવાઝહા અસતંદ ચંદ ? ગુફ્ત શાહા દર જેહાં આવાઝહા, લીક મારા જી, ચેહાર આમદ પસંદ.

"**કુલકુલે** બાંગે સુરાહી, **ચરચરે** સીખે કબાબ,
**મચમચે** બુસે કેનારો, **સરસરે** શલવાર બંદ."

પાદશાહે પોતાના દાનાવ વજીરને પુછ્યુ કે દુન્યાંમાં કેટલા શુર નાદ યાને આવાજ છે વજીરે જવાબ દીધો કે દુન્યાંમાં આવાજ તો ઘણાં છે. પણ તેમાંથી ૪ મને વધારે પસંદ પડે છે. ૧–સીસામાંથી શરાબ નીકળતી વેળાએ **કુરકુર** અવાજ થાય છે તે. ૨–કવાબ ભુંજતાં ભુંજતાં **ચરચર** અવાજ થાય છે તે. ૩–પ્યારીને ચુમી લેતી વેળાએ **મચમચ** આવાજ થાય છે તે. ૪–લેગાંનું નારૂં છોડતાં **સરસર**

અવાજ થાયછે તે. વળી કવિ ખુલાખીરામનો એક શબ્દનાદિકા યાદ આવે છે તે અત્રે ટાંકી લઇએ:—

"મંમં" માગે મા કને, ચુવે મુખેથી લાળ-
ચુવે મુખેથી લાળ, ખાવિને રહે ધરાઇ;
પગલે પાપા કરે, ઘોડિયે રહે ઘલાઇ.
કહે ખુલાખીરામ, એહનું હાલ ગજુ છે ?
ઠેકી થેઇ થેઇ કરે, માટિ ભર્યું મૂખ હજૂ છે."

બાળ લગ્ન ઉપર લખતાં બાળરાજા માટે અચ્છી શબ્દનાદિકા વાપરી છે. તેજ પ્રમાણે રણધીરા રજપૂતોને માટે લખતાં કવિ કહે છે કેઃ—

"ન્યાય રીતથી લડાઇ મચાવે, **ઢમ ઢમ ઢમ વગડાવે ઢોલ;**
છાનો છાપો કદી ન મારે, પાળે મુખે વદીને બોલ."

અઝ નકકાવે આવાઝ આયદ બુલંદ,
કે દુન્યાંએ દુન અસ્ત ઓ દુન અસ્ત ઓ દુન.

અર્થ; નગારાંમાંથી હમેશ અવાઝ (ધુંમ ધુમ) નીકળે છે, કે દુન્યા ઘણીજ દુન છે, દુન છે, દુન છે. યાને ઘણીજ હલકી છે, નીચ છે, કનિષ્ટ છે એમાં ધુમ, ધુમ, ધુમ જે અવાજ નીકળે છે, તેના ઉપર શબ્દનાદિકા રચાયલો છે.

શાયર શુલેમાને એક ઉરદુ ગઝલ આખી આ અલંકારમાં જોડેલી છે, તેની લેઝત વળી કાંઇ ઑરજ છે.—

" ગમસે હો કર બરકે વશ **કડકા કડક કર રેહ ગએઆ,**
બસ મેરા શીશેમે દીલ **ઢરકા ઢરક કર રેહ ગએઆ.**
હમને જાનાં આપ આએ હોજતે કુછ કડકા હુઆ,
બાદસે દેખે તો દર **ખડકા ખડક કર રેહ ગએઆ.**
કતલ કરના ગર તુજે મંજુર થા તો કીસ લીએ,
નીમચેકુ મીઆંસે **સરક કર રેહ ગએઆ.**
તાએરે દીલકું હુઆ કયા ઉસ કફસ કે કેદસે,
છોડ કર તીફલે ચમન **ફેરકા ફેરક કર રેહ ગએઆ.**
અએ શુલેમાં એશ્કકી આતશ હએ મુજે દીલમેં પરી,
આગકા શઓલાસા કુછ **ભરકા ભરક** રેહ ગએઆ."

એનો અર્થ દુરબીનના ગઝલસ્તાંનમા અચ્છી રીતે સમજાવ્યો છે કે, ગમથી ગાઢ દિલ વીજળીની મીશાલે કડક કડક ગરજીને રહી

ગયું, અને મારાં શરિરમાં એ દિલ બસ ઠરકી ઠરકીને રહી ગયું. જ્યારે કાંઇ આવાજ થયો ત્યારે મેં જાણ્યું કે તુ મારી પ્યારી માશુક પોતેજ આવી હશે, પણ ઉઠીને જોયુ તો દરવાજો ખરખર અવાજ કરીને રહી ગયો ઓ પ્યારી ! જ્યારે તુ મને કતલ કરવાનું ઘટારત જાણુતી હતી, ત્યારે શા સારૂ તારી તરવારને મ્યાંનમાંથી ખેંચીખેંચીને રહી ગઇ? આ પીંજરાંમાં મારાં દીલના પર દાને કેદ પડયાથી શુ થયુ? માત્ર એટલુંજ બન્યું, કે બાગે બેહેસ્ત છોડીને તફડી તફડીને તે રહી ગયું. ઓ શુલેમાન ! એશ્કની આગ જે તારા દિલમાં પડી છે, તે આતશના શોલ્લાની મીશાલે ભરકી ભરકીને રહી ગઇ.

હસ્વા ઉપરથી ખશ્યુ થઇ જવા બદલમાં કવિએ શરનાદિક કહી છે કેઃ—"હા–હા–હી–હી–માં દિન ગાળે, મૂળ લડઇનુ હાંસી,ઝાઝો જેહ હસે સમજણ વિણ, થેકડિનો અભ્યાસી" વળી કજોડાંની કવિતા વિષે લખતાં કવિ અલંકાર વાપરે છે કે, " મહા **ખડખડતી** ગાળો ભાંડે મ્હોડે, ખરી **ખડખડતી વીજળી** પેઠે દોડે; ઘણી **ગડગડતી** વરસાદ ગોડે." એક ઉરદુ શાયરે એક ગઝલમાં આ અલંકારનો અજબ સ્વાદ લીધો છે.—

"મેહફીલમેં ડરકે જબતસે શાકીં કે રૂબરૂ,
આંશુ પીઆ કીઆ જો મેં **ગટગટ તમાંમ સબ.**
કતરે થે યા થે રીજહે અલમાસ જીસને આહ,
લખતે જીગર બહા ગએ **કટકટ તમાંમ સબ.**"

યાનેકેઃ—મીજ્લેશમાં બીહ જઇને મારાં દુઃખને મારાં દિલમાંજ રાખીને શાકીના સમક્ષ આખી રાત મેં મારાં આંશુઓના ગોટ, ગટ ગટ કરીને ગળીયા કીધા. જેથી મારાં કલેજાંના ટુકડાઓનું પાણી થઇને કટકટ કરતા આવાજથી વેહે છે, તેને આંશુના કટરા કરીને કહો, કિંવા અલમાસના ટુકડા કરીને કહો. એ સતરોમાં પાણીના ગોટ ગળતી વખતનો ગટગટ થતો આવાજ, તથા પાણી વેહેતી વખતનો કટકટ થતો આવાજ બરાબર વર્ણવેલો છે. મી બેરામજી મલબારીના નીતિ વિનોદમાં આ અલંકારની રૂએ ઘડીઆળને અરજ કરેલી છેઃ—

"**કટકટ** કર ઘડિયાલ, ચાલ તારી નહિ અટકે,
**પટપટ** કરી કંગાલ, કાળ નિજ માનવ લટકે;
**ઝટઝટ** કુદી રિશાળ, આળથી મસ્તક પટકે,
**ગટગટ** ગળી વરાળ, ફાળ ભરી અહિં તહિં ભટકે.

**અરરરર** આ શી દોડ ? ખોડ પાયાને થાશે,
**ગરરરર.** ગબડી ફોડ, તોડ તુટેછ મિજાસે;
**ફરરરર** ફરી ન તોડ, જોડ જગ જોર ટેકશું,
**સરરરર** વાયુ છોડ, ચોડ સૌ એક એક શું. "

ઉપલાંમાંતો શર અને નાદ બન્ને પ્રગટ છેજ, એટલે વધારે સમજાવવાની જરૂર નથી. બીજ ભાષામાં મલ્હાર રાગની ધ્રુપદો આ અલંકારમા જોડાયલી, આ રહી ! મારી આગળ ઢગલા બંધ પડી છે, પણ જગા ક્યાંથી લાંઉ ? " અર દઉંગી મર દઉંગી ઉમગ ઘેટ બજાવત, ખરર ખરર ગુઉ ગુઉઉરી, પીયા લાલ લાગેરી ગાવનકો. " શરનાદિકા ક્યાં છે તે વાંચનારો ઝટ પારખશે.

"**મુરખકો મુખ બંબ** હે, **બોલત બચન** ભુજંગ;
તાકો ચોખડ મૌન હઇય, વીખ નહીં લાગત અંગ. "

આ લાઇનો જલદીથી બોલાતી નથી તે શુરનાદિકાનો ભાગ છે.

"સત સંગતિ સિત પક્ષ સમ અગ્નિ અસત પ્રસંગ;
અગ્ની જલાવત સબ કછુ સત સંગ કરત હે ઠંડ "

આમાં પણ અગ્નિના સરસરાત વીશે એવી રીતે શબ્દો ગોઠવેલ છે કે, તે વાચતાં વાર લાગી શૂર નીકળે છે.

રાજકવિ ( *Poet Laureate* ) લૉર્ડ ટેનીસન હંમેશાં સીન રીનો ખ્યાલ પોતાના લખાણની ઝમકથી આપોઆપ આપવામાં કુશળ હતો. તેણે એક જંગલી માણસના લઠ્ઠપણા (*Savage grandeur*) વીશે લખતાં તેવો ખ્યાલ આપ્યો છે કે,

" *the monstrous ledges slope and spill*
*Their thousand wreaths of dangling water-smoke,"*

એ વાંચતાંજ તેનો ચિતાર જણાય છે. અને ભયાનક રીતેજ વંચાય છે.

એલેકઝાંદર મોન્ટગોમરી નામના એક સ્કૉટીશ કવિએ વર્ણાલંરમાં શરનાદિકા જોડેલી નીચે મુજબ મજા આપે છે—

" *The cushat croods, the corbie cries,*
*The cukoo conks, the prattling pies*
*To geck there they begin;*
*The jargon of the jangling jays,*

*The cracking craws and keckling Kays,*
*They deav'd me with their din;*
*The painted pawn, with Argus eyes,*
*Can on his May-cock call,*
*The turtle wails on wither'd trees,*
*And Echo answers all."*

એમાં શૂરનાદિકા, વર્ણાલંકાર, પડઘા રૂપી, એવા ઘણા સમાયલા છે. વળી એ વાંચતાં જલદીથી નહીં વચાતાં, અર્થ પ્રમાણે આપણાથી આપોઆપ તેનો ઉચ્ચાર થઇ જાય છે. પક્ષીઓના આબાદ આવાજ, તથા જેવા શૂરમાં તે બોલાવી જોઇએ તેવા શૂરમાં ગવાઇ જાય છે.

**અમીર ખુશરોએ** અચ્છો શુરનાદિકા વાપરેલો છે.

" આન દમ કે બ રૂહે પાકે આદમ બ બદન,
શુદ હોકમ દર આ ન મી શુદ અઝ તર્સ બ તન;
ખાનન્દ મલાયકે બલહને દાઊદ,
**દર તન-દર તન-દર આ-દર આ-દર તન-દર તન.** "

**અર્થ.**

જ્યારે કે **આદમ**ના પવિત્ર આત્માને માનવીના શરિરમાં દાખલ થવાનો ખોદાઇ હુકમ થયો, ત્યારે તેને બીહીક લાગવાથી તે દાખલ થયો નહીં. ત્યારે ફરેસ્તાઓએ દાઊદના જેવા મધુર આવાજે ગાવા માંડયું કે, " શરિરમાં-શરિરમાં, તું જા-તું જા,બદનમાં બદનમાં." હવે ખુબી એવી છે કે, જે કાલા હરફો ફારશી ભાષામાં છે, તે **સીતાર** નામના વાજીંત્ર ઉપર નખ્ખી મારતાં જે આવાજ નીકળે તેની નકલ છે. **દર આ-દર આ** એવો આવાજ પરદા ઉપરના તારોને આગળ પાછળ બેઉ ગમથી નખ મારતાં થાય છે, અને તરફના તારોને લીધે જૂદા જૂદા પરદા ઉપર નખ્ખી મારતાં **દર તન-દર તન** એવો આવાજ થાય છે, તે શૂરનાદિકા વાપરી, ફરેસ્તાઓને શીતાર ઉપર ગાયન કરતા પણ દરશાવ્યા છે. નિચલી ધ્રુપદ જુઓ;

"ઉમડ ઘુમ ઘુમડ બરસન આઇલો, **ચતલ પરવાઇ.**
**શનનનનનનન** જીઅરો લરજે, મનહો લરજે, બોલે
મોર જ્યું મોર સ્હોર જીંગરવા **બોલે ઝનનનનનનન.**
**ચમક ચમક ચમકે** દામનીઆં,**તરપ તરપ તરપે** જોબનીઆં,

**રોનનનનન મનનનનન** કરે, મોર જ્યું ઝહોર
સુન મન-ભાવન ગાઉં બજાઉ ગલે લાગ રહુ તાન માન
ગીરગી અંત ગીરગી ધા. ”

વળી એક ગુજરાતી કવિએ મોતનો ભયભિત ચિતાર આપતાં ભયંકર અલંકાર આપી ભયાનક સુંગાર નિચે મુજબ કર્યો છે.—

“તડતડીત સણગાર સજી, ખડખડીત આયુધ ધરી,
દણણણણણ શબ્દ કરી, મુખ પડી, ઝેર ઝરે,
ભડ ભડ ભડ નેન ઝાળ, ચકરરરર ચક્ર ફાળ,
કારમો ક્રૂર કાળ, ઘાણુ ભારી ભરે.
હું હું વિકરાળ અંત, ગરરરરર ધં ગજંત,
કરરરરર કરડી દંત, ચીરી ચકચૂર કરે,
મરરરરર મચેડી દેહ, અરરરરર સર્વે કેહ,
ત્રાહિ ત્રાહિ લાહે લેહ ઝટ્ટ જીવને ધરે. ”

એમાં અચ્છો શરનાદિકા જેમ દીપે છે, તેમજ નિર્વિકલ્પિક અલંકાર પણ સમાયલો છે; કારણ કે મોત કંઇ આદમી નથી, પણ તેને ભયંકર આદમીનું વિકાળ રૂપ આપેલું છે. શાયર નેહસીનના ઉરદુ રેખતામા આ અલંકાર આવેલો છે:—

“ જુમતી જુગની જુગતી જુંજલાતી ચાંદસી,
જો વોહ ગુલરૂ પાસ નહીં કીસકુ ખુશ આતી હએ બહાર.”

યાનેકે:—ચંદ્રમાની માફક જુમતી જુમતી અને ડોળા ખાતી તથા ચળકતી તથા ગુસ્સાવાળી, ગોલાબના જેવાં મોઢાંવાળી માશુક જેની પાસે હોતી નથી, તેને વસંતરૂતુનો બાહાર ખુશાલ તે ક્યાંથી લાગે ? એમાં ૧ લી લીટિનો જેવો જુમતો જુગતો અર્થ છે, તેવીજ ડોળા ખાતી હાલતમાં તે લીટિ બોલી શકાય છે. વળી એ બધા શબ્દો વર્ણાલંકારમાં ગોઠવાયા છે, તેમ વળી ઉપમાનાલંકાર પણ સાથેજ ભળેલો જણાશે. વળી નામાંકિત શાયર જફર પણ એ અલંકાર વાપરે છે કે:—

“નહીં **કુલ કુલ દોઆ દેતા** હએ શીશે દમ બદમ શાકી,
સબુકુ ખુમકુ મએકુ મએકદેહકુ મએ પરસ્તાંકુ. ”

યાને: નહીં પ્યાલાને કે નહીં ઠ્તમને કે નહીં દારૂને કે નહીં શરાબખાનાંને કે નહીં શરાબના પુજારીઓને, ઓ શાકી ! આ શરાબનો શીશો **કુલ કુલ અવાજ કરીને** દોવા દેનો.

વળી શાયર બેદારની ગઝલમાં એક ફકકડ દાખલો આવેલો છે:—
"મઓ શાકી હએ સબ એક જા અહા–હા–હા–અહો–હો–હો–
અજબ આલમ હએ મસતીકા અહા–હા–હા–અહો–હો–હો–"

આવી ધુંધમાં આખી ગઝલ બનાવી છે, અને શરાબ તથા શાકી એ બેઉને એકજ જગા ઉપર જોઇને મસ્તીના દોરમાં શાયર ગોયા ખુશાલીથી હશી પડે છે, અને તે હસવાંનો આવાજ ગઝલમાં લીધો છે. એ પ્રમાણે શરનાદિકા અલંકારની જુદિ જુદિ મજા આપી છે. જેને સ્વાદ લાગે તેણે ચાખવી નહી તેને ભાતના છાળાં છેજ.

**૪૬—સૂચકાદિકાલંકાર:—**એ અલંકાર ઘણોજ ભારી છે. વાપરવો સેહેલ છે, પણ કોઇનો વાપરેલો આપણને સમજવો તેટલો સેહેલ નથી ઘણું આસપાસનું જ્ઞાન ધરાવનાર, બોહોળાં વાંચનવાળો તેજ પારખે છે. એક સતર કે વાકયમા કોઇ એક એવો શબ્દ, અથવા ફકરો વાપરવો, કે જે કોઇ અગત્યની બીનાનો, કથાનો, રીતરેવાજનો, લખાણ કે કેહેણીનો ખ્યાલ કરવાની સૂચના કરતો હોય એને અંગ્રેજીમાં *Allusion* કહે છે. ફારશીમાં એને મળતો અલકાર "એકિત બઆસ" કરીને છે. તેમજ તેને 'એશારેએ તબરરૂખ" કરીને કહે છે. વળી "શીફતે તજમીન" પણ બોલાય છે. જેમકે—ઇનશા નામના શાયરનો રેખતો છે કે;

"નીકલકે વાદીએ વેહશતસે દેખ અએ મજનું,
કે જોર ધુંનમે અબ આતા હે નાકએ લએલા."

યાનેકે—ઓ મજનુ ! તું બીઆબાંન જગલમાંથી ઉઠીને જો, કે લએલોની સ્વારીનું ઉંટ કેવી ધામધુમથી આવે છે. એમાં મજનુંની માશુક લએલાની તવારીખ માટેની સૂચના કરેલી છે. તેમજ એક શાયર કહે છે કે:—

"મુંજે હએ ખોફ ઉસ દીનકા બતાવો કોનસા દીન હએ,
ઉતર કર શમ્સ જબ નીચે સવા નેજે ખરા હોગા."

યાનેકે—મને જે દિવસ માટે દેહશત રહેલી છે, તે કયો દહાડો છે, તે મને બતાવો; કે જ્યારે સૂર્ય ધરની ઉપર ઉતરી જમીનથી સવા નેજો દુર ઉભો રેહેશે એમાં એવી કથાને સૂચક કરેલી છે, કે મુસલમાન લોકોના એતેકાદ મુજબ કયાંમતને દહાડે સુરજ, જમીનથી ફકત સવા નેંજા જેટલોજ દુર રેહેશે. શેવકનાં કાવ્ય સંગ્રહમાં એક બે દાખલા આવેલા છે:—

ફઝલખાં કહાવે તું બાયલો શીવાજી,
જુઓ વાત એ રાસ્તની તાજી તાજી.
* * * * *
ગમે થા તું થા નવ તુ થા કશ્રવજ,
ગમે જા તું જા ગૂફે બીઝન કજ,
ગમે ખા તુ ખા ગમ ન ખા તું હરાંમ,
ગમે ગજે કારૂન તું માંગે તમામ

એમાં અફ્ઝલખાંના પેટમા શીવાજી મહારાજે કટાર ભોંકી, તે સરદારનો પ્રાણ લીધો હતો, તે તવારીખની પેહેલી સતરમાં યાદ આપીછે. બીજી ચારમાં કશરેવજના ઘાતકી કામોની–મનીજેહના પ્યારમાં બેઝનને ગુફામાં કેદ થવું પડયું તે બીનાની–તથા કંજુશ કારનના ૪૦ ઘરો ભરીને સગ્રહ કરેલા ખજાનાની યાદ આપી ઇશારો કરેલો છે.

અંગ્રેજી *Allusion* ને ફારશીમાં **કેનાયે** કહે છે. જેમાં એક ચીજનો જે ગુણ વર્ણવવામાં આવેલો હોય તે એકવડો, યા એવડો ત્રેવડો જણાવવામાં આવેછે.

" આસ્માન કોહે ઝેહરે આફતાબ કાન ઝમીર;
આફ્તે હરચે આફતાબ અઝ કોહોકાન અંગીખ્તે."

એમાં છેલ્લી લાઇનમાં સૂર્યના તાપથી ખાણો અને પાહાડો- માંથી નીકળતી ચીજ, યાને કીંમતી હીરાઓ વીશે અલંકાર બતાવેલો છે. " મસુદે સાદ " .—

" બેખાહ આન તબયરા કુત, બેખાહ આન કામરા લેઝઝત;
બેખાહ આન ચસ્મરા લાલે, બેખાહ આન મગઝરા અંબર."

એમાં શરાબને પીવા માટે તેના ગુણો બતાવ્યા છે. યાને, એવા સ્વભાવને વાસ્તે ખોરાક જોઇએ, અને એવી ઇચ્છાને વાસ્તે સ્વાદ જોઇએ, એવી આંખને વાસ્તે લાલાનું ફુલ જોઇએ, અને એવાં મગજને વાસ્તે અંબર જોઇએ.

સૂચકાદિકાના એક ભાગ લેખે ફારસીમાં શીફ્તે તજમીન કરી ગણાયલો છે. એક કવિ બીજા શાયરમાંથી ઉતારો જોડી લઇને કાવ્ય બનાવે છે. જેમકે મી મનચુખે પોતાના બેતોમાં ફેરદોશીના સખુનો લઇ લીધા છે તે જૂઓ.—

[ આ એહવાલમાં લાંઊ ચ હું તેહના સખુન,

જેમ જેહના રંગોથી થઇય ગુનાં—ગુન,
"કે કીરીનેળી નો દેતા તમો આજાર,
તેળી કરેય આલમમાં ઉદ્યોગનાં કાર,
તે સંઘરે છે દાંણાને તેથી તું જાણ,
કે તેહેને મન તેહેનોળી મીઠો છે જાન." ]

એમાં છેલ્લી ચાર લીટીઓ ફીરદોશીના ઉપરથી ઉતારી કોટેશન કરેલું છે.

રાજકવિ ડ્રાઇડને એક બનાવટમાં આ અલંકાર શોભાવેલો છે—

*" Three Poets, in three distant ages born,*
*Greece, Italy, and England did adorn.*
*The first, in loftiness of thought surpass'd;*
*The next, in majesty; in both the last.*
*The force of nature could no further go;*
*To make a third, she join'd the former two. "*

એમાં પણ જુદેજુદે વખતે ગ્રીશ—ઇટલી—અને ઇંગ્લંડમાં, ત્રણ જુદાજુદા નાગીચા કવિઓ થઇ ગયા તેમનો ઇશારો કરેલો છે, જે સૂચકાદિકાલંકાર છે. શ્રીમદ્ ભગવદ્ગીતાના ૭ મા અધ્યાયમાં કહેલું છે કે.—

" ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञा तव्यमवशिष्यते॥ २॥ "

યાનેકે:—ઓ અર્જુન ! તને તારાં શરિરની તથા અનંત બ્રહ્માંડ ગોલરૂપી-વિશ્વરૂપ શરિરની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય કરનારી મારી યોગ શક્તિની તને કશી ખબર નથી, કે મારા યોગેશ્વર સ્વરૂપની શક્તિ મારામાંજ રહેલી છે, જેણે કરી હું રામ, કૃષ્ણ, ઇત્યાદિ અનંત અવતાર ધારણ કરી ભકતોને તારૂં છું. આ શ્લોકમાં રામ તથા કૃષ્ણમાં ઇશ્વરે અવતાર લઇ દુન્યાંમાં ફરી ફરી સુધારો કરેલાં પુરાંણોકત કથા વીશે ઇશારો કરેલો છે. પારશીઓના પવિત્ર ભણતણ ગોશયસ્તમાં એક અચ્છો સૂચકાદિકાલંકાર આવેલો છે:—

" યામ્ અપ્—અઓજસ્તેમાંમ્ **દ્રુજેમ્** ક્રય કેરેન્તત્ અંધ્રો મઇન્યુશ્—અવિ યાંમ્ અસ્ત્ વઇતીમ્ ગએથાંમ્ —મહર્કાઇ આહે ગએથનાંમ. ઉત હે વન્ત અઝાનિ **સવ વ્હુવાચિ અરેન વાચિ,**

સોઇ હેનુ કેહર્ચે અએસ્ત જનાઇતેએ ગએ ધ્યાઇગ, યોઇ અબ્દાતેમે."

અર્થ—જે ઘણાજ જોરેમંદ દરજને ( યાને ઝોહાક પાદશાહને ) આ હાડમંદ દુન્યાં ઉપર, અશોઇના મુલુકોના ( યાને ઇરાંન દેશ ) નાશને માટે, અગ્રેમેન્યુશે પેદા કીધો. વળી શેહેરનાજ તથા અરનવાજ ( ફીરદોશી પ્રમાણે જમશેદ પાદશાહની બેહેનો અને પ્રોફેસરો દારમેસ્તેત તથા મોહલ પ્રમાણે જમશેદ પાદશાહની બેટીઓ ) નામની તેની બે માશુકો, જેઓ આ દુન્યાંની ઓરતોમાં સર્વથી શોહાંમણાં શરિરની છે, તથા જેઓ ઘણાજ ઉંડા ગારમાં પડેલી છે, તેણીઓને હું છોડવું.

એમાં પણ જુલમગાર જોહાક—અશોઇનો મુલક તે ઇરાંન—શેહેરનાજ તથા અરનવાજનું પાકદામન સારૂ ઉંડા ગારમાં પર દેઝ થવું, એ સો અચ્છા સૂચકાદિકાલંકારમાં ગોઠવાયલાં, આગળી તવારીખોના અભ્યાસીઓને ઝટ ઇશારો કરી દે છે.

"કયા કહું રઘુનાથજી સબ કરમકો ખેલ;
વિભિક્ષણકું લંકા દીઇ, હનુમાનકું તેલ."

એમાં વિભિક્ષણને લંકા આપ્યા બદલ, અને હનુમાનને તેલ અર્પણ કર્યા બદલ એસારો છે.

"પરનારી ઝેરી છુરી, મત લગાવો અંગ;
દશ શીશ રાવણકે ગયે, પરનારીકે સંગ."

એમાં પરનારીને બદનસે લગાડવી તે જાણે ઝેરી છુરી બદન ઉપર લગાડયા બરોબર ગણેલી છે. અને શીતા જે રામ રાજાની સ્ત્રી હતી તેને રાવણ હરી ગયો, તેને લીધે તો ૧૦ મસ્તક તેણે ખોયા હતાં, તે કથાનો એસારો કરેલો છે. રણધીરા રજપૂતો વીશે કવિ લખે છે કેઃ—

## સવૈયા એકત્રીસા.

"કયહાં કરણ ને ભીમ ભગીરથ, કયહાં ભીષ્મ પિતા ભડવીર;
કયહાં રામ બલરામ ફરશિધર, કયાં કોરવ-પાંડવ રણધીર.
તે તકમાં કયાં જતા રહ્યા ને, છતા રહ્યા છનમાં તાબૂત;
અરે ગયા કયા આર્ય ભૂમિના, રણધીરા એવા રજપૂત ?
ધન્ય ટેક રાવણ રાણાનો, રણાંગણે ન નમાવ્યું શીર;
ખરો ક્ષત્રીનો ધર્મ જાળવ્યો, જઇ લડયો જોરે રઘુવીર.

**ઇંદ્રજીત** ને ધન્ય **કુંભકર્ણ,** ડગ્યા ન મર્ણ લગી અખધૂત;
અરે **ગયા ક્યાં** આર્ય ભૂમિના, રણધીરા એવા રજપૂત?
**પૃથીરાજ** ચહુવાણ ક્યહાં છે, ક્યહાં ભુવડ જયશિખરિ જોધ;
ક્યહાં શર–સુરપાળ–અને, **વનરાજ** આજ દેવાને બોધ.
આપ પ્રતાપ ગયો અડિયલ ક્યાં, પરાક્રમી જનનીને પૂત;
અરે ગયા ક્યાં આર્ય ભૂમિના, રણધીરા એવા રજપૂત?"

એમાં રામાયણ અને માહભારત મધેના જોધ્ધાઓ તેમજ રજપૂત રાજાઓ, પાણીપતના પેહેલવાનો વગેરે દરેક માટેની કથાનો એસારો આવી અલંકાર બનાવેલો છે. વળી વ્યભિચાર વીશે લખે છે કે.—

"**કૈચક, દુર્જોધન,** અને **રાવણ** શરખા રાય,
પરસ્ત્રિથી **પામ્યા** પિડા શું **માનવી મહિમાય.**"

**કુદરત**ના તખલ્લુસવાલો શાયર કહે છેકેઃ—

"એકહી પરદેકે ગર સમજોતો ઇએ સબ હુએ અલાપ,
ગર સદાએ બાગ હુએ યા નગમએ નાંકુસ હુએ.

* * * * *

મરકદેં દો તીન બતલાકે લગી કેહને મુજે,
ઇએ શેકંદર હુએ ઇએ દારાં હુએ યે કેકાઉસ હુએ.
પુછ તું ઇનસે કે જાહો હશમતે દુનીઆસે આજ,
કુછભી ઇનકે સાથ ગએર અઝ હસરતો અફસુસ હુએ"

યાનેકેઃ—એકજ તંબુરાના પરદાના, જો સમજોતો, આ સઘળા અલાપો અથવા આવાજો છે. અગર બાંગ મારવાનો પુકાર છે, અથવા તો સંખનો આવાજ છે......બે ત્રણ કબર દેખાડીને તેણી મને કેહવા લાગી કે, આ શેકંદર પાદશાહ છે, આએ દારાં છે, અને આએ કેકાઉશ છે, એઓને હવે તુ પુછ, કે આ દુન્યાંમાં તેઓની સાથે હાય અને અફશોશ શીવાય બીજાં કાંઇ માલ દોલત કે જાહોજલાલી રહી છે?

એમાં મુશલમીન લોકો બંદગી કરવા સારૂ બાગ મારે છે, અને હિંદુઓ તો સંખ વજાડે છે, તેના ઉપર એલ્યુઝન કરેલું છે. તેમજ શીકંદર, દારાં, અને કેકાઉશ પાદશાહોની જાહોજલાલીનો ઇશારો કરેલો છે. ફીરદોશીએ કહ્યું છેકે.—

"સી સાલ રંજો ગુસ્સે કસીદેઅમ વ આકેબત,
તદબીરે મા બદસ્તે શરાબે દો શાલે બુદ."

યાને'—ત્રીશ વર્ષ સૂધી રંજ ને ગુસ્સો ખેંચ્યો, પણ આખરે તો મારા હાથમાં તદબીરે તો માત્ર બેજ વરસની મેહેનતનું મુલ આપ્યું. હવે એ બેત શું કહેવા માંગે છે, ને જો કોઇ શાહનામા, મહમદ ગઝનવી, અને ફીરદોશીના બનેલા બનાવથી અંજાણો હોય, અને પછી તે ગમે એવો મોટો ફીલસુફ કે વિદ્વાન કાં નહીં હોય, તોપણ તેને અંદરનો સૂચકાદિકાલંકાર ( *Allusion* ) બીલકુલ સમજ પડવાનો નથી. શાહનામાના દરેક બેતની એક શોનાની મોહોર લેખે ગણી આપવા મહમુદ ગઝનવીએ ફીરદોશી શાયરને કહેલું, તેથી તેણે ૩૦ વરસ મેહેનત લઇને શાહાનામું બનાવ્યુ, પણ તેની કિંમત ઘણી ઓછી આપવા માંગ્યાથી તેણે તે મુલ્યને માત્ર ૨ વરસનું મેહેનતાંણું ગણેલું સમજવાનું છે એ રીતનો અલંકાર તો પુરાણોક્ત કથા-ઇતિહાસ-ને દેશદેશની આગળી પાછળી તવારીખથી વાકેફગાર હોય તેનેજ સમજ પડે છે. એ અલંકારના તો ડગલેને પગલે શેવક પાસેજ અમથા સેંકડો દાખલા ભેગા થયલા છે, તે લંબાણ કરતાં તો નહી ભાજે. મને તો ગમેછે, પણ બીજાઓ કંટાળે, તેથી માત્ર હવે થોડેક દાખલે બસ કર્યે. કવિરાજ ઉદયરત્ન સોળ સતિઓ માટે એક ચોપાઇ લખે છે:—

"ઉઠરે પ્રાણી સૂતો જાગ, ધર્મ તણે મારગ તું લાગ;
સોળ સતીનાં લીજે નામ, જ્યમ પામી જે ઉત્તમ ઠામ.
પહેલી સમરું બ્રાહ્મી૧ સતી, ચંદનબાળા૨ બીજી ભગવતી;
રાજેમતિ૩ જાણો મનરંગ, ચોથી દ્રુપદી૪ શીળ સુચંગ.
કૌશલા૫ ને મૃગાવતી૬, સુલસા૭ સીતા૮ વદું ગુણવતી;
સુભદ્રા૯ને શિવા૧૦ સુજાણ, કુંતા૧૧ શીળવતી૧૨ મન આણ.
નળ દમયતિ૧૩ મહા ગુણયુતી, પુષ્પચુલા૧૪ ને પ્રભાવતી૧૫;
પદ્માવતી૧૬ પ્રમુખ સુંદરી, સોળ સતી જાણો ગુણભરી.
સોળ સતી જગમાં અભિરામ, કરજોડીને કરું પ્રણામ;
ઉદયરત્ન મુનીવર એમ ભણે, સતિ નામે નવનિધ આંગણે."

એમાં સોળ જાતના *Allusion* આવેલાં કહેવાય ૧૬ સતીઓની તવારીખનો આ ચોપાઇ ઇશારો કરે છે. એવા સંખ્યાબંધ દાખલા છો નાંખવા પડે છે તેથી મારો તો જીવ બળે છે, પણ કરું શું? માગ મેહેરબાન વાચકો પાસે માફ માંગુ છું કે, એટલા દાખલા જોવાની પણ તેમને તજદી પડતી હશે.

છેલ્લો મોગલ બાદશાહ મેરાજુદ્દીન જેને અંગ્રેજ સરકારે પદ-

ભ્રષ્ટ કર્યો, તે, જ્યારે ગુજરી ગયો ત્યારે મુસલમીન કથા પ્રમાણે શરોશ ઇજદે તેના મરણની આગાહી દિલ્લીમાં ફેલાવી હતી. તે કથા ઉપરથી કથા રૂપાલંકાર એક ઉરદુ શાયરે ઘણો અચ્છો બનાવ્યો છે.

" સેરાજજુદ્દીન, ઝફર મુસાફર, વો સોએ જન્નત, હુવા રવાને;
કે જીસકે બાએસ, મએ ખુશીસે, છલક રહાથા અયાગે દેહલી;
**ચેરાગે દેહલી** જલુસકા સાલ, હુએ સો અબ્બી મોતાબેક ઉસકે;
શરોશે ગેબી ને શાલે રેહલત, કહા **બુઝા હુએ ચેરાગે દેહલી.**"

યાનેકેઃ—સરાજુદ્દીન, આ દુન્યાનો મુસાફર હતો, તે સ્વર્ગે સિધાર્યો છે, જેના આવ્યાથી ખુશીના શરાબથી દિલ્લીનું પ્યાલું મલકાઇ મલકાઇને છલકાઇ રહેલું હતું. જલુસનું શાલ યાને તેના તખ્તનશીન થવાનું વર્ષ "**ચેરાગે દેહલી**" હતું, તેથી કરીને તેજ મિસાલે, ગેબી શરોશ ઇજદે તેની કુચ થવાનું, યાને કે મરણ પામવાનું વર્ષ "**બુઝા હુએ ચેરાગે દેહલી**" એવું કહ્યું હતું. એમાં કથારૂપાલંકારની સાથે, ખુશાલીનો દારૂ શાયરે બનાવ્યો છે, અને દિલ્લીને દારૂની જામ બનાવી છે, એટલુંજ નહીં પણ ફારશીના અબજદના કાયદાથી "ચેરાગે દેહલી" એટલા અક્ષરોના આંકડા ગણતાં હીજરી શાલ ૧૨૫૩ નું આવે છે, કે જે વર્ષમાંજ બરાબર એ પાદશાહ ગાદીએ બેઠો હતો. તેમજ વળી અજબ જેવી બનાવટ તો એ કરેલી છે, કે જેમ ગાદી ઉપર પાદશાહ બેઠો તેને"દીવો સળગ્યો"એવી સુગનવાલી ઉપમા આપી; ને તેમાં તખ્તનશીન થવાનું વર્ષ આપ્યું. જ્યારે તે દીવો બુઝાઇ ગયો, યાને તે શાહ મરી ગયો, તેનો મરણ દિવસ "**બુઝા હુએ ચેરાગે દેહલી**" એટલા હરફોના આંકડા ગણતાં હીજરી શાલ ૧૨૮૦ નું નીકળી આવે, એવી જુગિત કરેલી છે.

રાજકવિ લૉર્ડ ટેનીસન પોતાની *In Memoriam* માં એનો એક દાખલો આપે છે:—

*And over those ethereal eyes*
*The bar of Michael Angelo*

એમાં સૂચકાદિકા એવી રીતે વાપર્યો છે કે, મીશાયલ એન્જેલોની આંખ ઉપરનું આગળા ભાગનું હાડકું નીકળી આવેલું તેના ચિત્ર ઉપરથી જણાય છે, કે જેવી રીતે આર્થર હેલમમાં પણ એજ ખુબી જણાઇ હતી. અને એ બેઉના આવા વિચિત્ર દેખાવ ઉપરથી તેમના આચાર વિચાર અને મનશક્તિનું તોલ થતું હતું.

પરમાર વંશના, **સિંધુલ** રાજાને પેટે પ્રખ્યાત ભોજરાજા થયો હતો. સિંધુલને મુંજ નામે એક ભાઇ હતો. ભોજ નાહનો હતો, અને સિંધુલ મરવા પડતાં મુંજના હાથમાં ભોજનો ભુજ સોંપી ગયો. પણ કાળચક્રથી ભોજ સાથે અણબનાવ થતાં ભોજે લખ્યું છે કે:—

मान्धाताच महीपतिः कृतयुगालंकार भूतोगतः ।
सेतुर्येन महोदधौ विरचितः क्वासौदशास्यान्तकः ॥
अन्येचापि युधिष्टिर प्रभृत याता दिवं भूपते ।
नैकेनापिसमंगता वसुमतिनूनंत्वयायास्यति ॥ *

એટલે કેઃ—સત્યયુગના હીરા જેવા **માન્ધાતા** મહિપતિ પરલોક અંત થયા છે. મહા સમુદ્રો ઉપર જેણે પાળ બાંધી હતી તે **દશાનન રિપૂ** ક્યાં છે ? **યુધિષ્ટિર** ઇત્યાદિ બીજા સર્વે મહાત્મા સ્વર્ગમાં ગયા છે. પણ એ રાજન ! વસુમતિ પૃથ્વિ કોઇની સાથે ગઇ નથી. **પણ નિશ્ચયે આપની સાથે તો આવશેજ** ! આ મેહેણાનઃ અલંકારમાં પણ આવશે.

શંખ ચુડાખ્યાનમાં નિચલો સવૈયો આ અલંકારનો છે.

**રામ** રહે ન, રહે **ઘન** શ્યામ ન. કામદિ લોક કહાનિ કહેરી;
**શુંભ નિશુંભ** ગયે જગસો, **બલિરાજ**કો રાજન્ કોઉ લહેરી;
**રાવન** લંક તજી સત ભાવન, ગાવનકોં અગગાથ ગહેરી;
દામ રહે નહિ, ધામ રહે નહિ, નામ સદા **રનછોર** રહેરી.

એમાં કાળા હરફોથી અલંકારની મતલબ જણાશે. વળી **દલ**પતરામે લખ્યું છે કેઃ—

**નવલ** ગયો **નર્મદ** ગયો, ગયોજ **મહિપતરામ**,
દિલગિર દલપતરામ છે, હાલી દેખી હામ.

એમાં નવલરામ તથા નર્મદાશંકર અને મહિપતરામના મરણ વીશે લખે છે.

કવિ ભુખણને ઓરંગજેબની દરબારમાંથી કોંઇ ઇનામ મેળવવાની આશા થવાથી, તેની દરબારમાં જઇ કેટલાક કવેતો સમજાવ્યા. કાવ્ય રસનો ઓરંગજેબને સ્વાદ ચાખવાની સુગ હતી તેથી કવિને કહ્યુ કે,

---

* કહે છે કે ભોજે છરી વડે પોતાના શરીરમાંથી લોહી કાઢીને તે વતી વડના પાત્રાં ઉપર એ શ્લોક લખ્યો હતો. (મહાજન મંડળ.)

પડયા, અને તેને નાહાસવું પડયુ, ત્યારે તેની સાથે માત્ર એકજ સોબતી અબુબકકર હતો. નાહશતાં નાહશતાં તેઓ એક ગુફામાં ભરાયા. પણ તે ગુફામાં એક નાકું હતું, જેમાંથી દુશ્મનોની આંખે તેઓ દેખાઇ જવાની ચિંત્તા હેવાથી, અબુબકકરે તે નાંકામાં પોતાના પગની એડીનો ડુચો મારી દીધો. એવામાં તે એડી ઉપર સર્પે ડંખ માર્યો; તે ડંખ લાગલોજ મંહમદે ચુશી ચુશીને તેનું તમામ ઝેર થુંકી નાંખ્યું, અને ઝેર ઉતરી ગયું. તે ઉપર ઉપલી સુચકાદિક બાંધેલી છે.

હિંદુ સ્ત્રીઓમાં રાજવી રાજવણુ ગવાય છે, તે વેળા કુટે છે કેઃ—

" એએ અભીમન રાવણ સીતા હરી ગયો,
એએ શીખામણ દીધી સારી રાત,
મમતા મોહના ભર્યા વહીં ગયા.
એએ અભિમન મનોહરી મનસું બોલાવીયાં,
આપરે રામની સાથે માંડયાં જુધ મમતા."

રાવણ શીતાને હરી લઇ જઇ વનમાં જે ગોફતેગોયે
કર્યા હતાં તે ઉપર સૂચકાદિકા છે.

... છે કેઃ—

કવિતામાં એ અલંકાર વાપરેલો છે.

" *Proxy-wedded with a bootless calf* "

આગલા વખતમાં લગન પ્રોક્ષીથી થતાં હતાં, યાને વરરાજા તરફનો એક વકીલ યાને પ્રતિનિધિ ગેરહાજર વરરાજા તરફથી હાજર રહેતો, અને તે પોતાના લાંબા સ્વારી શીકારીના બુત કાઢી નાંખીને પોતાના પગો લગન-પલંગ ઉપર લંબાવતો હતો, તેને માટે ટેનીશને ઉપર પ્રમાણે પ્રતિનિધિત્વના લગનનો ઇસારો કર્યો છે.

ઘણે ભાગે બધી ભાષામાં રૂઢી-વાકયો ( *Idioms* ) તથા કેહવતો બનેલી છે તે પુષ્કળ કેહવતમાં એ સૂચકાદિકાલંકાર વપરાયલો છે. કોઇમાં આખી વાર્તા ઉપરથી, કોઇમાં આખા બનાવ ઉપરથી, કોઇમાં ઇતિહાસિક વર્ણન ઉપરથી કેહવત ઉપજેલી હોય છે. જેનું વર્ણન હમારી " ગૂજરાતી કેહવતો " માં પુષ્કળ કહેલું વાંચનારના દીઠામાં આવ્યું હશે.

" પશુ હક રક્ષક " માં મી. હાથ તેર આવશેરવાળા ઉંટની પાસે નીચે પ્રમાણે બોલાવે છે કેઃ

ઊંઠઃ—" મુસાફરીમાં મંજલ લ... ...ં સફર હું દૂર;
**મુજ જલ કાજે જીવ લિયે છે, કોઇ મુશાફર ક્રૂર!"**

એમાં **હકીકત** જાણ્યા વગર અર્થ સમજાય નહીં. એક વાત એમ છે કે, રેતીના રણોમાં લાંબી મુસાફરી ઉંટ ઉપરજ થઇ શકે છે. બીજી વાત એવી છે કે, ઉટની હોજરીમાં ઘણા દહાડાઓ સુધી ચાલે એટલું સ્વચ્છ પાણી રહી શકે છે. ત્રીજી વાત એવી છે કે, રણમાં ભુલાં પડતાં મુસાફરોને રેતાલ જમીનમાં પાણીનો કુવો મળી શકતો ન હોવાથી તરસે મરી જાય છે, ત્યારે તે તરસ છીપાવવા પોતાના કિંમતી ઉંટની હોજરી ચીરીને તેમાંનું સ્વચ્છ પાણી પીવામાં લે છે. તે વાતને ઉપલી ભેરવીમાં ભેરવી દીધેલી છે. એક ફારશી દાખલા ઉપરથી વધારે સમજ થશે

" તર્યાક દર દેહાંને રસુલ આફરીદ હકક;
સિદ્દીકરા ચે ગમ બુવદ અઝ જેહરે જાન ગઝા ? "

યાનેઃ—જ્યારે ખોદાતાલાએ મહમદ પેગંબરના મોઢાંમાં ઝેરનો ઉતારજ પેદા કરેલો છે, ત્યારે અબુબકકરે જીવલેણ હળાહળ ઝેરથી પણ શા માટે બીહવાનું છે ? આ દાખલામાં હકીકત એવી

જ્યારે હિ. સ ૬૨૧ ના શુમારમાં મહમદ પેગંબરના શત્રુઓ

તમે કવિ લોકો જુઠું જુઠું બહુ વર્ણવો છો, માટે કાંઇ સાચી વાતનું કવેત કહો. ભુખણ કહે, આ દુન્યા પેદા કરનારે પણ શરિરની ઉપરની ચાંમડી શોભીતી કરી છે, અને જે ગંદુ,તે પેટમાં અંદર છુપાવેલું છે. આંખો સુંદર છે તેને બાહાર કાઢી છે, અને બગલ ગંધાતી છે, તેને સંતાડી રાખેલી છે. તેજ પ્રમાણે કવિઓ તમારા દુર્ગુણો હશે તે ઢાંકી સદ્‌ગુણનેજ આગળ પાડતા હોય તેમાં ખોટું નથી. ઔરંગજેબ કહે, ગમે તે હોય, ખરી હકીક્ત કહો. કવિ કહે, કાલે કહીશ. પાદશાહ કહે, આવતી કાલે હું બંદગી કરતો હોઉ તે વેળા આવજે. ઔરંગજેબના દિલમાં એવું હતું કે, ઇશ્વર ભકિતમાં મને મશગુલ જોઇને મારી સ્તુતિનું કાવ્યજ તે રચશે કવિ ઠરાવેલે વખતે ઘોડા ઉપર બેશી મેહેલમાં ગયો, અને ઘોડો નીચેજ બાંધી ઔરંગજેબ જ્યાં બંદગી કરતો હતો ત્યાં જઇ બોલ્યો:—

તસબી લે હાથમે સુપ્રાત કરે બંદગીપે,
મનમેં [illegible] હે જપ જપ્પકે;
આગરે [illegible] ચાંદમે ચુનાય દીનો,
માર્યો નિજ તાત છત્ર છીન લીનો છપ્પરે.
શાહ સૂજે ઘેર લાયો અધમ દુવાઇ ફેરી,
નાશ કીનો કુટુંબ તમામ ચંપી ચપ્પકે;
ભૂખન મનંત શઠ ! છંદી ! મતિમંદ ભયો,
નૌસો ચુવા ખાયકે બિલાઇ બેઠી તપ્પકે.

અર્થ:—હાથમાં માળા લેઇને સવારના પોહોરમા બંદગી કરે છે! મનમાં કપટ રાખીને જપનો જાપ જપે છે ! આગ્રામાં આવીને મોટા ભાઇ દારાનું પરગણું લુટી લીધું. પોતાના પીતાજી શાહજહાંનને મારી નાંખીને તેનું છત્ર પણ છીનવી લીધું. બીજા ભાઇ શાહશુજાને ઘેરીને તેને પકડી પોતાના નામની દુહાઇ ફેરવી, અને તમામ કુટુંબનો નાશ કીધો ! ત્યારે ભુખણ કવિ કહે છે કે મંદમતિથી એવી એવી અનીતિઓ કરીને હવે નવસેં ઉંદર ખાઇને આ બિલાડી ( ઔરંગજેબ ) તપ કરવા બેઠી છે ! આ સાંભળતાંજ ઔરંગજેબ તેને ચીરી નાંખવા ઉઠયો, પણ તુરત હેઠળ ઉતરી પાછો ઘોડેસ્વાર થઇ ભુખણ ભાગી ગયો.

આમાં મેહેણું પણ છે, અને બધી ઔરંગજેબની હકીકત-પણ તમામ છે, રાજ કવિ ટેનીશને *The Princess* નામની પોતાની

કવિતામાં એ અલંકાર વાપરેલો છે.

" *Proxy–wedded with a bootless calf* "

આગલા વખતમાં લગ્ન પ્રોક્ષીથી થતાં હતાં, યાને વરરાજા તરફનો એક વકીલ યાને પ્રતિનિધિ ગેરહાજર વરરાજા તરફથી હાજર રહેતો, અને તે પોતાના લાંબા સ્વારી શીકારીના બુત કાઢી નાંખીને પોતાના પગો લગ્ન–પલંગ ઉપર લંબાવતો હતો, તેને માટે ટેનીશને ઉપર પ્રમાણે પ્રતિનિધિત્વના લગ્નનો ઇસારો કર્યો છે.

ઘણે ભાગે બધી ભાષામાં રૂઢી–વાકયો ( *Idioms* ) તથા કેહવતો બનેલી છે તે પુષ્કળ કેહવતમાં એ સૂચકાદિકાલંકાર વપરાયલો છે. કોઇમાં આખી વાર્તા ઉપરથી, કોઇમાં આખા બનાવ ઉપરથી, કોઇમાં ઇતિહાસિક વર્ણન ઉપરથી કેહવત ઉપજેલી હોય છે. જેનું વર્ણન હમારી " ગૂજરાતી કેહવતો " માં પુષ્કળ કહેલું વાંચનારના દીઠામાં આવ્યું હશે.

" પશુ હક રક્ષક " માં મી. [illegible]રવાળા ઉંટની પાસે નીચે પ્રમાણે બોલાવે છે કે:

ઊંટ:—" મુસાફરીમાં મંજલ [illegible] સફર હું દૂર;
સુજ જલ કાજે જીવ લિયે છે, કોઇ મુશાફર ક્રૂર !"

એમાં હકીકત જાણ્યા વગર અર્થ સમજાય નહીં. એક વાત એમ છે કે, રેતીના રણોમાં લાંબી મુસાફરી ઉંટ ઉપરજ થઇ શકે છે. બીજી વાત એવી છે કે, ઉંટની હોજરીમાં ઘણા દહાડાઓ સૂધી ચાલે એટલું સ્વચ્છ પાણી રહી શકે છે. ત્રીજી વાત એવી છે કે, રણમા ભુલાં પડતાં મુસાફરોને રેતાલ જમીનમાં પાણીનો કુવો મળી શકતો ન હોવાથી તરસે મરી જાય છે, ત્યારે તે તરસ છીપાવવા પોતાના કિંમતી ઉંટની હોજરી ચીરીને તેમાંનું સ્વચ્છ પાણી પીવામાં લે છે. તે વાતને ઉપલી બેરવીમાં ભેરવી દીધેલી છે. એક ફારસી દાખલા ઉપરથી વધારે સમજ થશે.

" તર્યાક દર દેહાંને રસુલ આફરીદ હક્ક;
સિદ્દીકરા ચે ગમ બુવદ અઝ જેહરે જાન ગઝા ? "

યાને:—જ્યારે ખોદાતાલાએ મહમદ પેગંબરના મોઢાંમાં ઝેરનો ઉતારજ પેદા કરેલો છે, ત્યારે અબુબકરે જીવલેણ હળાહળ ઝેરથી પણ શા માટે બીહવાનું છે ? આ દાખલામાં હકીકત એવી છે કે, જ્યારે ઇ. સ. ૬૨૧ ના શુમારમા મહમદ પેગંબરના શત્રુઓ વ..

પડયા, અને તેને નાહાસવું પડયુ, ત્યારે તેની સાથે માત્ર એકજ સોબતી અબુબકકર હતો. નાહશતાં નાહશતાં તેઓ એક ગુફામાં ભરાયા. પણ તે ગુફામાં એક નાકું હતું, જેમાંથી દુશ્મનોની આંખે તેઓ દેખાઇ જવાની ચિંત્તા હેવાથી, અબુબકકરે તે નાંકામાં પોતાના પગની એડીનો ડુચો મારી દીધો. એવામાં તે એડી ઉપર સર્પે ડંખ માર્યો, તે ડંખ લાગલોજ મહમદે ચુશી ચુશીને તેનું તમામ ઝેર થુંકી નાંખ્યું, અને ઝેર ઉતરી ગયું. તે ઉપર ઉપલી સુચકાદિકા ચાપરેલી છે.

હિંદુ સ્ત્રીઓમાં રાજવી રાજવણુ ગવાય છે, તે વેળા કુટે છે કેઃ—

" ઓએ અભીમન રાવણ સીતા હરી ગયો,
ઓએ શીખામણ દીધી સારી રાત,
મમતા મોહના ભર્યા વહી ગયા.
ઓએ અભિમન મનોહરી મનસું બોલાવીયાં,
ઓયરે રામની સાથે માંડયાં જુધ મમતા. "

એમાં રાવણ શીતાને હરી લઇ જઇ વનમાં જે ગોષ્ઠિથી સીતાબાઇને ફુસલાવ્યા હતાં તે ઉપર સૂચકાદિકા છે.

કવિ બુલાખી કહે છે કેઃ—

અસત્યને કદિ નહીં રાચશો, મિત્ર શિખામણ માની;
" **સત્ય મેવ જયતે** " પરિણામે, આશ સાચને શાની ?

એમાં વેદના શબ્દોની સૂચના કરેલી જણાઇ આવશે. એ પ્રમાણે એ અલંકારની મજા ઘણી છે.

"હાકિમે ગપાટા જઇ સભામાં આવી આવી;
પણ તે " **ધબાય નમઃ** " આ ભુમી વટાવી. "

એમાં પણ મોટા હરફો સૂચકાદિકાલંકાર છે.

## ૨૦

*" Poetry is not confined to books.*
*For the creative spirit which thou seekest*
*Is in thee, and about thee; yea, it hath*
*God's everywhereness. "——Bailey.*

એક નામાંકિત લેખકે, ગદ્ય લખનાર વા પદ્ય લખનાર વચ્ચેનો મુકાબલો કરેલો છે કે; પ્રત્યેક કલમબાજેમાં કવિને પોતાનું નામ સ્થાયી અમર કરવાના જોગ મળે છે. બીજાઓ પોતાના મગજમાંથી

કાઢીને લખે છે. જ્યારે કવિ પોતાના હૃદય અથવા દિલમાંથી કાઢી લખે છે. ખુદરતનો ખરો વિશ્વાસુ છબી પાડનાર કવિજ છે; અને તેનું ચિત્ર આબાદ ખરી ખુદરતને મળતું, અને સુંદર હોય છે. ગદ્ય લખનારાઓ હંમેશાં વિસ્તીર્ણ અને ભારી હોય છે. તેમના સફાઓ સાધારણ બાબદોથી ભરપુર હોય છે, અને તેઓના વિચાર કંટાળા ભરેલી રીતે લંબાયલા હોય છે. પણ એક ખરા કવિની દરેક ચીજ સંક્ષિપ્ત–સ્પર્શિક–અથવા પાણીદાર હોય છે. તે હંમેશાં સર્વોત્તમ ચુંટી કાઢેલા વિચારો સર્વોત્તમ ભાષામાં આપે છે. ખુદરત અને કારિગિરીમાં જે સૌથી વધારે ચિત્તભેદક હોય છે, તેનું વર્ણન કરે છે. આદમીની જીંદગીનુ સર્વોત્કૃષ્ટ જે ચિત્ર, તેની સાહદત તે એવી રીતે લે છે કે, ગોયા તે ચિત્ર તેના આગળથી તુર્તનુંજ પસાર થઇ ગયલું હોય. તેટલા માટે તેના લખાણો, તેના કાળના જોમ અને પમરાટથી ભરેલાં હોય છે. તે એક એવી તો નાનામા નાની ઇસ્કોત્રી છે, કે જેમાં ભાષાની તમામ પુંજી સમાઇ રહેલી છે; અને તે મધેના જવાહીરોનો વારસો, તેનાજ કુટુંબને માટે નહીં પણ જાવેદાંન માટે જળવાયલો હોય છે જેમ **સૅાસર**ના બાબમાં બન્યું છે તેમ, કોઇ કોઇ વાર તે જવાહીરોને સાફસુફ કરવાં પડે છે, પણ તેમનો ઝળકાટ અને કિંમતના ભાવમાં ઘટાડો થતો નથી. એ જવાહીરોના જુમખામાંથી ઘણાં આગળ બતાવેલાં છે, અને બીજાં બતાવ્યે.

**૪૭—ગુહ્યાસ્વરી:**—ગુહ્ય એટલે છુપો અને સ્વરી એટલે સ્વરવાળો. એમાં શબ્દોમાંથી, કાવ્ય રચના માટે સ્વર કે સ્વરયુકત વર્ણ, શબ્દની શરૂવાતમાંથી, કે વચમાંથી, કે છેડેથી નીકળી ગયલો હોય છે તેને માટે આ સામાન્ય સંજ્ઞા વપરાયલી છે. એને મળતા આપણે આગળ મધ્યાક્ષરલોપાલંકાર—અંત્યાક્ષરલોપાલંકાર—વગેરે સમજાવી આવ્યા છીયે. એને અંગ્રેજીમાં *Elision* કહે છે. એમાં *Aphaeresis, Syncope, Apocope,* એ ત્રણે અલંકાર સમાઇ જાય છે. જેમકે:—મધ્યાક્ષર લોપઃ—

" અતી એવાં દુ:ખ **દા'ડી દા'ડી** દે છે,
જગતનો નાથ સહુ જાણે છે,
બોલે બોલે માહરૂં દીલ બાળે છે "

એમાં **દાહડી** શબ્દમાંથી **હ** હરફનો લોપ કરેલો છે. **હવે** આરંભ અક્ષર લોપ થયલો નીચે મુજબ.—

"છુટી ગયોરે હાથથી, અગ્નિ'શ્વરનો દુત,
ભુલ થઇ ભગવાનની, કે દુન્યા દેખે પુત."

એમાં ઇશ્વરમાંનો ઇ નીકળી ગયલો છે. હવે અંત્યાક્ષરલોપ બતાવ્યેઃ—
દુન્યાં દોરંગી બે દિનની સરા'—ન તારૂં ન મારૂં છે મિથ્યાજ રા'—

એમાં **સરાહ** ને બદલે **સરા** અને **રાહ** ને બદલે **રા** વપરાઇ અંત્યાક્ષરલોપ થયલો છે. એ પ્રમાણે ગુણાસ્વરીના દાખલા બસ થશે.

**૪૮—ચિત્રોક્તિકાઃ** ચિત્રયુક્તિ, યાને ચિત્રના રૂપમાં રચાયલાં અલંકારિક કાવ્યો. એમાં તરેહવાર જાતના કાવ્ય રસનો સંમાવેશ કરેલો હોવાથી, એ અલંકાર લંબાવા વિના ચાલે એમ નથી. એને અંગ્રેજીમાં *Shaped Poems* ના નામે ઓળખે છે. આ અલંકારની તવારીખ શરૂ કરવા પેહેલાં આ પુસ્તકની અને તેના વાંચકોની, તેના ગ્રાહકોની, અને તેના ખેરખાહોની તંદોરસ્તી ચાહનારી સલાંમતી આપણે ચિત્રોક્તિમાંજ લઇએ—**શરાબની જાંમ.**

*Who hath woe? Who hath sorrow? Who*
*hath contentions? Who hath wounds*
*without cause? Who hath redness*
*of eyes? They that tarry long*
*at the wine! They that*
*go to seek mixed wine!*
*Look not thou upon the*
*wine when it is red,*
*when it giveth*
*its colour*
*in the*
*Cup,*
*when it*
*moveth itself*
*aright*
*At*
*the last it*
*biteth like a serpent,*
*and stingeth like an adder!*

તરેહવાર આકારો, ચિત્રો, અને રૂપોમાં જોડાયલાં કાવ્યો, ઘણા-જ જુના વખતથી આપણને મળી આવ્યાં છે. આગળા કાળોમા એવાં કવેતો બહુ બહુ જોડાયલાં હતાં. અને તેમાંના ઘણાંકો, ગ્રીક લોકોમાં **થીઓક્રીટસ**, રોહડસવાળા **સીમીઆસ**, તથા બીજાઓના જોડેલાં ઘણાં જણાયલાં છે. લેટીન ભાષામાં પણ એવાં કાવ્યો ઘણાં થયલાં છે કવિ ડ્રાઇડનના વખતના નાના કવિઓમાં એવાં કાવ્યો બનાવાનું ઘેલાપણું ઘણું વધી પડયું હતું. જોકે એ બનાવટ કરવામાં કલ્પનાશક્તિની પણ સહાયતા હોય છે, પણ તે બનાવનારા કાવ્ય રસને બદલે ચિત્રરસ ગોઠવવામાં ઘણું લક્ષ આપે છે. અને તેવી રીતના છેલ્લા કવિઓ માટે બેનર્જોનસન ટીકા કરે છેકેઃ—"*A pair of scissors and a comb in verse.*" એ પ્રમાણે તરેહવાર કવિઓ, તરેહવાર આકારો, જેવાકે, બાટલી–ગ્લાસ–કોદાળી પાવડા–પંખા–કેક–પાંખો–ખરા પ્યારના ગાંઠો–લેડીઓના ઝભ્ભા–ઉડતા દેવતા–ફતેહના રણશિંગાં–વગેરે મન પસંદ વસ્તુઓના આકારમાં કવિતાઓ જોડતા વળી ગૂજરાતી કવિઓ કુંડળી–સર્પ–હાર–કુંડ–વગેરે આકારમા કાવ્ય જોડતા વળી કેટલાકો વકતાસ્થાન, કેબલેગાહ ને કબ્રગાહના આકારોમાં જોડતા, વળી ગેબ્રીઅલ હારવે તો મોજાંની જોડીઓ, ચશમાની જોડીઓ, વગેરે જોડકાંમાંજ કાવ્ય રચતા ફ્રાન્સને પણ ઇ. સ. ૧૬૪૦ મા આ ચરસ લાગો હતો. કવિ પૈનાર્ડ, એકાનેલ્યન ગાયનો દારૂના સીશા અને શરાબી જામમાંજ જોડેલાં છે. આજે પણ ચીન અને જાપાનમાંતો આવી કવિતાઓ ઉપર ઘણોજ ચાહ છે. જાપાનમાં આદમીના માથાના રૂપમાં કાવ્ય બનાવાનો બહુ શોખ છે, જ્યારે ચીનમાં ગાય અથવા બીજા જાનવરને પસંદ કરવામાં આવે છે. એક દાદરનું કાવ્ય–ચિત્ર જૂઓ.

ઓ
ખુદા
નાખુદા
થઇ સદા
પાર કર તું;
ડુબશે નાવ આ
સુ સંસાર સાગરે;
દાદર ચટી આ નીતિનો
ભાવી બની જઇશ ભાગરે.

## *અંગ્રેજી રાહ ઉપર ગૂજરાતી કટાવ.

નગરી એક, વીજલી વેગે, શાહી ટેક, ફરવા હરવા,
ખાવા પીવા, જોવા જાવા, દરિયે નાહવા, મન રીઝાવા,
હસ્તા ગાતા, દરિયાઇ મેહેલે, તેની સેહેલે,
ત્રણ રફીકો રાતે રાતે, જાગીર એજન સાથે સાથે,
ખેઆતું કમ્મરતું વાટે, મથારૂં અધમણ્યું માથે,
જેવા તેવા તે વીકાજી વીલા દોહવા,
આ સદીનું ઇદન જોવા, મનનું
દુઃખ બલાથી ધોવા, તનનું સુખ પણ
પાછું લેવા, રવી સોમની
કુસ્તી જોવા, હારેલા ચંદ્રને
દીઠે, દરિયો લાગે તેની
પીઠે, આનંદ તો ભર્યો નવ
નીઠે, સૂર્ય પર ચંદ્રમા
જીતે, પાન ચાવવા મરી
ફ્રીટે, લોકોની એવી વસ્તીમાં,
ભલા પારશીની હસ્તીમાં,
ગાન તાન જબ્બર જસ્તીમાં, ખાનપાન ખાવા
કસ્તીમાં, ચીચણુ સેહેલે, ફરવા પેહેલે,
વૈદ્ય "સાથે," ખોડે માથે, શાળા સાથે, બાગો દાડે,
ગપ્પો મારી, સપ્પો કારી, ગાયકવાડી તોડી પાડી,
હોરી સારી, છોડી ગારી, પીધી તારી, વાતજ ન્યારી,
ગાન અચ્છાં, ગજલ અચ્છી, નાંન કચ્ચાં, નકલ કચ્ચી,
વાલ સચ્ચા, વકર સચ્ચી, નાચ નચ્ચા, ઉપર ગચ્ચી, રંગરાગે
સંગ સાથે, ભંગ ભાવે, ઉંઘ આવે, દેવી નિંદ્રા, ભક્ષ કીધા, સર્વસુતા,
દાદી દીઠા, નીશલી મીઠા, દીવાન હોલે, વીકજી માહાલે, સ્ત્રી નવ
બોલે, વકાર ન દીએ, શેઠો કુસંપે, મોટમોટ જંપે, રહે ન સંપે,
એ અવગુણે, સૌ કોઇ દુણે, હાય હાય હીણે,
એ **પૂરતારા,** મૂઆ એ ધારા, કેવા નઠારા, **ગરીબ** માંગે,
કટાવ રાગે, જુવાનો જાગે, જુગ જુગ જીવો **તારાપૂર.**

તારાપોર ખાતેની સેહેલગાહ જે પ્રમાણે કરવામાં આવી હતી તે પ્રમાણે અનુક્રમે કીધેલાં કામો, લોકાચાર વગેરે કટાવમાં જોડેલો ચિત્રોકિતકાછે.

એ પ્રમાણે તરેહવાર ચિત્રોમાં કાવ્ય રચાયલું છે. કવિ ફકીરાએ પોતાની સરોદે પાક દામાનીના પાંચમા સફા ઉપર એક ફુલ–માલા બંધ આપ્યો છે, તે આબાદ ચિત્રોક્તિકા છે, જે જોવાની હુ ભલામણ કરીશ પાલકી અને મ્યાંનાના આકારની કવિતાઓમાં વળી તરેહવાર ખુબીઓ છે.—

| | | |
|---|---|---|
| | મૂખ ઉચારૂં વાણી, | |
| અરે ! અરે ! | | ખરે ! ખરે ! |
| | આંખથી મૂકિ પાણી | |

| | | |
|---|---|---|
| | ધીર પતા શિ રીતે, | |
| ધરે ! ધરે ! | | કરે કરે |
| | ચિતન વજૂ ચિ-તે. | |

| | | |
|---|---|---|
| | ફીકરમાં વિશેષે, | |
| ફરે–ફરે | | હરે–હરે |
| | જાપ જપે હમેશે. | |

| | | |
|---|---|---|
| | કયાં સ્થિરતા વિના તે, | |
| ડરે–ડરે | | મરે–મરે |
| | માનુનિ પ્રેમમાં તે. | |

## *અંગ્રેજી રાહ ઉપર ગૂજરાતી કટાવ.

નગરી એકે, વીજલી વેગે, શાહી ટેકે, ફરવા હરવા,
ખાવા પીવા, જોવા જાવા, દરિયે નાહવા, મન રીઝાવા,
હસ્તા ગાતા, દરિયાઇ મેહેલે, તેની સેહેલે,
ત્રણ રફીકો રાતે રાતે, જાગીર એજન સાથે સાથે,
એઆનુ કમ્મરનું વાટે, મથારૂં અધમણ્યુ માથે,
જેવા તેવા તે વીકાજી વીલા દોહવા,
આ સદીનું ઇદન જોવા, મનનું
દુઃખ બલાથી ધોવા, તનનું સુખ પણ
પાછું લેવા, રવી સોમની
કુસ્તી જોવા, હારેલા ચંદ્રને
દીઠે, દરિયો લાગે તેની
પીઠે, આનંદ તો ભર્યો નવ
નીઠે, સૂર્ય પર ચંદ્રમા
જીતે, પાન ચાવવા મરી
ફ્રીટે, લોકોની એવી વસ્તીમાં,
ભલા પારશીની હસ્તીમાં,
ગાન તાન જબ્બર જસ્તીમાં, ખાનપાન ખાવા
કસ્તીમાં, ચીચણુ સેહેલે, ફરવા પેહેલે,
વૈદ્ય "સાથે," ખોડે માથે, શાળા સાથે, બાગો ઠાઠે,
ગપ્પો મારી, સપ્પો કારી, ગાયકવાડી તોડી પાડી,
હોરી સારી, છોડી ગારી, પીધી તારી, વાતજ ન્યારી,
ગાન અચ્છાં, ગજલ અચ્છી, નાંન કચ્ચાં, નકલ કચ્ચી,
વાલ સચ્ચા, વકર સચ્ચી, નાચ નચ્ચા, ઉપર ગચ્ચી, રંગરાગે
સંગ સાથે, ભંગ ભાવે, ઉંઘ આવે, દેવી નિંદ્રા, ભક્ષ કીધા, સર્વસુતા,
દાદી દીઠા, નીશલી મીઠા, દીવાન હોલે, વીકજી માહાલે, સ્ત્રી નવ
બોલે, વકાર ન દીએ, શેઠો કુસંપે, મોટમોટ જંપે, રહે ન સંપે,
એ અવગુણે, સૌ કોઇ દુણે, હાય હાય હીણે,
એ **પૂરતારા**, મૂઆ એ ધારા, કેવા નઠારા, **ગરીબ** માંગે,
કટાવ રાગે, જુવાનો જાગે, જુગ જુગ જીવો **તારાપૂર.**

તારાપોર ખાનેની સેહેલગાહ જે પ્રમાણે કરવામાં આવી હતી તે પ્રમાણે અનુક્રમે કીએલાં કામો, લોકાચાર વગેરે કટાવમાં જોડેલો ચિત્રોકિત કાછે.

એ પ્રમાણે તરેહવાર ચિત્રોમાં કાવ્ય રચાયલું છે. કવિ ફીરોઝે પોતાની સરોદે પાક દામાનીના પાંચમા સફા ઉપર એક ફુલ-માલા બંધ આપ્યો છે, તે આબાદ ચિત્રોક્તિકા છે, જે જોવાની હું ભલામણ કરીશ. પાલકી અને મ્યાંનાના આકારની કવિતાઓમાં વળી તરેહવાર ખુબીઓ છે:—

મૂખ ઉચારૂં વાણી,
અરે ! અરે ! ખરે ! ખરે !
આંખથી મૂકિ પાણી.

ધીર પતો શિ રીતે,
ધરે ! ધરે ! કરે કરે
ચિંતન વજૂ ચિ-તે.

ફીકરમાં વિશેષે,
ફરે-ફરે હરે-હરે
જાપ જપે હમેશે.

ક્યાં સ્થિરતા વિના તે,
ઠરે-ઠરે મરે-મરે
માનુનિ પ્રેમમાં તે.

એ પ્રમાણે પાલકીના સરઘસના આકારમાં કવિઓએ કવિતા જોડેલી છે જે વિરહવ્યથા ઉપર જોડેલી છે અને છંદે ઉપજાતી વૃતમ છે. એ લીટીઓ પાલકીના ગમે તો દાંડા આગળથી વાંચો, કે ગમે તો પાલકીના છત્ર આગળથી વાંચો તો એકની એક આવશે. આવી કવિતાઓ તો, જાણે કોઇભી સાધારણ કવિતા લઇને પણ ગોઠવી શકાય એવી નહીં હોવી જોઇએ, પણ જ્યાં ગમે ત્યાંથી વચાઇ શકાય અને અર્થ બરાબર આવે એવી, અથવા ચિત્ર જોવાનાં કાયદા પ્રમાણે ગોઠવેલી, અથવા ચિત્રની શરૂવાતથી વાંચી છેડે તે પૂરી થાય એવી, એવી એવી ખુબીવાળી જોઇએ, નહી તો કોઇ પણ કવિતા ચિત્રમાં ગોઠવ્યાથીજ કાંઇ ચિત્રોક્તિ થતી નથી.



એમાં સૂર્યનું પ્રકાશિત બીદું *Earth* શબ્દ છે, અને એ શબ્દ એવી તો કારિગિરીથી ગોઠવેલો છે, કે પેહેલી લાઇનથી છેલ્લી લાઇન સુધી વાંચતાં તે શબ્દ દરેક લીટીની વચમાં લઇને વંચાય છે. જેમકે:—*Earth goes to Earth, As mould to mould.* એવી રીતે એ લાઇનથી અવળી ઘંટીએ દરેક લીટી, તેની બરાબર સામેની લીટી સાથે વાંચવાની છે વળી એક કવિએ બીજી જાતની રચના કરી છે:—

" **સદમતી દમતી** ન કહું રતી, **અમસતી મસતી** નહિ ધારતી;
**ચપળ તું પળ તું** કયમ વિસરે, **સદનમાં દનમાં** નિત્ય સાંભરે.
**પ્રકરતી કરતી** ન રિસાળ તું, **ઉચરતી ચરતીજ** રસાળ તું;
**રવડતી વડતી** નવ તું કહી, **મશકરી શકરી** નવ તું વહી,
**હબકતી બકતી** ન વિવાદ તું, **વલગતી-લગતી** ગલ સાથ તું;
**ચમનથી મનથી** દિન ગાળતી, **જનમથી નમથી** અનિતી રતી.
**નભળતી ભળતી** કદિ વાતમાં, **કુદરતી દરતી** કુડિ ઘાતમાં;
**ચિવટમાં-વટમાં** ધર કામની, **સુચતુરા ચતુરાઇ** નહી કમી. "

એમાં એવું ચિત્ર કાઢયું છે કે,દરેક લાઇનનો પેહેલો હરફ છોડતાં બીજા રં હરફો ફરી ફરી બેવડાય છે. વળી તેના અર્થ જુદા થાય છે. અને કાવ્યની કુશીન તરેહવાર ઉભી રહે છે. આવી જાતના કાવ્યના રસ સેહેલથી લેવાતા નથી. તેના વાંચનો પણ તરેહવાર રીતના હોયછે. જ્યારે શાયર ફીરદોશી મહમુદ ગઝનવી સાથે રીસાણો. ત્યારે તેણે એવી તો ચિત્રોકિતકા કરી, કે પેહેલી, ત્રીજી, પાંચમી, એ પ્રમાણે જે કવિનાની લીટીઓ વાંચો, તો તેનો અર્થ જુદોજ થાય છે મતલબનો તખલ્લુસ ધરાવનાર ઉરદુ શાયર પોતાની માશુકને માટે એક એવી ગઝલ બનાવી ગયો છે, કે તેના ચાર જુદા જુદા અર્થ થઇ શકે. ૧—હકીકી ૨—મીજાજી. ૩—ખુદાની નિંદા ૪—માશુકની મશકરી તેણે એક પાદશાહી તાજના ચિત્રમાં તેની ખુબી બનાવી છે, જેમાં પેહેલો અર્થ ખુદાની તારીફ ઉપર **હકીકી** છે; બીજે અર્થ માશુકની તારીફમાં **મીજાજી** છે; ત્રીજે અને ચોથો અર્થ ખુદાની તથા માશુકની બદગોઇ અને બદજબાંનમાં છે; જે તાજમાંની દાબી ગમની દરેક લીટી વાંચી જતાં નીકળે છે. અગર તો સાંમટો રેખનો વાંચનાં એક લીટી છોડી ત્રીજી, એક છોડી પાંચમી, અને એક છોડી સાતમી સતર વાંચનાં સમજાશે. બિભિન્સ જાણવાથી તે તાજ રદ કર્યું છે. જુઓ દુરબીનનુ ગઝલસ્તાન પાન ૨૩૮ ઉપર.

## અંગ્રેજી " પુશો–પુશો– " ની રાહ.

## ગામડાંનાં પાદરડાંમાં સાંજનો વખત.

ચાલ, ચાલ, ચાલ, ગવલી, ચાલ, ચાલ, ચાલ,
મીઠો મારો, કેવો સારો, દારૂ ઘોળાશે !
બ્ચુ, બ્ચુ, બ્ચુ, દરૂરૂરૂરૂઅ–હો, હો, હો;
રાખ, રાખ, રાખ, ન તો ગાદ્રાં ખોવાશે !
ચી–છિઓં, ચીં–છીંઓ, ચીં–છીઓં;
હાયરે તુને છોડું હું ન આજ,
મારે તારો ધણી તુંને
કેહજે મારે કાજ !
નહીંરે નહીં
દરરરરૂ
પીઠો
છટ, છટ, છટ,
રે નાદાન ગવલી
હટ, હટ, હટ, કર નહી પટ
પટ, મારીશ જુતી, ઇજત
લુટી, વાંસો કુટી ઝટ;
સમજ નારરે !
દગો ન દે હવે !
પ્રરરરૂ, છીંઆં–છીંઆં–છીંઆં– પ્રરરરરરૂઅ
મોહબત મારે, સોહબત ધારે, રંગ રસીલો પ્યાર !
જાણુરે ભલી, ધરીશ ફરી મલી, ગટ ગટ કરતી ચાલરે અલી !
હેતનોદારૂ, શીશોકાં'ર'; મીઠીતારી, તું પીએતોહાંકું ગારી, પીજાતો ભલી!
રે હાય નહીં મળી, કાંહ ગઇરે તે હુરી, કાં દેશ ઉડીપરી! ચાલ–ચાલ–ચાલ.

આ પીઆલાંમાં,–ગવલી–ગાડાંવાળો–ગોવાળ્યો–ગમે તે બકનારો છોકરો–એક ગોવાળણ, દરેક પોતપોતાને કામે લાગેલાં છે તેમાથી નીકળતા અવાજ કટાવની લેહેર ઉપર જોડેલા મુંકેલા છે. એ ચિત્રોક્તિકાવ્ય છે.

કવિ શ્રીંગેજે સીતમે મીનારમાં નીચલો ચિત્રોક્તિકા પાવરેલો છે:—

**ફુલમાળાબંદ–દૂમિલા છંદ.**



હક નામ ભજી નર પાર કરે;
થઇ નેક અરે જસ પાપ ડરી
શક જાગતજી કર પ્યાર ખરો;
લઇ એક ખરે હુસ આપવરી
ધક ફામ હજી ધર ટાર સરો;
જઇ છેક ધરે ધસ કાપ ધરી.
તક દામ લજી સરદાર કરો;
ગઇ ટેક થરે થસ છાપ ફરી.
શક હામસજી ભર હારનરો;
ભઇ વેક કરે જસ આપ કરી

 કરું છું, ને મારો ભાઈ  તો

ની સ્તુતિના  ન

 છે. તે  

 માફક ૯ ખુG થT, K ના

☞  રીઆતો. પરંTO ☞ 

નાચે છે ને કુDAY છે. જૂO 

#  છૂટને  ઉડયું, અને  સંતાયું.

યાનેકે:—ગોકલ આઠમને દિને હું સરવને સેકંડ કરૂં છું, ને મારો ભાઇ ગણેષ તો માધવ, પાર્વતિ, અને ગણપતિની સ્તુતિના ગાયન ગાય છે. તે વેળા આ પીંજરામાંની મેના ગધેડાં માફક નવ ખુશી થતી, કેના આ પોપટ રીઝાતો. પરંતુ આ પીંજરામાંની ચલ્લી નાચે છે ને કુદે છે જૂઓ આ ક્ષત્રિને તીર મારતો જોઇને કટેરા સાથે સાંકળે બાંધેલું ખુલખુલ છુટીને એક ફુલનાં કુંડાં ઉપર થઇને ઉડીયુ, અને બીજાં ફુલના કુંડાં નીચે સંતાયુ.

જોકે ચિત્રો વગેરેના સાધન નહીં હોવાથી આ જેવો તેવો દાખલો આપ્યો છે, તે માત્ર ઉદાહરણ સારૂજ આપ્યો છે. પરંતુ ખરેખરી જે ચિત્રની ભાષા આવે છે, જે અંગ્રેજી *Hieroglyphic* ને મળતી છે, અને જેમાં ગુપ્ત ભાષા આવે છે, તેમાં તો બધાંજ ચિત્રો આવે છે, અને તે ઉપરથીજ ભાષા વાંચવી પડે છે આપણા ઉપરના દાખલામાંનો અક્ષરો પણ વચમાં મુકેલા છે, પણ ઇજીપશીઅનોમાં તો કેવળજ આકારોથી ભાષા ઉકલાવાનો પૂર્વે ચાલ હતો. ઇરાંનમાં પણ ખીલા-રોકી ભાષા આગળ હતી. અને ચીનમાં તો આજે પણ તરેહવાર આકાર અને ચિત્રોથીજ ભાષા લખાય છે. જેના દ્રષ્ટાંત જોવાં હોય તો ફટાકાની પેટી ઉપર જોવા. એને ચિત્રપદ્ધતિ પણ કહે છે.

ફારશીમાં ઘણી જાતની ચિત્રોક્તિકા આવે છે. **૧-મુરબ્બે**-નામના પ્રબંધ એવા આવે છેકે, તેને ચાર બાજુના આકારમાં ગોઠવે તો લંબાઇમાં અને પોહોળાઇમાં તે કવિતા એક સરખીજ વંચાય ! **૨-મુદઉવ્વર**-એ મુદઉવ્વરમાં એવું હોય છે કે, ગોળાકારમાં ગજલ કે કવિતા ગોઠવેલી આવે છે, જેથી તેના ગમે તે શબ્દથી તે વાંચવા માંડો, તોએ તે મજાથી અર્થ સુધ્ધાં વંચાય છે ! ! **૩-મુશજ્જર**-ઝાડના આકારમાં ગજલ કે કવિતા ગોઠવેલી આવે છે, જેના ડાંખળાં વટીક આવે છે, અને તેમ છતાં જો વાંચો તો અર્થ સહ વંચાય ! ! ! એવી જાતના ફારશીમાં ૨૫ જાતના ચિત્રોક્તિકા આવે છે !! જેનું બયાન કરતાં બહુ લાંબુ થાય, માટે ગૂજરાતીમાં જે પ્રબંધો આવે છે તેના માસલા ઉપરથી તેની ખુબી સમજાશે. ૧-નાગપાશ પ્રબંધ; ૨-કમળ પ્રબંધ; ૩-ચોકી પ્રબંધ જે ફારશીમાં મુરબ્બેને મળતો છે. ૪-વૃક્ષ પ્રબંધ જેને ફારશીમાં મુશજ્જર કહે છે. એમાં જુક્તિથી શબ્દ ગોઠવવામાં આવે છે, નહીં કે કાવ્ય બુદ્ધિનો વધારે ઉપયોગ કરવામાં તેનો યુક્તિ કહેવાય.

" **સકૂમારી-વારી,** તવ છબી હ્રદે માંય રમતી,
**શકું-મારી-વારી,** ધૃતિ ધરી નહીં, પ્રેમની વૃતી.
**વિરાજે વામા રે,** સકલ સદગુણે થકિ ભરી,
**વિરા જેવા મારે**-અરથ તજી પાસે મુજ ઠરી.
**સુંવાળા નીમાળા, સમ રતિજ** શોભે મન મથે,
**સુ વાલાની માળા, સમરતિજ શો ભે મન મથે.**
**સુ વર્ણેથી સારી,** ભુષણ તનને ભુષિત કરે,
**સુવર્ણેથી સારી,** ભુષણ તનને ભૂષિત કરે."

કાવ્ય કૌસ્તૂભમાં એ પ્રમાણે ચિત્રોક્તિ કરેલી છે. અને તેના તરેહવાર આકારે તરેહવાર અર્થો થાય છે એવાં કાવ્યો લેટીન, ફ્રેન્ચ અને ચાઇનીઝ ભાષાઓમાં ઘણા છે. ઇ. સ ૧૬૪૦ માં થઇ ગયલા ફ્રેન્ચ કવિ મોન્સ્યર પેનાર્ડના સંખ્યાબંધ ચિત્રોક્તિકામાંથી શરાબની એક સુરાહી જોવા સારૂ ચિતારી લઇશું.—

*Que mon*
*flacon*
*me semble bon !*
*Sans lui*
*l' ennui*
*me nuit,*
*me suit:*
*je sens*
*mes sens*
*mourants,*
*pesants.*
*Quand je le tiens,*
*Dieux ! que je suis bien !*
*que son aspect est agreable !*
*que je fais cas de ses divins presens*
*C'est de son sein fecond, c'est de ses*
*heureux flancs que coule ce nectar si doux,*
*si delectable, qui rend tous les esprits, tous les*
*cœrs satisfaits ! Cher objet de mes vœux*
*tu fais toute ma gloire. Tant que mon cœur*
*vivra, de tes charmants bien faits it saura*
*conserver la fidele memoire.*

આવી તરેહની ચિત્રોક્તિકા અમસ્થાં ચિત્રો પાડવામાં સમાયલી ધારવાની નથી, પણ જે રાગમાં એક ગાયણ જોડયું હોય તેના ઠેકા ગમે તે રીતે તેમાં ચઢ ઉતર પદવીએજ સમાયલા હોય છે. આજે તેવા અલંકારો જોડનારા પણ નથી, ને તેની કદર જાણનારા પણ નથી. શાયરે તેથી બળાપો કરેલો છે કે;

" હેલે હુરકેરા કો શુખન પરવરસ્ત,
શરોશે શરાય દે યારી ગરસ્ત.
શરાયં દે રફ્તો, નશુરાં દે ખોફત,
શુખન ચું તવાં દર સુની વખત ગોફત "

યાને.—જે કોઇનુ દિલ શુખન પાસનાક' છે, યાને બોલ્લનાક' છે, તે કવિ યા ગાનારને શરોશ ઇઝદની મદદ હોય છે. શાયરો પણ જતા રહ્યા, અને સાભળનારા પણ ઉઘાઇ ગયા, ત્યારે તેવા વખતમાં શુખન તે શું કહી શકયે ? ગૂજરાતી કવિઓ કંઇ એવાં ચિત્રોક્તિકામાં પછાત નોહોતા, પણ તેઓને પાળનારા પછાત હતા. એક કવિએ પાખના આકારમાં અચ્છી નાયકા ગૂણ કથન કરેલી આપી આપણે એ અલકાર પૂરો કર્યે.—

## ડાબી પાંખ.

મજેની તુ રીતી, સકળ નિજ મન માંહ્ય સમજે.
રૂજે ચૂકે શાંની, ફરી ફરી મચે
નીજ ફરજે, ભજે સ્વામી
ભક્તી, વળી નીયમ
સાચોજ

શુભજે.
ગજે તું ગાજે,
ગરમી નવ રાખે સ્વમગજે.
કરે સ્વામી સેવા સુભગ ખળકે
કકણુ કરે. ધરે એવા રસ્તો, નિજ શિશુ ભણીતેજ સુધરે.

## જમણી-પાંખ.

ખરે ! તુ સંતોષે, અહરનિશ ભરથાર નખરે,
ફરે ના ધર્મેથી, અરણુર તજી
હૃદ વિહરે ધરામીના તુ છે,
પ્રિય તરૂણિઓ મિષ્ટ
અધરા,

ધરામાં
નિરખિ
તું જોતી, કરા,
સુખ મુજથી
નથિ બીજી કિમત
કરાશે ના તારી, જુવતિ વ્યવતિ મનહરા !
તારૂણિ જરા, જરામાં તુ સાથી,

એ પ્રમાણે એવાં એવાં અનેક ચિત્રોક્તિ કાવ્યો થયલાં છે. આગળ તો ચિત્રોમાં ખુદ ભાષાજ બનેલી હતી. ગ્રીક ખડયેરોમાં અને-ઇજીપશીઆન લેખોમાં ચિત્રોની ભાષા વારવાર વપરાયલી જણાઇ છે અને કવિઓએ માત્ર ચિત્રોમાજ કાવ્યો રચેલાં છે. ફારશી ઓ-લગાઓએ ચક્લી—મોર—હાથી—ઘોડા—વગેરે આકારોમાં બહુ બહુ ગઝલો જોડેલી છે, પરતુ તેવો સરકસ આ ઠેકાણે બતાવતાં આ મેદાન અ-નુકુળ નથી, તેથી મન મારીને ફ્કત ઉપલા થોડા દાખલા આપી બાકીનુ બધુ અભડાઇ ઉપરજ રેહેવા દઇ આ વિષય જેમ બને તેમ

જલદી પૂરી કરવાને હમારી નાકેશ કલમને દોડ દોડ કરવી પડી છે. જેમ ઇશ્વરેચ્છા !

## ૨૧

" *And what's the poet, if the man be naught?*
*... ... ... ... ... .. ...Genius and wit*
*May flourish for a day, and snatch the wreath*
*From awkward probity; but soon shall fade*
*The ready laurels of a vicious muse,*
*While amaranthine honours crown the brow*
*Of unpoetic virtue.* "——Hurdis.

આગળા બધા અલંકારો કરતાં આજનો આપણો અલંકાર અચ્છી ગમત આપનારો છે; અને તેને માટે આપણે ઘણી જગા રોકીશું. એ અલંકાર **દ્વિઅર્થિકાલંકાર** છે. કોઇ એક બોલનાર બે અર્થ ઉઠે એવું વદે તે અચ્છો વકતા કહેવાય. એક અધિકારી બે અર્થ નીકળે એવુ કામ કરે, તે ખરો રાજદ્વારિ પુરૂષ બોલાય. એક લેખક બે અર્થ ઉપજે એવું લખાણ કરે, તે સુનંદો લખનાર થાય. એક કારિગર બે ભેદ નિકળે એવું કોતરે, ચીતરે, રંગે, ઘડે, કે બનાવે, તે કુશળ કારિગર લેખાય. તેમ એક કવિ દ્વિઅર્થ નીકળે એવું કાવ્ય જોડે, તે કસાયલો કવિ કહેવાય. તેવો અલંકાર સારી રીતે વખણાય. તેવો અલંકાર હોંશથી વંચાય. તેવો અલંકાર મહા મહેનતે રચાય. દ્વિઅર્થિ=એટલે દ્વિ=બે, અર્થિ=અર્થ વાળો ( *Double meaning* ). ફારશી અલંકાર **તજનીદ** ને એ મળતો આવે છે. ઘણે ભાગે દરેક લખનારા પોતાનો કોઇ તખલ્લુસ રાખે છે, જેના ઘણું કરીને પદ્ય કે ગદ્યમાં બે અર્થજ થાય છે. **ફીરોઝ** એટલે ફતેહફીરોઝી, અને કવિ ફીરોઝશા બાટલીવાળા પણ થાય. **ફીરદોશી** એટલે બેહેસ્તી, અને શાયર અબુલ કાસમ હશન બીન શરાફ, શાહનામું બનાવનાર થાય. **ગરીબ** એટલે રાંક, અને શેવક શો૦ મ૦ દેશાઇ પણ થાઉ. **દિલ-જાન**=એટલે દિલ અને જાન, અને મારા મિત્ર માસિક મનહરના અધિપતિ મી. દા. એ નારાપોરવાલા પણ થાય. તેથી એવા તખલ્લુસને તજનીદ કહે છે. પણ ખુદ કવિતાઓજ બેવડો અર્થ ઉઠાડવાની બનાવેલી ઘણી ઘણી આવે છે.

**૪૯–દ્વિઅર્થિકાલંકાર:**—એના દાખલા નીચે મુજબ છે.

મીર અબ્દુલ્લા સેક અસરાબાદીનો એક દ્વિઅર્થિ ઉત્તમ છે:—
હમી ગસ્ત દર શેહેર શખસી ઝે જુરજાન, કે કાઝી શવદ સદ્ર રાઝી નમી શુદ બરૂશવત ખરી દાદ તા ગસ્ત કાઝી, અગર ખર નમી બુદ કાઝી નમી શુદ.

અર્થ,

આપણા શેહેરમાં જુરજાનથી એક શખસ આવ્યો, અને કાઝી થવાને માટે કોશેશ કરવા લાગ્યો. પણ તેને કાઝી બનાવાને પ્રધાન નારાજ હતો. તેથી તે પ્રધાનને એક ગધેડો લાંચ તરીકે આપ્યો; અને પછી કાઝીની જગ્યા તેને મળી. જો ગધેડો નહીં મળી શકતે તો તે શખસ કાઝીની જગા મેળવી શકતે નહીં. હવે બીજો અર્થ એમ થાય છે કેઃ—જો તે શખસ ગધેડો નહીં હતે, તો કાઝી નહીં થઇ શકતે!

લેખકની જોડેલી દુહા રૂપી કવિતા પેહેલી આપું:—

**માન૧** જાય જે જણ તણુ—શોક શોક રોઇ રહે;
**મા ન૨** જાય મજ ત્યાં થકી—સઊ આનંદમાં રહે.
જીવીને સૌ ખાય પણ—**મરીને૩** નવ કો ખાય;
મારે ઘર તો ભલાભલી કે—સૌ **મરીને૪** પણ ખાય.
કર ડાબો ગમતો નથી—**જમનો૫** કર વખણાય;
મારે ઘર તો ભલાભલી કે—**જમનો૬** હાથ ધિકરાય.
**દીવારૂ૭** થી તો શર્મઇ જઇને—ઘરધણી ઘરમાં રોય;
મારે ઘર તો ભલાભલી કે—**દીવા૮ રૂ** થી હર્ષે હોય.
સૌ ઘર રાંધે **મીઠાં૯** થકી—મોંઢે લઇને સ્વાદ;
મારે ઘર તો ભલાભલી કે—**મીઠાં૧૦** વગર છે સ્વાદ.
**મરવા૧૧** કોઇને નવ ગમે—ગમે ન પ્રાણી પંખ;
**મરવા૧૨** મારે ઘર ગમે—એવાં હમે નિશંખ.
**કરમ૧૩** ચઢે જ્યાં બાળનો—કલા હોલ ત્યાં થાય;
ચઢે **કરમ૧૪** હમ બાળનો—ધીમે કેળાં ખાય.
તે ઘર ગીત ગવાય છે—જે ઘર **બારી૧૫** મુકાય;
**ગરીબ** ઘર તો રડારોડ, જો ઘર **બારી૧૬** મુંકાય.

એ કવિતા દ્વિઅર્થિ છે. જેમકે—૧—માન=એટલે આબરૂ, અને ૨—મા ન એટલે મારી માય નહીં જાય. ૩—મરીને=ગુજરી જઇને. ૪—મરીને=એટલે ખાવાના મરી. ૫—જમનો હાથ=એટલે ડાબો હાથ થી ઉલટો. ૬—જમનો હાથ=એટલે મોહોતના સરદાર જમનો હાથ. ૭—દીવારૂ=એટલે નાદાર થવું તે. ૮—દીવા અને રૂ=એટલે દીવાબત્તી તથા

દિવેટ વણવાનો રૂ. ૯–મીઠાં=એટલે રાંધવામાં નાંખવાનો ખારો પદાર્થ; ૧૦–મીથાં=એટલે મધ જેવી સ્વાદિસ્ત મીઠી વસ્તુ. ૧૧–મરવા=એટલે ગુજરી જવા; અને ૧૨–મરવા=એટલે કેરીના નાના મરવા ૧૩–કરમ=એટલે નાના બચ્ચાંને મગજે કમી ચઢે છે તે કરમ. ૧૪–કરમ=નશીબ, એકબાલ. ૧૫–બારી મુંકાય=એટલે જાળી અથવા બારણું મુંકાય. ૧૬–બારી મુંકાય=યાને સળગાવી મુંકવામાં આવે. એ પ્રમાણે ઉપલા દરેક દુહામાં દ્વિઅર્થિકાલંકાર સમાયલો સેહેલથી સમજાશે.

અમીર ખુશરોએ એક ઉત્તમ દ્વિઅર્થિ વાપર્યો કે;

" ઝબાંને આં પેસરે તુરકી એ મન તરકી નમી દાનમ,
ચે ખુશ બુદી **અગર બુદી ઝબાનશ દર દેહાંને મન.**"

૧ લો અર્થ—આ છોકરો તુરકી ભાષા બોલે છે, પણ કમનશીબે એ ભાષા હું જાણતો નથી. જો તેની ભાષા હું બોલી શકું તો કેવું મજાનું ! ૨ જો અર્થ.—જો તેની જીભ મારાં મોઢાંમાં હોયતો કેવું સારૂં ! યાને હું તેને ચુમી લેતે. નીચલી બે લીટીઓ એકજ જેવી જણાય છે, અને એકજ તરેહથી વંચાય છે, તોપણ તેના અર્થો જૂદા જૂદા થાય છેઃ—

" મન નયાઝારમ અર તુ નાઝારી, મન નયાઝારમ અર તુ નાઝારી. "

યાને—જો તું મને નહીં છેડશે તો હું તુંને નહીં છેડીશ. જો તું તારાં નાજ નખરાં તરક કરશે તો હું પોતેં નમાનો થઇ જઇશ. એમાં જૂઓ કે એકના એકજ શબ્દો, એકના એકજ ઉચ્ચાર છે, તો પણ અર્થો બેઉ લીટીના જૂદા જૂદા થાય છે ! કેટલી બધી ખુબી ! એકવાર બુંદેલખંડના રાજા ઉપર ચોતરફથી લશ્કર ચઢી આવ્યું, અને એ દેશ શત્રુઓથી તમામ ઘેરાઇ ગયલો જોઇ, રાજાએ એક દુતને બોલાવી એક દ્વિઅર્થિ દુહો પાઠે કરાવી કહ્યુ કે, દક્ષિણ દેશમાં ફરતો ફરતો જઇને પેશવાના રાજવાડા આગળ એ દુહો ગાયા કર; કેઃ—

" જો ગતિ ભઇ ગ્રાહ ગજેંદ્રકી, વો ગતિ ભઇ હે આજ;
બાજી જાત બુંદેલનકી, અબ **બાજી** રાખો લાજ. "

આ દુહો, બાહદુર બાજીરાવ પેશવાના સાંભળવામાં આવતાંજ તેણે તેનો અર્થ હેતુ સમજી લઇ, લાગલો બુંદેલખંડના રાજાની મદદે સૈન્ય સહિત દોડી ગયો, ને તેનો બચાવ કર્યો. એમાં કહે છે કે, જે પ્રમાણે ગજેંદ્ર યાને ઇંદ્ર–હાથી સાગરમાં સપડાઇ ગયલો, તે પ્રમાણે બુંદેલખંડનો રાજા ઘેરાઇ ગયો છે, અને બુંદેલખંડની બાજી હાથથી

જાય છે, માટે એ બાજીરાવનું લાજ રાખ. એમાં પહેલા **બાજી** શબ્દનો અર્થ રમત થાય છે, અને બીજા **બાજી** શબ્દનો અર્થ રમત, તેમજ પુનાના પેશ્વા બાજીરાવનુ જાવતમાં નામ એ પ્રમાણે દ્વિઅર્થિ છે. વળી એકજ શબ્દના ૨–૩ અર્થ થાય એવી પણ શેવકે જોડણી કરેલી છે, એ દાખલો ખરેખર તો શ્લેષાલંકારનો છેઃ—

માને૧ જે જણુ માને૨ માને૩—ખાન૪ તે ખાન૫ની ખોદે ખાને૬
જાને૭ જઇ જે જાને૮ કુંવરને—જાને૯ બચાવી લીએ વર વહુને.

એમાં ૧–માને એટલે માનથી, ૨–માને=એટલે માયને. ૩–માને=પીછાંણે. ૪–ખાન=એટલે મોટી ખાણ, ૫–ખાનની એટલે મીઠાશની. ૬–ખાને=એટલે ખુદ પોતાના ઘરમાંજ. ૭–જાને એટલે લગનની જાનમાં. ૮–જાને=એટલે ઓળખે. ૯–જાને=એટલે જીવથી. એ પ્રમાણે એ ત્રણ અર્થ એકજ શબ્દના છે છે વડોદરાના મહા પુન્યવાન ગોપાલરાવ મૈરાલના દત્તક પુત્ર કૈલાશવાસી બાલા સાહેબે પોતાનો મુદ્રાલેખ દ્વિઅર્થિ કરાવેલો વખાણવા યોગ્ય જાંણી જણાઉં છુઃ—

श्री उमाधवात्मज

श्री गणेश चरणीतत्पर गोपाळात्मज

येशवंत.

એમાં મરહુમ બાલા સાહેબ **ઉમા** લખી પોતાની માતા ઉમાબાઇને યાદ કરી કહે છે, કે તેને પેટે જન્મેલો, અને વળી માધવ કરીને લખે છે, તે ઇશ્વરાવતાર માધવને યાદ કરે છે. બાપનું નામ ગણેશપત, માટે તે શબ્દ વાપરી તેનો બીજો અર્થ શ્રીગણેશ યાને ગણપતિને યાદ કરે છે. વળી ગોપાળરાવના દત્તક થવાથી તેવણને યાદ કરે છે, તેમજ ગોપાળ દેવને યાદ કરે છે. એ બધું કરનાર યશસ્વી છે, એમ યેશવંત લખ્યું છે, અને બાલાસાહેબનુ જન્મ નામ યેશવંતરાવ તેથી તે નામ પણ છેડે લાવી મુંક્યું છે. દ્વિઅર્થિ અલંકાર અને શ્લેષાલંકાર એ બે એકજ ચેહેરાના જોડ્યા ભાઇઓ છે. તેમના સ્વરૂપ એકાએક ઓળખી શકાતાં નથી.

પણ માત્ર એકજ શબ્દ ઉપર ભાર આવી, આખા કાવ્યનો બીજો અર્થ થવાને બદલે બે અર્થ થતા હોય,તો તે શ્લેષાલંકાર છે. જેમકેઃ—ઉરદુ શાયર **આબરૂ**ના તખલ્લુસવાળો કહે છે કેઃ—

" અબસ એદેલ કરો મત **આબરૂ**કુ,
મુસાફેર હુએ શેકસ્તા હુએ ગદા હુએ."

યાને કેઃ—એક આદમીને તેની આબરૂથી વિના કારણ તુટેલાં દિલનો નાં કરો, કેમકે તે બીચારો એક મુશાફર જેવો છે, ભાંગેલાં દિલનો છે, અને ફકીરના જેવો છે, કે જ્યારે તેની આબરૂ જતી રહે છે. આબરૂ શબ્દ ઉપર શ્લેષ મુંકતાં એમ પણ થાય, કે હું **આબરૂ**, કે જે આ ગજલનો બનાવનાર છું, તેને અએ માશુક ! તોડી નાં નાંખ ! એટલું છતાં પણ એ બે જોડયા ભાઇઓ પરખાવે બહુ મુશકેલ છે. અગ્રેજીમાં દ્વિઅર્થિ કવિતાઓ પુષ્કળ જોડાયલી છે. જેમાં *The Double-faced Creed* ના મથાળાં હેઠળ એક અચ્છિ બનાવટ કરેલી છેઃ—

*I hold for sound faith-What England's church allows,*
*What Rome's faith saith-My conscience disavows,*
*Where the king's head-The flock can take no shame*
*The flock's misled-Who hold the Pope supreme.*
*Where the altar's dressed-The worship's scarce divine*
*The people's blessed, Whose table's bread and wine,*
*He's but an ass-Who their communion flies*
*Who shuns the mass-Is catholic and wise."*

એમાં ખુબી એવી છે કે, શીલશીલાબંધ વાંચતાં એવો અર્થ નીકળે છે કે, જેમાં ઇંગ્લીશ ચર્ચની તારીફ, અને રોમનચર્ચનો ધિક્કાર થયલો છે. પછી કવિતાની જે પેહેલી ઢગલીજ માત્ર વાંચો, તો રોમીશ ચર્ચનીજ તારીફ નીકળી આવે. પછી વળી કવિતાની બીજી ઢગલી, યાને જમના હાથ ઉપરની સતરો વાંચો, તો ઇંગ્લીશચર્ચનો તિરસ્કાર થઇ જાય છે. ત્યારે એ દ્વિઅર્થિ કરતાં પણ ચતુરાર્થિ થઇ જાય છે. વળી તેવોજ એક અચ્છો દાખલો છે કેઃ—

" આન દીગર **શીર** અસ્ત કાદમ મી ખુરદ,
આન દીગર **શીર** અસ્ત કાદમ મી ખુરદ."

અર્થઃ—એક **શીર** ( યાને દુધ ) છે તેને માણસો ખાય છે, અને બીજો **શીર** ( યાને સિંહ ) છે તે માણસોને ખાય છે. એમાં પણ **શીર** શબ્દ ઉપર શ્લેષ આવી બેઉ લીટીના અર્થો જુદા જુદા કરી નાંખે છે, પણ બાંધણી એવી છે, કે બેઉ લીટી એકની એકજ

વંચાય છે. હવે બે દાખલા એવા આપીશું કે તેમાં વ્યાકરણની રચનાને લીધે તમામ બાંધણીના બે અર્થ નીકળે એટલુંજ નહીં, પણ તે બેઉ અર્થ પણ એકેકથી સામ સામેની મતલબનાજ નીકળે:—

" અએ ખાજે ઝીઆ શવદ ઝે રૂયે તુ ઝુલ્મ,
બા તલઅતે તુ સોર નુમાયદ માતમ. "

૧ લો અર્થ:—ઓ ખાજા ! તારો ચેહેરો એવો છે કે અંધારૂં હોય તેને ઉજેડું કરી નાંખે, અને તારો દેખાવ જોતાંજ દિલગીરી હોય તે બદલાઇ જઇને ખુશાલી થઇ જાય છે.

૨ જો અર્થ.—ઓ ખાજા ! તારો ચેહરો એવો છે કે ઉજેડું હોય તેને અંધારૂં કરી નાંખે, અને તારો દેખાવ જોતાંજ ખુશી ખુશાલી હોય તે બદલાઇ જઇ ગમગીની અને ગમખારી થઇ જાય.

ગુણકલી—ખ્યાલમાં એક ગમ આ અલંકાર વપરાયલો છે:—

" ખેલી જે રંગ છેલા શામ હોતી હે
**તારા** તું મત જા સમુદ્રમે, ના બરસી હે માનકડારી પુનમ."

એમાં તારા એટલે તરનારા, તું સમુદ્રમાં જઇશ મા, એમ પણ થાય, અને જુના વિચાર મુજબ તારા=એટલે આકાશ ઉપરના શેતારા ખરે છે ત્યારે દરિયામાં પડે છે, તે મત પ્રમાણે શેતારાને અલંકાર લાગુ પાડેલો છે. શાયર મીરનો એક રેખતો એ બાબદમાં એક પગલું આગળ વધેલો છે:—

" ઇહાંકે સફેદો શીઆમેં હમકુ-દખલ હુએ સો ઇતના હુએ;
રાતકું રોરો શુબેહ કીઆ-યા દીનકુ જ્યું ત્યું શાંમ કીઆ. "

યાને કે:—આ સંસારમાં મને શીહા અને સુફેદ સાથે જે કામ છે તે એટલુંજ છે કે, રાત્રે રડી રડીને સહવાર કીધી, અને સહવારને જેમ તેમ કરીને સાંજ પાડી. એમાં બીજો અર્થ એ છે કે, મારી માશુકની જુદાઇમાં મારી જુવાની તો રડી રડીને કાઢી, અને જ્યારે મને સુફેદ બાલ આવ્યા, ત્યારે મારા બુઢાપાથી મને વધારે વરસ જીવવાની આશા રહી નહીં. એક ગૂર્જર કવિ કહે છે:—

" **દેશીમિત્ર** કે ડાંડિયો, ઉચરે જેમ અવાજ;
લખે **શસ્ત, ગુજરાતી** નહિ, નાગાને શી લાજ. "

યાને કે:—જે પ્રમાણે એક દેશાભિમાનિ પુરૂષ અથવા એક દાંડીયો, મોટે મોટે આવાજ કાઢે છે, અને જે શુદ્ધ ગૂજરાતી નથી લખતા, તેઓ નાંગાઓને લાજ શાંની ? બીજો અર્થ એ છે કે દેશીમિત્ર તથા દાંડિયો

નામનું પત્ર—રાસ્ત ગોફ્તાર—અને ગુજરાતી એ ચારેવ ન્યુસપેપરોને કવિએ બટ્ટો લગાડ્યો છે. વળી કવિ લખે છે કેઃ—

" **પક્ષ૧** હોય છે પક્ષીને, જાય ચિંતવ્યું જ્યાંહય.
**પક્ષ૨** હોય છે છાપરે, શોભાયુત દેખાય—
શોભાયુત દેખાવ, **પક્ષ૩** ત્યમ હોય પુરૂષને,
સદાય પામે સુખ, હૃદયમાં ધરે હરખને. "

ઉપલો દ્વિઅર્થિજ નહિ પણ ત્રિઅર્થિ છે. ૧—પક્ષ=એટલે પંખીની પાંખ. ૨—પક્ષ=એટલે છાપરાંની આસપાસ ઝુલતી બાજુ હોય છે તે. ૩—પક્ષ=ઓથ ( *side* અથવા *party* )

" મોજુદ બ એકબાલે તો માઅદુમ શવદ,
વઝ સાયેએ મેહેરે તુ હોમા બુમ શવદ;
આબાદ ઝે કેરદારે તુ ગરદદ વયરાન,
મસરૂર ઝે દીદારે તુ મગમુમ શવદ. "

## અર્થ ૧ લો.

તારૂં નશીબ એવું છે કે હસ્તીની નિસ્તી કરી મેળે છે; અને તારી મેહેરબાનીનો છાંયો જ્યાંબી પડે છે ત્યાં, સારા સુગનવાળું **હોમા** પક્ષી પણ ખરાબ અપસુકનવાળાં **ધુવડ** પક્ષીના રૂપમાં બદલાઇ જાય છે. તારાં કૃત્યોથી કરીને તો જ્યા આબાદાંની હોય ત્યાં સત્યાનાશ વળી જાય. અને તારી સુરત બળે ! તે દેખતાં તો આંનંદી માણુસ પણ શોક અને ગમીમાં ગીરફ્તાર થઇ જાય.

## અર્થ ૨ જો.

તારૂં રૂડું પ્રાબલ્ય એવું છે કે નિસ્તીની હસ્તી કરી નાંખે; અને તારી દોસ્તીના છાયામાં તો એક **ધુવડ** પણ **હોમા** પક્ષીનું રૂપ લઇ શકે. તારાં કૃત્યોથી કરીને ઉજડ અને વેરાન જગાઓ હોય તે પણ વસ્તીવાળી અને આબાદ થઇ જાય. અને તારૂં દીદાર જોતાંજ એક ગમગીન માણુસ આનંદી થઇ જાય. **કીસ્મત**ના તખલ્લુસ ધરાવનારા શાયરે તજરીદ અથવા તજનીસમાં કરેલી જોડણી અચ્છી છે.

" જુમા હુએ મુનવ્વરપે શબે તાર હમારી,
કીસમત વોહ અગર ચાંદસી સુરત નજર આવે. "

યાને કેઃ—ચમકાત ભરેલા માહાતાબની મીશાલે અંધારી રાતે હમારૂ કીસ્મત રોશન થાય, જો તે ચંદ્રમુખી માશુકની સુરત હમોને જોવામાં આવે તો. બીજો અર્થ એમ, કે જો તે ચંદ્ર મુખીની સુરત

દેખાય તો, કીર્શમત શાયર રોશન થાય. એ પ્રમાણે દ્વિઅર્થિ છે. વળી એજ માફક **કુદરત**ના તખલ્લુસવાળો શાયર કહે છે કે.—

"શબે હેજરાંકી મુસીબત મેં લેખું કેઆ કુદરત,
તનસે જાં હોવે હએ જુદા જાંનસે તન છુટે હએ."

યાને કે—જુદાઇની રાતનાં જે આશકોની ઉપર ગજબ થાય છે, તેની હકીકત ઓ કુદરત યાને ખુદા ! કયાંથી લખાઇ શકાય ? કેમકે એ રાતે તો બદનથી પ્રાણ જુદો થઇ જાય છે, અને જાંનથી તન જુદું થઇ જાય છે. એમાં કુદરત એટલે ખોદાની ખુદરતનો અને બીજો પોતે કુદરત શાયરનો અર્થ નીકળે છે. તેથી તે તજરીદ છે. એક ગૂજરાતી કવિનો આ અલંકાર બહુ પ્યારો હોવાથી તેણે તરેહવાર રીતે દ્વિઅર્થિકાલંકાર વાપરેલો દીઠામાં આવે છે:—

"રૂપે રંભા લાજે, અધિક વળિ લાજે **ઉરવશી**,૧
પ્રિયા પ્યારી તારી, ઉચિત ચિત આભા **ઉર વશી** ૨
નિતિ રીતી શીખી, બનિ સતિ સ્ત્રિઓની **શિરમણી**,૩
ખુબી પતિ તારી, વરણિ શકુ સરવે **શિ રમણી**.૪
પ્રિયા તારા મધ્યે, મગરૂબી તણો તો **મદ નથી**;૫
અનીતીના સાહી, વિકળ થઇ કયારે **મદનથી** ૬
પતી પાખી પડે, કરિ સહુ બિજી **અપ્રિય તમા**;૭
વખાંણું શું વ્હાલે, વદનથિ વિશેષે **પ્રિયતમા**"૮

૧—ઉરવશી=ઇંદ્રિ રાજાની એક અપસરાનું નામ છે. ૨—દિલમાં વસી. ૩—શીરોમણી=એટલે માથાની મણી. ૪—શિ=કેવી, રમણી=સ્ત્રી અથવા સુંદરી. ૫—મદ નથી= એટલે ગરૂરી નથી. ૬—મદન=એટલે કામદેવ; થી=થકી. ૭—ગરજ. ૮—પ્યારી બાયડી. એ પ્રમાણે એકજ શબ્દને જુદે જુદે અર્થે તોડી નાંખી ને વાંચતાં બે અર્થ નીકળે છે.

" તુલશી તબ મેં જાનીયો, બડો ગરીબ નીવાજ;
**મોતી** કણ મોંઘા કીયા, સોંઘા **મોતી** અનાજ."

એમાં પ્રથમ મોતીનો અર્થ ઘરેણામાં ઘાલવાના મોતીનો છે, જ્યારે બીજા **મોતી** શબ્દનો ભાવાર્થ જુવારના દાંણા છે. જુવારના દાંણાને મોતીના દાંણા સાથે સરખાવી તુલશીદાસ કહે છે કે, ઘરેણાના મોતી તું સાહેબે મોંઘાં કીધાં, ને ખાવાના મોતી તેં સોંઘાં કીધાં, એવો તું ગરીબનનવાજ છે !

નીચલાં પદમાં " મન " શબ્દની કાશીન તેજદાર અને

નિષ્ફક્દાર ભાષામાં જણાવેલી છે. અને તે દ્વિઅર્થિ નહીં પણ બાર અર્થી છેઃ—

" મીનનેની માની મીની, મન મનનમાં નામી,
નેમી મૌન મોમાં મુની, નામે નાના નામી. "

એ લીટીઓના એકેક સાથે જોડીને, તથા ફરી ફરી છુટા હરફો પાડીને અર્થ કરેતો જુદી જુદી ૧૨ રીતે અર્થ થાય છે. એ અનુપ્રાસિક પણ છે.

મુબારક નામના પાદશાહને બેટો એક દિવસે પાલકીમાં બેશી સ્વારી સાથે શેહેર બાહાર ફરતો હતો. એવામાં દરબારી શાયર મુલ્લાં ઑરફી દુરથી આવતો શાહજાદાની નજરે પડયો. એકદમ સ્વારી ઉભી રખાવી. ઑરફી વેહેલો આવી શાહજાદાની ખેર આફીઅત પુછવા લાગ્યો. પાલકીમાં શાહજાદાની સામે એક કુતરાને બેઠેલો જોઇ ટકોરમાં કવિએ પુછ્યું કે " જેહાંપનાહ ! નામે ઇન સાહેબજાદે ચીસ્ત ? " યાને આ સાહેબજાદાનું શું નામ છે ? શાહજાદાને ખેજાલત લાગવાથી જવાબ દીધો કે " ઑરફીસ્ત ! " યાને કે એનું નામ જાહેરજ છે. આ જવાબનો ભેદી અર્થ એવો પણ થયો, કે એ કુતરો ઑરફી છે. શાયરને કુતરો બનાવેલો જોઇ તેણે નમીને પાછો જવાબ દીધો કે, " મુબારક ! " યાને એ નામ મુબારક છે. જેનો ભેદી અર્થ એમ પણ થયો, કે એ કુતરો શાહજાદાનો બાપ છે. શાહજાદો પશેમાન થઇ સ્વારી દોડાવી ગયો, અને શાયર છુટો પડયો.

ઉરદુ ભાષામાં વળી એક જોડણી થયલી છે.—

" **દીએકી** રોશની જગમેં ઝલક હે,
**દીએકી** રોશની મેહેસ્સર તલક હે."

૧ લી લીટીમાં—દીએકી=એટલે દીવાબતીની રોશની ખલકમાં રોશની આપે છે, એવો અર્થ છે. ૨ જીમાં—દીએકી=અટલે આપવાની, દાંન ધર્મ કરવાની રોશની કેઆંમત સૂધી ઝલકે છે. નરસંઇ મેહેતો ઘડપણ વિષે લખતાં કહે છે કેઃ—

" દીકરા તો **જુજવા** થયારે, વહુઅર દે છે ગાળ,
દીકરીયોને **જમડા** લેઇ ગયારે, હવે ઘડપણના શા રે હવાલ."

એમાં જૂજવા થયા, એટલે હિંમત બતલાવા લાગ્યા પણ થાય, અને જુજવા એટલે ક્યારે મરે, કયારે મરે, એમ જૂજવાતો કરવા લાગ્યા, એવો અર્થ પણ થાય. દીકરીઓને જમડા લઇ ગયા, એટલે

ચાકરી કરનારી જે દીકરીઓ હતી, તેમને તો જમ લઇ ગયો, એટલે તેણીઓ મરી ગઇ પણ થાય, અને જમડા એટલે જમાઇઓ લઇ ગયા, એમ પણ થાય. રેવોલ્યુસનના કાળમાં **ટોરી પાર્ટી** અને **હેનોવેરીઅન** પાર્ટી, એ બેને માટે એક કવિએ દ્વિઆર્થિ કવિતા જોડેલી અભ્યાસ કરવા યોગ્ય છે:—

*I love with all my heart–The Tory party here*
*The Hanoverian part–Most hateful do appear*
*And for the Settlement–I ever have denied*
*My conscience gives consent–To be on James's side*
*Most righteous in the cause–To fight for such a king*
*To fight for George's laws–Will England's ruin bring*
*It is my mind and heart–In this opinion I*
*Though none will take my part–Resolve to live and die.*

એમાં આખી કવિતામાં **ટોરી** પક્ષનો પક્ષ ખેંચવામાં આવેલો છે. પરંતુ જો ડાબી ગમની ઢગલી યાને ડાબી ગમની અરધી લીટીઓ જો એકેક પછી વાંચી જાવ, તો તો ટોરીથી ઉલટી **હેનોવેરીઅન** પક્ષનો પક્ષ ખેંચેલો જણાશે. વળી જમણી બાજુએથી પાછી વાંચે, તો **ટોરી** પારટીની સખત વિરૂદ્ધ લખેલું વંચાય.

એ દ્વિઅર્થિ ફારશી ભાષામાં બે પ્રકારોના છે. ૧ લાને "કોલ બા મુજબ" કહે છે. જેથી બોલવામાં એવા શબ્દો આવે છે કે સાંભળનારાને બોલનારના હેતુ જૂદા જૂદા સંભળાય છે, અને તે શબ્દોના બે તરાંહના ભેદ થાય છે.

"રફીબ ગોફ્ત કે ઉફ્તાદેહઅમ મરા બરદાર;
દોઆંશ કર્દમો ગોફ્તમ ખોદાત બરદાર."

અર્થ:—નોકરે કહ્યું કે હું પડી ગયો છું તે મને ઉઠાડ. મેં તેને દોઆ દઇને જવાબ દીધો કે, ખોદા તુંને ઉચકી લે!

એમાં "ખોદાત બરદાર" યાને ઇશ્વર તને પડી જતાં બચાવી લે! અથવા તો એવો પણ ભાવાર્થ નીકળે કે તે સાહેબ તુંને પોતાની પાસે લઇ લે.! યાને, ખોદા કરેને તું મરી જાય! **અનવારી** બીજો દાખલો આપે છે:—

"દોસ્તી ગુઇ નેહ અઝ દેલ 'મીકુની,
રાસ્ત મીગુઇ કે **અઝ જાન મીકુનમ**."

અઝ જાન મીકુનમ=માં એવો અર્થ આવે છે કે, મારાં અંતઃકરણથી હું દોસ્તી કરૂં છું. વળી બીજો એમ પણ અર્થ આવે છે કેઃ—હું દોસ્તીને મારા જાન આગળથી દુર કરૂ છું. એવા ઉલટા સુલટી બે અર્થ આવે છે.

બીજો દ્વિઅર્થિ " અદમાજ " કહેવાય છે. જેને મળતા દ્વિઅર્થિ દોહરા કવિ દલપતરામે " લીપી ધારા દીલ ધરી ભૂમી ભલી ચિત્રેલ, ગણે નામ જણ ગામના કોણ દીસે આવેલ. " માં જણાવેલા છે. એમાં એકજ વર્ણનમાંથી બે મતલબો ઉઠે છે.

જામીઃ—"ખાહમ અઝ દેલ કુશમ પયકાને તો,
લીક અઝ દેલ બર નમી આમદ મરા."

એમાં છેલ્લી આખી લીટીનીજ મતલબ ઉલટાઇ જાય છે.

૧—મારાં અંતઃકરણમાંથી ખંજર નીકળીજ આવતું નથી.

૨—મારૂં દીલ ખંજર ખેંચી કાઢવાને ખુશીજ નથી.

એ પ્રમાણેના બીજા સંખ્યાબંધ દાખલા ઉભયાર્થિક અલંકારમાં વળી ફરીથી આવશે. કેમકે શ્લેષાલંકાર–દ્વિઅર્થિકાલંકાર–અને ઉભયાર્થિક અલંકાર, એ ત્રણેવ એકજ માબાપના ફરજંદો છે. પણ દ્વિઅર્થિમાંતો ખરૂં જોતાં માત્ર બેજ અર્થ આવવા જોઇએ, તો જો કે આપણે ૨ થી વધારે અર્થવાળા દાખલા પણ લીધા છે, પરંતુ બેથી વધારે અર્થવાળા દાખલાને **ઉભયાર્થિક** અલંકારમાં ખરી રીતે તો મુકવા જોઇએ.

હું ધારૂં છું કે, આ વિષય અભ્યાસીઓ અને સાહિત્યોત્તજક નર નારીઓ શિવાય ઘણાંઓને, એવો વિદ્યાનો વિષય પસંદ નહીં હશે, તોપણ તેઓએ કૃપા કરી એટલુંજ એકીન અને એટલીજ શ્રદ્ધા રાખી વાંચ્યા જવું, કે હિંદુઓનું ગીતા કહો, કે પારશીઓના ગાથા કહો, તે સૌ કાવ્યમાંજ જોડાયલુ છે. ધર્મશાસ્ત્રો વટીક કાવ્યમાં જોડવામાં આવેલાં છે, તો પછી કાવ્યમાં કાંઇપણ લેઝત–ઝમક–અને ફ્રાશીનો હશે; ત્યારેજ તેને એટલું બધું ઉપમાન આપ્યું હશેની ? એમ માની, જાંણી, વખાંણીને કાવ્યને માન આપવાનું છે. વળી આ વિષયમાં આપણે હાલના કવિઓ કરતાં આગળાઓના કાવ્યોનીજ ખરી ખુબીનું બ્યાંન કર્યે છીયે, અને બતાવ્યા માંગ્યે છે કે, કાવ્ય તો પ્રાચીન કાળનુંજ ઉત્તમ અને ઝલેહદાર છે. વળી એક બે નહી પણ અનેક કવિઓના, તેમજ એક બે નહી પણ અનેક ભાષાઓના,

દાખલા આપણે ટપકાવી લઇએ છીયે, તે સંગ્રહ તરફ નેગાહ પુગાડીને પણ આ નાહના વિષય ઉપર જરા રેહેમ નજર આપવા ઓજરખાઇ છે. એ બાબતનો જેને શોખ છે, જેને ચરસ છે, મજા છે, તેને તો ઓજર કરવાની જરૂરજ નથી.

**૫૦—સમાસોક્તિ—**એને દ્રષ્ટાંતરૂપકના એક ભાગ દાખલજ કવિ નર્મદાશંકરે જણાવ્યો છે. જ્યાં વર્ણન કરવાની વસ્તુનું વર્ણન કરતાં તે વર્ણન બીજાને પણ અંદરથી લાગુ પડતું હોય, ત્યાં સમાસોક્તિ થાય છે.

હિંદુ સ્ત્રીઓમાં મુંઆં પાછળ કુટતાં કુટતાં જે રાજવી ગવાય છે, તેમાં સમાસોક્તિ કરી છે કે'—

" પાછલી રાતના પરોઢીઆંરે રૂડાં મા બાઇ.
સૂરજ ઉગ્યોને રથ જોડીઓરે
દીકરાએ આવી રથ રોકીઓરે
અમને ભલામણ દેતા જાઓરે
રામજીના રથ પાછા નહિ વળે. "

બીજો કવિ કહે છે.

" યક મુદવ્વર હોઝ દીદમ મારે સીમીન દર મયાન,
મારે સીમીન ખુફતે દરવય મુર્ગે ઝરરીન દર દેહાન.
આબ બાશદ કુતે મારો માર કુતે મુર્ગ દાન,
માર ગર બી કુત બાશદ મુર્ગ મરવ દર ઝમાન. "

અર્થ.—મેં એક ગોળાકાર પાણીની હોજ દીઠી; જેમાં રૂપેરી રંગનો એક સાપ પોતાના મોઢાંમાં શોનેરી રંગના પક્ષીને લઇને પડેલો હતો. તે મધેનું પાણી, તે પેલા સર્પનો ખોરાક હતો, અને તેજ સાપ પેલાં પક્ષીનો ખોરાક હતો. જ્યારે સર્પનો ખોરાક ઘટી જાય છે, કે પેલું પક્ષી તુર્ત મરી જાય છે. એમાં વર્ણનતો હોજ વીશે છે, પણ અંદરથી **દીવાને** લાગુ પડે છે. કોડિયાંમાં દીવો બળે છે, તેથી કોડીયું તે હોજ છે, સાપ તે દીવેટ છે, પક્ષી તે દીવો છે, અને પાણી તે તેલ છે. તે ઉપર વિચાર કરી ભેદ જોવો.

" જો નદી નિરમળી નીલ અંબર સજી,
ગંભિરાઇ ધરી બ્હાર નેટે
ચોરિથી દોડતી વાટ ઢુંકિ શોધતી,
સગ સખિ લેઇ સિંધુસું ભેટે. " (ન. ક.)

એમાં ખુલ્લું વર્ણન તો નદી વીશે છે, પણ અંદરથી વ્યભિચારિણી સ્ત્રીને પણ લાગુ પાડિયે તો પડી શકે છે.

"અજબ દીદમ દો શોહર યક નીસાઇ,
મીઆંને હરદુ બાશદ આશનાઇ;
વલીકન હરદુ શોહર ઝાદેએ ઊસ્ત,
રવા બાશદ બ હર મઝહબ નેકાહી."

મતલબઃ—મેં એવા બે ધણીઓ દીઠા, કે જેઓ એક બાયડીને પરણેલા હતા, તોપણ એક બીજા તરફ બહુજ પ્રેમ ભાવ રાખતા હતા. પણ અજબ જેવું છે કે, તે બેઉ ધણીઓ પેલી બાયડીનાજ બચ્ચાં હતાં ! અને તોપણ દરેક ધર્મ પ્રમાણે તે લોકોના લગ્ન રવા હતાં. એમાં ખુલ્લું બ્યાન તો ધણી ધણીઆંણી વીશે છે, પણ અંદરખાનેથી ધાભળી અથવા સુજની વીશે લખેલું જણાશે.

"થઇ નિરાશ ભમરો જશે, કેતકિ ચતુર સુજાણ;
મનમાંની મનમાં રહી, શરમે વાળી હાણ—૧
પ્રેમ વાત તો સમજશે, હશે કેતકી જેહ;
લવ નવ સમજે રે કદી, ચંપા સુંદરિ તેહ—૨"

એમાં કેવડાનાં ફુલને ભમરો કહે છે. પણ એ દ્રષ્ટાંતની અંદર કોઇ આશક પોતાની માશુકને કહે છે એવો ભાવ નિકળે છે. એ સમાસોક્તિ છે. તેમજ દ્રષ્ટાંતરૂપક પણ છે.

"યકી અસ્પે અજબ દીદમ કે શશ પાઓ દુ શુમ દારદ,
અજાયબતર અઝીન બેશનવ મીઆંને પુશ્ત દુમ દારદ."

માયનીઃ—મેં એક વિચિત્ર પ્રકારનો ઘોડો દીઠો, જેને પગ ૬ હતા, પણ પુછડીઓ માત્ર ૨ હતી. અને વધારે અજબ જેવું તો એ હતું કે, તેની પુંછડી તેના બરડાની વચમાં ઉગેલી હતી. એમાં બ્યાન ઘોડાનું છે, પણ અંદરથી તો તે **ત્રાજવાંને** લાગુ પાડેલું છે. એકેક પલ્લાંને ત્રણ ત્રણ દામનાં હોય છે તે ૬ થાય, તેની નીચે ચામડાંના ત્રાજવાં બે છે તે ખડી છે, ને ઉપર પકડવાનું તે પુંછડે.

રજપુતોના જંગના કડખામાં નીચે પ્રમાણે દાખલો છે.—

રજપૂતી ચાવલ ભરી, ખરી દોહેલી હોય;
જયું જયું લોહા મુખપેં ઝડે, સુંસું ઉજ્જલ હોય.

અર્થઃ—રજપૂતી ચોખા જેટલી હોય તોપણ તે ખરી દોહેલી છે. રજપૂતી રાખવી હાંસી ખેલ નથી, જેમ જેમ લોઢાંના ઉપર ઘા

પડે છે તેમ તેમ તે વધતું ઉજળું થતું જાય છે, તે પ્રમાણે ચોખા જેટલી રજપૂતી પણ કામ પડેથી વધી જઇ જશ મેળવે છે. ઉપર પ્રમાણે અર્થ મી. નર્મદાશંકરે કરેલો, પણ મી. કંથારિયાએ તેનો અર્થ એવો કર્યો છે કેઃ—

રજપૂતી ચાવલ ભલી, ખરી દોહેલી હોય;
જ્યોં જ્યોં લોહા મુખપેં ઝડે, ત્યૌં ત્યૌં ઉજ્જલ હોય.

યાનેઃ— રજપૂતી એ એક ભલી સારી ઉંચી ચાવલ (ડાંગર) છે તે ખરેખરી દોહેલીજ છે, કે જેમ જેમ તેના એટલે રજપૂતી અને ડાંગરના ઉપર લોઢું પડે છે તેમતેમ ઊજળી નિર્મળ શુદ્ધ થતી જાય છે. ચાવલના મુખ ઉપર લોહું પડવાનો માયનો એ કે, ચોખા ખાંડતાં સાંબેલાંની લોઢાંની ખોલી તેના ઉપર પડે છે, અને જેમ જેમ ખંડાય છે તેમ તેમ ચોખા સફેદ થતા જાય છે; તેમજ રજપૂતી ઉપર જે લોઢાંનો માર પડે તે તરવાર વીશે ધર્મ બતાવ્યો છે. કે તરવાર ના ઘા પડતાં તે ઉજ્જલ થાય છે.

## ૨૧

*"The poet's pen is the true divining rod*
*Which trembles towards the inner founts of feeling;*
*Bringing to light and use, else hid from all,*
*The many sweet clear sources which we have*
*Of good and beauty in our own deep bosom;*
*And marks the variations of all mind,*
*As doth the needle an air-investing storm's."*

*Bailey.*

અર્થાલંકારથી વિરૂદ્ધ એવા એવા ઘણા અલંકારો છે, જેમાં શબ્દ ઉપર ભાર આવ્યાથીજ મજા ઉપજે છે. માટે પ્રથમ તે એ વિભાગોનું વર્ણન કરીશું.

**અલંકાર** એટલે શું ? સાહિત્યદર્પણ જેવાં સંસ્કૃત ગ્રંથે કહ્યું છે કે, "અસ્થિર પણ શોભા આપનારા અને રસાદિકને મદદ કરનારા એવા શબ્દ અર્થના જે ધર્મ તે અલંકાર " એ ઉપર નર્મદે ટીકા કરી છે કે, અસ્થિર=એટલે હંમેશના, અથવા જરૂરના નહીં તેવા, વાકય રૂપી શરિરમાં **રસ** રૂપી જીવની જરૂર છે, તેમ અલંકારની જરૂર નથી. શરિરે ઘરેણાં ન પેહેરિયે તોપણ ચાલે, તેમ

લખાણમાં અલંકાર ન હોય તોપણ ચાલે. પણ હોય ત્યારે તો વધારે શોભા છેજ. અલંકાર એટલે શોભા અથવા શોભા આપનારી વસ્તુ. સ્ત્રીના ઘરેણાં, અલંકાર કહેવાય છે. "જેમ વ્યાકરણ શિખ્યા વિના પણ આપણે આપણી ભાષા બોલીયે છીયે, તેમ અલંકારના નામ ભેદ જાણ્યા વગર પણ આપણા બોલવા લખવામાં અલંકાર વપરાઇ જાય છે. અલંકાર વાપરવાનું કાંઇ શીખવું પડતું નથી. દિલના જોસ્સા અને તુરંગો થકી અલંકાર આપોઆપ ઉત્પન્ન થાય છે. તોપણ જેમ વ્યાકરણ શિખ્યાથી વિશેષ લાભ, તેમ અલંકાર શાસ્ત્ર શિખ્યાથી પણ વિશેષ લાભ થાય છે."

ભાષાના અલંકારોના બે મુખ્ય ભાગ છે. ૧–**અર્થાલંકાર** અને ૨–**શબ્દાલંકાર.** જ્યારે એક વાક્યની રચનાના **અર્થમાં** કાંઇ ખુશનુમા ઢપનો અલંકાર આવી જાય ત્યારે તે અર્થાલંકાર છે; પણ શબ્દ ઉપરજ કાંઇ ભાર પડવાથી અલંકાર આવી જાય ત્યારે તે શબ્દાલંકાર છે. ગમે તે ભાષાના એક વાક્યનું ભાષાંતર બીજી ભાષામાં કરતી વેળા **અર્થાલંકારનો** બરાબર તરજુમો થઇ શકે, પરંતુ **શબ્દાલંકાર** તો જે ભાષામાં વપરાયો હોય તેજ ભાષામાં રહી શકે; ભાષાંતરમાં તેની મજા લાવી શકાયજ નહીં. સાધારણ લખાણ, અલંકારિકથી કેટલું ફીકકું લાગે છે, તે નીચલાં ઉદાહરણો ઉપરથી જણાશે.

| **સાધારણવાક્ય.** | **અલંકૃતવાક્ય.** |
|---|---|
| ૧–આ સ્ત્રિ–પુરૂષનું જોડું ઘણું શોભાયમાન છે. | ૧–આ જોડું તો જાણે રાધા કૃષ્ણનુંજ છે. |
| ૨–આ ઘણો કંજુશ છે. | ૨–આ તો બીજો કારૂન આવ્યો. |
| ૩–લડાઇમાં ઘણાં માણસો માર્યાં ગયાં. | ૩–લડાઇ એવી તો જુમ પર ચાલી, કે લોહીની નદી વહેવા લાગી |
| ૪–વેહેલો આવજે. | ૪–ગયોજ નહીં હોય તેમ આવજે. અથવા, પવન પેરે પાછો પધારજે. |

એ પ્રમાણે અલંકૃતવાક્યોની મજા ઓરજ છે. અર્થાલંકારના પેટામાં ઉપમાનાલંકાર–રૂપકાલંકાર–સજીવારોપણ–ઉત્પ્રેક્ષાલંકાર–દ્રષ્ટાંતરૂપકાલંકાર–અતિશ્યોક્તિ–અન્યોક્તિ–વગેરે આવે છે. અને વળી

તેઓના પણ પેટા વિભાગો ઘણાજ છે. શબ્દાલંકારના પેટામાં અનુપ્રાસિકાલંકાર-શ્લેષાલંકાર—ચિત્રોક્તિકા—બાહ્યાંતરલાપિકા—એકાનેકોત્તર—ચિત્ર વગેરે આવે છે. અને વળી તેના પણ પેટા વિભાગો ઘણા છે. વળી અલંકારોના મુખ્ય રસો ૯ ગણેલા છે. શૃંગારરસ—હાસ્યરસ-કરૂણારસ—રૌદ્રરસ—વીરરસ—ભયાનકરસ —બીભત્સરસ—અદ્ભુતરસ—અને શાંતરસ.એ બધા રસો જો કાવ્યમાં અલંકાર સાથે રજુ કરવામાં આવે અને વળી ગાયનના તાલ શુરથી કેહવામાં આવે, તો જે જાતનો વિષય તમારામાં પેદા કરવા માંગો, તે તમે ખરેખરજ ઉત્પન્ન કરી શકશો.

કેટલાંક મનુષ્યો પોતાના જાતી સ્વતંત્રતાના ભોગમાં પોતાનું મગજ પીસાવી નાંખે છે, અને સુસ્ત બની જાય છે; કેટલાંક આદમીઓ તેવા ભોગમાં વિકારી અને ચિડયલ થઇ જાય છે, પરંતુ એક કવિ આવા ભોગમાં ઉલટો પોતાના બંદીખાનાના એકાંતવાસમાં સકુમાર અને કલ્પનાશકિતમાં કુશળ બની જાય છે તે પોતાના વિચારો રૂપી મધના ખાણા ઉપર જમવા બેસી જાય છે, અને કેદમાં સપડાયલાં એક પક્ષીની માફક પોતાના સુસ્વરોમાં પોતાનો જીવ તલ્લીન કરી નાંખે છે. એક કવિરાજ અંગ્રેજી કવિતા કરી ગયો છે, તેનો આબેહુબ આપણે ગૂજરાતી તરજુમો અત્રે કરી લઇએ:—

શુ બુલબુલ તેં ન્યાહલીને જોયું નથી ?
કે પીંજરાંમાં પકડાયલું જાત્રાળુ છે;
તે મામુલિ ગાણું શું કરતું નથી ?
જે વનમાં પડેલું ને મઠવાસી છે.
શું કેદમાં પણ રમતુ ને નાચતું નથી ?
જ્યાં સળ્યા ને પીંજર છે ઝાડ અને ઝુંડ;
તે કેદી કવિ શું આ બુલબુલ નથી ?
જે પર્વત ચિતારે છે નાતું તે બુંદ.

બેચિત, કલ્પનાશકિતનો તે ખુદાઇ ગુણ છે, કે જે કદિ દાબી શકાય એવો નથી, કે નથી બંધ કરી શકાય એવો. તે એટલે સુધી કે, આ દેખાઇતી દુન્યાં જો તેની નજર આગળથી બંધ પડે, તો તે પોતાને માટે એક નવી દુન્યાંજ પેદા કરી શકે. તે પોતાની યંત્ર-મંત્રની વિદ્યાથી નવા નવા આકારો અને રૂપો બનાવાનો ઇલમ ચલાવી અને પછી જે અંધકાર અને એકાંતવાસ ફેલાયલો હોય તેને ઝલે-

દ્દાર દેખાવોથી વસ્તુવાળા કરી શકે; અને ગુફામાં પોતાનું એકાંતવાસ તે ભુંસી શકે. કવિરાજ **તેસોને** જ્યારે **ફેરારાના** અંધકાર ગુફામાં કેદ નાંખ્યો ત્યારે તેને એજ પ્રમાણે મજા મળી હતી; જ્યાં પડી તેણે " **જેરૂસલમ** " ના ભભુક દેખાવોની કલ્પના જોડી કાઢી. તેજ પ્રમાણે **જેમ્સ** જ્યારે વીંદસર ખાતે કેદ પકડાયો, ત્યારે તેણે " *King's Quair* " જોડી કાઢી; એ પ્રમાણે કેદી-કવિઓએ ઘણાં ગંભીર ગ્રંથો અને કાવ્યો કેદમાં મજા લઇ લઇને રચ્યાં છે. કવિને તો કેદખાનાની ખુશાલી હોય છે, જેમ લેખક કે વાંચકને માંદગીમાં પણ ખુશી હોય છે. હવે આપણે પાછા આપણી બાબદ પકડયે.

**૫૧—ગદ્યરૂઢિકા:**—અર્વાચિન કાળના ઘણા લેખકોના ગદ્ય લખાણો, યાને કે પદ્ય નહીં એવાં નઝમને બદલે નસરમાં કરેલાં લખાણો, જે સાદી ઇબારતનાજ હોય છે, અને જેને કાવ્યનું નામ સાધારણ સમજવાળાઓ કદિ પણ આપતા નથી, તેવાં લખાણો દૈવયોગે, વગર ઇરાદે એવાં તો તાલ, વઝન, પ્રાસ, અને અલાપ સર્વમાં લખાયલાં હોય છે, કે તે વાંચતી વખતે આપણે ખરેખરજ કાંઇ કવિતા વાંચતા હોઇએ એવુંજ લાગે છે. એવાં લખાંણો ક્વચિતજ મળી આવે છે. **ચાર્લસ દીકન્સના** "*Old Curiosity Shop*" વાળાં લખાણમાં " નાહનાં નેલ " ના પ્રેત સંસ્કાર ઉપર જોડેલાં ગદ્ય લખાણ સંપુર્ણ દ્રષ્ટાંત છે. આ અલંકારમાં જોડાયલાં લખાણોને અંગ્રેજીમાં *Prose Poems* યાને **ગદ્ય-કાવ્યોનું** વિચિત્ર નામ આપવામાં આવેલુ છે. તેવુંજ નામ **નઝમે-નસર** કરીને ફારશી ભાષામાં આવેલું છે. " નવરંગ " માં નૂરજેહાંનની વાર્તામાં એ અલંકાર પુષ્કળ આવ્યા છે, જેમકે:—

" આવી રીતે રડતો તળવળતો, ઝુજાતો મુંજાતો, બજાઝેત શાહ કંઇ હશેછે, કંઇ રડેછે, આંખે આંસુ છુટેછે, હાથે છાટી કુટે છે, બાલો પીખી, લટયાં ઝીખી, પગો ઝટકી, બદન પટકી, નવધાર રડરડ કરી, ઘેલો ગાંડો બની રહ્યો છે; એટલામાં કાળાં ભવાંનો જવાન, પોશાકે દરવાન, દેખાવે જોરવાન, દેખાતો શુદ્ધ અને નિ:કપટ બાહેર, પણ જણાતો કૂર, કૃત્રિમ, ને કુકર્મિ બાતેન, એક હાથમાં શોનેરી તબકમાં શાહ લાયક ખાનું, બીજામાં રૂપેરી જામમાં ગુલેગુલાબી શરાબ લઇ બંદીખાનામાં દાખલ થયો."

"તે હવે બોલતો બંધ પડયો; અને ચક્ષુ ચીડી, આંખો કાઢી, દૃગમગ તગતગ ડોળા થંભ કરી, દંગ થઇ પડયો."

"તરવારો ઉડી રહી, તોપો કુદી રહી, બંદુકો છુટી રહી; અહિં શર પડયાં, તહિં ધડ પડયાં. શીના વિંધાયાં, મસ્તક છુંદાયાં. કહિં કાપાકાપિ, કહિં મારામારી જામી, અને નાહશાનાહશ ને દિલ ઉદાસથી ઇરાનનું સત્યાનાશ વળવાનો વખત આવી પુગો. ડુબતો જેમ ફીણને વળગે, ઘેરાયલો જેમ તરવારને બાઝે, અને બળતો જેમ થુંક મસોળે, તેમ પશ્ચિમ તરફ પવન ફુંકાતો જોઇ પૂર્વ બાજુથી ઇરાંનીઓએ તપકીરના થેલાના મોં તુર્કીઓની ઉપર છોડી મેલ્યાં. તુર્કીઓની આંખો-ને નાંકોમાં તપકીરના ગુબારા ભરાઇ ગયા. અંધારાંને આંકરાં આવે. આંખો ચોળે, ડોકાં ડોળે, છીંકો છુટે, અને છતે હથિયારે છીકણીથી હારવાનો પ્રસંગ જોઇ તુર્કી લશ્કર આભરૂં ગાભરૂ બની ગયું. તુર્કી સરદાર તેઓને ઘણોએ ઝુમ ચટાવે, પણ જેવી બંદુક ટાંકે કે છીંક આવે, અને તસુની ગોળી ગાઉ ઉંચે ચઢી જાય, વ્યર્થ જાય, અને મેહેનત બરબાદ વ ગુનાહ લાજમ થઇ પડે. એક છીંકે ઘાણ બગાડયો. પણ તુર્કી લશ્કર અસલથીજ સહનશક્તિવાળું, અને દુઃખને દુઃખ નહીં ગણનારૂં, ઘાને રજ સમજનારૂં, શાહની ખુજ જાણનારૂં, મોટી આફતને જુજ માનનારૂં હોવાથી આંખે અંધારાં છતાં, કાને બેહરાટ છતાં, અને નાંકે ગુંગળાત છતાં ધસ્યું, ચરસપર ચઢયું, અને અરસપરસમાં વધ્યું; ઇ-રાંનીઓ ઉપર તુટી પડયું, તેમના ઉપર છુટી પડયું, અને માર માર કરી તેમની પીઠ મરડાવી."

ઑન. શેઠ દાદાભાઇ નવરોજી એમ. પી. ને **નવસારી જ્ઞાન પ્રસારક મંડળી** તરફથી એક એડ્રેસ આપવામાં આવેલો છે, તેમાં ગદ્યરૂઢિકા નિચે મુજબ છેઃ—

"સ્વતંત્રતાનો સમુદ્ર—ઇનશાફની **ખાંણ**: અને દયાનો ડુંગર જે **ઇંગ્લાંડ** કેહવાય છે, ત્યાં જઇ આપણા રાજકર્તાઓ આગળ, ગરીબ હિંદની **હાજતો**; નિર્દોષ હિંદીવાનોના દુઃખની **ફરીયાદો**, અને ન્યાય તથા છુટાપણાની **માંગણીઓ** રજુ કરી આજે જે જે લાભો આ હિંદ દેશને આપે અપાવા માંડયા છે, તે તે સઘળાંનું બ્યાન કરવાને, અમારી પાસે પુરતા શબ્દો **નથી**, પુરતો વખત **નથી**, અને પુરતી જગ્યા **નથી**" એ પ્રમાણે જે અક્ષરો મોટા હરફના છે, તે પ્રાસ અને વજનવાળા હોવાથી, કાવ્યનીજ ઝમક લાગે છે.

મારા મિત્ર, **મી. શોરાબ પાલમકોટ** તો આ અલંકારને

અનાયાસેજ પોતાનો કરી બેઠેલા છે. મોટે ભાગે તેમની લખાણો ગદ્યરૂઢિકામાંજ દૈવયોગે આવી જાય છે. કદાપિ તેઓને ખબર પણ નહીં હશે, કે ગદ્યમાં રચેલાં તેમના લખાણો, વાંચતી વખતે જાણે આપણે પદ્ય ગાતા હોઇએ એવાં ઝમકદાર અને તેજદાર લાગે છે. તે તેવણનો વપરાસ તો કેથો ચાર્લસ દીકન્સના લખાણની માફક ગદ્યરૂઢિકાના અલંકારમાં આવે છે, એવી તેમને ખબરે ન હશે. મી. ભેદવાર માટે લખતાં તેવણ લખે છે કે:—

" ધનના ઢગલામાં હલતા રહીને અયાશી જીંદગી ગુજારનારા શ્રીમંત જવાનોને આ કુશળવંત કીસબીથી ચેતવાનું ને ચોંકવાનું—સમજવાનું ને શીખવાનું—તેમજ વર્તવાનું વિચારવાનું—બહુ બહુ છે. ખાઇ બેઠાં—ને ખુ બેઠાં; તથા ખોટી ફીશીયારી—ને જૂઠી તારી મારી માં જીંદગી ગુજારનારા કેટલાક શ્રીમંત જવાનો જો પોતાના જરના જોરે એકેકા ઉત્તમ હુનરો પાછળ પોતાનો વખત ' રોકે—તો મી. ભેદવાર જેવા હુનરના આશકોની હરોલમાં ઘણાઓ પોતાના નવાં નામ કામ આમેજ કરે. "

એમાં વાંચતી વખતે, જાણે આપણે રેલવે ટ્રેનના ડબામાં બેઠા હોઇએ, અને તે ટ્રેન જે કે હંમેશાં તાલમાં ચાલતી હોવાથી, ધકધક, ધકધક, એવી રીતે કાવ્યમાં ચાલે છે, તે પ્રમાણે મી. પાલમકોટનાં લખાણ વખતે આપણા હૃદયના દરિયાવના મોજાઓથી આપણી છાતી ધકધક થયાં કરે છે. એતો એક નમુનો છે, પણ એવાં લખાંણ હું વારવાર તપાસતો આવેલો છું. એક અધિપતિ શું કરે છે, અને કેમ કરે છે, તેને માટે એક લખાણ લખાયલું છે તે આબાદ ગદ્યરૂઢિકામાં છે.

*" With fingers blackened with ink, with eyelids heavy and red, the local editor sat in the chair, writing for daily bread. The small boy was by his side, the foreman grumbled and swore, and the office boy, like an Oliver Twist, constantly cried for more. He had told of a broken leg that had never been broken at all, he had killed off the nearest friend he had, and torn up a house in a squall. And now he was at an end, he*

*hadn't an item left: and he bowed his head to the small boy's scorn like a fellow of hope bereft. They found him a corpse that night in streets so drear and sloppy, with the foreman whispering into his ear and the small boy waiting for copy."*

એ પુરૂં ગદ્ય છતાં પદ્યમાં લાગે છે. આ પણ લખાણની શી લેઝત છે, તે તો જેને સાહિત્યનો શોખ છે, તેનેજ માલમ છે. વધારે દિલગીરી એ લાગે છે, કે આવી મજામાં ગૂજરાતી વાંચકો બેનશીબ રહી જાય છે.

"તેણીનો ધાટ અને શૌદર્યતા એવાં વિચિત્ર હતાં કે તેણી વિવિધ વેષો લઇ શકતી. ઠુંમક ઠુંમક ચાલની હિંદવાની અબ્છરા રૂપે, ધમક ધમક પગલાં ભરતી એક તુરકસ્તાંની તુરવૈ રૂપે, ઉથળ ઉથળ થતા પગ માપતી એક ફુટડી રૂપે, ધમધમ દોડી જતી એક રજપુતાણી સુંદરી રૂપે, તેણી શોભી બીરાજી રહેતી હતી. સેંથો પાડી આંખ આંજે તો મુસલમાની, ચાંલ્લો ચોડી નથની ઘાલે તો હિંદુસ્થાંની, પગે જામો ઘાલી જુલજાલરનું કુરતું પેહેરે તો શુદ્ધ તુર્કસ્થાંની સુરત સુરતની એ ઓરત દેખાતી હતી"

થોડું ઘણું પણ અંગ્રેજી જ્ઞાન પ્રાપ્ત કીધાથી ઉપલા અંગ્રેજી દાખલાઓ ઘણાંજ સેહેલમાં સમજાશે. થોડે જ્ઞાને પણ તેની મજા લઇ શકાશે પુજ્ય શ્રી ખુરશેદજી ટેહેમુરજી દેશાઇ પોતાની ઑતોબાયોગ્રાફી લખતાં આ અલંકાર દગલે ને પગલે વાપરે છે તે જુઓઃ– ૨૦૦ વરસને આશરે લખાયલી અલંકારિક ભાષા.

"દેશાઇ શ્રી અધારૂ તેહેમુરજી રૂસ્તમજીતાં ધરમ ને પુનથી નાપાક શેતાન ઉધો **પડા**, તેથી આજાર તપેલ:**થાઓ**; ને ગેહન ઘણુ થાઉ જે ઉંઘીજ રહે. જગાડીએ તારે ઉધમોર. **જાગે** સવાલના જવાબ બેજા **દીએ**. ખાંતું ખાએ **પીએ**. જગાડીએ ને વાતો સરવે **કરે**. ભુલ જરા કાંઇ બોલે નહીં"

એ વાંચતાં કાવ્યના જેવી લેઝત અને તાલના ઠેકા આબાદ આવે છે. ખોરદાદ યસ્તમાં અને બીજા પુષ્કળ અવસ્તાઇ કલામોમાં આ અલંકાર રવડી ને રખડી જાય છે. જે સકો ઉથલાવો, તેમાં આજ અલંકાર ઉકલાવો!

"થ્રિ-ક્રપેમ્ ક્રકારયેઇતિ, ક્રાપ્રઓમિ નરેમ્ અપવનેમ્—ક્વશ્-કર્પેમ્ ક્રકારયેઇતિ, ક્વશ્ ક્રાપ્રઓમિ નરેમ્ અપવનેમ્—નવ-કરપેમ ક્રકારૂયેઇ-તિ, નવક્રાપ્રઓમિ નરેમ્ અપવનેમ્."

એ અવસ્તા પણ આબાદ પ્રાસ અને તાલમાં છે. અને ગદ્યરૂઢિ કાનો ખરો ખ્યાલ થાય છે.

"ઢેકાંઢડ્યાંની ઠોકર વાગે, પથ્થર કંકરની કોરો લાગે, કળ આવી કળતર થાય, પણ તે ખમવાનો બળ હોયતો બળતર થાય કેની?"

"કેવી એની અદા છે! કેવો શાહે ગદા છે! જાતી પોખરાજ, શીનો ફરાખ, ને પીઠ પોહળી, શું સુંદર દીસે છે! ગોળ ગોળ ગાલ, કાળા કાળા બાળ, રૂપેરી ખાળ, આહા! કેવાં મોહ પમાડે છે! લાલચોળ કાન, ગુસ્સાદાર આંખ, રૂઆબદાર નાક, શું શું શોભા આપે છે! મને તો એવો ધણી જોઇએ, મને એવો યાર કેવો પ્યારો લાગે છે! પરણું તો એ સાથે, વરૂં તો એને વરૂં, વર કરૂં તો એને કરૂં, નહીં તો ઝેર ખાઇને મરૂં; પણ જીભે કદિ વરવાનું નામ ના ધરૂં જાતે જોરાવર શૉખે રંગી છે; ખાંનદાની દેલાવર જોરે જંગી છે; દેખાવે દીલબર સોહબતે સંગી છે. હવે તો તું વગર હું નહીં ને હું વગર તું નહીં." **માર્ક ટ્વેન**ના લખાણો એ અલંકારથી ભરપુર છે.

## એક પ્રીન્ટરની પ્રાર્થના.

*"From want of gold, from wives that scold, from maidens old, by sharpers sold–preserve us! From foppish sneers, mock auctioneers, and woman's tears–deliver us! From stinging flies from coal–black eyes, and babies' cries–deliver us! From seedy coats, protested notes, and leaky boats–protect us! From creaking doors, a wife that snores, confounded bores, and dry-goods stores–protect us! From shabby hats, and torn cravats, and flying brick bats–save us!"*

આ ગદ્ય તો જાણે પદ્યનુંજ બાળક છે. ગદ્યરૂઢીકાનો ખ્યાલ આપવા, એવાં અંગ્રેજી અલંકારોના દ્રષ્ટાંતો હમારી પાસે સંખ્યાબંધ

છે, પણ તે બધાં આમાંથી કાઢી નાંખ્યાં છે. એક નમુનો ઉતારી આ અલંકાર બંધ કરીશું.

"ખુદાની ખુદરતનો તું બીજો ખુરશેદ, જન્મીને બધાં કામ કીધાં નેક; અને ભલી દીન ઉપર તારૂં સર્વદા દિલ રાખી, તારી કરણીના ફળ મોંડે વેહેલે ચાખી; તું હંમેશાં સરદાર ગણાશે, જગમાં કીર્તિવંત જણાશે. ટોલાનો તું રાહબર, રાજા પ્રજાનો દિલબર, કુટુંબ કબીલાનો દાતાર, નૂરમંદ સૂર્યનો આકાર; જેબી તેબી ખુરશેદજી દેશાઇ છે, ને ગરીબ પરવર તારી ભલાઇ છે; કે આતશબેહેરામ પરઠી તું જીવ્યો, ને લોકરક્ષા કરી તું ફાવ્યો! હજાર દરદ હોજો તારાં રૂહ ઉપર!"

આ દાખલામાં પણ લખેલી છે તો સાદી ઇબારત, પણ વાંચતાં જાણે કવિતા હોય એવું જણાય છે.

**પ૨—સવ્યાકૃણા:** સ=એટલે સાથનું અને વ્યાકૃણા એટલે વ્યાકરણના, યાને કે વ્યાકરણ સાથના કાવ્યો. જેને અંગ્રેજીમાં *Grammatical Poems* યાને વ્યાકરણના કાયદા મુઆફેકની કવિતા; અથવા વ્યાકરણના કાયદા જાળવીને તથા કવિ તરીકેનો હક્ક (*Poatical License*) બીલકુલ રાખ્યા વગર જોડેલી કવિતા; જેને ફારશીમાં **નઝ્‌મ બ કવાયદ કહેછે.** હોય કવિતા, પણ સાદી ઇબારત જેવું લાગે. અઘરૂઢિકાથી લગભગ એ ઉલટોજ છે.

"અએ કે મી પુરસી કે મન આં માહરો મનઝલ કુજાસ્ત;
મનઝલે ઊ દર દીલ અસ્ત, અમ્મા નદાનમ દીલ કુજાસ્ત."

**હલાલી** કહે છે કે, અરે ભાઇ! તું મારાથી જાણવા માંગે છે કે, તે ચંદ્રમુખી દીલબરનું રેહેઠાણ કયાં છે, તો તું જાણજે કે તેણીનું રેહેઠાણ મારાં દિલમાંજ છે, પરંતુ હું નથી જાણતો કે દિલ નું રેહેઠાણ કયાં છે. શિવદાસ કવિ લખે છે કે:—

"સંવત સોળ તોતેર વર્ષે મકર સંક્રાંતનો દન;
તે દહાડે મેં આરંભ કર્યો, આનંદ ઊપનો મન.
એક માસમાં કથા સંપૂર્ણ થઇ, સંભાર્યા શ્રી અવિનાશ;
શ્રી ગુરૂ ચરણ કૃપાએ કરી, બુદ્ધિ આપી ભૂધરવ્યાસ."

એમાં કર્તા, પછી કર્મ, અને પછી ક્રિયાપદ, એ પ્રમાણે વ્યાકરણને કાયદે કાવ્ય રચાયલાં છે. શામળભટે પણ ઠેક ઠેકાણે આ અલંકાર દીપાવેલો છે:—

" રાજ સભા રાજિ થઇ, બંધાવ્યો તોખાર,
ખાઓ પીઓ આનંદ કરો એમ બોલ્યા દરબાર."

એમાં જાણે સાધારણ વાતચિત્ત કરતા હોઇએ એવું લાગે છે.

" ઈં મુદ્દઇયાં દૂર તલબસ્ત બેખરાંનંદ;
કાંરા કે ખબર શુદ, ખબરશ બાઝ નયામદ." ( સાદી. )

યાને:—જેઓને કે તે સાહેબની ખબર પડી છે તેઓની ખબર પાછી ફરી નથી, કે તે ખોદાને મળ્યો કે નહી. તે તો તે સાહેબને જેવો મળ્યો ને તેનો એશારો કે રોશની તેના ઉપર પડી, કે તે ગાંડો-જેવોજ થઇ જાય છે. વળી ગીરધર કવિ પણ એજ તરેહ લલકારે છે કે:—

"અરે રાય ચિંતા શું કરો, એ રામના શા ભાર;
શું જુદ્ધ કરશે કપી એ નર વાનર આપણો આહાર !"

એમાં પણ કર્તા-કર્મ-ક્રિયાપદના ગૂજરાતી વ્યાકરણના કાયદા જળવાયલા છે. અંગ્રેજીમાં એવા દાખલા પુષ્કળ છે, તેમાંથી એકાદ તો જણાવ્યે; જેમાં આખી ઉમરમાં કેમ વમાસ્યું તેની બનાવટ છે:—

A little more.

( ૩૦ વર્ષની ઉમરે. )

*Five hundred guineas I have saved,*
*A rather moderate store;*
*No matter; I shall be content*
*When I've a little more.*

( ૪૦ વર્ષની ઉમરે )

*Well, I can count ten thousand now,*
*That's better than before,*
*And I may well be satisfied*
*When I've a little more.*

( ૫૦ વર્ષની ઉમરે )

*Some fifty thousand—pretty well,*
*But I have earned it sore;*
*However, I shall not complain*
*When I've a little more.*

( ૬૦ વર્ષની ઉંમરે )

*One hundred thousand–sick and old,*
*Ah ! life is half a bore,*
*Yet I can be content to live*
*When I've a little more.*

( ૭૦ વર્ષની ઉંમરે )

*He dies–and to his greedy heirs*
*He leaves a countless store;*
*His wealth has purchased him a tomb,*
*And very little more.*

ઉંમરના પાંચ તબક્કામાં આદમીને કેવો લોભ હોય છે, તેનો રમુજી આ દાખલો છે, પણ તે તદન અંગ્રેજી વ્યાકરણના કાયદા પ્રમાણેજ જોડાયલો છે. જોકે એને જો ગદ્યમાં મુકો તો ખરેખર તે કવિતા નહીં પણ સાદી ઇબારત છે એમ જણાઇ આવશે. ખરેખરો સવ્યાકૃણા આ દાખલામાં સમાયલો છે. બીજા સંખ્યાબંધ અંગ્રેજી દાખલા છે, પણ ઘણો લોભ તે પાપનું મુળ થઇ પડે.

॥ श्लोक. ॥

ये व्यमेताः स्वधर्मच्चे पर धर्मो व्यवस्थिताः ॥
तेषा शासिकरो राजा स्वर्ग लोके महीयते ॥ १७ ॥
आत्मीये संस्थितो धर्मे शूद्रापि स्वर्गमश्नुते ॥
परधर्मो भवेत्त्याज्यः सुरुप पर दारवत ॥ १८ ॥

યાને.—જે કોઇ પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે, અથવા જે અન્ય ધર્મનો આશ્રય કરે છે, અથવા જે અવ્યવસ્થિત એટલે કોઇ પણ ધર્મમાં નથી રહેતા; તેઓને શિક્ષા કરવાવાળો રાજા સ્વર્ગમાં પણ પુન્ય થાય છે. પોતાના ધર્મમાં રહેવાવાળા શુદ્ર પણ સ્વર્ગ પામે છે. એક સ્ત્રી સ્વરૂપવાન હોય, પણ પરસ્ત્રી હોય, ને તે જેવો ત્યાજ્ય છે, તેમજ પરધર્મ આપણે તજેલોજ રાખવો જોઇએ.

.°. એમાં જોકે કાવ્ય પદ્યમાં ગોઠવેલું જણાય છે, પણ વ્યાકરણરૂઢીથી અંતર્યામે ગદ્યરૂપ છે.

શ્રી રાગની એક ધ્રુપદમાં આબાદ આ અલંકાર ગુંથાયલો છે:–

[" હે રાજ જ્યાં જ્યાં જાઇએ ત્યાં ત્યાં સુનીઅત તેરોઈ નામ.
જે તે ગુણી ગાન્ધર્વ કુશલ બીઘાધર
તે તે જપત હે તેરોઇ ધામ.
શ્રી રાગ ગાવત તાનસેનકે પ્રભુ
દીનબંદુ રાજારામ. "

એમાં પણ આબાદ વ્યાકરણના કાયદા સાચવ્યા છે. શાયર જફરની ગઝલમાં ઘણું ઘણું દીઠામાં આવે છેઃ—

" ગલત હુએ શમાકે નાલેંસે મેરી ગૌ બરાબર હુએ,
અગર પુછો તો બીજલીભી નહીં એક જવ બરાબર હુએ.

+ + +

વોહ સુનતેહી નહીં કોઇ કહે તો કયા કહે ઉનસે,
જો કહીએ તો ખરાબર હુએ ન કહીએ તો બરાબર હુએ."

કાવ્ય તો એનું નામ, કે કવિને બક્ષાયલા હકનો લાભ ન લેતાં પણ એવી સાદી એબારતમાં શાયરી કરે, કે કવાએદ કદિ ચુકાય નહીં. એવીજ તરેહથી શાયર જફરની ગઝલો બનાવેલી છે. જેમકેઃ— " સરીશ્ક દીદએ પુરનમસે યું ઠલક કે ગીરે–કે જયસે જામસે પાની છલક છલકકે ગીરે. " સ્વદેશ બન્ધુના કર્તવ્ય વિષે કવિ બુલાખીરામે જોડેલાં કાવ્યકૌસ્તૂભમાં આવેલો દાખલો ઉત્તમ છેઃ—

" સ્વદેશ કિર્તિ સુણિ ખુશિ થાશે, સ્વદેશનું સુંદર ગાન ગાશે;
તેવા બનવા તૈયારી કરે છે, સ્વદેશ બંધુ તણું કામ એ છે.
કલા પ્રમાણે કરિને બતાવે, સ્વદેશમાં સંપવટો સ્થપાવે,
દુઃખી સ્વદેશે દિલમા બળે છે, સ્વદેશ બંધુ તણું કામ એ છે. "

એમાં પેહેલાં કર્તા, કર્મ, ક્રિયાપદ, જે જે રૂઢિઓ જે જે પ્રમાણે જળવાવી જોઇએ તે તે સઘળું જળવાયલું દીઠામાં આવે છે. વળી વહુ ઉપર લખતાં તે કહે છે કે " આ–જે વહુ આજે કંઇ પણ ગણતી નથી—અરે ! શું આપે ? એ વખતમાં અંનજો. " એમાં પણ સાદી ઇબારત જેવું ઝટ જણાઇ આવશે શેખશાદીના લખાણોમાં આ અલંકાર દગેદગ દીઠામાં આવે છે.—

" તા મર્દે શુખન ન ગોફતે બાશદ, અએબો હુનરશ ન હુફતે બાશદ;
હર બીશે ગુમાન મબર કે ખાલીસ્ત, શાયદ કે પલંગ ખુફતે બાશદ."

યાને, જ્યાં સૂધી એક આદમી એક શુખન નહી ઓચરે, ત્યાં સૂધી તેની એબ કે હુન્નર માલમ પડતો નથી, માટે એમ નાં જાણ-

તો કે જંગલ 'ખાલી પડેલું' છે; પરંતુ એકાદ ખુણે એકાદ ચિત્તો સુતેલોજ હશે. ફારશી ભાષાના કાયદા જે સાદી એબારતમાં વાપરવા જોઇએ, તે ઘણેભાગે એમાં જળવાયલાજ છે. થોડા દાખલા આપી એ અલંકાર પુરો કરીશું:—

## The Gingham Gown.

" *I met her in the sunset bright,*
*Her gingham gown was blue;*
*Her eyes, that danced with pure delight,*
*Were of the same dear hue.*
*And always, when the sun goes down,*
*I think of the girl in the gingham gown.*"

" તા ચંદ બ હર્ઝે ગેર્દ મર્દુમ ગર્દી;
તા રોશનો પુર સફા ચુ અંજુમ ગર્દી.
ચીઝે ઝેતો ગુમ નેસ્ત, કેરા મી તલબી ?
ઝીનહાર બખુદ કોશ, કે ખુદ ગુમ ગર્દી. "

યાને:—તું એક સેતારાની માફક રોશન થાય એમ જો તું ધારતો હોય, તો ક્યાં લગી બેવકુફીથી તુ આદમીઓની પુઠ પછાડી ફરશે ? કાંઇ ચીજ પણ તારાથી તે સાહેબે છુપી રાખી નથી; ત્યારે તું કઇ ચીજની તલબ કરે છે ? તારામાંતો બધું સમાયલુંજ છે, માટે હરદમ તું તારામાંજ પોતેજ કોશેશ કર, ને નીહીળીને જો, કે તું પોતેજ ગુમ થયો છે.

∘°∘ બધા બધાઓજ યોગી થવાના ઢોંગી બને છે અને ખોદાને જઇ મળવાનો દાવો કરે છે; તેઓને માટે સાદી અને હાફેઝે ઉપર પ્રમાણે બળાપા કરેલા છે. પણ એ બધી બનાવટમાં પદ્ય છે, પરંતુ તે ગદ્ય જેવાજ લાગે છે. કેમકે વ્યાકરણ પ્રમાણે વાક્યો ગોઠવી મુંકેલાં છે.

" જીતને તારે ગગનમે, ઉતને શત્રુ હોય,
કૃપા હોય શ્રી રામકી, બાલ ઉખાડે ન કોય. "

એ પણ આ અલંકારમાંજછે.

---

## ૨૨

"*We do not make our thoughts; they grow in us*
*Like grain in wood the growth is of the skies,*
*Which are of nature—nature is of God.*
*The world is full of glorious likenesses.*
*The poet's power is to sort these out.*"

*Bailey.*

એક વિદ્વાનને માટે કહેવાયલું છે, કે તેણે પોતાના મરણનાં બિછાંણાં નજીક પોતાના બેટાને બોલાવીને ભલામણ કરી કે, દીકરા! તું ખેતર ખેડજે અને કાવ્ય રચજે. કેમકે સર્વથી શ્રેષ્ઠ અને નિર્દોષ ધંધા તેજ છે. ખરૂં છે કે, કાવ્યમાં પણ દુર્ગુણનો સમાવેશ ઘણી વાર દીઠામાં આવે છે, પરંતુ ખુદ ધર્મમાં પણ દુર્ગુણ સમાયલા રહે છે, તો પછી કેહવત ખોટી નથી કે, હદ બહાર ગુણ તે અવગુણનો ભાઇ છે. પણ કાવ્ય રચીને બીજાની મનશક્તિ ખીળવવી, અને પછી મનના સુખથી સર્વ સુખ લોકોને આપવું, એ કાંઇ જેવો તેવો ગુણ નથી. એ કાંઇ જેવો તેવો ગુણ નથી, કે બાળકોના મગજમાં કાવ્યોનો રસ ઉતારી તેમનામાં માણુસાઇ, સાલસાઇ, અને સુગડાઇના બી વાવવાં. કાવ્યનો એ આંઇનો બાળકો માટે જેવું તેવું દર્પણ નથી, કે જેમાં તેઓ પોતાના દિલના વિચારઆચારોને જોઇ શકે છે. કઇ ચીજ સારી છે, કઇ માઠી છે;કયુ કામ પ્રમાણિક છે,અને કયું કામ ચોખ્ખું છે;એ સૌ બાળકોને તે માંથી દેખાય છે. કવિઓને સાહિત્યનાં પતંગિયાં કહેલાં છે, કે જેઓ ઉનાળાની ટુંકી રૂતુમાં બાગબગીચાને ને ખેતરખેતરાંને તેજસ્વિ કરે છે. તેઓને નાજુક હાથે પણ પસવારવાં એ દયા ઉપજાવા જોગ છે, કેમકે રખેને આપણે તેઓની પાંખો ઉપરનાં રૂઆં છોળી નાંખતા હોઇએ. તે પ્રમાણે કવિની સ્થિતિ છે. જે ચાલાક મન છે, તે તો કોઇ પણ જાતની ખુદરતને કાવ્ય સમજે છે. તે તો તુરતજ ખુદરતના ખુદાવીંદને ઓળખાવા મંડી જાય છે. પૃથ્વિના વિચારો કરીને તે તુરત હમેશગી ઉપર પોતાની કલ્પના દોરવે છે. આકાશનો ગુંબજ, અને સમુદ્રનો વિસ્તાર તેની આગળ મોટું મેદાંન ખુલ્લુ કરે છે. સૂર્યનું અસ્ત પામવું, અને વરસાદની કમાનના ભેલમભેલ રંગો ઉપર તે પોતાની કલ્પિત કલમ ચલાવા બેસી જાય છે. તે પોતાના મનનો મોજીલો અને લાગણીનો લેહરી થઇ જાય છે.

**૫૩–અક્ષરાભાવી:**—એ અલંકારમાં કવિઓ અક્ષર ઉપર મજા મારે છે. હરફનોજ ભાવ તેમાં વિશેષ હોય છે. યાને કોઇપણ પ્રકારે એકેકા અક્ષરોની લેઝત લીધામાં આવે છે. ઘણે ભાગે એ અલંકાર વર્ણાલંકાર *Alliteration* ને મળતો આવે છે. એને અંગ્રેજીમાં *Alphabetic Poems* કહે છે. ફારશીના **"સીફતે સુવસશેહ"** અલંકારને આ અલંકાર મળતો આવે છે. એના પેટા વિભાગો પણ વિશેષ છે. કોઇવાર કવિ પોતાની કવિતા કક્કાવારી ગોઠવે છે. કોઇવાર દરેક લીટિના પેહેલા હરફોમાં કાવ્યના નાયકનું નામ મુકે છે. કોઇવાર કાંના માત્રા વગરનીજ બનાવટ કરે છે. કોઇવાર દરેક હરફેહરફને કાંના માત્રા વિગેરે આવે છે. એવા એવા અનેક પ્રકારોમાં અનેક ઝમકો વધારે છે. આજે તો કેહવાતા કવિઓ એવી જાતની બનાવટના પછાડા ઘણા મારે છે, તેટલા માટે તેઓને ખરે રસ્તે મુકવાને આપણે સંગીન દાખલાઓ આપ્યે.—

"ઝુલ્ફ ચું જીમ અસ્તો કામત ચું અલેફ અબરૂ ચું નુન;
આશકાં અઝ બેહરે ઈં માઆની તોરા **જાન** ગોફતે અંદ."

અર્થ:—ઓ મીઠ્ઠી માશુક ! તારાં ઝુલફાં જીમ ( ج ) હરફના જેવાં વાંકાં વળેલાં છે, તારૂં કદ અલેફ ( ا ) હરફના જેવું સીધું છે, અને તારી આંખનાં ભવાં નુન ( ں ) હરફના જેવાં વળી ગએલાં છે. અને તેજ કારણથી તારા આશકો તુંને પોતાનો **જાન** સમજે છે. [ ફારશીમાં **જાન** શબ્દ છે, તે જીમ + અલેફ + નુન એ ત્રણ હરફનો બનેલો છે, તે ઉપરથી અક્ષરો ઉપરથી મજા લીધી છે.] એના જેવોજ બીજો સુંદર દાખલો છે.

" આં દેહનો ઝુલ્ફો કદે મુસ્તકીમ,
હસ્ત બેગુઇયમ અલેફો લામો મીમ. "

તે માશુકનું સીધું કદ, તેણીના ઝુલ્ફાં અને તેણીનું મોઢું, અલેફ–લામ– અને મીમના જેવું છે. ફારશી શાયરો હંમેશાં એક નાજનીનના શરિરની સરખામણી ઘણે ભાગે ઉપર પ્રમાણેજ આપે છે. પરંતુ અહિંઆંતો અલેફ+લામ+મીમ=**અલમ** યાને પ્યારના વિયોગથી લાગેલી દિલગીરી, એ શબ્દ સાથે એક પ્રિયાને સરખાવેલી છે.

" બદન શશધર મદન મદ મરદન,
રદન કમન કમલ નયન ખન તન;
તનક હસન કરત કરત હરપ બરસન,

રસન નગન ચરન અજ હર વદન. ”

અર્થ—ચંદ્રમા જેવું મોઢું તે કામદેવના મદને ઉતારનારૂં, અને મનોહર દાંત, કમળ જેવી આંખ, ધનસ્યામ અંગ, થોડું હસતું, એ હરખની વૃદ્ધિ કરનારૂં અને કટી મેખલામાં નંગ, અને બ્રહ્મા તથા માહાદેવ જેને વદન કરે છે એવું જેનું ચરણ, તે ભગવાનનો હું તાબેદાર છું. એમાં કાના, માત્રા, કે મીંડાં, કે અજજુ કશું નથી.

અંગ્રેજી ભાષામાં તો સંખ્યાબંધ દાખલા એ અલંકારના મળે છે; તેથી જે પ્રમાણે કેટલાંક પેપરો એકાદ બે કોલમ અંગ્રેજીના લખે છે, તે રૂઢી પણ એ મિષે દાખલ કરવાને આપણે અંગ્રેજી દાખલા આપી તેટલો લોભ પૂરો પાડયે.

" LEG *on the Death of* LX *and* RNS,

Squire *of the* Coun T *of* SX.

*In* SX *once there lived* MN,
*Who was Xceeding* YY;
*But with so much* O B C T
*It almost closed his* I I.
*When from his chair* E *would* R II,
U *would have laughed to* C
*The awkwardness his fat did cause*
*To this old* O D T.
*But barring that* E *was so fat,*
E *was a right good fell* O,
*And had such horror of* X S
U *never saw him mell* O.
N O O *so red* E *did not like,*
*As that which wine will give,*
*So did* S A *to keep from drink*
*As long as* E *did live.*
*Two daughters fair this old man had,*
*Called Miss* M A *and* L N,

*Who, when the old chap took his* E E,
*Would try to* TT *the men.*
*Over the* CC, *these maids to please,*
*There came two gallants gay;*
M A *and* L N *ceased to* T T,
*And with them ran away.*
*These gallants did them so* MUU,
*And used such an* MNCT
*Of flattery,* U *must* X Q Q
*Their fugitive propensity.*
*The poor old man heaved many* SII,
*For frail* M A *and* L N;
E *called each gallant gay a rogue,*
*A rascal, and a villain.*
*And all with half an I might* C
*His gradual* D K,
*Till* M T *was his old arm-chair,*
*And* E *had passed away."*

આ દાખલામાં અક્ષરો એવી રીતે ગોઠવેલા છે, કે માત્ર એ
અક્ષરથી ઘણાં હરફોવાળો શબ્દ વંચાય છે. આપણે પાંચ સ
હરફોથી બનેલો શબ્દ માત્ર એક હરફ બોલવાથી સમજાવી શકયે
અક્ષરાભાવીનો આ દાખલો બહુ લક્ષપૂર્વક વાંચવો જોઇએ છે. સું
વિલાસમાં એક મનહર છંદ આવેલો છે, તેમાં દરેક શબ્દમાં ર
પણ-કાનો, માત્રા, કે રસ્વ કે અનજુ આવ્યા વિના રહેતું નથી.-

" झूठो धनु झूठो धाम। झूठो सुख झूठो काम ॥
झूठी देह झूठो नाम। धरी के भुलायो है॥
झूठो तात झूठी मात। झूठे सुत दारा भ्रात ॥
झूठो हित मानि मानि। झूठो मान लायो है ॥
झूठो लेन झूठो देन। झूठो मुख बोले बैन ॥

मूठे मूठे करे फेन । मूठहीको धायो है ॥
मूठहीमें एतो भयो । मूठहींमें पचि गयो ॥
सुंदर कहत साच । कबहू ना आयो है ॥"

એમાં દરેક શબ્દ ભરેલો છે. એક પણ ખાલી નથી. કવિ ખુલાખીએ પ્રશ્નના રૂપમાં એક કાવ્ય " પથ્થર ઉપર પાણી " ની કહેવત ઉપર જોડેલું છે, તેમાં યથાસંખ્યાલંકારને નામે એક સતર એવી આપી છે કે.—

"રામ નામથી કહો તર્યું શું ? કયાં વાદલ વદ વાણી ?
જગત તણું જીવન જાહિર શું ? **પથ્થર–ઉપર–પાણી.**"

ખોદાના નામથી શું તરી ગયું છે ? તો કેહે છે કે, **પથ્થર.** વાદલ કયાં છે ? તો કેહ છે કે, **ઉપર.** જગતનો જીવનગાળો શું છે ? તો કહે છે કે, **પાણી.** નીચલી ઉરદુ બનાવટમાં દરેક શબ્દ, માત્ર એકજ હરફના ગોઠવેલા છે, અને તેનો અર્થ પણ ઉંડો છેઃ—

મેં હું જી બા સુ બ સુ, જી તું ન હે જો હો સો હો;
જો રૂ બ રૂ તું સો ન થા, દો દો જી ખાં સો હો સો હો.

"લામે નસ્તાલીકકા હુએ ઇસ ખુતે ખુશ ખંતકા ઝુલ્ફ;
હમતો કાફેર હોં અગર તાબએ ન હો **ઇસ લામકે.**"

યાનેઃ—મારી આ ખુબસુરતીવાળી પ્યારામાં પ્યારી માશુક છે, તેના ઝુલફાં નસ્તાલીકના* **લામ** ( ل ) જેવાં છે; જો હું એ **લામ** ( ل ) ને તાબે નહીં હોઉં તો કાફેર થાઉં, યાને મારી પ્રિય દીનદાર માશુકના જુલફાંનો હું તાબેદાર છું એમ પણ થાય; અને " ઇસલામ " નો યાને ઇસલામી ધર્મનો હું તાબેદાર છું, એમ પણ થાય. આ દ્વિઅર્થી પણ કહી શકાશે. વળી સીહા સંસારમાં એક પદમાં એ અલંકાર છે—

## ધનાસરી પદ.

વાહલારે લીમ ! દાસી પીરોજા નાર.—ટેક
શીખી હરફ ત્રણ, વરસ બારમાં;
નિશાલે **પી** અને **યા ર** —વાહલારે.

---

* ફારશી ભાષા લખવાની ઘણી રૂઢીઓ છે, તેમાં "નસ્તાલીક" નામની પણ એક રૂઢી છે.

પિતા પીરોશા, પતિ પીરોજા;
પપા પ્યારના ચાર —વાહલારે.
દિવેત દીવેલને ચુંસે પ્યારથી;
ખિલે દીવો નવ-બાહાર —વાહલારે.
રાધા કૃષ્ણની જોડ બની ગઇ;
લીમજી પીરોજા પાર —વાહલારે.

" પોથી સો થોથી બની, પંડીત બને ન કોય;
અઢાઇ અક્ષર **પ્રેમ** કે, પડે સો પંડીત હોય. "

એમાં અઢી અક્ષર પ્રેમના=એટલે પરેમ. **પ** અને **મ** આખા મળી બે, અને રે અર્ધો મળી અઢી અક્ષરો ઉપર અલંકાર લખાયલો છે.

શેખ સાદીની નીચલી ગઝલ ઘણી લોકપ્રિય છે. તેમાં અક્ષરો ઉપરજ બધી મજા લીધી છે તે જૂઓ:—

અએ બ બાલા ચું સનોબર, વે રૂખત ચું **મીમ** ઓ **હે**,
ઝુલ્ફ દારી હમચું અમબર, લબ ચું **શીન** ઓ **કાફ** ઓ રે.
આફતાબે આશકાંની, માહતાબે દીલબરાન,
કેબલેએ આઝાદગાંની, અએ સનમ બા **રે** ઓ **ખે**.
દર મયાંને **રે** ઓ **ખે**, અંદર કશીદેહ **ખે** ઓ **તોય**,
દર્દમંદમ મસ્તમંદમ, તન ગીરફ્તે **તે** ઓ પે.
**તે** ઓ **પે** આમદ **નેગારે**, મન મરા દર એશ્કે તો,
દારૂએ દર્દમ તો દારી, દર મયાંને **લામ** ઓ **બે**.
**લામ** ઓ **બે** બર **લામ** ઓ **બે**, બેન્હાદે બાશદ તા સહર,
**મીમ** ઓ **યે** દર પેશ બાશદ, બસ્તે બાશદ **દાલ** ઓ **રે**.
અએ નેગારા ગર તુ મારા, યક શબી મેહમાં બુરી,
નક્લ ખાહમ અઝ લબાંનત, **બે** ઓ **વાવ** ઓ **સીન** ઓ હે.
શાયરાં બીશીઆર ગોફ્તંદ, શયરહાએ પુર નમક,
કશ નગોફ્તે શયરે હમચું, **સીન** ઓ **એન** ઓ **દાલ** ઓ **એ**.

* અર્થઃ—ઓ સનોબરના ઝાડના જેવી સિધાં કદવાળી અને

---

* મીમ+હે=મેહ યાને ચંદ્ર. શીન+કાફ+રે=શકર યાને શાકર. રે+ખે=રૂખ યાને મુખડો; ખે+તોય=ખત યાને ખુબસુરતી. તે+પે=તપ યાને બોખાર. લામ+બે=લબ યાને હોઠ. મીમ+યે=મય યાને દારૂ.

ચંદ્રના જેવા મુખડાવાળી માશુક ! અંબરના જેવાં જુલફાં રાખનારી અને શાકરના જેવા મીઠા હોઠ ધરાવનારી દિલજાન ! આશકોના સૂર્ય અને માશુકોના ચંદ્ર ! આઝાદ પામેલા (છુટકારો થયલાઓના) એ કેબલા ! સુંદર રૂખસારો ધરાવનારી અએ પ્રિયા ! તારા મુખડા ઉપર એવી તો ઉત્તમ ખુબસુરતી ચિત્રાયલી છે, કે તેને લીધે હું દર્દી થઇ પડયો છું, હું હાજતમંદ થઇ પડયો છું, અને હવે તો તારે લીધે મને તાપનું લખલખું ભરાઇ આવે છે. તારા ઇશકને લીધે તો, ઓ માશુક ! મને ખોખાર થઇ આવે છે. તે ખોખારની દવા તારીજ પાસે છે. અને તે દવા પણ વળી તારા હોઠમાં રહેલી છે. તારા હોઠ ઉપર હું બોસે હોઠ રાતથી તે સહવાર સૂધી જો રાખી મુકું, તથા તે વખતે મારી સામે જો દારની દીકાંદર તૈયાર હોય, અને તે વેળાએ જો મકાનના દરવાજા બંધ હોય, તો મારી તે તાપ બાપ સૌ નીકળી જાય. ઓ માશુક ! તું જો મને એક રાત તારો મેહેમાન કરે, તો હુ તુંને એક બોસો લઇને મારા હોઠ સાથે તારા હોઠની નકલ કરી લઉ. ઘણા કવિઓએ ઘણી ઘણી શાયરી પુરતું નીમક નાંખીને બનાવી હશે, પરંતુ કોઇએ પણ સાદીના જેવી શાયરી નહીં કરી હસે.

વળી એ ગઝલમાં પીંગલાદર્શ, તરંગસાધક વગેરે અલંકારો ૫ મી ૭ મી અને ૯ મી લીટીથી દીઠામાં આવશે.

વળી નીચલો એક ઉત્તમ અક્ષરાભાવી આવેલો છેઃ—

પાપ કરે સો પાપ કર ! પાપ કરે પુન હોય ! !
પાપ કરે સો તીરે ! પાપ કરો સઉ કોય ! !

એમાં અક્કલથી ઉલટુંજ છે, કે ઓ આદમી ! પાપ કરતો હોય તો પાપ કર્યો જા ! પાપ કરશે તોજ પુન્ય લાગશે, કેમકે જે પાપ કરે તેજ ભવસાગર તરી જાય, વાસ્તે સૌ કોઇ પાપ કરજો ! !

પણ નહીં. કવિની મતલબતો અક્ષર ઉપર ભાવ બતાવવાની છે. તે એવી રીતે કે, એમાંના અક્ષરોને છુટા પાડી ખુદા ઉપર એ તો લાગુ કરેલી છેઃ—

પા પકરે તો પા પકર ! પા પકરે પુન હોય ! !
પા પકરે સો તીરે ! પા પકરો સઉ કોય ! !

---

દાલ+રે=દર યાને દરવાજો. બે+વાવ+સીન+હે=બોસે યાને ચુંમી. સીન+એન+દાલ+એ=સાદી યાને આ ગઝલ બનાવનાર શાયર શેખ સાદી.

યાનેઃ—'ખુદાતાલાનો પા એટલે પગ પકડે તો તે પકડીજ રેહે જે, કેમકે તે સાહેબનો પગ પકડી રેહવામાંજ પુન્ય છે. જે શખ્શ તે બારે હકતાલાનો પગ પકડી રહે, તે સંસાર સાગર તરી જાય, વાસ્તે સૌ કોઇ તે પરમાત્માનો પગ પકડી રહો !

૦°૦ એમાં કેવો અલંકાર ઉત્તમ વાપર્યો છે, તે વગર શકે પુરવાર થાય છે. વળી એક નીચલો અલંકાર ઘણા ભેદી અર્થથી ભરેલો છેઃ—" ખા કે સો જાના—મારકે ભાગ જાના"

૧ લો અર્થ.—ખાઇને સુઇ જવું.

૨ જો અર્થઃ—ખાકે સોજા ના, યાને ખાઇને સુઇ નહીં જવું.

૩ જો અર્થઃ—ખાક યાને ધુળ ઉપર સુઇ જવાનું છે.

૪ થો અર્થઃ—ખાકે સો જાના=યાને ખાઇને સો ( ૧૦૦ ) વખત ચાલવું જોઇએ. એ પ્રમાણે પેલા અર્ધા ભાગના અર્થ શબ્દ ફેરફારથી થાય છે, હવે બીજા અર્ધાના અર્થઃ—

૧ લોઃ—મારીને નાશી જવું.

૨ જોઃ—મારકે ભાગ જા ના ! મારીને નાશી નાં જા !

૩ જોઃ—નાગની આગળ ઉભું નહીં રેહેતાં નાશી જવું.

એ પ્રમાણે એ અલંકારની મજા છે.

શ્લેષાલંકારમાં એના ઘણા દાખલા છે. પણ નીચલો દાખલો તેની ઘણી ગરજ સારશે.

**શેખ નજમુદ્દીન કબરી**નો દાખલો નીચે મુજબ છે:—

"આન માહરેખાન કે અસ્લે શાન અઝ **ચેગેલ**[૧] અસ્ત,
આયા કે સરશ્તે પાકે શાન અઝ **ચેગેલ**[૨] અસ્ત;
દેલરા બેબરન્દો કસ્દે જાન નીઝ કુનન્દ,
ઇન અસ્તં બલાએ દીગર ઝીશાન **ચેગેલ**[૩] અસ્ત. "

અર્થઃ—તે બધા પંડિતોનું મુખ્ય ઠેકાણું ચેગેલ શેહેર છે, પણ અરે ! તેઓનું પાક શરિર કઇ મટ્ટીનું બનેલું છે ? તે લોકો દિલને ખેંચી લે છે, અને જીવ લેવાની પણ તૈયારી કરે છે. એ તેઓ તરફથી બીજી આફત છે, એ કેવા પ્રકારની ફરિયાદ છે.

બીરબલે એક ઝવેરી વીશે અકબર બાદશાહ આગળ સાધુને

---

૧—ચેગેલ= શેહેરનું નામ છે. ૨—ચેગેલ=કઇ મટ્ટીનું ! ૩—ચેગેલ=કેવા પ્રકારની ફરિયાદ ?

વેશે આવી ફરિયાદ કરી છે, તેમાં લગભગ બધા હરફે સજેડ છે. કોઇને કાનો, કોઇને માત્રા, વિગેરે છેજઃ—

પાયા હીરા લાખાકા, આયા બેચુને કાજ,
છીના લીયા છજાડ લગા, ઔરિ દગાહિ બાજ.

દૃમિલા છંદમાં બનાવેલાં ઘણાં કવેતો અક્ષરાભાવીમાં આવેલાં છે, જેમકેઃ—

"હઠ જોગ ધરો તન જાત બિયા-હરિ નામ બિના મૂખ ધૂરિ પરે;
સઠ સોગ હરો છન ગાત કિયા-ચરિ ચામ દિના ભૂખ પૂરિ જરે.
ભઠ ભોગ પરો ધન ધાત ધિયા-અરિ કામ કિના સૂખ જૂરિ મરે;
મઠ રોગ કરો ધન ધાત હિયા-પરિ રામ તિના દૂઃખ દૂરિ કરે.
+ + + + ×
ગુરૂ જ્ઞાન ગહે અતિ સોઇ સુખી-મન મોહ તજે સબ કાજ સરે;
ધરી ધ્યાન રહે પતિ ખાઇ મુખી-રન લોહ વજે તબ લાજ પરે.
સુર તાન નહે હત હોઇ દુખી-તન છોહ સજે અબ આજ મરે;
પુર થાન લહે મતિ ધોઇ રૂખી-જન વોહ રજે જબ રાજ કરે."

એમાં હઠ, સઠ, ભઠ, મઠ, એ જેમ એકજ પ્રકારના ગોઠવેલાં છે, તેમજ તેની પાસે જોગ, સોગ, ભોગ, રોગ, વિગેરે બરાબર એકજ પ્રકારના ગોઠવેલા છે. વળી દરેક સબ્દ બબે હરફનાજ ગોઠવેલા છે. અંગ્રેજી ભાષામાં તરેહવાર નમુનાઓમાં એકાદની તો જગા છેટે છેટે કર્યા વિના ચાલતું નથી·—

*"All letters even at the head and feet must stand;*
*Bear light your pen and keep a steady hand;*
*Carefully mind to mend in every line—*
*Down strokes are black, but upper strokes are fine.*
*Enlarge your writing if it be too small;*
*Full in proportion make your letters all;*
*Game not in school-time, when you ought to write;*
*Hold in your elbow, sit fair to the light.*
*Join all your letters by a fine hair—stroke;*
*Keep free from blots your piece and writing book.*
*Learn the command of hand by frequent use;*

*Much practice doth to penmanship conduce.*
*Never deny the lower boys assistance;*
*Observe from word to word an equal distance.*
*Provide yourself of all things necessary;*
*Quarrel not in school though others dare ye.*
*Rule your lines straight and make them very fine;*
*Set stems of letters fair above the line.*
*The tops above the stems— the tails below;*
*Use pounce to paper if the ink goes through.*
*Veer well your piece, compare how much you've mended;*
*Wipe clean your pen when all your task is ended.*
*Your spelling mind—write each word true and well;*
*Zealously strive your fellows to excel.* "

એમાં દરેક લીટિના પેહેલા અક્ષર વાંચી જઇએ, તો એ. બી. સી. થી માંડીને છેક ઝેદ સૂધીના હરફો અનુક્રમે ગોઠવેલા દીઠામાં આવશે. એવી બનાવટ ગુજરાતીમાં કક્કાવારી ઉપર ગોઠવેલી એવી ઘણી હમારી પાસે તૈયાર છે, કે જેમાં ક. ખ. ગ. થી માંડી ક્ષ. જ્ઞ. સૂધી બનાવટ કરેલી છે; પણ ટુકાંને ટચમાંજ લેઝત રેહેશે, માટે તે પ્રકારનો એકજ દાખલો ચાલશે. વ્રિજ ભાષાનું દીર્ઘાક્ષર કવિત્ત સુંદરદાસ ભગતે બનાવેલું તેની બનાવટમાં એવું તો મીઠું છે કે, આગળ તો દરેક શબ્દ ભરેલો જણાવ્યો છે, પણ આમાંતો દરેક હરફે હરફમાં કાંનો, માત્રા, રસ્વ, કે દિર્ઘ, કંઇ પણ આવ્યા વિના રહેલું નથી. એક પણ બક્ષાર ખાલી છેજ નહીં; જેમકેઃ—

" જૂઠે હાથી જૂઠે ઘોરા, જૂઠે આગે જૂઠા દૌરા;
જૂઠા બાંધ્યા જૂઠા છોરા, જૂઠા રાજા રાણી હૈ.
જૂઠી કાયા જૂઠી માયા, જૂટી જૂઠે ધંધે લાયા;
જૂઠા મૂવા જુટી જાયા, જૂઠી યાકી બાની હૈ.
જૂઠા સોવે જૂઠા જાગે, જૂઠા જૂજે જૂઠા ભાગે;
જૂઠા પીછે જૂઠા આગે, જૂઠે જૂઠી માની હૈ.
જૂઠા લીયા જૂઠા દીયા, જૂઠા ખાયા જૂઠા પીયા;
જૂઠા સોદા જૂઠા કીયા, ઐસા જૂઠા પ્રાની હૈ. "

વળી એક કવિરાજે રત્નાવળી અલંકારનું નામે આપી, સવૈયા એકત્રીસા જોડેલા છે, જેને તેણે અંકબોધપચિશી કહી છે, તેમાં દરેક લીટીના પેહેલા અક્ષરો વાંચવાથી એકના આંકડાથી તે એકસો-ના આંકડા સુધી વંચાય એવી ગોઠવણ ગુંઠી છે, જેમાંથી માત્ર ૧૦ અંકની ૧૦ સતર આપ્યે:—

૧ "એકસપેટા અરે ! આર્યજન, ચેતો તો ચેતાવું લેશ;
૨ બેવકુફ બનવાથી આજે, ખોઇ બેઠા દોલતને દેશ.
૩ ત્રણ ભક્ષક પણ તમો થકી અતિ, ભારે ધટમાં રાખે ભાન;
૪ ચારઠ માંહી ગુમાન તણી ચઢી, શું તનમાં ધારો છો તાન ?
૫ પાચન થાય કદિ ન હરામનું, એ તો જીવતી જાણો માંખ;
૬ ખટપટમાંથી ખસો ઝટોઝટ, બદલી નાંખો એ બદસાખ.
૭ સાતર નિજના કથે કોઇ શુભ, ક્રોધ તજી ધારો તે કાન;
૮ આઠ ઠરેલનું લક્ષણ લાયક, ગંભિર થઇને તજો ગુમાન.
૯ નવ વઢો કોઇનિ સાથ કદાપી, સંપ સલા રાખો સૌ સાથ;
૧૦ દસ્તાવેજ લખ્યા વિણ લેવડ-દેવડ અલ્પ કરો નહિ હાથ."

એ પ્રમાણે એક સો સુધીના અંકો આવે છે, પણ ટુંકમાં જણાવવા સારૂ અક્ષરાભાવીના જૂદા જૂદા વિભાગો પૈકી થોડાક થોડાક જણાવ્યે છે. એવા એવા અનેક દાખલાઓ આપણી પાસે સંગ્રહસ્થાનની પેઠે સંગ્રહ થયલા છે. અક્ષરાભાવીના આટલા દાખલા જો ઓછા પડતા હશે, તો સ્વરાભાવી, જે આબેહુબ અક્ષરાભાવીજ છે, તેમાં નવી નવી મજા આવશે, એટલે તૃપ્તિ થશે. ઉપલી તરાહનો એક ભાગ *Acrostic* કેહવાય છે, જેને ગૂજરાતીમાં "આદ્યાક્ષર બંધ કવિતા" અથવા "બાહ્યાંતર લાપિકા" પણ કહે છે.

## ૨૩

*"Between the priestly and the laic powers*
*The poet stands, a bright and living link;*
*Now chanting odes divine and sacred spells,*
*Now with fine magic, holy and austere,*
*Inviting angels or evoking fiends."*

*Bailey.*

રાઇનો પર્વત અને પર્વતની રાઇ આપણો કવિ બનાવી શકતો નથી, તોપણ બતાવી શકે છે. સારાંને માઠાં રૂપમાં, અને માઠાંને સારાં રૂપમાં આપણો કવિ કરી શકતો નથી, તોપણ કહી શકે છે. પોતાના વાંચનારાઓને પોતાના વિચારના ગુલામ કરી રાખવાની, તથા પોતાની ચાલે તેમને ચલાવાની તેનામાં જબરી શકિત સમાયલી છે. પોતે ગુસ્સાબાજ હોય, તો ગુસ્સો રાખવાનીજ સલાહ તે એવા શબ્દોમાં આપે છે, કે તેના વાંચકો ગુસ્સાને એક બદી નહીં પણ નેકીજ સમજે છે! કવિઓ ઘણું કરીને નાસ્તિક હોતા નથી, તેથી એક નાસ્તિકને આપણો કવિ પોતાની કલમના બળે આસ્તિક બનાવી શકે છે. જેને કાવ્યનો શોખ થતો નથી તે મુર્ખ રહી જાય છે. કાવ્યનો શોખ જન્મથી ન હોય, તોપણ તે શોખ પોતાનામાં ઉત્પન્ન કરવાની કોશેશ કરવી જરૂરની છે. ભલા થવાને માટે કાવ્ય વાંચો. ખુદાશનાશી થવાને સારૂ કાવ્ય શિખો. જુના કાળનાં રીત રીવાજ જાણુવાને કાવ્ય શિખો. કુદરત તરફ આભારી થવા કાજે કાવ્યનો શોખ રાખો. જુના વખ્તની જે ચીજો જળવાઇ રહી છે, તેમાં સર્વેથી જુનામાં જુની ચીજ કાવ્ય છે. તો પછી જુની ચીજ જોવા માટે તો નિદાંન કાવ્ય વાંચો, અને તેની રગેરગ સમજો. મીઠાશ લેવા સારૂ કાવ્ય ગ્રહણ કરો. સારા સારા મીઠાશ તેમાંથી ઉત્પન્ન થાય છે. નવી જાતનો મીઠાશ આજે આપણે ચાખવા માંડયે.

**૫૪—સ્વરાભાવી:—**આગલા અલંકારમાં અક્ષરનો ભાવ બતાવ્યો. આમાં સ્વરનો ભાવ બતાવામાં આવશે. પણ અક્ષર વગર સ્વર નીકળતો નથી, અને સ્વર વિના અક્ષર ઉચ્ચરાતો નથી. ત્યારે એ બેઉ અલંકાર તદન એકનાએકજ છે. એકના દાખલા બીજામાં વપરાય તેમાં ખોટું નથી. એમાં સ્વરની ભાતભાતની ગમતો અને ભિન્ન ભિન્ન મજાઓની જાતજાતની ફાશીનો દીઠામાં આવે છે. એના દાખલા પણ હોંશે વાંચવા ગમે એવા છે. એને અંગ્રેજીમાં *Lipograms* કહે છે.

નીચલો સ્વરાભાવી ઘણો ગમતી છે:—

"અઝ શોકે કદશ **એસ્તાદેહ દર રાહ અલેફ,**
એહરે ઝકુનશ **ફેતાદેહ દર ચાહ અલેફ;**
માહરૂખે દોસ્ત ગર બીની **બીની,**
**બીની** બર રૂખશ ચુનાન કે **દર માહ અલેફ."**

યાનેકે;—તેણીનો પ્યાર જીતી લેવાને **હજારો જણા રસ્તા ઉપર વાટ જુએ છે,** અને તેણીની હડપચીને ખાતર **હજારો જણા ખાડાઓમાં પડયા છે.** જો તમે તે નાજનીનના ખુશનુમા ચેહેરા ઉપર નજર કરશો તો, **ચંદ્રની સપાતી ઉપર જાણે અલેફ્** ( ا ) અક્ષર હોયની, તેવુ તેના ચેહેરા ઉપર નાક જોશો.

૦°૦ હવે એમાં ખુબીતો સ્વરોની છે. જે ખુબીને લીધે બીજો અર્થ કર્યે તો, " તેણીના કદના ઉપર ફીદા હોવાને લીધે અલેફ્ નામનો હરફ્ * રસ્તાની વચ્ચે ચુપ થઇને ઉભો રહેલો છે. (ફારશીમાં રસ્તા શબ્દનો બોલ **રાહ** છે, જે રે+અલેફ્+હે એટલા ૩ હરફોનો બનેલો છે, જેમાં અલેફ્ હરફ્ વચમાં આવેલો હોવાથી રાહમાં યાને રસ્તામાં વચમાં ઉભેલો ચિતાર્યો છે. )

તેણીની ચુલબુલી હડપચીના મોહમાં અલેફ્ હરફ્ કુવામાં પડયો છે. ( યાને કુવાનો ફારશી શબ્દ **ચાહ** છે, જે ચીમ+અલેફ્+હે એ ત્રણ હરફોનો બનેલો છે, તેથી અલેફ્ ચાહની **અંદર** યાને કુવાની **અંદર** પડેલો છે. ) જો તમે તેણીના ખુશનુમા મુખડા તરફ નેગાહ કરો તો ચંદ્રની વચમાં આવી ગયલા અલેફ્ના જેવું નાક તેણીના મોઢાં ઉપર જડેલું તમે જોશો ( ચંદ્રનો ફારશી શબ્દ **માહ** છે, જે મીમ+અલેફ્+હે એ ત્રણ હરફોનો બનેલો છે, તેથી અલેફ્ ચંદ્રની વચમાં આવેલો કહ્યો છે તે બરાબર છે. )

મી. બેહેરામજી મલબારીએ પુષ્કળ સ્વરાભાવી જોડેલી છે, તેમાંથી એકાદબેની જગા કર્યે:—

" **સરસ** સકલ બેચે, મંડળીઓ રૂપાળી,
**નરસ** અશુભ ના'સે, લાજતી રીત કાળી;
**હરષ** સુખથી દેશે, જ્ઞાન ખાણો નિહાળી,
**તરસ** મનની ભાંગે, માત વિદ્યા દયાળી. "

એવા સંખ્યાબંધ સ્વરાભાવી મી. મલબારીએ વાપરેલા છે, " નોટસ એન્ડ કવેરીઝ " માં કેટલાંક વર્ષે ઉપર તરેહવાર સ્વરાભાવીના દાખલા એક અચ્છા અંગ્રેજ લખનારે આપ્યા છે, તેમાંથી છેટે છેટે અકેકો લઇએ. નિચલામાં એવી બનાવટ કરી છે, કે A

---

* અલેફ્ ( ا ) હરફ્ને પ્રિયાના સીધાં કદની સાથે સરખામણી ફારશી શાયરોએ કરેલી છે.

હરફના સ્વરવાળાજ તમામ શબ્દો આખી કવિતામાં વાપરેલા છે. એકપણ શબ્દ એવો નથી, કે જેમાં બીજો કોઇ પણ જાતનો સ્વર આવ્યો હોય. વળી દરેક શબ્દમાં A હરફ છેજ છે; રશીઆ અને તરકીની લડાઇ વિષે નિચે મુજબઃ—

" *War harms all ranks, all arts, all crafts appal;*
*At Mars' harsh blast, arch, rampart, altar fall!*
*Ah! hard as adamant, a braggart Czar*
*Arms vassal-swarms, and fans a fatal war!*
*Rampant at that bad call, a Vandal band*
*Harass, and harm, and ransack Wallach-land.*
*A Tartar phalanx Balkan's scarp hath past,*
*And Allah's standard falls, alas! at last,* "

બધી ગમ્મ આ—આ—ઓ—ઓ—એ—એ, એવીજ રીતના સ્વરાભાવ સજેલા બહુ ગમત આપે છે. એક શાયર લખે છે કેઃ—

"કતુન અઝ હસ્તીએ **મન** બીશ અઝ ઇન દો નીશાન નમાન્દ,
દેલી ચુ ચશ્મેએ મીમ ઓ કદી ચુ હલકેએ નુન."

યાનેઃ—મારી હૈયાતી દાખલ હવે તો **મારા**માં કશું પણ રહ્યું નથી, શીવાય કે બે ચીજ રહી છે. એક તો મીમ (૧) હરફના જીણાં માથાં જેટલું દીલ, અને વાંકા વળેલા નુન ( ں ) હરફના જેવું મારૂં શરિર વાંકું વળી ગયલું છે તે. એમાં સ્વરાભાવીની ખુબી એવીછે કે, મીમ+ નુન=**મન** યાને હું થાય છે, અર્થાત મારામાં હવે **હું** એટલું નામ શીવાય બીજું કંઇ રહ્યું નથી. એના કરતાં વધુ ઉંડી સમજવાળો એક દાખલો લઇશું.

"ઝબાન ગર જાયે ખુદ માનદ, ઝબાન અસ્ત,
વગર યક નુકતે ઝીઆદે શુદ ઝીઆન અસ્ત."

યાનેકેઃ—જ્યાં સૂધી જીભળડી બરાબર પોતાની જગાએ ઠરેલી રહે ત્યાં સૂધી તો તે ઝબાન છે. મગર જો એક મીંડાં જેટલી પણ તેને લંબાવવામાં આવે, યાને કે જો તે જીભ ઘણો લવલવારો કરે તો, તે ઘણીજ નુકશાનકારક ચીજ છે. એમાં ઉંડો અર્થ એવો છે કે, ફારશી **ઝબાન** શબ્દમાં **બે** અક્ષરની નીચે એકજ મીંડું આવે છે, અને તેમજ જો વાંચ્યે તો **ઝબાન** વંચાય છે, અને તે બરાબર છે. પણ જો **બે**હરફની નીચે એક મીંડુ વધાર્યે, તો **બે** નો ઇ થઇ જાય,

અને ઝબાનને બદલે **ઝીઆંન** વંચાય; અને તેનો અર્થ પણ 'છભ' ને બદલે 'નુકશાન' એવો થઇ જાય.

" સરોદે પાકદામની " માં મી. ફીરોઝે પેલો ફુલમાળાબંદ દુમિલા છંદમાં ગૂંઠેલો છે, તે સ્વરાભાવી છે, જેમાંનો એક દ્રષ્ટાંત આપણે અક્ષરાભાવીમાં બતાવી આવ્યા છીએ. જેમકે:—

" હક નામ તજી તર પાર કરો, થઇ નેક અરે બસ પાપ ડરી;
શક જામ તજી કર પ્યાર ખરો, લઇ એક ખરે હસ બાપ વરી.
ધક ફામ હજી ઘર ટાર સરો, જઇ છેક ધરે ધસ કાપ ધરી;
તક દામ લજી સર દાર ડરો, ગઇ ટેક થરે ધસ છાપ ફરી.
શક હામ સજી ભર હાર નરો, ભઇ વેક કરે જસ આપ કરી."

એમાં સ્વરાભાવીની ગોઠવણ એવી રીતે કરેલી છે કે, દરેક શબ્દની નિચે બરાબર તેનેજ મળતા પ્રાસ અને વજનનોજ બીજો શબ્દ ગોઠવેલો છે, જેમકે:—હક—શક—ધક—તક—એ સો એકેકની નિચે બરાબર ગોઠવાયલા છે. એ સ્વરાભાવીનો એક પ્રકાર છે. સ્વરાભાવીનો જે મુખ્ય પ્રકાર જેને *Lipogram* કહે છે, તેની ઉત્પત્તિ અને તેનું કૌતક કેમ જાગ્યું તે જણાવવા જેવું છે. એક કવિ પોતાની કવિતા એવી બનાવે, કે તેમાં તે પેહેલાંથી ધારીને બેસે કે, આ કવિતામાં ફલાણો ફલાણો હરફ નહીં વાપરવો, તો તે નહીંજ વાપરે. ઇ. સ. ની પેહેલાં ૫૩૮ વરસ ઉપર ગ્રીક કવિ **લેસસે** એક મરશીઆ જોડયા, તેમાં તેણે S હરફ બીલકુલ વાપર્યો નહીં. કોઇ પણ ઠેકાણે **એસ** હરફ દીઠામાં ન આવતો ! **એસ** હરફ એટલોનો અગત્યનો છે કે, તે કેઠે પણ વપરાઇ જાય, પણ આખા કાવ્યમાં તે નજર આવતો ન હતો. એના કરતાં પણ વધારે તો એ છે કે, બીજા ગ્રીક કવિ ત્રીફીયોદોરસે ઇ. સ. અગાઉ છઠી સદીમાં, ત્રોય શેહેરના વિનાશ ઉપર ૨૪ ચોપડીઓ ભરીને કાવ્ય રચના કરી. તેમાં ૧ લી ચોપડીમાં ગ્રીક ભાષાનો A હરફ, તો ૨ જી માં B હરફ, તો ત્રીજીમાં C હરફ, એ પ્રમાણે દરેક ગ્રંથમાં એકેકો હરફ અનુક્રમે બીલકુલજ વાપર્યો નહીં ! ! એટલે કે એવો એકપણ શબ્દ નહીં આવે, કે જેમાં કાઢી નાંખવા ધારેલો હરફ આવી જાય ! ! નવસારીના એક ફારશી ખાએ એક કેતાબ બનાવી છે, જે છપાયા વિના અભડાઇ ઉપર રહી ગઇ છે, તેમાં નુંકતાંવાળો એકપણ શબ્દ વાપર્યો નથી !! ઘણીજ અજાયબીની વાત છે, કે ફારશી ભાષા જે નુકતાંનીજ બનેલી

છે, તેમાં પણ આવી બનાવટ કેમ થાય ? **પીન્ડર**ના રચેલા કેટલાક ગ્રંથોમાં S હરફ બીલકુલ આવેલો નથી. એ પ્રમાણે ઘણા જુના કાળથી આવાં કાવ્ય–ચેડાં ( ! ) થતાં આવ્યાં છે. વળી એક એવો પણ દાખલો છે કે, સાગરી નામનો એક કવિ, જાણીતા કવિ **જામી**નો મિત્ર હતો. એક વાર ખુશ લેહેરમાં જામીએ સાગરીને માટે નીચે પ્રમાણે ટુચકો લખ્યો.

"સાગેરી મી ગોફ્ત દોઝદાંન મઆની બુર્દેહ અંદ,
હર કુજા દર શયરે મન યક મઆનીએખુશ દીદેહ અંદ;
દીદમ અકસર શયરહાયશરા યકી મઆની નદાસ્ત,
રાસ્ત મી ગોફ્ત ઈંકે મઆનીહાશરા દુઝદીદેહ અંદ."

યાનેઃ—સાગરી કલા કરે છે કે, મારી જે કવિતાઓમાં કાંઇ સમજણદાર મતલબનું લખાંણુ હોય છે, તે કાવ્યચોરો તફરાવી લે છે. ઘણુંકરીને મેં તેની સર્વ કવિતાઓ જોઇ છે, અને તેમાંની એકમાં પણ એક રતીભાર પણ ખુબીદાર મતલબનું મેં તો જોયું નથી. એટલું તેનું કહેવું ખરૂં છે, કે તેની કવિતા મધેની તેવી તૉફો મતલબની ચોરી થઇ છે. સાગરીને ઘણાઓએ **જામી** જેવા દોસ્તના આવા વેણ વિષે વારંવાર સતાવ્યા કર્યાથી, એક દિને સાગરીએ જામીને એવું તાંણા ભરેલું લખવાનું કારણ પુછ્યું. પણ જામીએ ઠાવકે-પણે જવાબ દીધો, "મેં તે કાવ્યમાં તમારે માટે જરા પણ ઇસારો કરેલો નથી; હું તો માત્ર **શાયરી** યાને **એક કવિને** માટે બોલ્યો છું, પરંતુ **શાયરી** અને **શાગરી** એ શબ્દો એક રૂપના દેખાતા હોવાથી, કોઇ તમારા ખેરખાહોએ **ઐન** નો **ગૈન** કરી નાંખ્યો છે. યાને ઐન હરફ ઉપર એક નુંકતું વધારી દીધાથી એ ભુલ થઇ છે ! કેવો હાજર જવાબ !

આદમની ઓરત ઇવની પડતી ઉપર એક જોડણી કરી છે, જેમાં આખી કવિતામાં E હરફ શિવાય બીજો કોઇ પણ સ્વર બીલકુલ વાપર્યો નથીઃ—

" *Eve Eden's empress, needs defended be,*
*The serpent greets her when she seeks the tree.*
*Serene she sees the speckled tempter creep;*
*Gentle he seems–perverted schemer deep—*

*Yet endless pretexts, ever fresh, prefers,*
*Perverts her senses, revels when she errs,*
*Sneers when she weeps, regrets, repents she fell,*
*Then deep-revenged, reseeks the nether hell !"*

એમાં નથી આઇ, ઓ, એ, વાઇ, કે કોઇપણ સ્વર. ઇવનાં નામનો પેહેલો હરફ E શિવાયનો બીજો બિલકુલ નથી. સુંદરદાસે પણ એવી જાતની લઘુ અક્ષરી બનાવટ કરેલી છે, જેમાં એકપણ શબ્દમાં કાનો, માત્રા, રસ્વ, દીર્ઘ, કે અનુસ્વાર, કે કાંઇ કાંઇ નથી. દરેક હરફે હરફ ખોડા રાખેલા છે; જેમકે.—

" जप तप करत धरत व्रत जत सत ।
मन वच क्रम भ्रम कष्ट सहत तन ॥
वल्कल वसन असन फल पत्र जल ।
कसत रसन रस तजत बसत वन ॥
जरत मरत नर गरत फरत सर ।
कहत लहत हय गज दल बल घन ॥
पचत पचत भव भय न टरत सठ ।
घट घट प्रगट रहत न लखत जन ॥ "

પ્યારા વાંચકો આવા પ્રકારના સ્વરાભાવી જોડવા કાંઇ સહેલું કામ નથી. આવી બનાવટો કરવા ઘણો શ્રમ લેવો પડે છે. એક ગુર્જર કવિએ નિચે મુજબ અર્થાલંકાર તથા શબ્દાલંકારના ઉદાહરણોમાં સ્વરાભાવી બનાવેલ છેઃ—

" **રતી**૧ પૂરે તારી, ખુબિ નથી વિસારી વિસ**રતી**;
**રતી**૨ જેવી રૂપે, સરસ્વતિ શિ વાણી ઉચ્ચ**રતી**;
**રતી**૩ જેની રૂડી, અનિતિ રસતે ના વિચ**રતી**;
**રતી**૪ રૂડી ભાગ્ય, સકલ ગુણ જિવ્હા સમ**રતી**. "
**રતી**૫ રૂપવતી, સાબરમતિ રૂડી બેઠી કુહ**રતી**;
**રતી**૬ **માસિક** ગતિ, ગઇ હાથ છોડી વાંચક વ**રતી**.
ઉપલામાં છેલ્લી બે લીટીઓ આ લખનારે પોતા તરફથી જો-

ડીને મુકી છે ૧–રતી=એટલે ભાર. ૨–રતી=એટલે કામપ્રીયા. ૩–પ્રીતી. ૪–રેખા. ૫–સાબરમતીવાળી માસિક મજાહની એક જાણીતી મરહુમ લખનારી બાઇ નામે રતી. ૬–આનંદિ. એમાં સ્વરાભાવી એવી રીતે જણાવ્યો છે, કે **રતી** શબ્દ જેમ પેહેલો વંચાય છે, તેવોજ રતી ઉચ્ચાર દરેક લીટીમાં છેહ્લે પણ વંચાય છે. કહો તો દ્વિઅર્થિ અલંકાર ઉપરાંત બીજા અલંકારો એમાં ભેળેલા છે. સાંજ પડવાની તૈયારી ઉપર એક કવિએ સ્વરાભાવિ એવી રીતે વાપરેલો છે કે, આખી કવિતામાં I ના સ્વર શિવાય બીજો કોઇ પણ સ્વર બીલકુલ દીઠામાં આવતોજ નથી.

" *Idling I sit in this mild twilight dim,*
*Whilst birds, in wild swift vigils, circling skim*
*Light wings in sighing sink, till, rising bright,*
*Night's Virgin Pilgrim swims in vivid light.* "

એમાં વળી *I* ના સ્વર ઉપરનોજ ભાવ બતાવામાં આવ્યો છે. એ પ્રમાણે કોઇ કવિતામાં કોઇ સ્વર કેવળજ લાવવામાં આવેલ નથી, તેમ વળી કોઇમાંતો અમુક સ્વર શિવાય બીજો બીલકુલ રાખવામાં આવેલોજ નથી. ત્યારે એવી જાતની રમુજે ફુરસદ જેવી કવિતાઓ, કેવી ખુશનમા લાગે છે, તે તો જેને એ વાતનો શોખ હશે તેજ જાણતા હશે.

ખાકાંની નામના જાણીતા શાયરે એકવાર ખાકાન મીનોચેહેર શેરવાન શાહ હજુર નીચલી અરજ લખી મોકલી કેઃ—

" વશકી દેહ કે દર બરમ ગીરદ, યા વશાકી કે દર બરશ ગીરમ.

યાને; મને એક ગરમ પેહેરન બખશ, કે જે મને કોટી કરી રહે, **યા** એક દેખાવડો ગુલામ આપ, કે જેને હું કોટી કરી રહું. આ ઉપરથી ખાકાંનને માઠું લાગ્યું, કે શું હુ એ બંન્ને ચીજો આપવાને અશકત છું, કે ફલાણું આપો **યા** ફલાણું આપો એમ લખ્યું! તેથી શાયરને સજાને પાત્ર ઠરાવા જાસુદને મોકલ્યો. કવિ સાહેબે તે જાસુદના દેખતજ ગુસ્સા ભરેલો ચેહરો કરી એક માંખને પકડી તેની પાંખો અને પગો કાપી નાંખ્યાં; અને બચારી માંખીના છુટા પાડેલા શરિરના ભાગો સાથે નીચલો પેગામ લખી જાસુદના હાથમાં આપ્યો. " મેં તો **બા** ( એટલે **સાથે** ) શબ્દ લખેલો હતો; પણ આ કમબખત નાપાક માંખી, શાહી હજુતો રૂકા ઉપર સુકાય નહી તેટલાં "**એ**" હરફની

નીચેના **એક** નુંકતો ઉપર બેઠી, અને જેવી ઉડી કે પેલું એક નુંકતું લંબાયું, ને બે નુંકતાં વંચાયાં. જેથી **બા** નો **યા** થઇ ગયો;* બાકી મેં તો આપ નામદારના સખી દિલગુરદા પ્રમાણેજ લખ્યું હતું. ખાકાન બહુજ ખુશ થઇ ગયો. એ પ્રમાણે એક સ્વરનોજ નહીં, પણ એક મીંડાંનો પણ તરેહવાર અલંકાર ફારશી ભાષામાં પડેલો છે.

એક ભગત ત્રીભંગીછંદમાં દરેક થોકો आ સ્વર ઉપર રચી ગયો છે, જેમાં પ્રત્યેક અલાપે આ—આ—એવો સ્વરોચ્ચાર થશે.

"तो मै मत माता। विषया राता ॥ वहिया जाता। इन बाता॥
तब गोते खाता। डुबता जाता॥ होती घाता। पछताता॥
उन सब सुख दाता। काढयो नाता॥ आप विधाता। गहिलेला॥
दादूका चेला। चेतन भेला॥ सुंदर मारग। बूझेला॥"

વળી પણ સુંદરવિલાસમાં અં સ્વર ઉપર કાવ્ય રચી સ્વરાભાવી દીપાવ્યું છે. તેમાં જોવાનું એ છે કે, થોકે થોકે ધારેલા સ્વરની મજા લેવામાં આવી છેઃ—

"તો બૈઠા છાજં—અંતર ગાજં—રણમેં રાજં—નહિ ભાજં;
સો કીયા કાજં—જોડયા સાજં—તોડી લાજં—યહ પાજં.
ઉન સબ શીરતાજં—તબહિ નિવાજં—આનંદ આજં—આકેલા;"

એ પ્રમાણે અં—અં—એવો સ્વરોચ્ચાર થાય એવી સંખ્યાબંધ કવેતો ભગતોએ જોડેલી છે, એટલુંજ નહીં પણ મીરાંબાઇ જેવી ભગતાણીઓએ પણ જોડીને કાવ્યની તરેહ તરેહની ફાશીનો બતાવી છે. હવે એક અંગ્રેજી દાખલો આપ્યે, કે જેમાં U ના સ્વરવાળાજ શબ્દોની કવિતા રચવામાં આવી છેઃ—

"*Dull humdrum murmurs lull, but hubbub stuns.*
*Lucullus snuffs up musk, mundungus shuns.*
*Puss purs, buds burst, bucks butt, luck turns up trumps;*
*But full cups, hurtful, spur up unjust thumps.*"

---

* ફારશીમાં ب બા=એટલે સાથે થાય, અને ي યા=એટલે અથવા થાય છે. તેથી **બા** ની નીચેનું એક નુંકતું લંબાઇ બે જેવાં લાગે, તો **યા** થઇ જાય, અને અર્થ બદલાઇ જાય.

એમાં વળી U હરફનીજ ફાશીન વાપરી છે. કાવ્યનો રસ આપણે નામ આપ્યું છે, તે એવી એવી ફાશીનોને મુખ્ય કરી અવલંબીને આપેલું છે.

"**સી** કહેતે શ્રી ઉપજે, **તા** કહેતે તમ નાસ;
તુલશી સીતા જો કહે, રામ નામ લે પાસ."

રામની **સ્ત્રિ** સીતા માંનો પેહેલો **શી** હરફ છે તે **શ્રી** નો **સી** છે; અને સીતામાં **તા** છે, તે તમો ગુણનો નાશ કરનારો છે. જેથી જેવું આપણે સીતાનું નામ યાદ કર્યે, કે તુર્ત તેના વર રામ રાજાનું યાને બીજા બોલોમાં ખુદાનું નામ બોલાઇજ જાય છે. કેમકે સીતા બોલતાંજ રામ કરીને સાથેજ બોલાય છે. એ પણ સ્વરાભાવીજ છે. **હદીસ**માં છે કેઃ—"અના અહમદ બલા **મીમ**." યાને "હું મીમ વિનાનો અહમદ છું." મીમ=એટલે અહંપદ. જો અહંપદ યાને અભિમાનની નિવૃત્તિ થાય તો બાકી શું રહે? યાને **અહમદ** શબ્દમાંથી **મીમ** નો અક્ષર બાદ કરતાં જે બાકી રહે છે તે "**અહદ**" રહે. જેનો અર્થ એવો થાય છે કે પેગંબર સાહેબ મહમદ અહમદથી નિવૃતિ પામી "અહદ" જોડે ઐક્યતાને પામ્યા હતા, યાને ખોદાને મળી ગયા.

"*Persevere, ye perfect men, Ever keep the precepts ten.*" એવાં અનેક જોડાંણો એકજ સ્વરનો ભાવ બતાવનારાં ટીટ બીત્સ, ઓ બેલ્સ, વિગેરે માસિકોમાં આવેલાં છે. જૂદી જૂદી લીટીઓમાં જૂદા જૂદા સ્વરાભાવીનો તૉર બતાવનારી સુંદરદાસની જોડણી ગાયા કરવા લાયક છેઃ—

" लक्ष अलक्ष अदक्ष न दक्ष न ।
पक्ष अपक्ष न तूले न भारो ॥
झूठ न साच अवाच न वाच न ।
कंचन काच न दीन उदारो ॥
जान अजान न मान अमान न ।
सान गुमान न जीत न हारो ॥
सुंदर कोउक जानिं शके यह ।
गोकुल गांवको पेंडोहिं न्यारो ॥"

" કક્કા કેવળ બ્રહ્મ હે, બબ્બા બીજ શરીર;
રરા સબસે રમ રહ્યા, તાકા નામ **કબીર.** "

ક+બી+ર=એમા ક શું બતાવે છે, **બી** શું બતાવે છે, અને **ર** શું બતાવે છે, તેનો ભેદ ખોલ્લો કરી, જે ત્રણ ચીજથી કબીર બન્યો તે આ અલંકારથી સમજાવેલું છે.

હવે સ્વરાભાવીનો એક અંગ્રેજી નૌત્તમ નમુનો બતાવીશું; કે જેમાં *O* હરફનોજ સ્વરોચ્ચાર કરેલો છે, બીજો કોઇપણ જાતનો સ્વર ન વાપરતાં ઓ—ઓ બોલાયા કરે એવી કવિતા એક જોડેલી છે, તે નીચે મુજબ:—

" *No monk too good to rob, or cog, or plot,*
*No fool so gross to bolt Scotch collops hot.*
*From Donjon tops no Oronooko rolls.*
*Logwood, not lotos, floods Oporto's bowls.*
*Troops of old tosspots oft to sot consort.*
*Box tops our schoolboys, too, do flog for sport,*
*No cool monsoons blow oft on Oxford dons,*
*Orthodox, jog-trot, book-worm Solomons !*
*Bold Ostrogoths of ghosts no horror show.*
*On London shop-fronts no hop-blossoms grow.*
*To crocks of gold no Dodo looks for food.*
*On soft cloth footstools no old fox doth brood.*
*Long storm-tost sloops forlorn do work to port.*
*Rooksdo not roost on spoons,nor woodcocks snort.*
*Nor dog on snowdrop or on coltsfoot rolls,*
*Nor common frog concocts long protocols.* "

જે વાત નિર્વિવાદ તેજ આ સ્વરાભાવીમાં બતાવી છે, પણ ચંદ્ર ઉપરના ધાબાંની માફક કવિએ એક બે શબ્દ ખોડયલ મુંકી દીધા છે.

સરખામણી આપવાના જે અલંકારો આપણે આગળ આપ્યા છે, તેના એક જોડયા ભાઇ જેવોજ જુદાં રૂપે કવિ નર્મદાશંકરે જણાવ્યો છે, તે નીચલાં ઉપરથી સમજાશે;—

**પપ-રૂપક:**—જ્યારે એક વસ્તુનું વર્ણન, બીજી વસ્તુના

નામથી અથવા ધર્મથી અથવા નામ ધર્મ બન્નેથી થાય છે, ત્યારે રૂપક કહેવાય છે. જેમકે **ખાકાંની** કહે છે કેઃ—

"તા આઇને જમાલે તુ દીદો તુ હોસ્ને ખીશ,
તુ આશકે ખુદી ઝેતો આશેકતર આઇને."

પ્રિયા ! જ્યારથી આ આરશીએ તારી ખુબસુરતી જોઇ, અને તેમાં તેં તારો ખુશનુમા દીદાર જોયો, ત્યારથી તું તારી ઉપરજ મોહી પડી છે, અને તું તારા ઉપર જેટલી પ્યારમાં પડી છે, તેના કરતાં વધારે તો આ આરશો તારા પ્યારમાં પડયો છે ! એમાં વર્ણન તો મોં જોવાની આરશી યાને દર્પણ વીશે છે, પરંતુ આશકની **આંખો** વીશે તે બોલ્યો છે. એટલેકે તે આંખોમાં પ્યારીનો ઓળો પડયો ત્યારથી તે આંખો યાને આશક પોતે પ્યારમાં પડયો છે.

## માલિનિ વૃત.

"ન**ખિલિ** પુરિ જુવાની, રાયની એટલે રે,
યશ યશ યશ ના તે **સિંહ** શીકાર લેરે;
પ્રથમ તલપ ફાળે જુક્તિથી જોઇ લેરે.
પછિ બહુ **ગજ** મોટા સેજમાં મારિ લેરે." ( ન. ક. )

એમાં રાજાનું વર્ણન સિંહના નામથી કર્યું છે. રાજાના જોરને સિંહના જોર સાથે સરખાવી, સિંહ જેમ હાથીનો શિકાર કરે છે, તેમ રાજા જશ રૂપી હાથીનો શીકાર કરે છે. જુવાનીને ફુલના ખીલવા સાથે વર્ણવી છે.

"રફતમ બ સુએ દરિયા, દીદમ અજબ તમાશા;
દરિયા દરને કીસ્તી, કીસ્તી દરને દરિયા."

યાને, હું એક દરિયા કિનારે ગયો, ત્યાં મેં અજબ જેવો તમાશો જોયો; કે દરિયામાં કીસ્તી ચાલતી હતી, અને તે કીસ્તીમાં બીજો દરિયો હતો. એમાં દરિયા મધેની કીસ્તી રૂપે નદિમાં તરતાં નાલ્યર વીશે વર્ણન છે. યાને નદીમાં નાલ્યર હતું, ને નાલ્યરમાં પાણીનો દરિયાવ હતો. વળી એનો બીજો પણ જવાબ છે, જે શેવકે "નૂરેએલમ"માં લંબાણથી સમજાવેલો છે, પણ અત્રે તેની જરૂર નથી.

## ચામર વૃત.

"મ્હેનમાં છુટા ફર્યા અગાઉ પોપટો પણ,

હાલમાં પડયાછ પાંજરે ગુમાવિને પણું,
વર્ષ તો વહી ગયાં ગયા પગો બંધાઇરે,
ના ગમે છુટૂં થવું ગયૂંજ વીર્ય ભાઇરે. " (ન. ક.)

એમાં હિંદુઓનું પોપટના નામ અને ગુણ ધર્મથી વર્ણન કરેલ છે.

## ગીતિ વૃત.

" ઘરમાળો રે ભાંગ્યો, પેટીઓએ પડયાં હવે તાળાં,
પોપટજી કહાં ઉડીયા, એકકો બચ્ચૂં કને નહી વ્હાલા."(ન. ક.)

એમાં કોઇ વિધવા પોપટી રૂપે પોતાના વરને પોતાના નામ ધર્મથી બોલાવી વિલાપ કરે છે.

## દોહરા.

" **જિવતર વ્હાણું** વહિ જશે,ભણવે કંઇ ચિત રાખ,
ખરે **બપોરે** તલપિને, થઇશ બળીને ખાખ—૧
સ્વતંત્રતા **વેચી** કરી કરવી પરવશ દેહ,
**ગર્દભી** નફફટ નોકરી, નામ **બાળ** તૂં તેહ. "—૨

રૂપક ઓળખવાને **રૂપ—રૂપી—બીજો—બીજી**—વગેરે વાચક શબ્દો વપરાય છે.

" ગરીબી અઝ બીઆબાન શુદ બશેહેરી,
સીએ કરદંદ રૂઇ ઓ સર બુરીદંદ;
સવારશ બરસે મરકબ કર્દંહ ઊશ,
બમયદાન અઝ સુયે સર બર કશીદંદ."

યાનેઃ—જંગલમાંથી એક મુસાફર શેહેરમાં આવ્યો. ત્યાં તેનું માથું કાપી નાંખી તેનું મોહું કાળું કરવામાં આવ્યું. પછી તેને ત્રણ ઘોડા ઉપર સ્વાર કરવામાં આવ્યો, અને પછી જમીન ઉપર ઉંધો નાંખી તેને ઘસડવામાં આવતાં તેનું માથું જમીન ઉપર ફસલાતું હતું. એમાં જંગલ મધે મુસાફર રૂપે **બરૂની કલમ** વીશે વર્ણન છે. જંગલમાં બરૂ ઉગે છે. તેને ઘડતી વેળા માથું કાપે છે. શાહીમાં બોળી મોં કાળું કરે છે. હાથના ૩ આંગળાં ઉપર સ્વાર કરાવી કાગળ ઉપર લખાણ કરાવામાં આવે છે તે ઉપર છે.

કંથા રણમે પેદ કે, કાંઇ જૂવે સાથ;

" સાથી થારા તીન હૈ, હિયે કટારી હાથ.

રજપૂતાંણી રજપૂતને કહે છે કે, ઓ ધણિરાજ! રણમાં પડયા પછી સાથીની વાટ શું કરવા જૂએ છે! તારે ત્રણ સાથી તો તારા અંગનાજ છે. તારૂં હૈયું યાને તારી હિમ્મત. તારી કટારી એ બીજો સાથી. અને તારા હાથ એ ત્રીજો સાથી છે.

રૂપકના ૩ ભેદો મુખ્ય છે. ૧ લો અભેદ રૂપક, જે અસર કરવામાં પેહેલ્લે નંબરે છે. ૨ જો ઉપમા, જે બીજે નંબરે છે, અને ૩ જો રૂપીવાચક રૂપક છે, જે ત્રીજે નંબરે અસર કરવામાં છે.

**" અજ્ઞાન રૂપી તમનાશકર્તા,**

કલ્યાણકારી મતિ દે **તું કર્તા.** " ( ન. ક. )

અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરનારો તે ઇશ્વર.

" પ્રયાણ રૂપી વિષ દંશ સાળે,

કહેવાય શત્રૂ પ્રિય વ્હાલ આવે. " ( ન. ક. )

જુદું પડવું એ રૂપી જે ઝેરી ડંખ તે સાળે છે.

" રોયાં કરવાથી ગયું પાણિ આલી,

**આંખો રૂપી વાવડિયોજ ખાલી.** " ( ન. ક. )

" આ ગવૈયો તો બીજો તાનશેન છે. "

એ અલંકાર વીશે નર્મદાશંકરે વિશેષ ટીકા કરતાં કહ્યું છે કે, જ્યાં ઉપમાન અને ઉપમેય અભેદે યાને એકજ થઇને અથવા તદ્રૂપે યાને સરખે રૂપે થઇને સાથે શોભી રહે છે ત્યાં રૂપક અલંકાર.

## ( અભેદ રૂપનું ઉદાહરણ. )

" મધમાખિજ સંત તું ચૂસી લિયે મધને સુનીતિ ફુલમાંથી નિતે;
મધમાખિજ સંત તું દંશ દિયે મધપૂડ હરી રિપુને અનિતે. "

યાનેઃ—હે સંત! તું મધમાખિજ છે—માખી તે ફુલમાંથી મધ ચૂસી લે છે, ને તું નીતિ ફુલમાંથી મુક્તિજ્ઞાન ચૂસી લે છે. વળી એમ પણ થાય છે કેઃ—હે સંત તું મધમાખીજ છે; અનિતિથી યાને વગર હકે મધપુડાને જે હરણ કરે છે તેને માખી દંશ દે છે, અને તું તારા મધપુડાને હરણકરનારને યાને તારૂં તપ ભાંજનારને દંશ યાને શ્રાપ દે છે એ તું સાધુને યોગ્ય નહીં. તારે તો ક્ષમા કરવી જોઇએ. વળી એ અભેદ રૂપકના ૩ વિભાગો છે–૧–સમ ગુણ અભેદ

રૂપક, ૨—ન્યુન ગુણ અભેદ રૂપક અને ૩—અધિક ગુણ અભેદ રૂપક.

" પીયરથી સણગાર સજી કરિ સાંજ સમે લલિતા વહુ આવી,
નીરખિ તો વળિ ચંદ્રજ તે તરૂણી ઉજળી ચપળા મન ભાવી,
ચંદ્ર ખરી પણ સુંદરી તે ન વિલાસ વિષે સમજે સમજાવી,
ચંદ્રજ ફેર નહીં બલકે વધતી રૂપ તે નિજ જન્મથિ લાવી. "

પેહેલાં બે ચરણમાં સમગુણ છે-ત્રીજા ચરણમાં ન્યુન ગુણ અને ચોથામાં અધિક ગુણ અભેદ રૂપકનો દાખલો છે. ચોથા ચરણમાં કહે છે કે, ચંદ્રનું ચાંદરણું કંઇ તેનું પોતાનું નથી, તે તો પારકાનું ( સુર્યનું ) છે, પણ પ્રિય ત્હારૂં તો ઊજળાપણું તારૂં પોતાનુંજ છે.

## ( તદ્રૂપક રૂપકનું ઉદાહરણ. )

શાળા રૂપી માતને, ન સંતાનનો પાર,
પુત્ર પુત્રિને પાવિયો, એવો છે સંસાર—૧
તેને વ્હાલાં સહુ ખરાં, સહુને નહિં કંઇ વ્હાલ;
જેને વ્હાલી તેમનો, નહિં સરખો હેવાલ-૨
વિરલાં તેને ઠારતાં, ભણી સજી સદ્‌ગૂણ;
ઘણાં એક તો ભાંડતાં, જનુનીના અવગૂણ—૩ ( ન. ક. )

વળી તદ્રૂપકના પણ અભેદ રૂપની માફક ત્રણ ભેદ છે.

" કામિનિ મુખરૂપ ચંદ્રથી, આંખો ટહાડી થાય,
ચંદ્ર નિહાળે શૂં અધિક, નાયક મંન મનાય—૧
તૂં છે મોટી સાધવી, બીજી લક્ષ્મી જાણ;
પણ નથિ ઉપજી સાગરે, એટલિ ઓછી માન—૨
ચંદ્ર કલંકીથી અધિક, મુખ રૂપ ચંદ્ર સુહાય;
**રૂપી બીજૂં** શબ્દ એ, રૂપક વાચક થાય"—૩
( ચંદ્ર લોક )

## ૨૪

*" Verse a breeze mid blossoms straying,*
*While Hope clung feeding like a bee;*
*Both were mine, Life went a-maying*

*With nature, Hope, and Poesy,*
*When I was young."*

કવિઓને એક કવિ તરફથી કવિતા કરવા વિષે એક કવિતા રૂપી સલાહ આપવામાં આવી છે કે, તમામ કવિ ભાઇઓ ! તમે જે પણ કાંઇ લખો તેમાં ભાષાને પેહેલી તપાસજો ! ઉંચામાં ઉંચા વિચારો જણાવતાં પણ તેનાથી તમે ગોળાંત્યાં ખાશો મા ! સાફમાં સાફ કવિતા અને ઉંડામાં ઉંડા વિચારો, ભાષાની ખોડને લીધે આપણને નારાજ કરે છે; તેમજ કોઇ જંગલી વાકયરૂઢી કોઇ પણ વાંચક વખાણતો નથી. તેમજ ભારી, અઘડાં, અને થથડાવનારાં લખાણ તરફ પ્યાર ઓછો રહે છે. ટુંકમાં સાદી ભાષા વિના કાંઇ લખાણ, વાંચકોને ફાયદો કરતું નથી, કે રાજી રાખતું નથી. વિચાર કરવા સારૂ વખત લ્યો ! ઉતાવળમાં ચીત્રિ નાં કાઢો ! ઉતાવળથી ઘસડી કાઢેલું કાવ્ય, બતાવી આપે છે કે તેમાં વિચાર અને કૌશલ્ય બુદ્ધિની કોતાઇ છે. ધીમે ધીમે પસાર થતાં નદિના પાણી, ધોધબંધ ઘભરાવી નાંખનારા વોહથી આપણે રાજી થતા નથી. મેહેનત લેવાને ડરવું નહીં, અને એક વિચાર કાવ્યમાં દાખલ કર્યો પછી સો વાર તેનો વિચાર કરજો ! એક વાર સુધારો, ફરી વાંચો ! બીજી વાર સુધારો, ફરી વાંચો ! એમ એમ કરતાં ચોખ્ખું નિરમળ કાવ્ય તમોને લાગે ત્યાં સુધી તેના ઉપર પાલીશ લગાડયાજ કરો ! જે બનાવ્યું હોય તેમાં ઉમેરો કર્યા કરવા કરતાં તેમાંથી કાંઇ કાઢી શકાય તે કાઢો ! એક વિચાર સુધાર્યો, એટલે તેની અસર બીજા વિચારો ઉપર થશે, માટે એક ભીડું સુધાર્યું કે તેની આસપાસનો સંબંધ પણ સુધારો; તે એટલે સૂધી કે જ્યારે બધા કકડા સામટા જોડી દૈએ ત્યારે બરાબર એકજ બનાવટ લાગે. જે બાબત ઉપર જોડો તે બાબતના મુળ મુદ્દાને વળગી રેહેજો. જાહેરમાં તમારી કવિતાઓ ઉપર ચુંઠીચુંઠીને ટિકા થવાની ધાસ્તિ રાખજો ! અને પછી તમેજ એક અચ્છા સાક્ષર થઇ જશો. કવિતા બનાવ્યાની બડાઇ અને ગરૂરીથી જેમ પરહેજ રેહેવું, તેમ દોસ્તોની ખાલી વખાંણ ઉપર લોભાઇ ન જવું. ખુશામત્યો હંમેશાં તમો જે કાંઇ કરશો તે મોંઢેથી વખાંણશે અને હૈડેથી હસશે. તેને તો તમારો બોલે બોલ પ્રસંશન્ય લાગશે. તે આનંદમાં ધ્રુજી ધાજી જશે, અને નાજુકીથી રડી પડશે. ભોલવાશો મા ! તે બધું પોકળ ! એક નિમકહલાલ મિત્ર, પણ

આપ્યો હશે તો તમારી કીર્તિ માટે સંભાળ ભર્યો રહેશે; અને તમારી ચુકો મોકળે મને બોલી દેશે. ટુંકમાં કવિઓએ ખુશામત તરફ લોભાવું જોઇતું નથી. હવે કાવ્ય રસ ઉપર આપણે આવીશું.

૫૬—પારિક્ષિકા—ફ્રેન્ચ ઉપરથી અંગ્રેજીમાં એને *Bouts Rimes* કરીને કહે છે. અંગ્રેજ લોકોમાં ઇવનીંગ પાર્ટી વખતે ખુશ ટોલટપ્પામાં એ રમુજ લેવાની રીત છે. એમાં એવું છે, કે ચોક્કશ પ્રાસવાળા ૪-૫ શબ્દો આગમચથી આપવામાં આવે છે, અને તે શબ્દોને અનુસરતી કવિતાની સતરો જોડવામાં આવે છે. કોઇ કંઇ બાબદ પર જોડે છે, તો કોઇ જૂદીજ બાબદ ઉપર જોડે છે. જેમકે *Grant–Ask–Shan't–Task* એટલા ૪ શબ્દો ઉખ્ખાણાની માફક આપ્યા, તો કોઇ કેહવાતો કવિ જોડશે કે:

“ *Sweet one, I pant for what you can* grant.
*What is it? dost thou* ask.
'*Tis a kiss that I want; so don't say I* shan't,
*When assent is an easier* task. ”

એ પ્રમાણે મોંઢાં પરની મોંઢાં પર એવી કવિતાઓ તુર્તાતુર્ત જોડવી જોઇએ છે. પેહેલવેહેલી એ રમત શોધી કાઢનાર ફ્રેન્ચ મોં. ડયુલોટ નામનો કેહવાતો કવિ કેહવાય છે; જેનો ધંધોજ હંમેશાં અનુપ્રાસિક શબ્દો ભેગા કરવાનો હતો. આવા સંગ્રેહલા શબ્દોના કાગળ્યાં એક વાર ડયુલોટ પાસેથી ગુમ થઇ ગયાં, ત્યારે તેણે બળાપો કર્યો, કે તે ખોહવાયાથી કેટલી સેંકડો કવિતાઓ ગુમ થઇ ગઇ! બીજાઓ આશ્ચર્યતાથી કદર ખાવા લાગ્યા, ત્યારે તેણે જણાવ્યું કે, તે બધી કવિતાઓ વગર પ્રાસની હતી! આ રમુજ પછી તો પાર્ટીઓમાં લેડીઓ પોતાના આશકો સાથે એજ ફ્રાશીનની ફ્રીસ્યારીઓ કરવા લાગી, અને જ્યાં પણ ૫-૭ જણાઓની કંપની ભેગી થાય, ત્યાં તુર્ત એ કાવ્ય રસની લેઝત લેવાનો ફ્રાન્સમાં રેવાજ પડયો. પછી તે રીતિ ઇંગ્લંડમાં રફ્તે રફ્તે દાખલ થઇ. પછી તો પારિક્ષિકા અલંકાર જોડનારી મંડળીઓ સ્થપાઇ, અને દર મંગળવારે કિંવા શુકરવારે સભા ભેગી થતી, અને આગલાં અઠવાડિયાંમાં આપેલા શબ્દો ઉપર જોડણી ચાલતી હતી.

હવે અંગ્રેજી સાહિત્યના શોધકો એમ જાણે છે કે, એ પારિક્ષિકા તો ફ્રેન્ચ કવિની શોધનું પરિણામ છે. પરંતુ એમાં એ અભિપ્રાય ઓછી માહીતીનો છે. કેમકે ફારસીખાંઓની એવી મંડળીઓ

મોગળ શાહનશાત વેળાએ છેક દીલ્લી, લાહોર, અને પેશાવરથી માંડી અમદાવાદ, સુરત સૂધી સ્થાપવામાં આવી હતી. તેમાં શેહેરવરાંમ ફારશી શાયરો ભેગા મળતા હતા, અને એજ તરેહની મજા લેતા. એટલુ જ નહીં પણ તરેહવાર ફાશીનોની કવિતાઓ બનાવાની ત્યાં ગમતો ચાલતી. ચાહ કાફીની પાર્ટીઓને બદલે કાવ્ય રસ પીવાની પાર્ટીઓ રોજ સાંજે ઉપલે ઠેકાણે થતી, અને સાહિત્યના શોખીનોનો ત્યાં એટલો તો જમાવ થતો, કે રોજના નવા પરોણાઓની ઝમક સાંભળવા પછી તેઓ નીશાળ્યાઓની માફક આનંદમાં છુટતા હતા, અને તેમના પેટ તે ગમતથીજ ભરાઇ જતાં. કોઇ અલેફ વગરની, તો કોઇ નુકતાં વગરની જોડણી લાવતો. કોઇ દરેક શબ્દમાં બે હરફ લાવતો, તો કોઇ દરેક શબ્દો અમુક હરફોવાળાજ ગોઠવતો. એ પ્રમાણે ગોઠવણો ચાલતી હતી. અને એ પારિક્ષિકાને "ઝાલેહે દફાયત" અથવા "કાફયત" કહેતા. તથા તેવી મંડળીઓના નામો "બઝમે કાફયત," "અંજુમને દફાયત," "મુશાયરે" વગેરે કહેતા. ટુંકમાં એ અલંકારની મજા આગલા વખતથી હિંદુસ્થાનમાં લેવાતી આવેલી છે. તેનું માન એકલા ફ્રેન્ચોને આપવું વાજબી કહેવાશે નહીં. મારી એવી પણ સૂચના છે, કે આપણા લોકો પણ પરવારતા ટોલટપ્પા મારવા બેસે, ત્યારે નિર્દોષોની નિંદા કરી તેમને પજવવા કરતાં, અને તાહરી માહરીને બદલે એવી ખુશ ગમતો તેઓએ રમવી, કે જે ગમતો સાહિત્યના શોખીનોને માટે પાના ચોપટ, કે ગીલ્લીદાંડાની રમત જેવીજ ગમત આપનારી થઇ પડશે. જાણે બેઠાં બેઠાં પ્રાસિક શબ્દો **દિલ–રાજ–નિલ–કાજ** એવા ચાર શબ્દ ઉપરથી સુંદર સતરો જોડવાનું ઉખ્યાણું આપો. તો કોઇ જોડી કાઢશે કેઃ—

અગે નાનું સંગે નાનું મોટું રાખો દિલ;
નાના કાંટા છાહવી રાખો જેવો દરિયા નિલ.
લાખ મતા નવ કોરી સત્તા કરવાની છે રાજ;
ખતા પલકમાં મતા મુકી દો કાઢી લેવા કાજ.

વળી કોઇ એજ શબ્દોનો પ્રાસ સાધીને બીજીજ ઢપ ઉપર જોડશે. એકવાર એક શખશે એવું પારિક્ષિકા મુંક્યું, કે ચાર લીટી જોડવી, અને તેમાં છેલ્લો શબ્દ દરેક લીટીમાં "**લાગે**" કરીને આવવો જોઇએ; અને વળી તેમાં ખુબી એવી રાખવી, કે ૧ લી લીટિમાં એવા શબ્દો ગોઠવવા, કે જે બોલતાં, બોલનારના હોઠ એકેકને **લાગે નહીં**; અને ૨ જી લીટિમાં બોલનારના હોઠ એકેકને **લાગે.** વળી ૩ જી

લીટિમાં નહીં લાગે, અને ચોથી લીટીમાં લાગે ! ત્યારે એક જોડણી કરી કેઃ—

કાકા કેહેતાં કંઇ નહીં લાગે,
મામા કેહેતાં લાગે;
કેળે કેળાં કંઇ નહીં લાગે,
આંબે જાંબુ લાગે.

માંગેલી દરેક શરતો એમાં આવી ગઇ છે. એવીજ રીતની પરિક્ષા ઉરદુમાં પણ લેવાયલી છે, કે "લગ લગ કહુ સો ના લગે— મત લગ કહુ લગ જાય." યાને લાગવા કહુ ત્યારે નહીં લાગે, ને નહીં લાગવા કહુ ત્યારે લાગે. અર્થાંત; પેહેલી સતર બોલતાં, બોલનારના હોઠ બીલકુલ એકેકને લાગતા નથી, પણ ૨ ૭ લીટિમાં લાગી જાય છે. ત્યારે એ અલંકાર પરિક્ષા લેવાનો હોવાથી પારિક્ષિકા કેહવાય છે. અને તે મોંપરનો મોંપર જોડવામાંજ ખુબી છે. આપણી કલબોમાં એ રીતિ દાખલ થાય તો ઘણી ગમત સાથે જ્ઞાન આપશે. અને ચુગલીચાડી થતી અટકશે. અમેરીકાનો બોગાર્ટ નામનો એક નાનકડો કવિ હતો, તેનામાં એવી શકિત હતી, કે તુર્તાતુર્ત મોંપરનો મોંપર તે કવિતા જોડી આપતો, તે એટલે સૂધી કે, કેટલાકો તો તેને માટે એવુંજ માનતા હતા, કે આગમચથી તે એવી ચીજો તૈયાર કરી રાખતો હશે. પણ નાં; જ્યારે પણ તમો કાંઇ પ્રાસના શબ્દો આપો ત્યારે તે તુર્ત જોડી કાઢતો ! તેથી રખેને તે આગમચથી જોડતો હોય, તેની પરિક્ષા કરવા તેના રસ્તામાં એક ગુંચવાડો એકવાર નાંખવામાં આવ્યો. તે એમકે ન્યુયોર્કની એક સાહિત્યોત્તેજક કલબે એવી સૂચના કરી કે, સર્વેથી ખુબસુરત ઓરત લીડીયા કેન (*Lydia Kane*) ના નામના અક્ષરો લખી કાઢવા, અને "ચાઇલ્દ હેરલ્દ" નામની કેતાબમાંથી એક છંદ કાઢવો, અને તે એકાએક ઉઘાડીને જે છંદ આવે તેમાંની ૯ લીટીઓના છેલ્લા શબ્દો મી. બોગાર્ટે પોતાની કવિતાને છેડે ગોઠવવા, અને વળી તે કવિતા એક પ્રિયા ઉપર જોડવી. ટુંકમાં ચાર તરફ તેણે એકીજ વખતે ધ્યાન આપીને ઉખ્યાણું છોડવવાનું હતું. બોગાર્ટે તુર્તજ કબુલ કર્યું, અને ૧૦ મીનિટ માંગી લીધી. ચાઇલ્દ હેરલ્દમાંનો ફકરો અત્રે ટપકાવતાં લાંબુ થાય, માટે બોગાર્ટે તે ઉપરથી જે જોડણી કરી હતી તેજ ઉતારીશું. કારણ કે

પ્રાસમાં, વજનમાં, અને પેહેલા તથા છેલ્લા શબ્દોમાં દરેક માંગેલી શરતો તે નિચે મુજબ બજા લાવ્યો છે:—

" *Lovely and loved, o'er the unconquered brave*
*Your charms resistless, matchless girl, shall reign,*
*Dear as the mother holds her infant's grave,*
*In Love's warm regions, warm, romantic Spain.*
*And should your fate to courts your steps ordain,*
*Kings would in vain to regal pomp appeal,*
*And lordly bishops kneel to you in vain,*
*Nor Valour's fire, Love's power nor Churchman's zeal*
*Endure 'gainst Love's (time's-up) untarnished steel."*

એમાં દરેક લીટીના પેહેલા હરફો ગોઠવવાથી *Lydia Kane* નું નામ નીકળે છે, અને વળી બીજી ૩ શરતો જાળવે છે. ઉપરના બ્યાનપરથી જણાયું હશે, કે જે અલંકારો, જે કાવ્ય રસ, અને જે કાવ્યની લેઝત–ઝમક–ફાશીનો માટે બીજી યુરોપની પ્રજાઓ પોત-પોતાને માટે મતલબી માન માંગે છે, તે સર્વે આપણી ફારશી, હિંદી, ઉરદુ, અને ગૂજરાતીમાં પૂર્વેથી તેવી બનાવટનું માન મેળવવા જેવી કોશીશો થઇ ચુકેલીજ છે. તેમાં પણ ફારશી ભાષાજ્ઞોએ તો બધા અલંકારોની ગમતો એટલી બધીતો પોતાનામાં ભરી રાખી છે, કે બીજી બડાઇખોર ભાષાવાળાઓ જો તેમાંથી ઉછીતું અને ગીરો લઇને પણ કાવ્ય રસ પોતાને ત્યાં દાખલ કરે તો, ખાતાં ખુટે નહીં ને પીતાં પીગળે નહીં, એટલો બધો તેઓને ખોરાક મળી આવશે.

શાહ મહમદ ગજનવી શાયરોનો જેવો ખરીદદાર હતો, તેવો બીજો કોઇ વધારે જણાયલો નથી. તેણે પોતાના દરબારી કવિ **ઓનસરી**ને જણાવ્યું કે, ઇરાંની પાદશાહોની હકીકત મને કાવ્યમાંસમજાવવી જોઇએ. બહુ આનાકાંનીથી **ઓનસરી**એ માથે લીધું. બનાવ એવો બન્યો કે, તુસના રાજાના જુલમથી તેજ વેળાએ ઇનશાફ માંગવા ફીરદોશી શાયર દરબારમાં આવ્યો હતો. સાથે તેણે પોતે બનાવેલો **ઝોહાક** અને **ફેરેદુન**ના દાસ્તાનવાળો શાહનામાનો ભાગ લાવ્યો હતો. જે વેળા **ઓનસરી** તો **રૂસ્તમ** અને **શોરાબ**નું દાસ્તાન લખી રહ્યો હતો, અને તે ભાગ દરબારમાં અતિ વિખ્યાતિ પામવાથી **ઓનસરી** ફુલી રહ્યો હતો. આ બનાવની ખુશાલીમાં તેણે પોતાના બે કવિ

બાંધવો **અસજદી** તથા **ફરરૂખીને** ઉઆફ્‌ત આપી હતી. અને જે બાગમાં ફીરદોશીએ આશરો લીધો હતો, તેજ બાગમાં તેઓ મજા મારવા લાગા. **ઓનસરીને** દબદબાવાળા પોશાકમાં જોઇ ફીરદોશીએ તેને કોઇ ઉમેરાવ જાણી, પાદશાહ આગળ પોતાની ફરિયાદ તે લઇ જશે એમ ધારી આગળ ગયો, તો **ઓનસરીએ** કહ્યું, "હમે અહીં માત્ર મજા મારવા આવ્યા છીયે, ને હમારો ઠરાવ એવો છે, કે હમારી કંપનીમાં આજે કવિ શીવાય કોઇને સામેલ રાખવો નથી. ફીરદોશીએ કહ્યું, " આપનો આજ્ઞાંકિત શેવક પણ કવિજ છું." ઓનસરી કહે, "ત્યારે તો ઠીક ! હમે ત્રણે જણા એક ચોક્કસ પ્રાસ અને વજનવાળી અર્થ સાથની ૩ સતરો બનાવ્યે, અને તમે જો ૪થી ગોઠવી આપશો તો તમને લઇશું, નહીં તો તમને એકદમ કાઢી મેલશું." પેલા ત્રણે કવિઓ હસ્યા, કે તેનાથી કદિ નજ બને એવી લાઇનો જોડશું, તો તે કેમ કરશે ? એમ કરીને તે લોકે **અક્ષરાભાવી** અલંકાર ચુંટી કાઢયો, અને આખી ફારશી ભાષામાં જે પ્રાસના માત્ર ત્રણજ શબ્દ હોય એવા ત્રણજ શબ્દ શોધી કહ્યા; જેથી તમામ ફારશી જબાનમાં ૪ થો શબ્દ રહ્યોજ નહીં. અને એકદમ નીચે પ્રમાણે તે ત્રણે જણ વારાફરતી બોલી ગયાઃ—

**ઓનસરી** બોલ્યોઃ—ચુ આરઝે તો માહ નબાશદ **રોશન,**
**અસજદી** બોલ્યોઃ—માનંન્દે રૂખત ગુલ નબુદ **ગુલશન,**
**ફરરૂખી** બોલ્યોઃ—મુઝગાનત ગુઝર કુનદ હમી અઝ **જોશન.**

આ ઉપરથી શાહનામા મધેનું એક શીપાહ બચ્ચાનું નામ, પેલા ત્રણેની અજાયબી વચ્ચે, ફીરદોશીએ યાદ કરીને ૪ થી લાઇન પુરી આપી કેઃ—

**ફીરદોશી** બોલ્યો—માનંન્દ સેનાને ગેવ દર જંગે **પશન.**

ઉપલી ચાર લીટીનો અર્થ એવો છે કે; તારા ચેહેરાની મીશાલનો તો રોશન ચંદ્રમા પણ નહી હોય. તારા મુખડાની મીશાલનું તો બાગમાં ગુલાબનું ફુલ પણ નહીં હોય. તારી આંખનાં પાપણોનાં તેઉ તીર તો બખ્તરને પણ વીંધી નાંખે છે. ત્યારે ફીરદોશીએ તે તીર વીશે કહ્યું કે, તે તીર કેવી રીતે વીંધી નાખે છે, કે જે મીશાલે **પશન** સાથની લડાઇમાં **ગેવ** પેહેલવાનના નેજાએ પશનને વીંધી નાખ્યો હતો તેમ !

આ ઉપરથી **ઓનસરીએ** તેને દાખલ કર્યો. એ પ્રમાણે

એ ત્રણે કવિઓ કરતાં ઉત્તમ **અક્ષરાભાવી** તેણે વાપરેલો છે.

પાદશાહ **નાદીરશાહ** મીજાજનો ઘણોજ કરડો હતો. પોતાના મુનશીને પોતે કહે તે મતલબનું તુર્ત લખાણ કરવા ફરમાવતો હોવાથી, મોટી કાવ્ય બુદ્ધિનાજ મુનશીને પોતા પાસે રાખતો. વળી કોઇવાર **એકજ વાકયમાં**, તો કોઇવાર **એકજ શબ્દમાં** આખું કાગળ લખી લાવવા કેહેતો ! ! તે પ્રમાણે વળી મુનશીઓ બજાવતા પણ હતા. તેમાં ચુકે તો માથુંજ કાપી નાંખતો. પોતાના એક દુશમન ઉપર **એકજ વાકયમાં** એક કાગળ લખવા ફરમાવ્યું, અને હુકમ કીધો કે તેવાં વાકયમાં **દશ શબ્દથી** વધારે શબ્દ નહીં આવવા જોઇએ. તેમાં મતલબ એવી લાવવા કહી કે, “ઓ નીચ હરામખોર શત્રુ, મારા જેવા શાહનશાહની આગળ તારી જરા પણ બીશાદ નથી. તુંને એક લેહજામાં નાશવાન કરી દઇશ, માટે તું હવે આ દેશ છોડી તુર્ત ચાલ્યો જા ! નહીં તો મારાં બળ આગળ તું કંઇજ નથી.” પેલા મુનશીએ નીચે પ્રમાણે દશ શબ્દનું વાકય લખ્યું:—

**“ અએ મુરે કમજોર ચું બાઝે બુલંદ પરવાજ બબીની, બગુઝાર ! ”**

યાને કેઃ—જ્યારે તું મોટાં બાઝ પક્ષીને જોય, ત્યારે ઓ જોર વગરની નાનકડી કીડી નાહશી જા ! કેવો સરસ પારિક્ષિકા !

**૫૭—મિશ્રણા પરિભાષિકાઃ**—પારકી ભાષાના મિશ્રણના રસથી બનેલો આ અલંકાર છે. મિશ્રણ=ભેલ; પરિ=પારકી; ભાષિકા=ભાષાના. ગૂજરાતી કવિતામાં ફારશીના, અને ઉરદુમાં મરાઠીના, તો ફારશીમાં એરેબ્બીકના, તો અંગ્રેજીમાં લેટીનના, વગેરે ભેલ થાય, તેને આ અલંકારનું નામ મળેલું છે. એને અંગ્રેજીમાં *Macaronics* કહે છે. સાહિત્યની દરેક જોડણીમાં આ અલંકાર પણ ઘણો કઠણ છે. અંગ્રેજી સાહિત્ય એમ માને છે કે, મનચુઆ ખાતે ઇ. સ. ૧૪૮૪ માં જન્મી ઇ. સ. ૧૫૪૪ માં મરણ પામેલા એક વિદ્વાન અને બુદ્ધિશાળી નર નામે **ટીઓફીલો ફોલેગોએ,** આ પ્રકારની કવિતા જોડવાનું પેહેલવેહેલું શોધી કાઢયું હતું. વળી બીજીગમ એવું પણ આવેલું છે કે, એ પ્રકારનો અલંકાર તો ઘણા આગલા વખતથી ચાલતો હતો, પણ તેનું **નામ** માત્ર ફોલેંગોએ આપ્યું હતું. અને **મેકેરોની** નામની ખાવાની એક વાણી, જેને આપણે ઇરતુના નામે ઓળખ્યે છીએ, તેમાં તરેહવાર વસાંણું

આવતાં હોવાથી, આ અલંકારને તેણે આવું નામ આપ્યું હતું. એના ઘણા દાખલા આપણી પાસે છે, પરંતુ વાંચકોને માટે થોડાકની જગા અત્રે કરીશું.

સકળ ગૂણી ભણુવેળ, મંત્રા સત્ય મે વજયત;
અતિ ન કર સુખ ચેન, અતિ સર્વત્ર વર્જયતઃ
વઇદ અભણુ નવ પારખે, દુપણુ લગાડે દાઇ રા' *
હર કેરા દર્દી રસદ–નાચાર ગુઇઅદ વાઇરા.

એમાં ૧ લી તથા બીજી લીટીઓમાં સંસ્કૃત મંત્રોનો ભેળ છે, અને ૪ થી લીટી આખી ફારશીની છે, તે ઉપલાં ગૂજરાતી કવેતમાં ગોઠવી દીધી છે. એનો અર્થ એવો છે કે, જે સદ્‌ગુણી માણસ છે, તે સત્યની જય છે એવું ભણેલો છે, અને અતિશય સુખ ચેન નહીં કરવું, કારણકે અતિ તે હંમેશાં ખરાબ હોય છે, એમ તે સમજે છે. એક નીમ હકીમ દરદ પારખે નહીં, ત્યારે અગર તો તે દાઇને દોષ આપશે, કે નહીં તો દર્દી ને માટે લાગલો તે નાચારીથી કહેશે કે, એને તો વાઇ થઇ છે.

અકબર બાદશાહે દશતુરાંન દશતુર આઝર કેવાન જેવા યોગીને ઇરાંનથી બોલાવ્યો, ત્યારે તેણે આવવાને ના પાડી, પોતાની બનાવેલી એક ચોપડી અકબર શાહ ઉપર મોકલી આપી. તેમાં તેણે પોતાની મેળે હૈયાત રેહેનારાં પ્રાણીઓ, અકલ—આત્મા—બેહેસ્ત—ગ્રહો—તત્વો વિગેરેની, તથા પાદશાહને નશીઅતોની ખુબી વિગેરે બતાવેલી હતી. એ કેતાબના ૧૪ ભાગ હતા, તે દરેક ભાગની પેહેલી લીટીમાં એવી તો ખુબી–અજબ જેવી ખુબી- તે યોગીએ રચેલી હતી, કે તે દરેક **દરી** ભાષા ×માં લખાયલી છતાં, જો તેને ઉલટે ક્રમે ( *Invertedly* ) વાંચો તો તે **અરબ્બીક** ભાષા થઇ જતી! જ્યારે પાછી વાળીને વાંચો ( *Turned about* ) ત્યારે **તરકીશ** ભાષા થઇ જતી !! અને જો તેને સુલટા ઉલટી ( *Reversed* ) કરી નાંખો, તો **હીન્દી** ભાષા થઇ જતી !!! આ તે કાવ્યની શી બનાવટ ! આ તે કેવો અલંકાર ! !

એક ખ્યાલમાં હિંદી અને ફારશીના મિશ્રણનો અલંકાર નિચે

---

* રા=રાહ યાને રસ્તો, તેનો સંક્ષેપ્ત **રા'**.

× દરી=એ ફારશીજ ભાષા છે, પણ દરબારી ભાષા છે.

પ્રમાણે સમાવેલો છેઃ—

"શકર ગંજ—ગંજબખ્શ યક ફરીદ આલમ મુરીદ,
જોઇ જોઇ ધાવત મન અનછા ફલ પાવત;
દુર કરો તનકી રંજ. શકર."

એમાં ૧ લી લીટિ ફારસી અને બીજી બે હિંદી ભાષાની છે. એ મિશ્રણા પરિભાષિકા કેહેવાય. અંગ્રેજી ભાષામાં તો એવી બનાવટો ઢગલેઢેર પડેલી છે. જરથોસ્તીઓના ભણતણોમાં હોસબાંમ, તથા ન્યાએશો વિગેરેમાં, શેકસ્તેહ ધના મેન્યો બર એહેરેમન લ્યાંનત સદ હઝાર બાદ—તથા અહુરમજદ ખુદાએ અવજૂનીએ મર્દુમ મર્દુમ સર્દેગાન હુમા સર્દેગાન—વિગેરે જે ભણતણો અવસ્તાની અંદર ફારશી યા જંદ વિગેરે બીજી ભાષાનાં આવે છે, અને જે બાજમાં ભણવામાં આવે છે, યાને કે જે પ્રગટ પઢવામાં આવતાં નથી, તે મિશ્રણાપરિભાષિકા છે. વળી આપણા જરથોસ્તી ભાઇઓ "દીનનો કલમો" કરીને જે ભણતણ ભણે છે, તેમાં આ અલંકાર બરાબર ગવાય છેઃ—

"રઝિસ્તયાઓ ચિસ્તયાઓ મજ્દ્દધાતયાઓ અષઓન્યાઓ, દએનયાઓ વંઘૂહુયાઓ માજ્દયસ્નોઇશ—દીન્ એહ્ રાસ્ત્ વ દરસ્ત્, કે ખુદાએ બર્ ખલ્ક્ ફીરેસ્તાદેહ્, ઇન અસ્ત્ કે જરાતોસ્ત આવોર્દેહ અસ્ત, દીન્ દીને જરથોસ્ત્, દીને અહુર્મઝદ્ દાદેહ્ જરથોસ્ત્."

આ પરિભાષિકાનું ભણતણ છે, જેમાં "રઝિસ્તયાઓ" થી તે "માજ્દયસ્નોઇશ" સૂધીની અવસ્તા ભાષા છે. અને "દીન એહ્ રાસ્ત" થી "દાદેહ્ જરથોસ્ત્" સૂધીનો ભાગ ફારશી ભાષાના મિશ્રણનો છે. એ પ્રમાણે આપણા અવસ્તા દરેક અલંકારમાં પૂરા છે.

"ઇનિ હમે ખરાબીએ જેહાંન હુઇ અઝ યક તુરસે,
યા એલાહી, જાંને મેરે કયું બચે દસ તુરસે."

અર્થઃ—દુન્યાની એ બધી ખરાબી **એક** તુર * થી થઇ હતી. ઓ ખોદા! ત્યારે મારો જીવ એવા **દસ** તુરથી કેમ બચશે!

એમાં ફારશી ઉરદુનો ભેલમભેલ થવા સાથે **દશતુર** ઉપર શ્લેશ આવે છે, અને દશતુર=યાને ધર્મનો વડો પણ થાય, અને **દશ તુર**=યાને એક નહીં પણ ૧૦ તુર, એવો પણ અર્થ થાય છે.

---

* તુર=અશો જરથોસ્ત પેગંબર સાહેબને મારી નાંખનાર એ **તુર** બરા તુરત હતો. જેનાથી ખરાબી થઇ હતી.

એમાં દશતુરને તુર જેવા દશ ખરાબી કરનારાઓ બરાબર ગણેલા છે.

કવિ પ્રેમાનંદ ગૂજરાતી ભેલું ફારશી મિશ્રણ નિચે મુજબ વાપરે છે.—

" ગુછ પેચ પાઘડીઓ નોરા, દીસે ઝોક ઝગાલજી,
**પાયજામા નીમા ને જામા, પિછોરી બાળા બંધજી.**"

પેહેલી લીટિમાં વસ્ત્રોના નામો ગૂજરાતી ભાષાના છે, જ્યારે બીજી લીટિમા કપડાંના નામો ફારશી ભાષાનાછે. **ડનબારનું** " ટેસ્ટામેંટ ઓફ એન્ડ્રો કેનેડી " સર્વથી સરસ મિશ્રણાપરિભાષિકાનું લખાંણુ પુરૂં પાડે છે, જેની છેલ્લીજ લીટીઓ ફક્ત અત્રે ટાકી બતાવુ :—

*" I will na priestis for me sing,*
*Dies illa, Dies irae;*
*Na yet na bellis for me ring,*
*Sicut semper solet fieri. "*

એ બાંધણીમાં લેટીન—અંગ્રેજી—અને જુની સ્કોટીશ ભાષાઓ વારંવાર આખા કાવ્યમાં ભેળેલી છે. આ મેકરોનીકસના પિતા **ફોલેન્ગો** પછી બીજા ઘણાઓ નકલ કરનારા થયા, પરંતુ તેને પોંહચી શકયા નો'તા; તો જો કે લગભગ સઘળી યુરોપ્યન ભાષાઓમાં એ પરિભાષીકાના છુટા છવાયા દાખલા અને નમુના મળી આવે છે. ઇ. સ. ૧૮૨૯ માં **જેન્થે** નામના ઇતિહાસ કર્તાએ જરમનીના સાહિત્યમાં એક તવારીખની એવી અક્ષેશ કરી હતી, કે જે તમામ આ અલંકારથી ભરેલી હતી; અને સાથે વળી એ અલંકારને લગતું અગત્યનું એક લખાણુ પણ ભેટ આપ્યું હતું. તેની નકલ મી. સેન્ડીસ નામના લખનારે ઇંગ્લંડમાં કીધી હતી, જેણે ઇ. સ. ૧૮૩૧ માં " પરિભાષિકા કાવ્યના નમુનાઓ " એવી મતલબનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું. પણ એ પ્રકારનું ઉત્તમ પુસ્તક પારિસ ખાતે ઇ. સ. ૧૮૫૨ માં **ઑક્ટેવ ડીલેપ્યરી** નામના લખનારે પ્રગટ કર્યું હતું, તે બહુ વખણાયુ છે.

આપણું આ **કાવ્ય રસ** એક જાતનું મિશ્રણાપરિભાષિકા અલંકારનું એક બંધારણ કહી શકાય કેમકે એમાં પણ અવસ્તા—ગુજરાતી—સંસ્કૃત—ઉરદુ—અંગ્રેજી—ફારશી—ગ્રીક—મરાઠી—હિંદુસ્થાંની વગેરે તરેહવાર ભાષાઓનું એક ચિત્ર છે, જેમાં તરેહવાર નવા નવા રંગો આવેલા છે. લાટીન ભાષાનું નવી જાતનુ મિશ્રણ

એસ. દબલ્યુ. પારટ્રીજે કરેલું વાંચનારાઓને પસંદ પડ્યા વિના રહેશે નહીં. તે એમકે એક ભાષામાં જે લખાણ લખેલું તે, તેજ ભાષામાં સમજાવા ઉપરાંત જ્યારે તે બોલવામાં આવે, ત્યારે તે બરાબર બીજી પણ ભાષાની બનાવટ થઇ જાય છે, એટલુંજ નહીં, પણ તેવીજ મતલબ બીજી ભાષામાં ઉપજાવી શકાય છે ! ! આ કેવું બીકટ કામ ! એક પાહાડ તોડીને પાછો તેવોજ પાહાડ ઉભો કરવાનું કામ હજુ થઇ શકે, પણ આવી ચમત્કારિક બનાવટ તો પાહાડ કરતાં પણ ભારી ને મુશકેલ છે.

| Tonis ab Resto Mare. | Tony's Address To Mary. |
| --- | --- |
| *O Mare, aevi si forme,* | *O Mary, heave a sigh for me,* |
| *Forme ure tonitru,* | *For me, your Tony true;* |
| *Iambecum as amandum,* | *Iambecome as a man dumb-* |
| *Olet Hymen promptu!* | *Oh, let Hymen prompt you!* |
| *Mihi his vetas an ne se,* | *My eye is vet as any sea,* |
| *As humano eribi.* | *As you may know hereby;* |
| *Olet mecum marito te,* | *Oh, let me come, Mary, to tea,* |
| *Or Eta, Beta, Pi!* | *Or eat a bit o'pie!* |
| *Alas! plano more meretrix,* | *Alas!! play no more merry tricks,* |
| *Mi ardor vel uno;* | *My ardour vel you know;* |
| *Inferiam ure art is base;* | *In fear I am your heart is base;* |
| *Tolerat me urebo.* | *Tolerate me, your beau!* |
| *Ahm! ve ara scillicet* | *Ah me! ve are a silly set* |
| *To laudu vimen thus,* | *To laud you vimen thus;* |
| *Hiatu as arandum sex,* | *I hate you as a random sex,* |
| *Illuc Ionicus.* | *Ill-luck I only curse.* |
| *Heu! sed heu! vixen imago,* | *You said, you vixen, I may go;* |
| *Mi mises mara sta;* | *My missus, Mary, stay;* |

| | |
|---|---|
| *O cantu redit in mihi !* | *Oh, can't you read it in my eye?* |
| *Hibernus arida.* | *I burn as arid hay.* |
| *A veri vafer heri si,* | *A very vafer here I sigh,* |
| *Mihi resolves indu.* | *My eye resolves in dew;* |
| *Totius olet Hymen cum,* | *To tie us, oh! let Hymen come—* |
| *Accepta tonitru.* | *Accept a Tony true.* |

એમાં બોલે બોલ તો તોલી તોલીને ગોઠવ્યો છે, પણ અલ્પવિરામ, અનુસ્વાર, બધું બરાબર ગોઠવેલુ જણાય છે.

" હજ્જામ પેસરી બખુબીઓ રચનાઇ,
દર આઇને ચું રૂખ નમુદ બ ઝીબાઇ;
ગૉફ્‌ત સનમા ! દર બરત આયન શાયમ,
ફરિયાદ બર આવોર્દ કે **નાઇ નાઇ.** "

માનેકે:—એક હજામનો ખુશનુમા દેખાવનો છોકરો, એક અપ્-છરાને તેણીનો ચેહેરો આરશીમાં બતાવતાં બોલ્યો કે; મારી પ્યારી ! લાયક છે કે હું તારી બગલમાં આવું ! ત્યારે તેણીએ ટણકારો કર્યો કે નાં આવ ! નાં આવ !

[ અહિંઆં **નાઇ નાઇ** શબ્દો ફારશીને બદલે હિંદુસ્થાની અર્થમાં લેતાં તેનો અર્થ એવો થાય છે કે, હજામ-હજામ. પેલીએ મેહેણું માર્યું કે " તું તો હજામ છે !. તું તો હજામ છે " ! ]

તેવોજ બીજો દાખલો છે:—

"શોખીએ હીન્દુયે બીન કુદીન એબરદ અઝ ખાસો આમ;
રામ મન હરગેઝ નશુદ હરચંદ ગોફ્તમ **રામ રામ.** "

મતલબ:—જૂઓ પેલી હિંદવાંની કેવી લુચ્ચી છે કે જે આદમીઓને અધર્મિ કરી મેલે છે ! હું તેણીને બહુ બહુ વાર રામ રામ કરીને નમી નમીને પંપાળ્યા કરૂં છું છતાં, તેણી મારી ઉપર જરા પણ ચાહ રાખતી નથી.

[ બીજો માયનો એવો પણ થાય કે, " તેણીને હું વારંવાર કહું છુ કે, 'તું મારી પ્રિય થા ! મારી પ્રિય થા', પણ તેણી મને

જરાક પણ ધ્યાહતી નથી. " ] તેવોજ ત્રીજો દાખલો છેઃ—

" રફ્તમ બ તમાશાએ કેનારે જુઇ,
દીદમ બ લબે આબ ઝને હીન્દુઇ;
ગોફ્તમ સનમા ! બહાયે ઝુલ્ફ્ત ચે બુદ ?
ફરિયાદ બર આવોર્દ **દૂર દૂર મુએ.** "

હું એક નદિને કીનારે ફરતો હતો તેવામાં ત્યાં એક હિંદુ ખુબસુરતીને બેઠેલી મેં જોઇ. તેણીને મેં કહ્યું કે, ઓ પ્યારી ! તારાં જુલફાંની કીમત શું છે? ત્યારે તેણીએ કહ્યું, કે એકેકા બાલની કિંમત એકેકુ મોતી !

[ એમાં કાળા હરફો હિંદુસ્થાંની ભાષાના શબ્દો પ્રમાણે ગણતાં તેમાંથી એવું મેહેણું મારેલું નીકળે છે કે, "તેણી બોલી કે દુર જા મુંઆ, દુર જા ! " એ પ્રમાણે પેલાને ગાળો આપી હાંકી કાઢયાનું અંદરથી મેહેણું નીકળે છે ]

જબાંશનાશીઓ જેઓ કમપેરેટીવ ફાઇલોલોજીથી તરેહવાર શબ્દોના ઉત્પત્તિસ્થાન આપે છે, અને જેમાં કેટલાકો નહીં નહીં તેવાં હંબગો પણ ચલાવે છે, તેઓ આગળ જો ઉપલી કવિતા રજુ કરી હોય, તો તેઓ એમજ કેહશે, કે લાટીન ને ઇંગ્લીશ, સ્કૉટીશ ને અમેરીકન બધા શબ્દો એક બીજામાંથી ઉભા થયલા છે ! **તેનીશન** અને **તાનશેન** એ બેઉ એક મળતા ઉચ્ચારો અને જોડણીમાં ગુંથાયલા શબ્દો છે—બન્નેમાં દરેક હરફ આવેલા છે. તેનીશન પણ કવિતા રચનાર અને ગાયન બનાવનાર હતો, તેમ તાનશેન પણ ગાયણકાર ને કવિરાજ હતો—એકે વીકટોર્યાનુ જગત પ્રસિદ્ધ રાજ જોયુ, ત્યારે બીજાએ અકબરનું પંકાયલું રાજ દીઠું — બન્ને રાજા રાણીના માનીતા હતા — ત્યારે આપણો ફાઇલોલોજીસ્ટ કદાપી ૨૫ મી સદીમાં એવાં અનુમાન ઉપર આવશે કે, તાનસેન તેજ તેનીસન, અને તેનીશન તેજ તાનશેન ! ૩૦૦ વરસનો ફરક તે શુ બીશાદમાં ? ૩૦૦૦ વરસના ફરકો આપણા જબાંશનાશો ધ્યાનમાં લેતા નથી, તો પછી એની શું ગણત્રિ ? એક મને વિચાર આવ્યો કે અંગ્રેજી *The Wall* ( ધી વૉલ=દીવાલ ), ફારશી " **દીવાર** " અને ગૂજરાતી " દીવાલ " એક સરખા લાગે છે, માટે કમ્પેરેટીવ ફાઇલોલોજી પ્રમાણે ત્રણેવ

ભાષા એકનું મુળ છે ! હળદનો ગાંઠયો મળ્યો કે ગાંધી થઇ ગયો તેમ, હું પણ ત્યારે ફાઇલોલોજીસ્ટ થઇ ગયો ? આહા ! આ સદીમાં એવીજ ફાઇલોલોજીથી આપણાં જળાંશનાશો "ફાઇલોલોજીસ્ટ" થતા હોય, તો ઘણા ખેદ સાથ જણાવીશું કે શાસ્ત્રાર્થ કરતા અર્થના અનર્થ થવાનો ઉંચે ઉંચે સભવ છે. કાલગરા સગમાં એક ખ્યાલ હિંદુસ્થાની અને મરાઠી એ બે ભાષાના મિશ્રણથી બનેલો નીચે પ્રમાણે છે.—

"નેના તેરી જાદુ ભરી, હમચે કેડે પાહુ નકા—ટેક.
તુમી ચલે દેશાવરી, હમે ઘર ચીતા કરી,
ફાર દીવસ લાઉ નકા—નેના તેરી."

એવા દાખલા ઘણે ભાગે ગૂર્જર કવિઓએ બનાવેલા નથી. અંગ્રેજી અને લેટીનમાં પુષ્કળ છે, અને તે બધાની કાંઇ જગા થઇ શકતી નથી. તોપણ એક ઉરદુ રેખતાવાળાએતો, કચ્છી, ઉરદુ, ફારશી, ગૂજરાતી, મરાઠી, અરબ્બી વગેરે ભાષાના મિશ્રણથી જે બાંધણી કરેલી છે, તે તો આ ઠેકાણે દુરબીનના સગ્રહ ઉપરથી જણાવ્યે:—

"કાહે રૂસ કાએકે તુંમ રૂસ રહે હો પીતંમ=આવો કીરપા કરોજી;
જાતહે જાન મેગી મીનતી કરાહા આહા=પાપ હોજાવે ધરંમ.
સાનું ધાએલ કીતી તકસીર કરીથી તેંડી=મેંડીતો જાંન લેંદી;
છંદડે જાંદા તેરી તીરછીસી નીગાહા આહા=કુછ નહીં તીરસે કમ.
એસી કેઆ ચુક ઝાલી સાંગ ખરા માજ પાસુ=પીઉ તુલા આંનાચી આંન;
જાંનો ધન દોનોહી દેલ લે ફાર અહાહા આહા=ઇઆજ વર ઇનકા જુલંમ.
વક્તે ભસની ચુ કશીદમ તુરા દર બરે ખેશ=હમચુ ઉમ્મેદે વેસાલ;
દીદેહ અમ અઝતો સનમ ચ દ અહાહા આહા=ફુરાતએ નાંજે તોઅંમ.
સરફતુલ ઉમરે વકીલ હેજરે લકાએઆ સંનમી સુમમેં બીલ્લાહ કમીન;
ફઆહા સુમમેં આહા સુમમ આહાહા આહા=લએમે ફી મીસ્તે સનમ.
હેફ સદ હેફ હે અફસોસ સદ અફસોસ અફસોસ=આએઆ પેગાંમે અજલ;
છુટ ગએઆ જખ્મે જીગરસે મેરે ફાહા આહા=અબ નીકલ જાવેગી દમ"

યાને.—ઓ પ્યારા દીલજાંન ! તું શા વાસ્તે મારી સાથે ગુસ્સો કરીને રૂશાઇ રહ્યો છે ? જરા આવ અને મારા ઉપર કૃપા કર ! કેમકે આજીજી કરતાં કરતાં મારો પ્રાણ તો જાતો રહ્યો છે, અને પાપનું સવાબ થઇ જાય છે. ( હ્યાં સુધીમા ઉરદુ—ગૂજરાતીનું મિશ્રણ છે. ) મેં તારી એટલી બધી તે શું તકસીર કીધી હતી કે તેં મારો પ્રાણ લીધો ? ઓ દીલદાર ! હુ તારા ઉપરથી શદકે થઇને

કહું છું કે, 'તારી વાંકી નજર, મારે માટે કાંઇ તીર કરતાં કમતર નથી. ( ત્યાં સૂધીમાં ઉરદુ—કચ્છિનું મિશ્રણ છે. ) તને હું રજકના કસમ ઘાલીને કહું છું કે, મારી એવી તે શું ભુલ થઇ છે; તે તું મને આવીને કેહ ! કેમકે મારો જાંન ને મારી દોલત બંધે મેં તને તમામ આપી દીધું, તોપણ મારી ઉપર શાંને માટે જુલમ કરે છે ? (ત્યાં સૂધી ઉરદુ—મરાઠીનું મિશ્રણ છે. ) મેલાપ કરવાની ઉમેદની માફક, મેં મસ્તીમાં આવીને તુને મારી બગલમાં ખેંચી લીધો, ત્યારે ઓ પ્યારા ! તારાં કેટલાંક નખરાં મેં જોયા છે, તેથી હુ તારાં એવાં નાંજ નખરાંથી બીચારી મારી ગઇ છું ! ( ત્યાં સૂધીમાં ઉરદુ—ફારશીનું મિશ્રણ છે. ) કસમ છે ખોદાતાલાના, કે મે મારી તમામ ઉમર જુદાઇમાં ગુજારી છે, આહા ! અફસોસ ! કસમ છે કે તારા જેવો પ્યારો મેં બીજો કોઇ પણ દીઠો નથી ! ( ત્યાં સૂધીમાં ઉરદુ—એરબ્બીકનું મિશ્રણ છે. ) હેફ છે, એક સો હેફ છે, અફશોશ છે, એક સો અફસોસ છે, કે કજાનો પેગાંમ આવી પુગો, કેમકે મારાં કલેજાંનો જખમ પાછો તાજો થયો છે, અને હવે મારો દમ જાતો રહેશે.

ઉપલી સતરો મિશ્રણાપરિભાષિકાનો ખરેખરો ખ્યાલ આપે છે.

ફારશી ભાષાના કાવ્યમાં એરબ્બી ભાષાનો ભેળ આવે છે ત્યારે તે " મલમ્મએ " કહેવાય છે. હાફિઝ લખે છે કે:—

" અલા યા અઇયુ હસસાકી અદર કાસન વના વેલહા
કે એશ્ક આસાન નમુદ અવ્વલ વલે ઉફતાદે મુશકેલહા."

પેહેલી લીટી ઇઝીદ લોકોના ધર્મની છે, તેમ છતાં હાફેઝે જો કે પોતે મુસલમાન હોવા છતાં પોતાની દીવાનમાં મથાળે મુંકી છે. તેમાં કહે છે કે, હુંશીઆર થા ઓ સાકી, દોર કર પ્યાલાંનો, અને હમોને પીલાવ ! ( એટલે હમે જગમાં ઉતર્યે છીયે, તેથી તે શરાબ પા ! કે મસ્તાન થઇ હમે લડાઇ ફતેહ કર્યે. ) હવે હાફેઝે તો ઇસ્લામ ઉપર તે લીટીને બીજા અર્થમાં ઉલટાવી નાંખવા સારૂ નીચલી ફારશી લીટી ઉમેરી મુંકી, ઉલટો પોતાના ધર્મનો બચાવ કર્યો છે કે, એશ્ક કરવો મને પ્રથમ સેહેલો લાગો, પણ તે કરવો તો મુશકેલ થઇ પડયો. ( તેથી ઓ ખુદા તું મને સહાય થા ! ) તે ઉપરથી ઉરદુમાં કેહવત જોડાઇ, કે " એશ્ક કરના સેહેલ હય, લીકન નીભાના મુશ્કેલ હય."

" હજુરી ગર હમી ખાહી અઝુ ગાયબ મશવ હાફેઝ;
મતા મા તલકન મિન તહવા દેલ્લ દુનીયા ઓ અમહલહા."

એમાં છેલ્લી લીટી પ્રાણ-પ્રિયાનો મેળાપ થાય ત્યારે દુન્યાના શુકરાના કરવા માટે લખેલી છે તે અરેબ્બીક છે.

**૫૮—વ્યંજના પ્રકરણ** અથવા ધ્વનિ પ્રકરણ લક્ષણાલંકારથી પણ ઘણા આગળના સંકેતનો બોધ જે શકિત વડે થાય છે, તે વ્યંજના અથવા ધ્વનિ કહેવાય. એ ૩ પ્રકારની છે ૧-વસ્તુ ઉપરથી દુરનો સંકેત કરવામાં આવે ત્યા **વસ્તુ વ્યંજના.** ૨-અલંકાર ઉપરથી દુરનો સંકેત કરવામાં આવે ત્યાં **અલંકાર વ્યંજના.** અને ૩-રસ ઉપરથી દુરનો સકેત કરવામાં આવે ત્યાં **રસ વ્યંજના.**

**વસ્તુ વ્યંજના;**—" બાગો બગીચા ફુલ વાસવાળા,
વાડી વઝ્ક્ષ ફળથી રસાળા.
દેખી અદેખી બહુ થાઇ આલી,
ફુટે નસીબે નહિં આહિં **માળી.**" ( ન. ક. )

એમાં બાગ અને માળીના વર્ણન ઉપરથી પોતાનો ધણી પોતાની પાસે નથી એમ વિહરણીએ બતાવ્યું છે.

**સેનાઇ** ઉપરથીઃ—

" ચું મુઇ શુદમ અઝ રેશ્કે પયરાહને તુ,
વઝ રેશ્કે ગરીબાને તુ ઓ દામને તુ;
કીન બોસે હમી દેહદ કદમહાયે તોરા,
વાંનરા શબો રોઝ દસ્ત દર ગરદને તુ."

યાનેઃ—તારા જભ્ભાની અદેખાઇમાં તવાઇ તવાઇને બાલ જેવો બારીક હું થઇ ગયો છું. હું તારાં ગળાં ઉપરના ગીરદાની અદેખાઇ કરૂં છું. હું તારા જભ્ભાની દામન ઉપર અદેખો આંધળો થઇ ગયો છું. કારણ કે જે જગા ઉપરથી એ પ્યારી ! તું ચાલી જાય છે તે જગાને ચુમી લેવાનુ એ દામનના સારાં નશીબે સરજેલુ છે. વળી ગળેબંધને અને જભ્ભાને તો સારો દહાડો અને રાત તારી ગરદનની અને તારાં શરિરની આસપાસ વિંટલાઇને તુંને બગલગીરી કરવાનુ સુખ મળેલું છે, તેથી હું તેમની અદેખાઇ કરૂં છું.

**અલંકાર વ્યંજનાઃ**—" લીલાજ આંબા વડ પીપળાર,
શોભી રહ્યા આ જિવ બાળવાને,

*In war he was acerrimus, In dog-like arts perite;*
*In love, alas ! miserrimus, For he died of a rival's bite.*
*His mistress struxit cenotaph, And as the verse comes pat in,*
*Ego qui scribo epitaph, Indite it in dog-Latin."*

એમાં લાટીન-અંગ્રેજી વિગેરે મિશ્રણ છે. એ પ્રમાણે સંખ્યાબંધ હમારી પાસે મોજુદ છે. સુંદરવિલાસમાંથી એક દાખલો આપી બસ કરીશું.

"अच्छेदं अभेदं । अनंतं अपारं ॥
अगाधं अबाधं । निराधार सारं ॥
अजीतं अभीतं । गहे है समादू ॥
नमो देव दादू । नमो देव दादू ॥"

એમાં સંસ્કૃત—બીજનું મિશ્રણ સુંદરદાસે કર્યું છે. વળી એમાં વર્ણાલંકાર પણ સાફ જણાઇ આવશે.

**૫૯ વસ્તુત્પ્રેક્ષાલંકાર**—નર્મદાશંકરે ઉત્પ્રેક્ષાના એક ભાગ લેખે એને વર્ણવ્યો છે. કોઇ વસ્તુને નામે કે ધર્મે તર્ક કર્યો હોય, અને તે વસ્તુનું વર્ણન, બીજી વસ્તુને નામે અથવા ધર્મે, શંકા અથવા કલ્પના સાથે થાય ત્યાં વસ્તુત્પ્રેક્ષા કેહવાય. **ફેનાહી** ઉપરથી:—

" ઉફતાદેહ બ પા ઝુલ્ફે સમનસાય તુ અઝ ચીસ્ત ?
દીવાંને મનમ સલસલે દર પાયે તુ અઝ ચીસ્ત ?

માશુકે મન ! જાસમીન જેવાં સુગંધીદાર આ લાંબાં જુલફાં તારા પગે શા માટે વિંટલાયાં છે ? ગાંડો તો હું થઇ ગયલો છું, અને **તારા** પગે કાંય જંજીર લગાવી છે ?

**( મંદાક્રાંત વૃત્ત. )**

" આડો જાતો બહુ પવનથી મેઘ ઉંચેથી જોવો,
**એતો લાગે ધુળ ઉડિ રહી વા દિસે ધુમ્ર ગોટો.** " (ન. ક.)

યાને, તે મેઘ એવો લાગે છે કે જાણે ધુળ ઉડી રહી હોયની, અથવા ધુમાડાનો ગોટો ચાલતો હોયની.

" સજ્જનસે સજ્જન મીલે, જ્યું ચંદનમે કપુર;

દુરિજનકું દુરિજન મીલે, જ્યું ભાંગમે ધતુર.' "

જેમ સુખડમા કપુરનો વાસ મળી જાય ને સુવાસ આપે, તેમ સારાં માણુસ સારાંમાં સંગતી કરવાથી સુવાસ આપે છે. પણ જેમ ભાંગમા વળી ધતુરો ભેળ્યો હોય તો પૂરીજ કેફ બનાવે, તેમ દુષ્ટ માણસમાં દુષ્ટ ભળેતો તેજ પ્રમાણે ખરાબી છે.

( ઈંદ્ર વજ્રા વૃત. )

" લીલી દ્રાક્ષો ફાળસાં રાયણોજ, જાંબૂ ખડબૂચાં અનેનાસ ફ્રુટ,
ચૂંપાં સેતૂરો પપૈયા સુઆડાં, **લેઈ ફેંકી દેઉં હું જાણિ રોડાં.** "

યાનેઃ—ધણીની જુદાઇમાં સ્ત્રીને સારાં સારાં ફળો પણ ખાવા ગમતાં નથી, તેથી તે જાણે ઢેફાં કે રોડાં હોય તેમ તેણી ફેંકી દે છે. **ખાકાંની** શાયર કહે છેઃ—

" મય આફતાબે ઝર ફેશાન જામે બીલોરશ આસમાન,
મશરેક કફે સાકીશ દાન મગરેબ લબે યાર આમદેહ. "

મતલબ·—શરાબ જે છે તે શોનેરી કીરણો સાથનો સુર્ય છે, અને તેનું આકાશ જે છે તે બીલોરી પ્યાલું છે, તેની પૂર્વ દિશા તે દારૂ રેડનાર સાકીની હથેલી છે, અને પશ્ચિમ દિશા જે છે તે માશુકનું મોંહુ છે.

**ઓખા હરણ**માં નીચલો દાખલો છેઃ—

" ચપળ નેત્ર ઝીણું અંજન, **જાણે જાળે પડયાં ખંજન;**
મોહ્યો મોહ્યો મૂખને મોડે, મોહ્યો મોહ્યો ભૃગુટીને જોડે. "

એમાં આંખો કાજળને લીધે, જેમ જાણે પક્ષીઓ જાળમાં ફસી પડયાં હોય તેવી લાગે છે વળી છેલ્લી લીટી વર્ણાલંકારમાં છે.

" **સંત સંત-સબ** એક હે, જેસે આપુકા ખેત,
**કોઇ કુદરતી** લાલ હે, ઓર સબી **શ્વેત કે શ્વેત.** "

યાનેઃ—જેમ અફીણના ખેતરમાં અફીણના છોડવા જોકે એકજ છતાં, કોઇ કુદરતી રીતે લાલ રંગના પણ માંહે માંહે દેખાય છે, પણ અંદરથી-તો રસ નીકળે તે સર્વનો સફેદજ નીકળે છે; તેમ સર્વ સંતો એકજ છે, એ પ્રમાણે ઉપમાન છે. તુલશીદાસ કહે છે;

"જ્યો બિન દીઠ ન સોહિયે, લોચન લોલ બિશાળ;
ત્યોંહી કેશવ સકલ કબિ, બિન બાની હી રસાલ."

જેમ આંખના ડોળા મોટાને સારા હોય પણ કીકી વગર શોભતા નથી, તેમ કવિઓ બાની યાને લખાણની છટા વગર શોભતા નથી.

"'ઉગે પુષ્પ સોહામણાં, નજરે ના દેખાય;
વન સઘળું વાસિત કરે, મિથ્યા ખિલી ખરી જાય."

## ૨૫

*"Poetry gives treasures more golden than gold, leading us in higher and healthier ways than those of the world, and interpreting to us the lessons of Nature. But she speaks best for herself."*

*F. T. Palgrave.*

કુદરતી કવિ અને ભીખારી કવિ, એ બે માટે એક અચ્છું દ્રષ્ટાંત આપવામાં આવ્યું છે. પોતાની કવિતા સાંભળનારા જાગૃત હોય, પોતાની કવિતા રચતાં પોતાનેજ શંકા નહીં પડતી હોય, અને કાંઇ પણ અસલીઆત પોતાની કવિતામાં આવતી હોય, તેમ તેમ ખરો કવિ ખુશી અને મગ્ન રહે છે. જ્યારે ખોટો કવિ જે બીજા કવિઓનો ત્યાંથી ઉછીનુંપાછીનું ઉધાર લાવીને કવિતાઓ બનાવતો હોય તેનો માટે એવું કહેલું છે કેઃ—ચરણુ ધરત શંખા કરત; નિંદ ન ભાવત શોર–શુવરણકો ઢુંડત ફીરત; કવિ વિભીચારી ચોર. યાને, એકના પગલાં ઉપર પોતે પગલું ભરીને પછી શંકા કરે છે, બધા જણા ઉંઘમાં પડ્યા હોય તે તેને ગમે છે, તેને શોરબકોર ગમતો નથી, પણ મુંગુમુંગુ પોતાનું પસાર કરાવી દેવા ગમે છે. શોનાને યાને શોના જેવી ઉત્તમ કવિતાઓ જે બીજા કવિઓની બનાવેલી હોય તેને શોધતો ફરે છે, એવી ખોટા કવિની–વ્યભિચારી પુરૂષની–અને ચોરની આદત હોય છે. એમાં એ ત્રણે સાહેબો માટે એટલીજ લીટીમાંથી જૂદા જૂદા અર્થો થાય છે, અને તે ત્રણેને લાગુ પડે છે. લેટીનમાં કેહવત છે કે, *Poeta nascitur, non fit.* કવિ જન્મેલો હોય છે, બનાવેલો હોતો નથી.

**૬૦—પ્રશ્નોત્તરાલંકારઃ—**એમાં કાવ્યના અંદર પેહેલાં પ્રશ્ન યાને સવાલ પુછવામાં આવે છે, અને તેની સાથેજ ઉત્તર યાને જવાબ આપવામાં આવે છે. જેને ફારશીમાં "કાફીએએ પુરશેશો પાશુખ" કહેવામાં આવે છે.

પ્રશ્નોત્તરાને અંગ્રેજીમાં *Dialogue* કહે છે. ફારશીમાં એને "સવાલો જવાબ" પણ કહે છે. જેમકેઃ—

"ગોફ્તમ સનમા દેલ અઝ તુ બર કન્દેહ કુનમ.

"ગોફ્તા કે બે યક ગમઝેહ તોરા ઝીન્દેહ કુનમ.
ગોફ્તમ સનમા ગર બમીરમ ચે કુની ?
ગોફ્તા કે બ યક એશવેહ તોરા ઝીન્દેહ કુનમ."

અર્થઃ—મેં કહ્યું કે ઓ પુતળી ! મારૂં દિલ તારાથી રંજીદેહ કરૂં. ત્યારે તેણે કહ્યું કે તુંને મારી એક નજરથી જીવતો કરીશ. મેં પુછ્યું કે ઓ પુતળી હું મરી જાઉં તો તું શું કરશે ? તેણી બોલી કે મારાં એક નખરાંથી તુને હું સજીવન કરીશ.

એમાં આશક માશુકના સવાલ જવાબો આવેલા છે. શાયર હાફેઝની એક ગઝલ આખી એજ અલંકારમાં રચાયલી છે. તે નીચલા લીટીથી શરૂ થાય છે;—

"ગોફ્તમ ગમે તુ દારમ,ગોફ્તા ગમત સર આયદ;
ગોફ્તમ કે માહે મન શવ, ગોફ્તા અગર બર આયદ."

મેં કહ્યું કે હું તારે લીધે દિલગીર છું; ત્યારે તેણે જવાબ વાળ્યો કે ત્યારે તારા ગમનો છેડો આવશે. મેં કહ્યું કે તું મારો ચંદ્ર થા ! તેણે જવાબ વાળ્યો કે જો તે ઉપર આવે તો, યાને ચંદ્ર ઉગે ત્યારે.

મી. બેરાંમજી મલબારીની નીતિ વિનોદમાં "ઇશ્વર ક્યાં છે ?" વાળા દોહરા એ અલંકારમાં છેઃ—

પ્રશ્ન— "હૈયું પુછે આપણું, ઇશ્વર તે ક્યાં હોય !
ઉત્તર એનો સુલભ છે, જો કો શોધી જોય.
દુષ્ટ કામ કરતી વખત, હૈયું ધબ ધબ થાય;
વળી પાપ કરવા પછી, માનવ મન પસ્તાય.
ચતુરાઇથી નચિંત જ્યાં, સિપાઇનો નહિ ડર;
ધ્રુજે હૈડું કેમ ત્યાં ? કેની જુએ નજર ?
ઉત્તર— ઇશ્વર અંતરજામી તે, અંતરમા કરી વાસ;
અંતરમાં રહી ઓચરે, 'મૂઢ મનુષ્ય તપાસ'.
અહિં ઇશ્વરનો વાસ છે, આ ઇશ્વરનીજ વાણ;
સમજીને બેરામ તું, એ ઇશ્વરજ પિછાન."

એમાં પ્રશ્નોત્તર આબાદ જણાઇ આવશે. કેમકે કવિએ પોતેજ પ્રશ્ન મુકી પોતેજ તેનો ઉત્તર આપ્યો છે.

આ બીજા એક દાખલામાંતો પ્રશ્નનો પ્રશ્ન રૂપેજ ઉત્તર દીધેલો હોવાથી લેઝતદાર અલંકાર થયલો છેઃ—

"અએ રેહબરે ખલ્ક મરા રાહ નુમા,

દરે મુશકેલ બહરશે જવાબ બે કુશા !
ગુઇઅન્દ ખુદા ખુદો દીગર હીચ ન ખુદ,
અગર હીચ ન બુદસ્ત ખુદા બુદ કુજા ?
અઝ મઝહબો મેલ્લત ખબરી નીસ્ત તોરા,
મીદાન તુ યકીન કે લામકાન અસ્ત ખુદા,
કેફીયતે હક ઝે મન ચે મી પુરસી,
જાન દર તન અસ્ત ગો કુજા દારદ જા."

પ્રશ્ન—ઓ માનવીઓના રાહબર ! નીચે મુજબનું મને સમજવાને જે મુશકેલી નડે છે તેનો કાંઇ રસ્તો દેખાડ; કે લોકો બોલે છે કે કાંઇ પણ ચીજ પેદા થઇ અને હૈયાતીમાં આવી તે પેહેલાંનોજ ખોદા **હૈયાત હતો.** જ્યારે કાંઇ પણ ચીજ હૈયાત નો'તી ત્યારે ખુદા **કઇ જગાએ** હતો ? કેમકે કોઇ જગા પણ હૈયાત નો'તી.

ઉત્તરઃ—દીનના મુળ કાનુનોથી પણ તું અંજાણ જણાય છે. ખાત્રીથી માન, કે ખુદા હરેક જગાએ હાજર છે. ત્યારે મને તે કરીમેકારસાજ વીશે સવાલ કરવાની તને શી જરૂર પડી ? તારાં શરિરમાં તારો જીવ વસે છે, તે **કઇ જગાએ** છે તે તું મને કેહશે ?

શાયર હાફીઝનો ૨૩૪ મો છંદ ( *Ode* ) તથા એજ શાયરનો ૨૨૮ અને ૨૩૭ મો છંદ આખો એજ અલંકારમાં છે, અને તે બહુ સુંદર છે. સુંદરદાસે અંતઃકરણ ભેદ વિશે લખ્યું છેઃ—

પ્રશ્નઃ— बहिर्बुद्धि अब कहो गुसांई
अंतर बुद्धि रहे किहिं ठांई ॥
परम बुद्धिका कहो विचारा ।
सुंदर पूछे शिप्य तुह्मारा ॥

ઉત્તરઃ—बहिर बुद्धि रज तम गुण रक्ता ।
अंतर बुद्धि सत्व आसक्ता ॥
परम बुद्धि त्रय गुणते न्यारी ।
सुंदर आतमबुद्धि विचारी ॥

એ પ્રમાણે અચ્છો અલંકાર આપેલો છે.

આશક માશુક વચ્ચે ચાલેલો નીચલો પ્રશ્નોત્તર ખુબીદાર છે.

પ્રશ્ન { " એગો અએ આશકે સાદેક ચેરા ગુલદસ્તે આવોર્દી ?
દેલે બુલબુલ શીકસ્તી ગુન્ચેરા દીલખસ્તે આવોર્દી ?

ઉત્તર { ને બેહરે ઝીબે દસ્તી માહે મન, ગુલદસ્તે આવોર્દી,
બખુબી બાક્ મી ઝદ ગુલ બપીશત બસ્તે આવોર્દી."

અર્થઃ—એ મારા ખરાં દીલના આશક ! તું મને કેહ, કે આ ફુલનો દડો તું મારી આગળ શું કરવા લાવ્યો છે ? તેં શા માટે બચારાં બુલબુલનું દીલ ભાંગી નાંખ્યું છે ? અને આ ખીલતી કળીને અહીં લાવીને તેં શા માટે વિપત્તિમાં નાંખી છે ? ત્યારે આશકે જવાબ દીધો કે, આ ફુલનો તુરો હું કાંઇ માત્ર તારા હાથમાં શોભાવાને માટેજ લાવ્યો નથી, પણ એ દીલરૂબા પરી ! આ ગુલાબનું ફુલ પોતાની ખુબસુરતી ઉપર બહુ બડાઇ મારતું હતું, અને પ્યાર કરવામાં જાણે એજ એકલું હોય તેવું અભિમાન રાખતુ હતું, તેટલા વાસ્તે એના હાથ પગ બાંધીને હું એને તારી હજુરમાં લાવ્યો છું, કે તું પ્યારીની ખુબસુરતી આગળ એ તો એક ગોલામ જેવું છે !

ગર્બ કવિરાજ શાયરાન શાયર ફેરદોશીના શાહાનામામાંથી આપણે દાખલો લઇએ;

પ્રશ્ન—" કેતા ચીસ્ત આં દેહ દો સરવે સહી ?
કે રોસ્ત અસ્ત શાદ આબ બા ફરરહી ?
અઝાં બર જદેહ હરયકે શાખે સી;
નગરદદ કમો બેશ બર પારસી."

યાને—સરવે સહીના ૧૨ બાર ઝાડ, જે દુન્યામાં તરોતાજેહ અને ઝળકતાં ઉગેલાં કેહવાય છે, તે શું ચીજ છે ? તે સરવના હરેક ઝાડની ઉપર ૩૦ શાખો અથવા ડાળીઓ ઉગેલી છે, અને જે પારસી લોકોમાં કમ જ્યાદે થતી નથી, યાને કે જ્યારે પણ ગણો ત્યારે તે ઝાડની ડાળો તેટલીજ હોય છે તે શું છે ? એનો જવાબ પાછો એજ શાયર આપે છે કે.—

ઉત્તર—"ન ખોસ્ત અઝ દહો દો દરખ્તે બુલંદ;
કે હરયક હમી શાખે સી સર કસંદ.
બસાલે બહેદો મુઅદ માહે નો;
ચું શાહે નવ આઇન અબર ગાહે નો.

"બ સીરોજ મેહુરા સર આયદ શુમાર;
બદીંસાં શુઅદ ગેરદેશે રોઝગાર."

યાનેઃ— પ્રથમ મોટાં ૧૨ ઝાડો કે જે પ્રત્યેક ઝાડની ૩૦ પ્રાણ પોતાના સર ખેંચે છે, તે એ છે કે એક વરસમાં ૧૨ મહિના નવા થાય છે, તે જેમ નવી રવેશનો પાદશાહ પોતાના નવીન તખ્તની ઉપર બેશે, તેજ રીતે હરેક મહીનાઓ નવી રૂઢીએ બદલાતા ચાલે છે. અને ૩૦ દહાડે મહિનો તમામ થાય છે, તે તું ગણી જો, કે એજ પ્રમાણે જમાનાની ગેરદેશ ચાલી જાય છે. ફીરદોશીના જેવોજ પ્રખ્યાત શાયર આંધળો મીલ્ટન, જ્યારે તેના હાથમાં પોતાની માવતરનું ચિત્ર આવી જાય છે, ત્યારે શું બોલે છે તે જુઓ, કે તેણે પ્રશ્નોત્તર કેવો અચ્છો દીપાવ્યો છેઃ— માતાની છબી તરફ જોઇને પુછે છે;

*"My mother! when I learn'd that thou wast dead,*
*Say, wast thou conscious of the tears I shed?*
*Hover'd thy spirit o'er thy sorr'wing son,*
*Wretch even then, life's journey just begun?*
*Perhaps thou gav'st me, though unfelt, a kiss;*
*Perhaps a tear, if souls can weep in bliss—*
*Ah that, maternal smile! it answers— Yes.*
*I heard the bell toll'd on thy burial day,*
*I was the hearse, that bore thee slow away!*
*And turning from my nurs'ry window, drew*
*A long, long sigh, and wept a last adieu,*
*But was it such?—It was. Where thou art gone."*

એમાં કવિ મીલ્ટન પોતાની માતાનું મળેલું પીકચર જોઇ તેને પ્રશ્ન પુછે છે, તેમજ તેના ઉત્તર આપે છે. એ અચ્છો પ્રશ્નોત્તરાલંકાર છે. આપણા જરથોસ્તિ ભાઇઓની આખી હોરમઝદ યસ્ત પ્રશ્નોતરાલંકારમાંજ જોડાયલી છે. તેમાં આપણો પાક પેગંબર દાનાઇ ભરેલા સવાલો દાદગર દાદારને પુછે છે, અને તેના માઆકુલ જવાબો બારૂે હકતાલા અશો જરથોસ્તને આપે છે; જેમકેઃ—

પ્રશ્નઃ—કત્ અપવ મઝ્દ વનત્ દ્રવન્તેમ્ ?
ઉત્તરઃ—અપવ વનત્ દ્રુજિમ, અપવ વનત્ દ્રવન્તેમ.
યાને કેઃ—ઓ અહુરમઝદ ! અશો આદમી પાપી પુરૂષને શું

મારી હઠાવી શકશે ? એમ જરથોસ્તે પુરશેશ કરી, અને દાદાર હોરમઝદે તેની પાશુખ કરી કે, અલબત્ત ! અશો માણસ દરૂજને યાને દુષ્ટ માણસને મારી શકે, તથા અશો આદમ પાપી પુરૂષને જેર કરી શકે. આખી યસ્તમાં એવા દાખલા છે, તેથી ઘણાની અહિં આં જગા કરી નથી.

હિંદુ છોડીઓમાં આષાડ શુદ ૧૨ થી તે વદ પડવા લગી ગોર પુંજવાની ક્રિયા થાય છે, ત્યારે તેણીઓ પ્રશ્નોત્તરામાંજ ગીતો ગાય છે.

" ઊંચો પીપળો ખખડેરે રામ ગોવાળિયો જાય;
મેં તો રામ ગોવાળિયાને પુછ્યું રે, તારે કેટલી ગાય ?
સો દુજણી સો ગાભણી રે, ચારો ચરવા જાય,
એટલા દહીં દૂધને શું કરશોરે, ગોરમા બેઠા ન્હાય."

વળી તેમનાં ટોળાં સામસામી મળે ત્યારે પણ એજ અલંકારમાં વાદ કરે છે.

૧ લું ટોળું:—ઓ લાછા કુંવર, ઓ લાછા કુંવર, તમે પરણ્યાં કે કુંવારાં લાલ ?
અચકો મચકો કારેલી.
૨ જું ટોળું:—અમે લગન લગન કુંવારાં લાલ—અચકો મચકો.
૧ લું ટોળું:—તમને કઇ બ્હેન ગોરાં ગમશે લાલ ? "
૨ જું ટોળું—અમને આ બ્હેન ગોરાં ગમશે લાલ— "
૧ લું ટોળું—એ ઊંચીને શું કરશો લાલ ? અચકો મચકો.
૨ જું ટોળું—એ ઊંચી કેડે કુંચી લાલ—"

કવિ પ્રેમાનંદના " ઓખા હરણ " માં પણ એ અલંકાર વારંવાર વપરાયલો છે:—

" વૃતાંત કહે ભાઇ કોણ છે, પામ્યો બહુ પરિતાપ;
સર્પ કહે રાય સાંભળો, મને હવો રૂષીનો શાપરે.
બોલ્યો નાગ કરી પરણામ, મારૂં કરકોટક છે નામ;
પ્રાચિન કર્મે પામ્યો સંતાપ, અપ્ત રૂષિયે મને દીધો શાપ.
વિમાન જાતું હતું સ્વર્ગ ભણી, અજ્ઞાનતા જાગી મુજ તણી;
ફુંતકારિ નાંખી વિષજ્વાળ, દાધા રૂષિ ને ચડિયો કાળ. "

એમાં પણ રાજા અને સર્પ વચ્ચે ચાલેલો પ્રશ્નોત્તર ઝટ જણાઇ આવે છે. ફારશી ભાષામા તો આ પ્રશ્નોત્તર ઘણીગમ દીઠામાં આવે છે. એક પાદશાહે શાયરને પુછ્યુ કે:—

પાદશાહ—સુનીદે કે બુઅદ માનંદ દીદેહ ?

"બ સીરોજ મેહરા સર આયદ શુમાર;
બદીસાં શુઅદ ગેરદેશે રોઝગાર."

યાનેઃ— પ્રથમ મોટાં ૧૨ ઝાડો કે જે પ્રત્યેક ઝાડની ૩૦ પ્રળ પોતાના સર ખેંચે છે, તે એ છે કે એક વરસમાં ૧૨ મહિના નવા થાય છે, તે જેમ નવી રવેશનો પાદશાહા પોતાના નવીન તખ્તની ઉપર બેશે, તેજ રીતે હરેક મહીનાઓ નવી રૂઢીએ બદલાતા ચાલે છે. અને ૩૦ દહાડે મહિનો તમામ થાય છે, તે તું ગણી જો, કે એજ પ્રમાણે જમાનાની ગેરદેશ ચાલી જાય છે. ફીરદોશીના જેવોજ પ્રખ્યાત શાયર આંધળો મીલ્ટન, જ્યારે તેના હાથમાં પોતાની માવતરનું ચિત્ર આવી જાય છે, ત્યારે શું બોલે છે તે જુઓ, કે તેણે પ્રશ્નોત્તર કેવો અચ્છો દીપાવ્યો છેઃ— માતાની છબી તરફ જોઇને પુછે છે;

*"My mother! when I learn'd that thou wast dead,*
*Say, wast thou conscious of the tears I shed?*
*Hover'd thy spirit o'er thy sorr'wing son,*
*Wretch even then, life's journey just begun?*
*Perhaps thou gav'st me, though unfelt, a kiss;*
*Perhaps a tear, if souls can weep in bliss—*
*Ah that, maternal smile! it answers— Yes.*
*I heard the bell toll'd on thy burial day,*
*I was the hearse, that bore thee slow away!*
*And turning from my nurs'ry window, drew*
*A long, long sigh, and wept a last adieu,*
*But was it such?—It was. Where thou art gone."*

એમાં કવિ મીલ્ટન પોતાની માતાનું મળેલું પીકચર જોઇ તેને પ્રશ્ન પુછે છે, તેમજ તેના ઉત્તર આપે છે. એ અચ્છો પ્રશ્નોત્તરાલંકાર છે. આપણા જરથોસ્તિ ભાઇઓની આખી હોરમઝદ યશ્ત પ્રશ્નોતરાલંકારમાંજ જોડાયલી છે. તેમાં આપણો પાક પેગંબર દાનાઇ ભરેલા સવાલો દાદગર દાદારને પુછે છે, અને તેના માઆકુલ જવાબો બારૂ હકતાલા અશો જરથોસ્તને આપે છે; જેમકેઃ—

પ્રશ્નઃ—કત્ અષવ મઝ્દ વનત્ દ્રવન્તેમ્ ?
ઉત્તરઃ—અષવ વનત્ હુજિમ, અષવ વનત્ દ્રવન્તેમ.
યાને કેઃ—ઓ અહુરમઝદ ! અશો આદમી પાપી પુરૂષને શું

મારી હઠાવી શકશે ? એમ જરથોસ્તે પુરશેશ કરી, અને દાદાર હોરમઝદે તેની પાશુખ કરી કે, અલબત્ત ! અશો માણસ દરૂજને યાને દુષ્ટ માણસને મારી શકે, તથા અશો આદમ પાપી પુરૂષને જેર કરી શકે. આખી યસ્તમાં એવા દાખલા છે, તેથી ઘણાની અહિંઆં જગા કરી નથી.

હિંદુ છોડીઓમાં આષાડ શુદ ૧૨ થી તે વદ પડવા લગી ગોર પુજવાની ક્રિયા થાય છે, ત્યારે તેણીઓ પ્રશ્નોત્તરમાંજ ગીતો ગાય છે.

" ઊંચો પીપળો ખખડેરે રામ ગોવાળિયો જાય;
મેંતો રામ ગોવાળિયાને પુછ્યુંરે, તારે કેટલી ગાય ?
સો દુજણી સો ગાભણી રે, ચારો ચરવા જાય,
એટલા દહીં દૂધને શું કરશોરે,ગોરમા બેઠા ન્હાય."

વળી તેમનાં ટોળાં સામસામી મળે ત્યારે પણ એજ અલંકારમાં વાદ કરે છે.

૧ લું ટોળું:—ઓ લાછા કુંવર,ઓ લાછા કુંવર,તમે પરણ્યાંકે કુંવારાં લાલ ? અચકો મચકો કારેલી.
૨ જું ટોળું:—અમે લગન લગન કુંવારાં લાલ—અચકો મચકો.
૧ લું ટોળું—તમને કઇ બ્હેન ગોરાં ગમશે લાલ ? "
૨ જું ટોળું—અમને આ બ્હેન ગોરાં ગમશે લાલ— "
૧ લું ટોળું—એ ઊંચીને શું કરશો લાલ ? અચકો મચકો.
૨ જું ટોળું—એ ઊંચી કેડે કુંચી લાલ—"

કવિ પ્રેમાનંદના " ઓખા હરણ " માં પણ એ અલંકાર વારંવાર વપરાયલો છે:—

" વૃતાંત કહે ભાઇ કોણ છે, પામ્યો બહુ પરિતાપ;
સર્પ કહે રાય સાંભળો, મને હવો ૠષીનો શાપરે.
બોલ્યો નાગ કરી પરણામ, મારૂં કરકોટક છે નામ;
પ્રાચિન કર્મે પામ્યો સંતાપ, સપ્ત ૠષિયે મને દીધો શાપ.
વિમાન જાતું હતું સ્વર્ગ ભણી, અજ્ઞાનતા જાગી મુજ તણી;
ફુંતકારિ નાંખી વિષજ્વાળ, દાધા ૠષિ ને ચડિયો કાળ. "

એમાં પણ રાજા અને સર્પ વચ્ચે ચાલેલો પ્રશ્નોત્તર ઝટ જણાઇ આવે છે. ફારસી ભાષામાં તો આ પ્રશ્નોત્તર ઘણીગમ દીઠામાં આવે છે. એક પાદશાહે શાયરને પુછ્યુ કે—

પાદશાહ.—સુનીદે કે બુઅદ માનંદ દીદેહ ?

૪૧

શાયરઃ—તોરા દીદેહ વ યુસુફરા સુનીદે.

યાને કેઃ—શું સાંભળેલું જોયાની બરોબર હોય કે ? હા—યુસુફની ખુબસુરતી તો સાંભળેલી, પણ તારી ખુબસુરતી તો જોઇ. યાને પાદશાહની તારીફ કરી, અને સવાલનો જવાબ પણ આપ્યો છે. હવે આપણે બીજા દાખલા ટુંકા કરી નાંખી,એ વિષય વેહેલો સમાપ્ત કરવાં થકી બાકી રહેલા અલંકારો જલદીથી પુરા કરી નાંખવા મંડીશું.

**૬૧:—કેહેવતરૂપાલંકાર:**—એમાં એવી બનાવટ હોય છે કે, સારી સારી કેહવતો જે કે ચાલુ વપરાસમાં આવતી હોય તે કાવ્યમાં દાખલ કરવાનો અલંકાર છે. જેને ફારસીમાં " અરસઆલ—ઉલ—મીસ્લ " ના નામે ઓળખવામાં આવે છે. જેમકેઃ—કવિ બુલાખીદાસ સ્વરાજ્ય ભક્તિ માટે લખતાં કહે છે કે;

" હશે કુવે તો ભરશે હવાડો, ભર્યાં કુવા વીણ થશે ભવાડો;
એ આપના અંતરમાં ઉતારો, સ્વરાજ્ય ભક્તિ સજનો સ્વિકારો.
જે મેઘમાં તે મહિ મધ્ય આવે, જે ખેતરે તેહ ખળે સુહાવે;
જે રાજ્યમાં ( તે ) રૈયતમાં વધારો, સ્વરાજ્ય ભકિત સજનો સ્વિકારો. "

એમાં ૧—કુવે હશે તો અભાડે આવશે. ૨—ભરે કુવે ભવાડો. ૩—મેઘમાં હોય તો મહિમાં આવે. ૪—જે ખેડે તે ખાય. ૫—રાજા રળે તો રૈયત ચરે. એવી પાંચ કેહવતો એમાં આવી ગયલી છે. વળી બીજા રૂપમાં ઉત્પ્રેક્ષા કરનારી કેહવતો કાવ્યમાં આવે છે.

"જો જાકો ગુણ જાણત, સો તાકો ગુણ લેત;
કોયલ આંબહી ખાત હેં, કાંગ લીબોરી લેત. "

એમાં જાણીતી ૩ કહેવતો એક મતલબની ઉત્પ્રેક્ષા અલંકારમાં દુહામાં સમાવી છે, કે " જે જેનો ગુણ જાણે, તે તેનો રસ તાણે " તે કેવી રીતે, કે જેમ કોયલ તાણે આંબો,ને લીંબુ તાણે કાગો. " કાગડો લીંબુ લુંટી જાય, ને કેરી કોયલ ખુંચવી જાય, તે ઉપર આ જોડણી છે. " ખાંડ લાદીને ભુસું ખાય, એવો બેલ વંજારે જાય" એ કહેવતને કાવ્યમાં ગોઠવી છે કેઃ—

" જયું બેલ બનજારકે, ફીરત ઘણેરે દેશ;
ખાંડ ભરી ભુશ ખાત હે, બીના ગુર ઉપદેશ."

કવિ પ્રેમાનંદ કહે છેઃ—

" લક્ષણ વ્હોણી દમયંતી છે, રૂપ યોવન ઉનમતજી;

**શાળ મુકી જે ખોળને ખાશે,** તે ચતુરા પશુવંતજી."

++ ++ ++ ++

" મુક્તિ સજ્જન શત્રુને ન મળિયે, મુક્તિ ચંદન કાં વળગે બાવળિયે.
નાંખિ રત્ન કોડી કોડી કોણ આણે; તજી મદગળ મહિષ પલાણે;
તજી ધેનુ અજા કોણ બાંધે, તજી શાળ કુશકા કોણ રાંધે."

વળી એકજ શીખામણમાં ઘણી વાતને લાગુ પાડવા અર્થે કેહવત રૂપાલંકાર વપરાયલા છે. જેમકે:—

"રાજા—જોગી—અગન—જળ, ઉનકી ઉલટી રીત;
પરસરામ કહે પાળીયે, થોડી ઉનસે પ્રીત."

એમાં ચાર જણ સાથે ઓછી પ્રીત રાખવા કેહે છે, છતાં એકજ સંબંધાર્થ વાક્યમાં ચાર કેહવત આવી જાય છે.

કવિ **ઉદય રત્ન.**—" એકલી નારી સાથે, મારગે ન જાવું હો,
વળી વાટે વાત ન કીજિયે;
એક શેજે નર હોય, શીળવંત ન સૂવું હો,
સહેજે ગાળ ન દીજિયે."

એ પ્રમાણે પ્રાચીન કાળના ગૂર્જર કવિઓ ભાત ભાતની કહેવતો, કાવ્યમાં વાપરી ગયા છે. **લજ્જારામ** નામનો કવિ જે અમદાવાદ મધે ઇ. સ. ૧૭૮૭ માં થઇ ગયો છે, તેણે પણ આ અલંકારની બહુ લેજ્જત લીધી છે:—

" વણ પુછે કોઇને નવ કહેવું, એહ લોક શું જાણે;
માંગ્યા પાખી માત ન પીરસે, તમ દુઃખ કો ઉર આણે."

એના કરતાં નવી ફ્રાશીનની કેહવતો કાવ્યમાં ગુંથી દેવામાં **ધીરો ભગત** ઘણો વિખ્યાતિ પામ્યો છે. તે વડોદરાના સાવલી તાલુકામાં રહેતો હતો; તે જોડે છે કે:—

" નાનપણે ઘર ધંધામાં ધાયો, વૃદ્ધપણે હરિગુણ ગાય;
ઘર લાગ્યું ત્યારે કુવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય.
અંત સમે છાપ તિલક બનાવે, ભૂલી ગયો જ્યારે ભાન;
એરણની ચોરી સોયનું દાન એમ, કેમ આવે વૈમાન."

કેહવતરૂપાલંકારને ફારશીમાં "અરસાલે મીસલ" પણ કહે છે. નીચલા બેતમાં તેનો ભેદ સમાયલો છે:—

" હાફેઝ નેહ હદ્દે માસ્ત ચુનીન લાફ્હા ઝદન;
પા અઝ ગુલીમે ખીશ બેરા પેશતર કશીમ."

છેલ્લી લાઇનમાં " પા અઝ ગેલીમે ખીશ પેશતર ન બાયદ કર્દ " યાને કે ધાભળી બાહેર પગ કાઢવા નહી, એવા અર્થની એ કેહવત છે. અર્થાત પગ જોઇ પાંથરણું તાંણવું.

બીજા ગુર્જર કવિઓમાં જે જેના કાવ્યમાં કેહવતરૂપાલંકાર સમાયલા છે, તે પાછલા જમાનાના હોવાથી એકેક બબે આપી બસ કરીશું. કવિ **ગીરધર**:—

" શત્રુ સર્પ ને અગ્નિ ત્રણ્યે નવ ગણવા લઘુ એહ;
કરે વિઘ્ન તે ક્ષણ માત્રમાં માટે ધીરિયે નહિ તેહ."

કવિ **દીપવિજય**:—

" મારૂં કર્યું મુંજને ફળ્યું, ના આવ્યું આડું કોયરે;
ચોરની માતા કોઠીમાં, મોહ ઘાલી જેમ રોયરે.
પસ્તાવો શો કરવો હવે, કહ્યું કોઇને નવ જાયરે;
પાણી પીને ઘર પૂછતાં, લોકમાં હાંસી થાયરે."

વળી પ્રશ્નરૂપે વપરાયલી કેહવતો શીખામણ રૂપે કાવ્યમાં સમાવામાં આવે છે:—

"ચિંતા મત કર માનવી, દેત હાર સમર્થ;
જળમેં બસે માછલી, વાકી ગાંઠે કહાં ગર્થ?"

એમાં કહે છે કે માછલી પાણીમાં વસે છે તોપણ તેનું પરમેશ્વર પુરૂં કરે છે, તો જોકે તેની પાસે કાંઇ પૈસો પણ નથી.

કવિ **વીર વિજય**:—

" લોક વિરૂધની વાર, શણજો જગત પડયો વ્યવહાર;
મૂરખ બાળક જાચક વ્યસની, કારૂ ને વળી નારૂજીરે;
જો સંસારે સદા સુખ વંછો, ચોરની સગત વારૂં;
વેશ્યા સાથે વણજ ન કરિયે, નીચશું નેહ ન કરિયેજીરે;
બાપણ આવે ઘર ધન જાવે, જીવિતને પરહરિયે;
કામ વિના પર ઘર નવ જૈએ, આળે ગાળ ન દીજેજીરે:
બળિયા સાથે બાથ ન ભરિયે, કુટુંબ કલેશ ન કીજે;
દુશમન શું પરનારી સાથે, તજીએ વાત એકાંતેજીરે;
માત બેનશું મારગ જાતાં, વાત ન કરિયે રાતે;
રાજા રમણી ઘરનો શોની, વિશ્વાસે નવે રહિયેજીરે."

વિગેરે વિગેરે એજ કવિએ માત્ર એકજ કવિતામાં લગભગ ૧૫૦-૨૦૦ કેહવતો વાપરેલી છે, તેથી તે લંબાણ કરી નથી, તો જો

કે તેમાંથી ઘણી નસ્યત મળે છે, પણ આખી કવિતા ઉતારી નથીઃ

**"તુલશી નીચે જનસે, બને ન ઉંચો કામ,**

મઢત નગારા ના બને, ચુવા કેરે ચામ."

નીચ માણસથી ઉચાં કામની શી આશા? એ કેહવતને ગોઠવીને કહે છે કે, જે પ્રમાણે ઉંદરના ચામડાંથી કાંઇ નગારૂં મઢી શકાતું નથી, તે પ્રમાણે નીચથી ઉંચ્ય કામ થતું નથી.

**"કાલ કરંતા આજ કર, આજ કરંતા અબ;**

અવસર વીતો જાત હે, ફીર કરેગા કબ ?"

એમાં આજનું કામ કાલ ઉપર નહીં રાખવાની કેહવત છે.

કેહેવતરૂપાલંકાર વાપરનારો એક કવિ **દયારામ** થઇ ગયો છે; તેણે **રાધિકા**ના વખાણ વિષે જે કાવ્ય બનાવેલું છે, તેમાં મીઠી મીઠી તરેહવાર કેહવતો ગોઠવેલી છેઃ—

" સાધુશ્રમ ન કરશોરે, કોટી પ્રયત્ને ગર્ધવ થાશે નહીં ગાય;
કઠણ બોલી કાળજું બાળે હરિ ભજન ભુલાય;
કાંબળા કેરી કાળપ સો મણ, સાબુથી નવ જાય;
શ્વાનની પુંછડિ થાય ન સૂધી કરે અનેક ઉપાય;
કુલક્ષણથી શિથળ પડયો, પુરૂપ પુરૂપ થાય;
વ્યંડળ મરદ હોય ન કદા, સૌ મણ પારો ખાય;
કસ્તુરી કયારે વાવો તોયે, લસણ તો ગંધાય;
ઓપડ આખડિ માનતા માને, વાંઝણિ કદિ ન વ્યાય;
ફળે નહીં ફુલે નહિ નેતર, સુધા જો સિંચાય;
આઠે પ્રહર ઉકાળિયે તોય, ગાંગડુ નવ બફાય;
વાંસ એરંડો થાય ન ચંદન, મળયાચળ ને વાય;
જેને કાજે જે સરજ્યાં છે, તે તેમાં લોભાય."

એ વિગેરે અતિશય કેહવતોના સેંકડો પદો જોડાયલાં છે, પણ આપણે તો સેહેજ સેહેજ ઇશારાથી આપણો મુદ્દો સમજાવી લઇશું. ઉપલા દાખલાઓમાં કેહવતો કઇ કઇ છે, તે સમજાવવાની કાંઇ જરૂર જણાઇ નથી, કેમકે તે ખોલ્લે ખોલ્લી દરેકને સમજાય તેવી છે.

" બાઝ આઇ કે બાઝ આયદ ઉમ્રે શુદે હાફેઝ;
હરચંદ કે નઆયદ બાઝ તીરી કે એશુદ અઝ શુસ્ત."

બીજી લીટીમાં કેહવત એવી મતલબની છે કે જે થયું તે થયું, કમાનમાંથી તીર છુટયો તે પાછો આવતો નથી. જ્યારે એજ

લીટીમાં કેહવતો સમાયલી હોય ત્યારે તેને "અરસાલે મીસ્લીન" કહે છે, જેમકે:—

"નસીહતે હમે આલેમ ચું બાદ દર કફ્સ અસ્ત;
બગુશે મરદુમે નાદાન ચુ આબ દર ગેરબાલ."

યાને:—મુર્ખાને આંખી પૃથ્વિ પણ જો શીખામણ દે, તો તે પાંજરાંમાં પવન પકડવા બરાબર, અને ચાળણીમાં પાણી રાખવા બરાબર છે; યાને ફોકટ છે. **શેખ સાદી** કહે છે કે:—

"માહી કે દર ખુસ્ક ઉફ્તદ, કીમત બેદાનદ આબરા."

યાને:—જ્યારે માછલી સુકી જમીન ઉપર આવે ત્યારેજ તે પાણીની કીંમત પીછાંણે. સુંદર વિલાસ ઉપરથી:—

"सुंदर कहत जैसे । दंत गजराज मुख ॥
खाइवेके और रु । दिखाइवेके और है ॥"

એમાં જાણીતી કેહવત "હાથીના દાંત દેખાડવાના જુદા, ને ખાવવાના જુદા" સમાઇ ગયલી છે.

"આવ કહેસો ઓલીઆ, બેઠ કહેસો પીર;
જીસ ઘર આદર ભાવ નહીં, ઉસકા કાટો શીર."

એમાં વળી ત્રણ કેહવતો વાપરી છે, પણ ત્રણેના અર્થ તો એકજ છે. એક દુહામાં એકજ મતલબની જૂદિ જૂદિ ૩ કેહવતો એ પ્રમાણે લખાઇ છે.

લાંબી માત્ર એકજ કહેવત આખો એક દુહો રોકી બેઠી છે:—

"સાધુ ભુખે ભાવકે, ધનકે ભુખે નાહીં;
જો સાધુ ધનકે ભુખે, વોહી સાધુ નાહીં."

"ज्यूं कोउ खेतीको जोतत । लेकरि बीज भूमिके बोवे ।
सुंदर कहे सुनो दृष्टांतहि । नागो नहाई कहा निचोवे ॥"

એમાં પણ જાણીતી કેહવત "નાગો નાહે શું ને નીચોવે શું" સમાઇ ગયલી છે. એમાં માત્ર એક કહેવતથી એક દુહો બંધાઇ રહેલો છે. વળી ઘણીક કેહવતો માત્ર થોડા લફ્ઝ ઉપર આધાર રાખી જોડાયલી આવે છે. જેમકે:—

"હરિ ભક્તિમે તીન ગુણ, ૧હર કોઇ લાગે પાય;
૨ખાનેકું મીષ્ટાન મીલે, ૩આખર વૈકુંઠ જાય."

એમાં ખુદાની બંદગીનો એકેકો ગુણ, માત્ર પ્રથમના ૪ લફ્ઝોનો એકજ વાર ઉપયોગ કરી વાપરેલી દીસે છે. વળી એક દુહો એવો આવે, કે જેમાં દરેક લીટી એકેક કેહવતની બનવા ઉપરાંત અરસ પરસ ઉપમાન બતાવનારી હોય છે; જેમકેઃ—

" જબ બીગડે જબ ચતુર નર, કયા બીગડેગા કુડ;
છાશ બીચારી કયા બીગડે, જબ બીગડે જબ દુધ."

યાને સારૂં માણસ હોય તેજ બગડે, નઠારો તો નઠારોજ, એટલે બીગડે કયાંથી. જેમકે દુધ બીગડીને છાશ થાય, પરંતુ છાશ તો છાશજ એટલે તેનું પાછું દુધ થોડુંજ થવાનું છે. ઉપર પ્રમાણે ઉપમા છે.

રાજા ભર્તૃહરિ જ્યારે નિર્દોષ વિક્રમના વિયોગથી પોતે પણ વૈરાગી થવા લાગ્યા, ત્યારે નીચલું કેહવતભર્યું વચન કહ્યુંઃ—

न वैराग्यात्परं भाग्यं, न बौधादपरः सखा;
नहरेर परस्त्राता, न संसारात्परो रिपुः

મતલબઃ—વૈરાગ્યથી ઉત્કૃષ્ટ બીજું કોઇ ભાગ્ય નથી; જ્ઞાનથી સહાય કર્તા બીજો મિત્ર કે બંધુ નથી; હરિ શિવાય બીજો કોઇ રક્ષણ કર્તા નથી; અને સંસારથી અન્ય કોઇ શત્રુ નથી.

**૬૨—ચિત્રઃ**—જે અક્ષરોથી કિંવા જે શબ્દોથી જે પ્રશ્ન થયો હોય, તેજ અક્ષરોથી કે શબ્દોથી તે પ્રશ્નનો ઉત્તર મળે ત્યાં **ચિત્ર** કહેવાય.

" **કો ઠારે** અન રેહે ? આતે મુરતી **શિ કોતરી** ભાઇ ? "

અર્થઃ—કો યાને કયે, અને ઠારે એટલે ઠેકાણે, યાને કે કયે ઠેકાણે અનાજ રહે છે ? ત્યારે તેનો જવાબજ **કોઠારે** શબ્દમાં આવી ગયો, કે **કોઠાર**માં અનાજ રહે છે. તેમજ ભાઇ ! આ તે મૂર્તિ તેં શી કોતરી ? યાને શાની મુર્તી કોતરી ? તો કે **શીકોતરી** યાને માતાની. **શીકોતરી**માંજ સવાલ જવાબ બન્ને આવી ગયા. શીકોતરી એ એક દેવી માતાનું નામ છે.

" કાકાલી કામધુરા, કમ્બલવન્તં ન બાધતે શીતં ? "

**કાકાલી** યાને કે કાળી કોણ ? તો કહે કે, **કાકાલી** યાને કાગડાઓની હાર. **કામધુરા** યાને મધુર કોણ ? તો કે, **કામ ધુરા** યાને કામાતુર સ્ત્રી. જરા જરામાં પુરૂષનો સંગ કરવાને આતુર એવી

અરત(!) કમ્બલવન્તં=યાને કયા બળવાનને ટાઢ નથી વાતી ? તો કે, **કમ્બલવન્તં**=યાને જેણે કામળો ઓઢી હોય તેને. ( સસ્કૃત ચીતીનુ ઉતરાર્ધ )

" છોટા થા જબ સબને ભાયા,
મોટા થા કુચ કામ ન આયા,
કહે **દીઆ** ઉસકા નાંઓ,
ઉનકા જવાબ જો તુમ કહો,
તો દઉગી આધા ગાંઓ. "

યાને—નાનો હતો ત્યારે સૌને ભાવ્યો. મોટો થયો ત્યારે કોઇને નહીં કામ આવ્યો. તે હું કોણ ? એમાં કહે છે કે જે જવાબ માંગ્યો છે તે તો " કહે દીઆ " યાને કહી દીધો છે. હવે " કહે દીઆ " એમાંજ જવાબ આવી ગયો, કે દીઆ=યાને દીવો એજ જવાબ છે.

ધોઇ પગને નિર **કોશિયો** કોને ક્યાં તે પાવે ?
બાર ઘડી દશ વીશ ઘડીએ પાણી **કયારે** લાવે ?

યાનેઃ—પોતાના પગ ધોઇને પછી તે પગ ધોયલું પાણી બીજાને પાય એવો કોણ સેલાંણી છે ? ( કો=કયો; શિયો= સેલાંણી ) તો તેનો જવાબ કોશિયો=યાને કોશ ઝીલનારો છે; તે સવાલવાળા શબ્દમાંજ આવી જાય છે. પછી પુછે છે કે, તે આ પગ ધોયલું પાણી કોણને અને કયારે પાય છે ? અને તેનો જવાબ દે છે કે, **કયારે** યાને કયારીમાં પાણી લાવે છે, અને તે પણ દશ બાર ઘડીમાં લાવે છે. એ સર્વેના જવાબ, સવાલના શબ્દમાંજ સમાવી દીધેલા છે.

"આગળ વાંચો પાછળ વાંચો, વાંચો એક **સરસ,**
છું શું શબ્દ ? છ રૂપ્યાનો, સાથે પેસા દસ."

જવાબઃ—સરસ. એમાં ખુલ્લું કહી દીધું છે કે, "વાંચો એક સરસ". તે ઉપરથી જવાબ તો આપોઆપ નીકળી આવે છે. **સ**=રના બે રૂપૈયા અને સવા આનો વંચાય, **ર**=બે વંચાય, અને પાછો **સ**=રના બે રૂપૈઆ સવા આનો વંચાય. બધા મળી છ રૂપૈઆ અઢી આના **સરસ** શબ્દ વડે વંચાય છે-

**પ**રદેશમાં દીસતો પહેલાંનો, જોડે જોડયો ઓળો;
આડી ટટ્ટી કાના એકની, **પાપ** થયું શું બોલો ?

જવાબઃ—પાપ. **પ**રદેશ શબ્દમાં પેહેલ વેહેલો દેખાનારો હરફ **પ** છે, અને **પ**નો પડછાયો **પ**જ છે. હવે બે પપ્પા થયા ને બેની

વચ્ચે એક કાનો તાણતાં **પાપ** શબ્દ થયો. જે જવાબ, સવાલમાંજ કહી દીધેલો છે

"ચોર દરદ ચોરી કીધાનું, મીરે ન યુક્તિ જોડી;
એક દવા એ તે **શી પાઇ**, ચોરી તેણે છોડી !"

ચોરને ચોરી કરવાનું દરદ લાગેલું, તે ગમે એટલા ઉપાયથી છુટતુ નથી. પણ તેને એવી તે અકશીર શી દવા પાઇ, કે તેણે ચોરી કરવાનું મુકી દીધું ? એમાં દવા **શી પાઇ** ? એ સવાલમાં જવાબ આવી રહ્યો, કે ચોરને ઠેકાણે લાવનાર દવા **શીપાઇ** છે.

" લેતાં ખુશી દેતાં ખુશી, શું છે જમણ જેવું ?
ડર દેખીને નિત્યે લાગે, સૌને નહીં કહી **દેવું**."

જવાબઃ—દેવું યાને કરજ, **એમાં દેવું** એ શબ્દ સવાલમાંજ જણાવી દીધેલો છે; અને કહે છે કે, ઉપલા પ્રશ્નનો જવાબ **દેવું** છે, એમ સઉને નહીં કહી દેવું.

" ગુરૂ પુછે ચેલા તણે, કહો શું અનિર્વચન ?
કહી નવ શકાય એવું ભારી, કરશોજ આપ વજન."

ગુરૂ પોતાના ચેલાને પુછે છે કે, **અનિર્વચન** એ શબ્દનો અર્થ શું ? ત્યારે ચેલાને તેનો અર્થ સમજ નહીં પડવાથી તેણે કહ્યું કે, નહી કહી શકાય એવું એ ભારી છે, તેથી તેનો અર્થ આપજ કરશો. હવે અનિર્વચનનો અર્થ " નહીં કહી શકાય એવું " એવો થાય છે, અને તે અર્થ જોકે ચેલો નહીં જાણતો હતો, તોપણ તેના જવાબમાં તેજ અર્થ આવી ગયો, અને ગુરૂએ જાણ્યું કે ચેલાએ શબ્દનો અર્થ બરાબર સમજીનેજ જવાબ આપ્યો છે, તેથી તેને શાબાશી આપી.

"**શી શી** વસ્તુમાં ભરે, દવા દારૂ ને દુધ;
**શું હામે** કરવરો દરે, સમજે નહીં શું મુઢ."

કઇ કઇ વસ્તુમાં દવા દારૂને દુધ ભરાય ? તો કહે **શીશી**માં. કઇ જગાએ કરવરૂં મુકવામા આવે ? તો કહે **શુંહામે** યાને શુંડ્યાંમાં. જે કંઇજ સમજે નહીં તે કોણ ? તો કહે **મુર્ખ**. બધા જવાબ અંદરજ આવે છે.

"**કો હામે** દુર્ગંધ રહે, અત્તરમાં શું ગંધ ?
વીજલીથી વેગી કહે, **વિચારથી** નિરબંધ."

કયા જગાએ દુર્ગંધ રહે ? તો કહે **કોહામે** યાને કોહામાં.

અતરમાં કેવી ગંધ રહે? તો કહે **શુગંધ.** વીજળી કરતાં વધારે જલદી ચાલનારૂં શું? તો કહે **વિચાર.** બધા જવાબ અંદરજ આવે છે. એ પ્રમાણે એ અલંકારની ઘણી લેઝત છે.

## ૨૬

*"The change both my heart and my fancy employs;*
*I reflect on the frailty of man and his joys:*
*Short-lived as we are, yet our pleasures, we see,*
*Have a still shorter date, and die sooner than we."*
*W. Cowper.*

એક કવિ, જાદુગર કાં છે? કેમકે તે **વીરરસ** કાવ્યો જોડી આપણા જુસ્સાઓ ઉશકેરી મેલે છે. એક કવિ, કીમ્યાગર કાં છે? કેમકે તે **હાસ્યરસ** કાવ્યો જોડી આપણને હસાવી મારે છે. એક કવિ, નજરબંધ કાં છે? કેમકે તે **કરૂણારસ** કાવ્યો જોડી આપણને રડાવ્યા કરે છે. ત્યારે કવિને સારી માહી જેપણ ઉપમા આપો તે થોડી છે. આ જમાનામાં મુરતી બોર માફક ઉભાઇ જતા *Rhimster* અથવા *Poetestar* જેઓ નજીવી કવિતા બનાવનારાઓ ગણાય છે, તેઓના જેવા આગળા જમાનામાં નોહોતા. તે વખતે **એક** નીકળે તે ચુન દો, અને આજે **એકસો** નીકળે તે કુચો. ખરા ગર્ભ કવિઓ તેથી કરીને પોતાનું ભેજું કસતાં શરમાય છે, કેમકે જેમનું ભેજુંજ કવિતાઇ બક્ષેશ માટે નથી, તેઓ પણ જ્યારે કવિ કહેવાવા માંગે, ત્યારે ગર્ભ કવિની કદર કોણ બુજે? કાવ્યની બાબદમાં તો ખરેખરજ પ્રાચીનકાળને અર્વાચીનકાળ યાદ કરાવે છે. બીજા ઉદ્યોગમાં અર્વાચીન કાળ કદાપિ બડાઇ લેઇ શકે, પરંતુ કાવ્ય હુન્નરમાં તો આપણા જમાનાએ જીવ જેવો પણ વધારો કર્યો નથી. વળી કાવ્યની ખરી ખુબી પીછાન્યા વગર એક ગર્ભ કવિની કવિતા ઉપર ટીકા કરવા એ પણ સરતાપા બેવકુફાઇ છે. એકવાર કવિ દલપતરામની કવિતા ઉપર એક અજ્ઞાન કવિએ કાંઇ ટીકા ચલાવી અને વિવેચન કર્યું. તો જોકે, કવિએ શી મતલબ ઉપર કવિતા રચેલી, તે તો બીલકુલ તે સમજેલોજ નહીં. ત્યારે દલપતરામભાઇએ ધીરે રહીને તેનો જવાબ ઠંડે પેટે આપ્યો; કે શાકરનો સ્વાદ તો ઘણો મીઠો છે, અને તે સર્વેને ખાવા ગમે છે, માત્ર ગધેડાંથીજ શાકર ખાઇ શકાતી નથી, તેથી ગધેડું હંમેશાં શાકરને કડવી ઝેર જેવી જાણે છે. તેજ, પ્રમાણે

શાકર રૂપી કવિતાનો સ્વાદ ચાખનાર કવિની લેઝતને, ગધેડા જેવો વિવેચક તો કેમજ ઇનશાફ આપી શકે ? હવે આપણે પાછી અલંકાર માળા શરૂ કર્યે —

**૬૩:—કાળગણનાલંકાર:**—કવિતા એવી રીતે બનાવવામાં આવે, કે જે વીશે તે જોડાયલી હોય, તેમાંથી અમુક બનાવ ફલાણા વરસમાં બનેલો હતો, એમ પરખાઇ આવે. અથવા ફલાણો કાળ ફલાણી બાબદ માટે જાણીતો છે, વગેરે હકીકત અંદરથી નીકળી આવે. અગ્રેજીમાં તેને *Chronograms* અથવા *Chronographs* કહેછે. ગ્રીક, લેટીન, વગેરે ભાષાઓમાં ચોક્કશ વરસ બતાવા માટે શબ્દોમાં અમુક હરફો મોટા ( *Capital* ) રાખે છે. અને ફારશી ભાષામાં "અબજદ" નો કાયદો વાપરવામાં આવે છે, જેમાની ગણત્રિ નીચે પ્રમાણે આવે છે:—

**( ૧ )–અબજદ**; જેમાં ૧–અલેફ. ૨–બે. ૩–જીમ. ૪–દાલ. એ પ્રમાણે છે. **( ૨ )–હુવ્વઝ**; જેમાં ૫–હે ( હવ્વઝ ). ૬–વાવ. ૭–ઝે. એ પ્રમાણે છે. **( ૩ )–હુત્તી**; જેમાં ૮–હે ( હુત્તી ). ૯–તોય ૧૦–ઇ. એ પ્રમાણે છે. **( ૪ )–કલમન**; જેમાં ૨૦–કાફ ( કલમન ).–૩૦–લામ. ૪૦–મીમ. ૫૦–નુન. એ પ્રમાણે આવે છે. **( ૫ )–સઅ્‌ફસ**; જેમાં ૬૦–સીન. ૭૦–ઐન. ૮૦–ફે. ૯૦–સ્વાદ. એ પ્રમાણે આવે છે. **( ૬ )–કુરશત**; જેમાં ૧૦૦–કાફ ( કુરશત ). ૨૦૦–રે. ૩૦૦–શીન. ૪૦૦–તે. એ પ્રમાણે આવે છે. **( ૭ )–સખ્ઝ**; જેમાં ૫૦૦–સે. ૬૦૦–ખે. ૭૦૦–ઝાલ. એ પ્રમાણે છે. **( ૮ )–જઝગ**; જેમાં ૮૦૦–ઝ્વાદ. ૯૦૦–ઝોય. ૧૦૦૦–ગૈન. એ પ્રમાણે છે. એમાં વળી ચોખ્ખા ફારશી હરફો પે–ચે–ઝ્‌–ગાફ–એટલાનો આંકડો બે–જીમ–ઝે–કાફ–એની સાથે અનુક્રમે ગણાય છે. દાખલા:– "*.....feria M si Dera Vert Ice*"

એમાં કેપીટલ હરફો *MDVI* છે, જેનો આંકડો ૧૫૦૬ થાય છે, તેજ પ્રમાણે ફારશીમાં:—

"બાદશાહ દહર બાબર બા કમાલ અદલ બુદ."

એમાં અબજદના કાયદા પ્રમાણે હી. સ. ૯૩૭ નો આંકડો નીકળે છે, કે જે વર્ષમાં દિલ્લીનો બાદશાહ બાબર મરી ગયો હતો. એકેક શબ્દના અર્થ પણ જુદા જુદા નીકળે, અને વળી વરસનો આકડો પણ નીકળે, જેમકે *XL* એનો ઉચ્ચાર "એક્ષેલ" એટલે

સરસ થવું એવો પણ થાય છે, અને ૪૦ નો આંકડો પણ થાય છે. તેમજ *MIX* મીક્ષ એટલે મિશ્ર પણ થાય છે, અને ૧૦૦૯નો આંકડો પણ થાય છે. એવા કાળગણના અલંકારો પ્રાચીનકાળમાં રોમન લોકોમાં વપરાતા હતા, અને અર્વાચીનકાળે એ અલંકાર વાપરવાનો ફ્રેન્ચ લોકોમાં બહુ શોખ છે. દેવદેહરાં અને દેવાળયોમાં ગ્રીક તથા રોમન લોકો એ અલંકારનીજ તખ્તીઓ મુકે છે. આપણા જરથોસ્તીઓમાં પણ ઘણીક અગ્યારીઓની તખ્તીઓ એજ અલંકારમાં જોડાયલી છે. જેમકે:—મુંબઇ મધેના શેઠ દાદાભાઇ નોશરવાનજીના આતશબેહેરામ, જે કે રોજ ૧૭ માહ ૧ (ક) યઝદેજરદી ૧૧૫૩ માં બનાવામાં આવેલા, જેની તખ્તીના બેતો મુલ્લા ફીરોજીએ બનાવ્યા હતા; તેમાં "આતશ વરહેરામ" એટલા હરફ મોટા કાઢી ૧૧૫૩ નું શાલ સમાવી દીધેલું પાછળથી જણાયું હતું. એજ પ્રમાણે નવસારી ખાતેની દેશાઇ શ્રી મનોચેરજી ખુરશેદજીની "વડી દરેહમેહેર" ઉપરની તખ્તીમાં કાળગણના અલંકારછે. તેમજ વળી "કમીને ઝરરેરા તો કરદી ખોરશેદ" એવો જે મોતો મહા પ્રતાપિ દેશાઇ શ્રી ખુરશેદજી તેહમુરજીએ રાખેલો હતો, તેવણે પણ યઝદેજરદી ૧૧૨૦ નું શાલ અંદર સમાવેલું છે. વળી શબ્દોની હકીકત ઉપર પણ એ અલંકાર જોડાયલો છે. **ગરીબ** શેવકે યઝદેજરદી ૧૨૬૪ ના શાલમાં સત્યમિત્રમાં શાલ મુબારકની એક ભૈરવી ગઝલ છપાવી હતી તેમાં નિચલો દાખલો છે:—

"ઇશ૧ હાથ૨ અમશાસ્પંદી૬ વર્ણ૪ ચારે પર ધરો;
માબાપ રૂપી ઝાડની છાંયા તળે છૈયાં ફરો."

એમાં સમજવાનું એમ છે કે,ઇશ્વર એક છે તેથી તે શબ્દની આગળ ૧ કાઢયો—હાથ બે હોય છે તેથી તે શબ્દની આગળ ૨ કાઢયો—જરથોસ્તીઓમાં અમશાસ્પંદ છ ગણે છે તેથી તે શબ્દની આગળ ૬ કાઢયો—અને વર્ણ ચાર છે તેથી તે શબ્દની આગળ ૪ કાઢયો. જેમ આંકડા કાઢી સામટા જોતાં, યઝદેજરદી ૧૨૬૪ નું વરસ નીકળી આવ્યું. તેમજ **ગરીબ** શેવકે શ્રી બોધમાં એજ શાલમા, શાલ મુબારકની કવિતા છપાવી હતી તેમાં નિચે પ્રમાણે જૂદી રીત બતાવી છે:—

૧ ખુદા સુખ આપ—હમોને નિત,
૨ અકલ બખશી—કરાવો જિત,
૬ સહસ કર્મિ—વધારો રીત,

૮ ખુશે ખુશે હો પારશીને શાલ મુબારક'!

એમાં ખુદા એક છે તેથી તેની આગળ ૧ લી લીટીમાં એકડો—અક્કલ બે છે; જાતી અક્કલ અને બીજા પાસે મેળવેલી અક્કલ, તેથી તેની આગળ ૨ જી લીટિમાં બગડો—સહાસ કર્મ ૭ છે, તેથી ૩ જી લીટિમાં છગડો—અને ખુણા ચાર છે, તેથી ચોથી લીટિમા ચોગડો કાઢયો છે. જે ઉપરથી ૧૨૬૪નુ શાલ વંચાય છે. એને પણ કાળગણના અલંકાર કહે છે. એ અલંકારમાં વળી અર્થ અને મતલબની પણ ખુબી સમાવેલી હોય છે. વળી અંગ્રેજી બનાવરોમાં આંકડાઓ એકસરખી રીતે ન ગણતાં અર્થ પ્રમાણે પણ ઘણીવાર ગણાયલા છે; જેમકે—

"*Georg IVS DVX b. VCK Inga MIe.*"

એમાં *MDCXVVVIII* યાને ૧૬૨૮ નું વરસ આવ્યું; જે વરસમાં એ જ્યૉર્જ વીલ્યર્સ ડયુક ઑફ્ બકીંગાંમને ઠાર કરવામાં આવ્યો હતો. હજારો કબરો ઉપર સ્મસાનમાં તરેહવાર જાતના લેખો ક્રીસ્ચીઅનો ટાંગતે છે. એવા સંખ્યાબંધ આપણી પાસે છે, પરંતુ તે બધાની જગા તો થઇ શકેજ નહીં, તોપણ રાણી એલીઝાબેથના મરણનો લેખ જાણવા લાયક છે—

"*My Day Closed Is In Immortality.*"

યાને મારો વખત પૂરો થઇ અમર્ગીમાં આવ્યો છે. એમાં જે વર્ષ આવ્યું તે *MDCIII* યાને ૧૬૦૩ કે જે વરસમા એ જગપ્રસિદ્ધ રાણી મરી ગઇ હતી. વ્હીટસે નામના એક લખનારે "એનેગ્રામ્સ" ઉપર એક પુસ્તક લખ્યું છે, તેમાં જણાવ્યું છે કે, વર્તેમ્બર્ગ ખાતેના વઝીર મીશાયલ સ્ટીફેલ્યસે બાઇબલ મધેના એક ફકરામાંથી કાળગણના અલંકાર એવી રીતે શોધ્યો હતો કે, એ ધર્મ પોથીમાં એક ગર્ભિત આગાહી કરેલી છે, કે તા. ૩૭ ઑકટોબર ૧૫૩૩ ના રોજે ૧૦ કલાકે દુન્યાંનો અંત આવશે.

"*They shall look on Him whom they pierced.*" (જુઓ *John XIX. 37*) *VIDeb Vut In qVc M transf IXer Vut* યાને કે *MDXVVVVIII* જે ઉપરથી ગણત્રિ કરતાં ૧૫૩૩ નું વર્ષ થાય છે. ઇશ્વરેચ્છાએ તે હાડો કયે દહાડનોએ વીટી ગયો છે. અને આપણી ઓલાદનો દુનિયાની ભોગવતીજ જાય છે. એવો ટોલ્લો મારવાનું પરિણામ અને કારણ શું

થયું? ઉપલાં ભવિષ પ્રમાણે તા. ૩ ઓક્ટોબર ૧૧૩૩ ના રોજે ૧૦ કલાકે ઘણુંજ જોરમાં તોફાન થઇ આવી, નહીં સહન થઇ શકે એટલો ઘભરાટ લોકોમાં ચાલ્યો. અને તે વખતે એવુજ લાગ્યું કે દુન્યાં ડુબે છે. આ તકનો લાભ લઇ તાણીતોડીને ઉપલો ફકરો બાઇબલમાંથી સ્ટીફેલ્યસે લોકોને વાયજી કરીને સમજાવા માંડયો. લોકો બચારા બીધા, પણ થોડોજ વારમાં જાણે તોફાન જેવું કંઇ હોયજ નહીં તેવું ઇશ્વર કૃપાથી થઇ ગયું; અને વાયજી કરનારને સારો સ્વાદ ચખાડી લોકોએ પૂરો કર્યો!

નાદીરશાહે પોતાના શીક્કાઓ ઉપર પોતાનો મુદ્રાલેખ કોતરાવ્યો હતો કે; "અલ ખેર ફીમા વકઅ"=યાને જેપણ બન્યું છે તે સારૂંજ છે. એ મુદ્રાલેખ કાળગણનાનો છે, કેમકે તેમાંથી તેનું ૧૧૪૭ હીજરીતું શાલ નીકલશે. નાદીરશાહના દુશમનોએ એ મુદ્રાલેખની વિરૂદ્ધમાં લખ્યું હતું કે, "લાખેર ફીમા વકઅ"=યાને જેપણ કાંઇ બન્યું છે તે સાર નથી.

એક ગૂર્જર કવિએ પોતાની કવિતા કયે દહાડે બનાવી તે માટે નિચલી કાળગણના આપી છે—

"ગુણીજન કવિ ગૂજરાતમાં, આગળ થયા અપાર;
જે કવિતા મુજને જડી, સંગ્રહ કીધો સાર.
સંવત વિક્રમનો ક્રમે, સ્વર૭ હરિ૧ રસ૯ આકાશ૧
પૂર્ણ થયો દિન પૂર્ણમાં, માઘ મનોહર માસ."

યાને કે સ્વર ૭ છે–હરિ ૧ છે–રસ ૯ છે–અને આકાશ ૧ છે; તેને છેડેથી અનુક્રમે મુકતાં વિક્રમાદિત્ય શને ૧૯૧૭ થાય છે, અને માગસર મહિનાની પૂર્ણિમાને દહાડે કવિતા પૂરી કરી, એમ તેમાંથી વરસ, દહાડો, અને માસ નીકળી આવે છે. વળી બીજા એક ગૂર્જર કવિએ ખુલ્લા શબ્દોમાંજ કાળગણના વાપર્યો છે:—

"વીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાત્ત મધ્યે ગામજી;
ચાતુર્વંશી જ્ઞાતી બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામજી.
સંવત સત્તર ઓગણચાળો, આસો સુદિ નવમી રવિવારજી;
પૂરણ ગ્રંથ થયો તે દિવસે, યથા બુદ્ધિ વિસ્તારજી."

એમાં સંવત ૧૭૩૯ આશો શુદ ૯ ને રવીવારે પ્રેમાનંદ કવિએ પોતાની કવિતા પૂરી કરી છે એમ આવી ગયું છે.

આ કાળગણનાલંકારને ફારશી ભાષામાં "નઝમે ઝમાન પયવદ"

કહે છે. કવિ નર્મદાશંકર લાલશંકરે માતુશ્રિ માહારાણી વીકટોર્યાની સ્તુતિમાં જોડેલા દોહરામાં આ કાળગણનાલંકાર બહુ અચ્છિ રીતે દીપાવ્યો છે તે જણાવ્યેઃ—

"ધન્ય જન્મ વિકટોરિઆ, ધન્ય ઘડી પળવાર;
ધન્ય અઢાર ઉગણીસમે, તારીખ વીશ ને ચાર.
ધન્ય રાણી પદ પામી સન, ૭મુનિ ૩વિક્રમ ૮વસુ ૧ચંદ;
ધન્ય જૂનની વીશમી, બેઠી આસન ઈંદ.
ધન્ય મુહુર્ત તે લાભનું, રાજ્ય પદાભિષેક;
ધન્ય ૮વસુ ૩બળિ ૮વસુ ૧ભુમિ, જૂન આઠ વીશનેક."

એમાં ૨ જી લીટિમાં તા. ૨૪ મી મે મહિનો સને ૧૮૧૯માં રાણી વીકટોર્યા જન્મ્યાં એવું નીકળે છે. વળી ૩ જી લીટિમાં મુનિ ૭ વિક્રમ ૩ વસુ ૮ અને ચંદ ૧ તે ઉપરથી ઉલટી રીતે વાંચો તો તા. ૨૦ મી જુન ઇ. સ. ૧૮૩૭માં ગાદી ઉપર રાણી વીકટોર્યા બેઠાં એમ નીકળશે. વળી છેલ્લી લીટિ વાંચો તો વસુ ૮ બળિ ૩ વસુ ૮ અને ભૂમિ ૧ ના ઉલટા આકડા ક્રમે મુકો તો તા. ૨૮ મી જૂન ઇ. સ. ૧૮૩૮ ના રોજે રાણી વીકટોર્યાને રાજસત્તા મળ્યાનો દિવ-સ નીકળે છે. એ પ્રમાણે એ અલંકારની ગૂર્જર કવિઓએ આગળા વખતથી છેક હમણા સૂધી મજા લીધી છે. હવે ફારશી કવિઓએ લીધેલી મજા તો ઑરજ છે. તે મજાઓની આગળ બીજી ભાષાના કવિઓની તદબીર કુછ નથી કહીએ તો ખોટું નથી. તે તેના દાખ-લાઓ ઉપરથીજ જણાશે

પુનાનો પેશ્વા છેલ્લો બાજીરાવ જ્યારે અંગ્રેજ સરકારને હાથે પદભ્રષ્ટ થયો, અને બીઠુરમાં તેને રાખવામાં આવ્યો, ત્યારે પેશ્વાઇનો અંત આવેલો સાંભળી એક ફારશી શાયરે થુ–થુ–થુ કરીને ત્રણવાર " થુ " બોલી બાજીરાવ તરફ ધિક્કાર બતાવ્યો. પણ એક શાયર જેવો ગંભીર પુરૂષ, પેશ્વા તરફ એટલો બધો ધિક્કાર શા માટે બતાવે છે, એમ જ્યારે તેને પુછવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું, કે નાંરે! મે કાંઇ તિરસ્કાર નથી બતાવ્યો, પણ પેશ્વાઇ ખતમ થઇ તે ક્યા વરસમાં, તે વરસનો આંકડો બોલ્યો છું. તપાસ કરતાં અબજદના કાયદા પ્રમાણે તેમાંથી તો હીજરી સને ૧૨૩૩ નું વરસ નીકળ્યું; કેમકે, તે=૪૦૦+હાયેહવ્વઝ=૫+વાવ=૬ એમ એક " થુ "નો આંકડો ૪૧૧, થયો, એવા ૩ થુના ૧૨૩૩ થયા. યાને ઇ. સ. ૧૮૧૮ નું

વરસ નીકળ્યું, કે જે વરસમાં બરાબર પેશ્વાનું રાજ ખતમ થયું ! આ કાળગણના અલંકારનો ટુચકો ઘણો ઉમદા છે.

એવીજ રીતે જ્યારે મૈસુરનો વાઘ ટીપુ સુલતાન મરણ પામ્યો, ત્યારે એક ફારસી શાયરે ઉદ્ગાર કાઢ્યો, કે " શમશેર ગુમ શુદ. " યાને કે તલવાર ગુમ થઇ ગઇ. અર્થાત, ટીપુ જેવો શમશેર બાહાદુર મરી ગયો, એટલે ઓસા તલવારનું નામજ મરી ગયું. કેમકે તરવારનો મારનાર તો જાણે તેજ હતો, તેથી તે મરી ગયો એટલે તરવારનો હુન્નરજ મરી ગયો. પણ ફારસીના અબજદના કાયદા પ્રમાણે ગણતાં તો વળી તેમાંથી ટીપુ સુલતાન ગુજરી જવાનું વરસ નીકળ્યું ;તે એમકે:-

શીનના=૩૦૦; મીમના=૪૦; શીનના=૩૦૦; ઇના=૧૦; રેના=૨૦૦ યાને શમશેરના=૮૫૦ થયા પછી ગાફના=૨૦+મીમના=૪૦ યાને ગુમના=૬૦ થયાં. પછી શીનના=૩૦૦+દાલના=૪ યાને શુદના=૩૦૪ યાને " શમશેર ગુમ શુદ " ના કુલે ૧૨૧૪ હીજરી થયા; જે વરસમાં યાને ઇ. સ ૧૭૯૯ માં બરાબર ટીપુ સુલતાન લૉર્ડ વેલેસલીની કારકીર્દિમાં માર્યો ગયો, તેનું આબાદ વરસ નીકળી આવ્યું છે. આહા ! કેવી શાયરી ! કેવો અલંકાર ! કેવો રસ ! કેવી ફાશીન ! કેવી લેઝત ! કેવી ઝમક ! એ મજા ખરે। કવિજ આપી શકે ! ફારસીમાં જે કાળગણનાલંકાર આવે છે, તેમાં હીજરી શને સમાયલો હોય છે. કેટલાંકમાંતો દ્વિઅર્થિ ઘણું સમાવેલું હોય છે. દીલ્લીનો પ્રખ્યાત શાહનશાહ બાબર ક્યારે મરી ગયો તેનું આપણે આગળ એક વાક્ય બતાવેલું છે. હવે તેજ પાદશાહ મોહરમ મહિનાની ૬ ઠી તારીખે જન્મેલો હતો, અને અજબ જેવું છે કે, " શશ મોહરમ " ( યાને ૬ ઠી મોહરમ ) એટલાજ શબ્દમાં તારીખ અને મહિના ઉપરાંત બાબર જે હીજરી શને ૮૮૮ ( ઇ. સ. ૧૪૮૩-૮૪ ) માં જન્મેલો હતો, તે વરસ પણ અબજદના કાયદાની રૂએ સમાઇ ગયું છે ! ફારશી શાયરોના તથા મોગલ બાદશાહોના મરણો માટે ચોક્કસ શબ્દો અને વાક્યો બનાવી રાખવામાં આવ્યાં છે, જેમકે—

૧-શાયર શેખશાદીના મરણનું વરસ ૬૯૧ " ખાસ " શબ્દમાં જોડાયલું છે.

૨-હાફેઝ શાયરનું મરણનું વરસ ૭૯૧ " ખાકે મુસલ્લા " શબ્દોમાં જોડાયલું છે.

૩-ફીરદોશી શાયરનું મરણનું વરસ ૪૧૧ " મીવેએ ફીરદોસ "

શબ્દોમાં ગુંથાયલું છે.

૪—એહલીના મરણનું વરસ ૯૪૨ "પાદશાહે શોઅગ બુઅદ એહલી" એ શબ્દોમાં ગુંચવાયલું છે.

૫—બાબરના મરણનું વરસ ૯૩૭ "બેહેશ્ત રોઝી બાદ" એ શબ્દોમાં વીંટલાયલું છે.

( આગળ એ પાદશાહના મરણનું વરસ તો બીજાં વાકયમાં પણ બતાવેલું છેજ. )

૬—હુમાયુંનું મરણનું વરસ ૯૬૨ " હુમાયું પાદશાહ અઝ બામ ઉફ્તાદ " એ શબ્દોમાં ભેળવાયલું છે.

૭—અમીર ખુશરોના મરણનું વરસ ૭૭૫ "તુતીએ શીરીન મકાલ" એમાં વળગી ગયું છે.

૮—તૈમુરલંગના મરણનું વરસ ૮૦૭ " વદાએ શેહરેયારી " એમાં ગંઠાઇ ગયું છે.

૯—મૈસુરના હૈદરઅલીનું મરણનું વરસ ૧૧૯૬ "જાને બાલા ગુહાત બેરફ્ત " એમાં ગુંઠી લીધું છે.

૧૦—શાયર જાંમીનું મરણ વરસ ૬૯૨ નું "કાશેકે સિરૂરે આલે" માંથી જણાય છે.

૧૧—સુલ્તાન સન્જરનું મરણ વરસ ૫૫૨ નું " શાહે મર્વ " માથી સમજાશે.

૧૨—પાદશાહ અકબરનું મરણ વરસ ૧૦૧૫ નું "ફૈતે અકબરશાહ " માંથી મળી આવશે.

૧૩—પાદશાહ જેહાંગીરનું મરણ વરસ ૧૦૩૬ નું " જેહાંન અઝ જેહાંનગીર રફ્ત " માં છે.

૧૪—પાદશાહ અકબર ગાદીએ બેઠાનું વરસ ૯૬૩ નું "નુસરતે અકબર " માંથી નીકળે છે.

૧૫—તૈમુરે હિંદુસ્થાન લીધું તેનું વરસ ૮૦૧ નું " ખાર " (યાને કાંટો) માંથી નીકળે છે. જે અંતમાં ઘણું સારૂં લાગે છે.

૧૬—આદમીના બદનના હાડકાં ૨૪૮ છે તેને માટે " રહમ " યાને ગર્ભ બોલ છે. મુસલમીન ગણત્રિ ૨૪૮ હાડકાંની છે.

.°. ઉપલાં બધા વરસ હીજરી સમજવાં. અને એ હીજરીના ઇસવી કરવાની કોઇ સાહેબની ખાહેશ હોય, તો તેમાંથી સેંકડે ૩ ટકા, બાદ કરી તેમાં ૬૨૨ ઉમેરવાથી ઇસવી થશે. એમાં

કંઇ અમથા શબ્દો ગોઠવીનેજ વરસ બનાવામાં આવેલાં નથી; પણ તેમાંથી આબાદ લાગુ પડતા તરેહવાર અર્થ નીકળે છે. જેમકે, શેખસાદીની ગઝલો તથા એતો ઉપરથી તેને બધા કવિઓમાં "ખાસ" ગણેલો, તેથી તે શબ્દમાંજ તેનું મરણ બતાવ્યું છે. ફીરદોશીને તેના નામને અનુસરતુંજ "બેહેસ્તનો મેવો" એવા અર્થ સૂચક વેણમાં ગુજરેલો જણાવ્યો છે! હુમાયું પાદશાહ અગાસી ઉપર ચડતાં નીસરણી ઉપરથી સરકી પડીને મરી ગયો હતો, તેજ વાકયમાં તેનું મરણ સમાવ્યું! અમીર ખુશરોની શાયરીને પોપટની શીરીની સાથે સરખાવી! એવા તરેહવાર નુકતાઓ આપણને ફારશી સાહિત્યમાંથી મળે છે, પણ તે બધાંની જગા થઇ શકે નહીં.

શંકરાચાર્યને થઇ ગયાને સુમારે ૧૦૦૦ વરસ થયાં છે. ડા. ભાઉ દાજીએ તે વીશે એક શ્લોક શોધી કાઢેલો છે, તે ઉપરથી તેને લગતું વર્ષ નીકળે છેઃ—

॥ शीवधीलः कालिमलान् दलयंश्चारिता मृतैः ॥

॥ जगाम शंकराचार्यश्चंद्र चूडपदं शिवं. ॥ १ ॥

શંક્રાચાર્ય સમાધિ અવસ્થામાં કયારે આવ્યા તે વિષે છે. તેમાં શંક્રાચાર્યનું વર્ણન કરીને અક્ષર ગણિત કાળગણના કરેલી છે. યાનેકેઃ—શિવધીલ એટલે કલ્યાણ બુદ્ધિવાળા, પોતાના ચરિત્ર રૂપી અમૃતથી કલિ રૂપી મેલનો નાશ કરીને શંકરાચાર્ય ચંદ્ર ચૂડ (મહાદેવ-શંકર) ના પરમ કલ્યાણ પદને પામ્યા એમાં **શી**=એટલે ૫; **વ**=એટલે ૪; **ધ**=એટલે ૯; અને **લ**=એટલે ૩ થયા, યાનેકે ૫૪૯૩ થયા. એટલા આંકડાને ઉલટાવતાં ૩૯૪૫ વરસ કલિયુગના ગયા પછી શંકરાચાર્ય મરણ પામ્યા, એવું નીકળી આવે છે. વળી તુલશીદાસના મરણ વીશે લખે છે કેઃ—

"સંવત સોરહસેં અંશી, વસિ ગંગા કે તીર;
શ્રાવન શુકલા સપ્તમી, તુલસી તજ્યો શરીર."

યાને તુલશીદાસ કાશીમાં સંવત ૧૬૮૦ ના શ્રાવણ શુદ ૭ ને દિવસે ગંગા કાઠે સમાધિસ્ત થયા હતા.

**૧૪—એકાનેકોત્તરઃ**—જ્યાં એક ઉત્તરમાં બીજા ઘણા ઉત્તર આવી જાય ત્યાં એકાનેકોત્તર. જેમકેઃ—

પ્રશ્નઃ—" પાન સરે, ઘોડા અરે, રોતી જલે, વિધા બીસર જાય,
રામગણ ભુલે, ભુકસ ઘટે, કહો ચેલા કેનસા ઉપાય ?

ઉત્તરઃ—**ફીરાયા નહીં.** પાન ફેરવ્યા ન કરે,ઘોડાને તથા રોટીને (ભુજતાં) ફેરવ્યા ન કરે, અને જે ભણેલું હોય તેને ફેરવ્યા યાને પાછું તાજું કર્યા ન કરે; તો પાન કોહી જાય, ઘોડો અરી જાય, રોટલી બળી જાય, વિધા વીસરી જાય, વિગેરે જવાબો એકમાંજ આવી ગયા.

" જોર કવાયદ વિન ઘટે, છતે નેમ ભૂલે નિશાંન,
ખણુ ખાતર પણુ માથું પેહલે;પેહલે પગ વ્યારે અંજાણુ;
ગાય રૂડું પણુ બેતાલું, ને વળી લડે કુસ્તી વિદાવ,
ભણ્યા પણુ ગણ્યા નહીં, તો કરવી કોણી રાવ ?"

યાને—કવાયદ વગર જોર ઘટી જાય, નેમ હોય તોપણુ શીકાર કરતાં નિશાંન ચુકી જાય, ચોર ખાતર ખણે પણુ માથું પેહલે ઘાલી પકડાઇ જાય, સ્ત્રિને વ્યારતી વેળાએ બાળકના પગ પેહેલા કાઢે, સારૂં ગાયન ગાય તોપણુ બેતાલું ગાય, કુસ્તી રમી જાણે પણુ દાવ લેતાં આવડે નહીં, ભણ્યો હોય પણુ તેનો ઉપયોગ કરી નહીં જાણે, તો એ બધામાં દોષ કોણુને ઘટે ? તો તેનો જવાબ એકજ છે કેઃ—**ઉસ્તાદ કાચો.** વ્યારનારી દાઇ હુસ્યાર હોય તો પાધરૂં વ્યારે, શીખવનાર સારો હોય તો તાલ સાથે ગવાય; વગેરે સમજી શકાય એવુંજ છે.

પ્રશ્ન—"છતે પલંગે ભોંય સુવે, ઘોડા ઘાસ ન ખાય,
અર્ધ ચોમાસે ઘર પડે, કહો ચેલા કોનસા ઉપાય?"

ઉત્તરઃ—**પાયા નહીં.** પલંગને પૈયા ન હોય, ઘોડાને પાણી ન પાય તો ઘાસ પણુ નહીં ખાય, અને પાયા વગર ચોમાસાંમાં ઘર પડી જાય. વિગેરે એકજ જવાબમાં બધા પ્રશ્નના ઉત્તર આવી ગયા.

"ફાંસી ચઢાવે મિત્રને, પડે ખાળની માંય;
પ્રજા નમે બહુ માનથી, શીશ કદિ હલવાય ?
જાગુ તથા જે ઉંઘતો, તણખે ભડકી જાય;
વિના પ્રદેશે દેશનો, દિન રાજા કાં થાય ?

યાનેઃ—એવું શું થયું, કે એક દોસ્ત હોય તોપણુ તે પોતાના મિત્રને ફાંસી ચટાવે ? એક સાલેસ પુરૂષ હોય તોપણુ ખાળયામાં યાને ગટરમાં કયારે પડે છે ? પ્રજા નમે તોપણુ પોતાનું માથું પણુ નહીં હલાવવાનું અભિમાન

કોણથી રાખી શકાય ? જાગૃત હોય તોપણ ઉંઘે તે શાથી ? અને માત્ર ઘાસનું તણખલું જેટલું પડતાં ઉંઘમાંથી જાગી કાં ઉઠાય ? રાજ કરવાને કાંઇ દેશ હોય નહીં, છતાં એક ગરીબ માણસ રાજા શાથી થઇ શકે ? એ બધાનો જવાબ એકજ છે કેઃ—**અમલ કીધાથી.** દારૂ તાડીનો અમલ કરે તે ગટર પૂરવાનો. અફીણનો અમલ કરનાર જાગતો છતાં ઉંઘતો કેહવાય; અને તણખું પડતાં તે જાગી ઉઠે. કેફી માણસને જેટલો વખત અમલ ચઢેલો રહે છે તેટલો વખત તેને કોઇની તમા નથી. તે તો રાજાજ છે. અને હુકમનો અમલ કરવો પડે ત્યારે દોસ્તને પણ ફાંસીની શીક્ષા કરવી પડે. અમલ ઉપર એક ધણી હોય, યાને હુદ્દા ઉપર તે હોય ત્યારે લોકો તેને નમે છે, છતાં તે ધણી માત્ર ડોકું હીલાવે છે. વિગેરે.

વનિતા પર ઘર ગમન કરે, શીર તપેતો ખાય;
ઘર છતે મેઘે ભીંજે, બાળક રોતાં જાય.
મહેલ મહા જે ફુકરા શાહનો, ભીસ્તો તોય ગણાય;
રથમાં તો રહે સઊ ઓથામાં, સારથી એક ભીંજાય.
કુણબી ઘર પણ ખાત નિહાલ્યો, રાજ ઘરે પણ તેજ;
ભિન્નતા આવી કયાંથી થઇને, ચાર પગોનીજ સેજ.

એમાં કહે છે કે, એક ઓરત પારકા મરદની પાસે કાં જાય ? માથા ઉપર તડકો કાં પડે ? ઘર બાંધેલું હોય તોપણ તેમાં રહેનારાં વરસાદથી ભીંજાય શાંને લીધે? તથા બાળકો રડતાં ટવળતાં થાય, એ સૌ શા થકી ? તેમજ એક ફકીરને કે શાહને રેહેવાનો મેહેલ જેવો મેહેલ છે છતાં તેને ભસ્તુ ( દોખમું ) શા માટે કહે છે ? ગાડીમાં બેઠેલાં બધાં ઓથામાં રહે; અને ગાડી હંકાવનારજ કાંય પળળી જાય ? જેવો ચાર પૈયાનો પલંગ એક કણબીના ઘરમાં જોશો, તેવો ચારજ પગોનો પલંગ રાજાના મેહેલમાં પણ રહે છે, તોપણ તે બેઉના પલં-ગોમાં ફેર શું આવ્યો ?-એ બધા સવાલોનો જવાબ એટલોજ છે કેઃ—**માથે છત્ર નહીં.** સ્રિને માથે ધણીનું—માથાં ઉપર છત્રીનું—ઘર ઉપર છાપરાંનું—બાળકોને માથે મુરબ્બી માત પિતાનું—ભીસ્તાંને માથે ગુંમટનું—ગાડી હાંકનારને માથે લાકડાંનું છત્ર હોતું નથી, તેથી આ પ્રમાણે થાય છે. તેમજ રાજાને ત્યાં છત્ર પલંગ હોય અને કુણબીને ત્યાં છત્ર વગરનો પલંગ હોય તેથી ફરક છે, તે સૌ **માથે છત્ર નહીં** હોવાને લીધે છે. એક ઉત્તરમાં અનેકના જવાબ આવી ગયા.

**૬૫—કાકુસ્વર:—**અથવા **પૃચ્છા.** એને નર્મદાએ અન્યોક્તિનો આગજ ગણ્યો છે. જ્યાં સ્વરના ( આવાજના ) ભેદથી ઉલટા અર્થની કલ્પનાનું ડોળ દેખાતું હોય, અથવા જ્યાં સામાને પ્રશ્ન કરીને તેમાં પોતાનો નિશ્ચય બતાવ્યો હોય, ત્યાં કાકુસ્વર અથવા પૃચ્છા થાય છે. જેમકે:—" આ બાઇને પોતાના ધણીના વિજોગનું કંઇ દુઃખ લાગતું નથી એમ કોઇ કહે છે, ત્યારે બીજો કહે છે કે, **શું નથી લાગતું ? લાગે છે. બેની મુકાઇ ગઇ છે."** નીચલી ચોપાઇ ઉપરથી વધારે સમજ થશે.

"સમજાવ્યો સમજે નહિં એહ, ઉઠ ભઇ ચલ આવે છે મેહ;
થશે મધુર એળીઓ વળી, રાખ્યો બેઝો સાકર ગળી ?
મૂર્ખ મૂર્ખ માને નહિં વાદ, શું કહું કાઢી ભારી સાદ;
ધૂળ ઉપર શું લીપણ થાય, ગુએરિયો કુમળો કેવાય ? "

" આતીથી એક હુર મુજે દેખ **હટ ગઇ;**
પડધો:—દાંતોકે બીચ દાબકે જબાં **જટ પલટ** ગઇ.
આહટકુ મેરે પાકે વોહ ચોખટસે **જટ ઉલટ;**
પડધો:—જટપટ વોહ હટ કીવારકે પટસે **ચીમટ ગઇ."**

ઉપર પ્રમાણે **ઇનશા** નામનો શાયર કહે છે:—એક બેહેસ્તની પરીના જેવી માશુક અહિંઆં આવતી હતી, પણ જ્યારે તેણીએ મને દીઠો ત્યારે તે પાછી જતી રહી. શું પાછી જતી રહી ? પાછી નહીં જાતી રહી, પણ જુબાનને દાંતની અંદર દાબીને તે જલદીથી ફરી ઉભી. શાયર કહે છે કે, મારો અવાજ સાંભળીને દરવાજાના ચોખટાં આગળથી જલદીથી ફરી ગઇ. ત્યારે કહે છે કે, ફરીજ નહીં ગઇ, પણ દરવાજાના પટને ઉતાવળથી જઇને વળગી ગઇ.

રજપુતોમાં લડાઇમાં જેમ ચઢાસ મનાતો કરખો નીચે પ્રમાણે છે—

"દો દો તરગસ બાંધકે. સબી કહાવત સુર;
કામ પડે જબ દેખિયે, કિનકે મુખપે નુર ?"

યાને કે, બબ્બે તરવારો બાંધીને અમે શુર પેહેલવાન છીયે એમ પોતાની બડાઇ મારનારાઓ હોય છે તો ઘણા, પણ ત્યારે કામ આવી પડે ત્યારેજ જણાઇ જાય, કે કોનાં મોહડાં ઉપર નુર રહેલું છે.

એક ઘરડા પંડિતને એક જણે પુછ્યું, કે તારી આટલા વરસની વય થતાં અને આટલું બધું જ્ઞાન થતાં તને આ જગતમાં અજબ જેવું શું લાગ્યું ? ત્યારે તેણે તેને જવાબ દીધો છે કે.—

अहन्यहनि भूतानि मच्छंति हि यमालयं ।
शेषाः स्थावर मिच्छंति किमाश्चर्यमतः परं ॥

યાને કે, રોજ રોજ લોકો જમને મંદિરે જાય છે, એ સૌ કોઇ જોય છે, તોપણ લોકો નહીં મરવાની ઇચ્છા રાખે છે. હવે એથી તે બીજું શું અજબ જેવું છે ?

"પશુ હક રક્ષક"માં મી. દા. એ. તારાપોરવાળા કહે છે કે:— "પાળજો પ્રીતે તમે પ્રાણી બધાં; તમ નણી શેવા થકી તૈયાર છે. ઘાશ–ચારો પણ જઇ પોતે ચરે; કયાં તમારા શીશ પર કંઇ ભાર છે?"

## ૨૭

" *The sensitive mind discovers poetry everywhere. As it is touched with whatever is affecting in the chances of life, so does it taste whatever is picturesque in the objects of nature. All that is majestic and lovely here is to it a source of delight, and helps it to form a more just conception of Him who is the author of so much beauty."*

*Mrs John Sanford.*

જેમ બને તેમ હવે આ વિષય વેહલો સમાપ્ત કરવાની જિજ્ઞાસાને લીધે હવે કાવ્ય રસ માટે પ્રસ્તાવિક પેરેગ્રાફ લખવાનું છેવટ ભાગ માટે રાખી આપણે અલંકારો પૂરા કરી નાંખયે.

**૬૬—પડઘા રૂપિકા**—એમાં કવિતાની છેડેના શબ્દોનો પડઘા પડીને, તે કવિતાનો જવાબ આપવામાં આવે છે. આ જાતની મજાની સામે મી. **બતલરે** બહુ બખાળા માર્યા છે તોપણ આગળા કવિઓ તેની મોજ મજા અને પ્લેઝર ભોગવતા આવ્યા છે. એને અંગ્રેજીમાં *Echo Verses* કહે છે. અને ફારશીમાં " **શયરે સદા** " કહે છે. જેમકે:—**ગરીબ** શેવકનો બનાવેલો એક દાખલો આ અલંકારની બરાબર સમજ આપશે:—

"વનિતા વહતાં વર થકી ધરે માનવિ ધાય,
પડઘા — વિધાય !
મેઘ સમી કાહડા વહે પછી આપ સતાય:
પડઘા — પસતાય !

કર્મ કરી અવનિતના સમજે છે સનમાન,"
પડઘા ન માન !
તર્ક છતે તે નર્કની ઝેરી નાગણ જાણ."
પડઘા અણજાણ !

એમાં જે પડઘા પડેલા છે તે ઉપરથી તેના અર્થ-વધારે સારી રીતે સમજાઇ જાય છે. અંગ્રેજીમાંનો સંખ્યાબંધ દાખલા છેઃ—

"*What wantest thou, that thou art in this sad taking?*
પડઘા *A King.*
*What made him first remove hence his residing?*
પડઘા *Siding.*
*Did any here deny him satisfaction?*
પડઘા *Faction.*
*Tell me wherein the strength of faction lies?*
પડઘા *On lies.*
*What didst thou when the king left his Parliament?*
પડઘા *Lament.*
*What terms wouldst give to gain his company?*
પડઘા *Any.*
*What wouldst thou do if here thou mightest behold him?*
પડઘા *Hold him.*
*But wouldst thou save him with thy best endeavour?*
પડઘા *Ever.*
*But if he comes not, what becomes of London?*
*Undone*"

એમાં દરેક લાઇનના જવાબો, દરેક લીટીના છેલ્લા શબ્દના અવાજ જે પડઘા રૂપે પડવા જોઇએ, તે પડઘા રૂપીજ જવાબો આબાદ આવી મળેલા છે. આપણે એક અવાજ મોટે સાદે કર્યે, અને સામેની દિવાલ અથવા હવાને અટકી પાછો પડઘા પડતી વખતે જેમ છેલ્લો અવાજ આપણને સંભળાય છે, તેજ પ્રમાણેની આ અલંકારમાં ખેવડી મઝા પડે છે. મી. ફીરોજનો દાખલો જૂઓઃ—

રે ઓ ? મ્હાડી ખીણના, પડઘા ત્હારો સ્વચ્છ સાદ ?
કાને પાછો પાડ તું ?—કર દિલ સાદ—(કર દિલ સાદ)!

સાચા સ્વરે મુજ કાને પાડ—( કાને પાડ ) ?
ઓ પડઘા તું આજે—( આજે ) ?
લ્હેજત ગાયનની ચખાડ ? ચખાડ ?–(ચખાડ) ?
ક્હે તું સાચ—( તું સાચ )—મુજ ઘર આજ–( ઘર આજ );
જરા આવશે રમવા કાજ—જમવા કાજ—( જમવા કાજ );
કહે તું–( કહેતું )–કહેતું–( કહેતું )–છોડી લાજ–(છોડી લાજ).—૧
સાંભળ પડઘા અરે ? ગાયન મ્હારૂં ટૂંક આય,
પાછા સ્વર મ્હારા ખરે—જો તું ગાય–( જો તું ગાય );
તો માનું ત્હારો આભાર–( રો આભાર ),
બોલી દેતું જલ્દી–( જલ્દી );
ગાયન ફીરોજી ઉચ્ચાર–ઉચ્ચાર–( ઉચ્ચાર ),
આઃ હાઃ આઃ–( હાઃ આઃ )–કેવો સાદ–( વો સાદ );
મ્હને માહરી આપે યાદ–રે ? આબાદ–( રે ? આબાદ ),
વાઃ વાઃ–( વા વાઃ )–વાઃ વાઃ–(વા વા ) રહેજે શાદ–રહે જે શાદ–૨

એ ગાયનમાં પડઘા કેમ પડે છે તે કવિતામાંજ બતાવ્યા છે.

એવા અલંકારો અંગ્રેજી ભાષામાં કંઇ કંઇ પડેલા છે, પણ આ જગાએ તેઓની ટીપ આપી શકાતી નથી, માટે આગલ ચાલ્યે તે પેહેલાં માત્ર એકજ દાખલો આપી આપણે નવું શરૂ કરીશું.

" Our life is hid with Christ in God. "

My *words and thoughts do not express this notion,*
*That* Life *hath with the sun a double motion.*
*The first* Is *straight, and our diurnal friend;*
*The other* Hid, *and doth obliquely bend.*
*The life is wrapt* In *flesh, and tends to earth;*
*The other winds toward* Him, *whose happy birth*
*Taught me to live here so,* That *still one eye*
*Should aim and shoot at that which* Is *on high;*
Quitting *with daily labour all* My *pleasure,*
*To gain at harvest an eternal* Treasure.

એમાં વળી નવીજ જાત બતાવી છે. એવી તરેહવાર જાતો છે, તે લંબાંણ હોવાથી પડતી મુંકી છે.

**૬૭—ઉભયાર્થકાલંકાર:**—યાને બે અર્થ નીકળે એવો અલંકાર. ઉભય=બે; અર્થક=અર્થવાળો. આપણે પ્રથમ દ્વિઅર્થિકાલંકાર જણાવી ગયા છીએ તેના જેવોજ આ અલંકાર છે, પરંતુ દ્વિઅર્થિકામાં માત્ર શબ્દોના બે અર્થ જણાવી કાવ્યની લેઝત લેવામાં આવે છે; જ્યારે ઉભયાર્થકમાંતો જેમ શબ્દોના બે અર્થ જણાવવામાં આવે છે, તેમ કેટલીક વાર આખા વાકયોના; એટલુંજ નહીં પણ આખી કવિતાઓનાજ બબ્બે અર્થ કરી દેવામાં આવે છે. આવી કવિતાઓ રાજદ્વારિ પેચના તથા ધર્મ સબંધી દાવ પેચના કાવ્યોમાં વધારે દીઠામાં આવે છે. એવી જાતના અલંકારોને અંગ્રેજીમાં *Jesuitical Verses* કહે છે. અને ઉપર નીચેથી કે આડીતેડી રીતે જે કવિતાઓ વંચાય છે, તથા એક લીટી છોડીને વાંચવાની જે કવિતાઓ આવે છે, તેને *Equivocal Verses* કરીને કહેવામાં આવે છે. ફારશીમા એ અલંકારને "**શયરે મુશતરીક**" કહે છે. જેમકે:—તોગરલ વંશમાં ખુશરો નામે એક ફારશી શાયર થઇ ગયો છે. તે એક દિવસ જમના નદિને કિનારે ફરતો ફરતો જઇ લાગ્યો. ત્યાં એક અતિ ખુબરૂઇ સુંદર નાજનીનને નાહતી જોઇ-તેના ઉપર દીવાનો પડી ગયો. તે જાતે હિંદવાંની હતી, અને ખુશરો મુસલમીન હતો. નદિ કિનારેથી બાહાર આવી તે કપડાં પેહેરીને પોતાના બાલ સુકવવા લાગી, ત્યારે તો વીખરાયલા ચોટલાથી તેણી અતિ ખુબસુરત દેખાવા લાગી. ખુશરોનો છવ રહ્યો નહીં, ત્યારે તેણીની આગળ જઇ પુછવા લાગ્યો, કે તારી શું કિંમત છે ? તેણીએ તણકારાથી "ફરિયાદ બર આવોર્દ, કે દુર દુર મુએ" યાને તેણીએ કહ્યું કે "મુઆ દુર જા દુર." ખુશરોને તુરત પુછવામાં આવ્યું કે, તેણીએ તને શું જવાબ દીધો? ત્યારે તે બોલ્યો કે, એકેક બાલની કિંમત તેણે એક એક મોતી જેટલી માગી. એમાં "દુર દુર મુએ" એ વાકયનો હિંદીમાં એવો અર્થ થાય, કે "મુઆ દુર જા દુર:" પણ ફારસીમાં દુર=એટલે મોતી થાય છે, અને મુએ=એટલે બાલ થાય છે. યાને કે એકેકા બાલની કીમત એકેકું મોતી છે. એ પ્રમાણે ઉભયાર્થકાલંકાર થયલો છે.

એ અલંકારને મળતો ફારશીમાં **ઇહુામ** છે. એમાં એવા સંશયકારક અર્થમાં કવિતા કરે છે, કે તેનો અર્થ કયો કરવો તે માટે લોકો શકમાંજ પડે છે. અને સાંભળનારા તો ગોટાંજ ખાયા કરે છે.

ફારશીમાં એ અલંકારને મળતો બીજો **તવરીએ** કરીને છે. "ઇહામ" અને "તવરીએ" એ બેમાં જરા જરા ફરક છે. તેથી ઇહામને વળી "ઇહામે તનાસબ" પણ કહે છે. તેમાં એક શબ્દ બે અર્થ ધરાવે છે; જેમાંનો માત્ર **એકજ** અર્થ કવિતાના બંધને બેસતો આવે છે. હવે બીજામાં તો એક શબ્દ અથવા એક ફકરામાં બે અર્થ સમાયલા આવે છે. ૧ લો અર્થ ખુલ્લો હોય છે, અને ૨ જો અર્થ છુપાવેલો હોય છે. અને વળી બેઉ અર્થ કવિતામાં બંધ બેસ્તા થઇ પડે છે. **ઇહામનો** એક દાખલો **ખાકાંની** ઉપરથી મી. ઝવેરીએ "પરશીઅન પ્રોસોદી" માં લીધો છે.

" અઝ દમે ખલ્ક તુ દર મુસદ્દસ ગેતી;
બુએ મુસલ્લશ બેહરે મુશામ બર આમદ."

યાને, તારા સુસ્વભાવને લીધે, મુસલ્લશ જેવાં સુગંધી પદાર્થના જેવો તારો પમરાટ ચોગરદમ દુન્યામાં દરેક નાસિકામાં પોહોંચી વળ્યો. એમાં મુસલ્લશના બે અર્થ થાય છે. જેમ "મુસદ્દસ" યાને ૭ બાજુવાળો ભૂમૂતિનો આકાર, તેમ મુસલ્લશ એટલે ૩ બાજુવાળો આકાર, એવો દેખીતો અર્થ થાય છે; જ્યારે ખરો અર્થ તો મુસલ્લશ નામનો સુગંધી પદાર્થ છે.

આપણે સ્લેષાલંકારમાં તો શબ્દ ઉપર શ્લેષ આવ્યાથી જુદા જુદા અર્થ થયલા જોયા છે, પરંતુ આમાં તો તરેહ યુકિતથી લખાણને વાંચવાથી ગમત પડે છે. શાયરાન શાયર ફીરદુસી તુસીને મહમુદ ગઝનીએ શાહનામું બનાવા માટે જે દામ આપવા કબુલેલું તે દામ જ્યારે તેણે ન આપ્યું, ત્યારે તે શાયરે એક કવિતાનું નાનું પુસ્તક બનાવી પાદશાહની દાસીના હાથમાં આપ્યું, કે હું બાહાર ગયા પછી પાંચ દહાડે પાદશાહને આપજે. પાદશાહને જ્યારે તે કેતાબ મળી ત્યારે વાંચી જોતાં તેની અતિશય તારીફ કીધેલી જણાઇ, પરંતુ એક ઉસ્તાદે તેમાં ઉભયાર્થકાલંકાર વપરાયલો પાદશાહને બતાવ્યો, એટલે એક સતર છોડીને જો તે કવિતા વાંચવામાં આવે તો તેમાં પાદશાહને કળીએ કળી ગાળો દઇ શ્રાપ દેવામાં આવેલા જણાયા.

જેમ ફીરદોશીને મહમુદના નઠારા વજીર હસન મયમન્દીને લીધે ઇનામ મેળવવામાં ખલલ પડી, તેમ એકવાર કવિ સ્પેન્સરે એક સુંદર કવિતા બનાવ્યાથી રાણી એલીઝાબેથે પોતાના વજીર લોર્ડ બરલેને ૧૦૦૦ પાઉંડ કવિને આપવા કેહતા, તે ખજાનચીએ ફાંચડ

ભાર્યાથી રાણી બોલી, *Then give him what is* reason. યાને તને વાજબી લાગે તે કવિને આપ. તે **વાજબી** રકમ જ્યારે કવિને નહીંજ મળી ત્યારે તેણે નીચલી ઉભયાર્થક કવિતા રાણી ઉપર લખી મોકલી:—

*I was promis'd on a time*
*To have* reason *for my rhyme*
*From that time unto this season,*
*I receiv'd nor* rhyme nor reason.

આ ઉભયાર્થક કવિતાથી ખુશ થઇ તેને તાબડતોબ પૂરેપૂરૂં ઇનામ રાણીએ અપાવ્યું.

**મીરઝાં રઝીએ** કેટલીક સતગે જોડેલી છે, તેમાં તેણે "શીરીન" શબ્દ ઉપર ઉભયાર્થ કરેલ છે.*

"કસી દર આશકી હમ પીશેરા ચું મન નમી ખાહદ;
ખુરમ ગર આબે શીરીની બયાદમ કોહકન આયદ."

એમાં " આબે શીરીની " એટલે ફરહાદની પ્યારી **શીરીન**નું પાણી, એમ નથી અર્થ થતો, પરંતુ " આબે શીરીની " યાને મીઠું પાણી થાય છે. હવે **હાફેઝ** શાયરનો તવરીઅેનો દાખલો આપ્યે:—

" શબી મજનુન બ લયલા ગોફ્ત, કે અએ માશુકે બી હીંમતા?
તુરા આશક શવદ પયદા વલી મજનુન નખાહદ શુદ."

" મજનુન " એટલે લેલીનો આશક પણ થાય, અને ગાંડો થઇ ગયલો આદમી પણ થાય. પણ બીજી લીટીમાં મજનુન શબ્દ એઉ અર્થમાં સમજશો તો તે બંધ એસ્તુંજ છે. વળી **આસદે** કહેલો દાખલો નીચે મુજબ છે:—

" દર અકસે રોખે ખુએ તુ દર આબ રવાન દીદ;
વાલે શુદો ફરિયાદ બરઆવોર્દે કે **માહી**."

**માહી**ના અર્થ તરેહવાર છે. ૧—ચંદ્ર; ૨—માછલી; ૩—શું ચીજ? ( એરબ્બીક ભાષામાં ) એના ગમે તે અર્થે, અનુકુળ અર્થ નીકળે છે.

---

* ઘણા ફારશી અલંકારો મી. ઝવેરીની " પરશીઅન પ્રોસોદી " ઉપરથી લીધા છે, તે માટે મી. ઝવેરીનો કેહે ઉપકાર માનવાનો રહી જાય, તેથી હું અત્રે માની લઉં છું.

કવિ દલપતરામભાઇએ બનાવેલી એક કવિતા ઉભયાર્થકનો દાખલો પૂરો પાડે છે. એ કવિતા એક રીતે વાંચી તેનો એક રીતે અર્થ કરવામાં આવે તો તેની મતલબ ભોજનશાળાની નિકળી આવે, અને બીજી રીતે વાંચી તેનો બીજી રીતે અર્થ કરવામાં આવે તો તેની મતલબ નિશાળની નિકળી આવે.

### ભોજનશાળા વિશે.

લીપી ધારા દિલ ધરી, ભૂમી ભલી ચિત્રેલ;
ગણે નામ જણ ગામનાં, કોણ દિશે આવેલ.
બેઠી પંગત પાટલે, ધરી અબોટીઆં અંગ;
બાંધે શોળે સમજીને, શિરવાળો બહુ સંગ.
પોળી કીધી ચોપડી, સાકર ધરીને સાર;
પત્રાળી પૂરી સરસ, પડીઆ હારોહાર.
કૈક ભલી વિધિ કરી ભરે, ગોળે બે શીખંડ;
ભોંય તપેલી તાપ ત્યાં, છે બરફી જ્યાં ઠંડ.
કૈક શીખે શુધ રાંધતાં, કૈક ભલી રીતભાત;
દીઠા લાડવા ચાર મેં, શાક શીખે પ્રખ્યાત.
વળી જેમ વરસે વડાં, તે ભણી દહી પણ જાય;
તેલ ખાય છે કંઇ વડાં, શિશુ કર ગણી તલ ખાય.
તેલ ખાય નહીં તેહને, આ ધી ઓરડી પાસ;
સો ટીપાં ચમચે પછી, આપે તજે કચાશ.
ઊઠે તેભણી ઊપરી, માન મત્ર પણ એક;
આપે બીડી વાળી વળી, હેતુ ધરાય અનેક.

### નિશાળ વિશે.

લીપીધારા દિલધરી, ભૂમિ ભલી ચિત્રેલ;
ગણે નામ જણ ગામનાં, કોણ દિશે આવેલ.
બેઠી પંગત પાઠ લે, ધરી અબોટીયાં અંગ;
બાંધે શોળે સમજીને, શિરવાળો બહુ સંગ.
પોળી કીધી ચોપડી, સા કર ધરીને સાર;
પત્રાળી પૂરી સરસ, પડી આ હારો હાર.
કૈક ભલી વિધિ કરી ભરે, ગોળે બેશી ખંડ;
ભોંય તપેલી તાપ ત્યાં, છે બરફી જ્યાં ઠંડ.
કૈક શીખે સુધારાઇ તાં, કૈક ભલી રીતભાત;
દીઠા લાડવાંયા રમે, શાક શીખે પ્રખ્યાત.
વળી જેમ વરસે વડાં, તે ભણી દહી પણ જાય;
તે લખાય છે કૈવડાં, શિશુકર ગણિત લખાય,
તે લખાય નહીં તેહને, આધી ઓરડી પાસ;
સોટી પાંચ મચે પછી, આપે તજે કચાશ.
ઉઠે તે ભણી ઉપરી, માનપત્ર પણ એક;
આપે બીડી વાળી વળી, હેતુ ધરાય અનેક.

આ જોડા જોડ મુકેલા નમુનાનો અર્થ એકેક વાતનો મેળ પડતો નીકળે છે.

પેહેલા ફ્રેન્ચ રેવોલ્યુશન વખતે નવીન રાજ્યબંધારણના પ્રદિપ્ત થવાના બનાવ ઉપર ઉભયાર્થક એક કવિતા બનાવામાં આવી હતી:—

*" The newly-made law–'Tis my wish to esteem*
*From my soul I abhor–The ancient regime*
*My faith to prove good–I maintain the new codé*
*I maintain the old code–Is oppored to all good*
*May God give you peace–Messieurs Democrats*
*Forsaken Noblesse—To the Devil go hence*
*May He ever confound—All the Aristocrats*
*The Assembly oll round—Are the sole men of sense."*

એમાં ૧ લી લીટીથી છેલ્લી સુધી સીલસીલાબંધ વાચણ વાંચી જાવ, તો નવાં રાજ્યબંધણની વખાણ છે, અને જુના રાજ્યબંધણને વખોડી કાઢેલું છે. પણ ૧ લી લીટી પછી ૩ જી, પછી ૫ મી, એમ એકેકી વચ્ચે લીટી છોડીને વાંચોતો નવીન રાજમંડળને ધિક્કારી જુનાને પસંદ કરવામાં આવ્યું છે. જેમકે:—૧ લી લીટી *The newly-made law* પછી ૩ જી લીટી *From my soul I abhor*. એ પ્રમાણે વાંચવી. એ પ્રમાણે ડાબા હાથ ઉપર લાઇનો વાંચવાથી ભાવાર્થ સમજાશે. વળી ૨ જી લીટી, પછી ૪ થી લીટી એમ વાંચશો તો જુના રાજ્યબંધણની તારીફ ગાવામાં આવેલી છે. એ પ્રમાણે ઉભયાર્થેકાલંકાર થયલો છે. **નગીં** નામના શાયરે એક ઉભયાર્થક વાપર્યો છે કે:—

" જબસે દેખા થા તેરા નામ નગીંકે ઉપર,
ખુન હોતા હુએ ઇએહ દીલ હમ વો નગીં કયું ન હોવે."

યાને:—જ્યારથી, ઓ માશુક ! તારૂં નામ નગીં ઉપર પાડેલું મેં દીઠું ( ત્યાં નગીં એટલે નગીનો અથવા નંગ પણ થાય, અને શાયર પોતે પણ થાય ) ત્યારથી આ દિલનું લોહી થઇ જાય છે, કે હું પણ નગીં યાને નંગ કાં નહીં થયું ? યાને મારૂં નામ તો નગીં છેજ, પણ હું ખરેખરૂં નંગ કાંય નહીં થયું, કે મારા ઉપર તેણીનું મુબારક નામ તો કોતરાતે ! એમાં પણ ઉભયાર્થકાલંકાર પ્રગટ દેખાઇ આવે છે. કેટલાકો ઉભયાર્થકાલંકાર પારખવામાં પણ પોતાની ફ્રાઇલોલોજીને ગોઠવી તેના નવી તરેહના અર્થો સમજાવાની નહીં રૂચે એવી કોશેશ કરે છે. જેમકે ગૂજરાતી ભાષામાં **વિવર**

એટલે ગુફા થાય છે, અને અંગ્રેજી ભાષામાં **વિવર** એટલે વણનાર (*Weaver*) થાય છે. હવે ગુફા એ પણ એક જાતનું વણત કામ છે, માટે એ બેઉ શબ્દો એકજ ભાષાના ઉભાં કરેલાં મૂળો છે એમ વિચિત્ર અનુમાન કરનારાનો ટોટો નથી. વળી ફારશીમાં વપરાતો **પેશતર** શબ્દ ગૂજરાતીમાં પણ "અગાઉનું" એવા અર્થમાં વપરાય છે, અને અંગ્રેજીમાં **પેસતર** એટલે છેડવું, ઇજા દેવી (*Pester*) એવો થાય છે. તેથી તેને લગતાં સંબંધ વેળા ઉભયાર્થક ઠોકી બેસાડવો ડહાપણ કળાથી ઉલટું છે.

અંગ્રેજી ભાષામાં એ અલંકારના તરેહ કીસમના દાખલા છે, જે આપણે બધા આ જગાએ ગોઠવીશું.

*1. I love my country–but the king*
*3. Above all men his praise I sing,*
*2. Destruction to his odious rain*
*4. That plague of princes, Thomas Paine;*
*5. The royal banners are displayed*
*7. And my success the standard aid*
*6. Defeat and ruin seize the cause*
*8. Of France, her liberty, and laws.*

એમાં આખી કવિતા વાંચી જાઓ, તો તેમાં અતિશય રાજ્યભક્તિ બતાવેલી છે. પરંતુ આંકડા ગોઠવેલા છે તે પ્રમાણે જો અનુક્રમે આંકડા જોઇ જોઇને એ કવિતા વાંચવામાં આવે તો તેનો અર્થ જુદોજ થઇ જાય છે. એટલે એક લીટી છોડીને બીજી વાંચે તો પરિણામ જુદુંજ આવે.

શાયર **જાંમી**એ થોડાક ઉભયાર્થ વાપરેલા છેઃ—

"જાન બખશીદ બ લબ કુશ્તેરા ઓ આનૂગે બખુન ફરમાન;
ખુનખારીએ આન શોખ બીન **અઝ બેહરે કુશતન જાન દેહદ.**"

એમાં "અઝ બેહરે કુશતન જાન દેહદ" એ વાક્યના બે અર્થ થશે. ૧—તેણી હમોને હમારા જાન એવી રીતે પાછા આપી દે છે, કે ફરીથી હમોને મારવા. ૨—તેણી પોતાના આશકોને મારવાને એટલી તો જિજ્ઞાસુ છે, કે તેને ખાતર તેણી પોતાનો જાન પણ આપવા તૈયાર છે.

"મી રસી ખન્દાનો મી ગુઇ બ પાયમ ચશ્મ માલ;

**ચશ્મે મી માલમ** મબાદ ઇન ખાબ બાશદ યા ખયાલ."

ફારશીમાં " ચશ્મ માલીદન " નો અર્થ " પોતાની પ્રિયાના પગ આગળ આંખ ઘસવી " યાને કે તેણીની ઇચ્છાનુસાર તેણીને પગે પડવું. અથવા જેમ જાણે ઉંઘમાંથી આંખ ચોળતા ઉઠ્યે તેમ આંખ ચોળવી; એવું બતાવા કે પોતાની પ્રિયાનું આવવું એ હું કાંઇ સ્વપ્નું જોઉં છું, કે તેણી ખરેખરજ આવી છે !

યુનાઇટેડસ્ટેટસમાં જ્યારે દેશ મધ્યે લડાઇ જાગી, ત્યારે એક ન્યુસપેપરમાં એક અજાયબ જેવો ઉભયાર્થક પ્રસિદ્ધ થયો હતો, ને બનાવટ પ્લાટફોર્મના આકારની હોવાથી તેનું નામ પ્લાટફોર્મ આપેલુ છે, તેમજ અમેરીકન પ્લાટફોર્મનો તેમાં સંબંધ છે:—

| | |
|---|---|
| *Hurrah for* | *The old Union* |
| *Secession* | *Is a curse* |
| *We fight for* | *The Constitution* |
| *The Confederacy* | *Is a league with hell* |
| *We love* | *Free speech* |
| *The rebellion* | *Is treason* |
| *We glory in* | *A free press* |
| *Seperation* | *Will not be tolerated* |
| *We fight not for* | *The negro's freedom* |
| *Reconstruction* | *Must be obtained* |
| *We must succeed* | *At every hazard* |
| *The Union* | *We love* |
| *We love not* | *The negro* |
| *We never said* | *Let the Union slide* |
| *We want* | *The Union as it was* |
| *Foreign intervention* | *Is played out* |
| *We cherish* | *The old flag* |
| *The stars and bars* | *Is a flaunting lie* |
| *We venerate* | *The habeas corpus* |
| *Southern chivalry* | *Is hateful* |
| *Death to* | *Jeff Davis* |
| *Abe Lincoln* | *Is'nt the Government* |

*Down with* *Mob law*
*Law and order* *Shall triumph.*

એમાં ખુબી એવી છે કે, કવિતાની ડાબી ગમ જે ઢગલી છે, તે સેશન વિષે છે, અને જમના હાથ ઉપરની હાર છે, તે પ્લાટફોર્મ ઉડાવી દેવા બદલ છે. યાને આખી શીલશીલાબંધ વાંચી જઇએ તો યુનીઅનની તરફેણ છે. પણ એકેક લીટી છોડીને વાચો તો તેની વિરૂદ્ધ છે. વળી ૨ જી તથા ૪ થી એમ લીટી વાંચો, તો યુનીઅનની પાછું વિરૂદ્ધ છે. ગમે તો પેહેલે ડાબી ગમની ઢગલી વાંચો. ગમે તો જમની ગમની વાંચો. ગમે તો સામટી વાંચો. પણ અર્થ તો અનેક નીકળશે.

"સફ કશીદેહ હરદો મોઝગાં બેહરે જંગ એસ્તાદેહ અંદ,
સુલેહ ખાહદ શુદ કે **મર્દુમ દર મીઆંન ઉફતાદેહ અંદ.**"

૧ લો અર્થઃ—આંખ ઉપરની પાંપણો છે તે ગોયા બે લશકરો એકેકની સામસામા જંગ ભૂમિ ઉપર સફ સમારી ઉભેલાં છે, પણ તેઓની વચ્ચે આંખની કીકીઓ પડવાથી તેઓ લડાઇ કરશે નહીં. બીજો અર્થઃ—પણ આદમીઓ વચ્ચે પડવાથી તેઓ લડશે નહીં, એવો પણ **અર્થ** થશે. અકબર બાદશાહનો બનાવેલો એક ઉભયાર્થકા ઉત્તમ અર્થના અર્કથી ભરપૂર છેઃ—

" મન ભાંગ નમી ખુરમ **મય આરીદ,**
મન ચંગ નમી ઝનમ **નય આરીદ.** "

**૧ લોઃ**—હું ભાંગ પીતો નથી, માટે દારૂ લાવો ! હું સારંગી વજાડતો નથી, માટે વાંસલી લાવો ! **૨ જોઃ—મય આરીદ** છુટો છુટો ઉચ્ચારવાને બદલે **મયારીદ,** અને **નય આરીદ** જૂદો જૂદો ઉચ્ચારવાને બદલે **નયારીદ** એમ જોડીને ઉચ્ચાર કરતાં ઉલટોજ અર્થ થાય છે કેઃ—હું ભાંગ પીતો નથી માટે તે નાં લાવો ! હું સારંગી વજાડતો નથી માટે તે પણ ના લાવો ! એવો અર્થ ઉલટાઇ જાય છે. હવે એક ખુબીદાર દાખલો એવો આપ્યે, કે બે લીટીના શબ્દે શબ્દ એકજ ઉચ્ચારના અને એકના એકજ શબ્દો બેઉમાં વપરાયા છતાં, બેઉના અર્થ ઉભય થાય. તેમજ વળી બેઉનો સાથે મળીને પણ એકજ અર્થ થાય.

"કે બર એહવાલે ઝારે મન ન ગીરીસ્ત, કે બર એહવાલે ઝારે મન ન ગીરીસ્ત."

અર્થઃ—" જે બતંગ હાલતમાં હું છું તે જોઇને " એવો અર્થ બેઉ લીટીનો થાય. તેમજ બેઉ લીટીનો અર્થ " તે કોણ હતો

કે જે મારી તે કંગાલ સ્થિતિને માટે રડયો નહીં ?" એમ પણ થાય. એમાં એકની એક વંચાતી વગર ફેરફારની લીટીમાં ઉત્તમ ઉભયાર્થકાલંકાર વાપરવામાં શાયરો પોતાની શાયરીનો નમુનો બતાવી ગયા છે !

બધી અંગ્રેજી મનાથી જેઓ કમનશીબ હોય, તેઓને માટે અંગ્રેજી કવિતાનો ગૂજરાતી કવિતામાં કરેલો તરજુમો આવકારદાયક થઇ પડશે, જેમાં ઓરત જાત તરફ પસંદગી બતાવવાનો ભેદ સમાયલો છેઃ—

ગુજારે જરૂરજ સુખી જીંદગી,
  જે જંજીરે જોરૂ થકી દૂર છે;
ફરે ફક્ત ઓરત તણી બંદગી,
  ખરે દુઃખ આફત મહિં પૂર છે.
જે સુખનોજ **આદમ** વેરાગી રહ્યો,
  **હવા** જ્યારે જોડઇ લગન ગાંઠથી;
સ્ત્રિ—મેં ન દીઠા સુધી તે રહ્યો,
  હતો ત્યારે આદમ ખુશી શાંત્તથી.
નિહાલો હંમેશાં ઓરત જાતમાં;
  મકર ને કપટ ને દગો ને ઠગઇ;
સત ને ભલાઇ તેના અંગમાં.
  નથી વાસ કરતી કદિ નાર મંઇ.
બયાં કોણ કરવા સમર્થવાન છે,
  જે ચુકો કસુરો ભરીછ નારમાં;
મહિં લાયકી પૂર ભરપૂર છે,
  અગોચર ન આવે કદિ આંખમાં.
છટકાં મહીં નર તે મૂઓ ફસાવી,
  છડાપણુ નિવારી છે બેઠા ફરીને;
નારી તણા તે હુકમ ના ઉઠાવી,
  રહેશે જગત—સુખ પામી કરીને.

એમાં આખી કવિતા ઓરતની વિરૂદ્ધ તથા પરણુવાની સામે રચાયલી જણાઇ આવે છે. પણ જો ૧ લી લીટી પછી ૩ જી એમ વચમાં એકેકી લીટી છોડીને વાંચો; તો નારી જાતીની તારીફ છે. પણ વળી બીજી લીટી પછી ૪ થી એમ એકેકી છોડીને વાંચો, તો પરણુવાની તરફેણમાં લખાયલી કવિતા જણાઇ આવશે.

ઉભય અર્થના નિચલા દાખલા એથી પણ સરસ છેઃ—

"શખશી બ મસજીદ આમદો ગોફ્તા ખુદા દુઇસ્ત,
લાનત બર આં કસી કે બેગુયદ કે ખુદા યકીસ્ત."

અર્થ;—૧ લો—એક શખશ મશીદમાં આવીને કેહવા લાગ્યો કે, ખુદા બે છે. જે કોઇ એમ કેહ કે ખોદા એકજ છે તેના ઉપર લ્યાંનત પડજો ! ! ૨ જો અર્થઃ—એક શખશ મશીદમાં આવ્યો, અને પુછવા લાગ્યો કે શું ખોદા બે છે ? જે એમ કહેતો હોય તેના ઉપર ધીક પડજો ! ખોદાતો માત્ર એકજ છે. હવે ખુબી જૂઓ કે, એકની એક લીટીના બે જૂદા જૂદા અર્થ થાય છે, પણ વળી પેહેલા અર્થથી તદન ઉલટીજ મતલબનો બીજો અર્થ નીકળે છે ! આફ્રીન છે આવાં કાવ્ય રસ ઉપર ! વળી બીજો તેવોજ દ્રષ્ટાંત છેઃ-

" અઝ દરે શાહે નજફ્ રૂ મગરદાન સાયબ !
કે હરકે દુર અસ્ત અઝઇન દર બ ખુદા નઝદીક અસ્ત."

અર્થઃ—ઓ સાહેબ ! નજફ્‌ની દરધા* આગળથી તારૂં મોં નાં ફેરવ ! જે કોઇ એ દરઘાના દરવાજા આગળથી દુર નાશે છે, તે ખોદાની ઘણો નજદીક જાય છે. હવે બીજી લીટીનો ઉભય અર્થ એવો પણ છે કેઃ—જે કોઇ ખોદાતાલાથી જેમ જેમ દુર થાય છે, તેમ તેમ તે શખશ આ દરઘાના દરવાજાની બરકતથી કીરતારની વધારે ને વધારે નજીક આવતો જાય છે.

એ પ્રમાણે આ કવિતામાં ઉભયાર્થકાલંકાર દીપે છે. જે અલંકારો ઉત્તમમાં ઉત્તમ આપણે દરશાવી ગયા છીએ તે પૈકીનો આ એક છે. હકીકી અને મીજાજી મતલબો અનેક અર્થો ધરાવતી જે પ્રમાણે ફારશી અને ઉરદુ ગઝલોમાથી મળી આવે છે, તે પ્રમાણે ઉભયાર્થકાલંકારમાં રચાયલી અનેક કવિતાઓનો મોટો સંગ્રહ છે, અને તેની મજા પણ તરેહવાર નવી નવી છે.

## પ્રાણપ્રિય પ્રિયા પર પ્રેમપત્ર.

*Your face, your tongue, your wit,*
*So fair, so sweet, so sharp,*
*First bent, then drew, then hit*

---

* એ દરઘા તે અલીની દરઘા સમજવી.

| | | |
|---|---|---|
| *Mine eye,* | *mine ear,* | *my heart.* |
| *Mine eye,* | *mine ear,* | *mine heart,* |
| *To like,* | *to learn,* | *to love,* |
| *Your face,* | *your tongue,* | *your wit,* |
| *With beams,* | *with sound,* | *with art,* |
| *Doth blind,* | *doth charm,* | *doth rule* |
| *Mine eye,* | *mine ear,* | *mine heart.* |
| *Mine eye,* | *mine ear,* | *mine heart,* |
| *With life,* | *with hope,* | *with skill,* |
| *Your face,* | *your tongue,* | *your wit,* |
| *Doth feed,* | *doth feast,* | *doth fill.* |
| *O face!* | *O tongue!* | *O wit!* |
| *With frowns,* | *with check,* | *with smart,* |
| *Wrong not,* | *vex not,* | *wound not* |
| *Mine eye,* | *mine ear,* | *mine heart.* |
| *This eye,* | *this ear,* | *this heart,* |
| *Shall joy,* | *shall bend,* | *shall swear,* |
| *Your face,* | *your tongue,* | *your wit* |
| *To serve,* | *to trust,* | *to fear.* |

આ કવિતા જૂદી જૂદી અનેક તરેહથી વાંચવાની છે. એમાં ગમે તો પેહેલેથી વાંચી જાઓ, ગમે તો ૨ જી, ૪ થી એવી રીતે લીટી છોડીને વાંચો, ગમે તો ૧ લી, ૩ જી એ પ્રમાણે લીટી છોડીને વાંચો, ગમે તો આખી કવિતાની ૩ જૂદી જૂદી ટગલી બતાવી છે તેમ ઉભા વાંચી જાઓ, ગમે તેવા આકારોમાં વાંચો, તો આ કવિતા માંથી કાંઇ નહીં ને કાંઇ ઉભય અર્થ તો નીકળશેજ.

મી. મનસુખે એના કેટલાક દાખલા આપેલા છેઃ—

"વરસાવાં આકાસે મેઘના મોતી નજદીક ને દુર;
થયા તેથી જગના કાંન, સનગારમાં ભરપુર."

પ્રથમ એમ પણ સમજાય, કે દરિયાની શીપમાંથી નીકળેલાં મોતીથી કાનને સૃંગાર થયો. બીજો અર્થઃ—વરસાદના છાંટાને મોતીની ઉપમા આપી છે, કે જેથી જગતની જમીનો તર અને ભરપુર થઇ, ધાન્ય રૂપી સૃંગારથી ભરપુર થઇ છે. તેજ પ્રમાણે "હરતાલ જોઇને

થાએઓ ઉદાસ, મુંકી તેણે કમાઇની આસ.'' ૧ લો=એક વેપારીને ત્યાં હરતાલની ગાંસડીઓ આવી તે માલ સારો ન હોવાથી તે ઉદાસ થયો. ૨ જો=શેહેરમાં તમામ બજારમાં હડતાલ પડી તેથી કમાવાની આશા તે સોદાગરે છોડી વળી બીજો એક દાખલો આપે છે કે.—

"ફુલ ઘોડા ચાલે જેમ પવન,
ઉઠાવે જમીનથી ગીરદ ને ગગન"

૧=ઘોડાઓ પવનની માફક જોરથી દોડતા હોવાથી જમીન ઉપરનું ધુળ આકાશ સૂધી ઉડતું હતું: ૨=જેમ પવન ને લીધે ધરતી ઉપરની ધુળ ગગન ઉપર ઉડે છે તેમ તે ઘોડાઓ દોડી ચાલ્યા. ૩=જેવી રીતે તમામ ઘોડાઓ જોરમાં ચાલે તેવી રીતે ધુળ અને ગગનને જમીન ઉપરથી પવન ઉઠાવી લઇ જતો હોય. વળી બીજી તરેહનો એક દાખલો ઉપલોજ લેખક આપે છે કે:—

"દોરે હર પળ ઘોડાઓ એવા બેથાક,
કે હવાથી નહી સમાતી મોઢાંમાં ખાક."

૧=ઘોડાઓ દર પળે એવાતો વગર થાકે દોડતા હતા, કે તેમના દોડવાથી ઉડતી ધુળને, હવા પણ પોતાના મોઢાંમાં સમાવી શક્તિ નો-હતી. ૨=ઘોડાઓ એટલાતો ઝડપથી દોડતા હતા, કે આસપાસની હવામાં એટ્લી પણ તાકાત નોહતી, કે રસ્તા ઉપરની ધુળને ઉડાવીને તે ઘોડાઓનાં મોંમાં ઘાલી શકે. ઉભયાર્થકાલંકાર મધે આ દાખલો ઘણો જાણવા લાયક છે.

**૬૮—પ્રાસાનુપ્રાસ:**—આગળ આપણે અનુપ્રાસિકાના ભાગો જણાવ્યા છે, પરંતુ તે **અનુપ્રાસિકાલંકાર**ના ઘણા વિભાગો કરેલા છે, જેની એકત્ર સંજ્ઞા પ્રાસાનુપ્રાસ છે." "કાવ્ય ગ્રંથો" વીશે નર્મદાશંકરે કરેલ ટીકામાં તે વિભાગો નીચે પ્રમાણે છે:—

**૧—છેકાનુપ્રાસ:**—અનેક વ્યંજનોનું સરખાપણું એકજ વેળા અનુક્રમે અથવા વ્યુત્ક્રમે આવે ત્યાં છેકાનુપ્રાસ. તે વ્યંજનોની વચમાં **એકજ** સ્વરનું અંતર જોઇએ, **વધારે** નહીં, તે છેકજ પાસે પાસે હોવા જોઇએ:—

"અનીતી પીઠે તેં, નિરખી **નરિ નારી** જગ જગે;
કરી **જારી જારી**, વિખ બહુ પસાર્યું **રગ રગે**."

એમાં **ન** પછી **રિ**, વળી **ના** પછી પાછી **રી**, તેમજ **જ** પછી **ગ**, અને વળી **જ** પછી તુર્તજ **ગે** આવ્યા છે, વિગેરે.

**૨-વૃત્યનુપ્રાસ**—એમાં અનેક વ્યંજનોનું ક્રમથી અથવા ક્રમ ભેદથી ઘણીવાર આવવું થાય છે.

"તજિ દુર ગુણ ભણિ ગણિ લઇ, કદર કરજ સહુ જાણ,
ભજિ ભગવત સદગુણ સજી, સ્વરગ સરવ સુખ આણ."

એમાં પાંચ વખત **ર** છે, ૭ વખત **ણ** છે, ૭ વખત સ છે, પાંચ વખત **જ** છે, ત્રણ વખત **ભ** છે. પાંચવાર **ગ** છે, અને ત્રણ વાર **દ** છે.

"બે ઝર્દ ઝે **મેહુર** અસ્તો મન ઝે **મેહુર**મ ઝર્દ,
ઉ ઝે મેહો **મેહુર**૧ ઓ મન ઝે **મેહેર**૨ઓ મેહ ખીશ."

"**કરવાનું** ઘણું નિજદેશિ તણું પણ નાજ વિચાર કરો કંઇ કોઇ,
**ભરવાનું** ભલું ટિપમાં પરની સમજે શરમે લલચાઇજ મોહી,
**ચરવાનું** ગયું સુખ ચેન થકી બહુ બંધનમાં રહ્યું રહેવુંજ રોઇ,
**સરવાનું** નથી નિજ જોર વિના પરજોરથિ રેહવું હવે સહુ ખોઇ."
(ન. ક.)

**૩-શ્રુત્યનુપ્રાસ**—વર્ણ જૂદા હોય પણ એકજ સ્થાનના હોય (જેમકે દંતસ્થાની, તાલુસ્થાની, ઓષ્ટસ્થાની) એટલે જ્યાં સ્થાનનું સરખાપણું હોય ત્યાં શ્રુત્યનુપ્રાસ.

"નવલ લલિત લીલા થાપિને તૂં ઉથાપે,
સતત સન સુનીમો લાભ દેતા બતાવે,
ભુવન પતિ તપાસી પાસ તૂં પાસ લેને,
પલિત પતિત પાપી દીનને માફિ દેને" (ન. ક.)

એમાં કેટલાક શબ્દો હોઠથીજ, કેટલાક દાંતથીજ, અને કેટલાક હોઠ દાંતથી બોલાય છે. "બાઝારી માઝારી, આઝારી બાઝારી" બજારના બેસનારાને તું નાં છેડ, અગર જો છેડેતો પછો ફર! એમાં ૧ લા બાઝારી શબ્દનો અર્થ "બજારમાં બેસનારો થાય, અને બીજા બાઝારીનો અર્થ "પાછો ફર" થાય છે. તેથી શ્લેષાલકાર પણ છે.

**૪—અંત્યાનુપ્રાસ**—અંત્યસ્વર સાથે વ્યંજનનું એક સરખું જ્યાં મળવું થાય ત્યાં અંત્યાનુપ્રાસ.

પ્યારીના ગાલ ઉપરની છંણી છંણી રૂઆંતી ઉપર લખે છે કે:—

"લશ્કરે મુર અસ્ત **બર રૂ** સી દવદ,

૧—મેહેર=સુરજ; ૨—મેહેર=પ્યાર.

લશ્કરે ઝંગ અસ્ત **બર રૂમી** દવદ. "

અર્થઃ—તે કીડીઓનુ લશકર છે કે જે મોઢાં ઉપર દોડે છે; તે ધુળનું લશ્કર છે, કે જે રૂમી લોકો ઉપર ઉડે છે.

" વિનંતિ દેશિને **કરૂં**, હું દાજ દીલમાં ધરૂં,
કહૂં વળી ખરે **ખરૂં**, જુઠૂં ન લેશ **ધારરે**,
કુસંપથી તુટી **સહૂ** ગયાં સુરાજ્ય તો **બહુ**,
કહૂં શું દૈવ વાત હું નહીંજ દુ:ખ **આરરે**.
કુવ્હેમ મત્સરે **ફરી** દશા થઇજ **આકરી**,
વિનાજ સુસ્તિની **ફરી** જશે ન રોગ **ભારરે**.
નસાડવા **કુસંપને** . જગાડવા **સુસંપને**
વધારવાજ **ઝંપને** તું ઝટ લે વિચારરે. " ( ન. ક. )

" **બઇદ૧** શાદ હમે ખલ્કો મન **બઈદ*** એ યાર,
ચું **બઇદ૩** એ યારમ મરા **બઇદ૪** ચે કાર ? "

યાને કેઃ—બધા લોકો ઇદના તહેવારથી ખુશી થાય છે, અને હું મારા દોસ્તથી ખુશી થાઉ છું, પણ જ્યારે મારો દોસ્ત આગળ નથી ત્યારે મને ઇદની સાથે શું કામ ?

" **બઇદ** શાદ અઝઆન નીસ્તમ કે યાર **બઇદ**,
મબાદા હીચ કસ એ યારે ખુદ **બઇદ બઇદ**. "

મતલબઃ—તારો દોસ્ત જેટલો ઇદ હોવાથી ખુશી છે તેટલો હું ઇદથી ખુશી નથી. પરંતુ કોઇ એવો માણસ પણ હશે કે જે પોતાનો દોસ્ત દુર હોવા છતાં પણ ખુશી હોય.

**૫—લાટાનુપ્રાસઃ**—જ્યાં એક અથવા વધારે શબ્દોની તેજ અથવા જુદા જુદા અર્થમાં પુનરૂકિત હોય ત્યાં લાટાનુપ્રાસ. એકમાં નહી પણ જુદા જુદા અર્થમાં પુનરૂકિત હોય તેવા લાટાનુપ્રાસને **યમક** કહે છે. **કમાલોદીન ઇસમાઇલ** કહે છે કેઃ—

" દર્દીસ્ત અજલ કે નીસ્ત દરમાન ઊરા,
બર શાહો વઝીર અસ્ત ફરમાન ઊરા;
શાહી કે બહુકમે દુશ **કેરમાન૧** મી ખુરદ,
ઇમરોઝ હમી ખુરંદ **કેરમાન૨** ઊરા. "

---

૧ બઇદ=ઇદ હોવાને લીધે. *બઇદ=ખુશી, ૩ બઇદ=દુર, ૪ બઇદ=ઇદ સાથે.

૧ કીરમાન=શેહેરનું નામ—૨ કીરમાન=કીડાઓ.

અર્થ:—મોહોબત એક એવી જાતનું દરદ છે, કે જેનો કાંઇ ઉપાય નથી, તેનો હાથ પાદશાહો અને વઝીરો ઉપર પણ છે. જે પાદશાહ આગળી રાતે કેરમાન ઉપર હુકમ ચલાવતો હતો તેને આજે કેરમાન ખાએ છે. યાને કીડાઓ ખાય છે.

"ધન છે, ધન છે, ધન છેરે; હોલ દેવી તુને તો ધન છે."

"જય જય જય થાઓ રાણિ તારા રૂડા ઓ,
ભય ભય ભય જાઓ હિંદુના નાસતાં ઓ;
ડમ ડમ ડમ વાગો રાણિ ડંકા સવારા,
ઝટ ઝટ ઝટ જાગો દેશના ઓ સુધારા." (ન.ક.)

"ધનિ નિરધનિને આપ, એજ પુણ્ય કર હાથે,
ધનિ નિરધનિને આપ, એજ ધરમ છે સાથે.
ધનિ નિરધનિને આપ, એજ વાત મન ગોખે,
ધનિ નિરધનિને આપ, એજ તુંને સંતોખે.
જાઇ નાગાં નાગૂં જવૂં, જીવ એવૂં વીમાસરે,
કૃપણતા લોભ આઘો કરી, નીરાશની પુર આશરે."

(યમકના દાખલા.)

"જો વાવડિયો સર ને તળાવ,
**પાણી** ભરાએ ઉભરાઇ જાય;
**પાણી** ભરાવ્યૂં સુજને અનંગે,
**પાણી** ભરાયાં નથિ લોહિ અંગે." (ન. ક.)

શબ્દને બદલે અવાજ એકના એક સંભળાયા કરે એવી રીતનો એક અલંકાર આવે છે, જેને **સ્વર સૌંદર્યતા** કહે છે. અંગ્રેજીમાં તેને મળતો *Assonance* છે. **મસીહી** કહે છે કે:—

"અએ દેલબરે ઇસા નફ્સે **તરસાઇ**,[૪]
ખાહમ કે પીશે મન તુ બી **તર્સઆઇ**[૫]
મે ચશ્મે તરમ બર આસ્તીને ખુશ્ક કુની,
ઘે બર લબે ખુશ્કે મન લબે **તરસાઇ**.[૬]"

---

૪—તરસાઇ=ક્રીસ્ચીઅન. ૫—તર્સઆઇ=બીક (વગર) આવે.
૬—તરસાઇ=ક્રીસ્ચીઅન.

અર્થ—ઓ વાહલા ! ક્રીસ્ચીઅન જાતના ઇસા, હું ચાહું છું કે તું મારી આગળ ધાસ્તી વગર આવે ! કોઇ વાર મારી રડતી આંખો તારા સુક્કા હાથ ઉપર મુકે, અને કોઇ વાર મારા સુક્કા હોઠ ઉપર ક્રીસ્ચીઅન હોઠ લગાડે.

એ અલંકાર રાજકવિ ટેનીશનનો ઘણો માનીતો હતો. તેણે *The Last Tournament* માં તેના દાખલા આપ્યા છે.

*Even to* tipmost *lance and* topmost *helm*

\+ + +

*Thy Paynim bard*
*Had such a* mastery *of his* mystery
*That he could harp his wife up out of hell.*

વળી *Harold* માં તે કહે છે કે:—

*Then with that friendly-fiendly smile of his.*

" મરા ઓસે ગોફ્તા બ તસહીફ દેહ,
કે દરવીશરા **તોશે** અઝ **ઓસે** બેહ, " (શેખ શાદી)

એક આશક પોતાની માશુકને કહે છે કે:—" કે તુ **મશકીન** **ખાલ** વ મન **મીસકીન હાલ.** "

## ૨૮

" *Since, then, poetry is of all human learning the most ancient, and of most fatherly antiquity; as from whence other learnings have taken their beginnings,—since it is so universal that no learned nation doth despise it, no barbarous nation is without it;—since both Roman and Greek gave such divine names unto it, the one of prophesying, the other of making.* "

*Sidney.*

કવિઓ ખુદરતી કરમ બક્ષેસ ઉપર કવિતા બનાવીને, અને ખુદરતી-ભક્તિની કવિતાઓ વાંચનારા, તથા ઉંડાણુથી તે ઉપર સમજ ચલાવી ગંભીર ખ્યાલ કરનારાઓ ગોયા પરમેશ્વરની ખરેખરી બંદગી કરે છે. કવિઓ માટે કહેવાય છે, કે તેઓને પોતાની કાવ્ય કલ્પનાથી બનાવેલી ખુદરતી કવિતાઓની બંદગી શિવાય બીજી બંદગી

કરવાની જરૂર રહી નથી. **મીલ્ટન** કવિને માટે કહે છે, કે તેણે "પૅરેડૅાઇસ લૉસ્ટ" તથા "પૅરેડૅાઇસ રીગેન" જેવાં કાવ્યો બનાવીને એવી તો ઇશ્વર-ભકિત કરી છે, કે દરેક મીનીટે મીનીટ વગર વિચારે બંદગી કરનાર કરતાં તેણે ઘણી માહાભારત બંદગી કરી છે. તેણે ખુદરત વિષે એવા તો અલંકારો આપણી સનમુખ રજુ કર્યા છે કે, તે અલંકારોનો એકેકો કતરો ખુદરતની અદ્‌ભુત શકિતના દરિઆવનો મસ મોટો ખ્યાલ આપે છે. તે અલંકારો પૈકી આપણે એક વધુ વિષે વિવેચન કરીશું.

**૬૯—એકાક્ષરી શબ્દાલંકારઃ—**યાને કે, જે શબ્દો પોતાના સ્વરયુકત વર્ણો એકથી વધારે ધરાવનારા હોય છે, તેવા શબ્દોનો ઉપયોગ ન કરતાં, માત્ર એકજ સ્વરયુક્ત વર્ણ સમાયલો હોય, એવા શબ્દોવાળી કવિતાને એ અલંકારના નામે ઓળખવામાં આવે છે. એક+અક્ષરી+શબ્દ+અલંકાર તે એકાક્ષરી શબ્દાલંકાર કહેવાય છે. જેને અંગ્રેજીમાં *Monosyllabic verse* કહેવામાં આવે છે. અને ફારશીમાં એને "શયરે યક હજા" કરીને કહેવામાં આવે છે. જેમકેઃ—

" अहो देव स्वामी । अहं अंध कामी ॥
कृपा मोहि कीजे । अभै दान दीजे ॥
बडे भाग मेरे । लहे अंघ्रि तेरे ॥
तुझै देषि जीजे । अभै० ॥

\+ \+ \+

गयो आयु सारो । भयो सोच भारो ॥
वृथा देह छीजे । अभै० ॥
करो मौज ऐसी । रहे बुद्धि वैसी ॥
सुधा नित्य पीजे । अभै० ॥ "

ઉપર મુજબ અર્ધ ભુજંગી છંદ સુંદર વિલાસમાં શોભ્યો છે. એમાં જગે જગ એકાક્ષરી શબ્દાલંકાર સમાયલો છે. નીતિ વિનોદમાં મી. મલબારીએ છવા નામે એક જુઠું ટકા ચઢાવી બોલનાર વિષે આ અલંકારમાં વર્ણન કરેલું છેઃ—

" બાપા આજે તો સો શ્વાનો, મેં દીઠા આ શેરીમાં;
મારા મારી મોટે ધાંટે, આવ્યા તેરી મેરીમાં;
થોડા દોડે થોડા કુદે, થોડા ભુંકે આ તાણે;
બાપા પોતે આવ્યા હોતે, તો જોતે તે ટોળાંને.—૧
ના બેટા એ ખોટી બોલી, કીડીનો કીધો હાથી;
આખે ગામે સો શ્વાનો ને, તો શેરીમાં હો કાંથી ?
ડાહ્યો થૈ તું ગાંડું બોલે, ખેદે હું ખીજું આથી;
શું કે'વું તારા જેવાને, જે જુઠાંનો છે સાથી ?—૨
ના ના બાપા સાચું બોલું, પચ્ચી મેં દીઠા આંખે,
છેવા જુઠું હું ને માનું, જો પોણા કાઢી નાંખે;
બાપા મે પોતે ધીધું છે, પાંચે પોકારો કીધા,
કાળા મોંના કેફી તેં પંચાણું કયાં સાંતી દીધા ? "—૩

એ પ્રમાણે લંબાણ કવિતા એવી છે કે જેમાં ઘણે ભાગે બહુધાજ એકાક્ષરી શબ્દ આવેલા છે. આગલા કવિઓને આ અલંકારનો શોખ હતો, તેમ હાલનાને યાને ૧૮ મી સદી પછીના અંગ્રેજ કવિઓને એ અલંકારની સુગ હતી. કવિ પોપ તો ધિક્કારથી એને માટે " *Dunciad* " માં કહે છે કેઃ—*And ten low words creep on in one dull line.* એજ પ્રમાણેનો તિરસ્કાર ચરચીલે " *Rosciad* " માં બતાવેલો છે, પણ રૉજર અને મૂર બેઉ કવિઓને તો એ અલંકાર બહુ ગમેલો છે. મૂરે પોતાની " લાલા રૂખ " માં આતશ પુંજનારા ગબરો વિષે એક ફકરો ટાંકેલો છેઃ—

*" I knew, I knew it could not last—*
*'Twas bright, 'twas heavenly, but 'tis past!*
*Oh! ever thus, from childhood's hour,*
*I've seen my fondest hopes decay;*
*I never loved a tree or flower*
*But 'twas the first to fade away.*
*I never nursed a dear gazelle*
*To glad me with its soft black eye,*
*But when it came to know me well,*
*And love me, it was sure to die!*

*Now, too—the joy most like divine*
*Of all I ever dreamt or knew,*
*To see thee, hear thee, call thee mine,—*
*Oh misery! must I lose that too?*
*Yet go! On peril's brink we meet;*
*Those frightful rocks— that treach'rous sea—*
*No, never come again— though sweet,*
*Though Heaven, it may be death to thee!"*

આ ફકરામા ૧૨૬ શબ્દો આવેલા છે, તેમાં ૧૧૦ એકાક્ષરી શબ્દવાળા છે. વળી ફારશી ભાષામાં પણ એવી કીસમના બેતો ઘણી ગમ દીઠામાં આવે છેઃ—

"બદ બા ઉ ન કર્દ હરકે બદ કર્દ;
ઉ બદ યકીન બ જાએ ખુદ કર્દ."

યાને, તેની સાથે ભુંડાઇ મા કર, કે જે તારૂં ભુંડુ કરે. કારણુ કે તે બદ યકીનનો જે બદકામ કરે છે, તે પોતાનેજ વાસ્તે કરે છે. **શુજાઅત** નામના તખલ્લુસનો ઉરદુ શાયર ઉપલો અલંકાર એક રેખતામાં નિચે મુજબ વાપરે છે.—

"હુવા કયું શોખ તુ મુજસે નહાં હુએ,
પરી હુએ યા કે તું હુરે જીનાં હુએ!
તેરે નક્સે કફે પાકે બરાબર,
હુવા હુએ ના કોઇ હોગા કહાં હુએ."

યાનેઃ—ઓ બેહયા માશુક! તું શા માટે મારાથી છુપાઇ ગઇ? યાતો તું પરી છે, કે બેહેસ્તમાંની પુતળી છે, કે જીન છે? તારા પગની જુતીના નકશની બરાબર કોઇ થયુ નથી, અથવા કોઇ હવે પછી થઇ શકે એવું કયાં છે? એ ઉરદુ રેખતામાં પણ એ અલંકાર અચ્છો દીપેલો જણાશે એવી એવી તો હજારો કવિતા છે. ટુંકમાં કહો તો કોઇ પણ કવિતાની કોઇ પણ લીટિ કોઇ એક એક જાતનો અલંકાર છે. બીજભાષા કાઇ એ અલકારથી ખાલી નથી. યમન કલ્યાણના એક પદમાં તેનો છાપ બેસાડેલો છેઃ—

"અંગ અગ રંગ ભરે આયે હો—
રંભ ભરી પણ લાલ રગ શોભા રંગ રગ નેન પગાયે હો—
રંગ કપોલ રંગ પલકની શોભા અધરની શ્યામ રંગાયે હો—

નખ છત રંગ આરે ઉર રેખા યતી રંગ રૈની જગાયે હો—
કંકન બલય પીઠી ગડી લાગે ઉર ઉર છાપ બનાયે હો—
સૂર સ્યામ બામા રંગ પાગે અનુરાગે મન ભાયે હો—"

એમાં પણ એકાક્ષરી શબ્દાલંકાર સમાયલો છે. **રીનીસ ફ્લેચર** નામનો જે નાનકડો કવિ ઇ. સ. ૧૬૫૦ માં મરી ગયો, તેની બનાવેલી " જાંબુરો ટાપુ " નામની કવિતાના ૧ લા કેન્ટોના ૭ મા વિભાગમાં ફક્કડ અલંકાર વપરાયલો છે:—

" *New light new love, new love new life hath bred;*
*A life that lives by love, and loves by light;*
*A love to Him to whom all loves are wed;*
*A light to whom the sun is darkest night;*
*Eye's light, heart's love, soul's only life He is;*
*Life, soul, love, heart, light, eye, and all are His;*
*He eye, light, heart, love, soul; He all my joy and bliss.* "

એમાં પણ આ એકાક્ષરીશબ્દાલંકાર બહુ દીપેલો છે. એવા દાખલા આપ્યાજ કર્યે તો તે લખ્યા કરતાં કેટલાક દહાડાઓ સુધી લખાયાજ કરે, માટે હવે બીજો નવીન અલંકાર હાથ ધર્યે.

**૭૦—નિરર્થકાલંકાર:—**એ જાતના અલંકારની કવિતાઓમાં બાહારના દેખાવથી જાણેકે શુંજ એક અચ્છિ ફીલસુફી તેમાં ભરી હોય, અને કેટલુંએક સંગીનપણું સમાવ્યું હોય એમ દેખાય છે. વળી પ્રાસ સૌ બરાબર હોય છે. પણ ખરેખરી રીતે તો હાસ્યરસિક, કુચા જેવું, અને ગોયા વગર અર્થનું અંદર ભરડી મારેલુ હોય છે. નિર=નહીં અર્થ=મતલબ. યાને જેમાં કાંઇ મતલબ હોયજ નહીં એવો અલંકાર. એ અલંકારનો શોખ ફ્રેન્ચ લોકોમાં ઘણો વધી પડયો હતો. તેઓએ તેને *Amphigourie* યાને અર્થ વગરનું કાવ્ય, એવું નામ ગ્રીક ભાષાના બે જૂદા જૂદા શબ્દો ઉપરથી આપ્યું હતું. જે બે શબ્દોની મતલબ " આસપાસ, " અને " કુંડાળું " એવી થાય છે. આ અલંકારને ફારશી ભાષામાં "શયરે બી માઅની" કરી કહે છે. અને અંગ્રેજીમાં તેને *Nonsense Verse* નું નામ આપેલું છે. જેમકે:—

" સુણો કલોલ પક્ષીનો, જુઓ મરોડ અક્ષિનો;
રડો કુમાસ ધાટનો, સુમાર ઠીક ઠાઠનો.

પ્રભાત પોપટા પટે, ગરૂડ ગગનમાં ચડે;
વદે કુવેણુ કાગડો, ઘુરે અઘોર ઘુવડો."

એમાં ફલાણું પક્ષી બોલે છે, ને ફલાણું રડે છે. ને ફલાણું ઘુરે છે, એ શિવાય કાંઇપણ અર્થ નથી. એનો કાંઇપણ ચપુ પરંતુ બીજા ભાષાઓમાં રાગ રાગણીઓના શર કાઢવાને માટે જે અનાવટો કરેલી છે, તેમાં તો અર્થના વાખાજ હોય છે. જેમકે:—

"ચતરંગ ગાઇએ સુનાઇએ ગુરનકુ, અનેક રંગ રૂપ,
ઓર મદસુ જામ હોવે રસકીખાન—ચતરંગ ગાઇએ."

આખું ગાંણું જે ભેરવી ચતરંગ છે, તે નિરર્થક જેવું છે. માત્ર શર કાઢવા સારૂ રચેલું છે. આખું ગાંણું બેજ લીટિમાં આવી ગયું! નિચલું અંગ્રેજી નૉનસેન્સ વધારે ગમત આપશે:—

*" Once–but no matter when—*
*There lived–no matter where–*
*A man, whose name–but then*
*I need not that declare,*
*He–well, he had been born,*
*And so he was alive;*
*His age—I details scorn—*
*Was somethingty and five.*
*He lived—how many years*
*I truly can't decide;*
*But this one fact appears*
*He lived—until he died.*
*' He died,' I have averred,*
*But cannot prove 'twas so,*
*But that he was interred,*
*At any rate, I know.*
*I fancy he'd a son,*
*I hear he had a wife:*
*Perhaps he'd more than one,*
*I know not, on my life!*
*But whether he was rich,*

*Or whether he was poor,*
*Or neither—both—or which,*
*I cannot say I am sure.*
*I can't recall his name,*
*Or what he used to do:*
*But then—well, such is fame!*
*'Twill so serve me and you.*
*And that is why I thus,*
*About this unknown man*
*Would fain create a fuss,*
*To rescue, if I can,*
*From dark oblivion's blow,*
*Some record of his lot*
*But, ah! I do not know*
*Who-where-when-why-or what.*

MORAL.

*In this brief pedigree*
*A moral we should find—*
*But what it ought to be*
*Has quite escaped my mind!*

ઉપલાં અંગ્રેજી કવેતમાં નિરઅર્થકાલંકાર આબાદ દીપાવેલો છે. એ અંગ્રેજીના જેવી લઢણનો એક દાખલો શેવકના સંગ્રહમાંથી ઉતારી લીધાથી આબાદ સમજ પડશે,—જેમાં એક કૉર્ટમાં એક રમુજી શાક્ષી લેવાય છે. કાજી સવાલ કરે છે તેપણ બેવકુફાઇ ભરેલા, તેમ શાક્ષી જવાબ આપે છે, તે પણ હાવકા દર્શાવેલા છે:—

કીધા સવાલો ભરી કચેરી દીધા જવાબો મેં જ્યારે;
કાજીજી તો રાજી થઇને પ્રસન્ન થયા મુજ પર ત્યારે.
સવાલઃ—માંય તમારાં પરણેલાં કે રહેલાં કુંવારાં હરદમ?
હતો દીઠો વરસાદ કોઇ દિન ઇંડાંનો પડતો ધમધમ?
જવાબ—માત તણા લગ્નજ નવ દીઠાં કેમ કહું પરણેલાં તે,
માય ભણી જઇ પુછી આવું કુંવારાં રહેલાં શું કે?
આંખે દીઠો કાને દીઠો નાંખે ખેડાંનો વરસાદ,

હાંલ્લીમાં માછીએ સર્યાં કેવાં થયલાં છૈ બરબાદ.
સવાલઃ—જીવતા છો કે મુંવેલા કો' જલદી આપો આપ અતાર ?
દીઠું છે કોં'દિ કંઇ જળ તેં જમીન ભોલા એ અવતારે ?
જવાબઃ—લાગે છે જાણે જીવતો છું, નથી મહિં કે'તો જુદાઇ,
નદિ તીરે વસતાં જોયું જળ જમીનની તો ના ગો'વાઇ.
સવાલઃ—વાત કદિ કો સાથ કીધી'તી જન્મ લીધાથી આજ લગણ ?
બાપ બપાવા વાંઝત કે વંશીત હતા કહો તો સજ્જણ ?
જવાબઃ—જન્મ પ્રથમના ગુજરી ગયલા બપ્પાવા મારા વાહલા,
બાવાજી નિરવંશ હશે તે પુછીશ થી કાલાવાલા.

એમાં પણ નિરઅર્થકાલંકાર બરાબર નીકળી આવે છે. વળી પ્રેમાનંદ કવિએ પણ વખતો વખત એવા અલંકારની ધુંધ લીધી છે.—

"સાગ સીસમ સરગુવા સાદડી, તાળને તમાલજી;
કણેર બાળચિ બદામ બદરી, જાવંત્રી જાયનાળજી.
વાડ વાટિકા વંક વળાગણ, ખેરસડી બીજોરીજી;
વેલડી સાહેલડી વળગી, હીંડે ગુણવંત ગોરીજી."

એમાં જંગલના ઝાડોના નામ શિવાય કશું આવતું નથી. એ પ્રમાણે નિરઅર્થકાલંકાર વાપરેલો છે. વળી તે સાથે સસા, વવા, બબા, વગેરેનો વર્ણાલંકાર વાપરેલો છે. સુંદર બિલાસમાં એવો નિરઅર્થકાલંકાર બહુ ગમ ભરેલો છેઃ—

"बेटी अपनी मैया खाइ । बेटे अपनो खायो बाप ॥
सुंदर कहे सुनो हो संतो । तिनको कोऊ न लाग्यो पाप ॥
देवमांहि ते देवल प्रगटयो । देवल मांही प्रगटयो देव ॥
शिष्य गुरुहि उपदेशन लाग्यो । राजा करे रंककी सेव ॥
हंस चढयो ब्रह्माके ऊपर । गरुड चढयो पुनि हरिकी पीठ ॥
बेल चढयो है शिवके ऊपर । सो हम दीठो अपनी दीठ ॥
लागी सबे मिठाई खारी । मीठो लग्यो एक वह लौन ॥
पर्वत उडे रुइ स्थिर बैठी । ऐसो कोइक बाज्यो पौन ॥"

એ વિગેરે આ જુદા જમાનાની અને કળિયુગના દોરની સવૈયાઓ જોડેલી છે, તેમાં એ અલંકાર વાપર્યાથીજ તેનું મુસ્તકીમપણું આપોઆપ જણાય છે. ઑલફ્રેડ ક્રોકવીલ નામના એક લેખકે

પોતાના નાકને નિચે પ્રમાણે આદરમાન આપ્યું છે:—

" *Knows he, who never took a pinch,*
*Nosey ! the pleasure thence which flows?*
*Knows he the titillating joy*
*That my nose knows?*
*O nose ! I am as proud of thee,*
*As any mountain of its snows;*
*I gaze on thee, and feel that pride*
*A Roman knows.*"

એમાં *Nose* એવો ઉદ્‌ગાર બીજા બીજા બોલોમાં પણ સંભળાયાજ કરે છે, અને વળી નિરઅર્થકાલંકાર ઉપરાંત હાસ્ય ઉત્પન્ન કરે છે. એવી એવી અનેક બનાવટોમાં તરેહ કીસમની ગમત છે. ફીરોજ કવિએ નીચે પ્રમાણે એ અલંકારમાં ગાયનો જોડેલાં છે.

" સાકરડી રે સાકરડી, સાગ સીસમની લાકરડી.
તેમાં આવી બેઠો બાઉ, ભર્યો ત્યારે બાર ગાઉ;
દરિયા જેવું જેતું પેટ, બે આંખો જાણે બે બેટ.
પરવત જેવું તેનું નાક, ખાએ જલેબી ને દુધપાક.
કોરસ— કેવી છે લાકડી, કેવી છે ફાંકડી:
મુંથે છે વાંકડી, રૂપાંની આંકડી.
બે કાંનોમાં છે બે ગામ, કાલે કેહેવશ તેનાં નામ.
તાડ ઝાડથી દાંતન થાય, એક ફલંગે ચીન જવાય.
કોરસ— કેવી છે લાકડી, કેવી છે ફાંકડી;
મુંથે છે વાંકડી, રૂપાંની આંકડી.

એમાં નિરર્થકા પ્રગટ સમજાઇ જશે. તેનો અર્થ કરવા બેસો તો આ અલંકારની મજા શીવાય ખાસ અર્થ નથી. તેજ પ્રમાણે " વાઃરે મારી નહાની સ્લેટ " વાળાં ગાયનમાં પણ એજ અલંકાર શીવાય બીજું કાંઇ જોશો નહીં.

" વાઃરે મ્હારી ન્હાની સ્લેટ, વાદળ જેવું ત્હારૂં પેટ.
ત્હારી સાથે સુંદર પેન, હું ને મ્હારી મ્હોટી બ્હેન.
લેઇ નિશાળે જઇયે સાથ, પ્રીતે પકડી ન્હાના હાથ.
હોંસે હોંસે શિખિયે રોજ, જેમ ગવાડે છે ફીરોજ. "

---

## ૨૯

" *Poetry lifts the veil from the hidden beauty of the world, and makes familiar objects be as if they were not familiar. It reproduces all that it represents; and the impersonations clothed in its Elysian light stand thenceforward, in the minds of those who have once contemplated them.*"

*Shelley.*

કાવ્ય એ કલ્પનાનું કાર્ય હોવાથી, તેમજ નહિનું હા અને હાનું નહિ બનાવાનું હોવાથી, તથા આ દુન્યાઇ વસવાટનેજ નહીં, પણ ખુદ ખુદાને નહીં—નહીં તેવાં ખરાં ખોટાં રૂપે, હોવા કરતાં જૂદે રસ્તે અને જૂદી ઝમકથી ઝળકાટ આપવાનો હોવાથી, તથા હદ બાહાર સહરાગાતથીજ કાવ્ય બનાવાનો પેશો દીપાવવાનો હોવાથી, મુસલમીન લોકોમાં અને ટુંકામાં ફારશી સાહિત્યમાં કવિતા બનાવાના કામને " એફ્લાસ આવોર " યાને મુફ્લેશી લાવનાર ગણવામાં આવ્યું છે; કારણ કે ખોદાતાલાને વાસ્તે પણ, કાવ્યની ફારશીનને સારૂ તથા વિચારની ઝમક અને ભાષાની લેઝતને માટે હરેક તરેહનું સહરાગાત ભર્યું ખોટું ચિત્ર ચિતારવાનું કામ શાયરોનું હોવાથી, તેને ખોદાની નાપસંદગીનું પણ ગણવામાં આવે છે; અને કેહવામાં આવે છે કે, શાયરી પેશો ખાંદાની માણસનો નથી; એ ધંધો સારાં માણસનો નથી; ઉંચા કુળને શોભતો નથી; કારણકે એ ધંધો ફકીરોનો છે; ફકીરી અવસ્થાવાળાઓનો છે; કે જેઓ જન્મથીજ મુફ્લેશ હોવાથી તેઓને મુફ્લેશીની તમા નથી. વળી તેના કારણમાં બીજું એવું પણ વધારવામાં આવે છે કે, શાયરનું હંમેશાં નિરવંશ થાય છે ! તેને પેટે સંતાન થતું નથી, અને તેનો શીલશીલો ચાલુ ન રહેતાં તેનું ખાંદાન નાશ પામે છે. તેઓ તેના ટેકામાં વળી પ્રશ્ન કરે છે કે; બતાવોની કયા શાયરનું કુટુંબ હયાતિ ભોગવે છે ? હાફેઝ–શેખશાદી–ફીરદોશી–અનવારી–કે નીજામી કોઇનું પણ વંશ આજે છે ? એ પ્રમાણે કહીનેજ બેશી રહેતા નથી, પણ ખુદ શેવક ઉપર એવી વીટી ગઇ છે, કે મારા ફારસી ઉસ્તાદે મને પણ કોઇ કવિતા જોડવાની મનાઇ કરી છે, કે તમો ખાંદાનીને એ પેશો શોભે નહીં ! એ વેહેમી વિચારને વળગી

૪૭

રહેવું એ સરતાપા ફેમકાઇ જણાય છે. ધારો કે શાયર વાંઝયો અને નસંતાનો તથા નિરવંશ જાય છે, તોપણ સંતાન પેદા પડવાથી તેનું વંશ ચાલી જેટલી તેની યાદગારી લાંબો વખ્ત નીભી શકે, તે કરતાં વધારે, બલકે દશ હજાર ઘણે સરસ દરજ્જે એક સારા શાયરની કાવ્ય પેદાયશ તેને સારી રીતે યાદગાર રાખી શકે. હાફેઝ કે ફીરદોશીનું વંશ લંબાઇને જેટલું યાદગારી નહીં જાળવતે, તેટલું તેમની દીવાંન અને શાહનામાએ તેમનું નામ જાવેદાન સુધીનું આબાદ રાખ્યું છે. વળી સહરાગાતના અલંકાર વિના કાવ્યમાં લેઝત આવતી નથી. બધાજ અલંકાર કલ્પનાનું પરિણામ છે. અને અલંકાર વગરનું કાવ્ય, તે મીઠાશ વિનાની મીઠાઇ અને ખટાશ વિનાની ખટાઇ જેવું છે. માટે આપણે પાછો એક નવો અલંકાર શરૂ કરીશું.

**૭૧—પંચરંગીકા:**—યાને પંચરસ કવિતાઓનો રંગ એકઠો જમાવ્યો હોય તે અલંકાર. એક લીટી એક કવિની, તો બીજી બીજા કવિની, તો ત્રીજી ત્રીજાજ કવિની; અને ૧ લો મીસરો એક કવિનો, તો બીજો મીસરો બીજાજ કવિનો; અને અર્થમાં જુઓ તો બરાબર ઉતરે, એવી કવિતાઓને પંચરંગીકાનું નામ આપ્યું છે. જેને અંગ્રેજીમાં *Centones* અથવા *Mosaics* કહે છે. *Cento* એ થિંગડ ચાગડનો અને ગાબડ ગુબડનો એક ટુકડો છે. જે ઉપરથી એકજ કવિએ જૂદે જૂદે ઠેકાણે એકેકી વાત કહેલી હોય, તે કયાં કયાંથી એકઠી કરીને એકજ મતલબની એક કવિતા બનાવવી, અથવા જૂદા જૂદા લખનારાઓની જૂદી જૂદી બનાવેલી કવિતાઓમાંથી થિંગડાં મારીને એક કવિતા બનાવવી, તેને પંચરંગીકા અથવા *Centones* કહે છે. એને ફારશી ભાષામાં "મઇઅનત" ને નામે ઓળખે છે. મધ્યકાળમાં તેમજ રોમન શેહેનશાહાતની પડતીના વખતમાં રોમન લોકોમાં, એ જાતની કવિતા બનાવાની રમતગમત અને મોજક્રિડા બહુ પ્રિય થઇ પડી હતી. તેમાં સર્વેથી પેહેલાં "*Homero—Centones*" ના નામની પંચરંગીકા, જે કે લીપઝીક શેહેરમાં **ટયુચર** નામના લેખકે ઇ. સ. ૧૭૯૩ માં બનાવી હતી તે, તથા **ઓસોન્યસ** નામના લેખકે "*Cento-Nuptialis*" નામની પંચરંગીકા બનાવી હતી તે, તથા ૪ થી સદીમાં **પ્રોબાફાલકોન્યા** એ "*Cento Virgilianus*" નામની પંચરંગીકા બનાવી હતી તે લોકોમાં બહુ વખણાઇ હતી. વળી ૧૨ મી સદીની અંદર મેટીલસ

નામના સાધુએ **હોરેસ** તથા **વરજીલ** જેવા નામાંકિત કવિઓના કાવ્યો ઉપરથી, એક ઐશ્વર્ય રચનાના સંબધમાં પંચરંગીકા બનાવેલી બહુ વખણાયલી હતી. પ્રોબાફાલકોન્યાએ પણ પોતાની પંચરંગીકા વરજીલ ઉપરથીજ લીધી હતી, અને તેમાં આદમ અને ઇવ, તથા ક્રાઇસ્ટની બાબદ સમાવેલી હતી. એ સ્ત્રિ કવિ વિષે " રોમન શાહાનશાતની પડતી " ઉપર બનાવેલાં ગીબનના ગ્રંથના ૩૧ મા પ્રકરણમાં ઇશારો કરેલો છે. લેટીન ભાષાના શોખીનો માટે એ જાતનાં તરેહવાર કાવ્યો બનેલાં છે.

" *His demùm exactis, spirantes dimovet auras*
*Aera per tenuem, cœloque invectus aperto,*
*Mortales visus medio in sermone reliquit,*
*Infert se septus nebulâ ( mirabile dictu )*
*Atque illum solio stellantis regia cœli*
*Accipit, āēternumque tenet per sāēcula nomen.* "

અંગ્રેજીમાં એવી કવિતાઓ ઘણી જોડાયલી છે. " જીંદગી " ઉપર, આખું એક વર્ષ પરિશ્રમ ખેડીને મીસીસ એચ. એ. ડેમીંગ નામની સ્ત્રિએ એક પંચરંગીકા જોડી કાઢેલી છે, જે પેહેલવેહેલી " સેન ફ્રાન્સીસ્કો ટાઇમ્સ " માં છપાઇ હતી. એ કવિતાની ૩૮ લાઇન છે, અને તે દરેક લીટિ જૂદા જૂદા ૩૮ કવિઓની કેઠે કેઠે આવેલી એકઠી કરીને રચી કાઢી છે, અને પ્રાસ બરાબર વજનસરના છે. ગૂજરાતી ભાષામાં એવી કવિતાઓ કોઇકજ હશે. દાખલાને માટે **ગરીબ** શેવકે નિચે પ્રમાણે બનાવેલી છે:—

| **મોતની બ્હીક.** | **કવિઓ.** |
|---|---|
| ૧ શરૂ કરૂં છું તેહનું, ધરી જગાંપર નામ,... | ફીરોઝ. |
| ૨ ડરી ડરીને ડગલાં ભરી, કરી કરી સારાં કામ... | દલપતરામ. |
| ૩ ઘડપણ વીંટિયું વાંઝયું; મન મરવા નવ થાય... | ગરીબ. |
| ૪ આંખેતો સૂજે નહિરે, થર થર ધ્રુજે કાય... | નરસિંહ મેહતો. |
| ૫ પુત્ર પાંચ હોય જેહને, તેને સુખને સહાય... | તુલસી. |
| ૬ મોત ચોંટની બીકથી, ડોસાનો જીવ જાય... | મલબારી. |
| ૭ નિત્યે પાવક પરજળે, મૃત સંજીવન થાય... | શામળ ભટ. |
| ૮ મરણ કદિ મૂકે નહીં, થનાર વસ્તુ થાય... | ગુલાખી. |

રહેવું એ સરતાપા હેમકાઇ જણાય છે. ધારો કે શાયર વાંઝીયો અને નસંતાનો તથા નિરવંશ જાય છે, તોપણ સંતાન પેદા પડવાથી તેનું વંશ ચાલી જેટલી તેની યાદગારી લાંબો વખ્ત નીભી શકે, તે કરતાં વધારે, બલકે દશ હજાર ધણે સરસ દરજ્જે એક સારા શાયરની કાવ્ય પેદાયશ તેને સારી રીતે યાદગાર રાખી શકે. હાફેઝ કે ફીરદોશીનું વંશ લંબાઇને જેટલું યાદગારી નહીં જાળવતે, તેટલું તેમની દીવાંન અને શાહનામાએ તેમનું નામ જાવેદાન સુધીનું આબાદ રાખ્યું છે. વળી સહરાગાતના અલંકાર વિના કાવ્યમાં લેઝત આવતી નથી. બધાજ અલંકાર કલ્પનાનું પરિણામ છે. અને અલંકાર વગરનું કાવ્ય, તે મીઠાશ વિનાની મીઠાઇ અને ખટાશ વિનાની ખટાઇ જેવું છે. માટે આપણે પાછો એક નવો અલંકાર શરૂ કરીશું.

**૭૧—પંચરંગીકા:**—યાને પંચરસ કવિતાઓનો રંગ એકઠો જમાવ્યો હોય તે અલંકાર. એક લીટી એક કવિની, તો બીજી બીજા કવિની, તો ત્રીજી ત્રીજાજ કવિની; અને ૧ લો મીસરો એક કવિનો, તો બીજો મીસરો બીજાજ કવિનો; અને અર્થમાં જુઓ તો બરાબર ઉતરે, એવી કવિતાઓને પંચરંગીકાનું નામ આપ્યું છે. જેને અંગ્રેજીમાં *Centones* અથવા *Mosaics* કહે છે. *Cento* એ થિંગડ ચાગડનો અને ગાબડ ગુબડનો એક ટુકડો છે. જે ઉપરથી એકજ કવિએ જૂદે જૂદે ઠેકાણે એકેકી વાત કહેલી હોય, તે કયાં કયાંથી એકઠી કરીને એકજ મતલબની એક કવિતા બનાવવી, અથવા જૂદા જૂદા લખનારાઓની જૂદી જૂદી બનાવેલી કવિતાઓમાંથી થિંગડાં મારીને એક કવિતા બનાવવી, તેને પંચરંગીકા અથવા *Centones* કહે છે. એને ફારશી ભાષામાં " મઇઅનત " ને નામે ઓળખે છે. મધ્યકાળમાં તેમજ રોમન શેહેનશાહાતની પડતીના વખતમાં રોમન લોકોમાં, એ જાતની કવિતા બનાવાની રમતગમત અને મોજક્રિડા બહુ પ્રિય થઇ પડી હતી. તેમાં સર્વેથી પેહેલાં " *Homero—Centones* " ના નામની પંચરંગીકા, જે કે લીપઝીક શેહેરમાં **ટયુચર** નામના લેખકે ઇ. સ. ૧૭૯૩ માં બનાવી હતી તે, તથા **ઓસોન્યસ** નામના લેખકે " *Cento-Nuptialis* " નામની પંચરંગીકા બનાવી હતી તે, તથા ૪ થી સદીમાં **પ્રોબાફાલકોન્યા** એ " *Cento Virgilianus* " નામની પંચરગીકા બનાવી હતી તે લોકોમાં બહુ વખણાઇ હતી. વળી ૧૨ મી સદીની અંદર મેટીલસ

નામના સાધુએ **હોરેસ** તથા **વરજીલ** જેવા નામાંકિત કવિઓના કાવ્યો ઉપરથી, એક ઐશ્વર્ય રચનાના સંબંધમાં પંચરંગીકા બનાવેલી બહુ વખણાયલી હતી. પ્રોબાફ્લકોન્યાએ પણ પોતાની પંચરંગીકા વરજીલ ઉપરથીજ લીધી હતી, અને તેમાં આદમ અને ઇવ, તથા ક્રાઇસ્ટની બાબદ સમાવેલી હતી. એ સ્ત્રિ કવિ વિષે " રોમન શાહાનશાતની પડતી " ઉપર બનાવેલાં ગીબનના ગ્રંથના ૩૧ મા પ્રકરણમાં ઇશારો કરેલો છે. લેટીન ભાષાના શોખીનો માટે એ જાતનાં તરેહવાર કાવ્યો બનેલાં છે.

" *His demùm exactis, spirantes dimovet auras*
*Aera per tenuem, cœloque invectus aperto,*
*Mortales visus medio in sermone reliquit,*
*Infert se septus nebulâ ( mirabile dictu )*
*Atque illum solio stellantis regia cœli*
*Accipit, ǣternumque tenet per sǣcula nomen.*"

અ ગ્રેજીમા એવી કવિતાઓ ઘણી જોડાયલી છે. " જીંદગી " ઉપર, આખું એક વર્ષ પરિશ્રમ ખેડીને મીસીસ એચ. એ. હેમીંગ નામની સ્ત્રિએ એક પંચરંગીકા જોડી કાઢેલી છે, જે પેહેલવેહેલી " સેન ફ્રાન્સીસકો ટાઇમ્સ " માં છપાઇ હતી. એ કવિતાની ૩૮ લાઇન છે, અને તે દરેક લીટિ જૂદા જૂદા ૩૮ કવિઓની કેઠે કેઠે આવેલી એકઠી કરીને રચી કાઢી છે, અને પ્રાસ બરાબર વજનસરના છે. ગૂજરાતી ભાષામાં એવી કવિતાઓ કોઇકજ હશે. દાખલાને માટે **ગરીબ** શેવકે નિચે પ્રમાણે બનાવેલી છેઃ—

**મોતની બ્હીક. કવિઓ.**

૧ શરૂ કરૂં છું તેહનું, ધરી જગાંપર નામ,...ફીરોઝ.
૨ ડરી ડરીને ડગલાં ભરી, કરી કરી સારાં કામ...દલપતરામ.
૩ ઘડપણ વીટિયું વાંઝયું, મન મરવા નવ થાય...ગરીબ.
૪ આંખેતો સૂજે નહિરે, થર થર ધ્રુજે કાય...નરસિંહ મેહતો.
૫ પુત્ર પાંચ હોય જેહને, તેને સુખને સહાય...તુલસી.
૬ મોત ચોંટની બીકથી, ડોસાનો જીવ જાય...મલબારી.
૭ નિત્યે પાવક પરજળે, મૃત સંજીવન થાય...શામળ ભટ.
૮ મરણ કદિ મૂકે નહીં, થનાર વસ્તુ થાય...ગુલાબી.

રહેવું એ સરતા પા હેમકાઇ જણાય છે. ધારો કે શાયર વાંઝયો અને નસંતાનો તથા નિરવંશ જાય છે, તોપણ સંતાન પેદા પડવાથી તેનું વંશ ચાલી જેટલી તેની યાદગારી લાંબો વખ્ત નીભી શકે, તે કરતાં વધારે, બલકે દશ હજાર ઘણે સરસ દરજ્જે એક સારા શાયરની કાવ્ય પેદાયશ તેને સારી રીતે યાદગાર રાખી શકે. હાફેઝ કે ફીરદોશીનું વંશ લંબાઇને જેટલું યાદગારી નહીં જાળવતે, તેટલું તેમની દીવાન અને શાહનામાએ તેમનું નામ જાવેદાન સૂધીનું આબાદ રાખ્યું છે. વળી સહૃરાગાતના અલંકાર વિના કાવ્યમાં લેઝત આવતી નથી. બધાજ અલંકાર કલ્પનાનું પરિણામ છે. અને અલંકાર વગરનું કાવ્ય, તે મીઠાશ વિનાની મીઠાઇ અને ખટાશ વિનાની ખટાઇ જેવું છે. માટે આપણે પાછો એક નવો અલંકાર શરૂ કરીશું.

**૭૧—પંચરંગીકા:—**યાને પચરસ કવિતાઓનો રંગ એકઠો જમાવ્યો હોય તે અલંકાર. એક લીટી એક કવિની, તો બીજી બીજા કવિની, તો ત્રીજી ત્રીજાજ કવિની; અને ૧ લો મીસરો એક કવિનો, તો બીજો મીસરો બીજાજ કવિનો; અને અર્થમાં જુઓ તો બરાબર ઉતરે, એવી કવિતાઓને પંચરંગીકાનું નામ આપ્યું છે. જેને અંગ્રેજીમાં *Centones* અથવા *Mosaics* કહે છે. *Cento* એ થિંગડ થાગડનો અને ગાબડ ગુબડનો એક ટુકડો છે. જે ઉપરથી એકજ કવિએ જૂદે જૂદે ઠેકાણે એકેકી વાત કહેલી હોય, તે ક્યાં ક્યાંથી એકઠી કરીને એકજ મતલબની એક કવિતા બનાવવી, અથવા જૂદા જૂદા લખનારાઓની જૂદી જૂદી બનાવેલી કવિતાઓમાંથી થિંગડાં મારીને એક કવિતા બનાવવી, તેને પંચરગીકા અથવા *Centones* કહે છે. એને ફારશી ભાષામાં "મઇઅનત" ને નામે ઓળખે છે. મધ્યકાળમાં તેમજ રોમન શેહેનશાહાતની પડતીના વખતમાં રોમન લોકોમાં, એ જાતની કવિતા બનાવાની રમતગમત અને મોજક્રિડા બહુ પ્રિય થઇ પડી હતી. તેમાં સર્વથી પેહેલા "*Homero—Centones*" ના નામની પંચરગીકા, જે કે લીપઝીક શેહેરમાં **ટયુચંર** નામના લેખકે ઇ. સ. ૧૭૯૩ માં બનાવી હતી તે, તથા **ઓસોન્યસ** નામના લેખકે "*Cento-Nuptialis*" નામની પંચરંગીકા બનાવી હતી તે, તથા ૪ થી સદીમાં **પ્રોબાફાલકોન્યા** એ "*Cento Virgilianus*" નામની પંચરંગીકા બનાવી હતી તે, લોકોમાં બહુ વખણાઇ હતી. વળી ૧૨ મી સદીની અંદર મેટીલસ

નામના સાધુએ **હોરેસ** તથા **વરજીલ** જેવા નામાંકિત કવિઓના કાવ્યો ઉપરથી, એક ઐશ્વર્ય રચનાના સંબંધમાં પંચરંગીકા બનાવેલી બહુ વખણાયલી હતી. પ્રોબાફાલકોન્યાએ પણ પોતાની પંચરંગીકા વરજીલ ઉપરથીજ લીધી હતી, અને તેમાં આદમ અને ઇવ, તથા ક્રાઇસ્ટની બાબદ સમાવેલી હતી. એ સ્ત્રિ કવિ વિષે "રોમન શાહાનશાતની પડતી" ઉપર બનાવેલાં ગીબનના ગ્રંથના ૩૧ મા પ્રકરણમાં ઇશારો કરેલો છે. લેટીન ભાષાના શોખીનો માટે એ જાતનાં તરેહવાર કાવ્યો બનેલાં છે.

"*His demùm exactis, spirantes dimovet auras*
*Aera per tenuem, cæloque invectus aperto,*
*Mortales visus medio in sermone reliquit,*
*Infert se septus nebulâ (mirabile dictu)*
*Atque illum solio stellantis regia cæli*
*Accipit, ǣternumque tenet per sǣcula nomen.*"

અંગ્રેજીમાં એવી કવિતાઓ ઘણી જોડાયલી છે. "જીંદગી" ઉપર, આખું એક વર્ષ પરિશ્રમ ખેડીને મીસીસ એચ. એ. **હેમીંગ** નામની સ્ત્રિએ એક પંચરંગીકા જોડી કાઢેલી છે, જે પેહેલવેહેલી "સેન ફ્રાન્સીસકો ટાઇમ્સ" માં છપાઇ હતી. એ કવિતાની ૩૮ લાઇન છે, અને તે દરેક લીટિ જૂદા જૂદા ૩૮ કવિઓની કેઠે કેઠે આવેલી એકઠી કરીને રચી કાઢી છે, અને પ્રાસ બરાબર વજનસરના છે. ગૂજરાતી ભાષામાં એવી કવિતાઓ કોઇકજ હશે. દાખલાને માટે **ગરીબ** શેવકે નિચે પ્રમાણે બનાવેલી છેઃ—

**મોતની બ્હીક. કવિઓ.**

૧ શરૂ કરૂં છું તેહનું, ધરી જગાંપર નામ,...ફીરોઝ.
૨ ડરી ડરીને ડગલાં ભરી, કરી કરી સારાં કામ...દલપતરામ.
૩ ઘડપણ વીટિયું વાંઝયું, મન મરવા નવ થાય...ગરીબ.
૪ આંખેતો સૂઝે નહિરે, થર થર ધ્રુજે કાય...નરસિંહ મેહતો.
૫ પુત્ર પાચ હોય જેહને, તેને સુખને સહાય...તુલસી.
૬ મોત ચોટની બીકથી, ડોસાનો જીવ જાય...મલબારી.
૭ નિત્યે પાવક પરજળે, મૃત સંજીવન થાય...શામળ ભટ.
૮ મરણ કદિ મૂકે નહીં, થનાર વસ્તુ થાય...ખુલાખી.

એવાં અનેક કવેતો અનેક કવિઓની એકેકી બંધ બેસ્તી લીટી શોધી કાઢી અમુક એક વિષય ઉપર રચવામાં આવે છે. એવીજ એક ઉરદુ ગઝલ દાખલા સારૂ શેવકે બનાવેલી છે તે અત્રે ઉતારી લઇએ—

**તલબગારે માશુક. શાયરો.**

૧ ખાબે ગફ્લતસે તું બેદાર હો કયા સોતા હુએ;.........કલંદર.
૨ લેહદકે ગોશેમે તુજકુ જમીન પે સોના હુએ.........શએદા.
૩ ફેરકતસે રોજો શબકે તેરે બેકરાર હું;...... ........બીસમલ.
૪ અગર મેં પાઉ એકીલા કહીં તુજે હુએ હુએ.........ઇનશા.
૫ દીલ મત પટક નજરસે કે પાએઆ ન જાએગા;.........સૌદા.
૬ મુકાંમે એશ્કમે શાહો ગદાકા એક રતબા હુએ.........વેહશત.
૭ તાકે અબરૂસે સનમકે કયા ખોદાઇ રેહ ગઇ;.........નજીર.
૮ નતો નીંદ આતી હુએ મુજકુ ન કજા આતી હુએ........ ફીરાક.
૯ સો રહે આજ લેપટ અપને સનમશે બલ્હાર;.........બલહાર.
૧૦ અપનીતો જીન્દગી મીઆં મીસ્લે હુબાબ હુએ..........નસીમ.

અર્થ:—ઓ પ્યારી ! ગફ્લતીની નિંદ્રામાંથી તું સજાગૃત થા ! શા માટે સુઇ રહી છે ? કારણ કે જે દહાડે તે દહાડે તો કબરની નિચેના ખાડામાં તુને જમીનની ઉપર સુવું તો પડવાનુજ છે, માટે હાલ તો ઉઠ ! તારા અહોનીશ વિયોગથી મારૂં તો ચિતભ્રમ થઇ ગયું છે, તેથી જો ઇશ્વર કરે ને તુંને હું એકલી જોઉ તો વાહુવાજી વાહુવા, કેવી મજા પડે ! કેહનારાએતો કહ્યું જો, કે ઓ ભાઇ તું તારૂં દિલ તારી આંખ આગળ પટકી નાં નાંખ, કારણ કે ઇશકના મકાનમાં પાદશાહ અને ફકીરનો એકજ દરજ્જો છે. મારી તે પ્યારીની આંખનાં ભવાંની કમાનમાં હવે તો જરાએ ખુદાઇ રહેલી નથી, તેથી હવે તો ઉંઘ આવે તો ભલું કે મોત આવે તો ભલું. પરંતુ તે પણ નહીં આવતાં. એવામાં જ્યારે માશુક મળી આવી છે, ત્યારે તો હું તે પુતળાં જેવી માશુક સાથે બલ્હાર લપેટાઇને સુઇ રહેલો છું, કેમકે રે બંધુઓ ! આપણી જીંદગી છે તે તો પરપોટા જેવી છે; તો પછી મળેલી મજા ભોગવીજ લઉની.

  ॰°॰ એશ્કે મીજાજીમાં બે અર્થ લેવા કરતાં એશ્કે હકીકીમાં તેની લેઝત લેવાની છે. એ ગઝલ ઇશ્વર ઉપર છે. હવે અંગ્રેજી

ભાપાનો એક દાખલો આપ્યેઃ— “ નોટસ એન્ડ ક્વેરીઝ ” માં જેમ્સ મન્કની શાહીથી “ માનવી ઉપર કવિઓનો નિબંધ ” એવે નામની એક પંચરંગીકા છપાઇ હતી;

“ The Poets' Essay on Man. ”

*1. What strange infatuation rules mankind,*
*2. What different spheres to human bliss assigned;*
*3. To loftier things your finer pulses burn,*
*4. If man would but his finer nature learn;*
*5. What several ways men to their calling have,*
*6. And grasp at life though sinking to the grave.*
*7. Ask what is human life? the sage replies,*
*8. Wealth, pomp, and honour are but empty toys;*
*9. We trudge, we travel, but from pain to pain,*
*10. Weak, timid landsmen, on life's stormy main;*
*11. We only toil who are the first of things,*
*12. From labour health, from health contentment springs.*
*13. Fame runs before us as the morning star,*
*14. How little do we know that which we are;*
*15. Let none then here his certain knowledge boast,*
*16. Of fleeting joys too certain to be lost;*
*17. For over all there hangs a cloud of fear,*
*18. All is but change and separation here.*
*19. To smooth life's passage o'er its stormy way,*
*20. Sum up at night what thou hast done by day.*
*21. Be rich in patience if thou in gudes be poor;*
*22. So many men do stoope to sight unsure;*
*23. Choose out the man to virtue best inclined,*
*24. Throw envy, folly, prejudice behind;*
*25. Defer not till to-morrow to be wise,*
*26. Wealth heaped on wealth, nor truth, nor*

*safety buys;*
27, *Remembrance worketh with her busy train,*
28. *Care draws on care, woe comforts woe again;*
29. *On high estates huge heaps of care attend,*
30. *No joy so great but runneth to an end;*
31. *No hand applaud what honour shuns to hear;*
32. *Who casts off shame should likewise cast off fear;*
33. *Grief haunts us down the precipice of years,*
34. *Virtue alone no dissolution fears;*
35. *Time loosely spent will not again be won,*
36. *What shall I do to be for ever known ?*
37. *But now the wane of life comes darkly on,*
38. *After a thousand mazes overgone;*
39. *In this brief state of trouble and unrest,*
40. *Man never is, but always to be blest.*
41. *Time is the present hour, the past is fled,*
42. *O thou Futurity, our hope and dread.*
43. *How fading are the joys we dote upon,*
44. *Lo ! While I speak the present moment's gone;*
45. *O Thou Eternal Arbiter of things,*
46. *How awful is the hour when conscience stings !*
47. *Conscience, stern arbiter in every breast,*
48. *The fluttering wish on wing that will not rest.*
49. *This above all,–To thine own self be true,*
50. *Learn to live well, that thou may'st die so too.*
51. *To those that list the world's gay scenes I leave,*
52. *Some ills we wish for, when we wish to live.*

એ અંગ્રેજી પંચરંગીકામાં અનુક્રમે નિચલા બાવન લેખકોની કવિતાઓમાંની એકેકી લીટિ ગોઠવી, એક ઉત્તમ કવિતા બનાવી, માણસે જીંદગી કેમ ગુજારવી તે સમજાવેલું છેઃ—

૧—ચેટરટન; ૨—રૉજર્સ; ૩—સ્પ્રેગ; ૪—દન; ૫—એન જોન્શન; ૬—ક્રેકોનર; ૭—કાઉપર; ૮—ફરગ્યુસન; ૯—(કવોરલ્ઝ);

૧૦—બર્નૂસ; ૧૧—ટેનીસન; ૧૨—બીટી; ૧૩—ડ્રાઇડન; ૧૪—બાયરન; ૧૫—પૉમફ્રેટ; ૧૬—વૉલર; ૧૭—હૂદ; ૧૮—સ્ટીલ; ૧૯—વાઇટ; ૨૦—હરબર્ટ; ૨૧—દનબાર; ૨૨—વ્હીટની; ૨૩—રૉ; ૨૪—લૅંગહૉર્ન; ૨૫—કૉનગ્રેવ; ૨૬—ડૉ. જૉનશન; ૨૭—ગોલ્ડસ્મીથ; ૨૮—ડ્રેટન; ૨૯—વૅબ્સટર; ૩૦—સાઉઠવેલ; ૩૧—ટૉમસન; ૩૨—શૅરીદન નૉલેસ; ૩૩—લેનડોર; ૩૪—એડવર્ડ મૂર; ૩૫—ગ્રીન; ૩૬—કાઉલી; ૩૭—જૉના બેઇલી; ૩૮—કીત્સ; ૩૯—બી. બર્ટન, ૪૦—પોપ; ૪૧—માર્સદન; ૪૨—એલ્યત; ૪૩—બ્લેર; ૪૪—ઓલ્ડહામ; ૪૫—એકીનસાઇડ; ૪૬—પરશીવલ; ૪૭—જે. એ. હીલહાઉસ; ૪૮—મૅલેટ; ૪૯—શેક્સપીઅર; ૫૦—સર. જે. દેન્હામ; ૫૧—સ્પેન્સર; ૫૨—ય ગ. એટલાં લેખક મંડળનું ઉપલી કવિતામાં કામ લીધુ છે.

# ૩૦

" कविं पुराणमनुशा सितारमणोरणीयांस मनुस्मरेद्यः ॥

सर्वस्य धातारमचिंत्य रूपमादित्यवर्णं तमसः परस्तात् ॥ "

શ્રીમદ્ ભગવદ્ ગીતાના આઠમા અધ્યાયમાં ૯ મું સુવેણુ કવિ વીશેજ સમજાવેલું છે. તેમાં ભગવાન પોતે અર્જુનને કહે છે કે, હું નિરાકાર હોવાથી મારી પોતાની પૂર્ણતાના સંબંધમાં હું જ્ઞાન સ્વરૂપજ છું. તે જ્ઞેય, અને જ્ઞાતૃત્વથી જુદો શાક્ષી રૂપે રહેવાના દ્રષ્ટાંતે કરીને જ્ઞાનવાન છું, એજ કવિ પદનો અર્થ છે.

કવિનો અર્થ કેટલો ઓહોળો હોવો જોઇએ તે આ વાક્ય ઉપરથી સમજાશે. કવિમાં ખુદરત છે, અને ખુદરતમાં કવિ છે. તેથી કેટલીક વાર એવું બને છે કે, એક કવિની પોતાની કવિતા ભેદી બનાવાની ઇચ્છા અને મનોવૃત્તિ ન છતાં, હુસ્યાર અને કલ્પના ચલાવનારા કાલ્પનિક વૃત્તિના ચંચળ વાંચનારાઓ તે કવિતાના તરેહવાર અર્થ, ભેદ ભરેલા ઉઠાડે છે. જેવા અર્થ ખુદ કવિતા રચનાર કવિએ પોતે સ્વપ્ને પણ વિચારેલા ન હોય.

**૭૨—દુટપ્પી:**—એ અલંકારને ફારશીમાં " તહરીફાત " કહે છે. અંગ્રેજીમાં એને *Anagrams* કહે છે. એમાં એક શબ્દ અથવા ફકરાના અંગભૂત અક્ષરોની અદલા બદલી એવી રીતે કરવામાં આવે છે, કે મુળ શબ્દ અથવા વાક્ય ઉપરથીજ કાંઇ નવો અને

જૂદોજ શબ્દ અથવા જુદુંજ વાક્ય બની જાય છે. કદાપિ સાહિત્યના સાધન લેખે એ અલંકાર નિરૂપયોગી હોય, પરંતુ જેઓને જ્ઞાન–ગમતમાં ગમત પડે છે તેઓને તો એ અલંકારથી એવી જાતની ભુલ ભુલામણી કરવાની મળેછે કે, તેની મજા ઑરજ હોયછે. *Anagram* એ ગ્રીક ભાષાનો શબ્દ છે. "ઍના" એટલે પાછળ; અને "ગ્રાફી" એટલે લખવું. તે ઉપરથી કોઇ પણ શબ્દના હરફોને આડા અવળા ગમે તેમ લખવાથી થતો અલંકાર. ખરી રીતે તો શબ્દ મંધેના હરફોને ઉલટાવીને નવો શબ્દ બનાવા માટે એ અલંકાર છે, પરંતુ પાછળથી એક "દોતરફી" નામે જૂદોજ અલંકાર થવાથી એનું સ્વરૂપ જુદું પડી ગયું. જેમકે *Live* શબ્દ ઉપરથી *Evil* થયો, તેમજ *Rome* શબ્દ ઉપરથી *More* પણ બનાવ્યો. પરંતુ "દોતરફીમાં" તેમ થતું નથી. "લવાર" ઉપરથી "રવાલ" થાય છે. આ અલંકાર ઘણાજ જુના વખતનો છે. ગ્રીશના દેવળો ઉપર, તથા રોમના રાજ્ય મથકો ઉપર, એ પ્રકારની ભાષા ઘણી જણાઇ છે. યાહુદી લોકોની ગુપ્ત કથાઓમાં *Themuru* ને નામે એ પદ્ધત જાણીતી છે. ગુઢ ભાષા સમજવાને અને ધર્મના માર્મિક વચનો ઉકળાવાને એ પ્રકારની લેખણ સયલી તેઓમાં જાબજા વપરાયલી છે. અને યાહુદીઓ એવું માને છે કે, એક માણસના નામને દુટપ્પી અલંકારથી તપાસતાં તેની ખાસીયત, તેનું ભવિષ, વિગેરે જણાઇ જાય છે. ફ્રેન્ચ લોકોમાં એ અલંકાર ઉપર જાણે વિદ્વાનોની ઉજાણી ચાલે છે. અને એક વખત એવો હતો કે ફ્રેન્ચ દરબારમાં પગારદાર કવિઓની માફક પગારદાર દુટપ્પીઆઓ ( *Anagrammatists* ) રાખવામાં આવતા, જેઓ એ અલંકારોની તરેહવાર ગમતોથી રાજાનો જીવ ખુશ કરતા હતા. અને ગ્રેટબ્રીટનમાં જેવું રાજકવિ ( *Poet–laureate* ) નું મહત્વ અને માન છે, તેવું પ્રૌઢપણું ફ્રેન્ચ દરબારમાં દુટપ્પીવાળાઓને મળતું હતું. તે એટલે સૂધી કે ૨૦૦–૩૦૦ વરસ અગાઉ એક ગરીબ માણસ જો ફ્રાન્સના રાજાનું નામ દુટપ્પીમાં જોડે, અને તેમાંથી કાંઇ સારો અર્થ નીકળે, તો રાજા તેને નેહાલ કરતો, અને ફકીર તે શ્રીમંત થતો ! દાખલા તરીકે, એક જણે ફ્રાન્સવાળા *Francois de Valoys* નું નામ નીચલા દુટપ્પીમા ગોઠવ્યુ ; "*De facon suis royal*" યાને "હું તે બાદશાહી દેખાવનો છે." એવો અર્થવાળો દુટપ્પી ગોઠવવાથી

આખું ફ્રાન્સ ખુશીમાં આવી ગયું હતું. તે ઉપરથી જી. એ જેસફ પીકાર્ટ નામના એક ફ્રેન્ચ લેખકે તો ૧૨૦૦ લીટીની એક કવિતા બનાવી, અને તે દરેક લીટિમાં દુટપ્પી અલંકાર સમાવેલો હતો; પણ તે ઝાઝી વખણાઇ નોહતી. એક જાતની વિનોદ વિશ્રાંતિને માટે આજે પણ આપણાં ચોપાન્યાંઓમાં તરેહવાર કહેવતોના અક્ષરો ફેર-ફાર કરીને એ જાતની ભુલભુલાંમણી આપવામાં આવે છે. જેમકે “ **નવરંગ** ” ચોપાન્યાંમાં કહે છે કે, “ કહેવત તણો છે અર્થ કાહડવો, ( કે ) ગુંદકાં ખાટા હેને મારવો. ” ગુંદકાં ખાતાં જો એ પકડાય તો એને મારવો એવી મતલબનું ગુંચવાવનારૂં વાકય આપ્યું છે. તેના અક્ષરો દુટપ્પી ગોઠવી કહેવત કાઢતાં, “ ખાવો ગુંદર ને માંહે કાંટા ” એ જાણીતી કહેવત નીકળી. તેમજ [ “ થી ” કાઢી કહો કહેવત ધાભ; **આ ગપથી તો લાભજ લાભ** ] યાને “ થી ” હરફ કાઢી નાંખીને કહેવતનો ધાભ કાઢતાં, “ આપ ભલા તો જગ ભલા ” એવી જાણીતી કહેવત નીકળી. તેમજ *Monk* શબ્દમાં મી. મેહેરજીભાઇ નશરવાનજી કુકાએ પોતાના નામના અક્ષરો *M. N. K.* સમાવી છુપે નામે શેત્રંજ ઉપર લખાંણો કર્યાં હતાં. છેક થોડાંક વર્ષ ઉપર એ દુટપ્પી અલંકાર ગ્રેટબ્રીટનમાં લોકપ્રિય થઇ પડયો હતો, અને આશાએશ લેવાના એક સાધન લેખે તે ગણાતો, તેમજ મોટા માણસોની ખુશામત બરામત કરવા થકી તેઓના નામોમાં ઉત્તમ અર્થ સમાવાથી ગરીબોનું કલ્યાણ થઇ જતું હતું. ઇ. સ. ૧૫૮૯ માં **પ્યુતન હેમે** “ આર્ટ ઑફ ઇંગ્લીશ પોયસી ” નામની ચોપડી બનાવી હતી, તેમાં તેણે એ અલંકારની જાબજા તારીફ કરી હતી. તેણે બે એનેગ્રામ્સ રાણી એલીઝાબેઠ માટે બનાવ્યાં હતાં.

*1—Multa regnabis ense gloria.*

( શમશેરથી કરીને ભારે કીર્તિમાં તું રાજ્ય ચલાવશે. )

*2—Multa regnabis sene gloria.*

( દીર્ધાયુષિ રહી ઘણી વિખ્યાતીથી તમો રાજ ચલાવશો. )

એમાં રાણીનું આખું નામ સમાઇ જાય છે.

એજ પ્રમાણે એક બીજા દરબારી લખનારે રાણી એલીઝાબેદના ગાદીવારેસની તારીફમાં બનાવ્યા હતા, અને તેણે પોતાનો ગ્રંથ રાજા જેમ્સને અર્પણ કરી તેની મેહેરબાની મેળવવા માગી હતી અને પોતાના પાદશાહ મુરબ્બી *James Stvart* નું નામ દુટપ્પીમાં

ફેરવી *A Just Master* યાને " અદલ સાહેબ " એવું નામ આપ્યું હતું. આ પ્રમાણે ઉત્તમ પ્રકારના દુટપ્પી વપરાવા લાગ્યા, અને ઈંગ્લંડના ૧ લા જેમ્સ રાજાનો, રાજા આરથરના વંશજ લેખે, બ્રીટીશ શાહાનસાત ઉપર હક્ક છે, એ પ્રમાણેનો એક એનેગ્રામ જોડાયલો જોવાની ખાહેશ હોવાથી, એક કાબેલ શખ્શે તેના આખાં નામ *Charles James Stuart* ઉપરથી નીચે પ્રમાણે દુટપ્પી બનાવ્યો:—*Claims Arthur's Seat*, યાને કે એ જેમ્સ ૧ લો, આરથર રાજાની ગાદી માટે હક્ક ધરાવે છે, એવો ભેદી ઉલ્લેખ નિકળ્યો. એવા ભેદો કાઢવા કાંઇ સહેલું કામ નથી.

મીર ખુસરૂ ઉપરથી એક દાખલો આપ્યે છે.

" એકબાલરા બકા નબુઅદ દીલ દર ઊ મબન્દ,
ઉમરી કે બર ગરૂર ગુઝારી હબા બુઅદ;
વર નીસ્ત બાવરત કે મન ઈન નુકતેએ શરીફ,
**એકબાલ**રા ચુ કલ્બ કુની **લા બકા** બુઅદ. "

**અર્થ**:—નશીબ કાંઇ સદાનું નથી, વાસ્તે નશીબ ઉપર તારૂં દિલ નાં બાંધ ! જેટલી ઉમર તેં પૈસાની ગરૂરીમાં ગુજારી, તેટલી જીંદગી તેં ફોકટમાં નાંખી એમ સમજ ! મેં જે કહ્યું તે જો તારી ખાતરમાં નહીં આવતું હોય, તો **એકબાલ** ( اقبال ) યાને નશીબને પછવાડેથી વાંચી જો, અને તે ઉલટો **લા બકા** યાને નશીબ કાંઇ સદાનું નથી, એમ થઇ જશે ! !

દરબારીઓ ઉપરાંત ધર્મગુરૂઓ પણ એ અલંકાર ઉપર રમત ગમત ચલાવતા જણાયલા છે કેટલાકો શબ્દો ઉપર મજા લેતા; ન્યુ ઈંગ્લંડ મધેના પ્યુરીટનો, શ્લેષાલંકાર ( *Pun* ) ઉપર બુદ્ધિવિલાસ ચલાવતા હતા. તે એટલે સૂધી કે કોઇપણ જાણીતો માણસ ગુજરી જાય, કે લાગલા તેના નામ ઉપર શ્લેષ લાવીને તરેહવાર દોહરાઓ બનાવાની જુક્તિ કરવામાં આવતી. તરેહવાર પરજીઆ અને રાજીઆ ( *Elegies* ) એવા પ્રકારે જોડાયલા છે. જેમકે *Anne Bradstreet* ગુજરી ગઇ, ત્યારે તેના નામ ઉપર નીચે મુજબ શ્લેષ વાપરવામાં આવ્યો; જે જૉન નૉરટન નામના ભણેલા પાદરીએ બનાવ્યો હતો.

" *Her breast was a brave palace, a* broad street,
*Where all heroic, ample thoughts* did *meet.* "

એ પ્રમાણે " ઓાદસ્ટ્રીટ " શબ્દ ઉપર શ્લેષ વાપરેલો છે. પણ જ્યારે એજ જૉન નૉરટન ગુજરી ગયો ત્યારે, જાદુઇ વીશે ઉત્તમ લખાણ કરનાર કૉટન મૅથર નામના લેખકે ગરશીઆ જોડયા હતા કે:—
*His care to guide his flock and feed his lambs,*
*By words, works, prayers psalms, alms, and* anagrams.

હિંદુસ્થાનમાં લખનૌ, લાહોર, કાનપોર, સુરત, વગેરે સ્થળોએ પ્રથમ ૫૦ વરસની વાત ઉપર ફારશી મુનશી ખાંઓની મેહેફીલો અને સભાઓ થતી હતી, તેમાં એજ પ્રમાણે એક શબ્દ સભામાં મુંકવામાં આવતો, અને તેને તરેહવાર રૂપો આપવાની તે વિદ્વાનોમાં હરીફાઇ ચાલતી હતી. તે એવી રીતે કે, ફારશી ભાષામાં એરેબ્બીક મુળ ઉપરથી ઉત્પન્ન થયલા પુષ્કળ શબ્દો છે. એવી જાતના ધાતુ ( *Roots* ) માં આગળ, પાછળ, કે વચમાં, અલેફ–તે–સીન–મીમ–નુન–વાવ–અને ઇ, એટલા સાત હરફો ગોઠવી ઘુસાડીને તરેહવાર નવા નવા હજારો શબ્દો, લાગુ પડતા માપથી અને કાયદાથી બનાવામાં આવતા. તે હરફોને *Servile Letters* કહેલા છે. કેમકે તે મુળ ધાતુને લગતા નથી. હવે એ સાત હરફોનું કામ ધાતુમાં પેશીને તેને મોટો બનાવાનુ હોવાથી એરેબ્બીક મુનશીઓએ એ સાત હરફોનું એક એનેગ્રામ બનાવી દીધું છે, જેને " ઇતસમ્મનુઆ " એ શબ્દમાં ઘડી દીધુ છે, જેનો અર્થ " તેઓ જાડો બનાવે છે " એવો થાય છે. અર્થાત તે ૭ હરફો એક શબ્દને જાડો બનાવી ફુળફુંપ કરે છે. એ-ઇતસમ્મનુઆના કાયદાથી સુરત વગેરે ઠેકાણે તરેહવાર શબ્દો બનાવી, તથા શબ્દ ઉપર શ્લેષ બનાવી શાયરી કરવાની સરસાઇ બહુ ચાલતી હતી અને તે ઉપરથી તરેહવાર બેઆઝો બનાવામાં આવતી હતી.

એવાં મંડળો "મુશાયરે" ના નામે નીચેના જેવી ગમતો લેતાં.

" હરકે નાકસ ફેતદ બ અસ્લો સરશત,
બ તકાળીએ દેહર કસ ન શવદ.
**સગ મગસ** રા અગર ફુની મફલુબ,
કલ્બે ઉ ગયેર **સગ મગસ** નશવદ. "

અર્થ:—હરકોઇ કે જે અસલ નસલથીજ હલકત ખવાસનો છે, તે વખતના ગમે એટલા વેહવા સાથે પણ લાયકીવાળો માણસ થઇ શકતો નથી તગારે ગમે તેવી રીતે એક ફરડની માખી યાને સગ મગસ-ને ફેરવ ફારવ કરો, તોપણ તે સગ મગસ રહેવાની. અર્થાત, ફારશી

**સગ મગસ** શબ્દ ગમે તેમ તમે ને ઉલટાવીને વાંચો તોપણ તે **સગ મગસ** વંચાશે.

એક દુટપ્પા રમુજી વાત એદીશને આપી છે. તે એનેગ્રામીસ્ટે ઘણાક મહિનાઓ સુધી ઓરડામાં ભરાઇ રહીને પોતાની ઓરતના નામને ફેરવી ફેરવીને જેટલાં પણ એનેગ્રામ બને એટલાં બનાવા માંડયાં. પણ આખરે તો તેણે પોતાની બાયડીના નામની જોડણીજ પ્રથમથી ખોટી કીધેલી જણાઇ, અને તેથી તેણે જેટલી જેહમત કરીને સંખ્યાબંધ જોડકાં બનાવ્યાં હતાં તે બધાં ખોટાં પડયાં! કેટલાક લેખકોને તો એવાં દુટપ્પી બનાવવાની બુદ્ધિ વિશેષ હોય છે. એક ફ્રેન્ચ કવિએ પોતાની ધણીઆણી મેગડેલેનના નામ ઉપરથી ૩૬ દુટપ્પી જોડીને મોકલી આપી હતી એ જાતની બાંધણીને અલંકારના કરતાં "ફાશીન" નું નામ આપેલું વાસ્તવિક કહેવાશે. એ ફાશીનમાં જેમ એક ધણીની સ્તુતિ કરવામાં આવે છે, તેમ બદગોઇ, મેહેણાં, અને તાંણા પણ કરવામાં આવે છે. જેમકે સેલીગર *Scaliger* ના નામને માટે *Sacrilege* યાને પવિત્ર વસ્તુ ભ્રષ્ટ કરવાનો અપરાધ (કરનારો), અથવા અધર્મ, એવી ખરાબ અર્થસૂચક ફાશીન વાપરેલી છે. જ્યારે *Sir John Wiat* ની સ્તુતિ કરનારી ફાશીનમાં *Wiat was a wit* યાને તે એક બુદ્ધિમાન છે, એવો સુંદર વાકય નીકળ્યો. પાઇલેટસ કવેસ્ચનમાં એક ચાલાક લેખકે સવાલ કર્યો છે કે *Quid est veritas?* યાને કે સચ્ચાઇ શું ચીજ છે? તેના જવાબમાં તેજ કહે છે કે, *Est vir qui adest* યાને કે જે શખસ અહિંઆં છે તેજ સચ્ચાઇ છે. એમાં એવી સુંદર ફાશીન વાપરેલી છે, કે સવાલના જે હરફો છે, તેજ હરફો જવાબમાં પણ છે! સર્વથી સરસ લેખાતા દુટપ્પીમાં, ફ્રાન્સના રાજા ૯ મા ચાર્લેસની રાણી *Marie Touchet* ઉપર એક લખાયલો છે; *Je charme tout* યાને કે હું સઘળાંને મોહમાં નાંખું છુ. વળી ૧ લા ચાર્લેસ રાજાની દરબારની એક લેડી *Eleanor Davies* એવુંજ ધારણુ કરી બેઠી હતી કે તેનામાં દેવતાઇ શકિત છે, તેમજ પેગંબરના જેવી ભવિષ્ય વાણી કહેવાની શકિત છે. પોતાની આ ગમંદીને અનુકુળ પડવા તેણીએ પોતાના નામના અક્ષરોને તળે ઉપર કરી, એવું દુટપ્પી બનાવ્યું કે, "*Reveal, O Daniel*" યાને ઓ દેન્યલ તું પ્રગટ કર!" આવી તેની તુંદાઇ છતાં તેણીથી ભુલમાં એજ એને-

આમમાં *L* અક્ષર વધારામાં લેવાયો છે, અને *S* હરફ ઓછો લેવાયેલ છે. તેના ઉપર મેલાયલાં તોહમતનો જવાબ આપવા જ્યારે તેણીને કોર્ટમાં બોલાવામાં આવી, ત્યારે જડજેએ ઘણીએ સમજાવટ કરી, પણ અક્કલની અસર તેણી ઉપર કાંઇએ થઇ નહીં; એટલુંજ નહીં, પણ શાસ્ત્રાધાર ( *Scripture* ) થી તેણીને મનાવામાં આવી, કે તેણી દેવતાઇ નથી. તોપણ તેનો મિજાજ ઉતર્યો નહીં. આખરે એક મોટા પાદરીએ ખડ્યો કલમ લઇને તેણીનો ગૉગ તોડવાને એક એવો હુટપ્પી તેના નામ ઉપરથી જોડી કાઢ્યો, કે તેનો બધો અવતાર છુટી પડયો. જેણે તેનું નામ *Dame Eleanor Davies* ઉપરથી *Never so mad a ladie !* યાને એવી ઘેલી સ્ત્રી કદિ પણ દીઠામાં આવી નો'હતી ! આ એનેગ્રામથી ધારેલી અસર થઇ. તેણીના તાંટયા તેણીનાજ ગળાંમાં પડ્યા, અને આથી તેને એવી તો બેજાલત લાગી, કે ફરીથી દેવતાઇ અવતારનો ખ્યાલજ છોડી દીધો.

કવિ ડ્રાઇડન એવી ફ્રાશીનની ઘેલછાના જમાના માટે કહી ગયો છે કે.—

"*Torture one poor word a thousand ways.*"

યાને એક નાચાર શબ્દને હજાર રીતે મરડી મચડી નાંખવાનો એક જમાનો વર્ષો આગમચ થઇ ગયો છે. સાક્ષરોના વિવેચનમાંથી બચી જવાને ઘણા લેખકો, ગ્રંથકારો, કવિઓ, ઇત્યાદિ પોતાના લખાણ નીચે, પોતાનું ખરૂં નામ છુપાવવા સારૂ પોતાના નામને હુટપ્પીમાં જોડીને મુંકતા હોવા બદલ તાંણા ભરાયલા છે. જેમકે:— *Calvinus* નો નખલ્લુસ *Alcuinus* હતો, જ્યારે રૂબેલેએ અદેખાઇથી તે *Calvin* નામને બદલે *Jan Cul* એવું તુચ્છ નામ આપ્યું હતું, જે અ ગ્રેજીમા *JacLass* યાને મુર્ખ ઠોઠિયાને મળતું છે. રૂબેલેની શત્રુવટ તોડવાને કાલવીનના મિત્રોએ વળી તેના નામનો શુન્ગ્ગ *Lucanius* ને *Lucianus* ના એનેગ્રામમાં ગોઠવ્યો હતો. કવિ *John Taylor* નું નામ *Thorny Ailo* માં સમાયું હતું. વળી કવિ બન્યને "પવિત્ર લડાઇની જાહેર ખબર" વાળી કવિતામાં પોતાનું નામ નીચે મુજબ સમાવ્યું છે:—

" *Witness my name, if anagram'd to thee,*
*The letters make, ' Nu hony in a B.' "*

યાને મધમાંખીમાં ભરાયલું નવું મધ.

છુપે નામે લખાણ કરનારા ફ્રેન્ચ લેખકોનો મોટો ભાગ એવાં

એનેગ્રામમાંજ' પોતાનો તખલ્લુસ લેતો આવ્યો છે. અર્વાચીન કાળનો લખનાર સીડની ડૉબેલ (*Sydney Dobell*) તો વળી પોતાના નામને છેડેથી ઉલટાવીને દુટપ્પી અને દોતરફી એમ વાપરી રહ્યો છે. જેમકે, *Sydney Yendys* એમાં આગળ પાછળ બેઉ ગમથી તેનુંજ નામ આવે છે. વળી કવિ બેરી કૉર્નવૉલે તો હદ કરી છે. તેણે *Barry Cornwall Poet* માંથી *R* હર્ફ છટકાવી નાંખી પોતાનું જે અસલ ખરૂં નામ તેજ આ ફ્રાશીનમાં સમાવી દીધું છે. જેમકે; *Bryan Waller Proctor*. એક જુની લેટીન ચોપડી ઉપર *Andreas Rivetus* એવું એક નામ મુંકી તેના નિચે પ્રમાણે આઠ વખત ઉલટાવીને અર્થ બનાવ્યા છે.

*Veritas res nuda, Sed natura es vir,*
*Vir natura sedes, E natura es rudis,*
*Sed es vita rarus, Sed rure vanitas,*
*In terra sua Deus, Veni, sudas terra.*

ટેલરના બનાવેલા એક ગ્રંથમાં નીચલો એનેગ્રામ છેઃ—

*Supremus Pontifex Romanus,*
O non sum super petram fixus.

એમાં પેહેલી લીટીમાં એવો અર્થ છે કે—રોમ શેહેરનો મહા રાજાધિરાજ પૉન્ટિફ. અને બીજી લીટીનો અર્થ— "અફસોસ! મારો પાયો ખડક ઉપર નથી સ્થાપિત થયો!" રાજા ચાર્લસ બીજાને દુટપ્પીની ફ્રાશીનનો બહુ શોખ હોવાથી તેને માટે ઘણાં એનેગ્રામ થયાં છે. ટેલરે એક કવિતા લખી છે તેમાં મંડાણ કર્યું છે કેઃ—

*Charles Steuart,* Calls true hearts.

યાને ચાર્લસ સ્ટુઅર્ટ સાચાં અંતઃકરણ માંગે છે. આ કેવી ફક્કડ કાશીન છે! વળી ઇ. સ. ૧૬૨૪ માં જ્યારે ઇનફન્ટા ઑફ સ્પેન સાથના લગ્નના ગાંઠથી ચાર્લસનું જોડાણ થયું, તે સમયે નીચલી ફ્રેશીન થઇ હતી.

*Charles, Prince of Wales,*
Will choose France's pearl.

યાને ચાર્લ્સ પ્રીન્સ ઑફ વેલ્સ, ફ્રાન્સનું મોતી પસંદ કરશે. વળી ચાર્લ્સ પીચમની "કંપલીટ જેન્ટલમેન" માં નીચે મુજબ છે.—

*Charles, Prince of Wales,*

All France cries, O help us !

ચાર્લ્સ પ્રીન્સ ઑફ્ વેલ્સનું પેહેલી લીટીમાં નામ લખી તેની બીજી લીટીમાં દુટપ્પી લખે છે કે, " આખું ફ્રાન્સ રડે છે કે અરે ! હમને મદદ કર ! " ડરબીશાયરના ન્યુટન હૉલની મુલાકાતે એક દિવસે ચાર્લ્સ ૨ જો ગયો હતો, તેણે *Carolus Rex* ઉપરથી *Cras ero lux* યાને કે આવતી કાલે હું જ્યોતિ થઇશ, એવો લેખ ત્યાંની એક બારી ઉપર લખ્યો હતો. કોલોં ખાતે એક જુની કેતાબના પેહેલાં પાના ઉપર ઇ. સ. ૧૬૫૩ ના વર્ષનો એક નમુનેદાર એનેગ્રામ ચાર્લ્સના કોઇ ગોઠીયાએ તેના દેશનિકાલ વખતે જોડી કાઢેલો જણાયો છે.

*Carolus Stuartus, Angliāē, Scotiāē, et Hiberniāē Rex*
Aulâ, statû, regno exueris, ac hostili arte necaberis.

એ બધા કરતાં રાજા ચાલર્સ ૧ લાના વખતમાં **મૅરી ફ્રેજ** નામની એક લેડી હતી, તે તો ઈંગ્લંડમાં આ એનેગ્રામમાં સર્વોત્તમ ગણાઇ ગઇ છે. તેણીએ દુટપ્પીની ફાશીનનો એક આખો ગ્રંથ ને ગ્રંથ પ્રગટ કર્યો હતો, જેનું નામ *Fame's Roule ( Roll )* આપ્યું હતું. તેમાં ૩ ગાદ્યોમાં થઇ ગયલા પુષ્કળ જાણીતા માણસોના નામો દુટપ્પીની ફાશીનમાં જોડેલાં છે. તે બધાં મળી ૪૨૦ થી ઓછાં નથી. તે બધાંની જગા તો ક્યાં થાય, પણ નમુનાને માટે એક જણાવ્યે:—

" *To the Right Hon. John Earl of Weymes.*
*John Weymes,* Shew men joy.

( *J* ) In *your great honour, free from all alloy,*
O *truly noble Weymes, you* shew men joy;
H*aving your virtues in their clearer sight,*
N*othing there is can breed them more delight.*

W*ith joy your wisdome,so doth men contente;*
E*ver we pray it might be permanent;*
Y*our virtuous life doth breed so great delight;*
M*en wish you endless joy you to requite;*
E*ternal joy may unto you succeede,*
S*heuing men joy who do your comfort breede.*"

એમાં વળી જૉન વેઇમ્સના નામનો એનેગ્રામ "માનવીઓને તું ખુસાલી બતાવે છે" એવો કર્યો છે, અને વળી કવિતાના પેહેલા અક્ષરો લેતાં પાછું તેનું નામ પણ નીકળે છે. *I* ને બદલે *J* ગણાય છે.

એ અલંકારને ફારશીમાં "મકલુબ" કહે છે. ફારશીમા એના વિભાગો કરેલા છે:—

૧—મકલુબે કુલ=એમાં કેટલાક શબ્દો એવા આવે છે કે, અકેકમાં ભેરવાઇ શકે છે. જેમકે **હાફેઝ** કહે છે:—

"હાફેઝ ચું રેહ બ કન્ગુરેએ **કાખ** વસ્લ નીસ્ત;
બા **ખાકે** આસ્તાંનેએ ઇન દર બસર બરીમ."

**કાખ**=એટલે મેહેલ; અને **ખાક** એટલે ધુળ. એ બેઉ શબ્દોમાં કાફ+અલેફ+ખે એટલા હરફો ભેરવાયલા છે.

૨—મકલુબે બાઅઝ=એમાં થોડુંઘણું ભેલમભેલ, શબ્દોમાં જણાય છે, જેમકે **કાશફી** કહે છે:—

"**કમરે મકર** બર બસ્તંદ." એમાં કાફ+મીમ+રે બંને કાળા અક્ષરોમાં ભેરવાયલા છે. **રશીદિદ્દીન** કહે છે:—

"અઝ આન **જાદુઆંને** દો ચશ્મે સીઆહ;
દેલમ **જાવેદાંને** અફાલે અનાસ્ત."

અહીઆં **જાવેદાંને**=યાને હંમેશાં સુધી; અને **જાદુઆંને માં** સર્વે હરફો ભેળાઇ રહેલા જણાશે. જીમ–અલેફ–વાવ–દાલ–અલેફ–નુન–યે, એટલા ભેરવાયલા છે. **અત્તારે** કહ્યું છે કે:—

"**શઅરે શરેઓ અર્શ** અઝ હમ સાખ્તન્દ;
ઇન દો આલમ હર સે હર્ફે આરાસ્તંદ."

એમાં કાળા હરફોમાં શીન–રે–આઇન, એ ત્રણ હરફો સમાયલા છે.

૩—મકલુબે મુનજેહ=એમાં દરેક કાફ્યાના પેહેલા તથા છેલ્લા શબ્દોના હરફો ભેરવાયલા હોવા જોઇએ:—**મીર શરશુદ્દીન** કહે છે.—

"**રામ** શુદ દીલે મન બ આન બુતે તુરરાર;
ક્ષણશ અફ્સુન્ગરસ્તો ઝુલ્ફશ **માર.**"

એમાં "**રામ** શુદન"=વશ કરી નાંખવું, અને "માર"=નાગ, એમાં હરફો ભેરવાયલા છે.

*Heraldry* યાને કે ઇંગ્લંડના અમીરોની વંશાવળી રાખવા સંબધે રેન્ડલ હોમ્સે એક ઉત્તમ પુસ્તક રચ્યુ છે, તેમાં તેણે પોતાનું નામ દુટપ્પીમાં સમાવી દીધું છે:—*Randle Holmes=Lo,*

*men's herald.* યાને " જુઓ, આ માનવીઓનો નકીબ. "

પાને ૩૧૬ લીટી ૨૦ માં ભુલથી *Saw* નો *Was* છપાયો છે, તે દુટપ્પીજ છે.

" બંગાળાનો મુફસીલનો સમુહ " એ નામની ચોપડી, જે લંડનની અંદર ઇ. સ. ૧૮૩૭ માં " હિંદુસ્થાનની હકીકત " ને નામે ફરીથી પ્રગટ થઇ હતી, તેમાં એક અજબ જેવી વાર્તા કહેલીછે.

જવાંન **સ્ટેનીસલો** જે પાછળથી પોલાંડનો રાજા થયો હતો, તે જ્યારે દેશ પરદેશની મુસાફરીથી પોતાને વતન પાછો ફર્યો, ત્યારે તેને આવકાર દેવાને તમામ લેઝીન્કી વંશના લોકો લીસા ખાતે ભેગા મળ્યા હતા. જ્યાફતો, મેળાવડા વગેરે પ્રત્યેક પ્રકારના ઓચ્છવો થયા, પરંતુ લીસાની કૉલેજના વિદ્યાર્થિઓએ જે માન તેને આપ્યું, તે નવાજ પ્રકારનું હતુ. એક માંચડા ઉપર ૧૩ નાચનારા આવ્યા, જેઓએ જવાંન લડવૈયાઓનો પોશાક પેહરેલો હતો તે દરેકના હાથમાં એકેકી ઢાલ ધરેલી હતી. તે દરેક ઉપર એકેકો શોનેરી અક્ષર લખેલો હતો. અને તે ૧૩ ઢાલના ૧૩ હરફો *Domus Lescinia* એટલા બે શબ્દોના બનેલા હતા. ત્યાર પછી તેઓએ નાચવા માંડયું, અને એવી તો ગોઠવણ કરી, કે દરેક ફેરી વખતે પેલી ઢાલની હાર થાય, ત્યારે એકેકો નવો નવો સુંદર અર્થ કરનારો એનેગ્રામ થઇ જાય. જેમકે.—

૧ લી ફેરીએ—*Domus Lescinia*

૨ જી ફેરીએ—*Ades Incolumis*

૩ જી ફેરીએ—*Omnis es lucida*

૪ થી ફેરીએ—*Mane Sidus loci*

૫ મી ફેરીએ—*Sis columna Dei*

૬ ઠી ફેરીએ—*I, scande Solium*

એ પ્રમાણે નાચ નાચવામાં આવતો. તે દરેક ફેરાના દુટપ્પીના અર્થ નિચે મુજબ છે

૧—ઓ લેશીન્યસ વંશના ( વારસ )

૨—સહી સલામત તું હમારી સાથે ભેગો મળ્યો છે—

૩—તું ઘણોજ ચમત્કારિક છે.

૪—ઓ ! હમારી ભુમિના સૂર્ય ! તું હમારી આગળ રેહ.

૫—ઇશ્વરના અનુગ્રહિઓમાંનો તું એક છે.

૬—આવ ! તારાં રાજ્યાશન ઉપર ચઢ !

વળી બેન જોનશને પણ *Juno* નો એનેગ્રામ *Unio* કરીને ( *J* ને બદલે *I* વાપરવાનો નિયમ છે ) " માસ્ક " માં સારો દુટપ્પી લખેલો છે. વળી ટેલરે " વરજીન મેરીની જીંદગી અને મરણ " ઉપર લખેલી કવિતામાં *Iskarriott* નો દુટપ્પી *Traitor Kis* માં સમાવી ઘણી ગમત લીધી છે જેમ દરેક માણસને દુશ્મન હોય છે તેમ એ ટેલરના પણ હતા. તેઓએ તેના નામના હરફો ફેરવીને એક હલકી ગાળ દીધી છે. *John Talour the poet* એ નામ ફેરવીને Art thou in Hel, O poet ? યાને કે " ઓ કવિ ! તું દોજખમાં છેકે ? " એવી રીતે વિદ્વાનો અને કવિઓ ગ્રહસ્થ-પણાની ગાળો એક બીજાને આ ફાશીનની અંદરજ દેતા હતા. **કાર** નામનો એક શખસ કવિ ક્રૅસોનો જીવેજાનનો દોસ્ત હતો. ક્રૅસો મરી ગયો ત્યારે કારે આ એનેગ્રામથી એક જાતનો સંતોષ લેઇ કહ્યું કે, *He was Car* યાને તે કારજ હતો, અર્થાત *Crawshawe* માં *He was Car* સમાઇ ગયલો છે. તે ઉપરથી તેણે એક લંબાંણ કવિતા બનાવેલી છે તેની માત્ર ૪ લીટી નમુના માટે આપ્યે:—

*" Was Car then Crawshawe, or was Crawshawe Car,*
*Since both within one name combined are ?*
*Yes, Car's Crawshawe, he Car; 'tis love alone*
*Which melts two hearts, of both composing one; "*

આ ચાર ફાંકડી લીટીમાં કાર કહે છે કે, કાર ક્રૅસોમાં હતો, અને ક્રૅસો કારમાં હતો, કેમકે તેમના અંતઃકરણમાં ( અહિંઆ શબ્દના અંતઃકરણમાં પણ ગણવું. ) બેઉ ભળી ગયલા હતા; વિગેરે. જ્યૉર્જ હરબર્ટે પુષ્કળ દુટપ્પી બનાવેલા છે. તેમાં નિચલો **મૅરી** ઉપર ઉત્તમછે:—

*Mary* **Army**

*How well her name an* Army *doth present,*
*In whom the* Lord of Hosts *did pitch His tent !*

લેટીન ભાષામાં તો સંખ્યાબંધ દુટપ્પીઓ આવેલા છે. પરંતુ આ ફાશીન તરફ હાલ હું છાકટની માફક બાઝી ગયલો હોવાથી ઘણા દાખલા અપાઇ ગયા છે, અને હજુ ઉત્તમ આપવાના હોવાથી તેવાઓને રૂખસત આપી આગળજ ચાલું. કલીવલેન્ડના ગ્રંથમાં પ્રોટેક્ટર શબ્દનું લક્ષણ આપેલું છે; તેમાં એક કવિતા રચી છેવટે

બનાવ્યું છે કે:—

*Protector=O Portet, C. R.*

માણસના નામના દુટપ્પીમાં તેની ભવિષ્યની જીંદગી અને ચાલચલણ આધાર રાખે છે, એવો ખ્યાલ જુના કાળના લોકોમાં હોવાથી, કબરો ઉપરના લેખોમાં ઘણે ભાગે આ ફાશીન મળી આવે છે દાખલા તરીકે ઇ. સ. ૧૬૩૯ ના શાલની, એસ્બીકેનન ખાતે, નૉરધમટનમાં એક કબર ઉપર લાંબી કવિતા છે, તેમાં મરનાર *Sarai Grime* ને માટે પ્રથમ *Is marriage* એટલો દુટપ્પી લખી ફક્કડ કવિતા કોત્રેલી છે. વળી બ્લેકલી ખાતે ઇ. સ. ૧૬૫૭માં મીસીસ ફેઠ વૉકર *Mrs. Faieth Walker* ઉપરથી *Walke by Faith* એવો દુટપ્પી વાપરી એક કવિતા કોત્રેલી છે. ફ્રાન્સના રાજા હેનરી ૩ જાનો ઘાત કરવામાં આવ્યો ત્યારે તેનુ નામ જોડાયલું નીચે મુજબ છે:–

*Frere Jacques Clement,* C'est l'enfer qui m'a cree.

પ્રખ્યાત પવિત્ર સધિ ( *Holy Alliance* ) ને નીચે મુજબ દુટપ્પીમાં મેલેલું છે.

*La Sainte Alliance,* La Sainte Canaille.

વળી નાઇલવાળી ફતેહના જ્યારે સમાચાર મળ્યા, ત્યારે ડૉ. બરનીએ નિચે પ્રમાણે એનેગ્રામ ઘડયો હતો તે ઉત્તમ ગણાયલો છે.

*Horatio Nelson,* Honor est a Nilo.

વળી " *Arthur Wellesley, Duke of Wellington* " એટલા શબ્દો ઉપરથી જરા અધુરો પણ પૂરેપૂરો લેઝતદાર એક એનેગ્રામ એવો જોડાયલો છે, કે " *Let well–foil'd Gaul sekure thy r( e ) nown.* " વળી પ્રીન્સેસ ચાર્લોટના નામ ઉપરથી પણ એક ઉત્તમ ફાશીન ઘડાયલી છે:—

*Princess Charlotte Augusta of Wales* તે ઉપરથી
*P. C. Her august race is lost, O fatal news !*

યાને કે, પ્રીન્સેસ ચાર્લોતનો કડબદાર રસ જતો રહ્યો ! અરે એ કેવી આફત ભરેલી ખબર ! વળી નીચલી લીટીમા ક્રીસ્ચીઆનીટીના લક્ષણ વીશે ઘણો ઉત્તમ એનેગ્રામ સમાવેલો છે.

*When* I cry that I sin *is transposed, it is clear,*
*My resource,* Christianity, *soon will appear.*

વળી બેન જોનશને પણ *Juno* નો એનેગ્રામ *Un*
( *J* ને બદલે *I* વાપરવાનો નિયમ છે ) " માસ્ક "
દુટપ્પી લખેલો છે. વળી ટેલરે " વરજીન મેરીની જી
મરણ " ઉપર લખેલી કવિતામાં *Iskarriott* નો દુટપ્પ
*Kis* માં સમાવી ઘણી ગમત લીધી છે. જેમ દરેક મા
હોય છે તેમ એ ટેલરના પણ હતા. તેઓએ તેના
ફેરવીને એક હલકી ગાળ દીધી છે. *John Talour*
નામ ફેરવીને Art thou in Hel, O poet ?
કવિ ! તું દોજખમાં છેકે ?" એવી રીતે વિદ્વાનો
પણાની ગાળો એક બીજાને આ ફાશીનની અંદર

૨—"અનુસહરવાનો સપેનમાંન જરતોસ્ત."

**અસત નજરમાં સતનુરનો પેશવા હતો.**

૨—"શેન દાદાભાઇ નોવરોજજી દોરડી. એમ; પી.

**હએ ! જમરો દોડી ભારતદાદાનો જીવ પીશે?**

**૩૧**

*"Ever let the Fancy roam;*
*Pleasure never is at home:*
*At a touch sweet Pleasure melteth;*
*Like to bubbles when rain pelteth;*
*Then let wingéd Fancy wander*
*Through the thought still spread beyond her"*

*J. Keats.*

**૭૩—પરસ્પરિકાઃ—**એને ગતાગત પણ કહે છે. અને અંગ્રેજીમાં *Palindrome* કહે છે. એ ગ્રીક ભાષાના *Palindromia* ઉપરથી ઉપજેલો છે. *Palia* એટલે પાછળનું, અને *Dromos* એટલે શરત દોડવી. તે ઉપરથી એક શબ્દ કે વાક્ય, જેવુ આગળથી વચાય તેવું તેજ વાક્ય કે શબ્દ પાછળથી વાંચ્યે તો તે પણ બરાબર વચાય, એવો પરસ્પર સંબંધ જોડાયલો હોવાથી, એને પરસ્પરિકા કહે છે. એ એક જાતની ફેન્શી છે, અને અલંકારને બદલે એક ફાશીન છે. જેવું એનેગ્રામ તેવુ પેલીનડ્રોમ છે. ગોયા એક માયનાં બે બચ્ચાં છે, પણ બન્ને ફાશીનો એવી છે કે, તેની સાથે જો મજા લેઆ કર્યે, તો જાણે શેત્રંજની રમત રમતા હોઇએ, અથવા પાંચ મંડળી બેશીને જાણે ઉખ્યાંણાં પરખાવી મજા મેળવતા હોઇએ એવું લાગે છે. આવી બનાવટ અલંકાર કરતા ફાશીનના વર્ગમાં વધારે સારી રીતે મુકી શકાશે. પરસ્પરિકાને મળતાં અંગ્રેજીમાં *Reciprocal Verses* કહેલાં છે. કાવ્યની ફાશીનો ઘડવામાં સૌથી કઠણ એ ફાશીન છે. એ જાતનું સાહિત્ય મુશકેલીથી બનાવી શકાય છે. એ બનાવામાં પુષ્કળ હુસ્યારી અને શોધક-બુદ્ધિની જરૂર છે. તો જોકે એને-ગ્રામની માફક કાવ્યને માટે એ કાંઇ ઉપ્યોગી નથી, પણ ગમતને માટે એ ઘણોજ મનોરંજક છે. એને હાસ્ય વિનોદમાં *Jump-Jim-Crowism* કહે છે. અંગ્રેજી ભાષામાં તો એના ઘણા દાખલા નથી, પરંતુ લાટીન અને ગ્રીક ભાષાઓમાતો ખાંડીબંધ દ્રષ્ટાંતો

વળી એના કરતાં પણ અજબજેવું છે કે, ડો. એબરનેથીએ તો *Telegram* શબ્દને માટે એક કવિતા બનાવેલી છે, અને તેની ૨૪ લીટી છે, જે લંબાણ થવાથી અત્રે આપી નથી, પણ તેમાં ખુબી એવી છે કે, દરેક લીટીમાં ટેલીગ્રામ શબ્દ ઉપર નવો નવો અક્ષરો દુટપ્પી ફક્કડ ફાશીનથી ગોઠવેલો છે. તેજ પ્રમાણે એડીનબરો ખાતેના એક ન્યુસપેપરમાં એક આર્ટીકલ આવેલી છે, તેમાં *Monastery* શબ્દ ઉપર દગલે પગલે ભિન્ન ભિન્ન ફાશીનોમાં દુટપ્પી જોડી મુકેલો છે, પરંતુ તે પણ લંબાણ હોવાથી માંડી વાળ્યો છે. હવે અંગ્રેજી કેટલાક શબ્દોના બહુજ લાગુ પડતા હાસ્યજનક ટકોર ભરેલા દુટપ્પી બનાવેલા છે, તેની હાર માળા આપ્યે:—

*Florence Nightingale* ઉપરથી *Flit on, cheering angel. Revolution* ઉપરથી *Love to ruin. Parliament* ઉપરથી *Partial men. Penitentiary* ઉપરથી *Nay, I repent it. Presbyterian* ઉપરથી *Best in prayer. Midshipman* ઉપરથી *Mind his map. French Revolution* ઉપરથી *Violence run forth. Masquerade* ઉપરથી *Queer as mad. Sweetheart* ઉપરથી *There we sat. Catalogues* ઉપરથી *Got as a clue. Lawyers* ઉપરથી *Sly ware. Punishment* ઉપરથી *Nine thumps. Old England* ઉપરથી *Golden land. Paradise lost* ઉપરથી *Reap sad toils. Paradise regained* ઉપરથી *Dead respire again. Telegraph* ઉપરથી *Great help. Astronomers* ઉપરથી *Moon starers. Parishioners* ઉપરથી *I hire parsons. Democratical* ઉપરથી *Comical trade. Gallantries* ઉપરથી *All great sin. Impatient* ઉપરથી *Tim in a pet.*

હમણા સુધી પરભાષાના પુષ્કળ દાખલા આપણે લીધા છે, હવે શેવટે આપણી ભાષામાં બનાવેલા થોડાક લઇએ, જેના દરેકના અર્થ પણ બંધ બેસતાજ નીકળશે.

૧—"આતશ બેહેરામે દેશાઇ ખોરશેદ" ઉપર નીચલી સતર છેઃ—

બર ખાતે પરથા શ્રી ખુરશેદ ધરમે;
**શાત ઇઆદ રાખો ! શાહેદે બેશરમે.**

૨—"અનુસદ્દરવાનો સપેતમાંન જરતોસ્ત."
**અસત નજરમાં સતનુરનો પેશવા હતો.**
૨—"શેત દાદાભાઇ નોવરોજજી દોરડી. એમ; પી.
**ઇએ! જમરો દોડી ભારતદાદાનો જીવ પીશે?**

# ૩૧

*" Ever let the Fancy roam;*
*Pleasure never is at home:*
*At a touch sweet Pleasure melteth;*
*Like to bubbles when rain pelteth;*
*Then let wingéd Fancy wander*
*Through the thought still spread beyond her "*
*J. Keats.*

**૭૩—પરસ્પરિકાઃ—**એને **ગતાગત** પણ કહે છે. અને અંગ્રેજીમાં *Palindrome* કહે છે. એ ગ્રીક ભાષાના *Palindromia* ઉપરથી ઉપજેલો છે. *Palin* એટલે પાછલુ, અને *Dromos* એટલે શરત દોડવી. તે ઉપરથી એક શબ્દ કે વાકય, જેવુ આગળથી વંચાય તેવું તેજ વાકય કે શબ્દ પાછળથી વાંચ્યે તો તે પણ બરાબર વંચાય, એવો પરસ્પર સંબંધ જોડાયલો હોવાથી, એને પરસ્પરિકા કહે છે. એ એક જાતની ફેન્શી છે, અને અલંકારને બદલે એક ફાશીન છે. જેવુ એનેગ્રામ તેવુ પેલીનડ્રોમ છે. ગોયા એક માયનાં બે બચ્ચાં છે, પણ બન્ને ફાશીનો એવી છે કે, તેની સાથે જો મજા લેઆ કર્યે, તો જાણે શેત્રજની રમત રમતા હોઇએ, અથવા પાંચ મંડળી બેશીને જાણે ઉખ્યાંણાં પરખાવી મજા મેળવતા હોઇએ એવું લાગે છે. આવી બનાવટ અલકાર કરતાં ફાશીનના વર્ગમાં વધારે સારી રીતે મુંકી શકાશે. પરસ્પરિકાને મળતાં અંગ્રેજીમાં *Reciprocal Verses* કહેલાં છે. કાવ્યની ફાશીનો ઘડવામાં સોથી કઠણ એ ફાશીન છે. એ જાતનું સાહિત્ય મુશકેલીથી બનાવી શકાય છે. એ બનાવામાં પુષ્કળ હુસ્યારી અને શોધક-બુદ્ધિની જરૂર છે. તો જોકે એને-ગ્રામની માફક કાવ્યને માટે એ કાંઇ ઉપ્યોગી નથી, પણ ગમતને માટે એ ઘણોજ મનોરંજક છે. એને હાસ્ય વિનોદમાં *Jump-Jim-Crowism* કહે છે. અગ્રેજી ભાષામાં તો એના ઘણા દાખલા નથી, પરંતુ લાટીન અને ગ્રીક ભાષાએમાંતો આડીબધ દ્દષ્ટાંતો

વળી એના કરતાં પણ અજબજેવુ છે કે, ડો. એબરનેથીએ તો *Telegram* સબ્દને માટે એક કવિતા બનાવેલી છે, અને તેની ૨૪ લીટી છે, જે લંબાણ થવાથી અત્રે આપી નથી, પણ તેમાં ખુબી એવી છે કે, દરેક લીટીમાં ટેલીગ્રામ શબ્દ ઉપર નવો નવો અક્કેકો દુટપ્પી ફક્કડ ફાશીનથી ગોઠવેલો છે. તેજ પ્રમાણે એડીનબરો ખાતેના એક ન્યુસપેપરમાં એક આર્ટીકલ આવેલી છે, તેમાં *Monastery* શબ્દ ઉપર દગલે પગલે ભિન્ન ભિન્ન ફાશીનોમાં દુટપ્પી જોડી મુકેલો છે, પરંતુ તે પણ લંબાણ હોવાથી માડી વાળ્યો છે. હવે અંગ્રેજી કેટલાક શબ્દોના બહુજ લાગુ પડતા હાસ્યજનક ટકોર ભરેલા દુટપ્પી બનાવેલા છે, તેની હાર માળા આપ્યે:—

*Florence Nightingale* ઉપરથી *Flit on, cheering angel. Revolution* ઉપરથી *Love to ruin. Parliament* ઉપરથી *Partial men. Penitentiary* ઉપરથી *Nay, I repent it. Presbyterian* ઉપરથી *Best in prayer. Midshipman* ઉપરથી *Mind his map. French Revolution* ઉપરથી *Violence run forth. Masquerade* ઉપરથી *Queer as mad. Sweetheart* ઉપરથી *There we sat. Catalogues* ઉપરથી *Got as a clue. Lawyers* ઉપરથી *Sly ware. Punishment* ઉપરથી *Nine thumps. Old England* ઉપરથી *Golden land. Paradise lost* ઉપરથી *Reap sad toils. Paradise regained* ઉપરથી *Dead respire again. Telegraph* ઉપરથી *Great help. Astronomers* ઉપરથી *Moon starers. Parishioners* ઉપરથી *I hire parsons. Democratical* ઉપરથી *Comical trade. Gallantries* ઉપરથી *All great sin. Impatient* ઉપરથી *Tim in a pet.*

હમણા સૂધી પરભાષાના પુષ્કળ દાખલા આપણે લીધા છે, હવે શેવટે આપણી ભાષામાં બનાવેલા થોડાક લઇએ, જેના દરેકના અર્થ પણ બંધ બેસતાજ નીકળશે

૧—"આતશ બેહેરામે દેશાઇ ખોરશેદ" ઉપર નીચલી સતર છે:—

ઘર ખાતે પરથા શ્રી ખુરશેદ ઘરમે;
શત ઇઆદ રાખો ! શાહેદે બેશરમે.

૨—"અનુસહરવાનો સપેતમાંન જરતોસ્ત."
**અસત નજરમાં સતનુરનો પેશવા હતો.**
૨—"શેત દાદાભાઇ નોવરોજજી દોરડી. એમ; પી.
**ઇમે! જમરો દોડી ભારતદાદાનો જીવ પીશે?**

# ૩૧

*" Ever let the Fancy roam;*
*Pleasure never is at home:*
*At a touch sweet Pleasure melteth;*
*Like to bubbles when rain pelteth;*
*Then let wingèd Fancy wander*
*Through the thought still spread beyond her."*

*J. Keats.*

**૭૩—પરસ્પરિકા:**—એને **ગતાગત** પણ કહે છે. અને અંગ્રેજીમાં *Palindrome* કહે છે. એ ગ્રીક ભાષાના *Palindromia* ઉપરથી ઉપજેલો છે. *Palin* એટલે પાછલું, અને *Dromos* એટલે શરત દોડવી. તે ઉપરથી એક શબ્દ કે વાકય, જેવું આગળથી વંચાય તેવું તેજ વાકય કે શબ્દ પાછળથી વાંચ્યે તો તે પણ બરાબર વંચાય, એવો પરસ્પર સબંધ જોડાયલો હોવાથી, એને પરસ્પરિકા કહે છે. એ એક જાતની કેન્શી છે, અને અલંકારને બદલે એક ફાશીન છે. જેવુ એનેગ્રામ તેવુ પેલીનડ્રોમ છે. ગોયા એક માયનાં બે બચ્ચાં છે, પણ બન્ને ફાશીનો એવી છે કે, તેની સાથે જો મજા લેઆ કર્યે, તો જાણે શેત્રંજની રમત રમતા હોઇએ, અથવા પાંચ મંડળી બેશીને જાણે ઉખ્યાંણું પરખાવી મજા મેળવતા હોઇએ એવું લાગે છે. આવી બનાવટ અલંકાર કરતાં ફાશીનના વર્ગમાં વધારે સારી રીતે મુકી શકાશે. પરસ્પરિકાને મળતાં અંગ્રેજીમાં *Reciprocal Verses* કહેલાં છે. કાવ્યની ફાશીનો ઘડવામાં સૌથી કઠણ એ ફાશીન છે. એ જાતનું સાહિત્ય મુશકેલીથી બનાવી શકાય છે. એ બનાવવામાં પુષ્કળ હુસ્યારી અને શોધક-બુદ્ધિની જરૂર છે. તો જોકે એને-ગ્રામની માફક કાવ્યને માટે એ કાઇ ઉપ્યોગી નથી, પણ ગમતને માટે એ ઘણોજ મનોરંજક છે. એને હાસ્ય વિનોદમાં *Jump-Jim-Crowism* કહે છે. અગ્રેજી ભાષામાં તો એના ઘણા દાખલા નથી, પરંતુ લાટીન અને ગ્રીક ભાષાઓમાતો ખાડીબધ કષ્ટાંતો

એના છે ફારશીમાં એને "દોતરફી" તેમજ "મકલુબે મસતુઇ" પણ કહે છે જ્યોર્જ બેન ડોટ્સના ગ્રીક છાપાખાનામાં ઑસ્ટ્રીયા મધે વીએના ખાતે ઇ. સ. ૧૮૦૨ માં ઍમબ્રોઝ હાયરો મોનેક્સ પેમ્પેરીસ તરફથી એક તવારીખી પુસ્તક ગ્રીક ભાષામાં છપાયું હતું, તેના ૧૬૦ પૃષ્ટ હતાં, જેમાં પેહેલાં ૮ પાના રશીયાના શાહનશાહ એલેક્ઝાંદર ૧ લા ના અર્પણપત્રિકામાં રોકાયલાં છે. વળી એ ચોપડી કેમ વાંચવી તેની સૂચનાને માટે એક પ્રસ્તાવૂના લખેલો છે. તેમજ ગ્રીક લેખકોની તારીફમાં એક સ્તુતિ-લેખ પણ તેમાં સમાવેલો છે. ત્યાર બાદ ૪૧૬ ચરણની કવિતા શરૂ થાય છે. વળી જેટલાં ચરણ છે તેટલીજ તેની નોટ અને ટીકા છે. તેમાં સમાવેલું લખાણ સમજવું બહુજ ગુઢ ને કઠણ છે. વળી નૉનસેન્સ જેવૂં તેમાં જરાએ નથી છતાં, કવિતાની દરેક લીટીએ લીટી **દોતરફી** છે ! ! જેમકેઃ—

*Onax es o, ethcte te Theos ex ano*

યાને કે—ઓ રાજપતિ, તું કે જેને ઉચે આકાશ ઉપરથી પરમેશ્વરે આ પ્રમાણે લાવી બેસાડયો છે. આ શબ્દો પેમ્પીરીસે એવા કારણથી લખ્યા છે, કે શેહેનશાહબાનુ **કેઠેરાઇને**, પોતાના મુખ્ય અમલદારોને જ્યારે કતલ કરવામાં આવેલા જાણ્યા, અને તેણીનું લશ્કર જ્યારે **પૉલેસના** હાથ ઉપર માર્યું ગયું, ત્યારે આ ન ધારેલા સમાચાર સાંભળતાંવાર તેણી અત્યંત દિલગીરીમાં ગરકાવ થઇ ગઇ; અને તેણી બેચેન બની રહી. તેણીએ પોતાના સલાહકારોને તુર્ત ભેગા કર્યા, અને પોતાનું ભાષણ દોતરફીમાં ચલાવ્યું —

" *Rypara, anomata, ata mona, arapyr,* " વિગેરે.

યાને કે—જે કાંઇ મેં સાંભળ્યું છે તે કેવું ક્રુર, હલકું, અને અન્યાયી છે ! આ ન ધારેલો અને ગેરઇનસાફી ઘાળો કેવો અધમપણાથી ભરપૂર છે ! વેર લેવાને માટે આગ સળગાવવા શીવાય બીજું કશું જરૂરતું નથી.

નીચલો ગૂજરાતી અલંકાર વારંવાર દીઠામાં આવે છે.

" જાશે દેવી વીદેશે જા, શેજ તેર રતે જશે;
દેતે ખાશી શીખા તે દે, વીર શીશ શશી રવી. "

એ ઉલટી સુલટી બેઉ તરફથી વંચાશે, અને અર્થ પણ એકજ થશે.

આપણા સપ્પર પેહેલા બાપે આપણી સપ્પર પેહેલી માવતરને ઓળખાણ કરતી વેળાએ જે શખુન પરસ્પરિકામાં કહ્યા છે તે ઉત્તમ છે.—

*Madam I'm Adam.*

યાને—ઓ બાઇ ! હુ આદમ છું. વૉટર પોએત ટેલરે જો કે ઘણા પરસ્પરિકા બનાવેલા છે, પરંતુ તેમાંના થોડાજ સારી જાતના છે તેઃ—

' *Lewd did I live, & evil I did* dwel"

જો કે એ દાખલો તે કવિનો સારામાં સારો આપ્યો છે, છતાં છેલ્લો હરફ ભુલ ભરેલો લખાયલો છે. અને તે તેવો નહીં લખાત, તો દોતરફી ફાશીન બનત નહી. તેવો એક બીજો છેઃ—" *Live was I ere I saw evil.* " વળી અ ગ્રેજીમાં નેપોલ્યન વીશે દુતરફીમાં એક ઇસારો કરવામાં આવેલો છે.—*Able was I ere I saw Elba.* " ટીટબીટ્સ " તેમજ " બોબેલ્સ " માં એવી ઉખ્યાંણું રૂપે બહુ બહુ ફાશીનો આવેલી છે, જેની ફાઇલો ઉઠલાવાથી ઘણા દાખલા મળે છે. ઉપલા બેઉ અંગ્રેજી દાખલા શબ્દે શબ્દ છુટા પરસ્પરિકાના આબેહુબ છે. બીજા દાખલાઓમાં તો જુદા જુદા શબ્દો સાથે ભળીને એ અલંકાર નીકળે છે. જેવો એક આબાદ દાખલો નીચલાં લેટીન વાક્યમા જળવાયલો છેઃ—

" *Sator arepo tenet opera rotas.* "

અંગ્રેજી ભાષામાં ઘણાં જણનાં નામો પરસ્પરિકામાં માલમ પડે છે, અને વળી અજબજેવુ તો એ છે કે, બધાં સ્ત્રીઓનાજ નામો છે; જેમકેઃ—

*Eve—Anna—Hannah—Ada—Madam*—અને બીજાં એવાં છે. તે ઉપરથી એક કોહેડાનું ઉખ્યાંણું પુછેલું ઘણું સરસ છેઃ—

" *First find out a word that doth silence proclaim,*
*And backwards and forwards is always the same;*
*Then, next, you must find out a feminine name,*
*That backwards and forwards is always the same;*
*An act, or writing, or parchment, whose name*
*Both backwards and forwards is always the same;*
*A fruit that is rare, whose botanical name*
*Read backwards and forwards is always the same;*
*A note used in music, which time doth proclaim,*
*And backwards and forwards is always the same;*

*The initials or terminals equally frame*
*A title that's due to the fair married dame,*
*Which backwards and forwards is always the same."*

આ ઉખ્યાંણુંમાં જે શબ્દો માંગવામાં આવેલા છે તે—*Mum, Anna, Deed, Anana, Minim.* હવે એટલા શબ્દોની મજા કેવી છે, તે જુઓ. ઉપલા પાંચ શબ્દોનો પેહેલો હરફ લઇને જે શબ્દ ગોઠવશો, તે *Madam* શબ્દ નીકળશે ! તેમજ એજ પાંચ શબ્દોનો છેલ્લો હરફ લઇને જે શબ્દ ગોઠવશો તે પણ *Madam* શબ્દ નીકળશે !! અને ઉખ્યાંણું ત્યારેજ પુરૂં થશે, અને આપણે તેના બનાવનાર ઉપર આફ્રીન કરીશું.

વળી નીચલી ફારશી લીટી પણ ઘણી સુંદર છે.

ઝે નતન્ઝ આમદ રેખ્તે ખેરદે મા ઝે નતન્ઝ;
ઝે નતન્ઝમ ઝે નતન્ઝમ ઝે નતન્ઝમ ઝે નતન્ઝ. *

યાને કેઃ—હું નતન્ઝમાં જન્મ્યો અને ઉધર્યો હતો. હું નતન્ઝનો છું, નતન્ઝનો છું, નતન્ઝનો છું, નતન્ઝનો છું.

એમાં આગળ પાછળ લેઉ ગમથી એકતું એકજ લખાણ વંચાશે.

એક રોમન વકીલ નીચલા પરસ્પરિકાને પોતાના મુદ્રાલેખ લેખે હંમેશ વાપરતો હતો, "*Si nummi immunis*" જેનો અર્થ એવો છે કેઃ—મને મારી ફી આપો, અને હું તમોને છોડવી દઇશ. *Give me my fee, and I warrant you free.* વળી લેટીન ભાષાની અંદર જોડાયલા એક સમસ્યામાં તો લીટીએ લીટી પરસ્પરિકાની વાપરેલી છેઃ—

"*Salta, tu levis es; summus se si velut Atlas,*
*(Omina ne simimus,) suminis es animo.*
*Sin, oro, caret arcanó cratera coronis*
*Unam arcas, animes semina sacra manu.*
*Angere regnato, mutatum, o tangere regna,*

---

* ઝે+નુન—તોય—નુન—ઝે+અલેફ—મીમ—દાલ+રે—ખે—તે+ખે—રે—દાલ+મીમ—અલેફ+ઝે+નુન—તોય—નુન—ઝે.

ઝે+નુન—તોય—નુન—ઝે—મીમ+ઝે+નુન—તોય—નુન—ઝે—મીમ+ઝે+નુન—તોય—નુન—ઝે—મીમ+ઝે+નુન—તોય—નુન—ઝે.

*Sana tero, tauris si rvat oret anas:*
*Milo subi rivis, summvs si viribus olim,*
*Muta sedes; animal lamina sede satum.*
*Tangeret, i videas, illisae divite regnat;*
*Aut atros ubinam manibus orta tua!*
*O tu casurus, rem non mersurus acuto*
*Telo, sis-ne, tenet? non tenet ensis, olet."*

એમાં તો લીટીએ લીટી પરસ્પરિકાની છે. ઉભી વાંચો, આડી વાંચો, તો તેનું તેજ આવશે. રાણી એલીઝાબેથના વખતમાં એક બાનુને દરબારમાં આવવાની મનાઇ હતી, કાંકે તેની ઉપર કાંઇ શક હતો. પેલી બાનુ તેવા શક વીશેનો ઇનકાર કરતી હતી. તેણે એક શીલ કોતરાવ્યો, જે ઉપર લગાર ધાભાંવાળો ચંદ્ર કઢાવ્યો, અને એક પરસ્પરિકામાં મુદ્રાલેખ કોરાવ્યો; *Ablata at alba.*" યાને કે, "દુર થયલી પણ પવિત્ર." આ મુદ્રાલેખની અસર ઘણી થઇ હતી.

| | |
|---|---|
| | ૧ ૧૬ ૧૭ ૩૨ ૨૫ ૨૪ ૯ ૮ |
| યા માતા મમતા માયા | યા મા તા મ મ તા મા યા, |
| | ૨ ૧૫ ૧૮ ૩૧ ૨૬ ૨૩ ૧૦ ૭ |
| મા પરોક્ષ ક્ષરોપ મા | મા પ રો ક્ષ ક્ષ રો પ મા; |
| | ૩ ૧૪ ૧૯ ૩૦ ૨૭ ૨૨ ૧૧ ૬ |
| તારો નો ગમનો રોતા | તા રો નો ગ ગ નો રો તા; |
| | ૪ ૧૩ ૨૦ ૨૯ ૨૮ ૨૧ ૧૨ ૫ |
| મક્ષ ગક્ષ ક્ષગ ક્ષમ | મ ક્ષ ગ ક્ષ ક્ષ ગ ક્ષ મ. |

અર્થઃ—માતા જે છે, તેના જેવી મમતા માયાની બીજી ચીજજ નથી. મારી સમક્ષ અથવા મારી ગેરહાજરીમાં પણ તેણી મારા ઉપર આરોપ લાવનાર નથી. હરહંમેશ તેણી મને ક્ષમા કરનારી છે.

આ ચાર લીટીઓ એવી રીતે ગોઠવી છે કે, તેના ઉપર મુકેલા આંકડા પ્રમાણે દરેક હરફ વાંચી જઇએ તો પાછું ને પાછું અસલ ચરણ ઉલટું સુલટું વંચાયાજ કરે છે. એટલુંજ નહી, પણ આડું વાંચો, ઉભું વાચો, ગમે એવા આકારમાં ગોઠવીને વાચો, તોપણ એકજ તરેહનું વંચાશે. અને તેનો એકનો એકજ અર્થ થશે.

પ્યારના સંબંધે જોડી રાખવામાં આવેલા એક જુવાન ઉપર

*The initials or terminals equally frame*
*A title that's due to the fair married dame,*
*Which backwards and forwards is always the same."*

આ ઉખ્યાંણુંમાં જે શબ્દો માંગવામાં આવેલા છે તેઃ—*Mum, Anna, Deed, Anana, Minim.* હવે એટલા શબ્દોની મજા કેવી છે, તે જુઓ. ઉપલા પાંચ શબ્દોનો પેહેલો હરફ લઇને જે શબ્દ ગોઠવશો, તે *Madam* શબ્દ નીકળશે! તેમજ એજ પાંચ શબ્દોનો છેલ્લો હરફ લઇને જે શબ્દ ગોઠવશો તે પણ *Madam* શબ્દ નીકળશે!! અને ઉખ્યાંણુ ત્યારેજ પુરૂં થશે,અને આપણે તેના બનાવનાર ઉપર આફ્રીન કરીશું.

વળી નીચલી ફારસી લીટી પણ ઘણી સુંદર છે.

> એ નતન્ઝ આમદ રેખ્તે ખેરદે મા એ નતન્ઝ;
> એ નતન્ઝમ એ નતન્ઝમ એ નતન્ઝમ એ નતન્ઝ. *

યાને કે—હું નતન્ઝમાં જન્મ્યો અને ઉધર્યો હતો. હું નતન્ઝનો છું, નતન્ઝનો છું, નતન્ઝનો છું, નતન્ઝનો છું.
એમાં આગળ પાછળ લેઉ ગમથી એકતું એકજ લખાણ વંચાશે.

એક રોમન વકીલ નીચલા પરસ્પરિકાને પોતાના મુદ્રાલેખ લેખે હંમેશ વાપરતો હતો, "*Si nummi immunis*" જેનો અર્થ એવો છે કેઃ—મને મારી ફી આપો, અને હું તમોને છોડવી દઇશ. *Give me my fee, and I warrant you free.* વળી લેટીન ભાષાની અંદર જોડાયલા એક સમસ્યામાં તો લીટીએ લીટી પરસ્પરિકાની વાપરેલી છેઃ—

"*Salta, tu lévis es; summus se si velut Atlas,*
*( Omina ne sinimus, ) suminis es animo.*
*Sin, oro, caret arcanâ cratera coronis*
*Unam arcas, animes semina sacra manu.*
*Angere regnato, mutatum, o tangere regna,*

---

* એ+નુન–તોય–નુન–ઝે+અલેફ–મીમ–દાલ+રે–ખે–તે+ખે–રે–દાલ+મીમ–અલેફ+એ+નુન–તોય–નુન–ઝે.

એ+નુન–તોય–નુન–ઝે–મીમ+એ+નુન–તોય–નુન–ઝે–મીમ+એ+નુન–તોય–નુન–ઝે–મીમ+એ+નુન–તોય–નુન–ઝે.

*Sana tero, tauris si rvat oret anas:*
*Milo subi rivis, summus si viribus olim,*
*Muta sedes; animal lamina sede satum.*
*Tangeret, i videas, illisae divite regnat;*
*Aut atros ubinam manibus orta tua!*
*O tu casurus, rem non mersurus acuto*
*Telo, sis-ne, tenet? non tenet ensis, olet."*

એમાં તો લીટીએ લીટી પરસ્પરિકાની છે. ઉભી વાંચો, આડી વાંચો, તો તેનું તેજ આવશે. રાણી એલીઝાબેથના વખતમાં એક બાનુને દરબારમાં આવવાની મનાઇ હતી, કાંકે તેની ઉપર કાંઇ શક હતો. પેલી બાનુ તેવા શક વીશેનો ઇનકાર કરતી હતી. તેણે એક શીલ કોતરાવ્યો, જે ઉપર લગાર ધાબાંવાળો ચંદ્ર કઢાવ્યો, અને એક પરસ્પરિકામાં મુદ્રાલેખ કોરાવ્યો; *Ablata at alba.*" યાને કે, "દુર થયલી પણ પવિત્ર." આ મુદ્રાલેખની અસર ઘણી થઇ હતી.

યા માતા મમતા માયા
મા પરોક્ષ ક્ષરોપ મા
તારો નો ગમનો રોતા
મક્ષ ગક્ષ ક્ષગ ક્ષમ

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૬ | ૧૭ | ૩૨ | ૨૫ | ૨૪ | ૯ | ૮ |
| યા | મા | તા | મ | મ | તા | મા | યા, |
| ૨ | ૧૫ | ૧૮ | ૩૧ | ૨૬ | ૨૩ | ૧૦ | ૭ |
| મા | પ | રો | ક્ષ | ક્ષ | રો | પ | મા; |
| ૩ | ૧૪ | ૧૯ | ૩૦ | ૨૭ | ૨૨ | ૧૧ | ૬ |
| તા | રો | નો | ગ | ગ | નો | રો | તા; |
| ૪ | ૧૩ | ૨૦ | ૨૯ | ૨૮ | ૨૧ | ૧૨ | ૫ |
| મ | ક્ષ | ગ | ક્ષ | ક્ષ | ગ | ક્ષ | મ. |

અર્થઃ—માતા જે છે, તેના જેવી મમતા માયાની બીજી ચીજજ નથી. મારી સમક્ષ અથવા મારી ગેરહાજરીમાં પણ તેણી મારા ઉપર આરોપ લાવનાર નથી. હરહંમેશ તેણી મને ક્ષમા કરનારી છે.

આ ચાર લીટીઓ એવી રીતે ગોઠવી છે કે, તેના ઉપર મુકેલા આંકડા પ્રમાણે દરેક હરફ વાંચી જઇએ તો પાછું ને પાછું અસલ ચરણ ઉલટું સુલટું વંચાયાજ કરે છે. એટલુંજ નહીં, પણ આડું વાંચો, ઉભું વાંચો, ગમે એવા આકારમાં ગોઠવીને વાંચો, તોપણ એકજ તરેહનું વંચાશે. અને તેનો એકનો એકજ અર્થ થશે.

પ્યારના સંબંધે કેદી રાખવામાં આવેલા એક જુવાન ઉપર

નીચલી પરસ્પરિકાની પ્રેમ-પત્રિકા આવી હતી; જે ઉપરથી તે વખતની રોમન-નીતિ વીશે ઘણોજ ગંભીર વિચાર આપણને ઉત્પન્ન કરે છે:-

" *Roma, ibi tibi sedes—ibi tibi Amor;*
*Româ etsi te terret et iste Amor,*
*Ibi etsi vis te non esse-sed es ibi,*
*Roma te tenet et Amor.* "

એનો ભાવાર્થ એવો છે કે:—**રોમ**માંજ તમો જીંદગી ગુજારો, અને રોમ ખાતેજ તમે પ્યાર બાંધો, પ્યારજ તમોને રોમમાં ગભરાવી મારશે. જોકે તમે રોમને છોડી જવા કરશો, તોપણ કદિ તમારાથી આગળ પગલું ભીડી શકાવાતું નથી, કારણકે **પ્યાર** અને **રોમ** બન્ને તમોને એકદમ અટકાવી પાડશે.

ક્રાઇસ્ટની આગમચ ૨૫૦ વર્ષ ઉપર એક રોમન કવિ નામે **સોટેડીસ** થઇ ગયો છે, તેણે સૌથી જુની પરસ્પરિકાઓ બનાવેલી છે, અને ઉપલો રોમન-પ્યારનો દાખલો પણ તેનુંજ કૃત્ય છે, અને એ જાતની કાવ્ય-મજા શોધવાનું માન ઘણાઓ તેનેજ આપે છે. પરંતુ તેણે પોતાની હુશિયારી કુમાર્ગે વાપરીને જે સરસ જોડણી કરેલી છે, તે બધી બિભિત્સ છે, જેથી કરીને એવી જાતની વિપર્યોત્પાદક, અજીઠિ કવિતાનું નામ પણ તેના નામ ઉપરથી *Sotadea Carmina* કરીને આપવામાં આવેલું છે. ઘણા ક્રિસ્ચિઅન દેવળોમાં નીચલોજ પરસ્પરિકા વાંચવામાં આવે છે:—

" *Nixov avounua, un riovav oxin.* "

યાને કે—**માત્ર મારો ચેહેરોજ નહીં, પણ મારાં પાપો ધોઇ નાંખ!** વળી એક બીજો ઉત્તમ દાખલો "દાકણોના તેહવાર" ને લાગુ પડતો બનાવેલો નીચે મુજબનો છે.—

" *In girum imus noctu, non ut consumimur igni.*"

યાને કે.—**અગ્નિથી ભસ્મ ન થઇ જવાને માટે, હમે દાકણો રાત્રે ગોળ કુંડાળામાં ફેરી ફર્યે છીયે.**

ગત=એટલે સીધું વંચાય તે, અને આગત=એટલે ઊંધું વંચાય તે. જેને ઊંધું વાંચતા તેનો અર્થ બીજોજ નીકળે તેને ગતાગત કહે છે.

નીશ વર નીધુ બનકી ભુવી,
લત્તા ઉરધ અતી છાઇ;
સહસ જીભ બરનત રહે,
લલા સબ શર શીરાઇ.

અર્થઃ—નીધુવન નામે વનની પૃથ્વી, કે જે રાતને વખતે ઉત્તમ લાગે છે, તેમાં ઘણી લનાઓ ઉંચી ખાઇ રહી છે, તેનુ વર્ણન કરતાં શેષ નાગથી પણ પાર આવ્યો નથી, તેના અધિપતિ લક્ષા, યાને શ્રી કૃષ્ણ તે તારાં કટાક્ષરૂપી બાણનાં વખાણ કરે છે, માટે તું ચાલ. એ રીતે દૂતી નાયકાને કહે છે.

( પીંગળા દર્શ. )

વીબુકી નબ ધુની રવ શની,
ઇચ્છા તીઅ ધર ઉત્તાલ;
હેરત નર બ ભજી સહસ,
ઇરાસી રસ બસ લાલ.

અર્થઃ—વીબુ યાને શ્રી કૃષ્ણ તેની મુરતીની જે નવી ધુની, તેનો રવ સાંભળીને, તેને મળવાની ઇચ્છા સરસ્વતી જેવી સુંદર હજારો ગુજર સ્ત્રીયો પોતાના ધણી દેખતાં ચાલી. અને તે લાલ યાને શ્રી કૃષ્ણ રસને વશ થયા. એમ વેણુ નાદનુ વર્ણન છે.

( પીંગળા દર્શ. )

પરસ્પરિકાથી લક્ષણ એનું જુદું છે. ફ્લૉરેન્સ શેહેર ખાતે સા મેરાયાટી ફ્યોરીમાં સુર્યના આકારની એક પરસ્પરિકા સર્વનું ધ્યાન ખેંચે છે;

" *En giro torte sol ciclos et rotor igne.* "

પરંતુ **ક્રમદને** નીચલો દાખલો ઘણોજ રમુજી જણાવેલો છે. તેમાંતો આખી બેઉ કળીઓ ઉલટા સુલટી પણ વંચાય છે, અને વળી બેઉ જુદિ જુદિ લઇને વાંચો, તો પેહેલી લીટી બીજીની જગા પુરશે, ને બીજી લીટી પેહેલી વંચાશે. વળી દરેક શબ્દ પણ એજ અલંકારના બનેલા છે ! કેવી અજાયબી !

" *Odo tenet mulum, madidam mappam tenet Anna.*
*Anna tenet mappam, madidam, mulum tenet Odo.* "

બચિત્ત સાધારણ વાંચનારને કદાપિ આવી ગમતથી કંટાળો લાગશે, પણ જેમને જ્ઞાન-દર્પણમાં જોવું છે, તેમને મનથી તો આવા દાખલાથી પેટ ભરાઇ જવા વિના રહેશે નહી. વળી જ્ઞાનિઓના ખોરાક જેવી નીચલી બનાવટ સરસ જણાશે.—

" *Patrum dicta probo, nec sacris belligerabo.* "

એમાં પાધરી રૂઢીએ વાંચી જશો, તો રોમન કેથલીકની લાગણી

રજુ થશે, અને જો તમે એના **શબ્દ** માત્ર ઉંધા વાંચી જશો તો પ્રોટેસ્ટંટ પંથવાળાઓની લાગણી જણાશે; જેમકેઃ—

*" Belligerabo sacris, nec probo dicta patrum."*

એમાં **અક્ષરોને** ઉલટાવવા નહી, પણ **શબ્દોને** ઉલટાવવાથી ગમત આવશે. ખરેખર ભાષાનો એક શબ્દ તો ઉપયોગી છેજ, પણ એક હરફ પણ કેટલો બધો ઉપયોગી છે, તે આ જાતના અલંકારો આપણને શીખવે છે. એક હરફની ભુલ થાય, તો તમામ લખાણની ભુલ થાય, તે આવાજ અલંકારો આપણને દેખાડી આપે છે. વળી ઉપરના જેવોજ બીજો દાખલો છે.

*" Sacrum pingue dabo, nec macrum sacrificabo."*

ઉપલો વાક્ય **એબલ**ના પંથીઓના ભોગ વિષે લખાયલો છે. હવે એના **શબ્દો** ઉલટાવીને જો નીચે પ્રમાણે વાચશો કે,

*" Sacrificabo macrum nec dabo pingue sacrum."*

તો તે **એબલ**ના પંથવાળાનો નહીં, પણ બલકે **કેન**ના પંથીઓના ભોગ વિષેનો અર્થ સૂચવશે એવી એવી ૬૦-૭૫ લીટીઓની કવિતાઓ લેટીનમાં તરેહવાર ગમત આપનારી આપણને વીલ્યમ દોબસને પૂરી પાડેલી છે, પરંતુ તે બધું કયા કોઠારમાં ભરાય ? તોપણ જરમન ભાષાનો એક દાખલો ન આપ્યે,તો વળી એ ભાષાને અન્યાય થાય !

*" Bei Leid lieh stets Heil die Lieb."*

યાને; મુશકેલીના વખતમાં પ્યારથી દિલાસો મળે છે.

આ " પેલીન્ડ્રોમ " ને ફારશીમાં " મકલુબે મસતુઇ " કહે છે. જેમાં અંગ્રેજીની માફકજ ઉલટા સુલટી વંચાય છે, અને અર્થ તો બરાબર ઉઠે છે. જેમકેઃ—

"બર આયદ યા રબ "—તેમજ—" મોરાદી દારમ "

એના દાખલામાં અમીર ખુશરો નીચલો દાખલો આપે છે. નીચલા બન્ને કાફ્યામાં ઉલટા સુલટી બરાબર અર્થ સાથે વંચાય છે.

" શકર બતરાઝુએ વઝારત બરકશ,
શવ હમરેહે ખુલખુલ બ લબે હર મહુશ. " +

---

\+ શીન-કાફ-રે+બે-તે-રે-અલેફ-ઝે-વાવ-ઇ+વાવ-ઝે-અલેફ રે-તે+બે-રે-કાફ-શીન.

શીન-વાવ+હે-મીમ-રે-હે+બે-લામ+બે-લામ-બે-લામ-બે+હે-રે+મીમ-હે-વાવ-શીન.

અર્થઃ—વઝીરાતના કામમાં જેટલા વજન મીઠાશ ( દાનાઇ ) ની જરૂર પડે તેટલો મીઠાશ ( ભલાઇ ) હમેશાં તું તારી માશુક સાથે વાપર ! કે જેથી દરેક આશકોના હોઠ ઉપર બુલબુલ પોતાનું ભગવું કર્યા કરે !

મી. એચ. સેમ્પકીને કેટલાંક વર્ષોની વાત ઉપર " નોટસ એન્ડ કવૉરીઝ" માં જુવાંન્યાઓને ખુશ કરવાની મતલબથી એક કવિતા જોડી મોકલી હતી, અને જો કે તે ઘણી નૉનસૅન્સ જેવી હતી, તોપણ તેની બનાવટ ઘણી રમુજવાળી હતી. એક દિને જ્યાફતમાં શબ્દાલંકાર, શ્લેષાલંકાર, ઉત્તરોત્તર વૃદ્ધિ, વર્ણાલંકાર વીગેરે અલંકારો માંજ જાણે શાક ભાજી રાંધ્યા હોય, તેમ ટેબલ ઉપર તેની તેજ વાણીઓ ચાલી રહી, તેવામાં પીટર નામનો એક ગમતી માણસ પરસ્પરિકાની તારીફ કરવા લાગો, અને બધાઓએ ચટાવ્યો, ત્યારે તેણે નીચલી લીટીઓ ગાઇ હતીઃ—

"*A milksop jilted by his lass, or wandering in his wits,*
*Might murmur,* Stiff, O dairyman, in a myriad of fits !
*A limner, by photography dead beat in competition,*
*Thus grumbled:* No, it is opposed, art sees trade's opposition !
*A nonsense-loving nephew might his soldier uncle dun,*
*With* Now stop, Major-general are negro jam pots won !
*A supercilious grocer, if inclined that way, might snub*
*A child with,* But Ragusa store, babe, rots a sugar tub !
*Thy sceptre, Alexander, is a fortress cried Hephaèsetion·*
*Great A. said,* No, it's a bar of gold, a bad log for a bastion !
*A timid creature fearing rodents-mice, and such small fry-*
Stop- Syrian, I start at rats in airy spots,

might cry.

*A simple soul, whose wants are few, might say with hearty zest,*

Desserts I desire not, so long no lost one rise distressed.

*A stern Canadian parent might—in earnest, not in fun—*

*Exclaim,* No sot nor Ottawa law at Toronto, son!

*A crazy dentist might declare, as something strange or new,*

*That* Pagot saw an Irish tooth, sir, in a waste-gap! *True!*

*A surly student, hating sweets, might answer with* elan!

Name tarts, no, medieval slave, I demonstrate man,

*He who in Nature's bitters findeth sweet food every day,*

Eureka! till I pull up ill I take rue, well might say!

એવા એવા તો સખ્યાબધ દાખલા છે. પણ તે એકેકો ગોઠવવાની મેહેનત અને સબુરી અપૂર્વ છે. તે તો જે બનાવવા બેસે તેને ખબર પડે. એ કામ બહુજ કઠણ છે. વળી કેટલાકો તો એકેકી કળીની અંદર તમામ મુળાક્ષર સમાવી દે છે. બાઇબલના અગ્રેજી ભાષાંતરમાં *J* હરફ શીવાય બધા હરફો આવેલા હોય એવો એક દાખલો છે ( જુઓ *Ezra VII. 21* ) દાખલાને માટે નીચે મુજબનો એક ફકરો ઉતારી લઇએ —

> " *God gives the grazing ox his meat,*
> *And quickly hears the sheep's low cry,*
> *But man, who tastes His finest wheat,*
> *Should joy to lift His praises high.* "

એમાં *A B. C.* થી *Z* સુધી બધા હરફો આવી ગયા છે. પણ સઉથી મુશકેલ તો એ કામ છે કે, એકજ લીટીમાં, અને માત્ર એકજવાર દરેક હરફ આવવા છતાં તે બેવડાવો ન જોઇએ, એવી બનાવટ **પ્રોફેસર ડી મોરગને** કરી છે. તે મહાન હિસાબી માણસ છતાં એવાં રસિક રાઇતાં બહુ બનાવતો હતો તેણે કાવ્યના ઇજારાને હાથ ધરીને *U* ને *V* ની જગાએ અને *I* ને *J* ની જગાએ વાપ-

રવાની છુટ લઇ નીચલો વાક્ય રજુ કર્યો છે.—

*" I, quartz pyx, who fling muck beds,"*

પ્રોફેસર મોરગનની બનાવટથી બીજાઓને મન થયું, અને તેના કરતાં બધારે સારી બનાવટ કરેલી નીચે પ્રમાણે જણાશે.

*" Dumpy Quiz, whirl back fogs next. "*

પણ એના કરતા હવે સરસ રચેલું વાક્ય " નૉટસ ઍન્ડ કવૅારીઝ" ઉપર ઉપલા પ્રોફેસરે મોકલી આપ્યું:—" *Get nymph quiz sad brow; fix luck."* એ ઉપરાંત નીચલો લખલો ઘણો સારો છે'—*A quick brown fox jumps over the lazy dog.* એમાં પણ *A* થી *Z* સુધી બધા હરફો આવી રહ્યા છે.

## ૩૨

*" And I began the toil divine of verse,*
*Which, like a burning bush, doth guest a god.*
*But this was only wing-flapping-not flight;*
*The pawing of the courser ere he win;*
*Till by degrees, from wrestling with my soul,*
*I gathered strength to keep the fleet thoughts fast,*
*And made them bless me. "—Bailey.*

**૭૪—શામનિંદાલંકાર**—ઇશ્વરની નિંદા કરવાનો, યાને ઇશ્વર ન મળવાથી અથવા તેની સાથે લાડ રમવાના જુસ્સાથી કેટલાક કવિઓ માત્ર કાવ્યની મજાનેજ ખાતર તરેહવાર કવિતાઓ લખી ગયા છે, જેને અંગ્રેજીમાં *Blasphemous Rhyme* કરીને કહે છે. યાને કે ઇશ્વર ઉપર અપવાદ મુકી દેવ નિંદા કરવી, અને પરમેશ્વર ઉપર અક્ષેપ લઇ જવો. એવા કવિઓને હશવામાં ઇશ્વરનિંદક-કવિ કહે છે. અને ફારશી ભાષાવાળાઓ તો એ કામને "એફ્લાસ આવોર" યાને મુફલેશી લાવનાર કહે છે. જે વીશે પૃષ્ટ ૩૬૫ ઉપર લખી પણ ગયા છીયે. એવી કવિતાના થોડાક ટુકડા મનોહર લાગે માટે નીચે મુકું છું. કવિ ફીરોજ ઇશ્વરની ફેંટ પકડે છે તે જૂઓ !

### ગજલ.

ફેંટ છોડું નહિ હવે હું લાવ જલ્દી આસ તું,
કોણની આશા કરૂં ? માથે છતો લઇ છાપ તું.—૧

જ્યાર હું તારો થયો છું, તુ તજે છે કાં મને!
હાથ છોડું નહિ, ભલે દે લાખ ગાળો શાપ તું.—૨
રોજ રસ્તો ચોરતાં તું આજ આવ્યો દાવમાં;
ચાલ ઠેલી છોડ! નહિ તો કોથળીને કાપ તું!—૩
તુંજ સિક્કો છે ચલણમાં નિત્ય એહૂ જહાનમાં;
તુંજ સોનું તુંજ રૂપુ, ઘાટ તું, ને છાપ તું.—૪
છું હઠીલો પૂઠ હું ફીરોજ મુંકું નહિ કદી;
એમ કે' કે લે! હવે બસ!!' ચાલ રસ્તો માપ તું.—૫

---

એમાં કલમ રૂપી કમંદથી, પરમેશ્વરને કવિએ ગલચીમાંથી પકડવાની હિંમત કરી છે! અને તું તાં થી તેની સાથે તોછડાઇ (!) વાપરી છે! તેજ પ્રમાણે આ **ગરીબ** લેખકે શાલ સુબારકની એક કવિતા જોડેલી છે તે નીચે ઉતારી લઉં:—

સોદાગર સુખ શાંતના! ખોદાવંદા જોગઃ—
સાહેબ! સૅાદો ધીરજે, લાગે જે ઉપયોગ.
આ ચીઠ્ઠી જે આણશે, દે સૌ તાજો માલ!
ત્રણ તોલા કીર્તિ તણી, કસ્તુરીની થાલ.
સૅા શેર શાકર બાંધજે, આબાદીની જોઇ,
અધમણ દુધ સુઆબરૂ, વગર ભેળનું હોઇ.
લાખેક શીશા આપવા, ધન મધ ભરવું મોંય,
કરોડ સુગંધી ફુલ મન-મુરાદ બરના હોય.
ચોખા તંદુરસ્તીના, હારા અબજેક માપ,
ફક્ત પ્રાધ ટન સુખનું, શોતું તોલી આપ.
ખાતે મારે લખી કરી, બીલ પાછળથી લાવ!
સ્વિકારી ચીઠ્ઠી **ગરીબ**, આજજ માલ અપાવ!

એમાં ખોદાતાલાને, લેખકે એક સાધારણ વેપારી, અથવા દુકાનદાર બનાવાની બેહાઇ (!) કરેલી છે. અને તેના ઉપર હુકમો (!) *Orders* કરેલા છે! અને તું તાં થી તેને બેવજન (!) લખ્યું છે! એવા અલંકારમાં કવિઓ ઘણી મજાઓ લે છે.

વળી એજ લેખકે, પરમેશ્વરને એક સ્ત્રી સાથના એશ્કમાં ચિતારી, તેણીના મોંમાં એટલી બધી મોટાઇ ભરી જુબાન આપી છે, કે તેણી ઇશ્વરને પોતાની આગળ બોલાવે છે, મગર તેને મળવા તે

સાહેબ પાસે જવા તેણી નાં પાડે છે ! તે નીચે મુજબઃ—

( જોગીઆ અસાવરી )

સહી શક્તિ નથી વિયોગ પ્રભુજી આવ બલૈયાં લઇએ—ટેક
કોટિ વર્ષના દર્શન ન દીધાં, કોટિ કરી વાતો કરિયે;
સૌકો આવે હું ના આવું, મળવા તને શું મરિયે ?–પ્રભુજી.
દૃષ્ટિ ન દીધી શું સૃષ્ટિ બનાવા, સજી ! થાક હવે તો ઉતરિયે;
મેહેલ બનાયો તે જોવા ન આવો, એક પણ તો ફેરો ફરિયે-પ્રભુજી.
હસ્તિ કે નીસ્તિ ન ભામિની જાણે,બીજો ધણી કાં ન પૂછીયે ?
પ્રૌઢ પુરો પણ પતિ તો ખરોની,**ગરીબ**ની દયા કાં ન લઇએ ? પ્રભુજી.

વળી એના કરતાં એક બેઅદબી ( ! ) આ લખનારે એવી રીતની ઇશ્વર સાથે ચલાવી, કે તેને ઇ. સ. ૧૮૯૮–૯૯ માં ભયકર માંદગીથી એકથી સવા વર્ષ તે સાહેબે હેરાન કર્યાથી,તે જ્યારે તંદોરસ્ત થયો, ત્યારે પોતાના જે ખેરખાહોએ આ માંદગીમા ભલી .દુવાથી તકલીફ લીધી હતી, તેઓ ઉપર શાલ મુબારક લખી મોકલ્યું. તેમાં ખોદાને પોતાનો **કરજદાર** અને **દેણદાર** બનાવ્યો ! તો જોકે તે સાહેબનાજ આપણે સૌ કોઇ **દેણદાર** છીએ. તે ગજલ નીચે મુજબ.

## ભૈરવી ગઝલ.

દેવું પતાવી દે ભલા દેણદાર ખુદા તું;
દેખત હુંડીએ આજ નાણું આપ ખુદા તું.
બહુ જમે આપી થયો લેણદાર રે તાહરો;
મેહેરબાન માહરાઓ થકી દે આજ ખુદા તું.
તન્સુખ લીધું મન્સુખ લીધું ધન્સુખ તેં લઇ લીધું;
મુદ્દલ તે મારૂં શેઠને આ ! આપ ખુદા તું.
વ્યાજ શિક્કે શાન્તિ ને આબાદી આપજે;
આ શેઠના દુઃખ દર્દ મુળથી કાપ ખુદા તું.
બાકી હિસાબે નીકળે કીર્તિ વટાવી આપ;
આયુષ લાંબા દુધ પુતો સૌ આપ ખુદા તું.
જન અને ફરઝંદના સુખ સૌ વધારી આપ;
ખુટે તો ખાતું પાડી માહરે નામે ખુદા તું.
પાપ મારાં હોય તો હિસાબ માંડી વાળ;
પુન્યનો આ શેઠને ! દે લાભ ખુદા તું.

શાંતિ મનની દે અને દુરૂવાસના કર દુર;
આમીન કરે દુવા **ગરીબ** જગબાપ ખુદા તું.

એમાં ખોદાતાલાએ તેને માંદો પાડેલો, તેથી જે મન, તન, અને પૈસાની ખુવારી તેને થઇ, તે ઇશ્વરને નામે તેણે ઉધાર આપી, પાછી તે માંગે છે, અને તે પણ વ્યાજ શીક્કે, તથા વટાવ સાથે પાછું બધું માંગે છે, અને વળી બધો હીસાબ પતાવા કહે છે. ટુંકમાં જાણે એક માંરવાડી લેણદાર પોતાના દેણદાર પાસે માંગે તેમ માગણી કરે છે, એવી કવિતાઓ ઘણી આવે છે, તેની લેઝત પણ તેવીજ લાગે છે. મહમુદ પેગંબરે સ્વસ્તુતિમાં કહ્યું છે કેઃ—

" મન આંન વકત બુદમ કે આદમ ન બુદ,
નેઝાતો સેફાતે ખોદા હમ ન બુદ. "

યાનેઃ—હું જ્યારે હતો ત્યારે આદમ નહીં હતો, તે વખતે ખોદાની ઝાત અને તેના ગુણો પણ નહીં હતા. એ રામનિંદાનો ભાગ છે.

## ૩૩

" *Through every part of the Arabian desert poetry is equally esteemed. Many persons are found who make verses of true measure, although they can not either read or write;........According to Arab custom, if a reputable poet address some verses to a sheikh, or a distinguished warrior, he will receive a camel or some sheep as a present.* "

*Burckhardt.*

કેટલીક કાવ્યરચનાની ખાસ ખુબીઓ રચવાની નેમ વગર ઘણાક કવિઓએ માત્ર પોતાની મતલબ પ્રમાણે કાવ્યો બનાવેલાં હોય છે, અને શોધક બુદ્ધિ, તે કવિ ન જાણે, એવા એવા અલંકાર અને મજા તેમાંથીજ ઉપજાવી કાઢે છે. એટલુંજ નહીં, પણ શાયરે તો એક જૂદોજ અર્થ કર્યો હોય, અને બીજાઓ તેમાંથી તરેહવાર ૫–૧૦ જૂદા જૂદા અર્થો શોધી કાઢે છે. એકવાર શેખશાદીના એક બૅતનો તરજુમો એક મકતબમાં એક ઉસ્તાદ કરાવતો હતો ઘણા વિદ્યાર્થિઓએ તરેહવાર સારા સારા અર્થો કર્યા. પરંતુ ઉસ્તાદે તે નામંજુર રાખ્યા. એમ કરતાં છેવટે ઉસ્તાદે છેલ્લો અને ખરો અર્થ ચેલાઓને સમજાવ્યો. કહે છે કે એ વેળાએ મકતબની બાહાર ખુદ સાદી સાહેબ

ઉજેલા હતા, તેવણે બધા અર્થ પણ સાંભળ્યા હતા, અને ઉસ્તાદે જેવો છેલ્લો અર્થ સમજાવ્યો, કે તુર્ત તેવણ બોલ્યા કેઃ—

"મતલબે સાદી દીગર અસ્ત."

યાને શેખસાદીની મતલબ એથી પણ જૂદિજ છે. તેથી કાવ્ય સમજવાના ખેલ કંઇ હાંસી ખેલ નથી.

**૭૫—ક્રમ પ્રમાણાલંકારઃ**—અંગ્રેજીમાં "કીન્ડર ગાર્ટન" સીસ્ટમ ઉપર જે શિક્ષણ આપવામાં આવે છે, તે શિક્ષણ કાવ્યમાં ઉપલા અલંકારથી અપાય છે. એક ચીજ કેમ બનાવવી, તેનું પ્રમાણ કેટલું લેવું, વગેરે ક્રમ તેમાં બતાવામાં આવે છે. કવિ ફીરોજે પુષ્કળ સંગ્રહ આપણી આગળ રજુ કરેલા છે, તેમાંથી માત્ર થોડાક ઉતારીશું.

પારશી લોકોની જનોઇ ( કુસ્તી ) કેમ વણાય છે, તે વીશે કવિ ફીરોઝે જોડેલું ગાયણ આ અલંકારનું છે.

"રે સખી કૂસતી વણવા જઇએ—ખુશ નામ ખુદાનું લઇએરે;—સખી
સાફ કરી ઉન કચરો કાહાડી, હોળી ટુપી પોળીયાં પાડી,
સુતર કાન્ત, ચાતરી લેતાં, તે પર તેને વણતાં રહેતાં;
બેવરને પાછો વર દેતાં, નહિ આળસુ થઇએ—સખી.
જંતર ઉપર નાંખી તારો, સર્વે ગણી બોતેર સમારો,
ચાર ભાગ વિશાંમાં રાખી, બે ભાગે ચોવીસજ રાખી;
ગો ચારે અડતાળીશ ભાગી, વણતાં ભણતાં રહીએ—સખી.
પછી નળી દોરાની નાની, ડાબે હાથે ધરી થઇ શ્યાંની,
જમણે હાથે ધરી કતેલી, ગો ખાંગાં પર ચીત બહુ મેલી,
જોઇ વીશાં બેવર બેસી, નહીં આળસુ થઇએ—સખી.
વણી રહી ખોદાઇ આંસે, કપાવીએ મોબેદજ પાસે;
સુયા પર તેને ઉકેલાવી, બાર ભાગલા છેડે રાખી,
ગુંદી ત્રણ તુક લડી બનાવી—કહે **ફીરોજી** જઇએ—સખી."

## સાળિયા, પાપડ, સેવ, તથા માખણની બનાવટ વીશે નીચે મુજબ છે.

### પિલૂ—ગીત.

દળ છડેલા ચોખા ભીના—ઘુંટી ઠંડું ખીર કર,
રેડ ખીરાને ફેરવ—થાળીનાં તળિયા પર;

લૈ તપીલાંમાં પાણી—ને કર ચૂલે કકરા પડતું;
**સાળિયો** નીચે રાખી—બાળી ઢાંકણુ ધરતું.

( કોરસ )

હોંસે-હોંસે—નિત શિખી નવું નવું;
સરસ ધ્યાન—સુધડ જ્ઞાનથી સુખી થવું. —૧

લૈ અડદને તેલે ખરમોટી—સુકવી, આટો કરજો,
ખાર પાપડિયો, મીઠું,—જીરૂં સાથે ધરજો;
નમૈ ખાંડણિએ કરજો—કાપી કટકા દોરો લેઇ,
લેઇ વેલણુ વણજો **પાપડ**—સરખો ચિત દેઇ.

( કોરસ ) —૨

બાંધ ઘઉનો મેંદો ઉજળો—થોડું બસ પાણી નાખી,
ગુંદ પુષ્કલ જોરે, સોજા—બે હાથો રાખી;
પિંડ પાડી તે આટાના—વણતાં બેસી પાટિયાંપર,
**સેવ** ઝીણીને ઝીલી—ઝાબેપર નીચે ધર.

( કોરસ ) —૩

દૂધ સોજૂં લેઇને—કકરા પાડો ચૂલે મેલી,
રે દહી બાંધો તેનું—થોડું માખણુ ભેળી;
લૈ વળોણુ બાસણમાં—જલ્દી હાથે ફેરવજોજી,
ભેળ ફૂકું પાણી, **માખણુ** તરશે ફીરોજી.

( કોરસ ) —૪

---

**૭૬—કાકતાલિકા:**—કાક=કાગડો+તાલ=તાલપત્રિ. યાને કાગનું બેસવું થાય ને તાલનું પડવું થાય યાને સંજોગમાં તાત્કાલિક બનાવ આય તે ઉપરથી એક કવિ કાંઇ શાયરી ચલાવે, તેને બીજો તુર્તજ જવાબ આપે ત્યારે આ અલંકાર થાય છે. તેના ઘણા ફારશી દાખલા મી. કુકાએ આપેલા તે ઉતારૂં છુ. દીલ્લીના શાહ જેહાંનગીર અને તેની રાણી નૂરજેહાંન વચ્ચે એ અલંકાર બહુજ વપરાયલો દીઠામાં આવે છે. નૂરજેહાંન આ અલંકાર વાપરવામાં ઘણી કાબેલ હતી.

તે શાયરા યાને સ્ત્રિ-કવિ હતી. એક દિવસ તે બાગમાં ફરતી હતી ત્યારે એક કવિ આવી લાગ્યો; જેને ચીડવીને મજા લેવામાં તેણી વારંવાર ગમત લેતી હતી, તેથી તેને જોઇ તે બોલી કે—

"ઝમીન તરકીદ ઓ પયદા શુદ સરે ખર." =યાને જમીન ફાટી, અને તેમાંથી ગધેડાનો સરદાર નીકળી આવ્યો છે. ત્યારે તુર્તજ નૂરજેહાંન ઉપર પેલા કવિએ ભેળવી દીધું કેઃ—

"શમીદેહ બુએ માદેહ આમદેહ નર." =યાને ઓરતની સુગંધ આવ્યાથી મરદ આવ્યો છે.

કાકતાલિકામાં કવિ ગંગ જેવો આજ સુધી સરસ કોઇ જણાયો નથી. તેણે તરેહવાર કાકતાલિકા કરેલી છે, પણ માહીતીને માટે થોડીક કહીશ. એક દિવસે રાત્રે અકબરની રાણી બહુજ સણગારથી તેની બેઠક આગળ આવી, જે વેળાએ તેણીનો કાળો ચોટલો તેના સ્તનકમળ ઉપર પડેલો હતો. તેથી અકબરના મોઢામાંથી અકસ્માત એવું વેણ નીકળ્યું કેઃ—"શંભુ કે પુજન નાગન આઇ." યાને કે, સ્તનરૂપી શિવલીંગનું પુજન કરવા જાણે કાળા બાલની લટરૂપી નાગણ આવી હોયની ! એમ વચન નીકળ્યું બીજે દીવસે બાદશાહ કચેરીમાં બેઠો હતો, તેવામાં કવિ ગંગ આવી લાગતાં પાદપૂર્તિને માટે સભાજનોમાં પાદશાહે ઉપલું વચન, ભેદ ખોલવા માટે મુકતાંજ કવિ ગંગ નીચલો કાકતાલિકા બોલ્યા;

"શ્રીપતકે મન રંજન કારન, રાધિકાને શૃંગાર બનાયો;
હેમર ભૂખન અંબર કાનન, કંઠ વિખે મુકતા ફળ છાયો;
શીશ છુટી લર આન પરી, અરૂ વાંહી લગી કુચસેં લપટાઇ;
કહે કવિ ગંગ સુન શાહ અકબર, **શંભુ કે પુજન નાગન આઇ.**"

યાનેઃ—શ્રીકૃષ્ણ ભગવાનને રાજી રાખવા માટે રાધિકાજીએ શૃંગાર સજ્યો, તેમાં કાન તથા કંઠ આદિમાં સોના મોતીનાં ઘરેણાં પહેર્યાં. અને ઉત્તમ વસ્ત્ર પહેરતી વખતે માથાના વાળની લટ છુટીને સ્તન ઉપર પડી. તેથી ગંગ કવિ અકબરશાહને કહે છે, કે જાણે નાગણ શિવનું પુંજન કરવાને આવી હોય એમ દેખાતું હતું !

ગંગે હિંદુના શ્રીકૃષ્ણને આ કાકતાલિકા લાગુ પાડવાથી તેને અકબરે કેદ કરાવ્યો. કેદમાં જતા જતાં તેણે પાછી કાકતાલિકા કરી કે;

"જહાં ગંગ તરંગ પ્રવાહ ચલે, તહાં કૂપકો નીર પિયો ન પિયો;
જહાંકે હૃદે ભગવાન બસે, તહાં ઓરકો નામ લિયો ન લિયો.

કર્મ સુજોગ સુપાત્ર મિલે, કુપાત્રકુ દાન દિયો ન દિયો;
કહે કવિ ગંગ શુન શાહ અકબર, ગવાંરસે સ્નેહ કિયો ન કિયો. ”

અર્થ.—જ્યાં ગંગા જળનો પ્રવાહ ભરપુર વહે છે, ત્યાં કુવાનું પાણી પીધું તો તે નહીં પીધા જેવું છે. જેના અંતઃકરણમાં ભગવાન વસે છે, તેણે બીજા દેવનું નામ લીધું તો તે ન લેવા જેવું છે. જો નશીબ સંજોગે કોઇ સુપાત્ર જન મળે તો પછી કુપાત્રને દાન દેવું તે ન દીધા જેવું છે. તેજ પ્રમાણે કવિ ગંગ અકબરને કહે છે, કે મુર્ખની સાથે દોસ્તી કરી તો તે ન કર્યા જેવી છે.

કેવા ઉત્તમ કાકતાલિકા ગંગ વાપરતો હતો તે એ ઉપરથી જણાશે. વળી મેહેણું પણ એમાંજ છે. કાકતાલિકામાં ઘણેભાગે મેહેણું અલંકાર બહુ આવે છે. એક દિવસે પાદશાહ જેહાંગીર બોલ્યો કેઃ—

“ બુલબુલ નયમ કે નાઅરે કુનમ દર્દે સર દેહમ,
પરવાને અમ કે સોઝમો દમ બર નયાવરમ. ”

યાને; હું કાંઇ બુલબુલના જેવો નથી, કે મોહડે મોહડે ફરિયાદ કરીને બીજાઓને હેરાન કરૂં. હુ તો એક પરવાંના જેવો છું, કે જે બળી મરૂં છું, પણ ફરીયાદ કરતો નથી. તે ઉપરથી નૂરજેહાંને તુર્ત-જવાબ કાકતાલિકામાં આપ્યો કેઃ—

“ પરવાને મન નયમ કે બ યક શોઅલે જાન દેહમ,
શમયમ કે શબ એસુઝમો દમ બર નયાવરમ.”

યાને·—માત્ર એક ચિંગારીમાં તુર્ત એકદમજ પોતાનો જાન ખોહી દેનારૂં હું પતંગ્યું નથી, પણ હું તો મીણબતી જેવી છું, કે વાર લગાડી લગાડી દુઃખ ખમી ખમીને આખી રાત બળ્યા કરૂં છુ, તોપણ ફરિયાદનો એક શખુન પણ કાઢતી નથી ! આહા ! શું સુંદર અલંકાર-અને હાજર જવાબ છે ! આફ્રીન છે !

ચંપા નગરીનો રાજા **સુધન્વા** બોદ્ધ ધર્મને માનતો હતો. પણ તેની રાણી વેદ ધર્મને માનનારી હતી. જેથી વેદ ધર્મના મુખી કુમારિલ ભટ્ટાચાર્યએ તે રાંણી ઉપર એક માળી માર્ફતે વેદના ઉદ્ધાર માટે સંદેસો મોકળ્યો. તે રાણી એક દિવસ મેહેલના ઝરૂખામાં બેશી અફ્શોશ કરતાં બોલી કેઃ—

किंकरो मिक्व गच्छामिको वेदानुद्धरिष्यति ॥

બોલી કેઃ—શું કરૂં ! ક્યાં જાઉ ! હવે વેદનો કોણ ઉદ્ધાર

કરશે ? આટલું અર્ધા શ્લોકનું રાણીનું બોલવું થતાંજ ભટ્ટાચાર્ય ત્યાંથી જતા હતા, તેઓએ તેનો તુર્ત જવાબ વાળ્યો કે:—

मा विषीद वरारो हे भटचार्योस्मिभूतले ॥

જવાબ વાળ્યો કે:—મોટાં આસને બેઠેલી તું મનમાં ખેદ પામીશ નહીં. હું ભટાચાર્ય પૃથ્વી ઉપર છું. પછી ભટ્ટ જોડે રાણીની મુલાકાત થઇ. ઠરાવ થયો, કે પંડિતોની મંડળી મેળવી વાદ ચલાવવો. મંડળી બેઠેલી છે એવામાં પાસેના ઝાડ ઉપર કોયલને બોલતી સાંભળી ભટ્ટ દ્વિઅર્થીકાલ કારમાં કાકતાલિકા ભેળી રાજા સમીપ જોઇ બોલ્યા.—

मलि नैश्चेन्न संगस्ते नीचै : काककुलै : पिक ॥
श्रुति दूषकनिर्हादै : श्लाघनीयस्तदाभवे : ॥

અર્થ કોયલ ઉપર:— હે કોયલ ! મલિન, નીચ, શ્રુતિ-દૂષક કાગડાના કુળ સાથે જો તારે સંગ ન હોય, તો તું વખાણને પાત્ર ગણાય.

અર્થ રાજા ઉપર:—હે રાજા ! શ્રુતિદુષક યાને વેદ ધર્મની નિંદા કરનાર અને મલીન તથા નીચ સાથે જો તારે સંગ ન હોય તો તું વખાણના યોગ્ય છે. યાને કે શ્રુતિની સામેવાળા બોદ્ધ ધર્મિઓ સાથે સંગતમાં તું બગડયો છે. વિગેરે.

એક વાર જેહાંગીરશાહ નૂરજેહાંન ઉપર બેહદ ખફા થઇ ગયો હતો, અને ધિક્કાર ભરી લાલચોળ આંખો કકડાવતો ડોળા ફેરવતો તેણી તરફ જોતો હતો. આવો રાહશ્રાત જોઇ નીચલાં કાકતાલિકાથી તેને તેણીએ રીઝવી નાંખ્યો.

" મા તંગ ઝરફાન હરીફ ઇન કહ સખ્તી નેઇમ,
દાનેએ અશકીમ મારા ગેરદેશે ચશ્મ આશીઆસ્ત."

હમે કે જેઓ બતંગ હાલતનાં છીયે, તેઓ આવી મુશીબત ખમી શકવાને અશક્ત છીયે, હમે તો આંસુના ટીપાં જેવાં છીયે, અને તમારી આંખના ડોળા જ્યારે ફરે છે ત્યારે, જેમ ઘંટીમાં અનાજના દાણા પીસાઇને આટો થાય છે, તેમ તે ડોળાના ફર્યા કરવાથી હમો કચડાઇ જઇએ છીયે.

પૃથુરાજ રાસા*માં લખ્યું છે કે, પૃથુરાજને બંધીવાન કરીને ગિજની લઇ જવામાં આવ્યો હતો. તેના બળ-ચાતુર્યથી ડરીને તેના ગળાંમાં ૧૦૦ માણુ વજનના લોઢાંની તોક પેહરાવી હતી. **ચંદ ભાટ** નામે પૃથુના માનીતા બારોટને એની ખબર પડતાં શાહબુદીનની દરબારમાં જઇ તેને રીજવ્યો, અને પોતાના ધણીને મળવા પરવાનગી મેળવી. પૃથુરાજે જાણ્યું કે ચંદ તેને મળવા આવે છે, ત્યારે ૧૦૦ મણની તોક હલકી લાગી, અને હરખાઇ જઇને તેને મળવા ઉઠી ઉભો થયો. તે જોઇ શાહબુદીન ચમક્યો, અને બીજી ૫૦ મણની તોક વધરાવી. ચંદ કવિ પાછો શાહબુદીનને કેહવા લાગો કે, મારે લીધે ઉલટું દુઃખ મારા ધણીને વધ્યું છે. એની તમે આંખો તો ફોડાવી, હવે એનો શું ભય તમારે રાખવો ! તેને છુટો કરો અને તેની ચતુરાઇના ખેલો તમે જુઓ ! એ આંધળો છતાં શબ્દવેધી* બાણુ એ મારી શકે છે, અને સો સો મણના સાત તવા એકજ બાંણે એ વીધી શકે છે પૃથ્વિરાજનો આ ખેલ જોવા શાહબુદીને અખાડો કર્યો, અને તેને તેનું ખાસ કબાન આપવામાં આવ્યું. પછી શાહબુદીને, કાંકરી જ્યાં હું મારૂં અને તેનો અવાજ થાય તે ઠેકાણે પૃથુ પાસે બાણુ મરાવા ચંદને કહ્યું, ત્યારે ચંદે કાકતાલ્ય યુક્તિથી પૃથુને કહ્યું કેઃ—

ચાર બંશ, ચોવીશ ગજ, અંગુલ અષ્ટ પ્રમાણ;
એતે પર સુલતાન હેં, મત ચૂકે ચવ્હાણ.

બરાબર શાહબુદીન કેટલો દુર અને ક્યાં છે, તે ભરમમાં ચંદ ભાટે પૃથુરાજને જણાવ્યાથી પૃથુએ આબાદ શાહબુદીનના અંગ ઉપર બાણુ માર્યો, કે તુર્ત ચંદે પૃથુને કટાર મારી પોતે પણ પોતાના ધણી સાથે મુઓ, અને પૃથુને પીડામાંથી છુટો કર્યો.

એશીઆના ઘણા લોકોમાં જાફરાનનું પાણી, કહો કે અત્તર અથવા જાફરાન જળ, કપડાં ઉપર છાંટવાનો રધેયો છે. તે એવી મતલબથી કે તે શુકનની નિશાન છે, અને વળી તેથી કપડાં સુગંધદાર બને છે. એકવાર નુરજેહાંનના જભ્ભા ઉપર તેના ડાઘા પડેલા જોઇ જેહાંગીર બોલ્યો કેઃ—

---

* માહાજન મંડળ પા. ૪૨૮

* શબ્દવેધી=યાને જે તરફથી અવાજ આવતો હોય, તે તરફ અવાજ ઉપરથી આબાદ નીશાન મારે તે.

"નીસ્ત જાના બર ગરીબાંને તુ રંગે ઝાફરાન,
ઝર્દી રએ રૂખે મન શુદ, ગરીબાનગીરે તુ."

તારાં ગીરેબાંનની ઉપર એ કંઇ જાફરાનનો રંગ નથી, બલકે એ તો મારા ફીક્કા પડી ગયલા ચેહેરાનો રંગ છે, કે જે તારાં ગરીઆંન ઉપર લાગ્યો છે. અર્થાંત તું એટલીબધી મારા તરફ જુલમ ગુજારનારી છે. ત્યારે નૂરજેહાને કાકતાલિકા કરી કે:—

" તોરા તકમેએ લાઆલ અસ્ત બર લેબાસે હરીર,
શુદેહ અસ્ત કતરેએ ખુને મનત ગરીબાન ગીર."

તમારા રેશમી જભ્ભા ઉપર તો લાલનું બનાવેલું બટન છે. બલકે એતો તમોએ મારૂં જે લોહી કાઢયું છે, તેનું ટીપું છે, ( યાને તમારા પ્યારમાં તમે મને મારી નાંખવાથી નીકળેલાં લોહીનું ટીપું ) કે જે તમારાં ગીરેબાન ઉપર લટકીને મીનતજારી કરે છે.

ભોજ પ્રબંધ ઉપરથી:—

चेतोहरायुवतयः सुहृदोऽनुकुलाः
सद्बांधवाप्रणतिनम्रगिरश्चभृत्याः ।
गर्जतिदंतिनिवहास्तरलास्तुरंगाः
संमीलनेनयनयोर्नहिकिंचिदस्ति ॥

અર્થ:—ભોજ રાજાએ કહ્યુ કે: ' ચિત્ત હરિ લે એવી સ્ત્રી, અનુકુળ મિત્ર, સારા સંબંધી, નમ્રતા તથા સભ્યવાણીવાળા નોકર, ગર્જતા હાથી, અને ચંચળ ઘોડા મારી પાસે છે. ' ત્યારે કાળિદાસ કવિએ કાકતાલિકા વાપર્યો કે; આંખ વિ ચાયા પછી તો તેમાંનું કાંઇએ નથી. વળી એક દહાડે જેહાંગીરે નૂરજેહાનની આંખો ઉપર એક છ દ જોડયો કે:—

" તો મસ્તે બાદેએ હુસની બેફરમા ઈ દો નરગેસરા,
કે બરખીઝંદ અઝ ખાબો નેગેહ દારદ મજલેસરા."

તું તારી ખુબસુરતીના શરાબથી મસ્ત થઇ ગઇ છે, સબબ તારી નરગેસના જેવી બેઉ આંખોને હુકમ કર, કે તેઓ મજલેશને ખાબમાંથી બેદાર કરે, અને તે મજલેશની સંભાળ રાખે. તે ઉપરથી નૂરજેહાને કાકતાલિકા કરી કે:—

" મકુન બીદાર અએ સાકી ઝે ખાબે નાઝ નરગેસરા,
કે બદ મસ્તંદો બરહમ મી ઝનન્દ ફીલહામ મજલેશરા."

, ઓ સાકી ! એ બેઉ આંખોને તેમની મસ્ત ઉંઘમાથી નાં

જગાડ ! કેમકે તેઓ જાદુઇથી ભરેલી હોવાથી આખી મીજલશને બોળવી નાંખશે.

કવિ **શ્રીપતિ** અકબરની દરબારમાં એક ઇશ્વર–ભકતો–કવિ હતો, તેથી કોઇ પણ કવિતા તે ઇશ્વર સ્તુતિનીજ કરતો હોવાથી બાદશાહ કોપેલો રહેતો હતો. એક દિન અકબરે ફરજ પાડી પંડેની સ્તુતિ કરવા કવિને કહ્યું કે:—" **કરો મીલ આશ અકબ્બરકી.**" શ્રીપતિ સમજી ગયા, કે અકબર પોતાની તારીફ કરાવા માંગે છે; તેથી તુર્ત કાકતાલિકા કરી કે:—

" એકકું છોડ દુજાકું ભજે રસનાહિ કટે વોહી લબ્બડકી,
કશકે ગુનિયાં દુનિયાંકું ભજે સિર બાંધત પોટ અકબ્બરકી.
શ્રીપતિ એક ગોવિંદ રટે નહિ માનત શકકું જબ્બરકી,
જિનકુ હરિકી પરતીત નહિ સો **કરો મીલ આશ અકબ્બરકી.**"

અર્થ:—એક ઇશ્વરને છોડીને બીજાં કોઇ માણસની ભક્તી કરે એવા લબાડની જીભ કપાય છે. આજ કાલના કવિઓ દુનીયાનાં વખાણ કરે છે; તેઓ માથાં ઉપર ભાર રૂપી પાઘડી બાંધે છે. શ્રીપતિ કવિતો એક પરમેશ્વરનેજ ભજે છે, તે બીજા કોઇ જબરાની બીહીક રાખતો નથી જેમને પરમેશ્વર ઉપર વિશ્વાસ નહીં હોય, તેઓ સાથે મળીને અકબર પાદશાહની આશા કરો ! આ કેવો મેહેણાંનો અલંકાર કાકતાલિકામાં વર્ણવેલો છે. એક દિવસે શાયર જામી પોતાની બનાવેલી નીચલી લીટીઓ ગાતો હતો કે:—

" અઝ બસ કે દર જાને ફેગારો ચશ્મે બીદારમ તુઇ,
હરકે પયદા મી શવદ અઝ દુર પીન્દારમ તુઇ. "

યાનેકે:—ઓ પ્યારી ! મારા દુ:ખી જીગરમાં, અને જાગ્રત આંખોમાં તારોજ ચિતાર હંમેશાં દેખાયા કરતો હોવાથી, જ્યારે પણ દુરથી કોઇ આવે છે ત્યારે **હું એમજ ધારૂં છું કે તે તુંજ છે.**

આ વાકય સાભળી ટકોર કરતા એક જણ બોલ્યો કે:—

" વર ખરી પયદા શવદ ? "=અગરજો એક ગધેડો દેખાય ત્યારે કેમ ? જામીએ પોતાનીજ લીટીઓ બોલતો હોય તેમ પેલા શખસ તરફ આંગળી કરી તુર્ત કાકતાલિકા વાપરી કે,

" મન બાઝ પીન્દારામ તુઇ "=ત્યારે **હું એમજ ધારૂં કે તે તુંજ છે.** યાને પેલા શખસને ગધેડો બનાવ્યો. શું સરસ અલંકાર છે !

કવિ બીહારીદાસ નામે પંડિત જે રાજ્યમાં રહેતો હતો, ત્યાંનો રાજા

એક અતિ નાની વયની અપ્સરા જે બચારી હજુ તો જોબનમાં ફક્ત ન આવેલી, તેના પ્યારમાં મોહી પડી, તે બાળકીને જનાનામાં લઇને દહાડો રાત ત્યાંજ પડી રહેતો; અને દરબારનું કામ તજી બેઠેલો હતો. તેમજ કોઇપણ જનાનામાં આવે તેને મરાવી નખાવતો હોવાથી, દરબારીઓએ મોટું ઇનામ આપવા કાઢ્યું, કે જે કોઇ રાજાને સમજાવી દરબારમાં લાવે તેને મોટી ભેટ સોગાદ મળશે. કવિ બીહારીદાસે માથે લીધું, કે જનાનામાંથી તો બાહાર રાજાને લાઉં તો લાઉં, પણ સ્ત્રી પ્રેમમાંથી કેવળ તેને છુટો કરી ઇશ્વર પ્રેમમાં નાંખું તો તો કવિ; નહી તો કવિ શાનો? નીચલી દોહા રૂપી કાકતાલિકા તેણે કરીને દાસી પાસે જનાનામાં તુર્ત મોકલી.

નહિ **પરાગ** નહિ **મધુ** પુરી, નહિ **બિકાસી** યહ કાળ;
અલી! **કલીસે** લગ રહ્યો, આગે કોન હવાલ ?

આ દુહો વાંચી રાજાએ તુર્ત તેને ફાંસી દેવા બોલાવ્યો. રાજાને ગુસ્સે થયલો જોઇ કવિ બોલ્યો કે, બંદેનવાજ! બાગમાની એક પુષ્પકળિ ઉપર બેઠેલા ભમરાને જોઇ મેં આ દુહો કહ્યો છે. રાજાએ અચરતીથી કહ્યું, લે તારો આ દુહો! ને બતાવ કે ભમરાની એમાં શી વાત આવી? કવિ—મહારાજ જૂઓ, તે કળીપર બેઠેલા ભમરાને મેં કહ્યું કે, એ કળિમાં **પરાગ** એટલે ફુલના જેવી સુગંધ નથી, તેમ તેમાં મધ પણ ભરેલું નથી, તેમજ તે કળિ ખીલી પણ નથી, છતાં હે ભમરા! તું એ **કલી** યાને ખીલ્યા વગરનાં ફુલની કળી સાથે કેમ લાગી રહ્યો છે! તો જ્યારે એ કળી ખીલીને મધથી ભરપુર થઇ સુગંધીદાર થશે, ત્યારે તારા શા હાલ થશે?

મહારાજે ધારેલા અર્થથી જૂદો અર્થ થતો જોઇ કવિને પુછ્યું કે, બીજું કાંઇ? કવિ કહે, મહારાજ એ દુહાનો બીજો અર્થ આ કલ્યુગમા લપટાઇ રહેલા માણસ વીશે દ્વિઅર્થિ પણ થશે, જેમકે:—

નહિ **પરાગ** નહિ **મધુપુરી**, નહિ બિ **કાશી** યહ કાલ;
અલી! **કલીસે** લગ રહ્યો, આગે કોન હવાલ ?

યાને.—આ પરાગ યાને જાત્રાનું પ્રયાગ સ્થળ નથી, તેમ મધુપુરી યાને જાત્રાનું બીજું ધામ મથુરાં પણ નથી, વળી એ કંઇ કાશી બનારસ પણ નથી. એતો કાળ યાને મોહોત છે. હે અલી![1] * તું આ કલી યાને કલ્યુગની સાથે લાગી રહ્યો છે, અને હજુ તો ક-

---

1 * અલી=પુરૂષનું નામ.

લ્યુગના પાંચ હજાર વરસ ગત થયાં છે, પણ આગળ જ્યારે ખરેખરો કલ્યુગ આવશે ત્યારે ભવિષ્યમાં તારા શા હાલ થશે ! ×

રાજા અતિ ખુશ થયો, અને કવિને કહ્યું, કે તું એક દુહાના બંને અર્થ કરી શકે એટલો ગુણી છે, તો હું તને અભય વચન આપી મોટું ઇનામ આપું, ને તારી તકશીર માફ કરૂં, જો તું એનો ત્રીજો અર્થ કાંઇ બનાવી કાઢે તો ! કવિએ ત્રીજો અર્થ કહેવાની પ્રથમ આનાકાની કરી, પણ રાજાના આગ્રહથી બોલ્યો કેઃ—

નહિ **પરાગ** નહિ **મધુપુરી**, નહિ **બિકાશી** યહ કાળ;
**અલી**, **કલીસે** લગ રહ્યો, આગે કોન હવાલ ?

અર્થ—એમાં યાને પેલી છોડીમાં **પરાગ** એટલે રજ નથી. એટલે કે તેણીને રજોદર્શન થયુ નથી ( દશતાનમાં કોઇ વાર બેઠી નથી ). જેમ જુવાન સ્ત્રિના બોલવામાં મધ જેવા મીઠા શબ્દો નીકળે તેમ તેણીમાં રસીક બોલવાની પુરી સમજે નથી, તેમજ હજુ તો તેણીના શરિરના બધા અવયવો ખીલ્યા નથી. છતાં હે અલી ! ( યાને એ નર, એ રાજા ! ) તું આ કળી યાને જોબનના બાહારમાં ખીલ્યા વગરની છોકરી સાથે લાગી રહ્યો છે, તો જ્યારે તે ખરેખરી દસ્તાન-વાળી હાલતમાં આવશે, તથા બોલવાનો તેણીમાં મીઠાશ આવશે, અને બધા અવયવો ખીલશે, ત્યારે આગળ તારી હાલત કેવી થઇ પડશે ?

આહા ! આ દુહાની અસર થતાંજ આંધળો બની ગયલો રાજા, કવિ સાથે એકદમ દરબારમાં આવ્યો, અને કવિતો બેવડાં ત્રેવડાં ઇનામ પામી રાજ–કવિ થઇ પડયો. એવી રીતે કાકતાલિકા કરનારા કવિ બીહારીદાસ જયપુરમાં ૨૫૦ વર્ષ ઉપર થઇ ગયા છે.

હિંદુ સ્ત્રિઓમાં જે રાગડા કાઢવામાં આવે છે, તેમાં કાકતાલિકા અલંકારની ખાસ જરૂરજ પડે છે. એક ગમના બૈરાં ગાય છે, કે બીજી ગમના તેનો તોડ આપે છે.

૧ લું—અમારા સસરાજીની ચાલ ચલાવો મોરી સહીએરો—
પાન સુડી લો, પાન સુડી લો.
૨ જું—તમારા સસરાજી તે આમ આમ આલે મોરી
સહીએરો—પાન.
૧ લું—વહાણ ડોલ્યું રે શંકર શેઠિયાનું.

---

× માહાજન મંડળ ઉપરથી.

૨ જું—નથી ડોલ્યું રે શંકર શેઠિયાનું.
૧ લું—માંહી બેઠો રે પેલો દેદલો હજામ,
૨ જું—નથી બેઠો રે પેલો દેદલો હજામ.

એ વિગેરે નિરર્થકાલકારમાં કાકતાલિકા કરે છે. પણ જો બે માંથી એક ટોળાંથી વેહેલો કાકતાલિકા ન થયો, તો તુર્ત "હારી–હારી" કરીને ઝુમરાણુ કરી જીતેલાં બેરાં બોલે છે કે,

માગું ગાયુ ગાયરે ભાઇ ગોરાંદે;
ઘેડવાડે જાયરે ભાઇ ગોરાંદે.
મા ઘેડ બાપ ઘેડ, પાડ ને પડોશી ઘેડ,
જે બોલાવે તે ઘેડ, ઘેડ, ઘેડ ને ઘેડ.

**કાવ્ય અને ગાયનઃ**—અમીર ખુશરૂ એક અચ્છો કવિ તેમજ એક અચ્છો ગાયનકાર હતો. એકવાર તકરાર ચાલતાં એક ગવૈયાએ કહ્યું કે બેમાંથી ઉત્તમ ગાયન છે, અને કાવ્ય તેથી ઉતરતી પદ્વિ ભોગવે છે. અમીર ખુશરો આગળ તેનો ઇનશાફ થતાં નીચે મુજબ વર્ણન થયું;—

તે ગવૈયાએ ખુશરોને પોતાની તકરાર સમજાવતાં જણાવ્યું કે; "ગાયન, એ કાવ્યથી ઉત્તમ હોવાનું કારણ એ છે કે, લાંબા વખતના મહાવરા વિના ગાયન શીખાતુંજ નથી, અને તેના કાયદા કલમમાં ઉતરી શકતા નથી." ખુશરોએ જણાવ્યું કે, "એ બન્ને હુન્નરો હું જાણું છું, જેથી હું બેઉનુ તોલ બરાબર કરી શકીશ. કાવ્ય એ એવી જાતનું જ્ઞાન છે, કે જે બધી રીતે સંપુર્ણ છે, અને તેને કાંઇ રાગ કાઢનારાં વાજીંત્રોની જરૂર પડતી નથી. તેમજ ગવૈયાના હલકની પણ તેને દરકાર પડતી નથી. ખરજસુર અને તીવ્ર અથવા નિષાદસુરના જ્ઞાન વિના એક કાવ્ય કોઇ વાંચે, તો તે અઘટિત થતુ જ નથી; કેમકે તેથી કવિતાને કે તેની મતલબને કઇપણ ખલલ થતી નથી. જ્યારે એક ગવૈયો ગમે એટલો હુ–હુ–ને હા–હા કરે, તોપણ તેને તે ગાવાને માટે કવિ ઉપરજ આધાર રાખવો પડે છે. ટુંકમાં કાવ્ય, એ પરણનારી કન્યા છે, અને ગાયન એ તેણીનું ઘરેણુ છે. એટલે ઘરેણાં વગર જો તે કન્યા દેખાય તો તેથી કાંઇ તેની ખુબસુરતી ઘટી જતી નથી. એ ઉપરથી કાવ્ય અને ગાયન શું ચીજ છે તે સમજ પડશે. કવિ એ સખાવત કરનારો છે, અને ગાયનકાર તો તે લેનારો છે. એ ઉપરથી શાયર હાફેઝનો એક દાખલો યાદ આવે છે કે, એક

વાર અમીર તૈમુરે ફારસનો મુલક જીત્યા પછી હાફેઝને બોલાવીને કહ્યું કે; સમરકંદ અને બોખારા જેવાં મહાભારત શેહેરો, જેમાંનું એક મારૂં રાજધાની-શેહેર, અને બીજું મારી વતન-ભૂમી છે, તેવાં ખીલતાં નવબાહાર શેહેરો જીતવાને મેં મારો ઘણો મોટો વખત ગુમાવી, ભારે હેરાનગતી ભોગવી છે, તે છતાં માત્ર એક ઓરતના ગાલ ઉપરના ફક્ત એક તલને વાસ્તે સમરકંદ અને બોખારા આપી દેવા તું તૈયાર થઇ લખે છે કે:—

" અગર આં તુર્કે શીરાઝી બદસ્ત આરદ દેલે મારા,
બખાલે હીન્દુઅશ બખશમ સમરકંદો બોખારારા. "

મતલબ કે જો પેલી શીરાઝ શેહેરની ખુબસુરત સ્ત્રી મારા હાથમાં આવે તો તેના ગાલ ઉપરના એક કાળા તલને માટે હું સમરકંદ અને બોખારા શેહેરો આપી દઉં. એ પ્રમાણે લીટીઓ બોલી તૈમુરે કહ્યું, કે તું આવો ગરીબ અને કંગાળ છે, તો આવાં શેહેરો આપી દેવાનું ખોટું ડૉળ શા માટે કરે છે ? ત્યારે હાફેઝે કહ્યું કે, ઓ સુલતાન ! આવી કંગાલ અને ગરીબ સ્થિતિમાં હું કેમ આવ્યો છુ તે તને ખબર નથી શું ? આવી આવી મોટી બખશેસો અને સખાવતો કરવાથીજ હવે મારી પાસે કાંઇ રહ્યું નથી, તેથી કંગાળ થઇ ગયો છું ! આ હાજર જવાબથી તૈમુર બહુ ખુશ થયો, અને ઇનામ બખશ્યું. બીજાઓ કહે છે કે; હાફેઝેતો એવો જવાબ દીધો કે, મેં કંઇ **સમરકંદ** અને **બોખારા** આપવા કહેલુંજ નથી. મારી લીટી તો એવી છે કે:— " અગર આં તુર્કે શીરાઝી બદસ્ત આરદ દેલે મારા, બખાલે હીન્દુઅશ બખશમ **સકરકંદો દો ખુરમારા** " યાને તે તલને માટે શાકર અને ખજુર આપવા મે તો કહેલો છે ! આ જવાબથી પાદશાહ ખુશ થઇ ગયો હતો. એ પ્રમાણે એક કવિ કાલ્પનિક બુદ્ધિથી દુન્યાંની દુન્યાં આપી દઇ શકે છે, ને મુલકના મુલક જીતી શકે છે. **અબુલફર્જે સન્જરી** નામે એક કવિની યાદદારત શક્તિ એવી તો તિવ્ર હતી, કે જો કાંઇ પણ કવિતા ગમે એટલી લાંબી તેની આગળ કોઇ **એકજવાર** બોલી જાય, તો તે તેને મોઢે રહી જતી !!! વળી તેના છોકરામાં એવી ખુબી હતી, કે જો કોઇએક કવિતા **બેવાર** સાંભળે તો તે પેહેલેથી છેડે સૂધી તેને પાઠે રહેતી !! અને વળી તેનો એક ગુલામ એવી તાકાત ધરાવતો હતો, કે તે કોઇ કવિતા **ત્રણ વાર** સાંભળે તો તેને સંપુર્ણ યાદ રહી જતી ! એથી ફરીને

દરબારમાં જ્યારે પણ કોઇ નવો કવિ "કસીદો" વાંચવા અથવા પાદશાહની સ્તુતિનું કાવ્ય સંભળાવા આવે, ત્યારે જો તે કવિતા ઉત્તમ હોય તો અબુલફ્ર્જે કેહનો કે "એ તો મારી બનાવેલી છે." એમ કહી તે આખી બોલી જતો. તેમજ તેનો છોકરો પેલા નવા કવિનું અને બાપનું સાંભળી બે વાર થવાથી તે પણ બોલતો, અને છોકરા સાથે ત્રણ વાર થવાથી ગુલામ પણ બોલી જતો. જેથી ખરેખરા કવિને ફજેત થઇ દરબારમાંથી પાછા ફરવું પડતું હતું. અને અબુલફ્ર્જેની મેહેરબાની મેળવીનેજ દરબારમાં દાખલ થવુ નવા કવિઓ માટે સલામત થઇ પડતું. એક વાર **અનવારી** જેવા મહા કવિએ ઉત્તમ કસીદો જોડયો; જે નીચલી લીટીથી શરૂ થતો હતોઃ—

"ગર દેલો દસ્ત બેહરો કાન બાશદ,
દેલો દસ્તે ખોદાયગાન બાશદ."

આવી ઉત્તમ કવિતા શાહ સનમુખ રજુ કરવાની હોવાથી અબુલફ્ર્જે આગળ તે મેળાં ઘેલા કપડાં સાથે અબોલ્યા જેવો ગયો, અને જણાવ્યું કે હાસ્યરસિક કવિતા શાહને સમજાવવી છે, માટે કૃપા કરી દરબારમાં દાખલ કર ! અબુલફ્ર્જે તે કવિતા પ્રથમ સાંભળવા માંગતાં અનવારીએ એવી શરતે ગાવા કબુલ્યું કે, શરની લાઇનોજ હું બોલીશ, જે નીચે પ્રમાણે જાણી જોઇને તે ઘેલાંની માફક બોલ્યો.

"ઝહી શાહો ઝહી શાહો ઝહી શાહ,
ઝહી મીરો ઝહી મીરો ઝહી મીર.."

યાનેઃ—કેવો પાદશાહ ! કેવો પાદશાહ ! કેવો પાદશાહ !
કેવો અમીર ! કેવો અમીર ! કેવો અમીર !

આવી દમ કસ વગરની કવિતાની બાંધણી જોઇ અબુલફ્ર્જે હશીને બોલ્યો કે, "બીજી લીટીમાં તું નીચે પ્રમાણે કાં નહીં જોડણી લાવતો, કે જેથી કરીને બીજી લીટી જે પેહેલી લીટીના પ્રાસની સાથે મળતી નથી તે મળી રહેશે—

"ઝહી માહો ! ઝહી માહો ! ઝહી માહ !"
યાને—કેવો ચંદ્ર ! કેવો ચંદ્ર ! કેવો ચંદ્ર !

અનવારી બોલ્યો.—અરે એમ નથી, એમ નહીં ચાલે. કેમકે તમો જાણો છો કે પાદશાહ અને અમીરો નહીં તુટે એવા ગાંઠથી બંધાયલા છે, માટે હું કહું છું તેમજ જોઇએ. આ ઉપરથી અબુલફ્ર્જે વિચાર્યું કે, દરબારમાં આ ઘણી એક મશ્કેરા ટોલ્યાનું કામ

ઠીક બજાવશે, તેથી બીજે દહાડે દરબારમાં રજુ કરવા તેને કબુલત આપી. બીજે દિવસે તો ગ્રહસ્થને છાજે તેવા સારા પોશાકમાં દરાવેલ વખતે હાજર રહેલો અબુલફર્જને તે દેખાયો. પાદશાહ આગળ કવિતા કહી સંભળાવવા હુકમ થતાં તેણે તો પેલી ચરેલાં જેવી ગાંડી ઘેલી કવિતાને બદલે પ્રથમ જે સુંદર લીટી કહી છે તેવી લીટીથી કવિતા બોલવી શરૂ કરી, અને ઉત્તમ કવિતા ગાતાં અર્ધી બાકી રહી, કે બોલવાનું બંધ કર્યું. અને અબુલફર્જ તરફ ફરીને બોલ્યો, કે હું માત્ર અર્ધી કવિતાજ બોલ્યો છું, માટે દર વખતની તારી ટેવ પ્રમાણે એ કવિતા જો તારી બનાવેલી કેહતો હોય, તો બાકી રહેલી અર્ધી હવે બોલ! અબુલફર્જ ગભરાઇ ગયો, અને એ કવિતાથી પોતાને અંજાણ જણાવ્યાથી અનવારી બાકી રહેલો ભાગ બોલી ગયો. અબુલફર્જની લુચ્ચાઇ પકડાઇ આવી, અને દરબારમાંથી શાહે તેને હાંકી કાઢયો. મી. કુકા જણાવે છે કે, એ અબુલફર્જને માટે નહી, પણ કેટલીક ગમ અમીર મોએઝીને માટે ઉપલું લખાણ આવે છે.

**૭૭ મો—વંશચરિત્ર વૃક્ષ:**—યાને આખા કુટુંબનું ચરિત્ર, વંશાવળીના ઝાડ ( *Genealogical Tree* ) ની માફક કવિતામાં દરશાવવામાં આવે ત્યારે એ અલંકાર વપરાય છે. જેને ફારશીમાં એતરા અથવા એતરાવ કહે છે. જે માણસની સ્તુતિમાં કાવ્ય લખવાનું હોય તે માણસના વડવાઓની વંશાવળી જણાવવાનો આ અલંકાર છે. જેમકે હાજી મહમદ જાન કુદસીએ "અલી બીન મુસા" ની તારીફમાં નીચે મુજબ વંશ ચરિત્ર કહ્યું છે.

"બહારે ગુલશન દીને **મહમુદ** અરબી;
ઝીઆએ ચશ્મ **અલી** નુર દીદેએ **ઝોહરેહ.**
બહારે ખુર્રમીએ ખાતેર **હુસૈન** ઓ **હસન;**
સરવરે સીનેએ **ઝૈન ઉલઅબાદ** શમય હદી.
ફરોગે શમયે શબેસ્તાન **બાકર** ઓ **સાદેક;**
ગરીબે ખાકે ખોરાસાન **અલી બીન મુસા.**"

અર્થ:—ધરમના બાગની વસંત રતુ તે અરબસ્તાનનો **મહમદ.** આંખનું નુર તે **અલી.** રોશની જોનારો તે **ઝોહરેહ.** દિલની ખુશાલીનો બાહાર તે **હુસૈન** ને **હસન** દીલનો વડો **ઝૈન ઉલ અબાદ** જે રાહબરીની જોત છે તે. રાતની વખતના દીવાનું તેજ તે **બાકર** ને **સાદેક** છે. ખોરાસાન સરજમીનમાં એક મુસાફર જેવો તે **અલી બીન મુસા** છે.

કવિ કેવળરામના ૪ છોકરા—સેવકરામ, શોભારામ, સદારામ, અને આદિતરામ કરીને હતા. કેવળરામે એક દોહરો જોડી તેના પેહેલાં ચરણમા પોતાનું, પોતાના પિતાનું, અને પોતાના બાપાવાનું નામ લાવી, બીજામા ચારે પુત્રોના નામ આપી વશાવળી અલંકાર ગુંઠેલો છેઃ—

કેવળ, કેશવ, કૃષ્ણ કો, ઉઠતહી નામ સંભાર!
સેવક, શોભા રખ સદા, આદિત ઉદય નિહાર.

એમાં વળી દેવોને સંભારવા લખી બીજો અર્થ પણ શ્લેષ લાવી કરેલો છે.

**૭૮ મો:—અંકાકાર**, જેને ફારશીમાં સયાકતઉલ અદાદ કહે છે, અને અંગ્રેજીમાં *Numerical Verse* કહે છે. એમાં કવિઓ આંકડાઓને ઉતરતા કે ચડતા આકારમાં એવી રીતે ગોઠવે છે, કે જેમાંથી અંકગણિત પ્રમાણે ભેદી અર્થ નીકળી આવે છે જેમકે ખાકાંની વાપરે છે કેઃ—

" યક દુ શુદ અઝ સે હરફ્શ ચાર અસ્લો પંજ શઅબે;
શશ રોઝ હફ્ત અખતર નેહ ફમરો હસ્ત મનઝર."

એમાં " યક દુ શુદન " યાને બેવડું કરવું એવો અર્થ થાય છે. **ખોદા** ( ખે+દાલ+અલેફ ) એ ત્રણ હરફોમાંથી ચાર ઑનાસર—પાંચ જાતની અક્કલ—૭ દિવસ—સાત ગ્રહો—નવ આસમાન—અને આઠ બેહેસ્ત વધેલાં છે. કાવ્ય કૌસ્તુભ ઉપરથીઃ—

૧૧ **અગીઆરા** આગળથી ગણિએ, જ્યહાં અનીતી કેરો વાસ;
૧૨ **બારણું** બુદ્ધિ તણું ખોલિએ, પરમકિર્તિનો થાય પ્રકાશ.
૧૩ **તે રહ** તો કદિએ નહિ કરિએ, હાંસલ જેમાં ન મળે કાંય;
૧૪ **ચતુર દશે** દિશ ચેતી ચાલે, ઠગ જનથી તે કેમ ઠગાય;
૧૫ **સંપ નરમ** ત્યાં જંપ મળે નહિ; કંપ વપૂમાં વ્યાપે રોજ;
૧૬ **સોળા**[1] વીશ નહિ સત્ય નીતિને, બહૂ વિશ્વમાં વધશે બોજ.
૧૭ **સત** રહેશે પરિયાં સાતેનું, પરીપુર્ણ ઉતરીશ તું પાર;
૧૮ **જાઅ રાઠ** એવી તુ જુગતી, આદરજે આ જગ મોઝાર;
૧૯ **ઓર**[2] **ગણિ** લે સહુ ગૂણ હરીના, જે જશદાતા છે જુગદીશ;
૨૦ **વિસવાસે** વિશ્વંભર કેરા, રહિને કામ કરો હરનીશ.

સુંદરદાસે સંતોષ રાખવા વીશે કહેલા કવેતમાં આ અલંકાર વાપર્યો છેઃ—

" જ્યું દશ, વીસ, પચાસ, ભયે, સઠ, સોય હજારું, લખ મંગેગો;
કોટી, અરબ, ખરબ અસંખ્ય તો; પૃથ્વિ પતિકી ચાહે બધેગો;

૧ ભભડાવીશ નહિ. ૨ સંબોધનાર્થે ઓ—અરે.

સ્વર્ગ પાતાળકો રાજ ચાહે તો, તૃષ્ણા અધિકો આગ લગેગો;
**સુંદર એક** સંતોષ વિના નર, તેરી કબુ નહિ ભૂખ ભગેગો."

એમાં અલંકાર બરાબર સમજાવેલા છે.

રૂક્કા તું નૌશાલના ! તત્પર વેહેલો થા !
**લાખ** દુવાનો, કોથળો, ખાંધે લઇને જા !
પીઠપર સાથે લેખ છે, "સાલ મુબારક" ઠેઠ;
ઘરજે એવા ટેકથી, (કે) હસ્તા વાચે શેઠ.
**સો** મણ સુખનું પોટલું, રીતસર તોલી આપ !
**સદ** ગજ ધનનું કાપડું, નેક ગજે તું માપ !
**ખર્વ** ખુશીની તોપલી, તંદુરસ્તીના ફુલ;
**ક્રોડ** મજાની શાલ તે, ઓઢારી બેમુલ.
મેળણમાં તું મેળજે, ફતેહ-ફીરોઝી-નામ;
**પ્રાંત** મુબારકબાદીનું, નમન કરી આ ઠામ.
વર્ષ એક તે શેઠનો, રહી સત સદા ગુલાંમ;
બીજો છોડું ત્યાં લગી, ઠર પડજે તે ઠામ.
હર્ખે, હર્ષે, ને હોંશથી, કેહ જઇ ખુશ કલામ;
**ગરીબ**તણી આ ભેટ છે, બહુબહુ કહીજ સલામ.

એ પ્રમાણે શેવકની શાલ મુબારકવાળી બનાવટમાં એ અલંકાર ભેરવાયલો છે.

કબીર પોતાના પદમાં કહે છે કેઃ—

કાળકા અજબ તડાકા એ, તું કયા જાને લડકા એ—ટેક
**નવ**બી મર ગએ **દસ**બી મર ગએ, મર ગએ **સહસ્ર અઠાસી**;
**તેતીશ** કોટી દેવતા મર ગએ, પડે કાળકી ફાસી.

**૭૯—બેવડ પ્રાસઃ—**જેને ફારશીમાં ઝુ કાફીતીન કહે છે. *Double Rhyme* અંગ્રેજીમા છે. યાને એક જ દકે બૅતમાં બેવડા પ્રાસ આવે છે; જેમકેઃ—

**હાફેઝઃ—**" દીશબ બ સયલે અશ્ક રેહે **ખાબ મીઝદમ**;
નકશી બ યાદે ખતે તો બર **આબ મીઝદમ**."

એમાં **ખાબ** સાથે **આબ** એક પ્રાસ, અને **મીઝદમ** સાથે **મીઝદમ** બીજો પ્રાસ છે

" સજ્જનસે સજ્જન મીલે તો **હોવે દો દો બાત**;
ગધાસે ગધા મીલે તો **ખાવે દો દો લાત.**"

" ફેઝે ઉ દર સફાએ સફીનેએ રૂહ;
ફેઝલે ઉ દર વફા સફીનેએ નુહ. "

એમાં સફા સાથે વફા—સફીનેએ—સાથે સફીનેએ—અને રૂહ સાથે નુહ પ્રાસિક ગોઠવેલા છે. વળી એવો રદીફ ( શબ્દ ) જો બે પ્રાસોની વચ્ચે આવે છે તો તે ઘણોજ મનોહર લાગે છે. ત્યારે તેને " ઝુ કાફીતીન મય અલહાજબ " કહે છે.

(૧) " સંસારી નીરધન દુઃખી; (૨) રાજા દુઃખી દલ ભંજતે;
(૩) વૃદ્ધ કાળે વેસ્યા દુઃખી; (૪) જોગી દુઃખી ધન સંચતે. "

એમાં આંકડા મુકયા છે તે પ્રમાણે તેટલી કહેવતોમાં ૪ જણાંને દુઃખી ગણેલાં છે, તેથી કહેવતરૂપાલંકાર પણ છે; અને બેવડ પ્રાસ પણ જણાશે. મોએઝીનો નીચલો દૃષ્ટાંત ઉત્તમ છેઃ—

" અએ શાહે ઝમીન બર આસમાન **દારી** તખ્ત;
સુસ્ત અસ્ત અદુયે તુ તા કમાન **દારી** સખ્ત.
હુમલેએ સબક આરી ઓ ગેરાંન **દારી** લખ્ત;
પીરીએ તુ બ હાનેશો જવાન **દારી** બખ્ત. "

એમાં **દારી** શબ્દ આસમાન તથા તખ્તની વચ્ચે એવી રીતે ગોઠવાય છે, કે કમાન અને સખ્ત, ગેરાન અને લખ્ત, જવાન અને બખ્તની વચ્ચે આવી ખુબી બતાવે છે.

કવિ ભુખણનું નીચલું કવેત બેવડ પ્રાસિક છે.—

" ઇંદ્ર જિમિ જંભપર, વાડવ સુ અંભપર,
રાવન સુ દંભપર, રઘુ કુળ રાજ હેં;
પોંન બારી બાહપર, શંભુ રતિ નાહપર,
ત્યૌં સહસ્ત્ર બાહપર, રામ દ્વિજ રાજ હેં;
દાવા દ્રુમ દંડપર, ચિત્તા મૃગ ઝુંડ પર,
ભૂખન બિતુંડપર, જેસેં મૃગ રાજ હેં;
તેજ તમ અસપર, કાન્હ જિમિ કસપર,
**ત્યૌં મિલેચ્છ બંશપર, સેર શિવરાજ હેં.**"

આ કવિત મધે છેલ્લા કાળા હરફવાળું કવેત શીવાજીની દરબારમાં, ઔરંગજેબની દરબારમાંથી રૂઠેલા કવિ ભૂખણે આવીને કહ્યું, જેથી શીવાજીને શુર ચઢ્યું, અને તેણે જંગ જગાવ્યો હતો.

નીચલો બેવડ પ્રાસ ૪ કેહવતો પણ સમાવે છે, તેથી તે કેહવતરૂપા પણ છે.

"(૧) લેનેકું હર નામ હે, (૨) દેનેકું **અન્નદાન;**
(૩) તરનેકું આધીનતા, (૪) બુડનેકું **અભિમાન.**"

એમાં ઘણી સારી બનાવટ કરેલી જણાય છે:

अनारंभोहिकार्याणां प्रथमं **बुद्धि लक्षणम्** ।
आरब्ध स्यांतगमनं द्वितीयं **बुद्धि लक्षणम्** ॥ (વિષ્ણુશર્મા.)

યાને— એક કામનો આરંભજ નહીં કરવો એ બુદ્ધિનું પ્રથમ લક્ષણ છે; અને આરંભેલાં કાર્યને પાર પાડવું, એ બુદ્ધિનું બીજું લક્ષણ છે. નીચલો દાખલો કેહવતરૂપામાં પણ આવશે, ને બેવડ પ્રાસમાં પણ સરસ છે:—

"ભર્યા સો છલકે નહીં, છલકે **સોહી આધા;**
ઘોડાતો ભૂંકે નહીં, ભૂંકે **સોહી ગાધા.**"

"ચુ શમય જમાલત **ચેરાગમ** બુઅદ,
મરા દર દો આલમ **ચેરા ગમ** બુઅદ."

યાને:—પ્યારી ! જ્યારે તું જેવી ખુશનુમા મીણબતીજ મારો ચેરાગ છે, ત્યારે બેઉ જેહાંનમાં મને ગમ શાંનો હોય ?

# ૩૪

" *To a poet nothing can be useless. Whatever is beautiful and whatever is dreadful must be familiar to his imagination· he must be conversant with all that is awfully vast or elegantly little.* "—*Dr. Johnson.*

કવિઓએ અને શોધકોએ એલમનો માર્ગ સીધો, ટુંકો અને વગર ગુંચવાડાનો બનાવાને ઘણા ઘણા પ્રયત્નો કરેલા છે. રાજાને તેમ રંકને માટે એલમનો ટુંકો માર્ગ છેજ નહીં. વિદ્યા એને જ્ઞાન સંપાદન કરવાને માટે એક પાદશાહ અને ફકીરનો રસ્તો એક સરખો, કાટાઓ વાળોજ ખુદરતે રાખેલો છે. તેથી એક પાદશાહને વિદ્યા આપવાને જેટલા ટુંકા રસ્તા જડે, તેટલા રંકને માટે પણ જડે. જેનો નીચલો અલંકાર એક પૂરાવો છે:—

**૮૦—અર્થાવળી:**—એ અલંકારમાં શબ્દોની રચના એવી રીતે કરવામાં આવે છે કે, તે શબ્દોની સાથેજ તેનો અર્થ અથવા બીજો શબ્દ જે હોય તે જણાવામાં આવે. અથવા બીજા વાક્યનો

અને જે કામ કરવાનું હોય તેનો અર્થ સૂચવવામાં આવે છે, અથવા જેનો અર્થ દુન્યાં જૂદી રીતે કરતી હોય, તેનો અર્થ કવિ બરાબર સમજાવે છે "ખાલીક બારી" નામની ફારશી કેતાબ આખી એજ અલંકારની બનેલી છે. તેમાંના થોડાકજ દાખલા આપું:—

" રસુલ પેગંબર જાન બસીઠ, યાર દોસ્ત બોલે જા ઇઠ.
બીરમે અસ્લા બોહાકા નાઓ, ગરમા ધુપ સાયા હે છાંઓ.
બીઆ બેરાદર આવરે ભાઇ, બેનશીન માદર બેઠરે માંઇ.
કૌવત નહરૂ જોર બલ આન, સારેક દોઝદ ચોર હએ જાન.
જાનો ફ્ખઝ કે જાંગ ખુઅદ, નાઝેલા હેલા.
મેકરાઝ કતરની કે ખુઅદ, અસ્તુરા છુરા. "

એમાં ફારશી ભાષાના રશુલ—પેગંબર એ શબ્દોનો અર્થ હિંદુસ્થાનીમાં બસીઠ કહેવાય છે, તેમજ ફારશી યાર એટલે દોસ્ત એમ અર્થ જણાય છે. વળી " બીઆ બેરાદર " યાને આવરે ભાઇ તેમજ " બેનશીન માદર " બેસરે માય, વગેરે તમામ અર્થો, બેહેરે તકારૂબ વગેરે જૂદી જૂદી તરેહવાર બેહેરોમાં જણાવેલા છે; તે ખરેખર વાંચીને પાઠે કરવાથી ફારશી ભાષા તેની સાથે હિંદુસ્થાંની ભાષાના શબ્દો સાથે શીખાય છે.

## શ્લોક.

दानेन पाणिर्नतु कंकणेन, श्रोत्रं श्रुतेनैव न कुंडलेन ।
विभाति कायः करुणापराणां परोपकारेण न चंदनेन ॥

અર્થ—હાથ, દાન ધર્મ કરવાને આપ્યા છે, કાંઇ કલ્લાં સાંકળાં અને ફુલના ગજરા ઘાલવા નથી આપ્યા. કાન આપેલા છે તે હરિગુણ સાંભળવાને છે, નહીં કે કડકીઆં ને કુંડળ લટકાવાને આપેલા છે. પારકાના ઉપર દયા અને પરોપકાર કીધાથી કાયા શોભે છે, બાકી ચંદન કેશરના લેપડા કર્યાથી કે ટિલા ટપકાં કર્યાથી બદન શોભતું નથી.

" માહે મોહરરમ ઝર બેબીન, અંદર સફર બીન આઇને.
અંદર રબી આબે રવાન, આખેર ગનમ અએ મેહનેગર.
અવ્વલ જમાદી નકરે બીન, પીરી બેબીન દર આખેરી.
માહે રજબ મસહુફ બીન, સઅબાંન ગાહે તીઝતર,
શાસશીર દર રમઝાન નેગર, શવ્વાલ જંમેએ સબ્જ બેબીન.
ઝીલકાદ બીન કુદકે, ઝીલ હજ્જ દુખતરે ખુબતર. "

અર્થ:—મોહરરમ મહીનામાં સોનું જોવું; સફર મહીનામાં આરસી જોવી; પહેલા રબીમાં વહેતુ પાણી; ને છેલ્લા રબીમાં, ઓ મોટા માણસ! તારે બકલ્યુ જોવું. પહેલા જમાદીમાં રૂપું જોવું, અને છેલ્લા જમાદીમાં એક ઘરડા માણસને જોવું. રજબ મહીનામાં કોરાંન, અને શેબાંન મહીનામાં લીલી જગ્યા જોવી. રમજાંનમાં તલવાર, ને શવ્વાલમાં લીલું કપડું જોવું. જીકઅદમાં બચ્ચું જોવું, ને જીલહજજમાં ખુબસુરત છોકરી જોવી.

ઘણા લોકોમાં ચાંદરાતને દીને ચદ્રને જોયા પછી તુર્તજ રૂપા-નાણુ જોવાનો ચાલ છે, પરંતુ મુશલમાનો પ્રમાણે તો જે તે મહિનાની ચાંદરાતે મુકરર કરેલી વસ્તુઓજ જોવાની હોય છે. પણ તે યાદ ન રહે તેટલા માટે " અર્થાવળી " અલંકારમાંજ તેની ગોઠવણ કરેલી છે.

"**પુમ્બે** દેહના ચે ખુબ **રૂઇ**, વય **ચે** ઝેકના કુદામ **કુઇ** ?
અઝ હર તર્ફી તોરા બજુસ્તમ, **સોઝન** પલકા કુદામ **સુઇ** ?"

ઓ જીગરની જાંની ! તું કે જે કપાસના જેવા નરમ હોઠો-વાળી છે, તે તું કેવી ખુબસુરત છે! તું કે જે એક કુવાના જેવી હડપચી–કુઇ * ધરાવે છે, તે તું કયા મોહલામાં રહે છે ? હું તુને દરેક દીશાએ ઢુંડી વળ્યો છું. તું કે જે આંખના પોપચાં સોયના જેવાં ધરાવે છે, તે તું કઇ જગ્યાએ રહેલી છે ?

એમાં ખુબી એવી છે કે, કાળા હરફો ઉપર શ્લેષ પડવાથી **રૂઇ**–**કુઇ**–અને **સુઇ** એ શબ્દો હિંદુસ્થાની ભાષામાં વાંચ્યે તો તે નીચલા ફારશી શબ્દો **પુમ્બે**–**ચેહ**–અને **સોઝન** ની સાથે અનુક્રમે અર્થમાં બરાબર મળી રહે છે, અને વળી એકેકની જોડા જોડ લીટીમાં તેઓ સમાયલા દીઠામાં આવશે. એ **અર્થાવળી**માં છતાં વળી અર્થ જૂદા જૂદા કરે છે.

પાપ કોણે નડે છે તેનો અર્થ મનુસ્મૃતિમાં સમજાવેલો છે કે,

श्लोक.

राज्ञि राष्ट्रकृतं पापं कृतं राज्ञा पुरोहिते ।

---

* હડપચી–કુઇ= એટલે હડપચીની નીચે જે નાહનો ખાડો આવે છે તે, જેને અંગ્રેજીમાં Chin pit કહે છે તે. એ ખાડા ઉપર પણ ઇરાંનીઓમાં ખુબસુરતીનું તોલ થાય છે.

भर्तरि स्त्रीकृतं पापं शिष्य पापं गुरौ स्मृतं ॥

અર્થઃ—પ્રજાએ કીધેલું પાપ રાજાને લાગે છે, રાજાએ કીધેલું પાપ તેના ગોરને લાગે છે, સ્ત્રીએ કીધેલું પાપ તેના ધણીને લાગે છે, અને શિષ્યએ પાપ કરેલું તેના ગુરૂને લાગે છે. એ પ્રમાણે મનુએ પાપની અર્થાવળી કરેલી છે.

તલા વ નકરે વ ઝીબક મેસઅસ્ત
સુરબે આહ ન જસદ સું કલઇ ઓ ઝર નીખ તલક અએ પુર ફેન.
એદાંન તુ બાદ અઝીન કબરીનરા સું સુમાલફાર
ઝમારક સીસા બુઅદ દરીન યક ફેન.

અર્થઃ—સુનું, રૂપુ, ને પારો તાંબાં જેવાં છે. સીસું, લોહડું, ને જસદ; કલઇ, હડતાલ ને અબરક જેવાં છે. ત્યાર પછી તું જાંણ કે ગંધક, સુમુલફાર નાંમના ઝેહરી પદાર્થના જેવી છે. અને એક હીકમતથી કાચનો સીસો થાય છે.

વળી તેજ પ્રમાણે ફારશી ભાષામાં ધાતુઓ કેટલી છે, તે " અર્થાવળી " માંજ ઉપર પ્રમાણે સમજાવેલું છે.

વળી જવાહીરો કયાં કયાં છે, તે પણ એવાજ અલંકારમાં ફારશી ભાષામાં સમજાવ્યું છે.

દુર્‌ર્ હસ્ત ઓ યલમાસ ઓ લાલ ઓ યાકુત
મેરજાંન ઓ ઝમરૂદ અસ્ત ઓ પોકરાઝ
નીલફ્ર સુંન લસનીએ ઓ યકીક અસ્ત.
ફીરૂઝ રૂએ ઇશમ મરમરે ઝાચ.

અર્થઃ—મોતી, હીરો, લાલ ને યાકુત છે. પરવાળું, લીલો હીરો ને પીળો હીરો, હીરાનાં જેવો નીલમ હીરો ને યકીક હોય છે. ચળકતો કીમતી ઇશમ પથરો ને કાળો મરમર જાતનો કીંમતી પથરો હોય છે.

दातव्य मिति यद्दानं दीयते नुपकारिणे ॥
देशे काले च पात्रे च तद्दानं सात्विकं विदुः ॥

જેનાથી આપણો કીધેલો ઉપકાર પાછો વળાવાનો નહિ, એવા ગરીબને દાન કરવું. દાન લેનારો ધૂર્ત ન જોઇએ, પાત્ર જોઇએ. દેશ અને સમય જોઇને દાન કરવું, **એવા દાનને પંડિતો સાત્વિકદાન કહે છે.**

ઝે દરવરદીન સું ઓ ગુઝસ્તી, માહે અરદીબેહેસ્ત આયદ,

માહે ખુરદાદ ઓ તીર, આંનગે અમુરદાદ હમી શાયદ,
પશ અઝ શેહરેવર ઓ મેહેર ઓ આબાં આઝરે વ દેહદાં,
કે બર બેહમન જુઝ અસફ દારમદ માહે ને અફ્ઝાયદ.

**અર્થ.**—ફરવરદીન મહીનો પસાર થયો કે અરદીબેહેસ્ત આવે છે. ત્યાર પછી ખોરદાદ તીર, પછી અમરદાદ બેશે છે. પછી શેહરેવર, મેહર, આંવાં, આંદર ને દેએ તું જાન, પછી બેહમન પર અસપ દાદ સીવાએ બીજો વધારે મહીનો હોતો નથી.

પારશી લોકોના મહીનાઓ મોંઢે રાખવા સારૂ ઉપલાજ અલંકારની મદદથી ઓલમા શાયરે બનાવટ કરેલી છે. એ શીવાય ગૂજરાતીમાં અને અંગ્રેજીમાં પણ ઘણા દાખલા આવે છે. પરંતુ ઉપલા નમુના પુરતા છે.

“ જ્યોતિર્વિદાભરણ ” નામે ગ્રંથમાં નીચલી બનાવટ છે.—

धन्वन्तरि क्षपणकामरसिंह शंकु वेतालभट्ट घटकर्पर कालिदासाः ॥
ख्यातो वराहमिहिरो नृपतेः सभायांरत्नांनिवैवररुचिर्नव विक्रमस्य ॥

અર્થ:—ધન્વંતરી, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વેતાલભટ્ટ, ઘટકર્પર, કાલિદાસ, વરાહમિહિર, અને વરરૂચિ, એ વિક્રમ રાજાની સભા મધ્યે “ નવ રત્ન ” હતાં. એમાં વળી નવ રત્નોના નામ યાદ રહી જાય એવી રચના કરેલ છે.

**ઉદ્ધડ જોશીએ** પોતાની પુત્રિનું નામ અમર રાખવા “ ભડલી વાક્ય ” નામે સાખીઓ રચીને આખા વરસનો વરતારો કાઢેલો છે, તે અર્થાવળી અલંકારમાં રચાયલાછે. માત્ર એકાદની જગા કર્યે.

અષાડા ધર બીજડી, નોમે નિરખી જોય:
રવિ તાતો બુધ સીતળો, મંગળ વૃષ્ટિ ન હોય.
સોમે શુક્રે સુર ગુરૂ, જળ બંબારણુ હોય.
કર્મે સંજોગે સનિ મળે, તો જીવે જવલ્લો કોય.

અર્થ:—અષાડ શુદ ૨ કે ૯ મે રવિવાર હોય તો તાપ બહુ પડે, બુધવાર હોય તો ટાઢ બહુ પડે, અને મંગળવાર હોય તો મુદ્દલ વરસાદ ન થાય. પણ જો સોમ, શુક્ર, કે ગુરૂવાર હોય, તો વરસાદ ઘણો થાય. અને શનિવાર હોય તો પૃથ્વિ ઉપર કોઇકજ જીવતું રહે.

એ પ્રમાણે એ અલંકારની મજા છે.

**૮૧—ઉખ્યાંણાઅલંકાર:**—એને અંગ્રેજીમાં *Riddles* ના નામથી,

અને ફારશીમાં મોઅમ્માના નામથી ઓળખે છે. જેમકે:—

*" Charge; Chester, charge on, Stanley, on!"*
*Were the last words of Marmion.*
*Had I but been in Stanley's place,*
*When Marmion urged him to the chase,*
*A tear might come on every face.*

એમાં **કાંદા** વીશે ઉખ્યાણું છે. *On Stanley on* એટલા **મારમ્યન**ના છેલ્લા શબ્દો છે, પણ જો **સ્ટાનલી**ને બદલે હું (I) હતે તો દરેકની આંખમાંથી આંસુ પાડતે,યાને કે સ્ટાનલીને બદલે *I* હરફ બંન્ને *On* શબ્દોની વચમાં આવ્યાથી *Onion* એટલે કાંદો થયો. એજ પ્રમાણે કાંદા ઉપર ફારશી અલંકાર છે કે:—

" ચીસ્ત આં ગુન્બદે લતીફો નેકુ, ખુરદને મર્દુમાને નેકુ રૂ,
દર બરશ જામહાયે સુર્ખો સુફીદ,મી કુનદ ગીરીએહા કુશનદેએ ઊ. "

યાને:—મુગટના આકારનું એવું તે કોણ સુંદર અને સરસ છે, જેને ગમે એવા ખુબસુરત મરદો પણ ખાય છે. વળી તેના દીલમાં રાતાં અને ધોળાં લુગડાંઓ પર લુગડાં પેહેરાવેલાં છે, અને જે કોઇ તેને કાપી નાંખે છે, તેને પાછળથી રડવું પડે છે. યાને કે **કાંદો.**

" તાજે એસ્મે કલ્બે યાર આધે શુદમ,
દીલ ઝે ફેક્રે બીહુદેહ પરદાખ્તમ. "

યાને એક શબ્દનો ૧ લો ભાગ તે તેનું તાજ કેહવાય, અને વચમાનો ભાગ તે તેનું દીલ કહેવાય. હવે એસ્મે કલ્બે યાને માણુસનું નામ તે **મુસા** થયું; અને **ફેકર** શબ્દનું દીલ યાને **કાફ** (ક) જતો રહ્યો ત્યારે **ફર** રહ્યો=એટલે આખો શબ્દ **મુસાફર** થયો.

" **મારેહ બસરાએ** દોસ્ત ખુરદીમ બ નામ,
દર પીશે **સરાએ** બાઝ ગશતીમ તમામ. "

યાને **મારેહ બસરાએ** એટલો શબ્દ લખો, અને પછી **સરાએ** શબ્દ આગળ અટકી જાવ ! વળી પાછા ફરો ! અર્થાત **સરાએ** શબ્દ નહીં વાંચતાં **મારેહબ** રહી ગયું. તેને પાછા ફરીને વાંચ્યે, યાને ઉંધો વાંચ્યે તો ઉખ્યાણાંમાં માંગેલું નામ **બેહેરામ** નીકળશે.

" દુ મુર્ગ અઝ મુર્ગઝારી કર્દ પરવાઝ,
બકસદે હરદુ શાન - આહંગ કરદમ,
યકીરા પા ખુરીદમ ગસ્ત બીસર,

ચકીરા સર બુરીદમ લંગ કરદમ. "

એમાં બે એવાં કયાં પક્ષી છે, કે જેમાંના એકનો પગ કાપી નાખતાં તે **બીસર** યાને માથાં વગરનું થઇ જાય છે ! અને બીજાનું માથું કાપી નાંખતા **લંગ** યાને લંગડુ થઇ જાય છે ! જવાબઃ— **બીસરા** યાને એક જાતનો શકરો, અને **કુલંગ**=યાને બગલો. **બીસરા** પક્ષીનો પગ યાને છેલ્લો હરફ **અલેફ** કાપી નાંખતાં બીસરાને બદલે **બીસર** યાને માથાં વગરનો થઇ જાય. અને કુલંગનું માથું યાને પેહેલો હરફ **કાફ** કાપી નાંખતાં લંગ યાને લુલું થઇ જાય છે.

વળી બીજો ઉખ્યાણાલંકારઃ—

" રંગશ ચું રંગે ઝાફરાન, બીરીઆન ચું જાને આશેકાન;
પા દારદો પર હમ બેદાન, જાનાંને મન ગો ચીસ્ત આન ? "

એવી શું ચીજ છે જેનો રંગ જાફરાની છે, અને ખાધામાં ઘણું લેઝતદાર છે તેને પગ અને પાંખ પણ છે, તે શું ? જવાબ;—**પાપર** યાને પાપડ. એમાં પા=એટલે પગ, અને પર=પાંખ સમાયલાં છે.

" ચે ચીઝ અસ્ત આં કે બાશદ ગર્દો ગુલતાન,
દો નામે ઝીન્દેહ દારદ લીક બીજાન,
ખર આન બાશદ કે ઇન માઅની નેહ ફેહમદ,
ઝે બુઝ કમતર બુઅદ આં મર્દે નાદાન. "

એવી કઇ ચીજ છે કે જેના ઉપર તમો ગુલતાન બની જાવ છો. જેમાં બે જીવતાં નામો સમાયલાં છે, તોપણ તે જાન ધરાવતી નથી. જે તેનો અર્થ ન જાણે તે **ખર** યાને ગધેડો છે, અને **બુઝ** કમી કરે તો તો તે નાદાન ગધેડો છે. જવાબઃ—**ખરબુઝ** યાને ખરબુજું. બુઝ કમી કરે તો ખર યાને ગધેડો રહે છે.

" ચીસ્ત આ મુર્ગી કે પરરદ દર હવા,
ચાર સદ સર—દેહ શેકમ—દુઇસ્ત પા."

એવું જનાવર શું છે કે જે હવામાં ઉડે છે. તેને ૪૦૦ માથાં, ૧૦ પેટ, અને ૨૦૦ પગ છે. જવાબઃ—**તીર**. તીર હવામાં ઉડે છે. અને તેનું માથું–પેટ–અને પગ તે અનુક્રમે ૧ લો–૨ જો–અને ૩ જો ફારશી હરફ **તે**–ઇ–રે છે. અબજદના કાયદા પ્રમાણે તે=૪૦૦; ઇ=૧૦; રે=૨૦૦ છે તે ઉપરથી અલંકાર છે.

ફામરમાં લપટા નહીં, અએ **મજુરના મૂખી,**

તારૂં તો છે ઠામ પછાડી, ફળ થાશે તું સુખી.

જવાબ:—**મ.** અને તે ઉપરથી **દારૂમ.**

ફારશી ભાષામાં **મામ્મમા** ઉપરાંત **ચીસ્તાન** પણ આવે છે. ચીસ્ત આંન? યાને **તે શું?** તે ઉપરથી જે ઉખ્યાંણાંમાં એક ચીજનું વર્ણન કરી જવાબ માંગવામાં આવે તેને ચીસ્તાંન કહે છે; જે મામ્મમા જેવાંજ છે, પણ પ્રકાર જૂદો છે. મામ્મમા તે અંગ્રેજીમાં *Riddles* કહેવાય; અને ગૂજરાતીમાં ઉચકાં કહેવાય ચીસ્તાંનને અંગ્રેજીમાં *Enigmas* કહે છે, અને ગૂજરાતીમા ઉખ્યાંણાં કહે છે. ચીસ્તાંનમાં તો ખરી કાવ્ય કલ્પના વાપરેલી હોય છે. તેના થોડા ફારશી દાખલા ગમત આપશે—

"ચે શેહેરીસ્ત આં કે મર્દુમ જુમ્લે બીજાન,
ગહી આબાદ ગર્દદ ગાહ વયરાંન,
બ વકતે જગ તુ આબાદ બીની,
બ વકતે સુલેહ બાશદ શેહેર વયરાન,"

યાને એવું શેહેર કયું છે, કે જેમાં જાન વગરના માણસો વસે છે? તે શેહેર કોઇવાર આબાદ હોય છે, તો કોઇવાર વેરાન થઇ જાય છે. લડાઇને વખતે તે શેહેર આબાદ હોય છે,અને સલ્લાહને વખતે તે વેરાન થઇ જાય છે જવાબ:—**શેત્રંજ.** હવે ઉપર જે બ્યાન આપ્યું છે તે શેત્રંજ વીશે વિચાર કરતાં બરાબર જણાશે.

"ચીસ્ત આન જાનવરે સદ અંગુસ્તાન,પાય દેહ દારદો બ હસ્ત **રવાંન;**
પંજ સર દારદો જાનશ ચાર,ઇન અજાયબ કે દીદેહ્અમ બજેહાંન."

યાને.—એવું પ્રાણી કયું છે, જેને આંગળાં ૧૦૦ છે, અને પગ ૧૦ છે, તોપણ આઠ પગેજ ચાલે છે. તેને માથાં ૫ છે, પણ જીવ તેના ૪ છે. આ દુન્યામાંજ એ અજાયબી જોવામાં આવે છે.

જવાબ:—**રવાન.** યાને મુસલમાનોમાં કોઇ મરી જાય છે, તેનું રવાન ઉચકીને ચાલનારાના બધા મળી ૮૦ આંગળાં, ને મુરદાંનાં ૨૦ મળી ૧૦૦ આંગળા, ને ઊચકનારાના તથા મુરદાંનાં મળી દશ પગ,તથા પાંચ માથા થાય છે, પણ આઠ પગો ચાલવામાં છે, અને જીવતા તો ચાર જણા ઉંચકનારાજ છે. આ ચીસ્તાંનમાં **રવાન** શબ્દ ઉપરથીજ જવાબ તો નીકળી આવે છે. એ **ચિત્ર** અલંકારને મળતો છે. ( જૂઓ પા. ૩૨૩ )

"સુફીએ મખલુક દીદમ તીર ખુરદેહ દર જીગર,

કુ બ કુ મી ગર્દદો દસતાર બંદદ બર કમર. ”

મેં એક સુફીને દીઠો, જેના જીગરમાં તીર ભોંકેલો હતો. તે મોહોલે મોહોલે ફેરી ફરતો હતો, અને પોતાના માથાંને બદલે કુમર ઉપર પાઘડી બાંધતો. જવાબઃ—**ભમરડો.** તેની આર તે તીર છે. દોરી તે પાઘડી છે; વિગેરે.

સવારે સે અસ્પે પ્યાદેહ દવાન, બ મયદાંને કાપુરે અંબર ફેશાન;
તનશ રૂમી ઓ ચેહરેહ ચું ઝંગીઆન, ખુદ ઇંનજા ઓ હુકમશ બમાઝીનદરાન.

સવાલ.—જો કે ત્રણ ઘોડા ઉપર સ્વારી કરનારો છે તોપણ તે પગે ચાલે છે, અને કપુરના મેદાનમાં અબર છાંટતો જાય છે. તેનું શરિર તો એક **રોમન**ના જેવું છે, પણ તેનો ચેહેરો તો કાળા સિધીના જેવો છે. જોકે તે તો પોતાની જગાએ બેશી રહે છે, તો પણ માજનદરાન જેવા દુરના મુલુક ઉપર હાકમી ચલાવે છે, તે શું ? જવાબઃ—**કલમ.** આગળ જેવી સમજણ આપી છે તેવી આમા પણ લેવી.

“ ચીસ્ત આં પાદશાહે હફ્ત એકલીમ,
બ હઝારાંન સવાર મી ગરદદ;
નાગેહાં યક સવાર ઝદ અલમ,
આમદો ફોજે શાહ બરહમ ઝદ. ”

ચીસ્તાંનઃ—એવો પાદશાહ કોણ છે, જે હજારો સવારોને સાથે લઇને હંમેશાં ફરતો ફરે છે, તોપણ માત્ર એકજ સપેહસાલાર પોતાનો શોનેરી રંગનો વાવટો લઇને આવતાંની સાથેજ આખાં લશકર સાથે નાશ ભાગ કરી તે વીખરાઇ જાય છે. જવાબઃ—**ચંદ્ર.** ચંદ્ર પોતાની સાથે તારાઓ લઇને પ્રકાશે છે, પણ સુર્ય નીકળતાંજ તારા ગુમ થઇ જાય છે. તે ઉપર સમજવું.

**૮૨:—દ્રષ્ટાંતરૂપક:—**જે ચીજનું આપણે વર્ણન કરવાના હોઇએ, તેનું પોતાનું છતું નામ હોવા છતાં તેનું નામ નહી લેતાં, હરકોઇ બીજાના દાખલાથી ભેદમાં વર્ણન કર્યે તેને દ્રષ્ટાંતરૂપક કહે છે.

પુરાણોના આખ્યાંનો—પંચો પાખ્યાન—અનવારે સોહેલી—ઇસપ્સ ફેબલ—વગેરે એજ અલંકારમાં છે. એમાં બહારથી અર્થ જૂદો હોય, ને અંદરથી કોઇના ઉપર લાગુ પાડવામાં આવે છે. એ સમાસોક્તિથી ઉલટો છે. દ્રષ્ટાંતરૂપકથાલંકારના જેવોજ છે, પરંતુ અસરમાં ફેર હોવાથી જૂદો પાડયો છે.

( દોહરો, )

" નવી મ્હોરનું ચલણ બહુ, ચાલ્યું થોડી વાર;
પણ પછિ તે ખોટી ઠરી, જૂનીનો વ્હેવાર. "( ન. ક)

બાહારનો અર્થઃ—નવી મોહોરના શીક્કાનું ચલણ રાજમાં દાખલ થયું.

અંદરનો અર્થઃ—નવા કારભારીએ થોડી વાર તો અમલ ચલાવ્યો, પણ પછી તેનું ગાડું આગળ ન ચાલવાથી જુના કારભારીનું પાછું ચલણ ચાલ્યું.

" ચાર કશબાસી ઓ દુ કરદદ જંગ,
કુશ્તે ગશતે ખુન શુદેહ દર કાઅરે તંગ. "

ચાર શખશો બત્રીશ જણ સાથે લડયા. અને જ્યારે તે ચારેવ કપાઇ કપાઇને માર્યા ગયા, ત્યારે જે નાનકડી ખીણમાં તેઓ લડયા હતા, તે તમામ લોહીથી ભરાઇ ગઇ. એમાં બહારથી તો લડાઇનું બ્યાન છે, પણ અંદરખાંને તો પાન સોપારીનાં બીડાં ઉપર વર્ણન છે. પાન–શોપારી–ચુનો–અને કાથો મળી ચારનું બીડુ, બત્રીશ દાંત સાથે લડયું. અને ચવાઇ રહ્યું ત્યારે લાલ રંગ મોંટાંમા થઇ રહ્યો, તે ઉપર છે.

( રાગ કાફી. )

" મસ્તાની તૂતી રાધે કૃષ્ણ રામ કૃષ્ણ બોલ—ટેક.
[illegible] એ ખાની તૂતી પાની એ પીતી,
પિંજરેમેં કરતી કલોલ રે—મસ્તાની. " ( ન. ક. )

બાહારનો અર્થઃ—પાંજરાંમાં પકડાયલો પોપટ કલોલ કરતો હતો.

અંદરનો અર્થ—હે પામર માણસ! તું ખાઇ પીને આ સંસારમાં મદમાતો ભમે છે, પણ ઇશ્વરનો તું કાંઇ ડર રાખતો નથી એ સારું નહી. તેની બંદગી કર! ખાકાંનીએ માશુકને કહ્યું કે;

" તા ચશ્મે તુ રીખ્ત ખુને આસ્શાક, ઝુલ્ફે તુ ગીરફ્ત રંગે માતમ. "

તારી નેણ કટારી લાગવાથી તારા કંઇ કંઇ આશકો માર્યા ગયા છે, અને તારાં જુલફાંએ માહેતમ પોશીનો કાળો રંગ પકડયો છે, તે સંખ્યાબંધ મોહતને લીધેજ છે.

( કવિત. )

" બહુ જાતવાન મસતાન ખાન પાન ભાન
સાન માન થાંન થાંન થોડી એક રંગ છે,
રોગી નિરબળ કળે નલભર ન ચપળ.

ન સવાર સરદાર ખાન મન અંગ છે,
ઘોડી ખાસિએત જાણુ ગુણી તે પઠાણુ માન
બુદ્ધિનું અંકારતાન રાવત તો નંગ છે,
ખાં તો ઘેર ખેલ ધરે રાવત સવારી કરે
નીજ હીતે ભારે ફરે જોવા જેવો બંગ છે ” ( ન. ક. )

બાહારનો અર્થઃ—દેખીતુ તો ઘોડીનું વર્ણન છે.

અંદરનો અર્થ ૧ લોઃ—અ ઘેર રાજાના રાજ્ય ઉપર એ વર્ણન છે.

અંદરનો અર્થ ૨ જો.—સરખાન નામના નવાબની સ્ત્રી ઉપર વર્ણન છે. થાય છે શું કે ખાં સાહેબતો ઘરમાં ખેલ્યા કરે છે. રાવત બાઇ ઘોડી ઉપર બેશીને પોતાને જ્યાં ફેરવવી હોય છે ત્યાં ફેરવે છે. વગેરે.

મયુરભટ્ટ નામે શિઘ્ર કવિ ભોજ રાજાની દરબારમા પ્રખ્યાત હતો. પણ ભોજની એકવાર ખફગી ઉતરવાથી તેના ઉપર કડવી નજર રાખતા હતા. એક પ્રસગે ભટ્ટ પણ દરબારમાં બીરાજેલા હતા તેવામાં એક જણ સારી શેલડીનો સુંદર સાઠો રાજાને નજર કરવા લાવ્યો. આ તકનો લાભ લઇ મયૂર ભટ્ટે અલંકાર ગોઠવ્યો કે—

कांतोसि नित्य मधुरो सिरसाकुलोसि
किंचासि पंच शरकार्मुक मद्वितीयं
इक्षोतवास्ति सकलं परमेकमूनं
यत्सेवितो वहसिनी रसतां क्रमेण ॥ १ ॥

અર્થ—હે શેલડી! તુ સુંદર છે, સદા મધુર છે, તારામાં રસ ઘણો છે, તું કામદેવનું બીજુ ધનુષ છે, સઘળા ગુણો તારામાં છે, પરંતુ એક ગુણ ઓછો છે. તે એ કે અનુક્રમે ચઢતાં ચઢતાં તારામાં રસ ઓછો ઓછો અને ઓછો મધુર માલમ પડે છે. એમાં વર્ણન તો શેલડીનુ છે, પણ ખરેખર તો રાજાના સ્વભાવનુ ચિત્ર છે. એ પ્રમાણે ભોજરાજાને ગુહ્યાર્થ મેહેણુ લાગી જવાથી શર્મીંદો થઇ ગયો હતો.

( ચામર વૃત )

“ નિત્ય નિત્ય મ્હેનતો હમે ઘણીજ લીધિરે,
પેટ તે સુખેથી ખાઇ ચેન બાજિ કીધિરે;
હાથ પગ સંપ સપિ એમ ખીજિ ખિન્નરે,
પેટ સાથ રીસ રાખિ ભારિ ચાર દીનરે.—૧
પેટને ન આપવાથિ શક્તિ નીજ ખોઇરે,

જમ્મ્મ મારિ હારિને ઉતારી રીસ ગેહરે;
ઝપ્પ ઝપ્પ લીધું કામ પાછુ શર આણિરે,
પેટથી જિવે સફ વિચાર સાર નાણિરે,—૨ "( ઇસપનીતિ )

બાહારનો અર્થ—પેટ ફક્ત ખાયા કરે, ને હાથ પગો સૌ મેહેનત કરે, તે તેમનાથી દેખી ન શકાયાથી પેટને વાસ્તે કામ કરતા બંધ પડયાથી, ઉલટા પોતે હાથ પગોજ તવાઇ ગયા. વગેરે.

અંદરનો અર્થ:—મોટા લશકરી ખરચો માટે એક રોમન રાજાએ અમીર ઉમરાવો પાસે કર ઉગરાવ્યાથી, તેઓ રીસાઇ ચાલ્યા ગયા. પણ તેથી તો તેઓજ નબળા પડી ગયા. વગેરે.

" જુફતી કે કબુતરાને અબલક, હસ્તંદ જુદા જુદા મઅલ્લક;
પરંદ બ ચર્ખ જો નુમાયંદ,વઝ ખાનેએ ખુદ બીરુન નયાઅંદ. "

અર્થ—સફેદ અને કાળા રંગના કબુતરોના જોડાઓ એવાં જોયાં છે, કે જેઓને જૂદાં જૂદાં બાંધેલાં છે. તેઓ જયારે ઉડે છે ત્યારે છેક આકાશની ખબર લાવે છે, તો જોકે તેઓ પોતાના માળામાંથી તો બાહાર નીકળતાજ નથી. એમા બહારથી તો કબુતરો વીશે લખાણ છે, પણ અન્દરથી તો આદમીની **આંખો** વીશે વર્ણન છે.

રજપુતોના લડાઇના કડખામા ગવાય છે કે;—

મરદાં હારી મૂછડી, દો દો બાલ ઘના;
ગન્ડક કેસો પૂછડો, રાખે લોગ ધના.

અર્થ—કોઇ માણસ ખરો શૂરવીર હોય અને તેને નાહની મૂછ હોય, કે મૂછપર બે ત્રણ બાલ હોય, તોપણ તે મરદાને મરદની મૂછના બાલ છે;—બાકી ઘણાએ મુર્ખ લોકો મૂછે ઘણા બાલ રાખી મોટું મસ પુચ્છ રાખે છે તેમાં શું વળ્યું ?

એમાં મુશલમાનો મોટી મુછો રાખે છે પણ કાયર છે; અને રજપુતો ઝાઝી મૂછો વધારતા નથી છતા બાહાદુર છે, એમ જણવા વાપર્યો છે.

જેમાં **શબ્દાલંકાર** સરસ હોય, તેમજ જેમા **અર્થાલંકાર** સરસ હોય, અને તે લખાણ જો સાદી એબારતમાં પણ હોય, તો તેને કાવ્ય કેહેવાને અડચણ નથી. **બેકન** જેવા ફીલસુફના, અને **એદીશન** જેવા અંગ્રેજી લેખકના,તથા ચાબુકના અધિપતિ મી. નવરોજી ચાનદારૂ "હલકારૂ" ના, ને મી. કે. ન. કાબ્રાજી જેવા ગૂજરાતી લેખકના ગદ્ય લખાંણો, તેમજ મી. નર્મદાશંકર અને મી. નંદશંકર તુલજાશંકર તથા મરહુમ કરશનદાસ મુળજીના લખાંણો ગદ્ય છતાં

કાવ્ય જેવાંજ કહી શકાશે.

આજે કાવ્ય રચનારાઓના ખરિદ્દાર રહ્યા નહી, તેથી તેવા ઉત્તમ કવિઓ ઉભાઇ આવતા બંધ પડયા છે. પાદશાહ શીકંદરને માટે કહે છે કે, તે **હોમર** જેવા સરસ કવિની બનાવેલી **એલ્યદ** તથા તેના બીજાં કાવ્યોને કિંમતી ઝવેરાતની પેટીમાં રાખી, જ્યાં જાય ત્યાં સાથે લઇ જતો હતો. અને સુતી વખતે તેને પોતાના માથાં તળે રાખી મુંકતો હતો. કાવ્યના જશનું વર્ણન કરતાં એક ગૂર્જર કવિ કહે છે કે, આપણા રજપૂતો, **ચંદ બારોટ**નો કરેલો પૃથ્વિરાજ રાસો ઉમંગથી ભાટોને મોઢે સાંભળે છે. કેટલાક **હારેલા** રાજાઓ વીરરસનાં કવિતો સાંભળી ઘોડા ઉપર એકદમ ચઢી બેશી **ફત્તેહ** મેળવી આવેલા છે. જે વેળા બ્રહ્મ ભજન કવિતામાં રાગ રૂપે થાય છે, તે વેળા રૂવે રૂવે આનંદ આનંદ વ્યાપી રહે છે. **વલ્લભ માર્ગ** નો પ્રસાર થયો તેનું મોટું કારણ આ, કે તેમાં સરસ કવિતા છે.

**૮૩:—પ્રતિ મુર્તિ પ્રબંધ:—**એમાં અસલ કાવ્યના પ્રતિબિંબ પાડી, અસલ કાવ્યમાં ફેરફાર કરી, તેમાં નવો હાસ્યરસ આણેલો હોય એવો **નકલી** અલંકાર, જેને અંગ્રેજીમાં *Parody* કહે છે. એ અલંકાર એવો આવે છે, કે એક કવિએ કાંઇ મીસલ સાથની કવિતા બનાવી હોય, તેનીજ મીસલને ટેકો આપનારી પણ કેવળ નિરાળીજ સરખામણી સાથની કવિતા બીજો કવિ રચીને હુસ્યારી બતાવે છે. શાયર **જામી**નો ભત્રિજો **હાતેફી** કરીને હતો. તે **નીઝામી** કવિના જેવા ખુમસા બનાવા માંગતો હોવાથી, તેની શક્તિની પરિક્ષા લેવા, જામીએ તેને ફીરદોશીની નીચલી લાઇનની પ્રતિમુર્તિ અથવા નકલ કરવા આપી.

" દરખ્તી કે તલખસ્ત વયરા **સેરશ્ત**, ગરશ બાર નેશાંની બબાગે **બેહુશ્ત;**
વર અઝ જુયે ખુલ્દશ બ હીગામે આબ, બેબીખ અર બેરીઝી શહદે નાબ
સરંજામે ગૌહર બકાર આવોરદ, હમાન મીવેએ તલખ બાર આવોરદ. "

યાનેઃ—એક કડવા સ્વાદનું ઝાડ તમે ગમે તો સ્વર્ગના બાગમાં રોપો, અને પાણી પાવાને વખતે પાણીને બદલે તેના મુળ્યાંમાં ગમે તો સ્વર્ગના ઝરાઓમાંથી નીકળતો ખાંડનો શીરો અથવા મધ રેડો, તોપણ આખરે તો તે ઝાડ પોતાની અસલ પ્રકૃતિ બતાવ્યા વિના રેહેવાનું નથી, અને કડવાં ફળ આપ્યા વિના રેહેનાર નથી. આ લીટીઓના મિસલાનીજ લીટીઓ હાતેફીએ નીચે પ્રમાણે બનાવીને ગોઠવી.—

"અગર બીઝેએ ઝાગે ઝુલમત **સેરશ્ત**, નેહી ઝીરે તાઊસે બાગે **બેહુશ્ત**,

બં હીંગામે આં બીઝે પરવરદનશ, કે અન્જીરે જીન્નત દેહી અરઝનશ;
દેહી આબશ અઝ ચશ્મેએ સલસબીલ, બરાં બીઝે ગર દમ દમદ જેબ્રઈલ;
શવદ આકેબત બચ્ચેએ ઝાગ ઝાગ, બરદ રંજે બીહુદે તાઊસે બાગ."

યાનેઃ—અગર જો તમે કાળા કાગડાનું ઈંડું સ્વર્ગના બાગ મધેની ઢેલ ( મોરની માંદા ) ની નીચે સેવન બેસાડો; અને સેવન બેસાડતી વેળાએ તેણીને ખોરાકમાં ગમે તો બેહેસ્તના અનજીર આપો; અને પીવામાં સ્વર્ગમાં આવેલાં સલસબીલના ઝરાનું પાણી પાઓ, અને તે ઈંડાં ઉપર ગમે તો જીબ્રાયલને ફુંક મારવા દો, તોએ પણ તે એડાંમાંથી જે બાળક અવતરશે ને કાગડો ને કાગડોજ જન્મવાનો. અને પેલી સ્વર્ગની ઢેલે લીધેલો સઘળો શ્રમ ફોકટ જવાનો. આવી સરસ પ્રતિ મુર્તિ વાપરવા માટે જામીએ **હાતેફી** ને પસાર કર્યો. એવી ઉત્તમ પ્રતિ મુર્તિ **હાફેઝ**ની સતરો લઈને **અબુઈશાક** નામના શાયરે ઉત્તમ જોડણી કરેલી જગાની તંગીને લીધે છોડી દીધી છે,—તે જોવી હોય તો મી. કુકાની *Wits & Humours* પા. ૩૧ ઉપર જોવી. કવિ ખાકાંનીએ નીચલી લાઈનો લખી છે.

"પસ અઝ સી સાલ રૈશન ગસ્ત બર ખાકાંની ઈં માઅની,
કે સુલતાનીસ્ત દરવીશી ઓ દરવીશીસ્ત સુલતાંની."

યાનેઃ—ત્રીશ વરસ પછી ખાકાંનીને સમજ પડી, કે એક પાદશાહ તે કોઈજ નહીં પણ એક દરવીશ છે, અને દરવીશ જે છે તે પાદશાહ છે. ઉપલી લીટીને એક કવિએ નીચે પ્રમાણે ટકોરમાં પ્રતિબિંબિત કીધી છેઃ—

"પસ અઝ સી સાલ રૈશન ગસ્ત બર ખાકાંની ઈં માઅની;
કે બુરાંનીસ્ત બાદેન્જાનો બાદેન્જાનો બુરાંનીસ્ત."

યાનેઃ—ત્રીશ વરસ પછીજ ખાકાંનીને જણાયું કે, બુરીઆંની તે બાદીન્જાન છે, અને બાદીન્જાન* તે બુરીઆંની છે. ( બીન્જલ નામના વેગણાંની જાતના એકજ શાકની એ બેઉ વાંણીઓ બુરાંની અને બાદીન્જાન છે ). વળી હાફેઝની એક લીટી લઈને તેને પ્રતિરૂપ કીધેલી જોવામાં આવે છેઃ—

"દરકારે ખએર હાજતે હીચ એસ્તખારેનીસ્ત;
એહમાલ દર તનાઉલે ફરની ચેરા કુનીદ ?"

---

* બાદીન્જાન=વેગણું.

યાનેઃ—હાફેઝે પેહેલી લીટીમાં કહ્યું, કે કાંઇપણ સારૂં કામ કરતાં શુકન અપશુકનની તમારે રાહ જોવી નહી. (ત્યારે બીજાએ લખ્યું કે) શા માટે ત્યારે લેઝતદાર ફરની*નું ખાંણું ખાઇ લેવાને તમારે ઢીલ કરવી જોઇએ? વળી અમદાવાદમાં દુકાળના વખતમાં ગાય કાપવાનું કસાઇખાંનું ઇ. સ. ૧૯૦૦ માં એક અંગ્રેજે કાઢયાથી "હિંદી પંચ" માં દલપતરામની નીચલી ચોપાઇની પ્રતિમા કરેલી છેઃ—

| કવિ દલપતરામ. | હીંદી પંચ. |
|---|---|
| ગુણવંતી શીંગાળી ગાય, | ચામડાં માટે મારી જાય. |
| કેવો છે એનો આકાર, | ચાંમડાંનો મોટો વેપાર. |
| ફરીને પગ જો ખરીમાં ફાટ, | કરે હીંદુઓ લાંબી વાત. |
| પછવાડે પુછડે છે વાળ, | પઇસા આપતાં આવે કાળ. |
| હોઠ હલાવે બેઠી હોય, | હાથ ચોળીને બેઠા રોય. |
| દોહતાં દુધ ભલું દેખાય, | પરાઇ આસપર જીવડો જાય. |
| પેંડા બરફી ને દુધપાક, | મદદ માંગતાં કપાય નાક. |
| બાસુદી ને બને શીખંડ, | "આપબળ"તો પડયું થંડ. |

અમદાવાદ ખાતે વેપાર અર્થે ગાય કાપવાનું કસાઇખાંનું એક અંગ્રેજે ઇ. સ. ૧૯૦૦ માં કાઢયું તે ઉપર હિંદુ લાગણી ઉશ્કેરાઇ હતી તે બાબે છે.

**૮૪—પ્રતિપઃ—**એને પણ ઉપમાનાલંકારનો વિભાગ ગણેલો છે. જ્યાં લોકમાં પ્રસિદ્ધ એવાં ઉપમાનને ઉપમેય જેવું ગણ્યું હોય, ત્યાં પ્રતિપાલંકાર કહેવાય. સ્ત્રિની જુદાઇથી પીડાતો આશક વર્ષાઋતુના દિવસમાં એકાંત બેસી બબડે છે તે મરાઠી "અલંકાર વિવેક" માં છેઃ—

"અરે મારી પરમપ્રિય, તારો વિયોગ મારાથી સહન થઇ શકતો નહિં, માટે તારા અવયવ સરખા પદાર્થો જોઇને આટલા દહાડાતો મેં મન વાળ્યું, પણ હવે તો તારાં **નેત્ર** સરખાં જે **કમળ** હતાં તે પાણીનાં પૂરમાં ડુબી ગયાં; તારાં **મુખ** સરખો જે **ચંદ્ર** તે વાદળથી ઢંકાઇ ગયો; તારી **ચાલ** સરખી જેની ચાલ, એવા જે **હંસ** તે

* ફરની=ઉકાળેલાં દુધમાં ખાંડ અને લોટ નાંખ્યાથી બનતી ખાવાની વાંણીનું નામ છે.

પણ જતા રહ્યા, સારાંશ જે જે પદાર્થ ઉપર તારૂં સાદ્રશ્ય, તે તે જોઇને હું મન વાળતો, તો તેટલું પણ દૈવથી સંખાયું નહીં, એવું મારૂં કમનશીબ છે. ”

એમાં ઉપમાન આપવાની જે સાધારણ ચીજો કમળ, ચંદ્ર, હંશની ચાલ, તેને ઉલટીજ ઉપમેય જેવી ગણી કાઢી છે. વરસાદના દહાડામાં એ ત્રણે નજર ન પડતી હોવાથી તેણે બળાપો કર્યો છે.

વળી પ્રતિપના બીજા પેટા વિભાગો છે:—

૧—જ્યાં ઉપમેય * થી ઉપમાનનું માન ઘટતું હોય ત્યાં પણ **પ્રતિપ.**

“ દમયંતીનો **ચોટલો** દેખી, અતી છે સોભાગ,
અભિમાન મુકી લાજ આણી, પાતાળે પેઠા **નાગ.**
નાસિકાના **વેસર** દેખી, **કળાકર** ને **કીર,**
તેણે અરણ્ય પરવત સેવિયાં, ના રાખ્યું ચિતમાં ધીર. ”

( નળાખ્યાન. )

એમાં ચોટલો અને વેસર બેઉ ઉપમેય છે, તેમણે નાગ, મોર, તથા પોપટ એ ઉપમાનોને હલકાં પાડયાં છે તેથી પ્રતિપાલંકાર થયો.

સંસકૃત **ચંદ્ર લોક**માં છે કે;

“ અરે ! ઓ કામિની તું તારાં મુખની કાંતિનો ગર્વ મુકિ દે, ચંદ્ર પણ તારા સરખો છે. ”

“ હોસ્ને મેહરા બા તુ **સનજીદમ** બ મીઝાન અઝ કમીન,
પલ્લેએ મેહ બર ફલક રફતે, તુ માંનૂદી બર ઝમીન. ”

અર્થ:—મારી વાહલી ! મેં તારી ખુબસુરતીને ચંદ્રની ખુબસુરતી સાથે છુપી રીતે એક ત્રાજવાંમાં તોલી જોઇ, ત્યારે ચંદ્રની ખુબસુરતી હલકી થવાથી તેનું પલ્લું આકાશ ઉપર ચઢી ગયું, અને તારૂં પલ્લું તારી ખુબસુરતીના ભારને લીધે જમીન ઉપરજ બેશી રહ્યું.

---

* ઉપમા અલંકારમાં ૪ વસ્તુ આવે છે. **ઉપમેય**=જે વસ્તુને સરખાવવી હોય તે. **ઉપમાન**=જેની સાથે સરખાવવી હોય તે. **સાધારણ ધર્મ**=જે બાબતમાં તે બે વસ્તુ સરખી આવતી હોય તે. અને **વાચક**=સરખાપણાનું જે શબ્દથી જ્ઞાન થાય છે તે. જે સરખામણીમાં એ ચારે ચીજ આવે તેને **પુર્ણઉપમા** કહી છે. જ્યાં એ ચારમાંથી એક અથવા અનેક કમતી હોય ત્યારે **લુપ્ત ઉપમા** કહેવાય છે. ઉપમા બે જાતની છે. **શાબ્દી** ને **આર્થી**. (નર્મ કવિતા)

૨—ઉપલાંથી ઉલટું જ જ્યાં ઉપમાનથી ઉપમેયનું માન ઘટતું હોય ત્યાં પણ પ્રતિપ.

રજપુતોમાં લડાઇ લડવાના કડખા ગવાય છે તે જૂઓ—

સાંઇ શૂરા ચાર રખ, ના કાયર ચાલીસ;
વે ચાલીસો ભાજણે, યે ચારો ચાલીસ.

અર્થ:—ઓ ભલા! સાથી રાખે તો ચાર શૂરા (રજપુતો) રાખજે, ચાલીશ કાયર યાને હીચકારા નાં રાખતો; કેમકે કામ પડશે ત્યારે ચાલિસે નાહાશી જશે, ને પેલા ચાર તો ચાલિશનું કામ કરશે.

શૂરા સરગસેં ઉતરયા, હાથાં લાલ કબાણું;
શૂરા ઘર બધામણાં, કાયર તજિયો પ્રાણુ.

અર્થ:—આ લડાઇમાં મદદ કરવા સારૂ મરી ગયલા શૂરાઓ પોતાના હાથમાં લાલ ધનુષ લઇને સ્વર્ગથી પાછા અહિં ઉતરી આવ્યા છે, એ જોઇ જીવતા શૂરાઓને ઘેર વધામણી થઇ રહી છે; અને તેઓ તો રણમાં ઝીપલાવે છે, પણ હીચકારાઓ તો ઉલટા પોતાના હાંજા ગગડાવી નાંખે છે, અને જીવ ખુવે છે.

**૯૫:—પીંગળાદર્શીકા:**—આ અલંકાર પીંગળના રચેલા કાયદા પ્રમાણે ગોઠવવાનો હોવાથી એને તે નામથી ઓળખે છે. એને ફારશીમાં **રદુ લઅઝઅલ અલ સદ્** કહે છે; જેને અંગ્રેજીમાં *Antistrophe* કહે છે. જ્યારે એક શબ્દ પેહેલા કાફયામાં પેહેલે અથવા વચમાં વપરાયલો હોય, તે બીજા કાફયામાં છેડે અથવા વચમાં વાપરેલો હોય ત્યારે તે અલંકાર છે. જેમકે;

"**સુખનરા** સરઅસ્ત અએ ખેરદમંદો બુન;
મયાવોર **સુખન** દરમીઆને **સુખન**." (સેખસાદી)

અર્થ:—સુખનને માથું અને પગ બેઉ છે. તેથી સુખનની વચમાં કંઇ બીજો સુખન નહીં બોલવો; યાને કોઇ બોલે ત્યારે વચમાં કંઇ બોલવું નહીં. એમાં કાળા હરફોથી ભેદ સમજાશે.

નીચલા મનહર છંદમાં એ અલંકાર બરાબર છે.

"જેણે માત તાત તણી **પ્રાર્થના** ન પ્રિત્યે **ગાઇ**,
પ્રભુ કેરી **પ્રાર્થના** જે ગાઇ તે ન **ગાઇ** છે;
ચાહી નહિ માત તાત તણી **પુજા ચિત્ત** માંહી,
પ્રભુ તણી **પુજા ચિત્ત** ચાહી તે ન ચાહી છે;
જેણે માત તાત તણી **આંતરડી ઠારી** નહી,

અન્ય તણી **આંતરડી ઠારી** તે ન **ઠારી** છે;
ચાખી ન **પ્રસાદી** માત તાત તણી મન કરી,
પ્રભુની **પ્રસાદી** ચાહી ચાખી તે ન ચાખી છે. ”

વળી અમીર ખુશરો કહે છે કે:—

“ જાન **સેપર** સાખ્તેઅમ નાવે કે મુઝગાંન તોરા;
તા હમે ખલ્ક બેદાનદ કે મન જાન **સેપોરમ.** ”

અર્થઃ—મારા જીવને તારી આંખની પાંપણના તીર સામે મેં ઢાલ કરી રાખી છે, કે જેથી સૌ લોક જાણે કે મેં મારો જીવ અર્પણ કરેલો છે. એમાં **જાન સેપોર** એ **જાન સેપાર દેહ**ની બરાબર છે.

ગૂજરાતીમાં દલપત કાવ્યમાં છે કે:—

“ **પાઇ પાઇ** પ્રેમ પાન પ્રથમ તેં પુષ્ટ કર્યો,
પછી પીડા પમાડી વિજોગ પાન **પાઇ પાઇ.** ”

વળી પેહેલા છંદના અધવચમાં જે શબ્દ વપરાયલો હોય તે બીજા છંદને છેડે વપરાયલો પણ આવે છે. તેનો **ખાકાંની** દાખલો આપે છે કે;

“મારા કે કુનદ **મુસલ્લમ** આનજા, ખુરશીદ નમી શવદ **મુસલ્લમ.**”

મુસલ્લમ=એટલે સલામત એ અર્થ બેઉમાં છે.

વળી કબીરે પણ એના અચ્છા દાખલા આપેલા છે;

**ઘાટ** ઘાટ સબ કોઇ ભરે **અવઘટ** ભરે ન કોય;
**અવઘટ ઘાટ** કબીરકા ભરે સો નિર્મળ હોય.
કબીર **માળા** કાષ્ટકી બોત જપનકા ફેર;
**માળા** ફેરો શ્વાસકી જામે ગાંઠ ન મેર.
**માંગણ મરણ** સમાન હે મત કોઇ માંગો ભીખ;
**માંગ્યાસે મરના** ભલા એ સત ગુરૂકી રીત.

વળી એક ફારશી શાયર કહે છે કે;

“ યુસુફે માસ્ત બ **બાઝાર** કતુન જલવે ફરૂશ;
ઝાહેદ અઝ ગુશેએ ખેલવત દેલે ખુદરા **બાઝઆર.**”

હાલે આપણો જોસફ યાને પ્યારો, પોતાની ખુબસુરતી બજારમાં બતાવે છે, અને તેથી પેલા સન્યાસીને કહો કે એકાંતવાસના ખુણામાં થી તેનું દીલ લઇ આવે. સુધારા પત્રિકામાં લખે છે કે:—

હાંરે એની વાતો **સુધારા** કેરી વાંચજો;
વાંચી સુખ **સુધારાનું** ધરો મનમાંજો:
હાંરે ઇશ્વર કૃપા ન નાની સુની વાંચજો;

માલ મોટો છે સ્વર્ગ સિંહાસનમાંજે.
હારે દુષ્ટ **પાપે** તો લોહી જામી જાયજો;
સ્વર્ગ આશ આભાસ ઝાંખો પડેજે.
હાંરે **પાપે** મોંઢું ન નાથ દેખડાયજો,
દુષ્ટ છાયો આવીને આડો નડે જો.

વળી ઘણી ગમ તેના તેજ શબ્દો બન્ને છંદોની છેડે આવે છેઃ—

" સાકી એયાર બાદેહ કે આમદ ઝમાને **ગુલ**;
તાબેશેકનીમ તોબેએ દીગર દરમીઆને **ગુલ**."

એમાં હાફેઝે છેલ્લા શબ્દો અલંકૃત વાપર્યા છે.

પરસ્પર સુખની વેહેંચણ વીશે એક ગૂર્જર કવિ લખે છે કેઃ—

નહિ મરે અરે તે નર, જે અરે ધરે **ઉરપર**;
જે અરે ધરે **ઉરપર**, જે ખરે કરે **ફિકર**;
જે ખરે કરે **ફિકર**, દુખીયાં પર કરે **નજર**;
દુખીયાં પર કરે **નજર**, તે નર ખરે નહિ ખર.

વળી અબદુલ વાઝે એ અલંકાર વાપરેલો છે કે —

" દર આશકી ઓ દેલબરી અએ દેલબરે **શીરીન**;
મન રનૂજે સું ફરહાદો તો તરફે સું **શીરીન**. "

વળી જે શબ્દ છંદનો પેહેલો હોય, તે છંદનો છેડો હોય, એવો દાખલોઃ—

" ફલકે હજર ખુઇ સેફલે તોરા,
**ફર્દ** કર્દ અઝ મન અએ બદાનેશ **ફર્દ**. " (મસુદે સાદ)

ઓ દાનેશમંદીમાં જોડા વગરની! જે હલકત ફરતા ફલકને વિયોગ પાડવાની ટેવ છે, તેણે તારાથી મને છુટો પાડયો છે.

नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ ।
पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥

અર્થઃ—પતિનો શોધ લાગે નહીં એવું થયું હોય, પતિ મરણ પામ્યો હોય, સન્યાસી થઇ ગયો હોય, નપુંસક જણાયો હોય, અથવા પતિત થયો હોય, તો એ પાંચ પ્રસંગે તે સ્ત્રીએ બીજો પતિ કરવો.

कृते तु मानवा धर्मास्त्रेतायां गौतमाः स्मृताः ।
द्वापरे शंखलिखिताः कलौ पाराशराः स्मृताः ॥

અર્થ—સત્યયુગમાં વિશેષે કરીને મનુસ્મૃતિમાં કહેલા ધર્મ પ્રમાણે વર્તવું, ત્રેતાયુગમાં ગૌતમના કહ્યા પ્રમાણે, દ્વાપરમાં શંખના કહ્યા પ્રમાણે, અને કલિયુગમાં પરાશરના કહ્યા પ્રમાણે વર્તવું.

**૮૬—પરિહાસાલંકારઃ**—એને "હાસ્ય રસોત્પાદક પ્રબંધ" કહે છે. જેને અંગ્રેજીમાં *Mock Heroic Verses* કહે છે. ગોયા અન્યોક્તિનો આ અલંકાર તો દાદો છે. એમાં પેહેલવાની કરનારા શુરાઓનું (!) મશ્કરી રૂપે દાસ્તાન આપવામાં આવે છે. એ અલંકાર હાસ્યનો હોવાથી *Burlesque* પણ ગણાય છે. હિંદ ભૂમિના શાયર જફરે, પોતાને ફીરદોશીના શાહનામાના પેહેલવાનની નીચે મુજબ ઉપમા આપી છે.—

"મન આં રૂસ્તમે વકતે રૂઇનતનમ,
કે દેહ પાપર અઝ મુસ્તે ખુદ બેશકનમ.
કુનમ રૈઝન અંદર ચપાતી બ તીર,
બરઆરમ દેમાર અઝ સરે મુયે પીર.
બેપુશમ અગર જોશને જંગરા,
હઝીમત દેહમ પશ્શેએ લશ્કરા.
બ યક હમલે બાલે મગસ બરકુનમ,
કતારે દો સદ મુર બરહમ ઝનમ.
અગર બરઝનમ પંજે દર દાલ ભાત,
કેનદ હેબતો ખોફે મન દર જેહાત.
બદુઝમ બરમેહો સનાન દુદેહરા,
શેગાફમ બચુ ગાલ ફાલુદેહ રા.
દરીં દોરે સાની કે રૂસ્તમ મનમ,
બતારો બશુઝે ગૈરાં બેશકનમ.
મન આં શેહસવારમ કે વકતે નબર્દ,
બરઆરમ બ યક મુસ્ત અઝ પુમ્બે ગીરદ.
બ હેંગામે ખેશ્મ ઓ તરદ્દુદ તલાશ,
કુનમ ગર્ક અંગુસ્ત દર દાલે માશ.
ચુનાં બોગુસલમ રસ્તએ ખામરા,
કે સાઝમ ખેજલ રૂસ્તમો સામરા.
અગર બર કશમ તીગે તદબીર રા,
બેબુરૂમ સરે શીરે તસ્વીર રા.

મન આનમ અગર અસ્પ જોલાં કુનમ,
ચેહલ ખાંનેએ મુશ વયરાં કુનમ.
બ નામો નીશાંને જફર દર્દમ દ,
ચું બાંગે ખર આવાઝેએ મન બુલંદ"

અર્થઃ—હું જમાને પેહેલવાંત રોઇનતન રૂસ્તમ છું, અને તે એવો છું કે, માત્ર એકજ મુંકી મારૂં તો ભુંજેલા દશ પાપડની ચૅારની ચૅાર ભાંગી નાંખું ! મારા તીરથી કરીને એક સમુસાને વીંધી નાંખું, અને ઘરડા આદમીનું માથું તો તોડીજ નાંખું. જો હું લડાઇનું ( *Pan-cake* )બખતર પેહેરૂં તો લુલાં મગતરાંને એકદમ નહુશાડી મુંકું. એકજ હુમલામાં એક માંખીના તો ચુરે ચુરા કરી નાંખું, અને બસો કીડીઓની હારની હારને હેબતાવી નાંખું. અગર જો દાલ ભાત ઉપર મારો પંજો ચલાઉતો દુન્યાંને હું હેબતાવનારો અને ધાસ્તી ભરેલો થઇ પડું. ગમે એટલો દુધનો જથ્થો હોય તોપણ જો તેમાં હું મારો ભાલો મારૂં તો આરપાર ફોડી કાઢું ! અને માત્ર મારી ચુંગાલ જો મારૂં, તો ફાલુડાનો કચડઘાણ કાઢી નાંખું ! આ જમાનામાં જ્યારે હું બીજો રૂસ્તમ ગણાઉં છું, ત્યારે તો હું મારા જબરદસ્ત ગુરજથી કરીને બતાશાના ચુરે ચુરા કરી મેલું ! લડાઇમે વખતે હું જેવો પ્રખ્યાત લડવૈયો એક મુંકી મારૂં, તો રૂના ઢગલામાથી કેટલી બધી ધુળ ખંખેડી નાંખું ! જ્યારે પણ હું ઉશકેરાઇ જાઉ છું ત્યારે હું ભાત ભાતના ગલ્યાં શાકોની અંદર ઘણા જોરથી મારી આંગળી ગોપી દઉ છું. કાચા સુતરના તારો એવી રીતે તો હું તોડી નાંખું, કે **રૂસ્તમ** અને **સામ** પણ શરમમાં ગરકાવ થઇ જાય. અગર જો તદબીરની તરવાર હું ખેંચી કાઢું ત્યારે તો, તશવીરમાં ચિતારેલા સિહનું માથુ પણ ઉડાવી નાંખું. હું એવો બાહાદુર છુ કે જો એકવાર મારા ઘોડાને દપતાઉ તો, ઉંદરોનાં આખાં ૪૦ ઘરો એક પલવારમા નાશ કરી નાંખુ. હું **જફર** યાને દર્દમંદના નામથી બહુ પ્રખ્યાત છું, અને મારી ખ્યાતિનો આવાજ ગધેડાના ભુંકવાની માફક દુરવેર ફેલાનારો છે. સામળ ભટે બાહાદુર પેહેલવાન (!) વિશે નિચલો છપ્પો જોડેલો છેઃ—

તાતી બાંધી તરવાર પછી નાસે સૌ પેહેલો,
તાતી બાંધી તરવાર વળે વાટેથી વેહેલો,
તાતી બાંધી તરવાર ગુણ પોતાના ગાએ,

પડે ઉગમણી બુમ, આપ આથમણો ધાએ,
વળી વાંકાં મેલી પાઘડાં, ચંચળ થઇ પરથમ ચડે,
સામળ ક્હે નાશી જાય નર, પ્રૌઢ ઘાવ શીરપર પડે.

બાહદુર રજપૂતો વિશે એક ગૂર્જર કવિ લખે છે કેઃ—

માંચી તણા માકડ સમા, નીકેતથી નવ નીસરે;
શીકાર સસલાનો કરી, વિકારથી નવ ઓસરે;
શેં નવ સૃજ્યા*સૃષ્ટીપતી, કંગાળ કુશકા ખાંડવા;
શી ધાડ મારે યુદ્ધમાં, રજપૂત એવા રાંડવા !
ડરિને ધસે, પાછો ખસે, ખડખડ હસે ખુશીવડે,
કુળને લજાવે, ઘેર આવે, શૂર નાવે, સીંધુડે;+
પાવઇ પ્રગટતો તો ભલે તાળી તું લાગત પાડવા,
શી ધાડ મારે યુદ્ધમાં, રજપૂત એવા રાંડવા !
ટાણે સજી સસ્ત્રો પરાણે, સઘ રણમાં સંચરે;
સુખ સાલ્યથી સંતાનને સુંદરિ તણી ત્યાં સાંભરે;
હાકળ× સુણી પાછળ ધરે, પગલા કલંક લગાડવા;
શી ધાડ મારે યુદ્ધમાં, રજપૂત એવા રાંડવા !

**૯૭—અંતરલાપિકાઃ**—જેને અંગ્રેજીમાં *Acrostic* કહે છે, અને ગૂજરાતિમાં "પ્રથમાક્ષર બંધ" અથવા "આદ્યાક્ષર બંધ" અથવા જૂદે રૂપે વપરાય ત્યારે "બાહ્યાતર્લાપિકા" પણ કહે છે. એક કવિતા એવી રીતે બનાવવી, કે તેના દરેક લીટીના પેહેલા શબ્દોના પેહેલા હરફો ગોઠવતાં કાંઇ ચીજ કે માણસનું નામ અથવા કાંઇ સુંદર વાક્ય બને.

**બાહ્યાંતરલાપિકાઃ**—જ્યાં એક લખેલા વિષયમાં બ્હારના પેહેલા અક્ષરોની અથવા અંદરના અમુક અમુક ઠેકાણાના અક્ષરોની એવી રચના થઇ હોય, કે જેમાંથી કંઇ નવો અર્થ નિકળે, ત્યાં બાહ્યાંતરલાપિકા. અંદરના ભાગથી કાંઇ રચના નીકળે તે અંતર્લાપિકા કહેવાય.

જેમકેઃ—

| | |
|---|---|
| " **શ્રી** ફળમાં શું હોય ! | દગો કરતાં શું હારે? |
| **અધિક** ગામડાં માંહીં, | લહે કોણ પદવી ભારે ! |
| **મટે** નહીં તે કોણ ? | પરમ દુઃખ સાથી શું છે? |

* એવાઓને કુશકા ખાંડનારા ગોળા કાં નહીં ઇશ્વર તેં સૃજ્યા?
+સિંધુ નામનો રાગ ગાવાથી લડાઇમાં શુર ચડે છે તે. ×યુદ્ધની બુમ.

| | |
|---|---|
| **દા**ટી આગ્ન ને અંત, | **ત**હાં જે નામ રહ્યું છે. |
| **વા**ચા અવિચળ એ દેવ છે, | **રા**ખી રેહેમ નજર રહે; |
| **દ**ન દન પદ આદિવરણુ પર | **મ**ધ્ય વરણ કવિજન કહે. " |

એમાં દરેક લીટિના પેહેલા અક્ષરે વાંચી જઇએ તે "શ્રી અમદાવાદ દલપતરામ" એવુ વાકય થાય છે, યાને કવિ દલપતરામે આ છપ્પો જોડેલો છે, તેથી તેવણે પોતાનું તથા પોતાના વતનનું નામ આ અલંકારથી જણાવેલું છે. એને **અંતરબ્હારલાપિકા**નું લાંબું નામ આપ્યું છે.

એ અલંકારને ફારશીમાં "મવશ્શેહ" કહે છે. **રશીઉદ્દીન**ની એક રોબાઇમાં એ મળે છે:—

"માશુકે દેલમ બેહ તીર અનદુહ બ જસ્ત;
હઐરાન શુદમો કસી નમી ગીરદ દસ્ત.
મીશકીન તને મન ઝે પાયે મેહનત શુદેહ;
દસ્તે ગમ દોસ્ત, પોસ્તે મન બસ્કે શીકસ્ત."

એમાં પેહેલીમાં **મીમ**—૨ જીમાં **હે**—૩ જીમાં **મીમ**—૪ થીમાં **દાલ**, મળી "મહમદ" એ નામ નીકળી આવે છે. અરધી અરધી લીટીમાં બાહ્યાંતરલાપિકા સમાવેલા હોય છે, જેમકે:—

**પી** પીલે પ્યાલો મધ ભરી, **રો**શન ગુલે બુલબુલ;
**જ**ગ બાગના મેદાનમાં, **શા**હા ગુલ ખરે બેસુલ.
**દી**વાને પતગ પ્રાણ દે, **ન**વ જાનથી ડરે;
**શા** ભાવથી અર્પણ કરં, **જી**વ જાનથી આ ફુલ.
**બો**ધક સીહા સંસાર, **દ**સ્તે દોસ્તમાં ધરં,
**દ**રશો **મ**ને કુલ જેહાનજો, કરશો નચીજ કબુલ.

શાયર મનસુખે નીચે પ્રમાણે સીફતે મુવસશેહ કરેલી છે.—

"**સ**રકશ નો થા કે જોઆચ તું જેવા ઘણા,
**ર**સતાની રજમાં થઇ ગયલા ફના.
**જ**ંગ—રંગ—ધંગ—ને જુઠાં મકર,
**મ**સ્તી—ફેસાદ—ને ફરેબી જીવતર,
**સે** જીવીઆ કરતાં, ભલું છે મરણ,
દશ ઘણે-લાખ ઘણે-દશ લાખ ઘણે એ સજન.
જીવવુ તેઆરે **નેહે**નેજ છે પરમાંણ,

જીવતર તેઆરે તેહેનુંજ હું જાંણુ.
જીનતનો પેશો જે જીવતાં જી કરે,
ભલાઇથી સઉના હઇઆંવો ભરે.
ઇમાન પર રેહે જે સાબેત હરદમ,
બાંધે રબ પર નેક ઊમેદના દમ.
રોર—ગમ—ને ગરીબની હાજત,
ને દીલથી ખુજી ચીટ આપે જહટ.
તકોબરી બદ હરગેજ નહીં કરે,
નામ સાહેબનું હઇઆમાં ધરે.
ઇજત—મરવત—ને હેસાંનની વાત,
તન—મન—ઘસી બજાવે દીન—રાત. "

એમાં દરેક લીટિનો પેહેલો હરફ વાંચવાથી "**સર જમસેદજી જીજીભાઇ બારોનેટ નાઇટ.**" નું નામ વંચાશે.

**૮૮—નિંદાત્મક કવિતાઃ—**( *Satires* ) અને **૮૯—ઠોક પ્રબંધઃ—**( *Epigram* ) જેઓના અ ગ્રેજી નામો અનુક્રમે *Satires and Epigrams* છે. નિંદાત્મકમાં દુરાચરણ ઉપહાસક કવિતા આવે છે, અને મર્મ વચનમાં મેહેણાં મારી કોઇ શખ્સ ઉપર સખ્ત ટીકા અથવા સ્તુતિ કરવામાં આવે છે. અને ઠોક પ્રબંધમાં એકજ વિષય ઉપર જોડેલી મનોરંજક કવિતા, ગજલ, કે ખ્યાલ ટપ્પા, અને ટુચકા આવે છે. તે એકમેકને મળતા હોવાથી સાથેજ ભેળીને વર્ણન કર્યું છે.

ફીરદોશીએ સુલતાન મહમદ માટે રચેલું ઠોકપ્રબંધ બહુ ઉંડી સમજવાળું છે.—

" ખુજસ્તે દરગેહે મહમુદે ગઝનવી દરયાસ્ત,
ચેગુને દરીયા કાનરા કેરાને પયદા નીસ્ત;
ચે ગોતહા ઝદમો અંદર ઊ નદીદમ દુરૂર,
ગોનાહે બખ્તે મન અસ્ત ઇન ગોનાહે દરિયા નીસ્ત."

અર્થ.—એમ કેહવાયલું છે કે મહમુદ ગઝનવીનું મોટું દીલ સદા વહાજ કરતા સમુદ્રના જેવું છે. જેઓએ એ વાતનો અનુભવ લીધો હશે તેઓ નશીબદાર છે, પણ મારા બાબમાં તો એ સિદ્ધાંત ખરૂં પડેલું જોવાને હું તો બેનશીબ નીવડયો છું. મેં તે દરિયાવના મોજામા હોમાવી જોયું, પરંતુ મને તો એકપણ મોતી તેમાંથ

| | |
|---|---|
| **દા**ટી આગ્ન ને અંત, | **ત**હાં જે નામ રહ્યું છે. |
| **વા**ચા અવિચળ એ દેવ છે, | **રા**ખી રેહેમ નજર રહે; |
| **દ**ન દન પદ આદિવરણુ પર | **મ**ધ્ય વરણુ કવિજન કહે. ” |

એમાં દરેક લીટિના પેહેલા અક્ષરે વાંચી જઇએ તો “ શ્રી અમદાવાદ દલપતરામ ” એવું વાકય થાય છે; યાને કવિ દલપતરામે આ છપ્પો જોડેલો છે, તેથી તેવણે પોતાનું તથા પોતાના વતનનું નામ આ અલંકારથી જણાવેલું છે. એને **અંતરબ્હારલાપિકા**નું લાંબું નામ આપ્યું છે.

એ અલંકારને ફારશીમાં “મવસ્શેહ” કહે છે. **રશીઉદ્દીન**ની એક રોબાઇમાં એ મળે છેઃ—

“ માશુકે દેલમ બેહ તીર અનદુહ બ જસ્ત;
હએરાન શુદમો કસી નમી ગીરદ દસ્ત.
મીશકીન તને મન જે પાયે મેહનત શુદેહ;
દસ્તે ગમ દોસ્ત, પોસ્તે મન બરકે શીકસ્ત. ”

એમાં પેહેલીમાં **મીમ**—૨ જીમાં **હે**—૩ જીમાં **મીમ**—૪ થીમાં **દાલ**, મળી “ મહમદ ” એ નામ નીકળી આવે છે. અરધી અરધી લીટીમાં બાહ્યાંતરલાપિકા સમાવેલા હોય છે, જેમકેઃ—

**પી** પીલે પ્યાલો મધ ભરી, **રે**ાશન ગુલે બુલબુલ;
**જ**ગ બાગના મેદાનમાં, **શા**હા ગુલ ખરે બેમુલ.
**દી**વાને પતંગ પ્રાણુ દે, **ન**વ જાનથી ડરે;
**શા** ભાવથી અર્પણુ કરૂં, **જી**વ જાનથી આ ફુલ.
**એ**ાધક સીહા સંસાર, **દ**સ્તે દોસ્તમાં ધરૂં,
**દે**શો **મ**ને કુલ જેહાનજો, કરશો નચીજ કબુલ.

શાયર મનસુખે નીચે પ્રમાણે સીફ્તે મુવસશેહ કરેલી છેઃ—

“**સ**રકશ નો થા કે જોઆય તું જેવા ઘણા,
**ર**સતાની રજમાં થઇ ગયલા ફ્ના.
**જ**ંગ—રંગ—ધંગ—ને જુઠાં મકર,
**મ**સ્તી—ફેસાદ—ને ફ્રેબી જીવતર,
**સે** જીવીઆ કરતાં, ભલું છે મરણુ,
**દ**શ ધણે–લાખ ધણે–દશ લાખ ધણે એ સજન.
**જી**વવું તેઆરે **નેહે**નેજ છે પરમાંણુ,

જીવતર તેઆરે તેહેનુંજ વું જાણુ.
જીનતનો પેશો જે જીવતાં જી કરે,
ભલાઇથી સઘીના હઇઆંવો ભરે.
ઇમાન પર રેહે જે સાબેત હરદમ,
બાંધે રબ પર નેક ઊમેદના દમ.
શેઅર—ગમ—ને ગરીબની હાજત,
ને દીલથી ખુશી ચીટ આપે જહટ.
તકોબરી બદ હરગેજ નહી કરે,
નામ સાહેબનું હઇઆમાં ધરે.
ઇજ્જત—મરવત—ને હેસાંનની બાત,
તન—મન—ધસી બજાવે દીન—રાત. "

એમાં દરેક લીટિનો પેહેલો હરફ વાંચવાથી " **સર જમસેદજી જીજીભાઇ બારોનેટ નાઇટ.** " નું નામ વંચાશે.

**૮૮—નિંદાત્મક કવિતાઃ**—( *Satires* ) અને **૮૯—ઠોક પ્રબંધઃ**—( *Epigram* ) જેઓના અ ગ્રેજી નામો અનુક્રમે *Satires and Epigrams* છે. નિંદાત્મકમાં દુરાચરણ ઉપહાસક કવિતા આવે છે, અને મર્મ વચનમાં મેહેણાં મારી કોઇ શખસ ઉપર સખ્ત ટીકા અથવા સ્તુતિ કરવામાં આવે છે. અને ઠોક પ્રબંધમાં એકજ વિષય ઉપર જોડેલી મનોરંજક કવિતા, ગજલ, કે ખ્યાલ ટપ્પા, અને ટુચકા આવે છે. તે એકમેકને મળતા હોવાથી સાથેજ ભેળીને વર્ણન કર્યું છે.

ફીરદોશીએ સુલતાન મહમદ માટે રચેલું ઠોકપ્રબંધ બહુ ઉંડી સમજવાળું છે—

" ખુજસ્તે દરગેહે મહમુદે ગઝનવી દરયાસ્ત,
ચેગુને દરીયા કાનરા કેરાને પયદા નીસ્ત;
ચે ગૌતહા ઝદમો અંદર ઊ નદીદમ દુરર,
ગોનાહે બખ્તે મન અસ્ત ઇન ગોનાહે દરિયા નીસ્ત."

અર્થ—એમ કેહવાયલું છે કે મહમુદ ગઝનવીનું મોટું દીલ સદા વલાજ કરતા સમુદ્રના જેવું છે. જેઓએ એ વાતનો અનુભવ લીધો હશે તેઓ નશીબદાર છે, પણ મારા બાબમાં તો એ સિદ્ધાંત ખરૂં પડેલું જોવાને હું તો બેનશીબ નીવડયો છું. મેં તે દરિયાવ ના મોજામાં હોમાવી જોયું, પરંતુ મને તો એકપણ મોતી તેમાંથ

મળી આવ્યું નથી.

મહમુદ ગઝનવીએ શાયરાંન શાયર ફેરદોશીને શાહનામું રચવા માટે જે દામ આપવા કહ્યુ હતું તે ન આપ્યાથી શાયર નીરાશ થયસો, તેનો એસારો છે. શાયર અનવારીએ નીચે પ્રમાણે પોતા ઉપરજ અલંકાર વાપર્યો છે કે;

"હર બલાઇ કઝ આસમાન આયદ,
ગરચે બર દીગરી કઝા બાશદ;
બ ઝમીન ના રસીદેહ મી ગુઇયદ,
**ખાનેએ અનવરી કુજા બાશદ ?"**

માયનીઃ—કોઇપણ જાતની વિપત્તિ આસમાન ઉપરથી જેવી ઉતરી આવે છે તેવીજ તે પુછવા મંડી જાય છે કે 'અનવરીનું ઘર કયાં છે ?' તો જોકે તે બલા કોઇ બીજાનેજ મારે ફરતા ફલકે નીમેલી હોય, તોપણ તે બલા મનેજ શોધતી આવે છે. સમરકંદ-વાળા શાયર **રસીદીએ** નીચલી જોડણી કરેલી છેઃ—

"તુ વઝીરીઓ મનત મદેહત ગુઇ, દસ્તે મન બી અતા રવા બીની;
તુ વઝરાત બમન સેપારો મરા, મદેહતી ગુઇ તા અતા બીની."

યાને કેઃ—તું એક વઝીર છે. અને હું તારી તારીફ કરનારો છું; પણ તેં તારી કાંઇપણ બક્ષેશનો હાથ મારા ઉપર લબાવાનું દુરસ્ત વિચાર્યું નથી. થોડોવાર એ વઝીરી—પદ મને આપ ! અને તું મારી તારીફમાં કાંઇ બોલ ! અને પછી હું તને બતાઉં કે સખાવત શું ચીજ છે ! (ઓ દીન કાંહ, કે મીઆંકે પાંઉમેં જુતી) વળી બીજા એક **બદરૂદીન** નામના લેખકે નીચે પ્રમાણે કહ્યું છેઃ—

"ગોફતમ સુખનત શીકસ્તે વશ ચું આયદ ?
બા આંકે હમે ચું દુરરે મકનુન આયદ;
ગોફતા સુખન અઝ દેહાને તંગી કે મરાસ્ત—
ગરને શેકનમશ ચેગુને બીરૂન આયદ ?"

મતલબઃ—માશુકને મેં પુછ્યું કે; તારા શબ્દો મોતીના દાણાં જેવા છે; પરંતુ તે શબ્દોને તોડી તોડીને તું કાંય બોલે છે ? ત્યારે તેણીએ કહ્યું કે; તું જૂએ છે કે મારૂં મોઢું અતિશય નાહનું છે; તેથી હું **આખાને આખાજ** શબ્દો તેમાંથી બાહાર કેમ કાઢી શકું, વાસ્તે તે શબ્દોને **ભાંગીને નાહના ટુકડા** કીધા વગર તે બાહાર નીકળવાનાજ નથી. ( અહિં જાણવુ જોઇએ કે આગળ, ઘરાં-

ની લોકોમાં તેમજ એશીઆની બીજી ઘણી પ્રન્તઓમાં જેમ એક માશુકનું છેક નહીંજ દેખી શકાય એટલું નાહનું મોઢું હોય, તેમ તે ઘણીજ ખુબસુરત ગણાતી હતી, તે ઉપર તે પ્રીયાએ પોતાના પ્રીતમ આગળ સ્વસ્તુતિ કરેલી છે. )

નીચલાં ત્રણ *Epigram* માં પેહેલી દરેક લીટી દિલ દુઃખવનારી છે, જ્યારે બીજી લીટી વાંચે કે તુરત દીલ ખુશ થાય છે;

**મુખતારે ગઝનવી ઉપરથી:—**

" હમીશે ખેશ્મે તો દર સાયેએ હોમા બુઅદ,
ઝેબસ કે બર સરશ ઝે બેહરે ઉસ્તખાંન આયદ."

યાને—તમારા દુશમનો હંમેશાં **હોમા** * પક્ષીના છાંયડા હેઠળ છે. કારણ કે તે પક્ષી તેઓના હાડકે હાડકાં ખુંચવી લઇ જવાને તેઓના માથાં ઉપર ભમ્યા કરે છે. એમાં ૧ લી લીટીથી દુઃખાયલું દીલ, બીજી લીટીથી ખુશાલ થાય છે

" બુલંદો પસ્તે જેહાન જુમલે દુશ્મનાને તોરાસ્ત,
કે ગાહ દર બુને ચાહ અંદો ગાહ બર સરે દાર." ( રસીદુદીન વતવાત )

યાનેઃ—દુન્યાની ઉંચાઇ અને ઉંડાઇ સર્વ તારા દુશમનોને લગતી છે; કારણ કોઇવાર તેઓને અંધારા ગારની અંદર રહેવુ પડે છે, અને કોઇવાર શુળીને મથાળે લટકવું પડે છે. એમાં પણ પેહેલી લીટીથી આજુર્દા થયલું દીલ, બીજી લીટીથી સંતોષ પામે છે.

"જાયે ખેશ્મન ચું જાયે તોસ્ત રફીઅ,આને તો તખ્તો આને દુશમન દાર."
યાને તમારા દુશ્મનની જગા તમારી જગાના જેટલીજ ઉચી છે—એટલે કે તમારે માટે તખત છે, અને તેને માટે શુળી છે. એમાં પણ ઉપલી લીટીઓ જેવીજ ખુબી છે.

" અએ મૌલવી ઝે કબ્ર દેમાગત ફન્દેહ,
ગાહી કે કુનદ બર તુ સલામ ઇન બન્દેહ;
ચંદાન હરકત કુન કે અઝ રૂએ કીઆસ,
માલુમ શવદ કે મુરદેહ યા ઝીન્દેહ. "

અર્થ—અભિમાનથી ફુલી ગયલા ઓ મૌલવી ! જ્યારે હું કમતરીન બંદો તુને સલામ કરૂં છું, ત્યારે તું સલામ પાછી કરતો

---

* એ કલ્પિત પક્ષીને માટે કહેવાય છે કે, જેના ઉપર તેનો છાંયો પ્રડે, તે આદમી આબાદ થઇ જાય છે,

નથી તો નથી, પણ એક જરા તો ડોકું ધુણાવ ! કે હું એટલું તો જાણું કે તું મરી ગયઓ છે કે જીવતો છે ! વળી એક આશકે પોતાની એક આંખવાળી અથવા બાડી આંખવાળી માશુકની ખુબસુરતી ઉપર અલંકાર વાપર્યો છે કે:—

"ઝે આન બહમ બસ્તે આં સનમ યક ચશ્મ, કે તુફન્ગે નેગેહ ખતા નકુનદ."

આ માશુકે પોતાની એક આંખ બંધ કરી રાખી છે તે કાંઇ કારણ વગર નથી; તે એટલાજ વાસ્તે કે તેણીના નેણ બાણની નીશાન આબાદ લાગવામાં કાંઇ પણ ભુલ નહી થાય. મતલબ કે નીશાંન મારનાર હમેશાં બાડી આંખે જોઇને મારે છે. વળી એક આંધળી માશુક ઉપર તેણીના આશકે નીચે પ્રમાણે જોડેલું છે.—

"બ ચશ્મે આં બુતે ઝીબા હયા બ મરતબ હઅસ્ત,
કે હીચ ચશ્મ નદીદ અસ્ત રૂએ મરદુમરા."

યાને કે, તે ખુબસુરત સુંદરીમાં એટલું બધું શરમાલપણું છે, કે તેણીએ બેઉમાંની એક પણ આંખે હજુ સૂધી કોઇપણ મરદનું મોહું જોવાની હિંમત કરી નથી. એજ અલંકારનો શાયર જામીએ એક એવો દ્રષ્ટાંત આપ્યો છે કે:—

"શાયરી ખાન્દ પુર ખલલ ગઝલી, કીન બહેઝ્ફે અલેફ બુદ મૉસુફ,
શોકૃતમશ નીસ્ત સનઅતી બેહ અઝઆં,કે કુની હેઝ્ફ અઝાં તમામ હરૂફ."

એક કવિએ મારી આગળ એક ઘણીજ ખરાબ ગઝલ વાંચી સંભળાવી, તેમાં તેણે એવી હીકમત વાપરેલી હતી, કે એક પણ શબ્દમાં **અલેફ** હરફ બીલકુલ આવેલો નોહોતો. ત્યારે મેં તેને કહ્યું કે તમારી ગઝલ ત્યારેજ ઘણી ખુબીદાર જણાતે, કે તમે બારાખડી મધેના **તમામ** હરફ એ ગઝલમાં નહી વાપર્યા હતે ! અર્થાંત એ ગઝલ એવી ખરાબ છે, કે તે નહીજ બનાવી હતે તો તમારી શોભા વધતે. મુલ્લાં **તુતી** નામના શાયરે બોખારાના કવિ **બદીહી**ના મોટાં નાક ઉપર ટીકા ચલાવી છે કે:—

"હર પરદેએ બીની બદીહી ગારીસ્ત,તુતી મનમો તોરા અજબ મિનકારીસ્ત."

ઓ બદીહી ? તારાં નાકનાં બેઉ નસકોરાં મોટા ગોફા જેવાં છે, અને તુની યાને પોપટ કરીને તો હુ કહેવાઉ છું, જ્યારે ઘણીજ અજબ જેવી ચાંચ તો તુંને છે.

ખાજા નીઝામુલમુલ્કને પગે વા થયો હતો, તે વેળા એ શમ્સુદીન મહમદ ખાલેદે નીચે પ્રમાણે અલંકાર વાપર્યો હતો.

" ગર દર્દ કુનદ પાય ફલક ફરસાયત,
સરરીસ્ત દરાન અરઝે કુનમ બર રાયત;
ચું અઝ સરે દુશ્મનાન બ જાન આમદેહ દર્દ,
આમદ બતઝલ્લુમ કે ફેતદ દર પાયત."

અર્થ:—આપના પગોમાં દરદ થાય છે તેનું કારણ હું આપને સમજાઉ એ દુ:ખ દરદ આપના દુશમનોના મગજમાં રેહતાં રેહતાં કંટાળી ગયુ. તેથી એ દુ:ખ દરદ પોતાની ફરિયાદ કરવા સારૂ આપ નામવરના ચરણે પડ્યું છે! શુ સરસ કાવ્ય બુદ્ધિ લગાવી છે!

ઉઠી કઠ હથિયાર લે, મેં લઉ સક્કર ઘી;
પાઉણુરા તો મુજ બલ, રનબેરી તો તુજ.

રજપૂતાંણી રજપૂત પતિને કહે છે કે, ઓ કંથ તું ઉઠીને હથિયાર લે! અને હું લઉ છું ઘી ને સાકર. પરોણા આવશે તેની ખબર લેવાનું કામ મારૂં છે, અને રણવેરીઓ ચઢી આવશે તેઓની ખબર લેવાનુ કામ તારૂ છે.

**૯૦:—સૈન્ય પંક્તિકા**=લશકરમાં શીપાઇઓની હાર, (વ્યૂહ) જે પ્રમાણે કવાયદ સર ગોઠવાય છે, તે પ્રમાણે એમા શબ્દો હરોલ પ્રમાણે ગોઠવવાના હોવાથી,તેને એવું નામ આપવામા આવેલુ છે. યાને સૈન્ય ની પંક્તિની માફક કવિતાના શબ્દો કાયદાસર ગોઠવાઇ ગયલા હોય છે. તેને ફારશીમાં **તકસીમે મુસલસલ** કહે છે. એમાં દરેક લીટિમાં આવેલું ઉપમાન તેને લગની દરેક સીફતમાં અનુક્રમે તેની પછીની દરેક લીટીમાંજ ગોઠવીને, આખી કવિતા તેવીજ રીતે બનાવામાં આવે છે, જેને લફ્ફોનસ્રર પણ કહે છે. જેમકે:—

" બ રૂઝે નબર્દ આં યલે અર્જમદ,
બ શમશીરો ખંજર બ ગુર્જો કમંદ.
બુરીદો દરીદો સીકસ્તો બે બસ્ત;
યલાંરા સરો સીને ઓ પાઓ દસ્ત." (શાહનામું)

તરજુમો —

" લડાઇને દીને, તે પેહેલવાન બુલદ,
ની તલવાર ને ખંજર ગુરૂજ ને કમંદ,
થી કાપેઆં ને ચીરીઆં,ને ભાંજી–બાંધ્યા તાટ;
સીપાઇઓના સરો સીના—પગો—ને હાત." (મનસુખ)

એમાં **શમશીર**ની નીચેજ તેનો ક્રિયાપદ **બુરીદ** છે, અને

તેનાથી શરીરનો જે ભાગ કાપવામાં આવે તે **સર**(માથું)છે, તેપણ તેની નીચેજ છે. તેજ પ્રમાણે ખંજર, ગુરૂજ, અને કમંદના ક્રિયાપદો,અને તેનાથી નુકશાન પામનારા શરીરના અવયવો એકેકની નીચેજ મુંકેલા છે. શેવકના કાવ્ય સંગ્રહમાંથી નીચલી બનાવટ ઉતારૂં:—

" હિંદુસ્થાને-રૂમ-ગીરી—ઇરાનમાં રે લોલ,
અર્જુન-હરકુલીશ-એકીલીઝ-રશી બાલના રે લોલ,
વીરને રાક્ષશ જોધ્ધો જે વળી પેલવાંનમાંરે લોલ,
ધનુષ-કુહાડી-શમશીરો—ઘોડા રખ્શનારે લોલ,
ચીલની ઝડપ-ભારી-તેજી-જબ્બર ચાલનારે લોલ.
ચિલ્લો, ગુરૂજ, મ્યાન, ને વળી રકાબમાંરે લોલ;
હાથે, ખાંધો આપી, કમ્મર, પગ લટકાવતારે લોલ;
ગોળો, હાથો, મુંઠ ધરી—અને લગામનેરે લોલ;
ચઢવી, ઉડાવી, ને કાઢી, પકડી ઠાઠથીરે લોલ;
છોડી, ઉગાંમી, ને મારી દોડી ચાલતોરે લોલ;
દુર્યોધન, અઝદા ને ગીરી સુફેદ દેવનેરે લોલ.
વિંધી છુંડી કાપી ને ધુનાવી મારીયારે લોલ;
પીલતન, ખવીશ, શેર, અને રૂઇનતનીરે લોલ."

વળી અબદુલ વાસી નામે શાયરે નીચલો જોડેલો છે:—

" જેહાંબખશી કે દારી વકતે જુદો હરબો મેહેરો કીન;
કફે હાતમ-તને રૂશતમ-દમે ઇસા-દીલે હેદર. "

યાને કેઃ—તું એવો તો પાદશાહ છે કે, સખાવતને-લડાઇને-મેહેરબાંનીને અને કીનો લેવાને વખતે, હાતમનો હાથ-રૂસ્તમનું શરિર-ઇસાના જેવો ફરી ફરી જીવતું કરવાનો દમ-અને અલી (સીહ મારનાર) ના જેવું દીલ તારૂં હોય છે. એમાં પણ એકેકની નીચેજ અનુક્રમે શબ્દો કેવા હીરકણીની માફક ગોઠવેલા છે. વળી મી. મનસુખે એક જોડેલો છે તે જૂઓ:—

" રૂખ-જુલફ-ને રૂખસારે આપી મહને તરણ ચીજ,
એકે ફરેબ-બીજીએ નાંજ-અને ત્રીજીએ મન રીજ,
એ ફરેબ-એ નાજ-અને એ મન રીજે મહને કીધો,
બંદીવાન— ઠગાએલો — અને સહગજથી ઉઘો.
બદીવાન—ઠગાએલા—અને મુજ સરખા ઉધા,
થયા છે તેથી ઇનસાંનો—પરીઓ—અને દેવો સંધા. "

શાયર ખુશરૂ લખે છે કેઃ—

"ઝે અકસે આરેઝો જઅદો એના ગુશો દો ચશ્મે તર;
દમદ લાઆલે ચમદ સન્બુલ કેનદ નસરીન પરદ અબહર."

એ પ્રમાણે ઘણા દાખલાઓ આવેલા છે. શેવકના બનાવેલાં શેઠ નશરવાનજી પીટીટ ઉપરના "શરેદે નોશરવાન" માં નીચે પ્રમાણે છેઃ—

ભલા હાથ—આંખો—ભલાં દીલ—જબાંન,
કરી દાન— રેહમો— સખાવત—સુવાંણુ;
ગરીબો — ગુનેહગારો —ભુખ્યાં —દુઃખી,
તે જીવ્યાં—ને બચ્યાં—જમ્યાં—રહી સુખી.

એમાં પણ એકેકની નીચેજ તેના યુક્તિબાજ શબ્દો ગોઠવાયલા છે. પણ જો એ અલંકારમાં શબ્દો અનુક્રમે નહી આવે તો "મુખ્તલેફ" અથવા "લફ્ફ નસૂર ગેરે મુરત્તેબ" ગણાય છે; જેમકેઃ—

"દર બાગ શુદ અઝ કદો રૂખો ઝુલ્ફે તો નાયાબ,
ગુલબર્ગે તરી સરવે સહી સન્બુલે સયરાબ."

તારાં કદ, મુખડા, અને જલફાંને લીધે, તાજા ગુલાબનાં ફુલો, સીધાં સરોવર, અને ખુબ ખીલેલાં સુમ્બુલ, બાગમાંથી ગુમ થયાં છે. એમાં અનુક્રમ લાવવાને **સરવ** શબ્દ કદની સાથે તાલુકો રાખતો હોવાથી કદની નીચે આવવો હતો, અને **ગુલબર્ગ** શબ્દ **રૂખ**ની નીચે આવવો હતો.

શબ્દોને બદલે અર્થના સરખાપણાંને હરોળમાં ગોઠવવાનો નીચલો અલંકાર છે.

## ૩૫

**૯૧:—દ્રષ્ટાંતરૂપક ઉપમાપંક્તિઃ—**જ્યાં બે વાક્યોના જૂદા જૂદા અર્થનુ સાદ્રશ્ય સરખાપણુ હોય ત્યા એ અલંકાર છે. એક વાતને બીજીનો દાખલો આપે છે, ને ઉપમાના વાચક શબ્દો જેમ, જેવું, તેમ, તેવું, વગેરે છુપાવવામાં આવે છે. એને ઉપમાનો વિભાગ કહેલો છે—

"સિંહણ ભુખથી જો મરે, તોય ઘાસ નવ ખાય;
પતિવ્રતા મદને મરે, પર પાસે નવ જાય.—૧
મેઘ વીજ વાયૂ થકી, ડોળે નહિ ગિરિ રાય;
આધિ વ્યાધિ ઉપાધિથી, વ્રતાળિ ચાલિત ન થાય."—૨ (ન ક)

સિંહની માદા ભુખે મરી જશે તોપણ ઘાસ ખાવાની નહીં–તેમજ

પતિવ્રતા ઓરતનો ધણી દુર હોય, ને કામના જોશથી ગમે એટલી દુઃખી કાં નહીં હોય, તોપણ છીનાળું નહીં કરવાની. વરસાદ વીજળીથી ડુંગર ધ્રુજતો નથી, તેમ વ્રત પાળનારી પતિવ્રત ટેકી સ્ત્રી, ફીકર ચીંતાથી કે રોગરાઇથી કે ઘરખટપટથી કોઇપણ રીતે ગભરાયાથી પોતાનું પૉણ છોડવાની નથી. પેહેલાં વાકયને બધાં વાક્ય સાથે સરખાવ્યાં છે.

"સાહેબકા ઘર દૂર હય, જેસી લંબી ખજુર;
ચડે તો ચાખે પ્રેમ રસ, ગીરે તો ચખના ચુર."

એમાં ખોદાનું ઘર લાંબી ખજુરીની મીશાલનું ચિત્રેલું છે. અને કહે છે કે, એ લાંબી ખજુરી ઉપર ચઢવા પછી જેમ ખજુરીનો મીઠો રસ ચાખે, અને પડે તો ધુળ ચાખવાની મળે, તેમજ બ્રહ્મરસની ખજુરી ઉપર ચઢી જવાય તો તેનો રસ પીવાય, ને ચઢતાં જો પડયા તો ખાક થઇ જવાય છે; એવી ઉપમાન વાપરી છે.

" પ્રીત થવી તો સ્હેલ છે, નિભાવવી નહિ સ્હેલ;
પીતાં કેફ પડે મઝો, જેરવતાં મુશકેલ—
ખિલોર વાપરવો ભલો, પણ ટકવે નહિ ઠીક;
નિર્મળ નદિ તે પ્રીતની, થાએ ગંદી નીક." (ન. ક.)

પેહેલાં વાકયને બીજા સાથે સરખાવ્યું છે; અને બધાંને વળી એકેક સાથે સરખાવ્યાં છે. ખાકાંની બીજો પણ દાખલો આપે છે:—

"ખુદ બાશ ઉન્સે ખુદ મતલબ કસ કે પીલરા,
હમ ગુશ બેહતર અઝ પરરે તાઊસે પશ્શે રાન."

અર્થ—તું પોતે પોતાનેજ મદદ કર, અને બીજાને આધારે નાં રેહ ! કેમકે હાથીને મચ્છરો ઉડાવાને માટે મોરની પીછીઓના કરતાં તેના પોતાના કાનોજ બેહતર છે.

એનાજ એક ભાગે લેખે નીચલો અલંકાર આવે છે.

**૯૨—નિદર્શના:**—જ્યાં એક સરખાં વાકયના અર્થનું એકપણું વર્ણવવામાં આવે છે ત્યાં એ નામે ઓળખાય છે.

" તલવારની ધાર ઉપર સુવું અને સ્ત્રીની પ્રીતિમાં નિભવું એ બે બરાબર છે. પ્રીત કરીને પછી વછોડવું ને દઝાડીને લુણ લગાડવું એ બરાબર છે. મૂરખને ઉપદેશ કરવો એ પથ્થર ઉપર પાણી રેડવું છે." ( ન. ક. )

**૯૩—ગુઢાલંકાર:**—નાની સરખી કવિતાની લીટીઓ

એટલાતો ઉંડા ભેદમાં મુકેલી હોય છે, કે તેનો મામિક અર્થ નો તે કવિતા બનાવનારજ સમજાવી શકે એવો હોય છે; તેને એ નામ મળેલું છે.

" કફે શાહ મેહમુદ આલી તબાર,
નેહ અન્દર નેહ આમદ સે અંદર ચેહાર."

એ પ્રમાણે શાયર ફીરદોશીનો ગુહ્યાલંકાર છે. એનો દેખીતો અર્થ તો એટલોજ થાય કેઃ—મહમદ ગઝનવીના હાથ એવા હતા, કે ૯ ની અંદર ૯ આવ્યા, અને ૩ ની અંદર ૪ આવ્યા જેવા છે એટલે કંઇ સમજાય નહીં એવું છે. પણ ફીરદોશીએ તો પાદશાહને એ ગુહ્યાલંકારમાં ખરાબ લગાડેલું છે. તેનો ભેદ એવો છે કે; ૯ માં ૯ આવ્યા, યાને નવે નવે ૮૧ થયા, અને ૩ માં ૪ આવ્યા યાને ચાર ત્રી બાર થયા. તે મળી ૯૧ થયા. હવે નિશાનીઓથી વાત કરવાની રીતમાં ૯૦ બતાવવા હોય ત્યારે હાથના અંગુઠાની પાસેનું આંગળું ( *forefinger* ) અંગુઠાના છેક નીચેના કાપા ઉપર મુકીને બતાવવું. અને ૯૩ બતાવાને માટે બાકી રહેલાં ૩ આંગળાં વાળ્યે તો ૯૦ ને ૩ ત્રાંણુ થાય છે. એમ આંગળાં વાળી જૂઓ, અને તમે જોશો કે મુઠી વળેલી થઇ જશે. જેનો અર્થ એ, કે મહમુદ પાદશાહનો હાથ ખુલ્લો યાને દુલ્લો નથી, પણ બંધ વાળી મુકેલો છે. અર્થાંતો સખાવત કરવામાં નકામો છે. કેવો ભેદી અલંકાર છે!

શ્રીમત્ વલ્લભાચાર્યએ પોતાના સંપ્રદાયવાળાઓને ગુપ્ત રીતે જે મંત્ર જપ કરવા આજ્ઞા કરેલી છે, તે ગુહ્યાલંકારમાં હોવાથી ઉત્તમ છેઃ—

ॐ श्री कृष्णः शरणंमम सहस्त्र परिवंत्सर
मितकालजात कृष्ण वियोग जनित ताप
क्लेशानंत तिरोभावोहं भगवते कृष्णाय
देहेन्द्रिय प्राणांतः करणे न धर्मांश्चदारागार
पुत्राप्त वित्तेह पराण्यात्मना सहसमर्पयामि
दासोहं कृष्णत्वास्मि. ॥ १ ॥

**ભાવાર્થ:**—સર્વના મૂળ કારણરૂપ જે શ્રી કૃષ્ણ તે મારૂં આશ્રય સ્થાન છે. શ્રી કૃષ્ણના વિયોગથી એક હજાર વર્ષ સુધી અતિ-

શય ક્લેશ અને દુઃખ પ્રાપ્ત થયું છે. માટે હે મારા પરમ પૂજ્ય કૃષ્ણ ! મારૂં શરિર, ઇંદ્રિય, પ્રાણ, અંતઃકરણ, અને બીજી સર્વે ઇંદ્રિયો, મારી સ્ત્રિ, અને પુત્રાદિ સર્વ કુટુંબ સહિત મને પવિત્ર કરો! હું તમારો દાસ છું. એનો ગુહ્યાલંકારમાં બીજોજ અર્થ છે તે જૂઓ;
**ગુહ્યાર્થ:**—માયાને લીધે જ્યારથી જીવાત્માને પરમાત્મા (શુદ્ધ ચૈતન્ય) થી વિયોગ થયો, ત્યારથી મહાકષ્ટ સહન કરવું પડ્યું છે. માટે હવે એ મૂળ આત્માનું મને સત્ય જ્ઞાન પ્રાપ્ત થયુ છે. હવેથી એ પરમાત્માજ મારૂં શરિર છે, તેથી મારાં અંતઃકરણ સહિત સર્વે ઇંદ્રિયો તથા સ્ત્રી પુત્ર વીગેરે કુટુંબને તેમાંજ મેળવી દઉ છું.

**જામી** શાયરે એ અલંકાર નીચે મુજબ વાપર્યો છે.

" બ દરવીશ ગોફ્ત આં તવાંગર ચેરા,
બ બીશમ પસ અઝ દયરહા આમદી ?
બેગોફ્તા ચેરા ન આમદી પીશે મા,
બસી ખુશતર અસ્ત અઝ ચેરા આમદી. ?"

યાને:—શ્રીમંત શેઠે ફકીરને પુછ્યું કે, તુને હું લાંબે વખતે જોઉ છું તેનું શું કારણ ? તેણે જવાબ દીધો કે, મને " તું શા માટે આવ્યો છે ? " એ શબ્દો કરતાં, " તું શા માટે નહીં આવ્યો, " એ શબ્દો ઘણાજ મધુર લાગે છે. યાને કે, ગુહ્યાર્થ એવો છે કે, જો વારંવાર આવું તો તું પુછે છે કે કેમ આવ્યો ? અને તેથી મારા મનને માઠું લાગે, તેના કરતાં " હું લાંબે વખતે આવું ત્યારે તું પુછે કે " તું કેમ નહીં આવતો ? " તો તેથી મને સારૂં લાગે. અગ્યારસેં વરસ ઉપર પંડિત મંડનમિશ્ર નર્મદા તીરે થઇ ગયો છે, તેના આશ્રમમાં ચાકર નફરથી તે પોપટ મેના કે બોકરાં છોકરાં સૌ સંસ્કૃત શ્લોક બોલી શકતાં હતાં એમ કહે છે ! ! માહાત્મા શંકરાચાર્ય એક દિ ફરતા હતા, તે વેળા એક દાસીને પુછ્યું કે મંડનમિશ્ર પંડિતનું ઘર કયું ? તેણે કહ્યું કે:—

फलप्रदंकर्म फल प्रदोजः, कीरांगनायत्रठिरंकिरंतिः
द्वारस्य नीडांतरसान्नि रुद्धा, जानी हितन्मंड न पंडितौकः

અર્થઃ—જે ઘરમાં બારણા આગળ બે પાંજરાં છે. તેમાં પોપટ અને મેના એ બે સામસામી વાદવિવાદ ચલાવે છે. એક પૂર્વ મીમાંસા શાસ્ત્રનો પક્ષ લઇને ફળ આપનાર **કર્મ** છે, એવું કહે છે.

ત્યારે બીજું ઉત્તર મિમાંસા શાસ્ત્રની તરફેણ રહીને કહે છે, કે ફળ આપનાર ઇશ્વર છે.

એમાં પોપટ અને મેના તે સો સકર્મિ અને અકર્મિ મનના ભેદો સમજવાના છે. પંડિતનું ઘર તે તેનું શરિર સમજવાનું છે. વિગેરે ગુહ્યાલંકાર સમાવેલો છે. રણમાં પાછાં પગલાં ન રાખવા વીશે ગુહ્યાર્થમાં નીચલો કડખો કહેલો છે.

"આગે પગ તો પત રહે,પીછે પગ પત જાય;
ભાગા ખેડે ખ્હાવડે, વાકું રંગ ચઢાય."

યાને—શત્રુની સામા પગ વધાર્યો અથવા ટકાવી રાખ્યો ત્યાં સૂધી પત રહે છે. પણ પાછું પગલું કીધું કે પત જાય છે. ને એમ છે માટે હઠયા એવા જે યોદ્ધાઓ, તે જો પાછા શત્રુ સામા જઇ ઉભા રહે, તો તેઓને રંગ ચઢાવ.

પૃથ્વિરાજનું લશ્કર જ્યારે પાછી પાની કરતું જણાયું, ત્યારે તેના સરદારે શરણ થવાની વાત કરી પૃથુરાજને કહ્યું, કે રણમાં હવે કેમ કર્યે ? તે વેળા તેને તેણે ઉપર પ્રમાણે કહ્યું. એમાં લડાઇના સામાન્ય નિયમ માટે જેમ બોધ થાય, તેમ ચોક્કસ પ્રસંગે ખાસ-વેણ ઉચરેલું તે તો જૂદું.

૩૬

" *The vertu and the vice Of every wight alyve;*
*The honeycomb that bee doth make Is not so sweet in hyve*
*As are the golden leves That drop from poet's head!*
*Which doth surmount our common talke*
*As farre as dross doth lead.* "

ઉપલાં અશુદ્ધ અંગ્રેજી વાક્યમાં કાવ્યના ગુણાગુણનું શુદ્ધ વર્ણન કરેલું છે.

**૯૪—વિદગ્ધ સંકલ્પાલંકાર:**—જેમાં વિચિત્ર કલ્પના ગોઠવીને વિલક્ષણ ખ્યાલ કરાવી, મતલબની સમજ આપવામાં આવે છે. પોંહોચેલ કવિઓની ચતુર કલ્પનાનુંજ આ અલંકાર રચવાનું કામ છે.તેને અંગ્રેજીમાં *Quaint Conceits* કહી શકાશે. જેના દાખલા ફારશી કરતાં બીજી ભાષામાં કાંઇ વધારે સરસ કહી શકાશે નહીં. થોડાક' જણાવ્યાથી ખાત્રી થશે.

**મીરઝાંખાકી**:—"ગમ કે પીરે અક્લ તદબીરશ બ મુરદન મી કુનદ,
મય ફરૂશશ ચારેહ દર યક આબખુર્દન મી કુનદ."

યાને:—ગમે એટલા ઉપાય કરવા છતાં એક દાનાવ દોરો મરણ શીવાય ગમમાંથી છુટો થતો નથી; પણ દારૂનો વેચનાર કલાલ તો તમોને માત્ર એકજ ગોટમાં તેનો અકશીર ઉપાય આપી શકશે ! **કાશાંની** ઉપરથી:—

" કસરા નબીનમ રોઝે ગમ જુઝ સાયે દર પેહલુએ ખુદ,
આં હમચું બીનમ સુએ ઊ ગરદાંનદ અઝ મન રૂએ ખુદ."

માયની—દુ:ખને વખતે મારા પોતાના પડછાયા શીવાય મારી બાજુએ ઉભો રહેલો હુ કોઇને જોતો નથી. અને વળી હું જ્યારે મારા તે પડછાયા તરફ જોવાને સારૂ ફરીને જોઉ છું, ત્યારે તે પણ મારી આગળથી પોતાનો ચેહેરો ફેરવી દે છે. યાને કે ઓળાને જોવા જાઇએ કે તે પાછળજ ફર્યા કરે છે. શીરાઝના **કલુઅલીનો** નીચલો દાખલો બહુ ફાંકડો છે:—

"બર સીનેઅત અય કાશ નેહમ સીનેએ ખુદરા,
તા દેહ બ તુ ગુઇઅદ ગમે દીરીનેએ ખુદરા."

અર્થ:—હું ચાહું છુ કે તારી છાતીસે મારી છાતી વળગાડુ, કે જેથી કરીને મારૂં દીલ તારા દીલને મારા ઉપર ગુજરતાં લાંબા કાળનાં દુ:ખની બધી હકીકત કહી દે !

રાજા ભર્તહરિના વૈરાગ્ય શતકમાં એક શ્લોક આવેલો છે કે,

आयुर्वर्षशतं नृणां परिमितं रात्रौ तदर्धं गतं
तस्यार्धस्य परस्य चार्धमपरंबालत्व वृद्धत्वयोः
शेषं व्याधिवियोगदुःखसहितं सेवादिभिर्नीयते
जीवे वारितरंगचंचलतरे सौख्यं कुतः प्राणिनां ॥

અર્થ:—માણસનાં આયુષ્યની મર્યાદા સો વર્ષ સૂધીની ગણીએ તોપણ તેમાંથી ૫૦ વર્ષ તો રાત્રિમાં ગયાં. બાકી અરધાનું અર્ધું તો બાળપણમાં તથા વૃદ્ધાવસ્થામાં ગયું. હવે બાકી જેટલાં વરસ રહ્યાં તે રોગ, વિરહ, સંકટ, અને બીજાની સેવા વગેરેમાં જાય છે; માટે પાણીની લેહેર પ્રમાણે પરમ ચંચળ એવુ જે જીવતર, તેમાં પ્રાણીઓને સુખ ક્યાંથી મળે ?

ચુમ્મીની ચોરી વીશે કવિઓએ અચ્છાં અલંકારો વાપરેલા છે. એક કહે છે કે,

"દુઝદીએ બોસે અજબ દુઝદીએ ખુશ આકેબત અસ્ત,
કે અગર બાઝ સેતાનન્દ દો ચંદાન ગરદદ."

યાને કેઃ— ચુમ્મીની ચોરી કરવી એ અજબ જાતની ચોરી છે, કે તેની શજા પણ સારી અને લાભકારક થાય છે; કેમકે જો (માશુક તરફથી) તે ચુમી પાછી લેવામાં આવે તો ઉલટી તે બેવડાય છે! વળી બીજો કવિ કહે છેઃ—

"બોસે બ મન દાદીઓ રનજીદેઇ, બાઝ સેતાન ગર ને પસનદીદેઇ."

ઓ માશુક! તું મને ચુમી આપીને હવે રંજીદા કાય થાય છે? જો તુને એ ચુમી પસંદ નહી પડતી હોય, તો તું તેના બદલામાં મને એક ચુમી પાછી લેની!

"નાકસી ગર અઝ કસી બાલા નશીનદ અએબ નીસ્ત,
ઝાંકે ખસ બાલાએ દરીયા, ઝીરે દરિયા ગોહર અસ્ત."

યાને; એક મીજલશની અંદર કોઇ હલકત માણસ લાયક ગ્રહસ્થોની પણ ઉપર બેશે, તો તેની કાંઇ ચિંતા નહીં; કારણ કે દરિયાની અંદર જે બધો કચરો હોય છે, તે દરિયાની છેક સપાટીની ઉપર આવીને બેશે છે, અને ઉમદા મોતીઓ તે દરિયાની નીચે જઇને બેશે છે.

"ઝે **રાસ્ત** રફતને સરવ ચુનાંન શવદ માલુમ,
કે હરકે **રાસ્ત** રવદ દર જેહાન તેહીદસ્ત અસ્ત."

કહે છે કેઃ—સરોવરના ઝાડનું તમામ સીધાપણું આપણને શું શીખવે છે? તે એવું સમજાવે છે કે, આ દુન્યાંમાં જે કોઇ સીધો (યાને સાચે માર્ગે ચાલનારો) હોય છે, તે હંમેશ ખાલી હાથનો યાને ગરીબ રૂહે છે. જેમકે સરોવર સીધું હોવાથી તેને બચારાંને ફુલ ફળ કાંઇ આવતાં નથી, તેમજ જે આદમી પણ **સીધું** હોય તેને પૈસા મળતા નથી.

"ચુબરા આબ ફરો મી નઓર્દ હેકમત ચીસ્ત?
શરમ દારદ અઝ ફરોઍદન પરવરદેઓ ખીશ."

અર્થ; એમ કાંય કે લાકડાંના ટુકડાને **પાણી** ડુબી મરવા દેતું નથી? કારણ એજ કે, જેને પાઇને પોતે ઉચારેલું, તેને પોતેજ નુકશાન કરવું એ પોતાના દરજ્જાને છાજતું નથી, એમ **પાણી** સમજે છે. એક

કવિ નીચલી ઉત્તમ મીશાલ આપે છેઃ—

"ખુન મી ખુરદ ચું તેગ હરીન દેહર હરકે ઊ,
યક રૂઓ યક ઝબાં ઋુઅદ અઝ પાક ગોહરી;
વ આં કસ કે હમચુ શાંને દુ રૂઇસ્તો સદ ઝબાં,
બર ફર્કે ખીશ જાઇ દેહ દશ ઝે સરવરી."

**અર્થ.**

આ જુઠી દુન્યાંમાંતો જે આદમીને તરવારની માફક એકજ મુખડો અને એકજ જુબાંન હોય તેને લોહી પીવું પડે છે યાને કે જેમ તરવારને એકજ ધાર ( જીભ ) હોવાથી તેને લોહી પીવું પડે છે તેમ, એકજ વચનના પ્રમાણિક માણસને લોહીનો ગોટ ગળવો પડે છે. અર્થાંત વિપત્તિ અને આફત શોસવી પડે છે. પણ જે આદમી બેવડાં મુખવાળો, યાને આમ પણ બોલે ને તેમ પણ ફેરવી તોલે, તથા જે આદમીને એક સો જીભ હોય યાને હજાર તરેહનું જુઠું સાચું કરનાર લબાડ હોય, તેને બાલ હોળવાના નીખ્યાની માફક આદમીઓને માથે ચઢી બેસવાનું મળે છે. અર્થાંત નીખ્યાને ઘણી જીભો ( દાંતા ) હોય છે, તેથી તે આદમીને માથે ચઢી બેસે છે, તેમ આ દુન્યાં ચાપલુશીખોરની છે.

કાવ્યને શોભાવનારો નીચલો અલંકાર એક આશક માશુકની સરસાઇમાં બનાવેલો તેના કવિને શોભાવે છે.—

"અગર તુ બાગ બાશી ગુલ શવમ મન,
વગર તુ ગુલ શવી બુલ્બુલ શવમ મન.
વગર તુ શીશે બાશી મુલ શવમ મન,
વગર તુ મુલ શવી કુલ કુલ* શવમ મન."

મતલબ.

બગીચો બને તું તો થાવું ગુલાબ,બુલબુલ બનું તું જો થાશે ગુલાબ;
દીકાંદર થશે ગર તો થઇ જઇશ શરાબ,કુલ કુલ* અવાજ હું ને તું જો શરાબ.

"અગર ખાહી અઝીઝે મરદુમાન બાશી તવાઝો કુન,
કે જાએ અશ્રુઆન બાલાયે ચશ્મ અસ્ત બમીદનહા."

---

* દીકાંદરમાંથી તમલરમાં દારૂ રેડતાં કુલકુલ કુલકુલ કરીને જે અવાજ થાય છે, તે અવાજ થઇ જવાને પેલો આશક ચાહે છે, જો તેની માશુક શરાબ બની જાય તો.

જો તમે લોકપ્રિય થવા ચાહતા હો, તો દરેક જણને નમો! કારણ કે આંખ ઉપરના ભવાં છે, તે આટલાં બધાં નમેલાં હોવાથી આંખની પણ છેક ઉપર પોતાનો હુદ્દો ભોગવે છે. મોલવી **રૂમી** એને મળતો એક અચ્છો કાલ્પનિક કરે છે.

" ચું બેખારદ પોસ્તે મન અંગુસ્તે મન,
ખમ શવદ અઝ બારે મીન્નત પોસ્તે મન."

યાને; જ્યારે મારી પીઠ ઉપર કીડ લાગે છે, અને મારાં આંગળાં તે ધવડીને રાહત આપે છે, ત્યારે મારી પીઠ ઉપકારના બોજા હેઠળ જે એટલી બધી દબાઇ જાય છે, તે તો નમતાઇ બતાવા વાંકી વળે છે. ( જ્યારે આપણે પીઠ ધવડયે ત્યારે ખભાં ઉપરથી હાથ લાવી જેવાં આંગળાં પીઠ ઉપર મુંકવા જઇએ, તેવીજ પીઠ નમંતાઇથી વાંકી વળે છે, તે જો નહીં અનુભવેલું હોય, તો વાંચનારે કરી જોવું, અને ત્યાર પછી તે પીઠની માફકજ નમવાનું પણ અનુભવી લેવું. )

"કુનમ ધોધા બેહુરે બીગાંને ચું દર કુયે ઊ બીનમ,
કે ચું આયદ બીરૂન બેહુરે તમાશા ર્યે ઊ બીનમ. "

મારી માશુકના મોહલ્લામાં મેં જેવો કોઇ પારકા મરદને દીઠો, કે હું તુરત તેની સાથે મોટે બુમ બરાડા પાડીને ધોંધાટ કરી મેલું છું, કે જેથી કરીને તે તમાશો જોવાને મારી પ્યારી બાહાર નીકળી આવે, તો હું તેનો દીદાર જોવા પામુ.

એ અલંકારના એક જોડયા લેખે નીચલો અલંકાર આવે છે.

**૯૫:—કાવ્યાર્થાપત્તિ:—**ફલાણુ થાય છે તો પછી ફલાણું કેમ થશે, એવી બોલવાની રીતને એ નામે ઓળખે છે.

" એની આગળ સહીંનું ચાલતું નથી તો પછી કુતરાનું શુ ચાલે ?"

" અહિંયાં જરાકે પવન આવે તેવું નથી, તો માણુસ નહીંજ આવી શકે એમાં શું પુછવું ? "

" ભલા ભલા ભોંયે પડે, ને ખોજાને બે બાયડીઓ. "

" એશ્ક ખસ્મે મન બસ અસ્ત, અએ ચર્ખે ! તુ ઝેહમત મ કશ !
દર કુજા જલ્લાદ બાશદ, હાજતે કસ્સાબ નીસ્ત."

**પ્યાર** એ મારો શત્રુ છે, અને તેટલુંજ બસ છે. વાસ્તે ઓ ફરતા ચરખ ! મારા ઉપર વધુ જાસ્તી ગુજારવાની તુને કંઇપણ જરૂર નથી, કેમકે જ્યાં ફાંસી દેનારો જલ્લાદ મોજુદ હોય ત્યાં ખાટકીની શી જરૂર હોય ?

૯૬—રંગસરંગીઃ—યાને કોઇ જીવવાળી ચીજને નિર્જીવ ચીજનો અથવા નિર્જીવ ચીજને જીવવાળી ચીજનો રંગ લગાડવો. અર્થાંત એકેકને મળતી મીશલ આપી અલંકાર સાધવા વિચારને પૉલીશ કરવા.

આપણે નિર્જીવજીવિકા જણાવી ગયા છીયે, તેમાં તો નિર્જીવને માત્ર જીવજ આપવામાં આવે છે. પણ રંગસરંગી નામનો એક અલંકાર છે તેમાં તો જીવદાર વસ્તુને નિર્જીવ ચીજો ઉપરથી બોધ પણ લેવા કહેવામાં આવે છે. જેમકે:—

"અઝ પેદર તાઝીમે ફરઝંદે ખલક ન બુઅદ અજબ,
શાખે ગુલ ગુલરા બ ફર્કે ખીસ્તન જા મીદેહદ."

યાને—એક બાપ જો પોતાના સપુત પુત્ર તરફ માન બતાવે તો તેથી કાંઇ અજબ થવાનું નથી ગુલાબની ડાંખળી સુંદર ગોલાબને છેક ગથાળે પોતાથી પણ ઉપર જગા આપે છે. એમાં ગુલાબનું ઝાડ જે કામ કરે છે તે કામ આદમી પાસે કરાવા અલંકારને મીશલમાં ગોઠવ્યો છે.

રાજા ભર્તૃહરિ કહે છે કેઃ—ચુલા ઉપર ઉકાળવા મેલેલાં દુધ ઉપરથી બોધ લેવો કેઃ—

क्षीरेणात्मगतोदकायहिगुणादत्ताः पुरातेऽखिलाः
क्षीरे तापमवेक्ष्यते न पयसाह्यात्माकरानौहुतः ।
गन्तुंपावकमुन्मनस्तदभवद्दृष्ट्वातुमित्रापदं
युक्तंतेनजलेनशाम्यतिसतांमैत्रीपुनस्त्वीदृशी ॥

યાનેઃ—દુધે પોતાની સાથનાં પાણીને પેહેલાં તો પોતાના સર્વ ગુણ આપ્યા. યાને પાણીને સફેદ, મીઠું, અને કૌવતવાન બનાવ્યું. તેથી તે પાણીએ, દુધમાં ઉષ્ણતા જોઇને, પોતાના દોસ્ત દુધનું દુઃખ દેખીને પોતાના જીવને આતશમાં પટકી નાંખ્યો, યાને પાણીએ પોતે પેહેલાં બળવા માંડયું, હવે પોતાના મિત્ર પાણીને બચારાંને બળતાં જોઇ તેના દુઃખે દુઃખી થઇ દુધે આતશને રાજી રાખવા તેને સમજાવા જવા ઉઠી ઉભું થયું, યાને ઉભરાવા લાગ્યું, અને ચુલામાં પોતાનું શરિર બાળવા લાગ્યું, એટલે પાણીએ તેને તેમ કરતાં અટકાવીને પાછું વાળ્યું; યાને ઉભાતાં દુધ ઉપર પાણી છાંટે એટલે

ઉભાતુ બંધ પડે છે. તો એ દુધ અને પાણીના જેવી દોસ્તી આદમીએ રાખવી જોઇએ, એવો નિર્જીવ ઉપરથી બોધ લેવો.

" અએબે પાકાન ઝુદ મરૂદુમરા હવીદા મી શવદ,
દર ચીઆંને શીરે ખાલેસ મુઇ રસવા મી શવદ."

યાનેઃ—એક સારાં માણસમાં કાંઇ પણ ખોડખામી હોય, તો તે તુર્ત સઘળે ફેલાઇ જાય છે, કેમકે ચોખ્ખાં દુધમાં એકજ બાળ ભળ્યો હોય તો તે અનાયાસે પકડાઇ આવે છે.

" બર તવાઝહાએ દુશમન તકીએ કરદન અબ્લહીસ્ત,
પાએ બોસે શયલ અઝ પા અફગંદ દીવારરા "

અર્થ.—દુશમનની ટાઢક પમાડનારી તાજીમતવાજો ઉપરથી અંજાઇ જવું એ મુર્ખાઇ છે. જ્યારે રેલના પાણી પોતાના ટાઢક પમાડનારા હોઠો વડે એક ઘરની દીવાલના પગને ચુમી લેઆ કરે છે, ત્યારેજ તે દીવાલને તે નીચે લાવે છે ! એમાં પણ એક નિર્જીવ ચીજની મીશલથી જીવદાર અકલમંદ ચીજને ચોંકાવી છે.

कुठार मालिकां दृष्ट्वाकंपिताः सकलाद्रुमाः ।
वृद्धस्तरुरुवाचेदंस्वजातिर्नैव दृश्यते ॥

અર્થઃ—દોરડામાં કુહાડાની હારની હાર પરોવેલી જોઇને સર્વે ઝાડો ધુજવા લાગ્યાં ( કે એ બધા કુહાડા આપણને કાપી નાંખશે ) ત્યારે એક ઘરડું ઝાડ બોલી ઉઠયું કે, તમે બીહો નાં ! હજુ સુધી તેમાં આપણી જાત મળી ગઇ નથી એમ જણાય છે. યાને કે ઝાડનું લાકડું તેના હાથા તરીકે જોડાશે ત્યારે એ આપણને કાપશે કેની ? હજુ તો એ હાથા વગરના થોભલાં છે.

બોધ લેવાનો છે કે, જ્યાં સુધી એક કુટુંબ—કોમ—જાત ન્યાત—કે દેશમાં સંપ હોય ત્યાં લગી તો દુશમનથી બીહવાનું નથી, પણ જ્યારે આપણામાનોજ સામાને જઇ મળે ત્યારે સત્યાનાશની નીશાંણી સમજવી. એમા ઝાડ ઉપરથી આદમીને બોધ લેવાનો છે.

નીચલો દાખલો ઘણો ઉત્તમ છેઃ—

" ચું રન્દેહ બ સુએ ગેર બખશંદેહ મબાશ !
ચું તીશે બ સુએ ખીશ પાશંદેહ મબાશ !
તાલીમ ઝે અરૂરેહ ગીર દર કેસબે મઆશ !
ચીઝી બ સુએ ખુદ કશો ચીઝી મી પાશ !"

અર્થઃ—સુથારના રેંડા જેવો સખી દિલનો નાં થા ! કે જે રેંદો લાકડાંને રેંદીને આસપાસ સઘળે લાકડાંનો કુચો પાંથરી નાંખે છે. તેમજ વળી કુહાડીના જેવો મતલબી પણ નાં થા ! કે જે કુહાડી લાકડાંના છોડયાં પાડીને તમારી પાતળી ઉપરજ ઉડાવે છે. પરંતુ કરવતની માફક જીંદગી ગુજારતાં શીખ ! જેમ કરવત કોઇવાર તમારી પોતાની તરફ ખેંચાય છે, અને બીજી વાર બીજાની તરફ ખેંચાય છે; તેમ આપવા લેવામાં કરવતના જેવું સમતોલપણું રાખ !

૦°૦ એમાં પણ નીર્જીવ ચીજોનો રંગ જીવદાર ચીજોને લગાડવા અલંકાર રચેલો છે.

" અજબ ન બુઅદ અગર ફરઝંદ બેહતર અઝ પેદર બાશદ;
કે અત્તરે સન્દુલ અફઝુનતર ઝે સન્દુલ મીં દેહદ બુરા. "

યાનેઃ—બાપ કરતાં બેટો કોઇપણ પ્રકારે ચઢતો તું જુએ તો અજબ નાં થા ! કેમકે સુખડના કરતાં સુખડમાંથી કાઢેલુ સુખડનું તેલ વધારે ખુશબો આપે છે ! એમા પણ રંગ સરંગી છે.

". મર્દે કાબેલ દર વતન હરગીઝ ન ગરદદ સરફરાઝ;
ગુલ ચું અઝ ગુલશન જુદા શુદ બર સરશ જા મી દેહન્દ."

યાનેઃ—એક કાબેલ પુરૂષ પોતાનાજ શેહેરમાં વખણાતો નથી. જેમકે ગુલાબનું ફુલ છે તે ગુલની વાડી છોડે છે ત્યારેજ માનવીઓના માથાં ઉપર જગા લીએ છે, અને ત્યારેજ તે વખણાય છે. અ ગ્રેજીમાં કહેવત છે કે " *Even a prophet is not believed in his own town.*"

વૈદ્ય મણીશંકર વીઠલજીએ **ઉપવિતોપદેશ**માં કહ્યું છે કેઃ—
"પ્રથમ રૂ હૃદય સરખાં જાણોરે, તેને સુત્ર રૂપ કરે તે વખાણોરે."

યાને કે, પ્રથમ તો રૂ ( કપાસ ) તથા અંતઃકરણને સરખાં સમજો, અને તેને સુત્રરૂપ કરે તેને વખાંણો. એટલાં વાકયમાંથી ઘણા બોધ આદમી ઉપર લાગુ પાડેલા છે. ૧ લો—જ્યારે રૂને દુન્યાંમાં ગુણરૂપ થવા માટે સુતર થવું હોય છે, ત્યારે તેની સાથના મુળ કાળાં બીઆં વગેરેથી જુદું થવું પડે છે, અને પછી પોતાને સુધારનાર પીંજારાને ઘર જવું પડે છે, તેમ આદમીએ ગુણરૂપ થવા માટે માત પિતા વિગેરે સંબંધીઓની માયાથી છુટા થવું જોઇએ, અને આપણને સુધારનાર પીંજારા રૂપી ગુરૂને ઘર જવું પડે છે. ૨ જો—જો રૂ મેળો, કઠણ, કે ગાંઠાવાળો હોય, તો તેનું સુતર બની શકે નહીં, તેમ આપણું દીલ ચોખ્ખું, કોમળ, અને વગર કપટનું નહીં હોય તો

આપણા આત્માનો ઉદ્ધાર ન થાય. ૩ જો—૩ કોઇ રંગમાં, સ્નેહમાં, રસમાં, કે મલિનતામાં બુડયો હોય, કે તેનો પાસ લાગ્યો હોય, તો તે ગુણરૂપ થતો નથી, તેમ આપણું અંતઃકરણ પણ જો વિષયમાં, માયામાં, વ્યસનમાં કે દુર્ગુણમાં લપટાયું હોય તો તારણ થાય નહીં, માટે તેવી રીતે આપણે છંદમાં ફસાવું ન જોઇએ. ૪ થો—રૂ જેમ પોતાના ગુણને લીધે સુતર બને છે, સુતરનું કાપડ બને છે, અને પછી માણસોની એબ ઢાંકે છે, શોભામાં વધારો કરે છે, ટાઢ તડકાથી બચાવે છે, તેમ આપણાં હૃદયના ગુણવડે સર્વ મનુષ્યોની એબ ઢાંકવી, શોભામાં વૃદ્ધિ કરવી, અને ટાઢ તડકાથી રક્ષણ કરવું. ૫ મો—રૂને પીંજારો પીંજે છે, કાંતે છે, વગેરે સંસ્કાર કરે છે ત્યારેજ તે સ્વચ્છ થાય છે, અને ત્યારેજ તેનું સુતર બને છે, તેજ પ્રમાણે આપણે પણ આ દુન્યાંના ચક્રમાં દરેક સુખ દુઃખ સહન કરી સઘળા સંસ્કારોમાંથી પસાર થઇએ ત્યારેજ ગુણવાન થવાય છે

હવે જ્યારે જીવદાર વસ્તુની ગેરહાજરી યાને મરણ પછી, તેની સાથે સરખામણી કરવામાં આવે ત્યારે તે નીચલાં નામના અલંકારથી ઓળખાય છે.

**૯૭—ઉલ્લેખઃ**—એને દૃષ્ટાંતરૂપકનો એક ભાગ કવિ નર્મદે ગણ્યો છે. જ્યાં એક વસ્તુનું ઘણી રીતે વર્ણન થતાં તે ઘણે રૂપે દેખાતી હોય ત્યા ઉલ્લેખ કહેવાય.

> "દેવે દાંન ઉદાર, કર્ણ બળિ રાજા માણું
> વિદ્યા શ્રમ સમજૂક, ભોજ વિક્રમ તે જાણું
> શરવી બહુ રણે, ઇંદ્રજિત અરજુન આણું
> વચની સત ભરપૂર, ગુરૂ હરિશ્ચંદ્ર વખાણું.
> ધર્મે પ્રેમે પાળે પ્રજા, રામ ધર્મ રાજાજ જ્યમ
> કીર્તિ મુકુટની કાંતિએ ભુપ, શોભે છે રવિચંદ્ર ત્યમ."

कार्येषु मंत्री, करणेषु दासी । स्नेहेषु माता, शयनेषु रंभा ॥
धर्मेषु साह्या, क्षमयाधरित्री । षाड्गुण्ययुक्तात्विह धर्मपत्नी ॥

અર્થ—વિચાર કરવામાં પ્રધાનનું કામ કરે છે, યાને વજીરની પેઠે સલ્લાહ આપે છે; કામ કરતી વેળા દાસીની પેઠે મેહેનત લઇને કામ કરે છે; પ્રિત રાખવામાં માતાની બરાબર પ્રિત રાખે છે; શ્રમ

ખીસ્તર થવામાં તો શયન શોભાવનારી રંભા જેવી છે, ધર્મનીતિના કામ કરવામાં ધણીને ટેકો આપનારી રહે છે, અને સહન શીલતા રાખે છે, એવી છ ગુણ ધરાવનારી સ્ત્રિને વિદ્વાંનોએ **ધર્મપત્નિ** કહી છે.

## ૩૭

*" And here the poet, like that wall of fire*
*In ancient song, towers o'er the universe,*
*Lighting himself, where'er he soars or dives,*
*With his own bright brain—this is the poet's heaven.*
*Here he may realize each form or scene*
*He e'er on earth imagined; or bid dreams*
*Stand fast, and faery palaces appear. "*

*Bailey.*

ભોજ રાજા કવિઓનો પીછાણનાર હતો. તેણે એક વટહુકમ રૈયતમાં કાઢયો હતો કે, "મારાં નગરમાં, જે જે મુર્ખ હોય તેમણે બધાં કામ છોડી એક વર્ષમાં ભણી ગણીને **કાંઇ કવિતા કરવા લાયક થવું**. નહિ તો વર્ષ દિવસ પછી કાઢી મુકવામાં આવશે. અને તેમના મકાનો હશે તે પરદેશથી જે પંડિતો ( કવિઓ ) આવશે તેમને મળશે." ભોજ રાજા કવિ કાળિદાસ ઉપર બહુ પ્રેમ રાખતો હતો. પણ જ્યારે કાળિદાસ ભોજ સાથે રિસાઇને પોતાની રાખેલીને લઇને, જેમ મહમદ ગજનવી સાથે રિસાઇને ફીરદોશી કવિ પાદશાહની નીંદા કરતો કરતો દેશ છોડી ગયો હતો તેમ, કાળિદાસ ભોજની નીંદા કરતો કરતો **એકશીલા** નગરીમાં જઇ વસ્યો. પણ ભોજ રાજાને તેના વગર સોહવાયું નહી, તેથી યોગીના વેશે તેને મળવા તે ગયો. કાળિદાસે તેને ન ઓળખતાં પુછ્યું કે કયાંથી આવ્યા મહારાજ ? યોગી બોલ્યો; ધારાનગરીથી. ત્યારે કાળિદાસે ભોજ રાજાના સમાચાર પુછ્યા. યોગીએ કહ્યુ કે, ભોજ મરી ગયા. ત્યારે કાળિદાસે વિલાપ કરી કહ્યું કે:—

अद्यधारा निराधारा, निरालम्बा सरस्वती ॥
पंडिताः खंडिताः सर्वे, भोजराजे दिवंगते. ॥

અર્થઃ—ભોજ રાજા સ્વર્ગવાસી થવાથી **ધારા** નગરી નિરાધાર

થઇ; સરસ્વતી નિરાશ્રિત થઇ; અને સર્વે પંડિતો (કવિઓ) ખંડિત થયા.

આ શ્લોક સાંભળતાંજ યોગી બેશુદ્ધ થઇ ગયો. તે ઉપરથી કાળિદાસ સમજી ગયો કે એજ ભોજ રાજા છે. તેથી તે શ્લોક ફેરવી તોલી બોલ્યો કે.—

अद्य धारा, सदा धारा, सदा लम्बा सरस्वति ॥
पंडिता मंडिताः सर्वे, भोजराजे भुवंगते ॥

અર્થ.—આજ ભોજ રાજા પૃથ્વિ ઉપર જીવતો હોવાથી ધારા નગરી આધાર યુક્ત થઇ, સરસ્વતી ઉત્કૃષ્ટ આશ્રયવાળી થઇ, અને સર્વે પંડિતો મંડિત યાને અલંકૃત થયા. આ સાંભળતાંજ રાજા હુસ્યાર થયો, અને કવિને ભેટી પાછો શેહેરમાં લાવ્યો.

૯૮:—**વિજાતીયાલંકારઃ**—યાને નહીં મળતુ આવે એવું રૂપ એક નિર્જીવ ચીજને આપવાનો અલંકાર. જે અંગ્રેજીમાં *Dissimilarity* ને મળતો છે.

મી. મનસુખે પોતાની " બેનનીતી " માં પણ કેટલાક અલંકારો જણાવ્યા છે, તેમાં એને **બુલંદ તસબીહદાર બેત** કહેલો છે. એમાં ગેતિ યાને આ દુન્યાની કોઇક વસ્તુના ગુણદોષ સાથે મીનો યાને પેલી જેહાંનની કોઇક ચીજ અથવા તેના ગુણ દોષ સાથે સરખામણી કરી, આ દુન્યાંની ચીજને મોટાઇ આપવામાં આવે છે. જેમકે મી મનસુખ લખેછેઃ—

" આકાસે તાહરાં મુખનું કીધું પોતાના ચાંદાસે વજન;
તાહરો પલ્લો નીચે રહ્યો—ને ચાંદાનો ગીઓ ગગન.
અગરજે તું નહીં નીકલી સરસ, ને ચાંદો હલકો;
તો કેમ રહી તું નીચે ને ચાંદો ઉપર તેની આપ સમજન."

યાને=આ દુન્યાંની માશુકની ખુબસુરતીને આકાશ ઉપરની માશુક જે ચંદ્ર, તે સાથે મુકાબલો કરવા સારૂ બન્નેની ખુબસુરતીને એક ત્રાજવાંમાં તોલતાં, આ પૃથ્વિપરની માશુકની ખુબસુરતી એટલી તો ભારે ને વજનદાર હતી, અને ચંદ્રની ખુબસુરતી એટલી તો હલકી હતી, કે ચંદ્રનું ત્રાજવું ઉપર ચઢી જવાથી તે આસમાન ઉપર ચઢી ગયો, ને પેલી પ્રિયા નીચેજ યાને આ જગતમાંજ રહી ગઇ.

એ અલંકારને ગુજરાતીમાં **વ્યતિરેક** પણ કહે છે તેની વ્યાખ્યા પણ ઉપરના જેવીજ એવી છે કે, જ્યાં ઉપમાનથી ઉપમેય સુધતું ઓછું વર્ણવાતુ હોય ત્યાં વ્યતિરેક કહેવાય. એને પણ

ઉપમાનો ભાસ કહેલો છે. **ચંદ્રા લોક** ઉપરથી:—

**દોહરો**—"સાધુ સંત ઊંચા ઘણા, મોટા પર્વત જેમ;
પણ પ્રકૃતીના કૂમળા, હોય કુંપળિયાં તેમ."

પર્વત છે તે સાધુસંતને માટે ઉપમાન આપવાની ચીજ છતાં, તે પર્વતની ઉપમેય ચીજે સાધુ, સંત, તેને વધારે સારૂં લગાડયું છે.

"માહરા માંની ઓ લેકીન માહરા ગોફ્તાર નીસ્ત,
સર્વરા માંની ઓ લેકીન સર્વરા રફ્તાર નીસ્ત."

અર્થ:—ઓ વાહલી ! તું ચાંદને મળતી છે, પરંતુ ચાંદ કાંઇ બોલતો નથી. તું સરવના ઝાડને મળતી છે, પણ તે સરવ કાંઇ ચાલતા નથી. અર્થાંત, ચંદ્ર કરતાં તું ખુબસુરત અને સરોવરના સિધાં કદ કરતાં તું સરસ છે. એ અલંકાર ૮૪ મા પ્રતિપને મળતો છે.

હિંદુસ્થાની ગ્રંથ **ભાષાભુષણ**માં કહે છે કે;

"સ્ત્રીનું મુખ કમળ સરખું છે, પણ મધુર વાણી એટલું વિશેષ છે." એમાં ઉપમેયનું વધારેપણું છે.

"આ સ્ત્રીનું મુખ, ચંદ્ર સરખું શોભે છે, પણ મિજાસી એટલું દેખાય છે કે રસિક જનને પ્રિય લાગતું નથી"

એમાં ઉપમેયને ઉપમાન સાથે સરખાવ્યા બાદ હલકુ પાડી દીધું છે.

**૯૯—અપ્નહુતિલંકાર:**—જેને ફારશીમાં એસ્તેદરાક કરીને કહે છે. એમાં એવું છે કે, એક કવિ પ્રથમ એક ચીજ અથવા આદમીનું બ્યાન કરીને પછી તેજ બયાનની સામે તકરાર લાવી રદ કરે છે તે, અથવા એકના સરખી બીજી વસ્તુ જોઇને પેહેલીનો નિષેધ કરી બીજીને નામે વર્ણન કરે છે તે. જેમકે:—"એ ચંદ્ર નથી—એ તો આકાશ ગંગાનું કમળ છે. (ચદ્રા લોક). સેખસાદી કહે છે કે.—

"ગર ગુઇઅમત કે સરવી, સરવ ઇનચુનીન ન બાશદ;
ગર ગુઇઅમત કે માહી, મેહ બર ઝમીન ન બાશદ."

અર્થ:—જો હું તને કહું કે તું એક સરવનું ઝાડ છે, તો સરવ પણ કઇ તારા જેવું હોતુ નથી. જો હું તને ચંદ્ર કહું, તો ચાંદ કાંઇ જમીન ઉપર હોતો નથી.

સ્કૉટની રૉકબીમાં (*Canto XVII*) કહે છે કે:—

*Hearts are not flint, and flints are rent;*
*Hearts are not steel, and steel is bent.*

અંતઃકરણ મજબુત ઘણાં છે, પણ તે અંતઃકરણ કાંઇ ચકમક

નથી; કારણ કે ચકમક તો ભાંગીને ભુકો થઇ જાય છે. દિલ મજબુત ઘણાં છે, પણ તે દિલ કાંઇ પોલાદ નથી, કેમકે પોલાદ તો વળી જાય છે. યાને કે દિલ કાંઇ ભાંગી જાય એવાં, અથવા વળી જાય એવાં નથી, તો જોકે મજબુત તો ઘણાં છે. **અનસરી** કહે છે કે:—

" આસમાની નય કે સાબેત રાય નબુદ આસમાન;
આફતાબી નય કે ઝાયદ નુર નબુદ આફતાબ. "

યાને:—તુ કાંઇ આસમાન નથી, કારણ કે આસમાન કાંઇ મજબુત વિચારનું હોતું નથી. તું કાંઇ સુરજ નથી, કારણ કે સુરજ કાંઇ રોશની પેદા કરતો નથી.

આ દાખલો પ્રતીપાલંકારનો છે. ( જૂઓ નર્મ કવિતા પા. ૩૮૨ અને ૩૮૭ )

( માલિનિ વૃત )

વિરસ વદન ગાલે આંસુના ઓઘ ચાલે
થર થર બહુ કાંપી શુષ્ક તૂં શોક પાળે
મરણ કંઇ થયું કે બેનિ અન્યાય કીધો
સજનિ ! નહિં પ્રદેશે પીયુએ પથ લીધો ( ન. ક. )

એમાં બેહેનપણીના સંદેહનું નિવારણ કર્યું છે. વ્રાલી ભાષામાં એને **મુકરી** અને સંસ્કૃતમાં **છેકાપન્હુતિ** કહે છે.

ચોપાઇ.

શીત રતે તે વગર ન ચાલે, મુજ અંગે લપટાઇ મ્હાલે,
પિણ કરતા અદકો છે વ્હાલો, કા સખી પ્રીતમ ના ચોફાળો.

અર્થ:—સખીને પુછ્યુ કે, શું તું **યારની** વાત સમજે છે? તેમ ન સમજતી; હુંતો ઓઢવાના **ચોફાળની** વાત કરૂં છું.

વ્હાલ થકી હૂં રોજે જોઉં, પછિ હરખાઉં કેવી સોઉં,
મારે તે મુજ ઇચ્છિત છાપ, શૂં સખિ સજ્જન? ના સખિ ખાપ.
( ન. ક. )

અર્થ:—સખિને કહ્યું કે, તું **ધણીની** વાત ન સમઝીશ, હું તો **આરશી** વીશે બોલું છું. હિંદુસ્થાની ગ્રંથ **સભા વિલાસમાં** નીચલો દાખલો છે:—

આખિ રાત છાતીપર રાખ્યો, રસ કસ તો મેં ખુબજ ચાખ્યો;
વ્હાણે તો ઉતારી નાંખ્યો **સખિ સજન?નહિં,હારજ * ભાખ્યો.**—૧

* ગળાંમાંનો હાર.

લાંબે લાંબે પગલે આવે, આખા દીની હોંસ ઝુઆવે;
ઉઠી ચાલતાં પકડે ખૂંટ, **શું સખિ સજ્જન? નહિ સખિ ઊંટ.**–૨

અર્થઃ—એમાં વર્ણન માટી બૈયરનું આપ્યું છે, પરંતુ વર્ણન તો પેહેલામાં ગળાંના હારનુ, અને બીજામાં ઊંટની સ્વારી વીશેનું છે. એ અલંકારને દ્રષ્ટાંતરૂપકનો એક ભાગ ગણેલો છે.

**૧૦૦—રૂધિર વિરોધ પ્રબંધઃ**—યાને લોહીનો ફેરફાર થયલો હોય એવી મીસલ આપવી તે. જાણેકે હિંદુનું લોહી ક્રીસ્ચીઅનમાં ભળ્યું હોય, ને લોહી જુદાં છતાં સરખામણીમાં, ખુદરતી ગુણોમાં, એક નીવડે તેવો આ અલંકાર છે. જેને ફારશીમાં **તસબીહે મુતલક** કહે છે. સરખામણી ઘણીક જાતની આગળ આપણે વર્ણવેલી છે, તેમ બીજી પણ તરેહવાર તરાંહની આવે છે. આ સરખામણી ( તસબીહી ) એવી છે કે, જે ચીજોની સરખામણી આપ્યે, તે એક બીજાથી તદનજ ઉલટા ગુણવાળી હોવા છતાં તેની સીફત સર્વે પ્રકારે મળી રહેવી જોઇએ. જેમકેઃ—

"નેજા ને તલવારની મીસાલ, એ એલમના સીપા,
તેજી તાહારી કલમ, મુદ્દઇ પર કરેચ જફા,
સીનાઓને ફારીને, ગરદન કાપેચ હરપલ,
અજબ છે એ સીપા, એ તાહારી કલમનું બળ."(મનસુખ)

એમાં **કલમને નેજા** તથા **તરવાર** સાથે સરખાવી છે. યાને એકલી એ કલમ ઉપલાં બે ઓજારોનું કામ બજાવતી ચિતારી છે. સીનો ફારવાનું કામ નેજાનું છે, અને ગરદન કાપવાનું કામ શમશેરનું છે. તે બેઉ કામો કલમના એલમથી થાય છે.

**૧૦૧—પરિણામ અલંકારઃ**—સરખામણી કરવાના ઉપમાનાલંકારનો એક વિભાગ છે; જ્યાં સરખામણી કરતાં ઉપમેય જે છે તે ઉપમાન થઇને ઉપમાનની ક્રિયા કરે છે.

( વસંત તિલકા ) " વક્ત્રારવિંદ કરમાઇ ગયૂં જળે છે,
આ જીવ હંસ વણુ ઓથ રડી મરે છે,
આ દેહ હોડિ નબળી પવને ડુબે છે,
ઓ બેનિ વ્હાલિ પિયુને ઘણિ ધીર દેજે."( ન. ક )

એમાં મોઢું તે કમળ થઇને કમળની ક્રિયા પાળે છે. જીવ જે છે તે હંસની ક્રિયા કરે છે, અને દેહ જે છે તે હોડીની ક્રિયા કરે છે. એને લગભગ મળતોજ ફારશીમાં **તસબીહે બીલ અકસ** કહેલો છે.

યાને ઉલટી અને ત્રાહિત ચીજની ખાસ્યત સાથે એક જુદીજ ચીજ અથવા તેના ગુણોની તુલના કરવી. અને તેના દરેક ગુણોનું ધ્યાન એકેકમાં ભળી ગયલુ જોઇએ.

" ગરચે નોકરો તાહરા, હકીકતમાં નથી દરજી,
પણ કરે છે કાટરી તલવારોથી ખુનરેજી.
કોઇ માપેચ મુદઇનાં તનો નેજાના ગજથી,
કોઇ આપેચ લોથોનાં લેબાસને અસતર રજથી,
કોઇ સીવે છે તે તીરોની અજબ નોકોથી,
ખરૂં જંગી લશ્કર તાહારૂ જેમાં દરજી તો નથી "(મનસુખ)

એમાં એક પાદશાહના શીપાહોના જંગને દરજીના શીવવાના કામ સાથે ઉપમાથી જોડેલું છે. અને જે હથિયારો દરજી વાપરે છે તેના ગુણોની લેઝત, શીપાહી જે ઓજારો વાપરે છે તેની સીફ્ત સાથે આબાદ સરખાવ્યામાં આવી છે. દરજીની કાતર કપડાં વેતરે છે, તેમ શીપાહોની તરવાર રૂપી કાતર માણસોને વેતરે છે. ગજનું કામ કપડાંની ઉપર માપ કરવાનું છે, તેમ નેજાનું કામ માણસો ઉપર માપ કરવાનું યાને જખમ કરવાનું છે. જેમ દરજીઓ હલકાં કપડાંને અસ્તર આપે છે, તેમ શીપાહો મરતા દુશમનોને ધુળનું અસ્તર આપે છે. યાને દફનાવી દે છે. શોયથી જેમ દરજી કપડાં શીવે છે, તેમ તીરોથી દુશમનોને શીપાહો શીવી નાંખે છે; વીગેરે.

એ અલંકારને ગુજરાતિમાં **વિરોધાલંકાર** પણ કહેલો છે. જ્યાં બે વસ્તુઓ, એક બીજાની સાથે ( ઉલટી રીતે ) મુકાબલે આ-ણ્યાથી ખુબ ભભકમાં દેખાય છે ત્યાં વિરોધાલંકાર છે.

( મંદાક્રાંત. )

" જો જો એની, પૃથિવિ પર આ, મેહુલે મ્હેર કીધી
હૂં માંદીની, ખબર કઇએ, નાવલે નાજ લીધી. " (નર્મ કવિતા.)

અર્થ:—બચારી પોતાની શહીને કહે છે કે—વરસાદે તો ઉનાળાથી તપી રહેલી જમીન ઉપર મેહેરબાની કરીને પાણી રેડી ઠંડક આપી, પણ હું કે જે જુદાઇના દરદથી તવાઇ ગયલી છું, તેની ખબર તો મારા પ્યારા પ્રિતમે નહીંજ લીધીની !

"આકાશ આ સુંદર સ્વચ્છ શોભે, ધોળાં રૂપેરી લઇ વાદળાંએ
અંધારૂં કોઠે વિરહાગ્નિ ધૂમે, ચાર ખુણે વાઘ કુતંક ધૂમે." (ન. ક.)

અર્થ:—આકાશ તો સુંદર અને સ્વચ્છ છે, ને માગ કોઠામાં તો

જુદાઇના આતશના ધુમાડાથી અંધારૂંજ છે.

**૧૦૨:—હેતુત્પ્રેક્ષાલંકાર:—**એને પણ ઉત્પ્રેક્ષાના એક ભાગ લેખે નર્મદે વર્ણવેલો છે. એક કારણનું વર્ણન બીજા કારણને નામે કે ધર્મે તર્ક કર્યો હોય, અને તે કારણનું વર્ણન, બીજી વસ્તુને નામે અથવા ધર્મે, શંકા અથવા કલ્પના સાથે થાય ત્યારે હેતુત્પ્રેક્ષા થાય છે. જેમકે:—શાર્દૂલવિક્રીડીત વૃતમાં કહે છે કે,

"મૂર્છા તર્તજ આવિને ઢળિ ગયૂં ધોળે સુવસ્ત્રે વિધ,
આહા તૂં વણ કો કરે પિડિતની સંભાળ તો ઓ ઇશ,
એવામાં પતિ દૂર દેશ ગયલો આવીજ પોંચ્યો વળી,
**જાણે આંખ થકી પતીજ કરવા સ્ત્રી વ્રત-પીડા તણી."**
( ન. ક. )

યાને:—વિયોગમાં તેણી બેભાન થઇ પડી, તે તકે તેણીનો ધણીજ આવી પોહોંચ્યો તેનું કારણ એવું નીકળ્યું કે પોતાની સ્ત્રીએ કેવી રીતે પતિવ્રત પાળ્યું, અને કેટલું કેટલું દુઃખ સહ્યું, તેની પોતાની નજરોનજર ખાત્રી કરી લેવા સારૂજ જાણે તેજ વખતે તે આવ્યો હોયની!

( શિખરિણી વૃત. )

" જટાની શોભાથી અતિશ શરમાઇ શિવ ઉઠયા,
જટાને સંકેલી વડ તજિ ગિરીયે જઇ રહ્યા. " ( ન. ક. )

એમાં ભરૂચ આગળના કબીર વડની જટા જોઇને શિવ શરમાઇ ગયા, કે મારી જટા એની આગળ કાંઇજ નથી—એ કારણ કલ્પિત છે. **સંપલક્ષ્મી**માં કહે છે કે:—

" ગિરિજા ગંગા દ્વેશ, કલેશ તેનો નિત થાએ,
સુંદરિ વાહન સિંહ, નંદિને ખાવા ધાએ.
ગુહ વાહન જે મોર, વેર રાખે અહિં સંગે,
ચંદ્ર અગ્નિને દ્વેષ, વસે બંને શિવ અંગે.
શિવ સેવક દાનવ દેવ બહુ, લડાલડી આવી મરે,
જોઇ કલેશ વિશેષ મહેશ ધર, દુઃખથી વિષ મુખમાં ધરે."

એમાં શિવે હલાહલ ઝેર પીધું તેનું કારણ કુટુંબ કલેશ કલ્પેલું છે.

ફારસીમાં એને મળતોજ અલંકાર **તસબીહે એજમાર** કરીને આવે છે. એમાં છુપી કિંવા તુર્ત માલમ ન પડે એવી ચીજ, અથવા તેની સાથે કોઇ ચીજની મુનાસેબત આપવામાં આવે છે. જેમકે:—

" સાચુ કહે એ માશુક, શુ ચેહરો તાહરો ચેરાગ છે ?

કે આએ બદન માહારૂ હરદમ,-
રાતના ઉજાગરાથી, તવાઇને હલાક છે—
ને બાકી નથી રહ્યો હવે કંઇ પણ દમ. " ( મનસુખ. )

યાનેઃ—તું સાચું બોલ ઓ પ્યારી ! કે તું પોતે કંઇ દીવો છે ? કેમકે મારૂં બદન દર રાતના મોટા ઉજાગરાથી તવાઇ ને ગળાઇ ગયું છે, અને હવે કંઇ દમ રહ્યો નથી. એમાં છુપાવેલી સીફત " મીણબત્તી" ઉપર આપવામાં આવી છે, અને આશકે પોતાની સાથે મીણબત્તીને સરખામણી આપી, પોતાની માશુકને ચેરાગ સાથે સરખાવી છે.

**૧૦૩:—ઉપમેયોપમા:—**એને ઉપમાનોજ ભાગ ગણેલો છે. જ્યારે બે વસ્તુઓ એક બીજા સાથે અરસપરસ સરખાવવામાં આવે છે, ત્યારે ઉપમેયોપમા કહેવાય. જેમકે:—

૧—" તારા સરખો તે, ને તેના સરખો તું. "

૨—" તું તે તે,ને તે તે તુ. " ૩—"તુ ને તે કંઇ જૂદાછો ? "

એને મળતોજ ફારસીમાં **તસબીહે તસવીએ** કરીને એક અલંકાર આવે છે. એક શખશ પોતે અથવા પોતાના જાતી ગુણોને બીજી સામેની ચીજ અથવા તેની સીફત સાથે મેળવે તેનો આ અલંકાર છે. જેમકે:—

" એક નુકતો તુજ મોઢેથી, ને માહરાં જીગરથી નીકળે;
એક બાલ માહરાં બદન, ને તાહારી કમરથી નીકળે. "

ઓ માશુક ! તારાં મોટાંનો કલ્લો અને મારા જીગરનો આકાર એક મીડાના જેવો છે, અને તારી કમરની પાતળાઇ અને મારા શરિરની નબળાઇ એક બાલના જેવી છે.

**૧૦૪—અનન્વય:—**એને ઉપમાલંકારનો ભાગજ ગણવામાં આવેલો છે. જ્યારે કોઇ વસ્તુને તેની પોતાનીજ સાથે સરખાવામાં આવે ત્યારે એ અલંકાર કહેવાય. જેમકે:—

૧—"**વિક્રમ** સરખો પરદુંખભંજન તે **એક વિક્રમજ.**"

૨—"તમારા એના જેવું જોડુ કેથે મળવાનું નહીં; તમે તે તમેજ."

એને ફારસીમાં **તસબીહે મસરૂત**ના નામે ઓળખે છે; જેમાં કવિ શરત બકતો હોય તેવો અલંકાર વાપરે છે. જેમકે મી. મનસુખ કહે છે—

"અગર કોઇ ગુલ જો રંગદાર હોય, ગર કોઇ ચંદર હોય તુરમંદ,
તો રંગવાળું ગુલ તે હુંજ છેઉં, ને ચંદર પણ હુંજ છેઉં બુલંદ."

એમાં શરત નાંખી તેનો પ્રત્યુત્તર આપેલો છે.

" બાતેને તુ હકીકતે દેલે તોસ્ત;
હરચે જોઝ **બાતેને તુ બાતેલે** તોસ્તઃ " ( સેનાઇ. )

અર્થઃ—તારો અંદરનો દેખાવ તારા દીલની બધી હકીકત કહે છે. જે તારા દિલના અંદરના ભાગ શીવાયનું છે તે તારામાં નથી.

*" A silent court of justice in himself,*
*Himself the judge and jury, and himself*
*The prisoner at the bar. "*

હરેક લખાણના ૩ પ્રકાર કહેલા છે. ગદ્ય=યાને સાદી એબારતનું; પદ્ય=એટલે કાવ્યમાં રચેલું; અને નાટક=એટલે ગદ્ય પદ્ય એઉમાં મિશ્રણ કરેલું. વળી કવિતાની ૩ જાતિ કહેલી છે. ગીત કવિતા–વીર કવિતા–અને નાટક. તેમજ તેના બીજા પણ ૩ પ્રકારો નર્મદાશંકરે કરેલા છે. વન કવિતા–બોધ કવિતા–વર્ણન કવિતા. **વન કવિતામાં** ગામડાં, વાડી વજીફા, જંગલો તથા તે મધેનાં પશુ પક્ષી અને ઝાડ પાન વગેરે વીશે વર્ણન આવે છે. **બોધ કવિતામાં** નીતિના ધડા શીખવવામાં આવે છે. **વર્ણન કવિતામાં** કોઇપણ બાબદનું ચટકદાર વર્ણન કરવામાં આવે છે. ગાયનમાં રાગ, તાન, શુર, તાલાદિ વિષયો સાચવવા શબ્દોને ભાંજી નાંખવામાં આવેથી તુર્ત મજા સમજાતી નથી. કવિતામાં તે શબ્દો વાંચવાથી ઝટ સમજાય છે.

ગાયન.—મધુચં દુલભાં ગઆફી મથકી,
તનની ભુંડીહા લતથા યનકી.
કવિતાઃ—મધુ ચંદુલ ભાંગ આફીમ થકી,
તનની ભુંડી હાલત થાય નકી.

એ બેઉ લીટી એકની એક છતાં, ગાયન લેખે ગાવાથી જુદી બોલાય, અને કવિતા લેખે વાંચવાથી જૂદીજ વંચાય.

**૧૦૫—વ્યસ્તતાઅલંકારઃ**—ગણિતમાં ઉલટા સુલટી પદો ફેરવવાને વ્યતિક્રમ અથવા વ્યસ્તતા કહે છે, તે ઉપરથી આ અલંકારનું નામ પાડેલું છે એમાં કવિતાના પદો ફેરવાય છે. એને ફારશીમાં **તરદો અકસ** અને અગ્રેજીમાં *Inversion* કહે છે. જેમ અંકગણિતમા પદો ઉલટાવામાં આવે છે, તેમ એમાં ગોયા પદો ઉલટાવામાં આવે છે. જે શબ્દો એક કવિતામાં શરૂ થાય, તેજ શબ્દો ઉલટી રીતે તેમાંથીજ વંચાય છે. હાફેઝની જાણીતી લીટીઓ છે કેઃ—

" દેલબરે જાનાને મન, ઓર્દ દીલો જાને મન;
( પાછું )ઓર્દ દીલો જાને મન, દેલબરે જાનાને મન

અર્થઃ—મારી માશુકે મારૂં દિલ છીતિ લીધું, મારૂં આખું દીલ ને બદન મારી માશુકે છીતિ લીધું છે. (બીજી લાઇનનો એજ અર્થ છે.)

અઝ લબે જાનાને મન, ઝીન્દેહ શવદ જાને મન;
( પાછું )ઝીન્દેહ શવદ જાને મન, અઝ લબે જાનાને મન."

અર્થઃ—મારો જીવ મારી માશુકના હોઠથી જીવતો થાય છે; ( બીજી લીટીનો પાછો એજ અર્થ છે. )

\+ + +

દર ચેહેરેએ તુ દીદમ, લોત્ફી કે મી શનીદમ;
( પાછું )લોત્ફી કે મી શનીદમ, દર ચેહેરેએ તુ દીદમ."

યાનેઃ—તારી જે માયાની મેહેરબાનીને માટે મેં સાંભળેલું, તે મેં તારા ચેહેરામાં દીઠું. ( પાછો બીજી લીટીનો અર્થ તેજ છે )

નીતિ વિનોદમાં"પરસ્પર સુખની વેહેંચણુ" વીશે ખ્યાલ જોડેલો છે, તેની ઝુલોમા એ અલંકાર દીઠામાં આવે છે:—

હા જ્ઞાન કરે ઇનસાન, ને **દાન દિએ છે માન;**
**હા દાન દિએ છે માન,** સુખિઆ માનવ સંતાન;
**સુખિઆ** માનવ સંતાન, ઉગારે ઉડતા જાન;
ઉગારે ઉડતા જાન, દઇ દાન ખરો ઇનસાન.

———

હા લાજ તજી સુખ કાજ, **ખા** દાઝ તજી પતરાજ;
**ખા** દાઝ તજી પતરાજ, **નહિ** રાજ ટકે મિજાજ;
**નહિ** રાજ ટકે મીજાજ, **નહિ** ટકે આજનું તાજ;
**નહિ** ટકે આજનું તાજ, કહું કાળે નવો રિવાજ.

———

જો કડકો તડકો હોય, **નહિ** અદકો ભડકો જોય;
**નહિ** અદકો ભડકો જોય, **ખડકો** દુખના નહિ કોય;
**ખડકો** દુખના નહિ કોય, **ફટકો** ચટકો નિજ ખોય;
ફટકો ચટકો નિજ ખોય, ધટકો અટકીને રોય.

———

નિજ માલ ઉછીકો માલ, **કંગાલ** દુખીને આલ;
**કંગાલ** દુખીને આલ, **દયાળ** પ્રભુને વાળ;

**દયાળ** પ્રભુને વાળ, **પાછળથી** થાશે ન્યાલ;
**પાછળથી** થાશે ન્યાલ, નહિ વાળે તો સંભાળ.

---

નહિ મરે અરે તે નર, **જે** અરે ધરે ઉરપર;
**જે** અરે ધરે ઉરપર, **જે** ખરે કરે ફિકર;
**જે** ખરે કરે ફિકર, દુખીયાંપર કરે નજર,
દુખીયાંપર કરે નજર, તે નર ખરે નહિ ખર.

---

**૧૦૬:—સ્વકપોલાલંકાર**=યાને કલ્પિત નામ કવિ ધારણ કરી તેમાં અર્થ શોધવાનું રહેવા દે છે તે. જેને ફારશીમાં **તજાહુલ આરેફ** કહે છે. એક કવિ પોતાની કવિતાની છેડે પોતાનું નામ અથવા તખલ્લુસ એવી રીતે વાપરે, કે તે બોલનો એક જુદો અર્થ પણ થાય, અને બનાવનાર કવિનું નામે નીકળે. જેમકે:—

"પાપીઓ જોશે અનેક દુખ, આલસુઓ રેહેશે હેરાન જો,
તેજ જીવ જોશે તન **મન સુખ**, જે રબ પર રાખસે ધેઆન જો."

એમાં મનસુખ યાને મનનું સુખ પણ થાય, અને મી. મંચેરજી કાવસજી લંગડાનાનો તખલ્લુસ પણ નીકળે છે.

લાલી અસ્ત યા લબાંનત, કન્દીસ્ત યા દેહાંનત;
તા દર બરત નગીરમ, હીચમ **યકીન** ન બાશદ.

અર્થ—ઓ પ્યારી! એ તારા હોઠ છે કે પરવાલાં છે? એ તારૂં મોઢું છે કે શાકર છે? જ્યાં લગી હું તારા ખોળામાં નહીં સુવું ત્યાં લગી મારૂં ઇમાનજ નહી રહે.

"ખરે કિધો આભારે, પિતાજી! મુજ **દિલજાન** ઉપર મોટો,
ટહુને મુજ પાળિશ પ્રીતે, પડિશ નહીં વચને ખોટો."

એમાં દિલ તથા જાન ઉપર ઉપકાર થયાનું પણ જણાશે, અને **દિલજાન**, એવો મી. દા. એ. તારાપોરવાળાનો તખલ્લુસ પણ જણાશે.

જબસે દેખાથા તેરા નામ નગીં કે ઉપર,
ખુન હોતા હએ ઇઅહ દીલ હમ વો **નગીં** કીઉ ન હોવે?

જે દીવસથી તારૂં નામ મેં નગીના (એટલે નંગ) નની ર પાડેલું જોયું હતુ તે દીવસથી આ દીલનું લોહી થાઇ જાય ને નગીં હમો કાં નહીં થાયા! એમાં રેખતો બનાવનાર **નગીં**

નામના શાયરે પોતાના નામ ઉપર દ્વિઅર્થી જોડી છે.

"મેરે દિલદારપે દેલબર શબે મએરાજકી રાત,
ગશ કીએ હુરો પરી કુદસીઓ ગેલમાનોંને."

ઓ **દિલબર**! મારા દિલદારની ઉપર, (મહમદ પેગંબર ઉપર) તેની આસમાન ઉપર જવાની રાતના પ્રસંગે, હુરી તથા પરીઓએ તથા બેહેસ્તમાંના છોકરાઓએ, સર્વએ આફ્રીન કીધી. એમાં દિલબર નામના શાયરે પોતાના પેગંબરની તારીફ કરી છે.

આ અલંકારમંજ બધા ઉરદુ રેખતા ઘણું કરીને જોડાયલા છે.

"અલગ હશે તો આગળ થાશે, પ્રેમ ભાવથી પુંજો;
**ગરીબ**ને તો ચંદ્ર બનાવ્યો, એજ ખેલ મોટો જો!"

એમાં ઇશ્વરે એક ગરીબમાં ગરીબ માણસને પણ ચંદ્રના જેવો પ્રકાશિત કર્યો એમ પણ થાય, અને બનાવનારે પોતાનો **ગરીબ** તખલ્લુસ પણ વાપર્યો છે, અને તે બનાવનારનું નામ શો. મ. ઉપરથી શોમ=એટલે ચંદ્ર કર્યું, તેથી **ગરીબ** તખલ્લુસવાળાને ચંદ્ર બનાવ્યાનુ લખેલું છે.

ગીલાનવાળો કવિ **મખફી** ઘણો હસમુખો હતો, પણ તે અફીણયો હોવાથી તેનું શરીર તવાઇ રહેલું હતું. એક દિવસે એક મિત્રએ તેને અફીણની ટેવ છોડવા સારૂ કહ્યું, "અફીણને લીધે તું જે દુર્બળ બની ગયો છે! ને હાડપીંજર જેવો કાલે ઘોરમાં જાય તેવો થઇ રહ્યો છે તે અફીણના પ્રતાપ છે." "નહીંરે મારા દોસ્ત!" મખફી બોલ્યો, "હું કંઇ અફીણથી તવાઇ નથી ગયો, પણ તું જાણે છે તેમ દરેક ચોપડી પ્રસિદ્ધ કરનારાઓ ઘડી ઘડી પોતાના લખાણમાં લખે છે કે, "મખફીને વધુવાર રહેવા નહીં દઇએ." આવી વારંવાર મારે માટે ખરાબ દોવા લેખકો માંગતા હોવાથી તેમની દ્રષ્ટિએ, યાને તેમની કદુવા અને વખત બેવખતના અપશુકનથી હું આવો દુબળો થઇ પડયો છું! એમાં મજા **મખફી નમાનદ** શબ્દો ઉપર છે. અર્થાત, ફારશી લખનારાઓ વારવાર એમ લખે છે કે; "હવે હમારા વાંચનારાઓથી વધુ વાર છુપાવવું નહીં જોઇએ કે" એમ લખીને જે વાત કહેવાની હોય તે કહી દેવામાં આવે છે; અને તેને માટે "મખફી નમાનદ" શબ્દ વપરાય છે, જેનો અર્થ ઉપર કહ્યો તેવો પણ થાય, અને "મખફીને વધુવાર નહીં રહેવા દેવો જોઇએ" એમ પણ થાય.

**૧૦૭:—મુઠબંધ પ્રબોધ:**—યાને ઢાંકી રાખીને ગુણાગુણ દર્શાવવા તે. મુઠ+બંધ, યાને બાંધેલી મુઠીએ પ્રબોધ કરવો તે. જેને ફારશીમાં **ઇસતેતબા** કહે છે. કોઇ સખશની નેકીબદી બેઉને વિસ્તારવી હોય, પણ જાહેરમાં તે નહીં જણાઇ આવે એમ વર્ણવવી હોય ત્યારે આ અલંકાર વાપરે છે. જેમકે એક પાદશાહ જુલમગાર છતાં સખી દીલગુર્દાવાળો હતો. તેના તે બેઉ ઉલટા સુલટા ગુણો વીશે મી મનસુખ લખે છે કે:—

"સખાવતમાં છે દોલત તાહરી, જેમ વરસતા મેઘનું વાદળ;
મુફલેસી ફાલની વીપત ટાળી, જુલમની અગની કરેચ શીતળ."

યાને:—તે પાદશાહ પોતાની સખાવતથી કરીને, પોતાના જુલમથી પ્રસરેલા અગ્નિને શાંત પાડે છે.

ઇસ્તેતબાનો ફારશી દાખલો નીચે મુજબ છે:—

**બખ્તે** તુ સું નામ બા સાઅદત, **રૂજે** તો સું રૂએ તો મુનવ્વર.

અર્થ:—તારૂં **નશીબ** સુખ સાથના નામનું છે, અને તારો **દહાડો** તારાં મોઢાં જેવો ચળકતો છે.

**" માદરતરા હઝાર બોસે ઝદીમ,**
**બંદરત કસ નબુઅદ અલ્લા મન. "**

હમે તારા દરવાજાને યાને દરવાજાના ઉંબરને એક હઝાર વખત બોસા લીધા. તારા દરવાજા આગળ મારા શીવાય બીજો કોઇ ન હતો. પણ આખી લીટી ઉપર શ્લેષ આવેલો હોવાથી બીજો અર્થ એવો થાય છે કે, " તારી માયને હમે હજાર વખત ચુમીઓ લીધી, તેથી હું શિવાય તારો કોઇ બાપજ નથી. " બેદરત=બે પેદરતની બરાબર સમજી લેવો

જ્યારે મહમુદ ગઝનવીએ શાહાનામાના રચનાર ફીરદોશીને ઠરાવેલું દામ આપ્યા વિના કાઢી મેલ્યો ત્યારે, તે પાદશાહની તારીફમાં તેણે એક કાવ્ય એવું રચ્યુ હતું કે, જો તે સલીસ વાંચ્યે તો પાદશાહની તારીફમાં વંચાય, ને એકેકી લીટી છોડીને વાંચ્યે તો તેની બદગોઇજ તેમાંથી નીકળે.

વળી એના એક ભાગ લેખે સીફતે ઇસ્તેદરાકને ઘણાકો ગણે છે. જેમાં તે છંદનો પેહેલો ભાગ સાંભળતાં, સાંભળનારને તે ખોરો લાગે, પણ જેવો બાકી રહેલો ભાગ બોલાય, કે ...લો લાગે છે. જેમકે:—

"ભાગુ દીસેચ એ રાજા, તાહરા વાવટાનું સર,
સબબ તેનો એ છે કે, પોહોતુંચ તે આકાશ ઉપર."

પેહેલે તો પેલા રાજાના વાવટા વીશે ગીબત જેવું લાગે છે, અને તે કમજોર હોય એમ જણાય છે, પણ તુરત તેને આસમાનની બુલંદી ઉપર ચઢાવેલું બીજી લીટી ઉપરથી જણાઇ આવે છે. વળી બીજો એક એ મધેનોજ ભાગ છે તેને મ્દહે મુવજ્જેહ કરી કહે છે. એમાં એક માણસની તારીફ તો કરવીજ, પણ પેહેલા ભાગ કરતાં બીજા ભાગમાં તે તારીફ એવડી નાંખવી જેમકેઃ—

"છે તાહારી અદાલતથી પરજા એવી ખુશાલ,
કે જેમ તાહારી સખાવતથી મુફ્લેસો છે નેહાલ."

પેહેલી લીટીમાંની સ્તુતિ કરતાં બીજીમાં વિશેષ સ્તુતિ કરેલી દીઠામાં આવશે.

ગુજરાતીમાં એનેજ મળતો **વિરોધાભાસ** કહેવાય છે, જેને નર્મદાશંકરે વિરોધાલંકારનો ભાગ ગણી તેના દાખલા આપ્યા છે. જ્યાં પ્રથમ તો અર્થનો વિરોધ દેખાય છે, પણ પાછળથી કોઇ કારણને લીધે તે વિરોધ જતો રહે છે ત્યાં વિરોધાભાસ અલંકાર થાય છે.

" જે સુશીલ પુરૂષ છે, જેને પોતાનું પારકું નથી, તેને અગ્નિ જળ રૂપ, વિષ અમૃત જેવું, સમુદ્ર નદિ નાળાં સરખો, અને સાપ માળા સરખો થાય છે. " ( અલંકાર વિવેક )

( મંદાક્રાંત )

"ટહાડેકી તો થઇ ન મુજને ટહાડિયો તાવ આવ્યો,
અગ્નિ મેઘે અતિસ પવને સ્નેહરૂપે વધારયો."

એમાં બીચારી કહે છે કે,આટલો આટલો વરસાદ વરસે છે પરંતુ મને ટાઢક થતી નથી, પણ ઉલટો ટાઢયો તાવ આવ્યા કરે છે, અને જ્યારે ઘણા પવનની સાથે વરસાદ તેલ રૂપે પડે છે ત્યારે દીલની બળતર ઘણી વધે છે. એમાં વરસાદના પાણીને અને આતશને વેર છે, તોપણ **મીત્ર** લખ્યા છે.

"સબ નદી ગંગા વહે, સબ પથરા સાલીગ્રામ;
સબ વનસ્પતિ હય તુલશી, જાકે હ્દયા રામ."

જો કે અસત્ય લાગે છે કે, બધીજ નદિ ગંગા કેમ હોય ! તથા બધાજ પથ્થરો સાલીગ્રામ જેવા બેમુલા કેમ હોય ! તથા બધીજ વનસ્પતિ પૂજ્ય તુલશી કેમ ગણાય ! પરંતુ સત્ય વાત એજ છે કે,

જેના હૃદયમાં પરમેશ્વર વસે તેને એ બધુંજ સરખું છે. સબબ્ એ સત્યાસત્યદીપક પણ છે.

બ્રહ્મવૈવર્તત પુરાણ મધ્યેના કૃષ્ણ જન્મ ખંડમાં ધર્મગુરૂ વીશે લખતાં એક શ્લોક કહેલો છે કેઃ—

गुरुः पुत्रसमं स्नेहं शिष्येषु न करिष्यति।
लभते ब्रह्महत्यां च भुंक्ते कृत्वा च नाशिषम् ॥

અર્થઃ—જે ગુરૂ પોતાના સ્ત્રી પુરૂષ સેવકોને દીકરી દીકરા પ્રમાણે ગણતો નથી, અને આશીર્વાદ દીધા વિના તેઓનું આપેલું ધન ભોગવે છે, તેવા ગુરૂને બ્રહ્મહંત્યાનો જે મોટો દોષ કહેવાય છે તે લાગે છે.

નીચલો શ્લેષાલંકાર આ અલંકારને ખરેખરો શોભશેઃ—

" આં શાહ કે ખીશરા હલાકુ મી ગોફ્તં,
વઝ નાઝે સુખન બ ચશ્મો અબ્રુ મી ગોફ્તં;
બર કંગુરે સરાયે ઊ ફાખ્તે,
દીદમ કે નીશસ્તે ખુદ કુ-કુ મી ગોફ્તં."

અર્થ.

તે પાદશાહ કે જે પોતાને હુલાકુ કેહવડાવતો હતો, અને જેની આંખો અને ભવાંનો જરા જેટલો કડબ છૂવ જેવો હતો, તેના કિલ્લાના કંગુરાની ઉપર એક કબુતર બેશીને કુકુ-કુકુ એવો અવાજ કર્યા કરતું મેં દીઠું. છેલ્લા શબ્દોનો અર્થ એવો પણ થાય, કે તે કબુતર એમ બોલ્યા કરતું મેં દીઠું કે, "તે કયાં છે ? તે ક્યાં છે?"

"હીચ કસ હીમ્મત નદારદ હમચુ સોઝન દર જેહાંન,
બા વજુદે તંગ ચશમી પરદેહ પુશે આલેમ અસ્ત."

આ દુન્યાંમાં કોઇપણ શખસનામાં સોયના જેટલું શૌર્ય નથી, જે સોય સાંકડાં મગજવાળી હોવા છતાં આદમીઓની ભુલો ઉપર ઢાંકણું વાળે છે. બીજો અર્થ કાળા હરફો ઉપર શ્લેષ આવ્યાથી એવો થાય છે કે, તે સોયને ઘણીજ છુણી આંખ ( સોયનું નાંકું ) હોવા છતાં માનવીઓ માટે પરદા બનાવી આપે છે.

**૧૦૮—તરંગ સાધકઃ**—એમાં એક વિચાર, તેની પાછળ આવતા બીજા વિચારને દોરવી લાવે છે. જેમ " દેઓ દાતાર" કરતાં ૭-૮ આધળાં એકેકને વળગીને ભીક્ષા માંગવા નીકળે છે, તેમ એ અલંકાર છે. એને ફારશીમાં કતારૂલ બયરીન કહે છે. આ અલંકાર "આંધળાંની

ઉંટ " ને મળતો છે: યાંને એક રસ્તા ઉપરથી ઉંટોની હારને ચલાવી લઇ જવી હોય, તો નાશભાગ અથવા ભેલમભેલ ન થવા પામે એવી રીતે એક દોરી એક ઉટની પુછડીને બાંધી, તેની પાછળ આવતાં ઉંટના ગળાંમાં બાંધે, એમ હારની હાર બાંધીને, જેમ ઉટને ચલાવામાં આવે છે, તેમ આવા અલંકારની કવિતા પણ એકેક લીટીને પોતાની પાછળ એકની પુછડી અને બીજીની ગરદનને બાંધીને ચાલે છે, જેમકે:— "કરીમા" માં સેખસાદી લખે છે કે—

"નગેહદાર મારા એ રાહે **ખતા;**
**ખતા** દર ગુઝારો સવાબમ નોમા."

અર્થ:—મને ભુલના રસ્તાથી બચાવ, મારી ભુલ માફ કર, અને સવાબનો રસ્તો બતાવ.

એમાં પેહેલી લીટી તે પેહેલા ઉંટની પુછડી છે, તેને " ખતા " શબ્દ નામની દોરી વડે બાંધી છે, અને બીજી લીટીની ગરદનને તેજ "ખતા " વાળી દોરીથી બાંધેલી છે.

૩ કપથી વધારે દારૂ પીવો એ છાકટાયણું છે એમ જણાવતાં કવિ કહે છે કે,

"*Be not a beast in courtesy, but* stay,
stay *at the third cup, or forego the place,*
*Wine above all things doth God's stamp deface.*"
*George Herbert.*

તેવાજ દાખલા હાફિઝે આપેલા છે:—

"**પીરે** ગમે એશ્કમ ગરચે **તીફ્લમ;**
**તીફ્લે** રેહે એશ્કમ ગરચે **પીરમ.** "

અર્થ:—હું પ્યારના ગમથી ઘરડો થઇ ગયલો છું, તો જોકે હું તો એક બચ્ચું છું. હું પ્યારના રસ્તા ઉપર હજુ તો એક બચ્ચું છું તો જોકે હું ઘરડો છું.

એમાં તો વળી ઉટરૂપી લીટીઓની ગરદન અને પુછડી બેઉ બેવડી બાંધેલી કાળા હરફોથી જણાઇ આવશે.

" નર સહેજ સુબુદ્ધિ ન **વાવરશે;**
**વરશે** વરસાદ મરે તરશે. "

વળી એક દાસ કહે છે કે:—

' દયાકા લક્ષણ **ભક્તિ** હય, **ભક્તિકા** લક્ષણ **જ્ઞાન,**

**જ્ઞાન**કા લક્ષણુ **ધ્યાન** હે, ધ્યાનકા લક્ષણુ **ત્યાગ,**
**ત્યાગ**કા લક્ષણુ શાંતિપદ, તો જાણો વિમળ **વૈરાગ,**
**વૈરાગ** વિશે હય મુક્તિ પદ,જો સદા રહેત હય ત્યાગ."

એમાં પણુ અલંકાર મજાથી ગોઠવેલો છે.

" દેલ કે મન બેસેતદ બશુખી **દેલબરી;**
**દેલબરી**એ શીરીન લબી જાન પરવરી "

અર્થ:—મારી મીઠા હોઠવાળી અને જીવને રાહાત આપનારી માશુકે મારામાંથી મારો જીવ નફ્તાઇથી કાઢી લીધો.

એમાં પણુ "**દેલબરી**" શબ્દ દોરી જોડનારો છે એમ જણાઇ આવશે. ગૂજરાતીમાં નીચલા દાખલા છે:—

નિતિવિનોદમાં " પ્રભુ સુખ શા માટે આપે છે " એ વિષય ઉપર દુમિલા છંદ કરેલો છે તે તમામ આ અલકારમાં છે.

જગનાથ દિયે સુખ વા**વરવા, વરવા** સદગુણ ગુણો કરવા,
કરવા મધુરા કડવા **ભરવા, ભરવા**થી નહી મનમાં ડરવા;

મનુસ્મૃતિમાં કહે છે કે:—

परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ।
धर्मं चाप्यसुखोदर्कं लोकविद्विष्टमेव च ॥

અર્થ:—શાસ્ત્રથી ઉલટે રસ્તે દોલત ને સુખ મળતાં હોય તો તે દોલત અને સુખનો ત્યાગ કરવો, અને જે શાસ્ત્રોથી ભવિષ્યમાં દુ:ખ પ્રાપ્ત થાય, અથવા તે માણસ જાતને દુ:ખદાયક થઇ પડતાં હોય, તો તે શાસ્ત્રનો પણુ ત્યાગ કરવો. એવું મનુનું મત છે.

સંસકૃત પંચોપાખ્યાનમાં મુંઆં પાછળ શોક ન કરવા માટ કહે છે કે,

नष्टं मृतमतिक्रांतं नानुशोचंति **पंडिताः** ।
**पंडिता**नां च मुर्खाणां विशेषोयं यतः स्मृतः ॥

અર્થ:—જે વસ્તુનો નાશ થયો, જે માણુસ મરી ગયું, જે વાત થઇ ગઇ, તેનો શોક પંડિતજન કરતા નથી. પંડિતમાં અને મુર્ખમાં એટલો ભેદ.

" ડરી વાંદર પેર નહીં **રડવા, રડતાં** દીને ઉરશુ **ધરવા;**
**ભરવા** નિજ મુઠ્ઠી વીશે **ઠરવા, ઠરશે** ન મતા વટશે **ફરવા;**

**ફરતાં** ફરતાં દુખ ઓસરવા, **સરવા** ગરજે દુઃખ સૌ **હરવા;**
**હરી** કષ્ટ પ્રભુભણી ઉતરવા, **તરવા** ભવસિંધુ સુખે **ભરવા;**
**ભરી** વાંણ ત્વરા થકી લંગરવા, **ગરવા** થઇ આશિષ ઓચરવા;"

એ અલંકારને મળતોજ ગૂજરાતીમાં "સિંહાવલોકી" છે, જેનો દાખલો:—

જ્યારે ચરણોના પેહેલા ને છેલ્લા શબ્દો યમક રૂપે આવે ત્યારે સિંહાવલોકી કેહવાય. રસ પ્રવેશમાં છે કે;

"**જોતી** તૂને હુ રોજે રસિક મધુરિરે આજ કાં તૂં **ઉદાસી,**
**દાસી** કીધી ધણીએ નવી વહુ તણિરે ભારિ હૂં છું **નિરાસી,**
**રાસી** એની નહીં તૂં સરસ રૂપ ગુણે એહિ કોઇ **પનોતી,**
**નોતી** ખોટી હું મોટી સજનિ લઇ લિયે સારૂં જો દિવ્ય **જોતી.**"

રાજા ભર્તૃહરિ કહે છે:—

क्वचिद्भूमौशय्याक्वचिदपिचपर्यंकशयनः

क्वचिच्छाकाहारः क्वचिदपिचशाल्योदनरुचिः ।

क्वचित्कंथाधारीक्वचिदपिचदिव्यांवर

धरोमनस्वीकार्यार्थीनगणयतिदुःखंनयसुखम् ॥

અર્થ:—કોઇવાર જમીન પર, અને કોઇવાર પલંગ ઉપર સુવાનું; મળે; કોઇવાર ફકત શાકનો, તો કોઇવાર સારાં ભાતનો ખોરાક મળે; કોઇવાર ફાટેલી ગોદડી, તો કોઇવાર સુંદર રજાઇ ઓઢવા મળે, તો પણ કાર્ય સાધનાર ચતુર માણસ દુખ તથા સુખને ગણતો નથી.

બ્રિટનની રાણીને આશિષ આપતાં કવિ કહે છે કે—

શીશપર ધરી શોભાવજો, સકળ સૃષ્ટિનું **તાજ;**
**તાજ**દાર મલિકાતણું, જુગ જુગ રે'જો રાજ.

नरस्या भरणं रुपं, रुपस्या भरणं गुणः ।

गुणस्या भरणं ज्ञानं, ज्ञानस्या भरणं क्षमा ॥ (મહાભારત)

અર્થ:—નરનું ભૂષણ રૂપ છે, રૂપનું ભૂષણ ગુણ છે, ગુણનું ભૂષણ જ્ઞાન છે, અને જ્ઞાનનું ભૂષણ ક્ષમા છે.

એમાં આંધળાં ઉંટની માફક શબ્દો ગોઠવાયલા છે. એમાં વળી એક કરતાં બીજો ચડતો, અને બીજા કરતાં ત્રીજો, એમ ઉત્તરોત્તર વૃદ્ધિ

અણુ સમાયલી છે. પક્ષીના નામો જણાવનારી કવિતામાં કવિ કહે છે કે:

ગાય રાગ નહિ કાગડો, તોપણ તેનું કામ,
કામ વિના કીધું નથી, કો પક્ષી એ'રામ.

વિદુરનીતિમાં કહેલું છે કેઃ—

नसासभायत्रनसंतिवृद्धावृद्धानतेयेनवदंतिधर्मम् ।
धर्मःसनोयत्रनसत्यमस्तिसत्यंनतद्यच्छलेनाभ्युपेतम् ॥

યાનેઃ—જેમાં ઘરડું માણસ ન હોય તે સભાજ નહીં, જે ન્યાય વાક્ય ન બોલે તે ઘરડું નથી, જેમાં સત્ય ન હોય તે ન્યાય નથી, અને જે છળ કપટથી યુક્ત હોય તે સત્ય નથી.

**૧૦૯—તાર્કિક પ્રબંધ**—અથવા અર્થશાસ્ત્રાલંકાર. જેને ફારશીમાં—**મઝહબે કલાંમી** કહે છે, તે ગૂજરાતી મંગલાચરણને મળતો છે. અર્થશાસ્ત્ર (*Logic*) ના નિયમને અનુસરી એ અલંકારમાં એક કવિ એકથી વધારે (*Propositions*) સિદ્ધાંતો, આપેલી બે દલીલો ઉપરથી એક ખરી કરવાની રીત (*Syllogism*) ના સાધન અથવા પૂર્વ પક્ષ (*premises*) દાખલ મુકે છે, અને અર્થશાસ્ત્રની રૂએ તેનું છેવટ તેમાંથી ખેંચી કાઢે છે. જેમકે સેખસાદી કહે છે કેઃ—

"બેયા કે દર કદમત ઉફતમો ગર બેકુશી;
ન મીરદ આંકે બદસ્તે તો રૂહ સીપારદ."

અર્થશાસ્ત્ર પ્રમાણે નીચે મુજબ *proposition* ગોઠવાશે.

૧ લું સિદ્ધાંતઃ—તું મને મારી નાંખે તોપણ હું તો તારાં કદમ આગળ પડું છું, યાને હું પોતાને તારા અખત્યારમાં સોંપું છુ.

૨ જું સિદ્ધાંતઃ—જે કોઇ પોતાનો જીવ તારે સ્વાધિન કરે છે તે મરી જતો નથી.

છેવટ (*Conclusion*):—તે સબબે હું મરવાનો નથી.

नरपतिहितकर्त्ताद्वेष्यतांयातिलोके । जनपदहितकर्त्तात्यज्यतेपार्थिवेन॥
इतिमहतिविरोधेवर्त्तमानेसमाने । नृपतिजनपदानांदुर्लभःकार्यकर्त्ता ॥

૧—રાજાનું ભલું કરનાર પ્રજામાં અપ્રિય થાય છે.

૨—અને પ્રજાનું ભલું કરનારનો રાજા ત્યાગ કરે છે.

૩—ત્યારે એવો પરસ્પર વિરોધ છતાં રાજા પ્રજા બન્નેનું ભલું કરનાર તો દુર્લભ હોય. હવે હાફેઝ કહે છે કે.—

"હરગેઝ નમીરદ આંકે દેલશ ઝીન્દેહ શુદ બ એશ્ક;
સબ્ત અસ્ત બર જરીદેએ આલમ દવાંમે મા."

૧ લું સિદ્ધાંત—જે આદમીનું દિલ ઇશકથી ભરેલું છે, તે કદિએ મરતો નથી, યાને અમર છે.

૨ જું સિદ્ધાંત—મારૂં અમરપણું દુન્યાના સફા ઉપર લખેલુંજ છે.
સેવટ (*Conclusion*)—તેથી મારૂં દીલ એશકથી ભરેલું છે.

અનુષ્ટુપ છંદમા કેફી વિષે જે કવિતા કરેલી નાતિવિનોદમાં છે, તે તમામ આ અલંકારની છે; તેમાંથી થોડીક લીટી ઉતરીશું.

કેફી લોકો ઘણા પીડે, કેફી અમ્મલની વચે;
જેની કાયા સદા ચીડે, તે આજારી નહીં બચે.
પે'લાથી માનવી અંધો, અંધો કેફે થશે પુરો;
જ્યાં ત્યાં રંડોળી દુર્ગંધો, ગંદો અંધો અતિ બુરો.

૧—કેફના અમલથી કેફી પીડાય છે.
૨—પીડાવાથી કાયા ચીડાય છે.
૩—અને કાયા ચીડાવાથી તે આજારી મર્યા વગર રહેવાનો નથી.
હવે અનવારી કહે છે કેઃ—

"અઝ તુ ન ગુરીઝદ કે તુ દર કાલેએ આલમ;
જાની ઓ યકીન અસ્ત કે જાન ના ગુઝર આમદ."

૧ લું સિદ્ધાતઃ—તારી આગળથી નાશી ન જવાય, કેમકે દુન્યાના શરિરમાનો જીવ ને તુંજ છે.

૨ જું સિદ્ધાંતઃ—જીવ વગર શરિરને કદિ ચાલતું નથી.
સેવટ (*Conclusion*):—સઘળા દુન્યાને તારા વગર કદિ ચાલતું નથી.

विद्वत्वंच नृपत्वंच्च नैव तुल्यं कदाचनः ।
स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्येत् ॥

૧—વિદ્વાનની યોગ્યતા કોઇ કાળે કમી થતી નથી. જ્યાં જ્યાં તે જાય છે, ત્યાં ત્યાં તે પુજાય છે.
૨—કારણકે રાજા જેવાને તો તેની પ્રજાજ માન આપે છે; પરંતુ વિદ્વાનને તો આખી દુન્યા માન આપે છે.

૩—સબબ રાજા કરતાં પણ વિદ્વાનની યોગ્યતા વધારે છે,

વળી કહે છે કેઃ—

"મુનાફે રસાન દર ઝમીર દએર માન્દ;
બસ અસ્ત ઈ યક આયત દલીલ દવાંમત."

**નાદમ** કહે છેઃ—

"કુશતી મરા ઓ કુસ્તે શુદ અઝ રેશ્ક આલમી,
હર ખુન કે મીકુની તુ બ સદ ખુન બરાબર અસ્ત."

યાને—પ્રિયા! **મને** તેં મારી નાંખ્યો છે. અને તારા ઉપર મારા એશકને લીધે મારાં સારાં નશીબથી બળનારા પુષ્કળ માર્યા ગયા છે. અર્થાંત, તુ એકને મારી નાંખે છે તો એકને લીધે એકસો મરતા હોવાથી, તારૂં એક ખુન એક સો જણની કતલની બરાબર છે.

श्लोक.

अशोच्यानीह भूतानि यो मूढस्तानि शोचति।
अदुःखे लभते दुःखं द्वावर्थौ यो निषेवते ॥

અર્થઃ—સર્વ ચીજ કોઇ સમયે નાશ પામવાની, માટે તેનું દુઃખ કરવું નહિ. જે માણસ દુઃખ કરે છે તેને તે વિના બીજો કંઇ લાભ નથી. દુઃખનોજ લાભ થાય છે.

ધર્મ શાસ્ત્ર મિતાક્ષરામાં નીચલો શ્લોક છે કેઃ—

श्लेष्माश्रु बांधवैर्मुक्तं प्रेतो भुंक्ते यतोऽवशः ।
अतो न रोदितव्यं हि क्रियाः कार्याः स्वशक्तितः ॥

અર્થઃ—મુઆંની પછવાડે તેના સગાં વાહલાં રડી કૂટીને આંસુ અને લીટ પાડે છે તે બધુ મરનારનું પ્રેત ખાય છે; કાંકે તે પોતાને વશ નથી; એ માટે મુઆંની પછવાડે રોવું કુટવુ નહીં, પણ તે મરનારની શક્તિ પ્રમાણે ક્રિયા કરવી.

ભગવદ્‌ગીતામાં મુઆં પાછળ શોક ન કરવા માટે કહે છે કેઃ—

श्लोक.

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥

અર્થઃ—અરે અર્જુન, જેનો શોક કરવો યોગ્ય નથી તેનો તું શોક કરે છે, અને વળી હું પંડિત છુ, એમ વાદ કરે છે, "પણ

પંડિત કાંઇ મુઆંનો કિંવા જીવતાનો શોક કરતા નથી.

**૧૧૦:—દક્ષિણોત્તરાલંકાર:**—એમાં ઉલટા સુલટી અર્થ નીકળે છે. ફારશીમાં તેને **મોહતમલ અલ ઝદીન** કહે છે યાને બે જૂદાં જૂદાં અને કેવળ સામસામેના અર્થ ધરાવનારાં વાકયોથી બનેલી કવિતાઓ. એક અર્થ દક્ષિણ દિશાએ લઇ જાય, તો બીજો ઉત્તર દિશાએજ લઇ જાય છે. જેમકે:—"મેહેર અસ્ત આં સર અફરૂઝ પેકરમ શેહર;

કે બા દાદે ઊ ઝેહર શુદ પાદ ઝેહર." ( ફીરદોશી )

યાને:—સૂર્યના જેવો આ શેહેરનો માનવંત મુખી એટલો તો પુન્ય છે, કે તેના અદ્દલ ઇનસાફથી કરીને ઝેહેર હોય તે પણ ઝેહેરનો ઉતાર ( પાવ ઝેર ) થઇ પડે છે અને બીજો અર્થ એવો થઇ પડે, કે તેના ન્યાયથી ઝેહેરનો જે ઉતાર હોય તે પણ ઝેહેર થઇ જાય!

નીતિ વિનોદમા હિંદુ મહાજનને કરેલી અરજમાં કહે છે કે,

હે ભાઇ બાપ કુળ જાત, હૈયે ધરજો મુંજ વાત;
કરી મનશુ પાંસરૂં તોલ, સ્વિકારો ગરીબ મુજ બોલ;
**ઇશ અપટને સમજાવ,** કહું કોણ બીજાને રાવ?

એમાં "મુર્ખા ઇશ્વરને સમજાવ!" એમ રામનિંદાનો અલંકાર પણ ગણાય, તેમ વળી "ઇશ્વર! તું મુર્ખાઓને સમજાવ" એમ પણ છે.

વળી **સાદી** કહે છે.—

"બસ કે ખરાબાત શુદ શોમએ ખરકે પુશ;
બસ કે કતબખાને શુદ મુસતબે દુર્દ ખાર"

યાને.—ઘણાંક દરવીશોના મઠો, ખાંનીપીનીના મથકો થઇ પડયાં છે, અને ઘણીક લાયબ્રેરીઓ નીશાખાંનાંની જગા થઇ પડી છે. અથવા એમ પણ થાય, કે "ગાનગમતના ઘરો તે દરવીશોના મથકો થઇ પડયાં છે, અને દારૂ તાડીના પીઠાં તે કેતાબખાંનાં થઇ પડયાં છે.

રામ ચરણ અનુરાગ બીન મન ન લહે શ્રુતિ બોધ,
સહસ્ર બાતકી બાત એક કહું સહસ્ર ગ્રંથ શોધ.

એવો અર્થ થાય, કે વગર મનથી ઇશ્વરને ચરણ પડવાથી શ્રુતિનો બોધ થતો નથી; વીગેરે. તેમજ એવો પણ અર્થ થાય કે, રામને ચરણે પડયા વગર મનમાં શ્રુતિનો બોધ ઉતરતો નથી.

**૧૧૧:—યજમાનાવળી.** અથવા જજમાનાવળી. એમાં કવિ પોતેજ પોતાનો જજમાન થઇ પડે છે જાણે પોતે પોતાથી જૂદો હોય તેમ કવિતીમાં કોઇવાર પરોણો તો કોઇવાર યજમાન થઇ આવે.

એને ફારશીમાં **તજરીદ** કહે છે. એમાં કવિ પોને પોતા સાથેજ કોઇ પારકા પુરૂષની સાથે વાતચિત ચલાવતો હોય તેમ ગોફ્તેગો કરે છે, જેનો આ અલંકાર છે. જેમકે **હાફેઝ** કવિ પોતાનેજ કોઇ પારકાની માફક કહે છેઃ—

" **હાફેઝા** ખુલ્દે બરીન ખાનેએ મોરૂશે મન અસ્ત;
અન્દરીન મન્ઝલે વયરાંને નશીમન ચે કુનમ ? "

અર્થઃ—ઓ હાફેઝ ! મોટું બેહેસ્ત તે મને વારસામાં મળેલું ઘર છે, ત્યારે આ વેરાન જગામાં હું શા માટે મારૂં રહેઠાંન કરૂં ?

એક ઘાયલ હૃદયની સ્ત્રીનો વિલાપ અને અંત, એ વીશે લલિત છંદ બનાવેલો છે, તેમાં મી. બેરામજી મલબારી લખે છે કે;

" કબજ પ્રાણરે, હાય શું કરૂં ? મદદ આપ દે, મોત આ ખરૂં;
નયન લોહી દે. **બહેરામ** તું; સુગમ છે મને, નાથ નામ તું. "

એમાં કવિ પારકો હોય તેમ પોતાનેજ આંસુ લુછવા કહે છે.

" નેકાબે ચેહેરે નદારદ નેગારે દીલકસે મન,
તો ખુદ ખોજા બે ખુદી **હાફેઝ** અઝ મયાં બરખીઝ."

યાનેઃ—મારી પ્રિય માશુક ( યાને ખુદાતાલા ) કાંઇ પોતાના મોં પર બુરખો રાખતી નથી, પણ તુંજ તારો પરદો છે, વાસ્તે હાફેઝ શાયર ! તું તે દરમ્યાનમાંથી ઉઠી જા, યાને ખુદાને મળવાનો લોભ છોડીદે !

વળી નીચલા બૈતમાં " નઝીરી " પોતાને માટે કહે છે:—

**નઝીરી**રા બ મજલેસ બુર્દમ ઇમરોઝો મલત કરદમ;
મરા રૂસવાએ આલમ સાખ્ત ચશ્મે ગીરીએ આલુદશ.

અર્થઃ—મારી પ્યારીને હું આજે મીજલસમાં લઇ ગયો તેમાં મારી ભુલ થઇ. તેણીની રડતી આંખોએ મને દુન્યામાં ફજેત કીધો.

તુલશીદાસ પોતાને કહે છે કે:—

" તુલશી ! ગરીબ ન સતાવીએ, બુરી ગરીબકી હાય,
મુવા ઢોર કે ચામસે, લોહા ભસ્મ હો જાય.

\+ + +

તુલશી ! પંછી પીનેસે, ઘટે ન સરીતા* નીર,
ધર્મે કીએ ધન ના ઘટે, સહાય કરે રઘુવીર.

\+ + +

તુલશી ! પર ઘર જાય કે, દુઃખ ન કહીયે રોય;

---

* સરીતા=નદી.

ન અપના ભરમ ગુમાઇએ, જો હોની હોય સો હોય.

\+ + +

દયા ધર્મકો મુળ હે, પાપ મુળ અભિમાન;
તુલશી ! દયા ન છાંડિયે, જબલગ ઘટમે પ્રાણ "

રંગીની તેરે શેઓરકી સુન સુનકે હુસેન અબ,મુશતાક હુવા દેલ;
તું ખુશ રહે ઓર પાસ હો દેલદાર પલગપર, હર રોજ રજાસે.

યાને, તારી કવિતાની રંગીની સાંભળીને હવે ઓ હુસન ! મારૂં દીલ શોકથી ઉમેદવાર થઇ ગયું છે. વારૂં તું ખુશ રહેજે, અને તારી પાસે પલંગ ઉપર તારી દીલદાર પોતાની ખુશીથી હરરોજ હોજો.

સગેતકી તરેહ **અશરત** મુજકુભી જામે મએ દે,
તા અજ લબમ બર આયદ મસતાને હાએ હાએ.

**સાબેત** શાયરની માફક ઓ **અશરત** ! મને પણ શરાબની એક જામ આપ, કે મારા હોઠ ઉપરથી મસ્ત લોકોની ભીશાલે હાએ હાએના પોકાર ઉઠે.

ઉરદુ રેખતાઓમાં ઘણે ભાગે એજ અલંકાર આવે છે.

સદગુરૂને કરો વિનંતિ, ફંદ ભવનો ફોડો;
**અલખ ખુલાખી** કરી ખરા, ખોટો સદગુરૂ મોડો.

દાસ ધીરા કવિએ જે રાજિયો મુઆં પાછળ કુટનારી પાસે ગવડાવ્યો છે, તેમાં પોતાનેજ માટે જણાવે છે કે:—

દાસ ધીરો રમે રંગમાં, રમે દિવસને રાતરે,
સતગુરૂએ મારગ દેખાડીયો, લીધો સાધુઓનો સાથરે.

**૧૧૨:— ધૂમકેતુ પ્રબંધ:**—જેને ફારશીમાં **તબઇન** અથવા **તફસીર** કહે છે, અને ગૂજરાતીમા તેને **વર્ણનાલંકાર** પણ કહે છે. એમાં એક કવિ એક બાબતને પ્રથમ ટુંકામાં આટોપી લે છે, અને પછી તેનું તુલોતવીલ બયાન કરે છે. જ્યારે એવું વર્ણન પદ્ધતસર હોય છે ત્યારે તે **મોરતબ** અથવા **જલી** કહેવાય છે. અને અનુક્રમ વગરનું હોય ત્યારે **ગેરે મુરતબ** કહેવાય છે. ધૂમકેતુનું માત્ર એક તારા રૂપી બીંદુજ આગળ દેખાય છે, અને પાછળ તો પુચ્છું ને પુચ્છું આવે છે; તેવો એ અલંકારને ગણેલો છે **ગરીબોને દાન ધરમ કરો** એવા સિદ્ધાંત ઉપર, ગુરૂ નાનકે પોતાના નાનકશાહી પંથીઓ માટે જે ભજન રચેલું છે, તે એજ અલકારમાં છે:—

, "દાન કરો ગરીબશેં બાબા, મગરૂરીસેં ધોકા હે, (ધ્રુ)

આર ખુટકી જાગીર હમકું, તોટા નહિ કુચ ખાનેકું;
તુમકૂં હુશાર કરના કર કર, ઘર ઘર ફિરતે ભિછાકું.
તુમકૂં હમકૂં સબ દુનિયાકૂં પાલનવાલા જૂદા હૈ;
તું કહેગા મૈ દાતા હૂં, માલ કહાંસે લાયા હૈ.
યે તન સબસે ઉંચા બાબા, ખાવે પીવે આરામસે;
શાલ દુશાલા જોર લડકે, ભૂલના નહિ જગ બાજીસે.
ભૂલ જાવે તો ભિછા ન મિલે, નહિ લ ગોટી મિલનેકી;
જમ દૂતોકા સોટા શીરપર, બાત ભલી નહિ હોનેકી.
કહે **નાનક** સુન મેરે ભાઇ, હુશાર હોના અચ્છા હૈ;
નહિ માને તો ખુશી હૈ તેરી, હમસેબી કયા પરવા હૈ. "

**અનસરી** કહે છે કેઃ—

( દુંકુંટચ ) " યા બેબંદદ યા કુશાયદ યા સેતાનદ યા દેહદ;
તા જેહાં બર પાય બાશદ મર શાહરા ઇ યાદગાર.
( તુલોતવીલ ) આન્ચે બેસ્તાનદ વેલાયત આન્ચે બેદેહદ ખાસ્તે;
આન્ચે બન્દદ પાએ દુશમન આન્ચે બેકુશાયદ હસાર."

અર્થ—ગમે તો તે બાંધે, કે છોડે, અથવા લે કે આપે, જેથી કરીને દુન્યાની હસ્તી સૂધી તે રાજાને માલમ રહે. તે એ માલમ રહે કે લેવાનું તે શેહેર લે, આપવાનુ તે માંગેલું આપે, બાંધવાનું તે દુશમનના પગ બાંધે, અને છોડવવાનુ તે કિલ્લા છોડવે શું બાંધવાનું અને શું છોડવવાનું તથા શું આપવાનું તે છેલ્લે વિસ્તારથી કહ્યું છે.

શ્રવણે ઇંદ્રવિજય છંદમાં એ દાખલો લીધો છેઃ—

માત તણા ઉપકાર બરાબર, અન્ય નહી ઉપકારજ એકે;
માત તણી મમતાની બરાબર, અન્ય તણી મમતા કોણ લેખે?
માત તણા ઉપકારની કિંમત, રાજ તણી રિધિથી અધકી છે;
માત તણી મમતા તણી કીમતથી અવધી! અવધી! અવધી! છે!

પ્રથમ દરેક લીટીમાં ટુંકમાં એક બાબત બતાવી તેનું વર્ણન બીજીમાં લંબાણથી બતાવેલું જણાશે વળી એક બીજો શાયર કહે છે.—

"દર માઅરકે બેસ્તાનન્દ ઓ દર બઝમ બેબખશન્દ;
મુલ્કી બ સંવારી ઓ જેહાંની બ ગદાઇ. "

અર્થઃ—લડાઇના મેદાનમાં તે લઇ લે છે, અને મીજલસમાં તે પાછું આપી દે છે. ( શું લઇ લે છે? ) હુમલો કરીને આખું રાજ લઇ લે છે, અને નમ્રતાથી આખી દુન્યા આપી દે છે. એમાં પહેલી

લીટીમાં જે બક્ષવાનું જણાવ્યું તે બીજી લીટીમાં વીસ્તારીને જણાવ્યું છે.

વળી **ખરો નર કોણ?** તે વીશે નીતિ વિનોદમાં કહે છેકેઃ—

"નિવડયો નર તે ખરો, યુદ્ધમા સિંહસમ ગાજે;
નિવડયો નર તે ખરો, અસીલ થઇ ઘેર વિરાજે;
નિવડયો નર તે ખરો, જુઠની પેઠે ઉઠે;
નિવડયો નર તે ખરો, ઇશ જેપર નહિ રૂઠે."

એને મળતોજ ફારશીમા વળી એક ભાગ લેખે **સીફ્તે જમે વ તફ્રીક**ના નામથી ઓળખાય છે, જેમાં પહેલાં એક શખસની સ્તુતિનું સામટું વર્ણન આવે છે, અને પછી તેનું છુટું છુટું વર્ણન આવે છે. જેમકેઃ—"હું ને તું બેઉ છઇએ, એક ચેરાગની મીસાલ;
તું દીપક તો દીવો, હું તે બરતી મસાલ."

૧ હુ=ઓ માશુક આપણ બન્ને એક ચેરાગની મીસાલે છીએ.
૨ જું=તું માશુક એક ઝળકતો દીવો અને હું બળતી મસાલ છુ.

अलब्धं चैवलिप्सेतलब्धं रक्षेद वक्षयात् ।
रक्षितं वर्धयेत्सम्यक्वृद्धंदीनेषुनिक्षिपेत् ॥

અર્થઃ—ધન નહીં મળે ત્યાં સૂધી તે મેળવવાને ઇચ્છવું, તે ધન જો મળી જાય તો ક્ષયથી રક્ષા કરવી, તે રક્ષણ કરેલાં ધનને સારી રીતે વધારવું, અને વધેલાં ધનને ગરીઓના ઉપયોગ માટે વાપરવું.* એમાં પ્રથમ એક બાબત **ધન મેળવવા** જણાવી, પછી તેને માટે વિસ્તારથી સમજાવ્યું છે. મી. બેરામજી મલબારીએ "રોયો કોણ?" એટલી બાબત ઉપર નીચે મુજબ અલંકાર વાપર્યો છેઃ—

"રોયો તે નર ખરે, રળે જે રોટી બીખે;
રોયો તે નર ખરે, સૃષ્ટિમાં રહી નહિ શિખે;
રોયો તે નર ખરે, પુત્ર જેને નહિ પેટે;
રોયો તે નર ખરે, નારી પરજનને ભેટે."

રાજ કવિ ટેનીશનને આ અલકાર ઘણો પ્રિય હતો, જેથી તેને *Representative Rhythms* ના નામે ઓળખાવામાં આવેલો છે. જેમાં કવિતાની લાઇનનો નીમે છંદ (*half-foot*) અથવા માત્ર એક શબ્દ જણાવી પાછળથી તેનુ તુલોતવીલ આવે છે. *Gareth and Lynette* માં છે કેઃ—

---

* મહાજન મંડળી. પા. ૧૩૨૪.

*Clas'hd: and the sound was good to Gareth's ear*

\+ + +

*Charm'd, till Sir Kay, the seneschal, would come*

\+ + +

*Who stood a moment, ere his horse was brought,*
*Glorying: and in the stream beneath him shone.*

એવા ઘણા દાખલા તેણે આપેલા છે. જે ધૂમકેતુ પ્રબ ધને મળતા છે. **ગરૂડપુરાણમાં** પ્રેત કલ્પનાના અધ્યાય ૬ માં શ્લોક કહે છે કેઃ—

अश्रुपातं न कुर्वीत दत्वादाघां जलांजलिं ।
श्लेष्माश्रु बांधवैर्मुक्तं तदा प्रेतोयमश्नुते ॥

અર્થઃ—મરનારની ચિતા શળગ્યા પછી કોઇએ એક આસુ પાડવાનું નથી. કાંય આંસુ પાડવાતું નથી? કે જો મરનારના સગા વાહલાં આસુ અને લીંટ નાંખે છે તો તે ગંદી વસ્તુને પેલો મરનાર ખાય છે.

**૧૧૩:—કાવ્ય હઠ:—**જેમ હઠ યોગી, રાજયોગી કરતા જુદીજ વળણ પકડી હઠ લે છે કે, બાર વરસ પાણીમાંજ ભકિત કરવી, અથવા કોઇ પણ જાતની ભાજી ખાવીજ નહી, વિગેરે. તેમ કવિઓ હઠ લઇને અમુક ચીજ નહી કરવાતું પોણ લે છે. એને ફારશીમા **લઝુમ** અથવા **અલઝામ** કહે છે. એ અલંકારમાં એવું આવે છે કે, એક કવિ કાંઇ પણ પોણ લઇને કાવ્યમાં અમુક હઠ પકડી તે પાર પાડે છે. જેમકે, "કમાલ ઇસ્માયલે" એવું પોણ લીધું કે એક કસીદો એવો બનાવવો, કે તેની દરેક લીટીમાં **મુઇ** શબ્દ આવ્યા વિના ન રહે.

અએ કે અઝ હર સરે **મુએ** તો દેલી અ દર વારત;
યક સરે **મુએ** તોરા હરદુ જેહાન નીમ બેહાસ્ત.
દેહનૂદ યક સરે **મુયસ્ત** બ હીંગામે સુખન;
અસરે **મુઇ** શેગાફીએ તુ ઓ રૂઇ પયદાસ્ત.

વળી અમીર ખુશરો દરેક બૅતમાં સેપશ (જુ)–ફીલ(હાથી)–મેગસ–અને લગલગ (બગલું) એ ચારેવને લાવ્યા કરેલો છે. એવા એતો ઘણા છે. દુષ્ટ રાજનોના હાથે ભરતખંડના થયલા છુટકારા વિષે માલિની છંદ નીતીવિનોદમાં આવેલો છે તે તમામ એજ અલંકારનો છે. જેમાં દરેક લીટીના પેહેલા હરફો બોડા બાંડા અને એકજ ઉચ્ચારના લાવવા કસમ લીધા છે. તેમાંથી માત્ર ૨ કળિ આપ્યે.

**સરસ** સકળ બેસે, મડળીઓ રૂપાળી,

**નરસ** અશુભ ના'સે લાજતી રીત કાળી;
**હરખ** સુખથી દેશે, જ્ઞાન ખાણો નિહાળી;
**તરસ** મનની ભાંગે, માત વિદ્યા દયાળી.
**નરમ** ધરમી હિંદુ, બાજી સાંધી બરાડે,
**ગરમ** વિરૂધ યુધ્ધો, આ મરાઠા જગાડે;
**ભરમ** સરવ ફૂટે, ભીલડાઓની ધાડે,
**પરમ** સુચિત ત્રાતા, જોઇને ત્રાડ પાડે.

**અવણે** માબાપની તારીફમાં જોડેલા સવૈયામાં એવી યુક્તિ કરેલ છે કે, દરેક લીટીમાં **માતપિતા** લાવવાનું પોણ લીધેલું છે:—

માત પિતા પદ સો સબ તીરથ, માત પિતા નવ ભાતિ નિધી હૈ;
માત પિતા ગુરૂ, માત પિતા સૂર,**માત પિતા વ્રત દાન વિધી હૈ;**
માત પિતા પદ કલ્પતરૂ, અરૂ માત પિતા પદ–રેનું રિધી હૈ;
સાધન સિદ્ધિ ન–શોધત હો કછુ,મેરે તો માત પિતા સુ સિધિ હૈ.

એમાં કાળા હરફો બેવડો અર્થ સમજાવી દે છે. કે જેમાં કવિ પોતાનુ પોણ પણ સાથેલાનું જણાવી દે છે, કે સવૈયાની દરેક લીટીમાં માત પિતા લાવવાનુ વ્રત લીધેલુ છે.

નીચલી સતરોમાં કવિએ એવી હઠ લીધી છે કે દરેક લીટીમાં મુર=યાને કીડી, અને મુઇ=યાને બાલ, એ બે શબ્દો લાવવાજ લાવવા.

"અગર મુરી સુખન ગુઇઅદ઼ ઓ ગર મુઇ રવાન દારદ,
મન આન મુરે સુખન ગુઇઅમ મન આન મુઇઅમ કે જાંન દારદ.
તનમ ચું સાઇએ મુયસ્તો દેલ ચું દીદેહે મુરાન,
ઝે હેજ્રે ગાલીએ મુઇ કે ચું મુરાન મીઆન દારદ.
અગર બા મુઇ ઓ બા મુરી શબા રોઝી શવમ હમરેહ,
ને મુર અઝ મન ખબર દારદ ને મુઇ અઝ મન નીશાંન દારદ.
બ જસ્મે મુઇ દર ગુ જમ ઝેબસ ઝારી ઝેબસ સુસતી,
અગર ખાહદ મરા મુરી બ ચસ્મ અંદર નેહાન દારદ."

અર્થ:—જો કોઇ બોલતી કીડી અથવા કોઇ જાન ધરાવતો બાલ હોય, તો તે બોલનારી કીડી પણ હુંજ છું, અને જીવતો બાલ પણ હુંજ છું. જેણીના વાળ કસ્તુરીથી સુગંધમય થયલા તથા જેની કમ્મર કીડીના જેવી પાતળી, તેણીના વિયોગને લીધે, મારૂં શરિર તવાઇને બાલના પડછાયા જેવું થઇ ગયું છે, અને મારૂં દિલ કીડીની આંખ જેટલુ ઝીણું થઇ ગયુ છે. જો રાત દહાડો હું કીડી અને

વાળનો સાથી હોત, તોપણ મારૂં શરિર વિયોગની નાતવાનીથી એટલું તો લીન થઇ ગયું છે, કે કીડી કે બાલ પણ મને જોઇ શકતે નહીં. હદ બહાર તવાઇ જવાને લીધે હું એવો થઇ ગયો છું કે, એક બાલના શરિરમાં પણ હું સમાઇ શકું ! અને જો એક કીડી ચાહે તો તે પોતાની આંખમાં મને સંતાડી શકે !

એને ગમે તો અતિશ્યોક્તિ કહો, અન્યોક્તિ કહો, ચિત્રોક્તિ કહો, કે અગર અક્ષરાભાવી કહો, તો તે બધા સમાયલા છે.

૫૪ મા સ્વરાભાવી અલંકારમાં કાવ્ય હઠ પુષ્કળ આવે છે, તે પાછો જોવાથી જણાશે મરહુમ શેઠ પીટીટ ઉપર ઝોરાસ્ત્રીઅન કેલેંડરમાં શેવકે લખેલી કવિતામાંથી એક દાખલો આપીશું:—

ધરમ દાંન છે આંનદાંને પીટી, પરમ જ્ઞાન દે જાંન માંને રીતી;
કરમ જાંન જે માંનપાંને જીતી, નરમ ધાન હે—વાંન હાંને મીટી;
ભરમ માંન જે દાંન છુપું કરે, શરમ માં—સજે નાંન રૂપું ધરે.

એમાં કાવ્ય હઠ એવી છે કે દરેક શબ્દની નીચે તેનાજ પ્રાસનો શબ્દ ગોઠવેલો છે. વળી એ કવિતામાં જો **ધરમ—પરમ—કરમ** વીગેરે શબ્દો હાલમાં જેમ ગોઠવેલા નજરે પડે છે, તેમ જો રહેવા દઇએ, તો " લફો નસર સુરતબ " કહેવાય, અને ભાષાની લેઝતનો કાયદો જળવાય. પરંતુ **ધરમ** શબ્દની નીચે **જ્ઞાન** શબ્દ મુકયે, અને **જાંન** શબ્દની નીચે **નરમ** શબ્દ મુકયે, તો " લફો નસર ગેર મુરતબ " કહેવાય. યાને ભાષાની લેઝતનો કાયદો તોડયો કહેવાય. જે વીશે આપણે સૈન્ય પંકિતકામાં વર્ણન કરેલું છે.

એ અલંકારથી શાયર ફીરદોશીએ એકવાર પોતાનો બચાવ શોધ્યો હતો. શાહનામું સઘળું ચોખ્ખી ફારશી ભાષામાં લખાયલું કહેવામાં આવે છે. તેમાં શાયરે અરબ્બીક શબ્દ બીલકુલ વાપર્યો નથી, એમ જાણી એક જણે શાયરનું વજન ઉતારવા શાહનામું વાંચી નીચલો બેત શોધી કાઢયો; જેમાં એરેબ્બીક શબ્દો પણ ભેળાયલા હતા.

" કઝા ગોફ્ત ગીરો કદર ગોફ્ત દેહ;
ફલક ગોફ્ત એહસન, મલક ગોફ્ત જેહ. "

યાને —**કઝા** બોલી કે ધરો, અને **કદર** બોલી કે બક્ષો; **આસમાન** બોલ્યું કે શાબાશ, અને ફીરેસ્તાએ કહ્યું કે વાહવાહ ! ફીરદોશીને પુછવામાં આવ્યું કે ઉપલા બેતમાં અરબ્બીક શબ્દો કેમ બોલ્યા છો ? શાયરે જવાબ દીધો કે; અરબ્બીક શબ્દો હું નથી બોલ્યો, એ તો

કબ્જ, કદર, કલક, ને મલક, એ લોકો બોલ્યાં છે. તેથી તેઓ ગમે તો અરબ્બીક બોલે કે ફારસી; તેમાં મને શું લાગે વળગે?

કમતરીન શેખે કસમ નહીં ખાવા ઉપર એક પ્રસ્તાવિક કવેત જોડેલું છે. તેમાં ક–સ–મ એટલા ત્રણ હરફો પૈકી એક પણ હરફ તેમાં આવેલો નથી, તેમજ તેનાથી બનેલા ગુણાકારી શબ્દો પણ આવેલા નથી. ગોયા તે કવિતામાં કસમ બીલકુલજ ખાધા નથી. અથવા બીજા બોલોમાં એનું નામ પણ લીધું નથી, તો જોકે તેની ઉપરજ જોડણી તો કરેલી છે.

## કસમ નહીં ખાવા ઉપર.

જે જણ જાતે જુઠ નહીં, લહે ખરાંની બાઠ;
ખરો છતે ખોટો ઠરે, રજુ રહે નિત નાથ.
બોલો ચારેવ* અનભયા, જુબાં ઉપર નવ લોએ;
તે ખાવાથી જાણજે, ખુદા યકીન તું ખોએ.
દરબારે ખાવા દીએ, જૂઓ અરે અનિયાય!
**ગરીબ** પડે ખોટો ભલે, ખરૂં જો ખોટું થાય.

એવી રીતે ઘણા કવિઓ ચોક્કસ શબ્દો બીલકુલ નહીંજ વાપરવાના કસમ લીએ છે. આવાં સ્વરાભાવી કાવ્યો ફ્રેન્ચોમાં બહુ જોડાયલાં છે. અને પછી એટલું તો ચેતક ચાલ્યું કે, એ અલંકારની ધુંધમાં સારા કવિઓ પણ છાકટા થઇ ગયા. અને લોપ-દી વેગા વાળાં કાવ્યોમાંતો એનોજ છંદ ચાલ્યો. સ્પેનીશ કવિઓએ ૧૫૦૦ ઉપરાંત ખેલો એજ અલંકારમાં જોડ્યા છે. અને **લોપ દી વેગા**ના બીજાં લખાંણો માં પાંચ વાર્તાઓ લખેલી છે, અને અજાયબ જેવું છે કે, તે દરેક વાર્તામાંથી એકેકો સ્વર બીલકુલ કાઢી નાંખવામાં આવેલો છે. એવી જાતની એક વાર્તા લખવી, કે જેમાં સ્વરો પૈકીનો એકાદ બીલકુલ વાપરવો નહીં, એ કેવી મેહનત અને મુશીબતનું કામ છે, તે તો એવું જોડનારાઓજ જાણે છે. એક પ્રસંગે એક લેખક નામે **ગ્રેગોર્યો લેટી** એ એક સંવાદ લખી કાઢયો, તેમાંથી *R* હરફ બીલકુલજ નાબુદ કરેલો હતો. અને ૬ ઠી સદીમાં એક ખ્રીસ્તી સાધુ, નામે **ફેબ્યસ ફુલજેનશ્યસે** તો તે કરતાં પણ વધારે અજાયબી બતાવી હતી.

---

* બોલો ચારેવ=એટલે કસમના ચારે બોલ જે જાણીતા છે, તે દરેકમાં **ક** અથવા **સ** અથવા **મ** પૈકીનો એક પણ હરફ આવ્યા વિના રહેતો નથી. જેમકેઃ–સપત–કસમ–સોગંદ–સમ એ ચાર શબ્દો છે,

એશીયા ખંડમાં પણ એ ફ્રાશીનની ફ્રીસ્યારી ત્યાર પછી આગળ વધવા લાગી, પ્રખ્યાત શાયર **જમી**ની આગળ એક ફારશી શાયરે એક ગઝલ વાંચી. તે ગઝલ જામીને પસંદ નહીં આવી, ત્યારે પેલા જોડનારે કહ્યું, કે અગર જો નહી પસંદ આવી તો ભલે, પણ એમાં **અલેફ** હરફ બીલકુલજ વાપરેલો નથી ! જામીએ ટીકામાં જવાબ આપ્યો કે, હજુ પણ તમે વધારે સારૂં કરી શકો ! તે એ કે તમે લખેલા દરેક શબ્દમાંથી એકે એકજ હરફ કાઢી લો ! અર્થાંત કે આ ગઝલ રદ કરો. કેટલાકો એવી જોડણી કરે છે, કે જે હરફ પેહેલાં વાપરે, તેજ છેલ્લા પણ આવે; અથવા છેડેના તમામ હરફ એકજ આવે.

**૧૧૪:—અપધ્યાલંકાર:—**એમા કવિતા તો આવે ખરી, પરંતુ સાફ ગદ્યનું લખાણુ વાંચતા હોઇએની, તેવો એનો રસ લાગે છે. ભાવનગરના દિવાન હરિદાસ વિહારિદાસ વીશેનો મનહર છંદ તેનો દાખલો પુરો કરશે. હરિદાસના મરણ ઉપર કવિ દલપતરામનો વિલાપઃ—

માયાળુપણાથી અતિ મોટું માન મેળવીને,
દેસાઇ આ દેશીયોને દીલગીરી દૈ ગયો;
દોષવાન હોય તેજ અંત સમે દુખી પામે,
સ્વરગમાં આ તો નર સુખથી શનૈ ગયો; *
રૂડું કરે રાજનું ને પ્રજાને ન પીડા કરે,
એવો તો દિવાન ડાહ્યો એકજ એ થૈ ગયો;
કારભારી બીજા જશ ઇચ્છે પણ કયાંથી લેશે,
લાઇ લુઇ બધો જશ **હરિદાસ** લૈ ગયો.

વિષ્ણુશર્મા કહે છે કે:—

दानंप्रियवाक्सहितंज्ञान मगर्वक्षमान्वितं शौर्यम् ।
वित्तंत्यागानियुक्तंदुर्लभमेतच्चतुर्भद्रम् ॥

અર્થઃ—મીઠું મધુર બોલેલું દાન, વગર મગરૂરીનું જ્ઞાન, ક્ષમાવાન શૌર્ય, તથા પરોપકાર સહિત ધન, એ ચાર ગુણ દુર્લભ છે,

**શ્રવણે** માત પિતા વિષે જોડેલા મનહર છંદમાં ઘણી ગમ એ અલંકાર જણાશે.

"જેણે માત તાત તણો પ્રેમ રસ પીધો નહીં;
પ્રભુ તણો પ્રેમ રસ પીધો તે શા કામનો ?

---

* શનૈ ગયો=હળવે હળવે ચાલી ગયો.

પ્રસન્ન કર્યાં ન માત તાતને પૂજન કરી,
રહ્યો ન આ દેહ પછી કોડી તણા કામનો.
મેળવ્યો ન ભાવ માન તાત તણો ભલી ભાતે,
કામનો ન ભાવ મળ્યો જગત તમામનો;
માત તાત પ્રસન્ન કર્યાં ન તેણે મેળવ્યો ન,
જગતમા છવી લાભ ફુટીરે બદામનો. "

હવે એક ફારશી દાખલો આપ્યે:—

"બા આંકે દર રેહે એશ્કદર મન્ઝલે નખુસતમ.
ચન્દાન ગીરીસ્તમ ખુન કઝ દીદેહ દસ્ત સોસ્તમ."

યાને.—એશ્કના બાઝારમાં હું તો જોકે નવોસવો છું, તો-પણ હું એટલો બધો તો રડયો છુ, કે મારા હાથો ધોવાઇ શકાય એટલાં બધાં આંસુ પડયાં છે. છેલ્લા શબ્દો ઉપર શ્લેષ આવ્યાથી એમ પણ અર્થ થાય છે કે, હું એટલો બધો તો રડયો છું, કે નહીંજ છુટકો થાય એવી રીતે હું મારી આંખો ખોઇ બેઠો છું.

રામ રાજાના ભાઇ લક્ષ્મણ જ્યારે રાવણના પ્રહારથી મરવા સુતા, ત્યારે રામ રાજા પણ તેની પાછળ મરવા તૈયાર થયા તે વેળા સુપીણ વૈદને રામે કહ્યું કેઃ—

देशे देशे कलत्राणिमित्राणिच पुरे पुरे ।
तंदेशंनैव पश्यामियत्र भ्राता सहोदर ॥

યાને કે—સ્ત્રિઓ જોઇએ તો જે જે દેશમાં જઇએ, ત્યાં ત્યાં મળી શકે, મિત્રો જોઇએ તો જે જે નગરમાં જઇએ, ત્યાં ત્યાં મળી શકે, પણ તે દેશ હું કયાંએ પણ જોતો નથી, કે જ્યાં મા જ-ણ્યો ભાઇ મળી શકે ! વળી શ્રવણે એક સવૈયામાં એજ અલંકાર લીધો છે.

ધ્રુવ ચળી ઠરણીજ ઠળે, કદી સૂર્ય ઉગે જઇ પશ્ચિમ પાસે;
મેરૂ ડગે ધરતી પરથી, કદી સાગરથી મરિયાદ મૂકાશે;
આધિ અને વળી વ્યાધી તણીજ,ઉપાધી વધી ભલે પ્રાણજ જાશે;
તોપણ માત પિતા ન ચુકું, મુજ વૃત્ત થનારૂં હશે ત્યમ થાશે.

એક ઇશ્વર ભક્તો કહે છે કે;

" પશુકી તો પનૈયા ભઇ, નરકા કછુ ન હોત;
નર જો સુ કરણી કરે, નરકો નારાયણ હોત "

એમાં આદમીની તમામ ખલકત ઉપર એવું મેહેણ માર્યું છે,

કે પશુ મરી જાય છે ત્યારે તો તેના ચામડાંના જોડા પણ શીવવાના કામમાં આવે છે, પણ આદમીનું તો સૌ નકામું છે. જો નર સારી કરણી કરે તો તે ઇશ્વર થઇ શકે છે. એમાં ગદ્ય પુરેપુરો છે.

व्याघ्रीवितिष्ठतिजरोपरितर्जयंतीरोगाश्चशत्रवइवप्रहरंतिदेहम् ।
आयुपरिस्रवतिभिन्नघटादिवांभोलोकस्तथाप्यहितमाचरतीतिचित्रम् ॥

અર્થઃ—વાઘણની માફક ચોમેરથી તિરસ્કાર કરતું ઘડપણ ઉભું છે, શત્રુની પેઠે રોગરાઇ દેહને હીણે છે, ભાંગેલા ઘડામાંથી પાણીની પેઠે આયુષ સોશાતું જાય છે, તોપણ માણસ અહિત આચરે છે, એ આશ્ચર્ય જેવું છે.

"તુલશી સમય વહી ગયો,જાણ્યા નહીં જુગદીશ;
જનની જણતાં નાડ કટી,તેં કયું ન કાટયો શીશ?"

એમાં મેહેણું મારે છે કે, ભવ વિતી ગયો તોયે ઇશ્વરનું ભજન ન કર્યું, ત્યારે અરે માતા! તેં જન્મતી વખતે મારો નાળ્યો કપાવ્યો તેને બદલે માથુંજ કાં નહીં કપાવ્યું? કે એવો કપુત હું પેદા નહીજ પડેલો ભલો પડતે.

*" Is this the Talbot so much feared abroad,*
*That with his name the mothers still their babse."*
*( Henry VI )*

એમાં જેવું જોઇએ તેવું ગદ્યનું લખાણ છે, છતાં તે પદ્યમાં મુકાયલું છે.

"કાઝી બ બાગ રફતો રોઝેદાર બુદ,શેહતુત ખુર્દ ઓ રોઝેએ કાઝી બેસાનુદ."

અર્થઃ—એક કાઝીએ રોજા રાખેલા છતા જ્યારે તે બાગમાં ફરવા ગયો ત્યારે વળી તેણે શેહેતુર* ખાધાં, તોપણ તે કાઝીના રોઝા કાંઇ ભાંગ્યા નહી! એ અપખ્યાલકાર છે. વળી **શેહતુત** શબ્દ ઉપર મજા લીધેલી જણાવ્યે. ફારશીમાં શહેતુરના ફળને માટે **તુત** તેમજ **શેહતુત** એવા બે શબ્દો છે જેથી છેલ્લી લીટીમાં **શેહ** અને **તુત** છુટા છુટા વાંચ્યે તો એવો અર્થ થઇ જાય છે કે, " પાદશાહે તુત યાને શેહતુર ખાધાં. " અને પછી વાજબી અર્થ એવો થવો જોઇએ કે,પાદશાહે તે ખાધાં તેમાં કાઝીના રોઝા શા માટે ભાંગે? એવો અર્થ બદલાઇ જવાનું કારણ એ, કે **શેહ** એટલે પાદશાહ પણ

* શેહતુર નામના નાહના નાહના ખાટાં મીઠાં ફળો થાય છે તે, જે અંગ્રેજીમાં *Mulberries* ને મળતાં થાય છે.

થાય અને ખાવાનાં શેહેતુર પણ થાય.

**૧૧૫:—કટાવબંધ:**—આ અલંકાર સુનાદિકાનો બાઇબંધ છે. તાલ પડતા પ્રાસો કટાવમાં આવે છે. નર્મદાશંકરે આગગાડી વીશે નર્મ કવિતામાં જે કટાવ રાગ ઉતારેલો છે તે વાંચવાની હું ભલામણ કરીશ. તો જોકે ચિત્રોક્તિમાં આપણે પણ તેવો એક દાખલો લીધેલો છે. ઇંદ્રવિજય છંદમાં **શ્રવણે** નીચલો કટાવબંધ આપેલો છે. કપુત છોકરાએ જન્મ લેવા વિશે:—

"પૂત ન સેવત માત પિતા પદ,પુત કપુત તેં જન્મ ધર્યો કાં ?
પૂતનો પ્રેમ ન માત પિતા પદ, પુત કપુત છંટ્યો જનમી કાં ?
પૂત જો માત પિતા ન ભજ્યો તવ, પુત ન પથ્થર પેટ પડયો કાં ?
પૂત ન સેવત માત પિતા તવ,ફોકટ ભાર વહ્યો જનની કાં ?"

કપૂતને આ મેહેણું નો અલંકાર પણ લગાડેલો છે. કુમારી કન્યા વિષે ધનાસરી છંદ **ખેરામનો** બનાવેલો છે, તેમાં આ અલંકાર બહુ દીપે છે.

ઠમક ઠમક તક તકની પલક માંય, લટક સુલુણી લટકા થકી ચિતારી ચાલ;
ચટક ચંદની ચકચકતી કાંતી ઉપર,મોહક ઝલ કવણ શક તેં પ્રસારી લાલ.
ભભક ભભક ભપકા થકી ભટકતી તું,છલક છલક છલકાતી અવિચારી બાળ;
કપાળે ચળકતુ તિલક ને કનક છાની,કમળ થકી કોમળ તું કન્યા કુમારી હાલ;

વળી " મસુદે સાઆદ " એક બીજોજ દાખલો " તજનીસે મમાસલ " અલંકારમા આપે છે:—

" ચુ **નાયે** બીનવાયમ અઝ **નાયે** બીનવા;
શાદી નદીદ હીચકસ અઝ **નાયે** બીનવા. "

આ વગર ખુશાલીના નાય* ને લીધે વગર રાગની વાંસલી મીસાલનો હું થઇ પડયો છું. બગડી ગયલી વાંસલીથી તો કોઇજ ખુશી થતું ન હશે

અંગ્રેજોની રીતભાતો વીશે એક હાસ્ય રસિક દાખલો શેવકના કાવ્ય સંગ્રહમાંથી આપીશું:—

ઘોડાને પુછ નહીં,મોઢાંને મુંછ નહી, ઝાડાને તુંછ નહીં;
કેવા વિલાતી ૧
જોડાને ચુંછ નહીં, બાલોને ગુંછ નહી, ઘરમથી તુછ નહીં;
જેવા વિલાતી૨

---

* **નાય** નામનો એક કિલ્લો હતો, જેમા એક કવિને કેદ રાખવામાં આવ્યેર હતો, તે ઉપર આ લખેલું છે.

વેહવારે કુચ નહીં, શીશાને ખુચ નહીં,[૫] સનાતે ઉંચ નહીં;
એવા વિલાતી ૩
જીભીને દુચ નહીં,[૬] જુબાંને લુચ નહીં,[૭] મીઠાંની રૂચ[૮] નહીં;
તેવા વિલાતી.૪

હવે એક ફારશી દાખલો આપીશું.

" **તા રેહા** કર્દી અઝઆન ઝુલ્ફીને મીશકીન **તારહા;**
**પારેહા** કર્દી દેલમ અમ્મા નકર્દેમ **પા રેહા.**
**મારહા** યે ઝુલ્ફે તો મારા સું મારાન મી ગઝન્દ.
**મારેહા** કય મી શવીમ અઝ દસ્ત ચન્દીન **મારહા** "

અર્થઃ—જ્યારે તું એ તારા અંબરના જેવાં જુલફાંઓને છુટાં કીધાં ત્યારે મારાં દિલના ટુકડે ટુકડા કીધા, પણ મેં મારા પગ છુટા કીધા નહીં. તારાં સાપના જેવાં ઝુલફાંના ગુચડાં મને સાપોની માફક કરડે છે, ત્યારે હું આવા સાપોના હાથમાંથી કેમ છુટો થાઉ ?

**તા રેહા**=જ્યારે છુટા કીધા; **તારહા**=તારો. **પારેહા**=ટુકડા; **પા રેહા**=છુટા કર્યા. **મારહા**=સાપના જેવાં ગુચડાં; અને મારાન= સાપો. મારેહા શવદ=હું છુટો થાઉ, અને મારહા=સાપો.

કવિ કેવળરામે અમદાવાદના નવાબ કમાલદીનખાં વીશે શ્લેપાલંકાર માં જોડેલું કવિત ખેવડપ્રાસ તેમજ કટાવપ્રબંધી છેઃ—

" ગઢ ગંજન **કમાલ**, અરિ ભંજન **કમાલ**,
મન રંજન **કમાલ**, સુરત રસાલ હે,
પ્રીતમે **કમાલ**, રન જીતમે **કમાલ**,
રાજ રીતમેં **કમાલ**, દેખ્યો પ્રજાપ્રતિ પાળ હે;
રાજમેં **કમાલ**, સબ કાજમે **કમાલ**,
દીલ રાજમેં **કમાલ**, સદા વૈરિ સીર સાલ હૈ;

---

૧-વિલાતી=ઇંગ્લંડના લોકો. ૨-વિલાતી=ઓલ્યા. ૩-વિલાતી= જે રોપે તે ઉગી નીકળે એવી જમીનમાં રહેનારા. ૪-વિલાતી=અન્યો- કિતમાં લાત વગરના (!) યાને ખરા અર્થમાં જરા જરામાં લાત ઝાડયા કર- નારા. ૫=શીશાને ખુચ નહીં યાને દારૂની બાટલી ઉઘાડીને ઉઘાડીજ રાખનારા; અર્થાત દારૂ પીનારા ૬-જીભીને દુચ નહી=યાને મોંઢે ડુચો નહી મારનારા. ૭-જુબાનના સાચા, લુચા નહી. ૮-રૂચ=યાને નીમક ખાવાની રૂચી વગરના.

ખાગમે * કમાલ, અરૂ + ત્યાગમે કમાલ,
દેખ્યો ખાન હુ કમાલ, સબ બાતમે કમાલ હૈ."

કમાલ એટલે સરસ, અથવા સુંદર. દરેક બાબદમાં કમાલદીનને કમાલ યાને સુંદર ગણ્યો છે, તેમજ દરેક ચીજમાં કમાલ યાને નવાબ કમાલદીન છેજ. એમ શ્લેષાલંકારમાં કટાવ છે.

भोगा न भुक्ता वयमेवभुक्तादानंनदत्तंवयमेवदत्ताः ॥
कालो न यातोवयमेव यातास्तृष्णा नजीर्णावयमेवजीर्णाः ॥

અર્થઃ—ભોગ તો ભોગવ્યા નહીં, પણ હમેંજ ભોગવાયા! દાન તો દીધું નહીં, પણ હમેંજ દેવાણા! કાળ ગયો નહીં, પણ હમેંજ ગયા! અને લોભ તો કમી થયો નહીં, પણ હમેંજ કમી થઇ ગયા. નીતિવીનોદમાં દંપતિને શિખામણ દેતાં પદમાવતી છંદ આવ્યો છે કેઃ—

" ઇશ્વર ઇતરાજી, તેથી ઝાઝી, મરણ પછી મુક્તિની મણા,
ત્રૈલોકે લાજી, ખો નવ બાજી, તારણ કારણ રડે ઘણા;
સંપે રહી સ્વામી, વિકાર વામી, ધર શ્યામા અંતર સાથે,
કે અંતરજામી, તૃપ્તિ પામી, દે આશિષ સબળે હાથે."

વળી વિધવાના છુટકારા વીશે લખે છે કેઃ—

" આ દેશ સુધરશે, રિધસિધ વધશે, પાપ ઉતરશે, છુટ દીધે;
દીનબંધુ કે'શે, દેશ વિદેશે, કીર્તિ રે'શે, આમ કીધે;
જે હશે અકર્મી, પુરો અધર્મી, વિપત્ત ગરમી, નહિ ટળશે,
જો ઇશ્વર જાયા, કરશે સાયા, તો ઇશ માયા, ઝટ મળશે."

( કટાવ )

" સહૂ સેનને, રાજાઓને, હારી ગયલા, નિરાસ થયલા, જોઇ કરીને, પ્રગટ સભામાં, સહુની સામાં, કરે પ્રતિજ્ઞા, જો ન અરીને, ચોર હરીને, મારૂં ધરીને, નાવું ફરીને, પુરમાં પાછો, એવું પણ લૈ, નીજસેનને, જાદવ સામાં, લડવાનું કહિ, બહૂ ક્રોધમાં, બહૂ શૂરમાં, સકળ સેનથી, જુદો થઇને, આડી વાટે, જલદી માટે, કૃષ્ણ પુઠે તો, પડયો ધસીને, જઇ સામો તે, બોલ્યો જોરે, કપટી કૂડા, ઢોર ચાર ઓ, ભીખારૂ ઓ, કાયર થઇને, કહાં નાસે છે, બાળકપણમાં, દહી દૂધની, ચોરિ કરિ તેં, તે પરમાણે, આ અબળાને, મમ ભગિનીને, હું દેખુંને,

* ખાગમે=યાને તરવાર મારવાની કળામાં.

+ દાન ધર્મ કરવામાં.

હરિ લઇ જાવા, મનમાં ધારે, શરમજ ભારે, નહિ શખ તું, લવ નવ ફાવે, એમ કહીને, મુંકયાં તીર ત્રણ." (ન. ક.)

એ દાખલો ઉત્તરોત્તરવૃદ્ધિમાં ઘણો ઉત્તમ છે; જેને **અનુક્રમ અલંકાર** પણ કહે છે. જ્યાં એક વસ્તુ-કર્મને લગતી સઘળી બાબતો એક એકથી ચઢીઆતા જોશમાં ગોઠવેલી જોવામાં આવે ત્યાં અનુક્રમ અલંકાર છે. જેમકેઃ—નર્મ કવિતામાં ઘાસીરામ કોટવાલ વીશે દાખલો કહેલો છે કેઃ—

" અરે એ શેહેરનો કોટવાલ, એણે તો કોઇને દેહાંત દંડ કરવો નહી તેમાં તેણે બ્રાહ્મણોને, રે નિરપરાધી બ્રાહ્મણોને માર્યા, તે વળી ગોંધીને માર્યા એ તેણે ઘણુંજ નઠારૂં કીધું."

અનુક્રમ અલંકારના નિચલા પેટા ભાગો પણ છે.

૧—**સમુચ્ચયઃ**—જ્યાં અનેક ક્રિયા કે સ્થિતિ એકજ વખતે બને એવો સંભવ હોય ત્યાં સમુચ્ચય છે.

"હે રાજા, તારા શત્રુ હારો, નાહાસો, ફિટફિટ થાઓ, દુર્દશામાં આવી પડો, મરો અને તેઓના મુડદાં ચુંથાઓ, અને રઝળો."

" અરે ભાઇ તારૂં મોટું નશીબ કે આવી તને મળી—એક તો પૈસાદાર, વળી ઉચ્ચ કુળની, વળી રૂપે રંભા સરખી, વળી ભણેલી, વળી ડાહી અને વળી રસિક."

ચાણાક્ય નીતિમાં કહેલું છે કેઃ—

तक्षकस्य विषंदं ते मक्षिका या विषं शिरः ।
वृश्चिकस्य विषं पुच्छे सर्वांगे दुर्जनो विषम् ॥

અર્થ.—સાપના તો દાંતમાંજ, માખીના તો માથામાંજ, વીંછુની તો પુચ્છડીમાંજ વિખ હોય છે, પણ દુર્જનના તો આખાજ શરિરમાં ઝેર હોય છે. પારશીઓના "અરદીબેહેસ્ત યસ્ત" ના ભણતણ મધેની તે યસ્તની નીરંગ નામની બંદગી જુદા જુદા ઘણા અલંકારોમાં રચાયલી છે.

" દાદારે જેહાંદાર્ તવાંના ઓ દાના, ઓ પર્વરતાર્;
ઓ આફરીદેગાર્, ઓ કેરફેગર્, ઓ અવક્ષીદાર.
અહેરેમન્ હીચ્ નાદાન્, ઓ નતવાંનદ્ બ હીચ્ ચીઝ્ નશહેદ્.
અહુરમઝદ્ દાદારી, અહેરેમન્ મરોચીનીદારી.
દાદાર્ પાક—અહેરેમન નાપાક;
અહેરેમન્ બાદ્ શવદ્, અહેરેમન્ દર્ શવદ્, અહેરેમન્ દફે શવદ્;

અહેરેમન શેકસ્તેહ શવદ્—અહેરેમન હલાક શવદ્.
અવ્વલ દીન્ જરથુસ્તી પાક્,અહુરમઝ્દ બુલંદ- કવી–બેહ અવજૂની."

પ્રથમ તો એમાં શબ્દાતિશ્યાલંકાર જાણજા વપરાયલો છે. વળી ઘણા સંબોધક શબ્દ, "ઓ" વપરાયા છે. તેમજ પ્રાસિકા પૂષ્કળ છે. પરંતુ આખો અલંકાર *Climax* તેમજ *Anticlimax* થીજ રચાયલો છે. તે કેમ ? જેહાનનો રાખનાર દાદાર, સર્વ શક્તિવાન, તથા મહા જ્ઞાની, તથા બધાની પરવરેશ કરનાર, તથા પેદા કરનાર, તથા સવાબકાર અને ચોકસાઇનો રાખનાર છે એમાં ચઢતી રીતે શબ્દો વાપર્યા, તે સારાલંકારના છે. પછી નિસારાલકારમાં કહે છે કે, હારેમન **કાંઇજ નથી**. નાદાન છે. તથા કાઇ પણ ચીજ કરી શકતો નથી. એમાં **કાંઇજ નથી** થી ઉતરવા માંડી "કાઇ કરી શકતો નથી" સૂધી બરાબર ઉતરતા દરજ્જામાં લખ્યું. પાછું વળી સારાલકારમાં કહે છે કે:—હારેમન નાશ પામે–હારેમન દુર થાએ–હારેમન દફે થાય–હારેમન તુટેલો થાએ–હારેમન હલાક થાય. એમાં બરાબર ચઢ ઉતર શબ્દોમાંજ કહે છે, કે નાશ થાય, એટલુંજ નહી પણ નાશ થાય તોપણ દુર થાય–દુરજ નહીં પણ દેખાય નહીં એમ દફે થઇ જાય–દફેજ થઇને ન રહે પણ તુટીં જાય–અને છેવટે હલાક થઇ પડે! કેવો ઉત્તમ અલંકાર આપણા અવસ્તા ધરાવે છે! વળી કહે છે કે "ઇશ્વર બુલદ છે. પછી જોરાવર, પછી ભલો, અને પછી આબાદી કરનાર, એમ સારાલંકાર વાપર્યો છે!

૨—**સાર**:—જ્યાં એક એકથી ચઢતો સરસ અર્થ હોય ત્યાં સાર કહેવાય. ચંદ્રાલોકમાં છે કે;

"મીઠું મધ, વધારે મીઠું અમૃત, અને સઉથી મીઠી કવિત્તા."

વિષ્ણુશર્મા કહે છે કે;

अन्नदानात्परंदानं विद्यादान मंतः परम् ।
अन्नेनक्षणिका तृप्तिर्या वज्जीवंतु विद्यया ॥

યાને:—સર્વ દાનથી અન્નદાન શ્રેષ્ટ છે, અને વિદ્યાદાન તો તેથી પણ શ્રેષ્ટ છે; કેમકે અન્નવડે થોડોવાર તૃપ્તિ થાય છે, પરંતુ વિદ્યાવડે તો જીવિત પર્યંત તૃપ્તિ થાય છે.

૩—**કારણમાળા**.—જ્યાં એક પછી એક એમ વસ્તુઓ કારણ ને ફળ રૂપે દેખાય ત્યાં કારણમાળા. ચંદ્રાલોકમાં કહે છે કે;

"નીતીથી ધન, ધનથી દાન, ને દાનથી યશ."

અલંકાર વિવેકમાં કહેલું છે કેઃ—

" દુઃખ પાપ થકી, પાપ દલદર થકી, અને દલદર આળસ થકી. "

# ૩૮

**૧૧૬—મમતમ પ્રબંધઃ**—એમાં એવી ખુબી છે કે, કોઇ ખાસ ગુણ અથવા કાંઇ ચીજમાં પ્રવિણતાનો ઇજારો, અને ઉત્તમતામાં ચોક્કશજ ચીજ અથવા માણસને પોણ, આપવાનો અલંકાર છે. મમ=એટલે ફલાંણું તે મારૂં, અને તમ=એટલે ફલાંણું તે તારૂં. એટલે મારૂં કે તારૂં એ ખાસ ગુણદર્શક પ્રબંધને એ અલંકારનું નામ આપેલું છે. જેમકેઃ—

उपमा कालिदासस्य भारवेरर्थ गौरवं ॥

दंडिनः पदलालित्यं माघेसंति त्रयोगुणाः ॥

અર્થઃ—ઉપમા આપવી તે તો **કાલિદાસ** કવિજ જાણે. અર્થ ગૌરવ, તે તો **ભારવીનુંજ**. અને સૌંદર્ય તે તો **દંડી** કવિજ વાપરી જાણે. એમ દરેક જણ એકેક ગુણમાંજ ઉત્તમ છે, પરંતુ **માઘ**-કવિ તો એ ત્રણેમાં ઉત્તમ છે.

कारुण्यं भवभूतिरवतनुते =યાને કરૂણારસ તો **ભવભૂતિ**નોજ છે.

दंडिनः पदलालित्यं =યાને શબ્દની સુંદરતા તો **દંડી** કવિનીજ છે.

મહાજન મંડળમાંથી આપણે તેઓ વીશે અદ્દભુત વાતો જણાવીશું. દંડી કવિ દેવી ઉપાસિક હતો. તેમજ કાલિદાસ અને ભવભૂતિ કવિ પણ દેવી ઉપાસિક હતા. એ ત્રણે કવિઓ વિષે એવું કહેવાય છે કે, એક દિવસે સરસ્વતિ દેવી તંબોળીનો વેષ લઇ બેઠાં હતાં, ત્યાં એ ત્રણે કવિ આવી લાગ્યા. એટલે દેવીએ **ભવ**ભૂતીને જરા ચૂનો આપ્યો, **દં**ડીને શોપારી આપી, અને **કા**લિદાસને પાન આપ્યું. એ રીતે આપવાનું દંડીએ દેવીને કારણ પુછતાં તે બોલી, કે પાન—ચુનો—અને શોપારીના ગુણો જેમ જૂદા છે, તેમ તમો ત્રણેના ગુણો જૂદા છે. પછી દેવીએ ત્રણ ઢગલા બનાવી તે ત્રણેના ગુણ બતાવ્યા. તેમાં કાલિદાસનો ઢગ સર્વથી મોટો, દંડીનો વચલો, અને ભવભૂતીનો નાહનો ઢગ બતાવતા, તે ત્રણે ચેતી ગયા. આવો ચમત્કાર જોઇને દંડીને કાલીદાસ સાથે વાદવિવાદ ચાલ્યો; ત્યારે સરસ્વતિ દેવી પ્રગટ થયાં, અને શાક્ષી પુરી કેઃ—

कविर्दंडी, कविर्दंडी, कविर्दंडी, नसंशयः

યાને કવિતો દંડીજ છે ! આમ ત્રણ વખત દેવી બોલ્યાં; તેથી કાલિદાસે ક્રોધથી પુછ્યું કે, ત્યારે હું કોણ છું ? દેવી બોલ્યાં:– " त्वमेवाहंन संशयः " કે તું અને હું તો એકજ છીયે. વળી વૈદક વિદ્યાના જૂદા જૂદા ગુણોમાં કોણ વૈદ્ય સરસ હતો, તે વીશે સંસ્કૃતમાં કહેલું છે કે:—

निदाने माधवः श्रेष्टः सूत्रस्थाने तुवाग्भटः ॥

शारिरे सुश्रुतः प्रोक्तश्चरकस्तु चिकित्सिते ॥ १ ॥

અર્થઃ—રોગ થવાના કારણ, તે સાધ્ય કે અસાધ્ય રોગ છે, વીગેરે પારખવાનું નિદાન, તેમાં માધવ શ્રેષ્ટ, સૂત્રસ્થાનમાં વાગ્ભટ શ્રેષ્ટ, શારિરમાં સુશ્રુત, અને ચિકિત્સામાં યાને ઓશડના ઉપચારમાં ચરક શ્રેષ્ટ છે. વળી ફારશી ભાષામા ઉત્તમ તો ૪ જ ગ્રંથો છે; એમ એક ગમ કહે છે કે,

" ગુલેસ્તાં વ બોસતાં વ ઇસા ખલીફા,
સેકંદરનામે વ યુસુફ ઝુલીખા. "

વળી એક કવિ નીચલા કવિઓ માટે કહે છે કે:—

" સૂર સૂર; તુળસી શશી, ઉડુગન કેશવદાસ,
અન્ય કવિ ખદ્યોત સમ, ઘર ઘર કરત પ્રકાશ. "

યાનેઃ—સૂરદાસ કવિનો પ્રકાશ સુર્ય જેવો, તુલશીદાસનો ચંદ્ર જેવો, અને કેશવદાસનો તારા જેવો છે. તે શીવાયના બીજા કવિઓ તો આગીઆ કીડા જેવા છે, કે અકેકાં ઘર જેટલામાંજ પ્રકાશ પાડી શકે છે, અથવા ઘેરે ઘેર જેમ દીવાઓનો પ્રકાશ સાધારણ છે, તેવા છે.

વળી મરાઠીમાં એક આર્યા નીચે મુજબ કહેલી છે—

" સુશ્લોક વામનાચા, અભંગ વાણી તશીચ તુકયાચી;
ઓવી જ્ઞાનેશાચી, તૈશી આર્યા મયુર પંતાચી. "

યાનેઃ—શ્લોક રચના તો વામન પંડિતનીજ—અભંગ રૂપી વાણી તો તુકારામ બુવાનીજ—ઓવીની રચના તો જ્ઞાનેશ્વરનીજ—અને આર્યાની બનાવટ તો મયૂરપંતનીજ સર્વોત્તમ છે. એને મળતો બીજો એક દાખલો જણાયલો છે કે;

" છંદ ચંદ, પદ સૂર કે, કવિત સુ કેશવદાસ,
ચોપાઇ તુલસીદાસકી, દુહા બિહારીદાસ. "

યાને; છંદમા ચંદ કવિ સરસ–પદમાં સૂરદાસ–કવેતમાં કેશવદાસ

—ચોપાઈમાં તુલશીદાસ, અને દુહા બનાવવામાં તો બીહારીદાસ ઉત્તમ છે.

કવિ જનો વીશે લખતાં મી. બે. મલબારી ભુજંગી છંદમાં એ અલંકાર લખે છે, તેમાં કઇ બાબદમા કોણ સારો, તે કહ્યું છે.

"યુનાની કવિ **હોમરે** તો કળાથી,રચ્યાં પેચ કાવ્યો તણા કલ્પનાથી;
કથા શ્રેષ્ટ જોડી **સિતારામ**ની છે, કવિની કવિતા ઘણી કામની છે.
રૂમી **વર્જિલે** નામ રાખ્યું નિભાવી, યુનાની નમુને કવિતા બનાવી;
રસાળી રૂડી મિષ્ટ વિશ્રામની છે, કવિની કવિતા ઘણી કામની છે.
કથા **કાળીદાસે** લખી **સામળે** જે, બધા હિંદુઓ આજે તેને ભજે છે;
મનો રંગ વાણી **દયારામ**ની છે, કવિની કવિતા ઘણી કામની છે.
ખરો **શેકસપીઅર** દીસે પ્રતાપી, લખો ખાણુ તેં જ્ઞાનની સ્થિર સ્થાપી;
અલૌકિક બુદ્ધિ બધા ગામની છે, કવિની કવિતા ઘણી કામની છે.
પુરા પૌઢ **મિલ્ટન્ન** તારા વિચારો, કીધો **પોપ** નેં **કૌપરે** તો સુધારો;
ગણો તો ઘણા, ખોટ કયાં નામની છે? કવિની કવિતા ઘણી કામની છે.
ફતે' પામિયો ફારશી **ફિરદુસી**,લખી વાત વીરો વિષે રાય રૂપી;
તવારીખ પૂરી શૂરી હામની છે, કવિની કવિતા ઘણી કામની છે.
અલંકાર ભંડાર શૃંગાર શૂરા, મહાવીર ગંભીર તારા મધુરા;
સુરંગી છટા **સાદી** નેં **જામી**ની છે, કવિની કવિતા ઘણી કામની છે."

દર શઅર સે કસ પયંમબરાંનઅંદ
હરચંદ કે " લા નબીઓ બાઅદી; "
અબીઆત ઓ કસાયદ ઓ ગઝલરા
ફીરદોસી ઓ અનવરી ઓ સાઅદી.

**અર્થ:**—જો કે મહમદ પેગંબરે કહ્યું છે કે " મારા પછી કોઇ પણ પેગંબર નથી, " તોપણ કાવ્યમાં ત્રણ પેગમબર થયા છે. ફીરદોસી **બેત**ને વાસ્તે, અનવરી **કસીદે**ને વાસ્તે, ને શેખ સાદી **ગઝલ**ને વાસ્તે શ્રેષ્ટ છે. એમાં મિશ્રણા પરિભાષિકા પણ છે, કેમકે તેમાં ફારશી સાથે અરબ્બી ચોખ્ખી આવી છે.

પારશીઓના લગ્નના આશીર્વાદમાં એ અલંકાર પુષ્કળ છે. જો કે તેમાં ઉત્પ્રેક્ષા અલંકાર સમાયલો છે, તોપણ વાકયે વાકયે અમુક અમુક બાબતમાં ફલાણો ફલાણો શ્રેષ્ટ ગણેલો તેમાંથી જણાશે —

" હુદીદ બેદ સુન સીઆવશ, બામી બેદ સુન બેજન;
આશો બેદ સુન ગુસ્તાસ્પશાહ, જોરેગંદ બેદ ચું શામ નરીમાન.
ઓ જવાંવર બેદ ચુન રૂસ્તમ, નેજહ્વર બેદ ચું અસપંદીઆર.'

દીનઆવર બેદ ચુન જામાસ્પ, અવરવેજ઼ન બેદ ચું અરદાફ્રવશ."

એમાં કહે છે તેમ, નેક નજર તો શીઆવક્ષની—ખાલેસ દીલ તો કે' બેજનનું—પાક પાદશાહ તો એકલો ગુસ્તાસ્પ—જોરેમંદ તો શામ નરીમાન—કૌવત તો કહે છે કે રૂસ્તમ પહેલવાનનુંજ—નેજાનો ઉઠાવનાર તો એકલો અશપ દીઆર—દીનને મદદ કરનારો તો જામાસ્પ હકીમજ—સાફ દીસતો કહેજો અરદાફ્રવશનુંજ.

૧૨૯:—સ્વપ્ન:—એ અર્થ વાક્યાલંકારનો એક વિભાગ છે; તોપણ કોઇક ગમ એને દ્રષ્ટાંત રૂપકનોજ ભાગ ગણેલો છે. જ્યાં કોઇનું વર્ણન કરતાં વચમાંથી વર્ણન કરનાર પોતાની તરફનું બોલવું બંધ પાડી દઇ વર્ણન કરવાની વસ્તુના બોલ બોલે છે ત્યાં સ્વપ્ન.

( ભુજંગ પ્રયાત વૃત્ત )

" પછી ધર્મ અર્જૂન આકાશ જોએ બહુ બ્હલની કિર્તિથી ભારિ મ્હોએ,
પ્રભૂ ધન્ય તૂને કિધી સર્દ રાત્રી, દયા મોટિ તારી થઇ પૂરિ ખાત્રી."

( ન. ક. )

છેલ્લાં બે ચરણમાં જે બોલવું થયું છે તે વર્ણન કરનારનું નથી, પણ ધર્મા અર્જુનનું છે. સ્કૉટની રોકબીમાથી:—

*" Then, in a whisper,—" Take thy sword !*
*Bertram is—what I must not tell.*
*I hear his hasty step—farewell ! "*

એમાં વાત ફેરવી તોબેલી જણાઇ આવશે. વિષ્ણુશર્મા કહે છે કે:—

कांतं वक्ति कपोतिका कुलतया नाथांत कालोऽधुनाव्या
धो धो धृत चाप सज्जित शरः श्येनः परिभ्रामति ।
इत्थं सत्य हिना सदष्ट इषुणाश्येनो पितेना हतस्तूर्णंतौ
तु यमालयं प्रति गतौ दैवी विचित्रा गतिः ॥

અર્થ:—કપોતિકા ( હોલા પક્ષીની માદા ) પોતાના પતિ હોલાને ધભરાઇને કહે છે કે, " હે નાથ ! આ ટાણે મરવાનો વખત આવ્યો છે, કેમકે બાણ ટાંકીને પારધી પોતાના હાથમાં તીર પકડી નીચેથી આપણો શીકાર કરવા એક ગમથી તત્પર છે, અને બીજી ગમથી ઉપર જોઉ છું તો બાજ પક્ષી ખાઇ જવા ભમે છે, " એમ કહે છે એટલામાં નીચે ઉભેલા શીકારીના પગમાં એક સાંપે ડંખ માર્યો, જેથી તીર હાથમાંથી છુટી ગયો, અને ઉપર ભમતાં બાજ પક્ષીને લાગવાથી

તે મરી ગયું; અને શીકારી પણ દંશથી મુઓ એટલે કપોત કપોતીકા બચી ગયાં ! ખોદાની શી નજર ! એમાં જે કૌંસમાં કપોતિકાનું બોલવું ઉતાર્યું છે, તે કવિનું નથી પણ હોલીનું હોવાથી સંબોધન છે.

રાજા **અશોક**ના ૧૪ ફરમાનો મધેનું જાનવરોની જાળવણી માટેનું ફરમાન પશુ હક રક્ષકમાં મી. તારાપોરવાળાએ નીચે પ્રમાણે ઉતારેલું છે:—

તેમાં એક હતું ઘણું, દયા થકી ભરપૂર;
જનાવરોને પાળવા, દે તું બોધ જરૂર.
"દેશ તણી પ્હોળાઇને, દેશ તણી લંબાઇ;
જનાવરો ને જન વિષે, કરવી ઘટે સફાઇ.
ઔષધશાળા સ્થાપવી, કરવા દર્દો દૂર;
વધે તોજ આરોગ્યતા, યશ–જશ મચે જરૂર."

એમાં પેહેલી બે લીટીના વીચાર લખનારના પોતાના છે, અને બાકીની ૪ લીટીમાં રાજા **અશોક**નું ફરમાન છે.

## ૩૯

કવિને માટે વિષ્ણુશર્મા કહે છે કે,

**मणिनावलयं वलये न मणिर्मणिना वलये न विभातिकरः ।**
**पयसा कमलं कमले न पयः पयसा कमलेन विभातिसरः ॥**
**शशिना चनिशा निशया च शशी शशिना निशया च विभातिनमः ।**
**कविना च सभा सभया च कविः कविना सभया च विभाति नृपः॥**

અર્થ—જેમ મણી વડે કંકણ, તથા કંકણ વડે મણિ, અને મણિ તથા કંકણ વડે **હાથ** શોભે છે; તેમ જળ વડે કમળ, તથા કમળ વડે જળ, અને જળ તથા કમળ વડે **તળાવ** શોભે છે. વળી ચંદ્ર વડે રાત્રિ, તથા રાત્રિ વડે ચંદ્ર, અને ચંદ્ર તથા રાત્રિ વડે **આકાશ** શોભે છે; તેમ કવિ વડે સભા, તથા સભા વડે કવિ, અને કવિ તથા સભા વડે **રાજા** શોભે છે.

જેઓએ શેકશપીઅર અને મીલટનના બનાવેલાં સ્વગત ભાષણ અથવા આત્મગત ભાષણો ( *Sohloquy* ) વાંચી હશે, તેઓને કાવ્યનો ખરો ખ્યાલ થશે તેમા કવિ પોતાના દિલ સાથે વાત કરે છે, અને તેમાં તરેહવાર કલ્પનાઓ કરે છે. સેકસપીઅરવાળી હેમલેટની મરણ જીવન વીશેની, તથા શેકશપીઅરની હેમલેટ વીશે તેનીજ " માતાના લગ્ન " ઉપરની બનાવેલી સોલીલોકવી ઘણી ફંક્ડ

ગણાઇ છે. સ્વર્ગના દ્રષ્ટીગોચર થવા ઉપરથી શેતાને જે આત્મ ભાષણ કરેલું છે, તે મીલ્ટનની સોલીલોકવી ઘણી વખણાયલી છે. પણ એ બધી બનાવટો લંબાણ હોવાથી દાખલ કરી શકાતી નથી. શેક્શપીઅર કૃત ૪ થા હેનરી રાજાનું ઉંઘ ઉપર આત્મ ભાષણ, તેમજ ઑથેલોએ પોતાની અનીતિમાન માનેલી ઓરતનું ખુન કરવા આગમચનું સ્વગત ભાષણ વગેરે સોલીલોકવી જેઓએ વાંચી છે, તેઓના મોંમાં મીઠાશ રહી ગયો છે. શેક્શપીઅરના ફોલ્સતાફનું દારૂ ઉપરનું, તથા આબરૂ ( *Honor* ) ઉપરનું સ્વભાષણ ઉત્તમ છે. આંખે માઝુર કવિઓ પોતાની કલ્પના ઘણી દોડાવી શકયા છે. મિલ્ટન, હોમર, દલપતરામ, એઓ જ્યારથી આંધળા થયા ત્યારથી તેઓનું કાવ્ય શિક્ષણ ઑગજ નિકળ્યું છે. ગ્રીક કવિ હોમરની ઇલ્યદ વિષે તરેહવાર લોકવાયકા છે. **હોરેશ્યસને** માટે આમ કહેવાય છે કે, તેણે હોમરનો ફક્ત **એકજ શબ્દ** સ્પષ્ટ સમજવાના પ્રયત્નમાં આખી જીંદગી ખુવાર કરી હતી ! એથી પણ આશ્ચર્યકારક જેવું તો *Sereuns Sammonicus* માં કહેલું છે કે, હોમરની ઇલ્યદની ૪ થી ચોપડી જો કોઇ દર્દિના તકયા તળે રાખી હોય તો તેનો ટાહાડિયો તાવ એકદમ જાતો રહે ! ! વળી *The Casket Homer* ની બીના અચરજ કરે એવી છે. તેની જે આવૃત્તિ **એરીસ્તોતલે** સુધારી હતી, અને જેને એલેકઝાંદર ધી ગ્રેટ પોતાની સાથેજ હર હંમેશ રાખતો હતો, અને પોતાની તરવારની જોડેજ તેને રાત્રે સુતી વેળા રાખતો હતો, તેને *The Casket Homer* કહેતા હતા. આર્બેલાની લડાઇ પછી દેર્યસના તંબુની માંહેથી એક શોનેરી દાબડો ઘણાં બેમુલાં રત્નોથી સંગારેલો એલેકઝાંદરને મળ્યો હતો. જ્યારે તેને પુછવામાં આવ્યું કે એ દાબડો તે શા ઉપયોગમાં લેશે ? ત્યારે તેણે પ્રત્યુત્તર વાળ્યો કે " પૃથ્વિમાં માત્ર એકજ ચીજ એવી છે, કે જે આવી કિંમતી અનામતગાહમાં બીરાજવાને લાયક છે. " આમ કહીને તેણે પેલી હોમરની આવૃતિ તેની અંદર મુકી ! ! એક પ્રખ્યાત અભ્યાસીએ જે વેળા પહેલવહેલું હોમરની ઇલ્યદનું અધ્યયન કર્યું, ત્યારે તે એટલો તો મગ્ન થયો, કે એક એટલા તો નાહના કાગળના બારીક ટુકડા ઉપર ઇલ્યદની ૨૪ ચોવીશે ચોપડી લખી, કે તે કાગળનો લખોટો વિંટાળતાં માત્ર એક અખરોટના કોટલાં અંદર તે સમાઇ ગઇ ! ! એવી મતલબે કે ઇલ્યદનો દુન્યામાથી નાશ થાય, તોપણ બ્રીટીશ મ્યુઝયમમા હમેશાં તે જળવાઇ રહે. તે અજાયબી

૬૪

હજુ ઉપલાં સંગ્રહસ્થાનમાં છે જેમ હોમરની ઇલ્યદથી ટાઢિયો તાવ. દુર થવાનું જણાવ્યું છે, તેમજ ગદ્ય રૂઢિકામાં, તથા પ્રાસાનુપ્રાસમાં જોડેલાં એક સંસ્કૃત મંત્ર માટે શ્રી વાલ્મીકિ પ્રણીત વસિષ્ટ મુનીવાળાં યોગ વાસિષ્ટ રામાયણના ૬૯ મા સર્ગમાં કર્કટી રાક્ષસીનું વર્ણન છે. કર્કટી રાક્ષસીએ શ્રી ભગવાન પાસે વરદાન માંગ્યું, કે હું " સૂચિકા " યાને સોય થઇ મનુષ્યોનો ભક્ષ કરૂં. ત્યારે બ્રહ્માએ વરદાન દીધું, કે " હે રાક્ષસિ ! તું वि ઉપસર્ગ સહિત सूचिका થાઇશ. એટલે કે તું विषूचिका ( જેને ઉટિયાં ટુટિયાંનો રોગ કહે છે તે ) થાઇશ. દુષ્ટ માણસોને તું વિપૂચિકા વ્યાધિ થઇને તેઓના હૃદયમાં પેશી નાશ કરજે !" પરંતુ સદાચારી, સારાં માણસની રક્ષા કરવાનુ હું તને મંત્ર આપું છું. અન્યાય કરનારને દુ.ખ દેનારી એવી કર્કટી રાક્ષસિ હિમાચળ પર્વતની ઉત્તર બાજુએ છે. તેની શાંતિનો નિચલો મંત્ર બહુજ અલંકારિક છેઃ—

ॐ ह्रीं ह्रां रीं रां विष्णुशक्त्ये नमः ।

ॐ नमो भगवति विष्णुशक्तिमेनां ॐ

हरहर नयनय पचपच मथ मथ उत्सादय दूरे कुरु स्वाहा हिमवंतं गच्छ

जीव सः सः सः चंद्रमंडळ गतोसि स्वाहा ॥

બ્યુઓનીક પ્લેગ–કોલેરા–ઉટિયું ટુટિયું–વગેરે જે દરદો છે તે બિપૂચિકાના છે. તેથી જો આ મંત્ર જાણનાર માણસ, ઉપરનો મંત્ર પોતાના ડાબા હાથમાં રાખે, અને જેને વિપૂચિકાનો પ્લેગ–કોલેરા વીગેરે થયો હોય, તે દર્દીને પેલા મંત્ર જાણનારે જમણા હાથથી માર્જન કરવું ( યાને હાથ ફેરવવો અથવા પાણી છાંટવું ). અને પોતાના મનમાં ખાત્રીથી યકીન રાખીને દ્રઢતાથી માનવું, કે તે મંત્ર ભણવાથી કર્કટી નામની વિષૂચિકા રાક્ષસી પેલાં મંત્રથી માર ખાઇને હિમાચળ પર્વતમાં ચાલી ગઇ છે, અને રોગી નિરોગી થયો છે. આ મંત્રમા જે છેકાનુપ્રાસ બતાવ્યા છે તે ઘણા ઉત્તમ છે. ઘણાંખરાં વિછુ, સર્પ, આદિના મંત્રો કવિતામાંજ જોડાયલાં છે.

**૧૧૮ સંબોધન**—ભાષ્યાલંકારનો જોકે આ એક ભાગ છે, તોપણ એને દ્રષ્ટાંત રૂપકનો વિભાગ નર્મ કવિતામાં જણાવ્યો છે. જ્યાં ગેરહાજર અથવા ગુજરી ગયલી અથવા નિર્જીવને સજીવન કલ્પેલી એવી

વસ્તુને બોલાવવાનું થાય છે; ત્યાં સંબોધન. અંગ્રેજી *Pathetic Fallacy* ને અને ગૂજરાતીમાં લગભગ નિર્જીવજિવિકાને મળતો છે. પણ લક્ષણમાં જૂદો છે.

" રોઝો શબ ખાહમ હમીન ઝે કેર્દગાર,
તા સરત બાશદ હમીશે **તાજદાર.** "

યાનેકે:—ઓ રાત અને દિવસ ! હું ખોદાતાલા પાસે એટલુંજ માંગું છુ કે, તમારે માથે સદા તાજ ચળકતું રહે. ( યાનેકે રાતનું તાજ ચંદ્ર અને દિવસનું તાજ સૂર્ય. ) હવે એમાં ખુબી એવી છે કે, છેલ્લો **તાજદાર** શબ્દ જો છુટો છુટો વાંચ્યે, યાને **તાજે દાર;** ને અર્થ ઉલટાઇ જાય છે કે, " ઓ રાત અને દિવસ ! હું ખોદા પાસે એવું માંગી લઉ છું કે, તમારાં માથાં શુળીનુ તાજ થઇ પડે ! યાને તમોને શુળીએ લટકાવવા જોઇએ !

( લલિત વૃત્ત )

જઇ તું કહાં વળી બેઠિ છેટિરે, પ્રિતડિ બાપને નાતું ભેટિરે,
સ્વરગમાં મળિશે **સુતા** અરે, અકર કાળિ લે લે હવે ખરે. ( ન. ક. )

હિંદુ સ્ત્રીઓમા રડવા કુટવાનો જે રીવાજ છે, તેમાં છાતી જોરમાં કુટીને રાજવી રાજવણ ગાવામાં આવે છે, તેમાં કુટે છે કે:—

" આ શી રૂડી લીંબડીઆની છાંયરે, મરશે બોલ્યોરે કરોધનો.
મરશે એના દીકરા જગાડયારે, એએ જનેતા એકવાર બોલોરે,
આજના ચાલ્યા તે કયારે આવશો, દીકરાને છેલડો જુહારરે,
હવે નહિ આવું બીજી વારરે—આ શી રૂડી લીંબડીઆની છાંયરે."

" અય હુદ હુદ **સબા** બ**સેબા** મી ફેરસ્તમત;
બેનેગર કે અઝ **કુજા** બ**કુજા** મી ફેરસ્તમત. "

અર્થ—ઓ હુદ હુદ ! ( સોલોમનનું વાહાન=પક્ષી ) સહવારે હું તને સેબા શેહેર તરફ મોકલું છું. તું જો, કે હું તને કયાંથી કયાં મોકલું છું. એમાં પેહેલો સબા=પૂર્વની લેહકી; બીજો સબા=સોલોમનની રાણી બલ્કીસના શેહેરનું નામ.

એક મોગલાઇ હકીમ પોતાના શાગેર્દ સાથે હકીમાનો ધંધો કરવા દેશે દેશ રવડયો, પણ કાંઇ પત્તો પડયો નહીં. અંતે એક ગામમાં દાખલ થતાંજ પાદરડાંમાં આવ્યા, તો ત્યાં કાકડીઓ અને માછલાં પડેલાં દીઠા કાકડી પોતાને વળગેલાં બીઆં સાથે વાત કરતી સંભળાઇ, ત્યારે હકીમ ખુશી થયા, કે આ ગામમાં રોગરાઇ વિશેષ

હશે, કેમકે અહીંઆં કાકડી અને સાથે વળી માછલાં ખાનારા વસે છે. ચેલાએ કારણ પુછ્યું ત્યારે હકીમે સમજાવ્યું:—

કહે કાકડી બીજને, પેદા નહીં પેટે પડત;
મનુષ સર્વને મારતે, ઇશ્વર તેમાં શું કરત?

એટલે કાકડી ઘણીજ ખરાબ છે, પણ તેના બીઆં બહુ ગુણકારી છે. જો બીઆં નહોત, તો કાકડી ખાનારને ત્યાંથી તો વૈદ કોઇ દહાડે પણ બહાર નહીં નીકળત. વળી આ માછલાં, કાકડીને જવાબ દે છે કે;

તું શું મારે? જમ શું મારે? મારૂ એવું વિષ;
પાણી પીવા ઉભો નાં રેહ, હોત નહીં આ શીશ

એટલે માછલાંના ડોકાંમાં ફોસફરસ હોવાથી તે અતિ ગુણકારી છે, તેટલું શીશ જો માછલીને વળગેલું ન હોત, તો તેના ખાનારાને પાણી પીવા પણ ઉભો ન રાખતે. હવે ગામમા દાખલ થવા ચાલ્યા, તો લીંબુની છાલ પડેલી જોઇ, હકીમતો નીશાસો નાંખી નાખુશ ને નાચાર થઇ ગયા. ચેલાએ તેનું કારણ પુછતાં તેઓ કહેવા લાગ્યા કે,

લીંબુ લવે બીઆં બુરાં, હોત નહી જો સાથ;
જમ જોડે ટક્કર ઝીલી, લડતે બાથંમ બાથ.

એટલે લીંબુ અતિ ગુણકારી છે, પણ તેના બીઆં અવગુણકારક હોવાથી તેનો ગુણ તોડી નાંખ્યો છે. બાકી લીંબુ કહે છે કે, મને ખાનારાને તો કદિ મરવા દેતેજ નહી. માટે રે ચેલા! ગમે એવાં આ ગામે માછલાં ખવાતાં હશે, પણ સાથે લીંબુ ખાતા હશે તો આપણો ધંધો બીલકુલ ચાલવાનો નથી.

ઉપલા દોહરાઓ સંબોધનના, તેમજ વર્ણાનુપ્રાસના, તેમજ નિર્જીવજીવિકાના છે.

"શબી બા સુરાહી હમી ગોફ્ત શમય,
કે અય હર શબી મજલેશ આરાઇ દોસ્ત;
તોરા બા ચુનીન કદ્ર પીશે કદેહ,
સજુદે દમાદમ બગો અઝ ચે રેસ્ત.
સુરાહી બદુ ગોફ્ત ન શનીદેહઇ,
**તવાઝો ઝે ગરદન ફરાઝાંન નેકોસ્ત.**"

અર્થઃ—એક રાત્રે મીણબત્તીએ દારૂના શીશાને પુછ્યું કે, ઓ ભલા! તું કે જે દરેક રાતે દીલદારોની મીજલસને શોભાવે છે, તોપણ એમ કાંય, કે આ પ્યાલું જે તારા કરતાં ઉતરતું અને નાનું છે,

તેની આગળ તુંને આટલી બધી વાર નમવું પડે છે ? ( દારૂ રેડતી વખતે શીશો પ્યાલાંની આગળ વાંકો વળી જાય છે, તે ઉપર મીણુ-બત્તીએ ટકોર કરી છે. ) ત્યારે શીશાએ જવાબ દીધો કે, તે સેખ-સાદી જેવા શાયરે કહેલું સાંભળ્યું નથી કે શું ? કે "નમંતાઇ છે, તે ગરદનફરાઝ આદમી, યાને શ્રીમંત તરફથી જો બતાવવામાં આવે તો તે ઘણું સારૂં છે. ઉંચી ગરદનથી ચાલનાર, શ્રીમંત ગણાય છે, અને શીશાની ડોક ઉંચી હોય છે તેથી શીશો પોતાને મોટામાં ખપાવે છે, અને પ્યાલાને હલકું ગણી તેની આગળ નમવામા મોટાઇ સમજે છે. એમાં તો વળી નિર્જીવ ચીજને, નિર્જીવ વસ્તુએજ બોલાવવાનો દાખલો છે. તેમજ વળી એમાં સાદીનું કોતેશન આવ્યું, માટે તે જાતનો અલંકાર-નિર્જીવજીવીકા-તથા સિદ્ધાત્મક છે.

"માલા બનાઇ કાષ્ટકી બીચમે ડાલા સૂત,
માલા બિચારી કયા કરે જપને વાલા કપૂત."

એટલે માળા તો લાકડાંની બનાવી, અને તેની વચમાં સુતરની દોરી પોરવી, પણ જપવાવાળો દુષ્ટ હોય, તો તેમાં બીચારી માળાનો શો દોષ ? એમાં માળાને જીવવાળી જણાવી છે.

" *How should thy pure and peaceful eye*
*Untroubled view our scenes below,*
*Or how a tearless beam supply,*
*To light a world of war and wo!*" ( *Scott.* )

" બી તો ચું દર ગીરીયે ખાબમ મી બરદ,
ખાબ મી બીનમ કે આબમ મી બરદ. "

યાને કે:—મારી માશુક ! તારા વગર હું જ્યારે રડયા કરૂં છું, ત્યારે ઉંઘ મને ઉડાવી લઇ જાય છે. હું સ્વપ્નામા જોઉં છું કે, જાણે આંસુઓના કાહડાની અંદર હું તણાઇ જાઉ છું. છેલ્લા શબ્દ ઉપર શ્લેષ આવ્યાથી એવો પણ અર્થ નીકળે છે કે, મારી બેઆબરૂ થવાનું મુળ, આ ઉંઘ છે, એમ મને જણાય છે.

" કળિ ગુલાબ ને મોગરા તણી, ખરિ પડી તુટી વાયુએ હણી. "

લલિતા નામની છોકરીનું અકાળ મરણ થયું, તે વીશે રૂપકાતિ-શયોક્તિ કરેલી છે, તોપણ આ અલંકારમાં તે દીપે છે.

બુલાખીદાસે કલમ છત્રીશીમાં એજ અલંકાર વાપર્યો છે, તેમાંથી થોડુંક લઇએ:—

### કલમને કવિરાજ કહે છે કે;

" લખતી નહીં તું કહું અનીતી તણું લખાણ,
ખુશામત ખોટી પણ લખતી નહીં નકી;
લખતી નહીં તું લોકને લડાવી મારવાને,
લખતી નહીં તું જુઠા લેખ બનીને જકી;
લખજે તુ લાયક મતીના રૂડા ગ્રંથ અને;
વફાદાર રહી લખજે તું રાજ્ય લાયકી. "

એમાં કલમ જાણે કોઇ લખનારી બાયડી હોય તેમ કવિએ તેને બધી શીખામણ દીધી છે, કે કેવાં લખાંણુ તેણીએ લખવાં, ને કેવા નહી લખવાં.

## ૪૦

" *Hence we may observe that poetry, taken in its most general sense, cannot with strict propriety be called an art of imitation. It is indeed an imitation so far as it describes the manners and passions of men which their words can express— where* animi motus effert interprete lingua. "

Burke.

આ અલંકારો લખતાં આપણે આ કેતાબનું શું નામ આપવુ , એજ પ્રથમ તો સુજ પડયું નહીં. હમે એમાં તો કંઇ કરેલુંજ નથી, પણ શાયરોએ બંધ કરેલાં તાલાંની કુચી મેળવવાની હમારી ઘણી નબળી કોશેશ કરતાં લાગ્યું, કે આ કેતાબને " બુલબુલ મીનાર " એવું અલ કૃત નામ આપ્યે. કે જેમ બુલબુલો પોતાના સુસ્વરોથી સાંભળનારાઓને રીઝવે છે, તેમ અહી એકઠાં કરેલા બુલબુલ રૂપી શાયરોના વચનોનો નાદર ઉંચામાં ઉચો મીનારો બનાવ્યે ! પછી લાગ્યું કે, "જા મે શરાબે શાયરાન," યાને કવિઓના કાવ્ય શરાબનો મગજ રૂપી પ્યાલો. પછી લાગ્યુ કે, " કવિ કારૂનોના ખજાંનાની કુંચી " કહે. પણ શાયરોને કારૂનની ઉપમા આપવા નહી ગમ્યું, તો જોકે તેઓએ પોતાનો ખજાનો ખુલ્લો મેળવાની, યાને ભેદ સમજાવાની કુંચી આપણને વારસામાં આપવાની તો કારૂનના જેવીજ બખીલાઇ કરી છે. લાગ્યું કે " ગંજે સુશાઇરે " નામ આપ્યે. કેમકે શાયરોની ભેગી મળતી મ ડળી મધેનો આ એક ગંજ છે. વળી લાગ્યું કે, "ગંજે શાયરાન" નામ આપ્યે. એ પ્રમાણે આ અ-

લંકારોની હુમને અજબ જેવી મજા પડી છે, અને તે જોકે "શીખેલાઓ" ને મનથી કુચ નથી, પણ મારા જેવાજ અલ્પ-જ્ઞાનવાળાઓને તેમાંથી જોઇતો ખોરાક પુરતો થઇ પડશે.

**૧૧૯:—અલંકાર સંસર્ગાલંકાર:**—એમાં જુદા જુદા એકથી વધારે, અનેક અલંકારો એકજ બનાવટમાં મળતા હોય, તેનો સમાવેશ અથવા સંસર્ગ થાય છે. અને એમાં હું કહું છું કે સેંકડોજ નહીં, પણ હજારો દાખલા જો માંગો તો તે આપણી પાસે ઢગલાબંધ નીકળશે. માટે એના ઘણા દાખલા આપીશું:—

ઘણા કવેતોમાં બબે ત્રણ ત્રણ અલંકારો આવે છે, જેને આપણે **સંસર્ગાલંકાર**માં જણાવ્યા છે. તેમાં એકનું **પ્રાધાન્ય** યાને ચઢતું પાસું, અને બીજાનું **ગૌણત્વ** યાને ઉતરતું પાસું હોય છે. તેથી જેનું **પ્રાધાન્ય** તે અલંકાર લેવો.

"ખુરદેહ હુમાન બેહ કે બ તનહા ખુરી,
વાઇ બર આં ખુરદેહ કે **તનહા** ખુરી."

યાને:—ખોરાક છુપી રીતે એકલાએ ખાવો એ સરસ છે. તું જો ખોરાક એકલો છુપી રીતે ખાય, તો તારી ઉપર લ્યાંનત પડજો ! બીજો અર્થ એવો પણ થાય છે કે, જો તું માણસના શરિરનો ખોરાક ખાય, તો તારી ઉપર લ્યાંનત પડજો ! એમાં **તનહા** શબ્દ ઉપરથી શ્લેષાલંકાર—બીજોજ અર્થ થવાથી દ્વિઅર્થિ— અને વળી એમાં સત્યાસત્યદિપક સમાયલો હોવાથી અલંકારોનો સંસર્ગ થયલો જણાશે.

अस्थिरं जीवितं लोके अस्थिरे धन यौवने ।
अस्थिराः पुत्रदाराश्च धर्म कीर्तिर्द्वयं स्थिरं ॥

પ્રાણી માત્રના જીવતરનો, પૈસાનો, જુવાંનીનો, છોકરાનો, બૈરીનો, કોઇનો પણ ભરોસો નથી. આજ છે ને કાલે નહીં. પણ ધર્મ અને કીર્તિ એ બે તો સ્થિર રહેવાનાં.

એમાં પુનરૂક્તિ—સમયોની—વગેરે અલંકારોથી સંસર્ગ થયલો છે. લોર્ડ ટેનીશને નીચલો ઉત્તમ દાખલો આપ્યો છે.

*His honour rooted in dishonour stood,*

*And feaith unfaithful kept him folsely true*

યાને કે તેનું માન તો અપમાનમાંજ જડાઇ રહેલું હતું. તેની નિંમકહરામ નિમકહલાલીને લીધે તેને જુઠી રીતે સાચો રાખ્યો હતો.

એમાં ઉત્તમ વિરૂદ્ધાવિશેષણા ( *Oxymoron* ) તેમજ પેહેલાજ બે શબ્દોમાં વર્ણાનુપ્રાસ ( *Alliteration* ) સમાયલા હોવાથી અલં-કારોનો સંસર્ગ થયલો છે. તેવોજ બીજો દાખલો છે:—

" દેલઆઝારી મકુન ! બારી બેકુન બારી દેલઆઝારી !
દેલઆઝારી નેકુ નઅુઅદ નેકુ બાશદ દેલઆઝારી. "

યાને કે:—જુલમાત નાં કર ! જુલમાત એકવાર કરી જો ! જુલમ એ કંઇ સારો નથી, જુલમ સારો છે. એ પ્રમાણે ભાષાંતર ખરૂં છે, પણ વાત વાંધા ભરેલી છે. હવે એમાંથી બીજો અને ખરો અર્થ એવો નીકળે છે કે:—જુલમાત નાં ચલાવ ! પણ ઓ મારાં દિલ ! તું એક વાર રૂદન કર ! જુલમ કરવો એ સારો નથી, ઓ મારાં દીલ ! રૂદન કરવું બેહેતર છે. એમાં ઉભય અર્થ છે, તેમજ સત્યાસત્યદિપક પણ હોવાથી અલંકાર સંસર્ગાલંકાર બનેલો છે.

કવિ ધીરાએ એક રાજીઓ ગાઇને કુટનારી પાસે ગવાડયું છે કે,
માળી આવ્યો ફૂલો વેડવારે, કળીઓ કરે છે વિચારરે,
આજનો દીન રળીઆમણો, કાલે આવશે આપણો કાળરે.
હેતે હરિ રસ પીજીએ.

એમાં નિર્જીવજીવિકા છે, કે ફૂલની કળિઓને વાત કરતી ચિતારી છે. તેમ વળી એસાતો ફુલની કળિને નામે મોહોત વીશેની વાત કહેલી છે. એ પ્રમાણે અલંકારોનો સંસર્ગ કરેલો છે.

*It is very dangerous to sleep in a Railway*
*train. Why-so ?*

*Because it moves on* slippers.

યાને:—રેલ્વે ટ્રેનમાં સુવું, એ ઘણુંજ ભય ભરેલું છે. એમ કાંય ? કારણ કે રેલ્વે ટ્રેન હમેશાં **સ્લીપર્સ** ઉપર ચાલે છે. અ-હિંઆં **સ્લીપર્સ** શબ્દના ઉચ્ચાર વડે સ્લીપર્સ એટલે સલેપાટ પણ થાય, અને સ્લીપર્સ એટલે ઉંઘનારાઓ પણ થાય. યાને સલેપાટ ઉપર ટ્રેન ચાલે છે એમ પણ થાય, અને ઉંઘનારાઓ ઉપરથી ટ્રેન ચાલી જાય છે એમ પણ થાય એ પ્રમાણે **સ્લીપર્સ** શબ્દ ઉપર શ્લેષ આવ્યાથી શ્લેષાલંકાર, તથા એમાં પ્રશ્નોત્તરાલંકાર ભેળાયલો હોવાથી સંસર્ગ થાય છે.

નીચલા દાખલામાં કે શબ્દ વારંવાર આવે છે, અને તેના વળી અર્થો જૂદા થાય છે. અને શબ્દ ઉપર શ્લેષ તેમજ શ્રુત્યાદિકા

એઉ સમાયલા છે:—

" દર આં દર કે કે કે કે કે કે ઓ કે કે કે આમદ કે,
મશવ્રે ઇમન અગર હસ્તી ઝે કેહેરો લોતફે ઉ આગે. "

ફારશી ભાષામાં કાફ અને ગાફ હરફો એવા છે, કે ગાફને ઠેકાણે કાફ અને કાફને ઠેકાણે ગાફ પણ ચોકકસ શરતોમાં લખી વાંચી શકાય છે. અને તે ધોરણે ઉપર પ્રમાણે ગોઠવણ કરેલી હોવાથી બધા કે જ વંચાય છે, પણ હવે તેને સૌ સૌના ખરા હરફોથી લખ્યે:—
" દર આં દરગે કે ગે ગે કેહ કોહ ઓ ગે ગે કોહ આમદ કય. "

અર્થ:—તે બાદશાહી દરબારમાં વારંવાર એમ બને છે કે, એક વાર માત્ર એક તણખલું હોય તેને પાહાડના જેટલી અગત્ય મળે છે; અને કોઇવાર તો પર્વત જેવાં મહત્વનું હોય તે કસા કામનું નહી હોય, એવું તણખાં જેવું થઇ પડે છે; વાસ્તે રાજાની ઇતરાજી અને મેહરબાનીનું જો તુંને કાંઇ પણ ભાણ હોય તો એવી દરબાર ઉપર તું ભરોશો રાખી નાં બેસતો.

" બ્રહ્મ બાળા બુગી ખીલારે, ફાગે ફુલતી રૂત રમી.
નવલ લલિત વેલી ફૂલો રંગીન, ભાતની ઘાટડી ઘાલીરે;
ગોરી ગુણધારી ઘણી ઉપકારી, છે તનુ પીમળ વાળીરે.
ભ્રમર કોએલ પીક સહ માલિની, મોહિની સુરની શ્રીરે;
રાગ રસદૂલી આનંદથી ઝૂલી, સર્વે જગે સુખનુંગીરે,
નર્મદ ગાતો સલૂની સાધવી, નીતિ હુચે અસવારીરે;
સજીવનકારી વસંત કુમારી, રેલડી રંગની ભારીરે. "

એમા રૂપક—સજીવારોપણ-વર્ણાનુપ્રાસ વગેરેનો ભેળ છે. કબીરની સામેના નીચલાં પ્રતિમૂર્તિ પ્રબંધમાં અનુપ્રાસિકાલંકાર તેમજ કાકુસ્વર અને અન્યોકિતકાનો સંસર્ગ થયો છે.

**કબીર**:—ચીંતાસે ચતુરાઇ ઘટે, દુઃખસે ઘટે શરીર;
પાપસે ઘટે લક્ષમી, કહેતે દાસ કબીર.

**પ્રતિમૂર્તિ**:—ચીંતા બીન ચતુરાઇ નહીં, દુઃખ બીન કેશા શરીર ?
પાપ બીના લક્ષમી નહીં, જુઠા દાસ કબીર.

ઔરંગઝેબની બેટી ઝયબુનનીસા એક શાયરા હતી, અને તેનું શાયરી નામ " મખફી " યાને " છુપાયલી " એવું હતું. એક વાર એક કવિએ તેના ઉપર નીચલું લખાણ મોકલ્યું:—

" બુલબુલે-રૂયત શવમ ગર દર ચમન બીનમ તોરા,

મન શવમ પરવાને ગર દર અનજુમન બીનમ તોરા;
ખુદનુમાઇ ભીકુની અએ શમયે મેહફીલ ખુબ નીસ્ત,
મન હમી ખાહમ કે દર યક પયરહન બીનમ તોરા."

અર્થ; હું જો તુંને એક બાગમાં જોઉં, તો તારા ગાલો ઉપરના ગુલાબને સારૂ હું બુલબુલ બની જાઉં, અને જો હું તુંને મીજલશની અંદર જોઉં, તો હું તારી આસપાસ પતંગ્યાની માફક ભમ્યા કરૂં. ઓ મીજલશની રોશની ! તારો ચેહેરો બીજાઓને બતાવવો એ ઠીક નથી, હું ચાહું છું કે હુંજ તુંને જનાની લેબાશમાં જોઇ શકું.

આ અલંકાર ઉત્પ્રેક્ષાનો પણ ગણી શકાશે, અને ગુહ્યાસ્વરી પણ ગણાશે. તેમજ વળી એનો જવાબ પેલીએ આપ્યો છે, તે પણ અતિસ્યોક્તિ તથા ગુહ્યાસ્વરી, અને શાયરાએ પોતાનું નામ જણાવનારો તખલ્લુસ વાપરવા સાથે તેનો એક જૂદોજ અર્થ કરવાનો, એવા ઘણા અલંકારોનો સંસર્ગ જોવામાં આવશે. તેમજ ખુદપરસ્તીનો અલંકાર પણ તેમાંજ છે.

" બુલબુલ અઝ ગુલ બેગુઝરદ ચું દર ચમન બીનદ મરા,
બુતપરસ્તી કય કુનદ ગર બરહેમન બીનદ મરા.
દર સુખન **મખફી** શુદમ માનન્દે બુ દર બરૂગે ગુલ,
મયલે દીદન હરકે દારદ દર સુખન બીનદ મરા. "

અર્થ; હું એટલી બધી તો ખુબસુરત છું, કે જો બુલબુલ મને બાગમાં જોશે તો ગુલાબને છોડી દેશે. માને મને ગુલાબ કરતાં વધારે સરસ ગુલાબ જોઇ મારી આગળ આવશે. અને જો એક બ્રાહ્મણ મને જુએ તો તે મુર્તિપુંજા છોડી દેશે. યાને મારી મુર્તિની ખુબસુરતી એટલી બધી તેને છક કરી નાંખશે, કે તે મને પુંજવા આવશે. જે પ્રમાણે ગુલાબના ફુલમાં સુગંધ છુપાઇ બેઠેલી છે, અને કોઇને જણાતી નથી, તે પ્રમાણે હું કવિતામાં " છુપાયલી " ( મખફી ) છું, સબબ જે કોઇ મને જોવા ઇચ્છતો હશે, તે મને મારી કવિતામાંજ જોશે.

એમાં આપવડાઇનો પણ તમામ અલંકાર આવી જઇ ૪–૫ અલંકારોનો સંસર્ગ કરે છે.

दरिद्रान्भर कैंतेय मा प्रयच्छेश्वर धनं ।
व्याधितस्यौषधं पथ्यं नीरुजस्य किमौषधं ॥

અર્થઃ—હે કુંતિપુત્ર ! તું દરિદ્રીઓનેજ દાન કર. ધનપાનને

નાં આપ ! ઓસડથી રોગીને ગુણ થાય છે, પણ નીરોગીને ઓસડ શું કરવા જોઇએ ? એમ કુંતિપુત્ર અર્જુનને શ્રીકૃષ્ણે કહેલુ છે. એમાં સુસ્વરોચ્ચારણ, કાકુસ્વર વગેરે અલંકારો સમાયલા છે. નવ એકાંનો પારો આ અલંકારથી ભરપુર છે. આંકના પારા જોકે ગદ્યમાં છે, છતાં સ્વરૂપ કવિતાનું છે, અને તે રાગ કાઢીને બોલ્યે છીયે માટે ગાયન જેવું છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯ | ૧ | ૯ | ૯ | ૦। | $૨\frac{૧}{૪}$ |
| ૯ | ૨ | ૧૮ | ૯ | ૦॥ | $૪\frac{૧}{૨}$ |
| ૯ | ૩ | ૨૭ | ૯ | ૦॥। | $૬\frac{૩}{૪}$ |
| ૯ | ૪ | ૩૬ | ૯ | ૧। | $૧૧\frac{૧}{૪}$ |
| ૯ | ૫ | ૪૫ | ૯ | ૧॥ | $૧૩\frac{૧}{૨}$ |
| ૯ | ૬ | ૫૪ | ૯ | ૨॥ | $૨૨\frac{૧}{૨}$ |
| ૯ | ૭ | ૬૩ | ૯ | ૩॥ | $૩૧\frac{૧}{૨}$ |
| ૯ | ૮ | ૭૨ | | | |
| ૯ | ૯ | ૮૧ | | | |
| ૯ | ૧૦ | ૯૦ | | | |

એમાં **રંગસરંગી** ઉત્તમ છે, કેમકે તિર્છીવ નવ એકાંના પારા ઉપરથી માણસને બોધ લેવા કહે છે કે, નવે નવના જેવી દોસ્તી રાખો, કેમકે આખા એ પારામાં બધેજ **નવ** આવ્યા વિના રહેતા નથી. જેમકે નવે દુ ૧૮; એમાં ૧+૮ મળી ૯ થયા. નવે ત્રી ૨૭; એમાં ૨+૭ મળી ૯ થયા. નવ પા $૨\frac{૧}{૪}$= ચાર દુ આઠ ને એક ૯; નવ અર્ધું $૪\frac{૧}{૨}$= બે ચોક આઠ ને એક ૯; નવ પોંણે $૬\frac{૩}{૪}$= છ ચોક ચોવીશને ત્રણ ૨૭=૨+૭ એટલે ૯. એ પ્રમાણે નવે નવના જેવી દોસ્તી કોઇની નથી. ૧૭ વખત તે લોકને છુટા પાડયે, તોપણ નવના નવજ રહેશે. અંગ્રેજીમાં Q અને U ના જેવી દોસ્તી રાખવા કહે છે. કેમકે Q પોતાના દોસ્ત U ને લીધા વગર જેમ કેહે જતો નથી; અને હંમેશ સાથેજ રહે છે, તેમજ નવે નવ પણ નવરાનેજ લઇને જાય છે, તેમ મનુષ્યોએ દોસ્તો સાથે વર્તવું.

એમ છેક વેર બધેજ સરવાળા ગણશો તો **નવજ** આવ્યા

કરશે. વળી એ ઉતરોત્તરવૃદ્ધિ છે; તેમજ અક્ષરાભાવી પણ છે; કેમકે એમા આંકડાના અક્ષરોની મજા લીધી છે.

વળી દરેક ઉંચકાનો પ્રતિપક્ષિ ઉંચકો, અથવા પ્રતિકુળ નંબર પણ બરાબર ઉલટ સુલટ ખુદરતે ગોઠવેલો છે. જેમકે ૯ એકુ ૯; તો ૯ દાન ૯૦—૯ દુ ૧૮; તો નવેનવે ૮૧; તથા ૯ ત્રી ૨૭; ને ૯ અંઠામ ૭૨—તથા ૯ ચોગ ૩૬; અને ૯ સતાંમ ૬૩—તથા ૯ પચાંમ ૪૫; અને ૯ છગે ૫૪—એ પ્રમાણે ૧૮ ના પ્રતિકુળ પારામાં ઉલટી રીતે ૮૧ થયા; ૨૭ તે ૭૨ થયા; ૩૬ તે ૬૩ થયા; ૪૫ તે ૫૪ થયા.

રામચંદ્ર ચંદ્રિકામાં ભુજંગી છંદ જોડેલો છે કે,

કૃતઘ્ની કુવાતી પરસ્ત્રી વિહારી, કરો વિપ્ર લોભી ન ધર્માધિકારી.

યાને, કીધેલા ઉપકારોના બદલામાં અપકાર કરનારો, નઠારા છંદમાં પડેલો, પારકાની સ્ત્રી ભોગવનારો, લોભી, એવા બ્રાહ્મણ અથવા મોબેદને ધર્મનો ઉપાધ્યો યાને દશતુર કે ગુરૂ ગરૂરો કંઇએ કરવોજ નહીં. એ પ્રમાણે ધર્મના નીચ ઉપાધ્યા વીશે લખતાં કવિ કેશવદાસ કહી ગયો છે; તે પ્રમાણે જો લોકો વર્તે, તો કોઇ ગામમાં ફેસાદ થવાનો સંભવ રહે નહીં. એમાં સંયોગનો લોપ થયલો છે. વળી મહિં વર્ણાનુપ્રાસ છે, તેથી અલંકારોનો સંસર્ગ થયો છે.

કવિ ગોલ્દસ્મીથની નીચલી જૂદે જૂદે ઠેકાંણેની ભેગી લીટીઓમાં અલંકારોનો ઘણો સંસર્ગ થયલો છે, જેમાં પ્રાધાન્ય એક શબ્દને બદલે બીજો શબ્દ વાપરવાના અલંકારનું છે.

" *For talking age and whisp'ring lovers made!*

\+ + +

*Where grey-beard mirth and smiling toil retired,*

\+ + +

*Imagination fondly stoops to trace*

\+ + +

*Where, then, ah! where shall poverty reside,*
*To 'scape the pleasure of contiguous pride?* "

૧ લી લીટીમાં "વાતના લેહેરી ઘરડા વાતડયા ડોસાઓ" ને વાસ્તે વ્યાકરણ વિરૂદ્ધાલંકાર વાપર્યો છે, અને તેમાં મધ્યાક્ષર લોપાલંકાર પણ છે. બીજી લીટીમાં કહે છે, કે જ્યાં ભુરા રંગવાળા બાલ સાથના ખુશ મીજાજી લોકો, તથા હસ્તે મોંહે કામ કરનારા માણસો દિવસને

છેકે જતા હતા. એમાં પણ વ્યાકરણ વિરૂદ્ધાલંકાર છે. ૩-૭ લીટીમાં " કલ્પના કરવાની ટેવવાળો, અથવા વિચાર દોડાવનાર માણસ " ને માટે વ્યાકરણ વિરૂદ્ધાલંકાર વાપર્યો છે. છેલ્લી લીટીઓમાં કહે છે કે, " હવે ગરીબ બીચારા લોકો પોતાના સબંધમાં આવતા મગરૂર લોકોના જુલમથી બચવાને વાસ્તે ક્યાં જઇને રહેશે ? " એમાં પણ અન્યશબ્દાલંકાર તથા પ્રવર્ણલોપાલંકાર વપરાયલો છે.

નીચલા દાખલાગાં મિશ્રણા પરિભાવિકા, શ્લેષાલંકાર, અને વર્ણાનુપ્રાસનો સંસર્ગ થયો છે:—

" મામા મરી ગયા, ને મામીને મન મૉજ;
કાકા તો કલ કતા ગયા, ને કાકીકોટે રોજ."

મમ્મા તથા કક્કાથી વર્ણાનુપ્રાસ છે. **મરી** નામે શેહેર છે ત્યાં મામા તો વેપાર કરવા ગયા, અને મામી ઘર આગળ સ્વતંત્ર મોજ મારે છે. કાકા **કલકત્તે** ગયા, અને તેજ દહાડે કાકી કોટે ( **કવેટા** ) નામના શેહેરમાં ગઇ છે. હવે મરી—કલકતા—અને- કોટે એ શેહેરોના નામો ઉપર શ્લેશ આવવાથી એવો પણ અર્થ થયો, કે મામા ગુજરી ગયાથી મામીને નાતરૂં કરવાની મનમાં ઉમેદ થઇ. કાકા કાલે કપાઇ ગયા, તેથી કાકી કૂટે છે. વળી ગૂજરાતી લખાણમાં ઉરદુ "કલ+કતા ગયા" ( યાને કાલે કપાઇ ગયા. ) એવો મિશ્રણા પરિભાવિકા પણ છે; અને વર્ણાનુપ્રાસ પણ છે.

"મેરાજકે શબ અર્શપે કયા ધુંમ મચીથી,
હજરતપે ખુદાઇ તો સબી જુમ રહીથી;
લવલાક લમા હકને કહા શાંનમે જીનકે,
તકદીર ભી હાથ અપને કે પઇ ચુંમ રહીથી. "

અર્થ:— જ્યારે મહંમદ પેગંબર ખોદાને મળવા રાત્રે, યાને શબે મેરાજનેદહાડે,આશમાન ઉપર ગયા ત્યારે ખુદાની દરગાહમા શું ધુમ ચાલી રહી હતી. ખોદાની મેહેરબાની પેગંબર સાહેબ ઉપર હતી, તેથી ખોદાતાલાએ કહ્યું, કે જો તુ નહીં હતે, તો હું આ દુન્યાં પેદા કરતે નહીં. તે વખતે તકદીર પણ પોતાનો હાથ અજાયબીથી દાંતમાં લઇને અચરત થતી હતી.

એમાં અતિશ્યોકિત—ભાષ્યોકિત—નિર્જીવજીવીકા વિગેરે ઘણા અલંકારોનો સસર્ગ થયો છે નરહર કવિ કુંડળીયોમાં કહે છે કે,

નરહર બિનતિ કહા કરે, જતુનિ સુતા બિખ દેત;
બાડ ખેતકું જો ચુગે, સાધુ પરત ધન લેત.

સાધુ પરત ધન લેત, નાવ ઘર ત્રિયા જો બોરે;
જો પેરા સો ચોર, પ્રીત પ્રીતમ કરિ તોરે.
નૃપતિ પ્રજાકું દુઃખ દેત, કહા શમશેર કર ધર;
સુનહો અકબર શાહ, કહા બિનતિ કરે નરહર.

યાને:—મા થઇને દીકરીને ઝેર આપે, વાડ ખેતરને નુકશાંન કરે, સાધુ થઇને પારકાનું ધન હરણું કરે, નારી થઇને નાવરૂપી જે ઘર તેને ડૂબાડે, પેહેરેગીર થઇને ચોરી કરે, પ્રિતમ કેહવડાવીને પ્રિત તોડે, રાજા થઇ ગરીબ પ્રજાને હાથમાં તરવાર ધરી દુઃખ દે, તો પછી ઓ અકબર બાદશાહ ! શું વિચારવાનું અને કહેવાનું રહ્યુ ?

એમાં વર્ણન બીજી વસ્તુ ઉપર છે, છતાં તે ધર્મગુરૂ ઉપર મુખ્ય છે, તથા તેમાં ઉત્પ્રેક્ષા—સત્યાસત્યદિપક—રૂધીર વિરૂધાલંકાર—તરંગસાધક, વગેરે અલંકારોનો સંસર્ગ થયલો દીઠામાં આવશે.

સંપ સુખ ને તન મન ધનની, થઇ લાગી આજે વઢવાઢ;
ધન કેહ મુજનો દાવો પેહેલો, મન તન કહે હકનો છે બાધ;
સંપ ઓળંગે ઉબર તમારો, સુખ તેનો ધર્યું રહે હાથ;
ફરિયાદી આવી મુજ પાસે, પ્રથમ જવા સૌ ભીડે બાથ.
કહ્યું ગરીબે દુવાઓ દઇને, પ્રવેશ દુરસ્તી તનની થાવ !
પછી હાથમાં સંપ લાહી લઇ, ઓ મન મુજ પ્યારાં ઘર જાવ !
ધનની પુઠે આબાદી ને, દીર્ઘાયુષ પણ પાછળ દોડ !
ધરી સર્વની લગામ દિલથી, સુખ હાંકી જા કદિ ન છોડ !
ઘુસવુ પેહલું પ્રીય જેમ છે, ફરવું પાછું છેહલું જાન !
કરી હમાજોર પગે પડીને, શાલ મુબારક દઇને માન !
નિત શેવામાં હાજર રહીને, વર્ષ બાદ વરધી દેજો !
**ગરીબ** તમારાં વાહલાં સુખી, શુકન રૂડા આવી કેહજો !
ઠીક ચાકરી જે કરશે તે, એડોનેરમાં પેહેલો જાય !
ઠરાવ હમારો નવાં શાલનો, મંજુર કરજો રે ખુદાય !

એમાં ફરીયાદી ચાલી તેનો ઠરાવ થયા વીશે છે. એમાં વર્ણન તો મારામારીનું છે, પણ અંદરથી તો નવા શાલની મુબારકબાદી જણાવેલી છે. તેથી દ્રષ્ટાંત રૂપક છે, તેમજ નિર્જીવ વસ્તુને જીવ આપેલો હોવાથી નિર્જીવજીવીકા છે.

વળી ઘણીગમ વર્ણાનુપ્રાસ પણ છે. તેમજ ઉપમાનાલંકાર વગેરે ઘણા અલંકારોનો સંસર્ગ થયલો છે.

મી. એમ. એન. "કુકાની *Wit and Humours of the Persians*" પુષ્કળ દાખલાઓ આપણુને પુરા પાડે છે; જેમાંથી પસંદ પડતા આપણે ટપકાવી લીધા છે.

તબરીઝવાળા સેખ ઉલ ઇસલામે મુલ્લાં મહુમદ અસાર નામના કવિને પોતાનો જુનો પુરાણો ફાટીતુટી રહેલો જભ્ભો ભેટ આપ્યો હતો. આવા ધર્માત્મા પુરૂષની ભેટ હંમેશાં ઘણાજ ભકિતભાવથી પેહેરવાનો ચાલ છતાં, આવો ઘસાઇ પીસાઇ રહેલો દગલો પેહેરવા નહીં ગમવાથી, એવડા ત્રેવડા અલંકારમાં થોડી લીટી બનાવી તેના ઉપર મોકલી; જેમાં તાણાનો—સૂચકાદિકા—અન્યોકિતકા—ભાષ્યોકિત અને અતિશ્યોકિતનો અલંકાર સમાવેલો છે.

" જામેઇ બખશીદ શેખે ઇસલામે અઅઝમ બન્દેહરા;
વેહ મુબારક જામેઇ સાલે ફરાવાંન યાફ્તે—
રશ્તે હવ્વા અઝ બરાએ આદમશ દર બદુ હાલ;
મરીયમશ દર કારગાહ અઝ એહરે ઇસા બાફ્તે—
વાંગે અઝ મફતુલે પશ્મે નાકેએ પયગમબરશ;
ફાતમે ગશ્તે રફુગર હર કુજા બેશગાફ્તે—
મન ગેહદ નારમ કે પુશમ જામેઇરા કાન્દર ઊ;
આફ્તાબે તલઅતે ચન્દીન પયમબર તાફ્તે ?"

યાને, સેખુલ ઇસલામે મને એક એવો જભ્ભો બક્ષેશ આપ્યો છે, કે જે પુન્ય જભ્ભો ઘણાજ વરસનો જુનો છે. દુન્યાંની પેદાશના પ્રારંભમાં તે જભ્ભા માટેનું સુતર આદમને સારૂ ઈવે કાંતીયું હતું, અને મરીઅમે ઈસસને સારૂ શાલ ઉપર વણ્યો હતો. ત્યાર પછી તેના ફાટેલા ભાગો ઉપર ફાતમાએ ઠીંગડાં માર્યાં હતાં, અને તે ઠીંગડાં મારવાનો દોરો પેગંબર સાહેબના ઉંટના ઉનનો બનાવેલો હતો. આટલા બધા માહાત્માઓની રોશનીથી પ્રકાશીત થયલો જામો પેહેરવાની મારી શી તાકાત છે ?

" સુરંગ જંબુ દ્વિપમાં, સુરંગ ભર્તખંડમાં,
સુરંગ ઉષ્ણ થંડમાં, સુરંગ આઠ જામ છે;
તરૂ ફુલો ફળો લતા, સુધાન્યથી ઘણી મના,
વનસ્પતિ તણી છતા, રસાળ ભૂમી ધામ છે;
ગિરી નદી સરોવરાં, સુધાતુ ખાણુ દેહરાં,
ગુફા ઘણી મઠો ઘરાં, રસિક રમ્ય ઠામ છે;

મનૂ સહ સુરંગનાં, સુપખિ પંચરંગનાં,
પશૂ બહૂજ બંગનાં, સુરગ બ્રહ્મ નામ છે."

એમાં હિંદુસ્થાન જેવા દેશના હિમાળય, વિંધ્યાચળ, સહ્યાદ્રિ સરખા પર્વતો; તથા ગંગા, જમના, સિંધુ વગેરે નદિઓના દેખાવ ઉપરથી કટાવબંધ તથા વર્ણાનુપ્રાસ વગેરેમાં વર્ણન કરેલું છે.

પ્રશ્ન.—કંટક પેર ગુલાબકો તોપે એસો ફુલ;
ક્યા કહિએ કિરતારકો કે તો ઘર એસી ભુલ!

ઉત્તરઃ—શીશ ધડ સબ જુદા કિયા, ફીર જલાયો મુલ;
ઇતને દુઃખ તનપર સહ્યા, તો એસો પાયો ફુલ.

કાંટાના ડાંખળાં ઉપર ગુલાબના જેવું નાજુક સુંદર ફુલ જોઇને ઇશ્વરની નિંદા કરી છે, કે તે કિરતારને ઘેર આવો અન્યાય થાય છે, કે આવાં નાજુક ગુલાબને કાંટાની સોટી ઉપર રાખ્યું છે. ત્યારે કાંટાની ડાંખળીએ જવાબ દીધો છે કે, ધડ ને માથું સઉ જુદાં પાડયાં, અને વળી મારૂં મુળ બાળી નાંખ્યું. એટલું બધું દુઃખ ખમ્યું, ત્યારે મારી ઉપર આવું સુંદર અને નાજુક ફુલ ઉગ્યુ છે.

કવિ મીલ્ટન કહે છે કે—

......*Such joy ambition finds*
\+ + +.
.. ...*In at this gate none pass*
*The Vigilance here placed*

એમાં "લોભી લોકોને એવીજ મજા મળે છે...એ દરવાજેથી એવા પેહેરાની અંદરથી કોઇ પણ પસાર થઇ શકે નહીં" એટલાં વાકયને માટે વ્યાકરણ વિરૂદ્ધાલંકાર વગેરે વાપરેલા છે. વળી શેકસપીઅરે કહ્યું છે, કે "*Fare thee well, great heart, Ill-weaved ambition, how much art thou shrunk!*" એમાં *Heart*=એટલે મોટાં દિલના બાહદુર માણસ, તથા *Ambition*=એટલે લોભી માણસ. એમાં વ્યાકરણવિરૂદ્ધાલંકાર વિગેરે વાપરેલા છે.

"દર હુરૂફે હુરૂર્ અકીકે લબત નક્ષ્કે જાન નેહાદ,
ઝીનસીએ નફીસ ખુદ બ જાએ નેહાન નેહાદ,
કુફ્લી કે લાઅલ બર દરે આં દુર્જ ઝદ લબન,
ખાઝન કે અંબર આમદો મોહુરી બર આં નેહાદ."

(સલમાન સાવછ)

અર્થઃ—તારી અકીકના હેઠોવાળી મોતીની દાબડીમાં એવું તો સરસ તંત્ર છુપાવ્યું છે, કે જેની કિંમતમાં જીંદગીજ આપવી ઘંટારત છે. નહીંજ ગણત્રિ થાય એટલી કિંમતની તે હોવાથી તેને છુપાઇ રહેલી જગાએ રાખવામાં આવેલ છે. અને તારા હેઠા છે, તે પરવાળાંનું બનાવેલું તાળું છે, જે પેલી દાબડી ઉપર મારેલું છે. અને તારા મુખડા આગળનો ખુશનુમા તલ છે, તે પેલાં તાળાં ઉપર અંબરના શીલ રૂપે છે.

એમા સરસ ઉત્પ્રેક્ષાલંકાર છે, તેમજ એ અતિશ્યોક્તિનો અલંકાર છે, તેમજ વર્ણાનુપ્રાસ છે. કેમકે પેહેલી લીટીમાં ત્રણ " દાલ " સાથે આવે છે. કહે છે કે, ઉપલી લીટીવાળો કસીદો **સુલતાન ઓવીસ** અને તેની મા **દીલશાદખાતુન**ની ફરમાસથી લખાયો હતો, અને શાયરને રએ પ્રાંતમાં બે ગામો ઇનામમાં તેઓએ આપ્યાં હતાં !

**ગરીબે** જોડેલા નીચલા મનહર છંદમાં ઘણા અલંકારો આવશેઃ—

જૂઓ અવતાર નાર, કરો કદનો વિચાર,
અવયવો દીઠા કેડે, દુષ્ટ એ જણાય છે;
ઉરમાંહિં છાની વાત, રાખે ન તે ઘડીવાર,
સ્તનમાં છુપાવવા બે, કોથળા ભરાય છે.
એવી દેવી આડી જાત, પેટમાં કોહવાતી વાત,
છાતી કીધી ત્રણું તોએ, ગંધ ઉભરાય છે;
ધાવણુ મીષે ધવાડે, વાત દુધમાં ચખાડે,
છાતી ખોલી થાય ત્યારે, ચાડીથી ધરાય છે.

એમાં નારીના પાતળાં પેટ ઉપર લખેલું છે. પ્રભુએ જાણ્યું કે એની એક બીલ્લજની છાતીમાં પુરૂષની માફક છાની વાત છુપાવી શકાતી નથી, તેથી સ્તનરૂપી બીજી બે છાતી પુરૂષ કરતાં વધારે એને આપી, તોએ તેમાં પણ વાત ઉભરાયા કરવાથી પોતાના બાળકને ધવાડવાને મીષે મોઢાંવાટે નહીં, તો ધાવણને રસ્તે દુધમાં ભેળીને પેલી વાત બાળકના મોઢાંમાં રેડી દે છે, ત્યારે તેને સંતોષ થાય છે, વીગેરે. પેહેલી લીટીમાં વર્ણાનુપ્રાસ છે. તેમજ નારી ઉપર મેહેણું છે. વળી સત્યાસત્યદીપક પણ તેમાં છે. અને વિદગ્ધ સંકલ્પાલંકાર પણ છે.

" અગર મનસુર વારે બેબરંદત બ **પાએ દાર;**
મરદાંને **પાએ દાર** કે જેહાંન **પાએદાર** નીસ્ત. "

માનેઃ—કદાપિ તુને **મનસુરની** માફક શુળી આગળ લેઇ જવામાં

આવે, તોએ તું મર્દાંને મર્દની માફક તારા ટાંટિયા મકકમ રાખજે; કેમકે આ જગત અવિનાશી નથી. આ સૂચ્યકાદિકાલંકાર છે, તેમજ શ્લેષાલંકાર પણ છે. મનસુરની હકીકત નહીં જાણવામાં આવે તો એનો અર્થ સમજાય નહીં. મનસુર એક ઘણોજ ઇશ્વર–ભકત સુફી હતો, તે ઇશ્વરને પોહોંચી ચુકેલો હોવાથી એવુંજ બોલતો હતો કે, “ અન અલ હકક્ ” યાને “ હુંજ ખુદા છું. ” આ ઉપરથી તે દેશના પાદશાહે તેને શુળીએ ચઢાવ્યો, તો શુળી આગળ હસ્તે મુખડેજ તે ઉભો રહ્યો, અને જરા પણ બીધો નહીં. જ્યારે શુળી ઉપર ચઢાવ્યો, ત્યારે તેના શરિરમાંથી લોહીનાં જે ટીપાં પડયાં, તે ટીપાં પણ બોલવા લાગ્યાં કે “ અન અલ હકક ” યાને “હું ઇશ્વર છું.” એક દાનાવ હકીમે તે લોહી એક શીશીમાં ભરી રાખ્યું. અને દવા જાણીને તેની સગીએ તે લોહી પીધું; તો તેના પેટમાં હમેલ રહ્યા. અને જે બાળક જન્મ્યું તે **સમ્સે તબ્રીઝી** જેવો મોટો ઇશ્વર–ભકત જન્મ્યો હતો તેનું *Allusion* આ જગાએ આપ્યું છે. તેમજ પેહેલા **પાએ દાર**નો અર્થ “ શુળીનો પગ ” એવો થાય. બીજા **પાએદાર**નો અર્થ મકકમ; અથવા “ટાંટિયા મકકમ રાખ” એવો થાય. ત્રીજા **પાએદાર**નો અર્થ સ્થાયિ અથવા નિરંતર થાય. એવો આ સંસર્ગાલંકાર છે.

**મોતી મોટો મુળ** હીણુ, સરોવર **પીઠ** **પડાય;**
શુરવીર ભાગો રણ મહીં, કહો ચેલા કોણસા ઉપાય ?

યાને; મોતી જોકે મોટું છે, તોપણ વગર કિંમતનું છે. સરોવર છે તોપણ તેની પીઠ ઉપર રહીને પસાર થઇ જવાય છે. અને શુરવીર છતાં રણમાંથી નાશી જાય છે. એનું શું કારણ? તે ચેલા તમે કહો ! જવાબ:–**પાણી નહીં.** એ એકાનેકોત્તર, તેમજ વર્ણાનુપ્રાસ પણ છે.

બર્ગે દરખ્તાંને સબ્ઝ દર નઝરે હૂશીઆર;
હર વરકી દફતર ઇસ્ત, મારેફતે કેરૂદેગાર. ( સાદી )

એટલે કે, એક હુશીઆર માણસને તો લીલાં ઝાડોનું દરેક પાંદડે પાંદડું, ખોદાને જાણવાના માર્ગ માટેનું એકેકું પુસ્તક છે. એમાં સત્યાસત્યદિપક તેમજ અતિસ્યોક્તિકાનો સંસર્ગ છે.

ચું હમલ, ચું સઓર, ચું ઝઓના, ઓ સેરતાન ઓ અસદ;
સુંમબુલો, મીજાંન ઓ અકરબ, કઓસ ઓ જદી, દેલ્વો હુત.

એમાં રાશિ મંડળની અનુક્રમે બારે બાર નિશાંનીઓ અર્થાવળીમાં ગોઠવેલી છે, તેમજ સયોગાતિશીકા વાપરેલો છે.

હઝરત મુસાના વખતમાં એક ભરવાડે ખોદાતાલાની જે બંદગી કરેલી છે, તે રામનીંદા અલંકારમાં નીચે મુજબ ઘણી વખણાયલી છેઃ—

" તુ કુજાઇ તા શવમ મન ચાકરત, ચારકત દુઝમ કુનમ શાંને સરત.
અએ ખોદાએ મન ફેદાયત જાંને મન, જુમ્લે ફરઝંદાંનો ખાંનો માને મન.
તુ કુજાઇ તા સરત શાંને કુનમ, ચારકતરા દુઝમો બખીએ ઝનમ.
જામેઅત દુઝમ શપસહાયત કુશમ, શીર પીશત આવરમ અએ મોહતેશમ.
વર તોરા બીમારી આયદ બ પીશ, મન તોરા ગમખાર બાશમ હમચું ખીશ,
દસ્તકત બુશમ બેમાલમ પાયકત, વકતે ખાબ આયદ બેરૂબમ જાયકત.
ગર બેબીનમ ખાનેઅતરા મન દવાંમ, રઓગનો શીરત બેયારમ સુએહો શાંમ.
હમ પનીરો નાંનહાએ રઓગનીન, ખમરહા જેગરાતહાએ તાજે ઇન.
સાઝમો આરમ બપીશત સુએહો શાંમ, અઝ મન આવરદન ઝ તુ ખુર્દને તામ.
અએ ફેદાએ તુ હમે બુરહાએ મન, અએ બયાદત હએ હએ ઓ હી હાએ મન."

અર્થઃ—ઓ ભગવાંન! તું કયાં છે તે મને કહે, કે હું તારો ચાકર થાઉં, અને તારે માટે (રબાડીના જેવા) જોડા બનાઉં, ને તારા બાલ હોળું. ઓ ઇશ્વર! હું મારી પોતાની જીંદગી, મારાં બાલગોપાલ, તથા માલમીલકત સર્વે તારી ઉપર સદકે કરૂં. ઓ બલા, તું કયાં છે? તું આવ! હું તારા બાલ હોળું, ને વળી તારાં લુગડાં શીવી આપું, ને સાથે વળી તારાં કપડાંને બખીયો પણ દઇ આપું. તારે સારૂ દગલું શીવી આલું, ને તારાં માથાંમાંની જુ જોઇ કાઢીને તેને મારી નાખું. ઓ મોટા ખોદાયજી, હું તારે સારૂ દુધ ઓ લાઉંરે! જો તું ખાટલે પડશે તો હું મારાં પોતાના બચ્ચાં છોકરાંની માફક તારી ચાકરી કરીશ. હું તારા હાથ ઉપર ચુંમી લઉં, ને તારા ટાંટિયાની ચમ્પી કરૂં. વળી તું ઉંઘવાનો થશે ત્યારે તારૂં બીછાંણું ઓ પખોડી ઝાટકીને ચોખ્ખું ચટ કરી આલીશ. તારૂં ઘર કયાં છે તે મેં દીઠું નથી, બાકી તે જો એકવાર મારા જોવામાં આવે કેની, તો દરરોજ સઢવાર સાંજ તારે થકી દુધ ને ઘી લઇ આલું! વળી પનીર, ને ઘીનો ગગડતો રોટલો પણ લાઉં, અને તારે વાસ્તે સકઇ તાજાં દહીંનાં માટલાં આણી આલું. તારે સારૂ બધું ખાવાનું મારે તાજું બનાવી લાવવું, ને બસ તારે તો બેસીને માત્ર ખાયા કરવું. ભલારે તું મને મળી જા! તુંને મારાં સઘળાં મેઢાં બકરાં ઓ અર્પણ કરી દઉં! મારી આ ખરાં દિલની અરજ બંદગી તુંને કરૂં છું, માટે હે ભગવાંન! તું કયાં છે?

આવી રામનિંદા સાંભળી મુસા પેગબરે ભરવાડને ઠપકો આપ્યો,

કે "તું આવું બેઅદબી ભરેલું કોણને કહે છે ? તું મુસલમીન નહીં પણ કાફર છે. પ્રભુને એવી તારી શેવા ચાકરીની કાંઇએ આવશ્યકતા નથી. જે જન્મ્યો તેને માટે દુધ છે. તે કે જે જોડા પેહેરતો હોય તેને તેની જરૂર છે તે ઇશ્વરને એવી ચીજોની કાંઇએ જરૂર નથી." આ ઠપકાથી ભરવાડને પશ્ચાતાપ થયો તેણે પોતાનો જભ્ભો ફાડી નાંખ્યો, અને જંગલમાં ચાલ્યો ગયો. તે ઉપરથી અલ્લાતાલાએ મુસા પેગંબરને ઠપકો દીધો, કે તને ઇસલાંમી ધર્મ ઉપર શ્રદ્ધા વધારવાને મે મોકલ્યો, અને તું તો આમ કરીને લોકોનું ઉલટું યકીન તોડે છે. પ્રત્યેક મનુષ્યને તેમને અનુકુળ આવતી અમુક રીતો મેં બક્ષેલી છે, અને દરેક આદમીને તેને લાયકની ભાષાઓ આપેલી છે. જે તેને મનથી આશિર્વાદ સમાન છે તે તારે મનથી શ્રાપ સમાન છે. જે તેને મનથી મધ છે, તે તને ઝેર જેવું લાગે છે. તેના અંતઃકરણમાં જે પ્રકાશ છે, તે તારાં દિલમાં દોજખનો અગ્નિ છે. જે તેના હૃદયમાં ગુલાબ છે, તે તારી છાતીને કાંટા લાગે છે. જે તેના મનથકી સારૂં તે તારાં મનથકી નઠારૂં, જે તેને પસંદ પડતું તે તને અણગમતું, અને જે તેના દીલથી સફાઇ તે તારાં દીલથી અપવિત્રાઇ છે. પછી પરમેશ્વર કહે છે કે;

"મન ન કર્દમ ખલ્કત તા સુદી કુનમ, બલ્કે તા બર બંદેગાન જુદી કુનમ.
હીંદીઆંરા એસ્તેલાએ હીન્દ મદેહ, સીંધીઆંરા એસ્તેલાએ સીંધ મદેહ.
મન ન ગર્દમ પાક અઝ તશબીહે શાન, પાક હમ ઇશાંન શવ દો દૂર ફેશાન.
મા બીરૂનરા મ નેગરીમો કાલરા, મા દીરૂનરા બેનેગરીમો હાલરા.
નાઝેરે કલબીમ અગર ખાશે બુઅદ, ગરચે ગોફ્તલફ્ઝે ના ખાસે બુઅદ."

એટલે કે, આ પૃથ્વિ કાંઇ મેં મારા લાભાર્થે નથી ઉત્પન્ન કરી, પરંતુ મારા બંદાઓ ઉપર મેહેરબાંની અને બક્ષેશ કરવાને માટેજ મેં તેમને પેદા કર્યાં છે. હિંદુ લોકોની ભાષા હિંદુઓના મનથી આશિષ છે, અને સિંધી લોકોની બોલી સિંધીઓને સારૂ આશિર્વાદ સમાન છે." અશોપરવરદેગાર પવિત્ર છે" એમ તેઓ બોલે, તેથી કાંઇ હું પવિત્ર થતો નથી; બલ્કે તેમ બોલવાથી તેઓ પોતેજ પાક થાય છે, અને મોતીના દાણાં પાથરે છે. હું કાંઇ બાહારના દેખાવ ઉપર, કે બાહારના બોલવા ઉપર નજર રાખતો નથી, પરંતુ તેઓનાં ભિત્તર અને અંતર્યામ તરફ જોઉં છું. હું એટલુંજ જોઉં છું કે તેઓનું અંતઃકરણ તાબેદાર છે, કિંવા તેમનું બાહારથી માત્ર મોઢેથી બોલવાનુંજ તાબેદાર છે.

એમાં રામનિંદાનો અલંકાર છે; તેમજ સત્યાસત્યદિપક, સંબોધન,

ઐવડપ્રાસ, વિદગ્ધ સંકલ્પાલંકાર, અપ્નહ્નુતિઅલંકાર, વગેરે અલંકારોનો સંસર્ગ થયલો છે; પરંતુ એમાં પ્રાધાન્ય રામનિંદા અલંકારનું છે, અને બાકીના અલંકારોનું ગૌણત્વ છે.

# ૪૧

## પ્રાચિન હિંદુ કાવ્ય.

*" The Indian bards and sages;*
*Who lived in those far distant ages,*
*Wrote mighty works in verse and prose,*
*Ere yet the star of Hellas rose. "*

( પ્રોફેસર મેકમીલન )

આગલા હિંદુ કવિઓએ કાયદા અને કવાયદ પ્રમાણેની કવિતા અને ગાયનોનો અભ્યાસ કરેલો હતો. જોકે તેમની ઘણીક કવિતાઓમાં ધર્માંધપણું અને બીન જરૂરના વિભાગો ઘણા વધારવામાં આવ્યા છે, તોપણ સામાન્ય રીતે લેતાં તેમનું કાવ્ય ચોખ્ખું, શાસ્ત્ર પ્રમાણ, અને વ્યવસ્થિત છે. એઓમાં અતિશય સુંદર ઉત્પ્રેક્ષાલંકાર અને સજીવારોપણ વપરાયલા હોય છે. પરંતુ આગલા હિંદુ કવિઓમાં પણ બિભિત્સ અલંકારો બહુ વપરાયલા હોવાથી, હમે તેની ગમે એવી ખુબી છતાં પડતા મુંક્યા છે. મહાન **કાળિદાસ** કવિ પણ આ જાતના નીતિ ભ્રષ્ટ કાવ્ય બનાવાથી મુક્ત રહ્યો નથી. નીતિ ભ્રષ્ટ કાવ્યો કાળિદાસે બહુ બહુ કરેલાં છે. તેમાં કામદેવ અને માહાદેવની મારામારીનો ચિતાર અતિશય અજીઠો ચિતાર્યો છે. તેમજ તેની વાંધાભરી ચાલ માટે તેના સસરા સાથ તેણે જે તકરાર લઇ, પ્રત્યક્ષ નીતિ ભ્રષ્ટ કર્યા બદલ કવિતાઓ વાંચતાં કામરસ ઘણો વધે, અને કુછંદ ચાલે એવું છે. તેમજ પોતાની માશુક સાથે બીજના ચંદ્રના આકાર ઉપર જે કવિતાઇ વાદ ચલાવ્યો છે, તે ઘણો રસદાર છતાં પ્રસિદ્ધ થઇ શકે એવો નથી. ટુંકમાં જે પ્રાચીન કાવ્યો બિભિત્સ છે તેમાં અલંકારની ઘણીજ ઉત્તમ મજા છે; એટલુજ નહીં પણ ફારસી વગેરે જે ઘણાં ઉત્તમ કાવ્યો બિભિત્સ જોડાયલાં છે, તેટલાં રસિક અને ઉત્તમ મગજશક્તિવાળાં છે. પરંતુ તે વાંચીને મનમાંજ રાખવા જેવાં છે. જોકે હિંદુ રસમને રૂપ આપતાં તેનું કેટલુંક લેવું ભાગ પડે ખરૂં, તથાપિ આપણાથી તેનો ઉપયોગ થઇ શકે એવાં તે નિષ્કલંક નથી.

તેઓના સંસ્કૃતાદિ કાવ્યમાંથી થોડીક મતલબ સ્પષ્ટ અલંકારો વીશે આપીશુ સીરામપુરવાળા **વીલ્યમ વોર્ડ**ની રચેલી હિંદુઓની રીતભાત વગેરે તથા તવારીખ વગેરેના અ ગ્રેજી પુસ્તકોને આધારે તેનું વર્ણન કરીશું.

૧—આપની કીર્તિનો પ્રકાશ સૂર્યના પ્રકાશને એવો તો ઝાંખો પાડી દે છે, કે હવે વધારેવાર સૂર્યનારાયણની આ પૃથ્વિને જરૂર રહી નથી. ( શ્રી હર્ષ. )

૨—એક સુદર અપ્છરાને કહેતાં **હનુમાન** બોલે છે કે, "ચદ્ર મધ્યે જો ધાબાં ન હોત, તો હું તે ચંદ્રની ઉપર મેહેરબાની કરીને કદાચ તારી ખુબસુરતી સાથે સરખાવતે."

૩—તેણે પોતાનો તીર એટલા તો જોરથી ફેંકયો, કે તેની પછવાડે વિચારથી પણ જઇ શકાયું નહીં. ( **વ્યાસ.** )

૪—ઓ મંધાતા કુંવર! તારી દોલત સાથે સરખાવતાં તો લક્ષ્મી દેવી પણ ભુખે ફાકા મારે છે. ( **વ્યાસ.** )

૫—તારી મનોહર કાંત્તિ અને લજ્જા આકાશ ઉપર ચમકતી વીજળીના જેવી છે, કે જે ઘડીમાં ચમકારો મારે છે, અને ઘડીમાં ગુમ થઇ જાય છે. ( **ભવભૂતી.** )

૬—આ અપ્છરા કાંઇ મનુષ્ય અવતાર નથી, એ તો ચંદ્ર છે, જે અઝદાથી બીહને આ પૃથ્વિ ઉપર આવી પડયો છે. (**સુબંધુ** )

મી. કોલ્બ્રુકનો અભિપ્રાય તો એવો છે કે, જે પ્રમાણે **ફેનેલન**ની બનાવેલ " *Telemaque* " તથા **ગેસનર**ની બનાવેલ " *Tod Abels* " ગધ છતાં પધમાં ગણી શકાય છે, તેવીજ તરેહના ઘણા હિંદુ ગ્રંથો સાદી એબારતમાં લખેલા છતાં તે કવિતાના ગ્રંથોમાં ગણાયલા છે. **સુબંધુ**નું રચેલ **વસવદત્ત**, તેમજ **દશકુમાર** નામનું **દંડી** કવિનું રચેલ પુસ્તક બહુ મધુર છે. તેમાં ખટકે ખટકે દોહરા, છંદ વગેરે આવે છે ખરા; પણ ગધનીજ ખુબી વિશેષ છે. જોકે ગધ પુસ્તકમાં મહિં મહિં કવિતાનાં છમકલાં મુકેલાં હોય એવાં પુસ્તકો તો ઘણાં છે. તેઓ **ચમ્પૂ** અથવા **શંપૂ**ના નામે ઓળખાય છે * **ત્રીવિક્રમનું નળચમ્પૂ** એ પણ તેજ જાતનું છે. પશ્ચિમ તરફના દેશોમાં પણ એવાં પુસ્તકો જાહેર છે. જેમકે ફ્રેન્ચ લોકોમાં *Voyage de Bachaumont et de La Chapelle* નામની મુસાફરી ઘણી

* જેવા કે નરસિંગ ચમ્પૂ-ગંગ ચમ્પૂ-વીદનન ચમ્પૂ વિગેરે.

પ્રસિદ્ધ છે. વળી હિંદુસ્થાનના આગલાં નાટકનાં પુસ્તકો પણ ચમ્પૂ જેવાજ છે. તેમાં પણ પદ્ય ગદ્યનું મિશ્રણ આવે છે. ઇટાલ્યન નાટક-શાળાઓમાં તો **ફ્લૉરેન્ટીની** અટક્વાળો **એન્જેલો બીઓલકો** નામનો હાસ્ય રસિક ખેલ બહુ જાણીતો છે. હિંદુ કાવ્યનો પિતા તો રામાયણ નો કર્તા **વાલ્મિકિ** કહેવાય છે. એનું રામાયણ વાંચી મહીલાનો રાજા **જનક** એટલો તો મોહી પડયો, કે પાંડવ કૌરવનું દાસ્તાંન, રામાયણના જેવું લખવા વાલ્મિકિને વિનવ્યું. પરંતુ તેણે તેવું કાવ્ય રચવા નાં પાડયાથી, **પરાશર** રૂષી અને તેના બેટા **વ્યાસને** તેણે તે કામ સોંપ્યું. બાપ કરતાં બેટાનું લખાણ રાજાને બહુ ગમ્યું, તેથી તેનેજ એ કામ સોંપ્યું; જેથી વ્યાસે **માહાભારતનો** ગ્રંથ રચ્યો. ઉપલાં બે મહાન કાવ્યોથી ઉતરતાં હિંદુ કાવ્યોમાં **માઘનું** બનાવેલું શીશૂ-પાળબધ્ધ; **વાનભટ્ટની** રચેલ કાદંબરી; **કાળિદાસ** કવિના કાવ્યો; **ભવભુતિના** રચેલ માલતી માધવ; ઉત્તર રામ ચરિત, વીર ચરિત; **ભારવીનું** કીર્ત્તે અર્જુન્ય; **શ્રી હર્ષનું** નૌઇશધ; ભટ્ટ **નારાયણનું** વેનીસંગ્રહ; **મોરારીમીશ્રનું** અનર્ઘ રાઘવ; **પક્ષધરમીશ્રનું** પ્રસન્ન રાઘવ; **જીવગોસ્વામીનું** વિદગ્ધ માધવ; અને **જયદેવનું** ગીત ગોવીંદ એ મુખ્ય છે. કાળિદાસ કવિના જમાના વીશે મુકરતા થતી નથી, પણ વિક્રમાદિત્ય એ કવિનો મુરબ્બી હતો. કવિઓનો બીજો મોટો મુરબ્બી છેલ્લાં છેલ્લાં ભોજરાજા થઇ ગયો છે. અલંકાર વિષયમાં હિંદુ કવિઓ કાંઇએ કમી નોહોતા.

## ૪૨

ખુદ્રતના દેખાવો ઉપર તરેહવાર અલંકૃત લખાંણો હિંદુ કવિઓએ કરેલાં છે, તેના થોડાક દાખલા આપીશું. દવ પડવાની રતુ વિશે.—

स्वैरिण्या नियमा इव स्मितरुचिः कौलाङ्गनानामिव स्नेहा वार
मृगीदृशामिव नवस्त्रीणां रतेच्छा इव। दम्पत्योः कलहा इव श्रिय इव
प्रायेण पापीयसां प्रादुर्भूय तिरोभवन्ति सततं हैमन्तिका वासराः ॥

( સૂકતીકર્નઅમ્રીત. )

અર્થઃ—જેવો દવ પડવાની રૂતુના દિવસનો જન્મ થયો, કે તુર્તજ મસ્તીમાં આવેલી સ્ત્રીના ઠરાવની માફક, અથવા પતિવ્રતા ઓરતની ચપળતાની માફક, અથવા વેશ્યા રાંડના પ્યારની પેઠે, અથવા

તુર્તની પરણેલી શરમાળ છોડીના શયનગમનના પ્યારની પઠેમ, અથવા ધણીધણીઆણીના ઝગડાની માફક, અથવા પાપી મનુષ્યની આબાદીની માફક તે દિવસ તુર્તજ મરી જાય છે.

એજ પ્રમાણે શિયાળાની ( *Winter* ) ૠતુનું વર્ણન કેવું સુંદર ચિતાર્યું છેઃ—

तुषारकालभूपालः ससार तुहिनाचलात् ।
सहसा जगती जेतुं सह सामन्तवायु ना ॥
पलायते भिया मानुश्चित्र भानुदिशं ततः ।
सोऽन्विष्यते प्रति प्रातंदीनरुद्धीकृताननैः ॥
अवस्थां पत्युरालोच्य वासरः कृशतामगात ।
प्रियापमानसव्रीडा मग्ना पयसि पद्मिनि ॥
विहीनतेजा हुतभुक दीनालय पलायितः ।
जरत्पटपरीताङ्गो नीचैरपिस लंघरते ॥

અર્થઃ—આ ૠતુ તો એક રાજાની માફક, ઠંડી લેહેરકીઓનો ધતમામ લઇને પૃથ્વિને જીતવાને માટે હિમાળય ઉપરથી લશકર લઇને ધસી આવે છે. ઘણા ઘણા બળિરાજાઓનું અભિમાન મુકાવી દે છે. દિવસનો રાજા ( સૂર્ય ) ધાસ્તીનો માર્યો અગ્નિ કોણમાં ( યાને ગરમ દેશમાં ) ભરાઇ બેસે છે. દર સહવારે ધ્રુજતો કાંપતો કંગાળ પુરૂષ પોતાનું માથું ઉંચું કરીને તેને શોધવાના ફોકટ ફાંફાં મારે છે. અને દિવસ તો પોતાના ધણીના વિયોગના ગમમાંનો ગમમાં નાબુદ થાય છે, અને જળ કમળ તો પોતાનો આશક ખોહવાઇ જવાથી શરમાઇ જઇને પોતાનું મોઢું માથું પાણીની હેઠળ ખોસી દે છે. અગ્નિ તો પોતાની શુદ્ધ બુદ્ધ ખોહી દઇને એક ગરીબની ઝુંપડીમાં ભરાઇ રહે છે, અને પોતાને ફાટાંતુટાં ચિથરાંમાં છુપાવી દે છે, જેથી કરીને એક ભુખે મરતો કંગાળ પણ તેની સામે થાય છે.

વળી બીજું વર્ણન એજ ૠતુ વીશે ઘણું ખુશનુમા જણાવેલું છે—

विभीषयति शीतलं जलमहिर्वपुष्मानिवप्रलोयभयति कामिनीस्तन इवास्तधूमोऽनलः । सुतात्पथ इव त्विषो दिनमणेः सुखाकुर्व्वते कुटुम्बकटुवागिव व्यथयते तुषारानिलः ॥

અર્થઃ—જે પ્રમાણે સર્પની હાજરીની ધાસ્તી લાગે, તેવી ધાસ્તી ઠંડાં ગાર પાણીની ઠંડકની લાગે છે; જે પ્રમાણે એક બદનજર પુરૂષને એક સ્ત્રીના સ્તનો માટે જેવી કામેચ્છા ઉત્પન્ન થાય છે, તેવી ધુંમાડા વિનાના અગ્નિ માટે કામેચ્છા ઉશકેરાય છે; જે પ્રમાણે પુત્રની વૃધ્ધિની વધામણીથી દિલને ખુશ લાગે છે, તેવીજ ખુશી સૂર્યના કીરણોથી લાગે છે; અને ઠંડા પવનની લેહેકી શરિરને લાગે છે, તે જાણે પોતાના એક મિત્રના મોઢાંમાંથી નીકળેલા કડવા શબ્દોના જેવી લાગે છે.

વળી વસંતરૂતુ ( *Spring* ) નું વર્ણન તેજ ઢબથી એક હિંદુ કાવ્યમાં આવેલું છે.

ललित लवङ्गलता परिशीलनकोमलयसमीरे । मधुकरनिकरकरम्बितकोकिलकूजितकुञ्जकुटीरे ॥ विहरति हरिरिह सरसवसन्ते । नृत्यति युवतिजनेन समं सखि विरहि जनस्य दुरन्ते ॥ मृगमदसौरभरभसवशम्वदनवदलमालतमाले । युवजनहृदयविदारणमनसिजनखरुचिकिंशुकजाले ॥ मदनमहीपतिकनकदण्डरुचिकेशरकुसुम विकाशे । मिलितशिलीमुखपाटलिपटकृतस्मरतूणविलासे ॥ ( જયદેવ )

અર્થ— મલય પર્વત ઉપરથી ફુંકતા પવનો પોતાની પાંખો ઉપર લવિંગની ખુશબોદાર સુગંધ લેતા આવે છે; માખીઓનો ભણભણાટ લાવે છે; અને કોયલનો મીઠો રાગ છોડવાઓની ગીચ ઝાડીઓમાંથી સંભળાય છે—અને તમાલના તાજા પાત્રાંઓ કસ્તુરીના જેવી સુગંધ ફેલાવે છે. ફ્નૂંસના જેવાં બતીક્રોન્દોસાના ફુલો, કમનશીબ આશકોના કપાઇ ચીરાઇ ગયલાં હૃદયના લોહીથી ઢંકાયલાં પ્યારના દેવતા ( *Cupid* ) ના નખોને મળતા જણાય છે. પન્નગનું ફુલ તે પ્યારના દેવતાના રાજદંડને મળતું આવે છે, અને તે ઘણાજ સુગંધીદાર પંનંગોના ફુલ ઉપર બેઠેલી મધમાખો જાણે પેલા રાજદંડના લોલક કરતા ચમકારાને મળતી આવે છે. આ રૂતુમાં શ્રીકૃષ્ણ રાસક્રિડા કરી લીલા રમે છે, પરંતુ એક વિધવા અથવા રંડાયલો ધણી તો ઘણીજ કંગાળ સ્થિતિ ભોગવે છે. એવુજ બીજું ફક્કડ વર્ણન નિચે જણાવેલું છે.—

रसालमुकुलाशुगो भ्रमरमालिका शिञ्जिनीदधत् कुसुमकार्म्मुको जगंति यस्य सेनापतिः । वसन्तवमुधेश्वरः सरतिसोऽद्यजेतुं रुपातुषार-

करमन्लिणा भ्रमरकोकिलः कामिनीः ॥

અર્થઃ—એક ધણીએ નિવારી મેળેલી સુંદ્રાનાં દિલને જખમી કરવા સારૂ વસતરૂતુ આવે છે. તે એવી રીતે ધસી આવે છે, કે જેવી રીતે એક પાદશાહ પોતાના સેનાધિપતિ લેખે પ્યારના દેવતાને લઇને આવે છે. જેની કમાન ફુલોની બનેલી છે, અને તે ફુલો રૂપી કમાન ઉપર ભોગ ભોગવતી મધમાખોની હારો તે કમાનની ઉપરની દોરી જેવી છે, તથા મરવા ( નાની કેરી ) તે ગોલા પેલી કમાનના તીરો છે. ચંદ્ર છે, તે પેલા રાજાનો મંત્રી છે, તથા પેલી માખીઓ અને કોયલ છે, તે પેલા રાજાના દરબારીઓ છે. આ દાખલાઓ ઉપરથી ફીલસુફ બેકનના શબ્દો યાદ આવે છે કેઃ—

*"Poetry is taken in two senses in respect of words or matter. In the first sense it is but a character of style, & belongs to the art of speech. In the latter it is one of the principal portions of learning, and is nothing else but feigned history, which may be styled as well in prose as in verse."*

વળી તેવુંજ વર્ણન જયદેવે કરેલું છે, તે નીચે મુજબનું છેઃ–

अद्योत्सङ्गवसन्भुजङ्गकवलक्लेशादिवेशाचलंप्रालेयप्लवनेच्छयानुसरति श्रीखंड शैलानिलः । किन्नूचस्निग्धरसालमौलिमुकुलान्यालोक्य हर्षो दयादुन्मीलन्ति कुहूः कुहूरिति कलोत्रानाः पिकानां गिरः ॥

અર્થઃ—મલય પર્વત ઉપરનો પવન, જેનો સર્પોએ ભક્ષ કર્યો હતો, તે તેમના મોઢાંમાંથી ખુશનુમા નરમ લેહેરકીના રૂપે છુટો થઇને પોતાને ઠંડક પમાડવા સારૂ હિમાલય પર્વત તરફ ધુમે છે. કેરીના નાના મરવાઓને દેખીને કોયલો આનંદ પામીને ખેતરે ખેતરે કુકુ કુકુ કરીને કુદતી ફરે છે. એમાં વળી કાળા હરફોથી શરનાદિકા પણ સમજાશે. વળી ઉન્હાળાની મોસમનું વર્ણન નીચે પ્રમાણે હિંદુ કાવ્યએ દીપાવેલું જોશો.

सुतसा सौभाग्यस्खलितवनितावद्सुमती समीरो मन्थाद्रेर्भ्रमणफणभृतफूत्कृतिसखः । विवस्वान् दुष्प्रेक्ष्यो द्रविणमदमत्तस्य मुखवत् जगद्योगीन्द्राणां नयनमिव निष्पन्दमभवत् ॥ ( સુકિત કર્ન અમ્રીત. )

અર્થઃ—આ ૠતુમાં અતિશય સખ્ત તાપ પડવાથી જમીન તો એવી થઇ ગઇ છે, કે જે પ્રમાણે પૂર જુવાનીના બાહારમાં આવી ચુકેલી એક હિંદુ છોડી* તેજ વખતે રંડાઇ પડયાથી જેવી થાય છે, તેવી તે જમીન થઇ છે. આ ૠતુનો બળ્યા બળ્યા જઇએ એવો ગરમ પવન, દરિયો દોહોવતી વેળાએ **અનન્ત**+ સર્પના મોંમાંથી નીકળેલા બાફને મળતો છે. અને સુરજ તો જે પ્રમાણે પુષ્કળ પૈસો મળવાથી એક માણસ ફુળી ગયો હોય તે પ્રમાણેનો દેખાવ કરી રહ્યો છે. અને ધ્યાન ધરીને સ્તબ્ધ થઇ પડેલા એક યોગીની આંખોની માફક પૃથ્વિ તો હાલ્યા ચાલ્યા વગર સ્ટબ્ધ થઇ રહી છે. વળી વરસાદની ૠતુને માટે હિંદુ કાવ્યમાં મનોહર દેખાવોના અલંકૃત વર્ણન કરેલાં છે.

सशीकराम्भोधरमत्तकुञ्जरस्तडित्पताकोऽशनिशब्दमर्दलः ।
समागतो राजवदुद्धतध्वनिर्घनागमः कामिजनप्रियः प्रिये ॥ (કાળીદાસ)

અર્થઃ—વૃષાૠતુ કે જે સ્ત્રિલંપટ પુરૂષના આનંદની ૠત છે, તે વાદળાંરૂપી મસ્ત બનેલા હાથી ઉપર બેશીને એક રાજા લેખે આવે છે; તેના ઝુંડા લેખે વીજળીના ચમકારા છે, અને તે વીજળીના કડાક ધડાકા તે પેલા રાજાના ડંકાની બરાબર છે. એવુંજ વર્ણન બીજો એક જુનો કવિ નીચે પ્રમાણે આપે છેઃ—

घनतरघनवृन्दैश्छादिते चान्तरीक्षे निविडतिमिरजालैर्दिक्षु संक्षोभितासु॥
दिवस रजनिभेदंमन्दवाताः शशंसुः कमलकुमुदगन्धा नाहरन्तः क्रमेण ॥

---

* હિંદુઓના બાળલગ્નની રીતિ તથા પુનર્લગ્નની મનાઇના દુષ્ટ ચાલોનો આ ઇસારો છે.

+ માહાભારતમાં એવી કથા આવેલી છે, કે એકવાર આબેહયાત મેળવવા સારૂ દેવ દાનવો સાથે મળીને દરિયો દોહવવા લાગ્યા. તેઓએ મંદ્ર પર્વતની આસપાસ સર્પ દેવતા **અનન્ત**ને વીટાળ્યો, અને પછી તે સર્પના માથાંને દેવતાઓ વળગી રહ્યા, તથા તેની પુછડીને રાક્ષસો બાઝયા. પછી તે પર્વતને ધરીને જેમ માખણ વળોવનારી મહીયારી હાથમાં દાંડો પકડીને છાસની દોહોણીમાં તે દાંડા વડે વળોવે છે, તે પ્રમાણે તે પર્વતને દાંડાની માફક દરિયામાં દોહવવા લાગ્યા. પરંતુ અનન્ત સર્પની ગરમી એટલી બધી તો હતી, કે પેલા દેવતાઓથી તામોશ થઇ શકી નહીં, તેથી પુછડી આગળ પોતે ગયા, અને રાક્ષસોને મોઢાં આગળ લાવ્યા.

અર્થઃ— ભારે વાદળાંઓથી હવા તો ઘેરાઇ ગઇ છે, અને દરેક ભાગ તો અંધારાંથી ઢંકાયલા છે. જેથી માત્ર કમળના પમરાટને લીધેજ દહાડો છે એમ જણાય છે, અને સફેદ કોશેટા જે કે શીતળ-મંદવાયુથી હાલે છે, તેની સુગંધથીજ રાત પડી છે એમ સમજાય છે. એ પ્રમાણે **વિશ્વનાથ** કવિએ વર્ણન કરેલું છે. એજ કવિએ નીચે પ્રમાણે એ રૂતુ માટે કહેલુ છે કે;

निमील्य लोचने मन्ये दिवाकर निशाकरै ।
निद्राति भगवान् गाढं प्रावृषोऽनुभवन् सुखं ॥

અર્થઃ—વિષ્ણુ જેની આંખો તે સુર્ય અને ચંદ્ર છે, તે ઉંઘવા ગયલા હોવાથી આ પૃથ્વિ અંધકારમાં ગીરફ્તાર થઇ પડી છે. વળી સુકિત કર્ને અમ્રીતમાં વર્ણન છે કે;

क्षपां क्षामीकृत्य प्रसभमपहृत्याम्बु सरितां प्रताप्योर्वीं सर्व्वीं वनगहन मुत्साद्य सकलं । कसम्प्रत्युष्णांशुर्गत इति समन्वेषण परास्तडिद्दीपालोकैर्दिशि दिशि चरन्तीव जलदाः ॥

અર્થઃ—વાદળાંઓ પોતાના હાથમાં વીજળી રૂપી મશાલ પકડીને સૂર્યની શોધમાં ફરે છે, અને તેને સખત શિક્ષા કરવાની તેઓની ધારેણા છે, કારણ કે તે સુર્યનારાયણે રાતને ટુંકી કરી નાંખી છે, તેમજ નદિઓનાં પાણી સુકવી નાંખ્યાં છે. પોતાના કીરણોથી પૃથ્વિને દુઃખી દુઃખી કરી છે, અને જંગલોને બાળી મુંકયાં છે, તે સર્વની સજા કરવા સારૂ વાદળાં તેની પુઠે પુઠે ફરે છે. કેવું સુંદર વર્ણન કર્યું છે ! હવે તાપના દહાડા ( *Sultry season* ) વીશે કરેલું વર્ણન આપી બસ કરીશું.

काशैर्मही शिशिरदीधितिना रजन्यो हंसैर्जलानि सरितां कुमुदैःसरांसि ।
सप्तच्छदैःकुसुमभारनतैर्व्वनान्ताःशुकलीकृतान्युपवनान्यपि मालतीभिः॥

અર્થઃ— વગર વાવવે શકેરા ધર્મક થયલી જમીન સફેદ થઇ છે. ચંદ્રના ચાંદરણાની રેલથી કરીને રાત્રિ તો દિવસમાં ફેરવાઇ ગઇ છે, નદિઓ હંસોથી કરીને સુફેદ થઇ ગઇ છે, અને નાળાંઓ કમળ ફુલોથી ભરપુર થઇ ગયાં છે; જંગલો કુસુમ ફુલોથી ઢંકાઇ ગયાં છે, અને જાસવાનના ફુલોના અતિશય પમરાટથી બાગબગીચા

ભરપુર થઇ ગયા છે. એ પ્રમાણે એક કવિ, જે હદે કલ્પના ચલાવે છે તેને માટે ફીલસુફ બેકન કહે છે કે:—

# ૪૩

*" The poet is limited in his choice of words by the necessities of metre, but in range of subjects he is limited only by the extent of his imaginative power. "*

એ પ્રમાણે હિંદુ કવિઓ ખુદરતના દેખાવોનું વર્ણન ઉત્તમ કરી ગયા છે; તેમજ ઉત્પ્રેક્ષા–ઉપમાન–ઉત્તરોત્તરવૃદ્ધિ–પ્રપુનઃઉચ્ચારણ–અન્યોક્તિ—મર્મવચન—વગેરે સરસ અલંકારો વાપરી ગયા છે. વળી નવા અલંકારો નીચે પ્રમાણે તેમણે દીપાવેલા છે.

૧–અપવાદવાળી સરખામણી— " ઓ પ્રિયા! તારો મનોહર મુખડો સુર્યના મુખડાને મળતો આવે છે, પણ તેનામાં જે દાધ છે તે બાદ કરતાં. "

૨–વિભવન અથવા કારણ વગર જણાવેલી અસર—"ઓ દંપતી! તારો ચેહેરો અંઘોળ કર્યા વિનાનો હોય, તોપણ તે સ્વચ્છ છે."

૩–સમાસોક્તિઃ—થોડા શબ્દોમાં ઘણું સમજાવવું તેઃ–"ઓ કુમુદ! * તારા ગુણો માટે એક સતીના જેટલી મગરૂર તું ના થા! હમે બધા તુને ઓળખ્યે છીયે, કે તું તારો મુખડો સુર્યને વટીક બતાવતી નથી, તોપણ મધમાખને તારી કાટમાં લઇને તો આખી રાત તું પડી રહે છે!"

૪–ઠપકાના રૂપમાં સ્તુતિઃ—" સર્વે લુટારાઓ કરતાં, ઓ પ્યારી! તું ઘણો મોટો લુટાર છે. બીજા ચોર લુટારાઓ તો પૈસા કે જે નકુચ છે, તે ચોરે છે, પણ તુ તો દિલ ચોરી જનારી છે. ચોરો તો રાતે લુટે છે, ને તુ તો ધોળે દિસે લુટે છે "

૫–અપ્નહુતી=જેમાં ખરો અર્થ છુપો રાખવામાં આવે છે— શ્રી કૃષ્ણની વાંસળી વીશે બોલતાં કહે છે કે, "એ કાંઇ વાંસલી નથી, પરંતુ દુધ દહી ને માખણ વેચનારી મહીયારીઓના સર્વો-

---

* કુમુદ ફુલમાં આખી રાત મધમાખ ભરાઇ રહે છે અને હિંદુઓની સતી સ્ત્રિઓ ઘરમાંથી બાહાર નીકળતી નથી, તથા કોઇને પોતાનો ચેહેરો કદિએ બતાવતી નથી, તથા કદિ સુર્ય તરફ વટીક જોતી નથી, તે ઉપર આ ઇશારો છે.

ત્તમ ગુણો, તેમની જાત, અને તેમનું કુટુંબ ખરાબ કરનારી એક ચીજ વિધાતાએ શોધી કાઢી છે. "

૬-સુક્ષ્મ=જેમાં ઘણાજ ઉંચા પ્રકારનો અર્થ કે સંબંધ આવે છે·—ઘણા હિંદુઓ પોતાના ઘરની દેવાલો ઉપર સુર્યની આકૃતિ પાડે છે. એક દિવસે એક છેલછબીલાએ, કોઇ પારકી ઓરત, જે તેને ત્યા આવતી જતી હશે, તેને ઇશારત કરી કે "મારી પાસે તું ક્યારે આવશે." ઘણી બ્હેનપણીઓમાં તે બેઠેલી હોવાથી તેનાથી બોલી શકાયું નહીં, પણ પાછો ઇશારતમાંજ જવાબ આપ્યો, તેણીએ પાણીની ખોબલી ભરી સુર્યની આકૃતિ ઉપર છાંટી. યાને કે જવાબ આપ્યો કે "આ સુર્ય ઢંકાઇ જશે, અર્થાત રાત પડશે ત્યારે હું તારી પાસે આવીશ"

૭-પરિવૃતિ=જેમાં અર્થને નહીં જણાઇ આવે એવી રીતે ફેરવી નાંખવામાં આવે છેઃ—એક રાત્રે શ્રી કૃષ્ણ પોતાની વ્હાલી રાધાની દરકાર વગર ચંદ્રાવળી સાથે તોલ ટપ્પામાં મસ્ત બની ગયો હતો, બીજે દહાડે સહવારે જ્યારે તે રાધાની આગળ ગયો ત્યારે તેણીએ કહ્યું કે, "ગઇ રાતે જાગ્યા તો **તમે** ને આંખો તો **મારી** રાતી થઇ છે." યાને કે ચંદ્રાવળી સાથે અલેયાં બલેયાં કીધાથી રાધાને ગુસ્સો આવી ખુન ચઢયું છે.

વળી **સહોક્તિ** કે જેમાં બે માણસોને માટે બોલવામાં આવે છે તે, **આશીષ** કે જેમાં આશિર્વાદ સમાયલા હોય છે તે, તથા **સંકીર્ણ** યાને જેમાં ઘણા અલંકારો સમાઇ અલંકાર સંસર્ગાલંકાર બનેલો હોય, એવા પુષ્કળ અલંકારો પ્રાચીન હિંદુ કાવ્યમાં નજરે પડે છે.



હિંદુ કાવ્યમાં જે **નવરસ** ( *Nine passions* ) કહેલા છે તેનો માત્ર એકેક દાખલોજ મમ્મેથ ભટ્ટના **કાવ્ય પ્રકાશ** ઉપરથી વીણી કાઢેલો ઉતારીશું.

૧-સંગાર રસ ( *Love* ) એક સ્ત્રિ પોતાના પતિનો વિયોગ થતાં બોલે છે કે; "મારાં આભુપણ જાય છે—મારાં આંસુઓ હંમેશ ટપકતાં રહે છે—હું મારી ધીરજ પણ ખોહી બેઠી છું—મારા પતિએ મને છોડી દીધાથી મારૂં અંતઃકરણ તે પ્યારાની આગળ આગળ જવાને ઇચ્છે છે. એ સર્વેતો જશે. જ્યારે એ બધાં જાય છે, ત્યારે ઓ મારી જીંદગી! તું પણ એ સઘળા સાથની સાથે સાથે કેમ

નહીં જશે વારૂં ?

૨–હાસ્ય રસ ( *Risibility* ):—એક બ્રાહ્મણ સ્નાન કરીને ઘેર જતો હતો તેવામાં એક વેશીઆ તેના માથાં ઉપર થુંકી. તે બ્રાહ્મણ રડતાં રડતાં બળાપો કરવા લાગ્યો કે, " આહા ! જે માથું મેં મંત્રથી પવિત્ર કરેલું તે ઉપર આ રાડે થુંક નાંખ્યાથી મારૂં માથું જખમી થયું છે. "

૩–વીર રસ ( *Courage* ) રાવણ રાજાનો પુત્ર **મેઘનાથ** લડાઇના મેદાનમાં આવીને જૂએ છે તો રામ રાજાની મદદમાં વાંદરાઓનું સૈન્ય સામે આવતું જોઇને તેઓને બખાળ મારી કહે છે કે:— " રે તમે સર્વ વાનરો ! રે યુવાન વાનરો ! મારી હાજરીમાં તમારી સર્વ ભીતી તજી દો ! કેમકે મારૂં ધનુષ, જે આકાશના રાજાના હાથીના મસ્તકમાં પેશી જાય છે, તે તમારા જેવાં કંગાળ શરિરમાં પેશવાને લજવાય છે. " વળી રામના ભાઇ લક્ષ્મણને તે કહેવા લાગ્યો કે " ઓ સુમિત્રના પુત્ર ! તું જ્યા છે ત્યાજ એકદમ ઉભો રહી જા ! હું તારા જેવાની સાથે શા માટે લડું ? કેમકે હું મેઘનાથ છું. મારે તો રામ રાજા જેણે ધ્રુજાવનારા દરિયાવ તરફ હિંમત ચલાવી છે, તેને મળવાની ઇચ્છા છે. "

૪–ભયાનક રસ ( *Terror* ) એક હરણની પાછળ તેનો મુદ્દઇ લાગેલો છે તે વીશે " તે આભરૂં ધાભરૂં બનેલું હરણ ચોંકીને આગળને આગળ નાશે છે, જ્યારે તેનો જમ જેવો શીકારી તેની પછવાડેને પછવાડેજ દોડે છે. તે બચારૂં ભયને લીધે ઘડી ઘડી પછવાડે જોતું જાય છે અને ભાગતુ જાય છે, અને વમાસન કરે છે કે તેની અને મોતની વચ્ચે હવે કેટલો તફાવત રહ્યો છે. તેનો પછવાડેનો ભાગ તો જાણે કે ક્યારે છાતીમાં ભરાઇ જાઉં એમ ભયભીત થઇ રહેલો છે તેનો નિશ્વાશ અને બળાપો એટલો બધો ચાલી રહ્યો છે, કે રસ્તા ઉપરનું અર્ધું ખવાયલું ઘાસ પણ જમીન ઉપર પડી જાય છે, અને તેના કુદ્દકારા મારતા પગો તો જમીનને કદાચજ લાગતા હશે "

૫–કરૂણા રસ ( *Pity* ) એક નાહનું હરણ પોતાની પછવાડે લાગેલા શીકારીઓને જોઇ પોતાનો અંત આવેલો સમજીને બોલે છે કે, " જો હું આગળ નાશવા કરૂં છું, તો રેવા મને અટકાવે છે; અને જો હું એ રેવા નદિમાથી આરપાર તરી જાઉ છું, તો નહીં

ખ્યાલ થઇ શકે એવા ભયાનક ઉચાઇના પાહડો કીનારાની આગળ જાણે દીવાલ થઇ રહેલા છે. ડાબી બાજુએથી જોઉં તો હદ્દ વગરના સરોવરો છે; જમણી બાજુ તરફ જોઉ છુ તો મોટું જંગલ આગ લાગીને સળગી રહેલું છે, અને મારી પછવાડે તો શીકારીઓ આવી રહેલા છે, જેઓ ભયંકર હથિઆરોથી સજ્જ થયલા છે. રે ઇશ્વર ! ત્યારે હું કયાં જઇશ ! હું કેમ થોભી જઇશ ! અરે ! અરે !"

૬–શાંત્ત રસ ( *Peace* ) " મારે મનથી તો એક સર્પ અને એક મોતીની માળા—એક ઘણોજ બળવાન શત્રુ અને એક બહુજ ભલો મિત્ર—ઘણુંજ કિંમતી જવાહેર અને માટીનો એક ટુકડો—એક પોચું નરમ બીછાંણું અને એક સખ્ત પથરો—ઘાસ કાપવાનું ધારિયું અને એક સર્વોત્તમ સુંદર સ્ત્રી એ સૌ એક સરખાં છે. હું જે કાંઇ માંગું છું તે એટલુંજ, કે પવિત્ર જગાએ રામનામ લેતો લેતો હું મારા દિવસ જલદી પૂરા કરૂં ! "

૭–બીભત્સ રસ ( *Disgust* ) એક કબ્રસ્તાનમાં એક કોહલું એક મુરદાંને ખાય છે. પેહેલાં તે પોતાના દાંતો વડે તેની ચામડી ચીરી નાખે છે, પછી માસાળ ભાગ ખાઇ જાય છે; જેમાંથી નર્ક જેવી ગંધ નીકળે છે. ત્યાર પછી અંગુઠા અને આંગળાંની વચ્ચેના સાંધામાંથી માંસને ફાડી કાઢે છે. તેની આંખ સુજી આવે છે, અને પછી તેના મોંમાંથી લોહી અને લબ વગેરે ગલીચ ખલીચો ટપકવા માંડે છે——

૮–અદ્ભુત રસ ( *Wonder* ) એક કવિ હંમેશ માફક કેટલીક ખુશામતી કવિતાઓ બનાવી લઇ એક રાજા આગળ આવે છે·— " ઓ સાર્વભોમ મહારાજ ! જો મારી કવિતાથી તું ગુસ્સે ન થાય, અને તેને ખોટી નહીં કહે, અને તે ઉપર તું દરિઆફ્તી કરે, તો હું આગળ ચલાઉં. મહારાજ:—આવી શંકાશીલ હાલતમાં કેમ તું તારી કવિતા કેહવાને એટલો બધો આતુર છે ? કવિ·—ઓ બળવાન રાજા ! એક કવિતા તારી આગળ બોલી રહ્યા પછી એક અદ્ભુત પ્રકારની ચિંતા કવિને રહે છે. કારણ કે તારા જુસ્સાના અગ્નિથી સર્વ સમુદ્રો સુકાઇ જાય છે, અને તારા શત્રુઓની વિધવાઓનાં ખારાં આંસુઓથી તે સમુદ્રો પાછા ભરાઇ જાય છે ! "

૯–રૌદ્રરસ ( *Rage* ) પરશુરામ આવે છે તે વખ્તનું વર્ણન·–તેની આંખો તપી ગયલા સુર્યના જેવી જણાય છે. તે પોતાનાજ શરિર ઉપરના

ઉપસી આવેલા જખમો ઉપરજ પોતાનો કુહાડો ઘસતો આવે છે. થોડે થોડે વારે જંગી જુસ્સાના હૂ–હૂ–શબ્દો પોકાર્યા કરે છે. તેનો શ્વાશોશ્વાશ એટલા તો જોરમાં ચાલે છે, કે પૃથ્વિ પણ ઉથલાઇ જાય. ઘડી ઘડી તે પોતાનાં તીર કમાનને ફેરવ્યા કરે છે, કે જાણે ક્યારે શત્રુ આવી લાગે. આ પૃથ્વિમાં તો તેના ક્રોધનો બરોબરીયો કોઇજ નથી.

આ નવ રસ ઉપરથી સિદ્ધ થાય છે કે; *The subject matter of poetry is fictitious narrative. Poetry is feigned history.*"

# ૪૫

પ્રાચીન હિંદુ કાવ્યોમાં **મહા કાવ્યો** ( *Great Poems* ) અને **અલ્પ કાવ્યો** ( *Small Poems* ) સમ્બ્યાબંધ છે. **માઘ કાવ્ય**૧ અથવા શીશુપાલબધ, જે માઘ રાજાના આશ્રા હેઠળ જૂદા જૂદા

૧–એના ઉપર નીચલા પંડિતોની જૂદી જૂદી ટીકા થયલી છે—ભરત; લક્ષ્મીનાથ; મહેશ્વર; નરસિંહ; પરમાનન્દ; નારાયણ; સર્વંકશ; કવિ વલ્લભ; અને મલીનાથ એટલા પંડિતોની શરેહ થયલી છે. એમાં વીરરસ આવેલો છે. એનો વિષય એવો છે કે, કૃષ્ણના હાથ ઉપર શીશુપાળનું મરણ નીપજે છે, જેથી એને શીશુપાળવધ પણ કહેવામાં આવે છે. તોપણ સાધારણપણે તો માઘ કાવ્ય ગણાય છે. જેનુ નામ તેના કુટુંબની સ્તુતિ સાથે છંદની છેડે આવે છે. તોપણ જો કથા ઉપર વિશ્વાસ રાખ્યે તો, **માઘ** એ કવિના નામ તરીકે વપરાયલું છે ખરૂં, પરંતુ એ કાવ્યનો જે મુરબ્બી માઘ હતો તેના નામથી ઓળખાય છે. એ કાવ્યોનો બનાવનાર **માઘ** કવિ નહીં, પણ મુરબ્બી હતો એમ કહેવાય છે. તેમાં વચલે ભાગેના ૧૦ પ્રકરણો તો તમામ શ્રી કૃસ્ણે પોતાની છેલ છબીલી ગોપીઓ સાથે લીલા ખેલતા ખેલતાં દ્વારકાંથી ઇંદ્રપ્રસ્થ સૂધી મુસાફરી કરી તેનું બ્યાન છે. પેહેલાં પ્રકરણમા ઇંદ્રના ફરમાવ્યાથી નારદમૂની શ્રી કૃસ્ણની મુલાકાત લે છે, અને તેના પિત્રાઇ તોપણ કટ્ટા શત્રુ, ચેદીસના રાજા શીશુપાલ સાથે લડાઇ કરવા ઉશકેરે છે. ૨જા પ્રકરણમાં કૃસ્ણ પોતાના કાકા અને ભાઇ સાથે મસલત કરે છે, કે લડાઇ તુર્ત કરવી કિંવાં યુધિષ્ટિરે જે મોટો

યજ્ઞ કરેલો છે તે પેહેલાં તો સંપુર્ણ થવા દેવો. અને સલાહમાં એવું ઠરે છે, કે યજ્ઞ પૂરો થવા દેવો. અને તે પ્રમાણે ૩ જા પ્રકરણમાં શ્રી કૃસ્ણ યુધિષ્ટિરની રાજધાણી તરફ જાય છે. ૧૩ માં પ્રકરણમાં તે આવી લાગે છે, અને પાંડવો તેને મુબારકબાદી આપે છે. તે પછીના પ્રકરણમાં યજ્ઞનું કામ શરૂ થાય છે, અને તે પછીનામાં ક્રિસ્ણને આટલું બધું ઐશ્વર્યમાન મળતું જોઇ શીશુપાલ અદેખો પડે છે; જેથી પોતાના લોકોને લઇને યજ્ઞમાંથી પાછો ફરે છે. પછી લડાઇને માટે બન્નેના સૈન્યોની તૈયારી ચાલે છે, જેને માટે ૨ પ્રકરણો રોકાયલાં છે લડાઇમાં શીશુપાલના સૈન્યનો સંહાર થાય છે. છેલ્લે કૃસ્ણને પોતાની સામે લડવા શીશુપાલ બોલાવે છે. શીશુપાલ મોટા મોટા નાગો લઇને કૃસ્ણને મારે છે, અને કૃસ્ણ દાંગ મારીને તેમનો નાશ કરે છે. આખરે કૃસ્ણ શીશુપાલને તીર મારી બેજાન કરે છે.

૨—એના ઉપર પણ ભરત—માહદેવ—નારાયણ—નરસિંહ—અને પરમાનન્દે ટીકાઓ કરેલી છે. એ કાવ્ય ૨૨ પ્રકરણનું બનેલું છે. એમાં નોઇશધના રાજા નળ જોડે વેદર્ભના રાજા ભીમની પુત્રી દમયતિ સાથે લગ્ન થયા બદલ હકીકત છે. સંસ્કૃત ભાષામાં ઘણું રસિક વર્ણનવાળું રસિક ભાષામાં રચાયલું આ પુસ્તક છે. દમયંતિ સાથે નળના લગ્ન, તેણી સાથે જુગારમાં તેણે ગુમાવેલું રાજ, જે વેળાએ કળિએ માણસાઇ અવતારમાં પાસા ફેરવી નાંખવાનો પ્રપંચ, દમયંતિથી તેનું છુટા પડવું, તેનું અવરરૂપ થઇ જવું, દમયંતિની વિપત્તિ, નળને શોધી કાઢવો, અને તેના અસલ રૂપમાં લાવી તેના તખ્ત ઉપર પાછો બેસાડવો, એ સૌ નળોદયમાં બતાવેલું છે. માહભારતમાં વર્ણવેલાં મહા કૃત્યો જેવો તેમનો સાહાસ બતાવ્યો છે. વળી નૉવેલના આકારમાં ગદ્યપદ્યમાં જોડેલું નળચંપૂ અથવા દમયંતિ કથા, ત્રીવિક્રમભટ્ટનું રચેલ છે. જોકે **શ્રી હર્ષ** કાવ્યમાં પણ એ વિષય હિંદુઓના શોખને અનુકુળ આવેલો વર્ણવેલો છે, તોપણ તેમાં માત્ર નળ દમયંતિના પ્યારનું, તેમના લગ્નનું, અને એવું ઉપલગ બ્યાન આવેલું છે. પરંતુ ત્યાર પછીના બન્નેના વિતંબણા અને મહત્કૃત્યો વીશે નળોદયના જેવું વર્ણન આવતું નથી. વળી **શ્રી હર્ષ**માં કામાતુર વિષય, તથા વિષય ઉશ્કેરનારો વિષય, તથા

**ભત્તિ**૨ જે ભર્તહરિએ બનાવેલછે. **ભામિનિ વિલાસ** જે જગન્નાથ કવિએ રચેલું છે. **રઘુવંશ**૪ જે કાળિદાસ કવિનું છે. **કુમાર સંભવ**૫ જે

મસ્ત બનાવનારા બિભત્સ વર્ણન કવિએ બહુજ રસિકતાથી આપ્યાં છે.

૩–એના ઉપર પણ ભરત—નારાયણ—પરમાનન્દ અને નરસિંહે ટીકા રચેલી છે. એમાં ૨૨ પ્રકરણો છે. તેમાં રામ રાજાના પરાક્રમો કહેલાં છે. કેટલાકો તેને રચવાનું માન વિક્રમાદિત્યના પ્રખ્યાત ભાઇ ભર્તહરિને આપે છે; તેમ નથી પણ તે જૂદોજ ભર્તહરિ છે; વ્યાકરણ કર્તા અને કવિ થઇ ગયો છે, અને તે શ્રીધરશ્વામીનો પુત્ર હતો, એમ તેના સહવર્તમાની વૈદ્ય વીનોદયનું કહેવું છે.

૪–એના ઉપર પણ ભરત–ભૃસ્પતિ મિશ્ર–પરમાનન્દ—નરસિંહ—અને નારાયણે ટીકા કરેલી છે. સંસ્કૃતમાં ઘણું ઉત્તમ પુસ્તક એ પણ ગણાયલું છે. એમાં છેક રામરાજાના પૂર્વજો અને રામનું વર્ણન છે. દીલીપરાજા જે રઘુનો પિતા હતો, તેના વખતથી તે ઐંઆસી રાજા અગ્નિ વર્ન સૂધીની કારકિર્દિ એમાં છે. વળી અગ્નિ વર્ન પછી તેની વિધવાએ અને તેના પુત્રે રાજ ચલાવેલું તેની હકીકતો પણ તેમાં છે. ૧ લાં આઠ પ્રકરણોમાં રઘુરાજા, તેના પિતા દીલપરાજા, અને તેના પુત્ર અજનો ઇતિહાસ સમાવેલો છે. પછીના આઠ પ્રકરણોમાં રામને લગતી બાબતો છે. તે સાથે તેના પિતા દશરથરાજાનુ, અને તેના પુત્રો લવ તથા કુશનું વર્ણન છે. તે પછીના ત્રણ પ્રકરણોમાં કુશના વારેસો **અતિથી** થી **અગ્નિ વર્ન** સૂધીનું વર્ણન છે. વચમાં બીજા ૨૦ શાહજાદાઓનું વર્ણન આવે છે. વાલ્મિકીના રામાયણ કરતાં પણ એમાંની કાવ્ય બુદ્ધિ વખણાય છે; તો જોકે તેમ તો નથીજ. રામના ચરિત્ર જ્યાં જ્યાં આવે છે ત્યાં ત્યાં તે પવિત્ર ભણતણો લેખેજ બોલાય છે. વ્યાસનું અધ્યાત્મ રામાયણ ઘણી ગમ પવિત્ર મનાય છે. બાદ્દયન રામાયણ દક્ષિણ હિંદુસ્થાનમાં ગવાય છે. તેમાનો મુખ્ય ભાગ શ્રી યોગવાસિષ્ટ તો ઘણો આત્મ નાનનો ભંડાર છે. એજ બાબત ઉપર રઘુવંશ અને ભતી કાવ્ય અને રાઘવ પાન્ડવ્ય એ સંસ્કૃત સ્કૉલરો ઘણાં વખાણે છે. તુલશીદાસે બનાવેલું રામાયણ તથા કેશવદાસે બનાવેલુ રામચંદ્રિકા હિંદી ભાષામા હોવાથી આજે જગે જગ ગવાય છે.

૫–એના ઉપર પણ જૂદા જૂદા સાત પંડિતોએ ટીકા કરેલી છે. એ કાવ્ય અધુરૂ હોય એમ લાગે છે. કથા પ્રમાણે એ કાવ્યની ૨૨

પણ કવિ કાળિદાસનુંજ છે. **કિર્ત્તી અર્જુન્ય**૬ ભારવિનું છે. **નળોદય**૭ એ કાળિદાસનુ છે. એ વિગેરેની મહા કાવ્યમાં ગણત્રિ થયલી છે. નાટક કાવ્યના પુસ્તકો પણ ઉત્તમ થયલાં છે તેમાં **માહા નાટક**૮ હનુમાનનો બનાવેલો છે. **અભીગનન સકુનતલ**૯ કવિ કાળિદાસે કરેલો છે.

---

ચોપડીઓ હતી. તોપણ તેમાં હિમાલય પર્વતની પુત્રિ લેખે પાર્વતિ દેવીનો જન્મ થયાનું દાસ્તાન આવે છે, અને તેણી શીવને પોતાના પતિ લેખે પામે છે, તેની હકીકત છે. તો જોકે પ્રથમ તો કન્દર્પ ( *Cupid* ) પ્યારનો દેવતા શીવને તેણીના પ્યારમાં પડવાને પ્રથમ લલચાવામાં આવતો નથી, જેથી તે દેવતાના ગુસ્સાને લીધે તેનો નાશ થાય છે. એમાં હિમાલય વગેરે પર્વતોને મનુષ્ય અવતારમાં ચિતારેલા છે.

૬—એના ઉપર ૭ જૂદા જૂદા પંડિતોની ટીકા છે. એ પ્રખ્યાત કાવ્યમાં અર્જુને શીવ, ઈંદ્રિ, વગેરે તમામ દેવતાઓ પાસેથી આકાશી શસ્ત્રો દુર્યોધન સામે લડવા માંગ્યાં તેનું વર્ણન છે. સંસ્કૃત ભાષામાં કાળિદાસના રચેલાં કુમાર—રઘુ—તથા શ્રી હર્ષનું નૈશધ—અને માઘ કાવ્ય જેવાં સર્વોત્તમ ૭ કાવ્યો ગણાય છે, તેમાં એની પણ ગણત્રિ થયલી છે.

૭—એના ઉપર પણ ૭ પંડિતોની ટીકા થઇ છે. ચાર પ્રકરણોથી આ કાવ્ય બનેલું છે. એમાં ૨૨૦ છંદ છે તેમાં નળ અને દમયંતિના પરાક્રમો વર્ણવેલાં છે. એનો તરજુમો મદ્રાસવાળા મી. કીન્દર્સલે કરેલો છે. એમાં વર્ણાનુપ્રાસ બહુ વપરાયલો છે. કરૂણારસ તેમજ શ્લેષાલંકારથી એ કાવ્ય ભરપુર છે.

૮—એના ઉપર ચંદ્રશિખરે ટીકા કરેલી છે. તેમાં રામનું વર્ણન છે.

૯—એમાં સૂર્યના વંશથી ઉતરેલા રાજા દુશ્મંત તથા તેની રાણી શકુનતલાનું બ્યાન છે. જ્યારે રાજા શીકારગાહે હતો, ત્યારે આ સ્ત્રિ સાથે પરણ્યો હતો. પરંતુ દુર્વસ નામના સાધ્વિ પુરૂષના શ્રાપને લીધે, રાજા પોતાની રાણીને ઓળખી શકયો નહી, તેથી તેણીને છાંડી મુકે છે. રાણી પાસે ઇધાંણી દાખલ રાજાની વીંટી હતી તે પણ કમનશીબે અંગોળતી વેળાએ તેણી ગુમાવી બેસે છે. એક માછીને એક માછલીના પેટમાંથી તે મળી આવે છે. રાજા પાસે તે લાવે છે. તે વીંટી રાજા ઓળખી કાઢે છે. રાણીની શોધ ચલાવે છે તેણીને સ્વર્ગમાં તેની માતા મેનકા સાથે શોધી કાઢે છે. અને પછી પૃથ્વિ ઉપર તેને લઇને આવે છે, જ્યાં તેઓ અનંત સુખ ભોગવે છે. એ ગ્રંથ ઉપર વાસુદેવ અને શંકરની ટીકાઓ થયલી છે.

**અનર્ઘ રાઘવ**૧૦ મુરારીમિશ્ર કૃત છે. **માલતી માધવ**૧૧ ભવભૂતિનો રચેલો છે. **વેની સંગ્રહ**૧૨ ભટ્ટ નારાયણે કરેલો છે. **માલ વિકગ્ની મિત્ર**૧૩ કાળિદાસે કરેલો છે **મુદ્રા રાક્ષસ** કાળિદાસ કૃત છે એની જૂદી ટીકા પણ છે. **ઉત્તર રામ ચરિત**૧૪ ભવભૂતિનો છે. ભવભૂતિનોજ **વીર ચરિત્ર** પણ છે. એમા રામ અને રાવણનું યુદ્ધ છે. **પ્રસન્ન રાઘવ** પક્ષધરમિશ્રનો છે. એમાં પણ નાયક લેખે રામ છે. **વિદગ્ધ માધવ** જીવગોસ્વામિનો છે. એમાં શ્રી કૃષ્ણની લીલાનો નાટક છે **લલિત માધવ** પણ તેજ કવિનો છે. વિષય પણ તેજ છે. **પ્રબોધ ચંદ્રોદય**૧૫ ક્રિષ્ણ મિશ્રનો છે **કાદંબરી** અધુરી છે તે વાનભટ્ટની છે. **ઊશાહરણ** વનરાજની પુત્રિ ઊશા તથા ક્રિસ્ણના પૌત્ર અનીરૂધ વીશેના પ્યારની હકીકત તેમાં છે. **ઉદાર રાઘવ** જેમાં રામ રાજાનો ઇતિહાસ છે. **નર્કાસુર ધ્વંગસન** જેમાં ક્રિસ્ણએ નર્ક નામના રાક્ષસનો વધ કર્યો બદલ હકિકત છે. **ધર્મ વિજય** ભાનુદત્ત મિશ્રનો બનાવેલ છે. એમા યુધિષ્ટિરના ઉત્તમ ગુણોનું વર્ણન છે. **વીર રાઘવ** અપ્પાયી દીક્ષીતનો બનાવેલ છે, જેમાં રામના પરાક્રમ છે. **વિક્રમુરવશી**૧૬ કાળિદાસનો છે. **પરિજાત હરણ** ગોપાળદાસનો બનાવેલ છે.૧૭ **ભોજ પ્રબંધ**માં ભોજરાજાનુ દાસ્તાન તેને હાથે લખાયલું છે. **ચૈતન્ય ચંદ્રોદય** જીવગોસ્વામિનો છે. જેમાં ચૈતન્યનું બ્યાન છે. એ પ્રમાણે ઘણા ઘણા ગ્રંથો કાવ્ય તથા નાટકના પ્રાચીન કાળે લખાયલા છે. **પ્રતાપરૂદ્ર** નામનો નાટક તેના બનાવનારના નામ ઉપરથી રચાયલો છે.

---

૧૦–એમા રામાયણ ઉપરથી ઉપજાવેલું રામ રાજાનું વર્ણન છે.
૧૧–એમાં માધવ અને માલતી વચ્ચેના પ્યારનુ દિલ ઉશકેરનારૂં વર્ણન છે. એના ઉપર માલન્તીની ટીકા થયલી છે.
૧૨–એમાં પાંડવ કૌરવોનું યુદ્ધ વર્ણન છે એના ઉપર પણ ટીકા થયલી છે.
૧૩–એમાં માલ્વીક રામશગર અને અગ્નિ મિત્રના પ્યારની વાર્તા છે.
૧૪–એમાં રામ તથા તેના પુત્રો લવ અને કુશ વચ્ચે ચાલેલી લડાઇ વીશે નાટક કરેલો છે.
૧૫–એમાં કામ વિષયની આતુરતા, પ્યારની જિજ્ઞાસા, અને ભક્તિ વીશે છે.
૧૬–એ ઇંદ્રના પુત્ર વિક્રમસેન તથા આકાશી રામશગર ઉર્વશીના પ્યારનો નાટક છે.
૧૭–એમાં કૃસ્ણ અને ઇંદ્ર વચ્ચે પરિજાત નામના ફુલને માટે યુદ્ધ થાય છે, જે ફુલ તે પોતાની એક સ્ત્રી સત્યભામાને ભેટ કરનાર હતો.

વળી અલ્પ કાવ્યમાં **હુંશદુત** જીવગોસ્વામીનું છે. એમાં કૃષ્ણના મહીયારીઓ સાથના ચેડાં છે.–**મેઘદુત**૧૮ કાળિદાસનું, અને **પંદકદુત** રાધા કૃષ્ણના પ્યાર ઉપર છે—**તુલશીદુત** વૈદનાથનું૧૯—**ચંદ્ર લોક—ચિત્ર મીમાંનસા-ભીક્ષતન-ગોવર્ધન**, એ ગોવર્ધન કવિનુ જ બનાવેલું છે એમા શ્રી કૃષ્ણના પ્રપંચો છે. **સરસ્વતિ કંથલરણ-સૂર્યશતક** જે મયુરભટ્ટનું છે જેમાં સૂર્યની સ્તુતિ છે—**ઓદ્ધવદુત** જે રૂપ-ગોસ્વામિનુ છે, એમાં કૃષ્ણના પ્રચંડ છે.–**માધવદૂત** રૂપગોસ્વામીનુ જ છે. એમાંએ કૃષ્ણના પ્રપંચ છે.—**ઘટ કર પર** એ નામનાજ કવિનું છે; એમાં રૂતુઓનું વર્ણન છે—**શંભુવિલાસ** જગન્તનાથ કવિનું છે. એમાં શીવના કામો વર્ણવેલાં છે—**કમળ વિલાસ** જગન્નાથ કવિનુંજ છે. એમાં લક્ષ્મીની સૌદર્યતા વીશે છે—**કલા વિલાસ** પણ ઉપલાજ કવિનું છે; જેમાં સ્ત્રી ચરિત્રો ઘણાં છે—**સિંહુસન ઉપાખ્યાન** જેમાં વિક્રમાદિત્યના સદ્ગુણો વીશે છે—**રાધા સુધનીધિ** ગોસ્વામીનું છે. એમાં રાધા કૃષ્ણનો પ્યાર છે—**વીલુમંગલ** જેમાં એજ નામના કવિએ શ્રી કૃષ્ણ વીશે વર્ણન કરેલ છે. **માધવનળ—ધનનજયવિજય** જેમાં અર્જુનના સાહસ કર્મ વીશે છે—**ગ્રીત્ત રત્નકર—ક્રિષ્ણ લીલા તરંગીની** જીવગોસ્વામીનુ છે. એમાં કૃષ્ણની લીલા છે **સૂકિત કર્ણામ્રીત** શ્રીધરદાસનું બનાવેલ છે એમા પરચુરણ બાબદો છે—**શંકરદીગવીજય** જેમા શીવના કામોનું દાસ્તાન છે—**અમરૂસતક** સ્ત્રી જાત ઉપર અમરૂએ બનાવેલ છે૨૦—**વિષ્ણુ ભક્તિ કલ્પલતા**

૧૮–એના ઉપર કવિ રત્નની ટીકા છે. આ નાહનાં સુંદર કાવ્યમાં ૧૧૬ છંદો છે. એમાં કુવર દેવતાનો તેના યક્ષ અથવા હજુરીયા ઉપર કોપ ઉતરે છે, કેમકે તેની નિષ્કાળજીથી ઈંદ્રના હાથીએ તેના આકાશી બાગને પોદી નાંખ્યો હતો, જેની શિક્ષામાં તે યક્ષનો અને તેની પ્રિયાનો વિયોગ થાય છે તે યક્ષને આકાશ ઉપરથી પૃથ્વિ ઉપર કાઢી મેલવામાં આવે છે. એક ટેકડી જેના ઉપર રામ રાજાએ વાસો કર્યાથી તે રામગીરીના નામથી ઓળખાય છે, ત્યાં આવી મુકામ કર્યો છે. ત્યાંથી પસાર થતાં વાદળાંઓને કરગરીને તે કહે છે કે, તેનો સદેશો તેની સ્ત્રીને પોહોંચાડવો, વગેરે. એ કાવ્યનું ભાષાંતર એચ. એચ. વીલ્સને કરેલું છે.

૧૯–એમાં રાધા કૃષ્ણનું વર્ણન છે

૨૦–એના ઉપર વૈદ્ય વીનોદ અને શંકરાચાર્યની ટીકા થયેલ છે.

વાભટ્ટનું છે. એમાં વિશ્ણુ ભકિત વીશે છે—**ઉજ્જલ નીલમની** જીવ-ગોસ્વામીનું છે. કૃસ્ણની લીલા એમાં છે—**રામચંદ્ર ચંદ્રિકા** જેમાં રામ રાજાના કામોની શરેહ છે—**અનીરધ્ધવીજય** જેમાં કૃસ્ણના બેટા અનીરધના પરાક્રમો આવેલાં છે—**વૈરાગ્ય શતક** ભરત્રીહરીનું છે જેમાં વૈરાગ અને ધ્યાન વીશે છે—**શ્રીંગાર શતક** ભરત્રીહરીનુંજ છે. જેમાં શુરવીરતું વર્ણન છે—**હરી લીલા** જેમાં કૃસ્ણની લીલાનું વર્ણન છે.—**વ્યાસુદેવ કાવ્ય** જેમાં પણ કૃષ્ણલીલાજ આવેલી છે-**ગૌરંગ ગનોદ્દેશ** એ રૂપગોસ્વામીનું છે. એમાં ચોઇતન્ય અને તેના સાથીઓ વીશે છે.—**હરીભક્તિ લહરી** જેમાં કૃસ્ણની ગમત ઉપર ધ્યાન છે—**વિષ્ણુ ભક્તિ દર્પણ** જેમાં વિશ્ણુ ઉપર શ્રદ્ધા રાખવા બદલ છે—**સત્યોદયરત્નાકર** ગોવીંદ વીશારદનું છે-**આનંદ લહુરી**૨૧ જેના ઉપર જગદીશ કવિની ટીકા થયલી છે—**ચોર પંચસીકા** જેમાં રાજાની પુત્રિ ઉપર મોહી પડેલા ચોર વિશે ધ્યાન છે—**પદ્યાવળી—પુષ્પાવળી**—**ઓધ્ધવ ચરિત્ર** જે કૃષ્ણ માટે લખાયલું છે—**ભગવન નામ કૌમુદી** જે લક્ષ્મીધરનું રચેલ છે—**કૌતુક રત્નકર** તથા **કૌતુક સર્વસ્વ** એ હાસ્ય રસિક કાવ્યો છે; અને તે ગોપીનાથના બનાવેલાં છે—**નવ રત્ન** જેમાં વિક્રમાદિત્યની દરબારના સુનંદા નવ પંડિતોનો ઇતિહાસ છે—**સૌંદર્ય લહરી** જેમાં દુરગાની ખુબસુરતી વીશે વર્ણન છે, જે શંકરાચાર્યનું રચેલ છે—**શ્રીંગાર તીલક** જેમાં શુરવીરપણા વીશે કવિ કાળીદાસે વર્ણન કરેલું છે—**કુમાર ભારગવીય** જેમા પરશુરામ અને કારતિક્ય વચ્ચેની મારામારીનું વર્ણન છે—**ગોવીંદ લીલામ્રીત** જે જીવગોસ્વામીનું રચેલું છે. એ પ્રમાણે ઘણાં નાહનાં મોટાં કાવ્યો અને નાટકો પ્રાચીન કાળે હિંદમાં રચાયાં છે. જેને અંગ્રેજીમા *Satires* કહે છે,એવાં બે અર્થમાં નિંદા સ્તુતિ કરનારાં કાવ્યો પણ પ્રાચીન કાળે થયલાં છે. **રાઘવ પાન્ડવ્ય** જે કવિરાજે બનાવેલું છે, તેનાથી આજના યુરોપ્યન વિદ્વાનો પણ અચરજ થઇ જાય છે. ખરેખર જેને કાવ્યગ્રંથ કહીએ તે આજ પુસ્તક છે. જેના દરેક છંદોમા તરેહવાર વજન અને પ્રાસ સમાયલા છે. જેમાં રામ રાજા અને તેના બાપ દશરથના વારેસો વીશે, તેમજ યુધિસ્ઠિર વગેરે બીજા

૨૧—આ ભકિત કાવ્યનો રચનાર શંકરાચાર્ય છે. શીવને તે અર્પેલું છે. એમાં ધર્માંધ કાવ્યના ૧૦૦ છંદો આવે છે, અને શંકરના મતના લોકો જેને ભકિતભાવથી ભણે છે.

પાંડવ પુત્રોનું વર્ણન રસ ભરેલા છંદોમાં છે. એના નમુના ઉપર સુબંધુએ **વાસવદત્ત,** તથા વાનભટ્ટે પોતાની **કાદંબરી** રચેલી છે. ઉપલા બન્ને પુસ્તકો, તેમજ દંડી કવિનું **દશકુમાર** એ કાવ્ય ભાષામાં રચેલાં ગદ્ય પુસ્તકો છે, અને તેથી તેની કાવ્યમાં ગણત્રિ ગણેલી છે. એમાં જે વાક્યો વાપરેલાં છે તે બધાં દ્વિઅર્થી છે રાઘવ પાન્ડવ્યમાં તો એકજ શબ્દોમાં બે જૂદી જૂદી કથા રચેલી છે, પણ ઉપલામાં તેમ નથી. સુબંધુએ વાસવદત્ત ગ્રંથ રચેલો છે, તેમાં કન્દર્પકેતુ અને વાસવદત્તના લગ્નનું કવિતામાં વર્ણન છે, પણ એ ગ્રંથ દૃષ્ટાંતરૂપાલંકારમાં " પીલગ્રીમ્સ પ્રોગ્રેસ " વગેરેની માફક રચાયલો છે; જેમાં ભિન્ન ભિન્ન પરચુરણ વિષયો સમાયલા છે. વાનભટ્ટની કાદંબરી પણ *Sutire* માં મુકી શકાશે. વિદગ્ધમૂખમંડન તો એવું પુસ્તક છે, કે જેમાં ચિત્ર અલંકાર બહુ આવેલો છે. યાને જે શબ્દ વડે સવાલ પુછાય તેજ શબ્દોમાં તે સવાલના જવાબ પણ હોય ! કેવું વિચિત્ર કાવ્ય બુદ્ધિનું આ કામ છે ! *Poetry is the product of imagination* એ બેકનનું સિદ્ધાંત શબ્દે શબ્દ વાસ્તવિક છે.

ઉપર જણાવેલાં પ્રાચિન કાવ્યોમાં તરેહવાર વર્ણનો છે. જેમકે; ખુબસુરત દમયંતીના વર્ણનમાં છે કેઃ—"દમયંતીના જેવી ખુબસુરત મુર્તિ બનાવાનો સામાન વિધાતાએ ક્યાંથી મેળવ્યો ? તેણે ચંદ્ર મધેનો જે સૌથી સુંદર ભાગ હતો. તે કાઢી લઇને તેણીનો ચેહેરો તેણે બનાવ્યો હતો. શું તેની કોઇને સાબીતી જોઇએ છે ? ઠીક, ત્યારે તેને ચંદ્ર તરફ જોવા દો, કે તેનામાંથી ખુબસુરત ભાગો જ્યાં જ્યાંથી કાઢી લેવામાં આવ્યા છે, ત્યાં એમના એમ ખાલી ધાબાં રહી ગયાં છે, તે જૂએ ! " ( શ્રી હર્ષ ) વળી એક અપ્છરાનું બ્યાન કરે છે કે.—તેણીની આંખો ખીલેલા કોશેટાને મળતી આવે છે. તેણીનો ચેહેરો પુનમના ચંદ્રને મળતો દીસે છે. તેણીના હાથો કમલિનીના સાંઠાને મળતા આવે છે. તેણીનાં કાળા વિખરાયલા ચોટલા તે ઘોર અંધારાંને મળતા આવે છે. " ( પક્ષધર મિશ્ર. )

બીજું એવું જ બયાન આપે છે કેઃ—"આ સુંદર અપ્છરા એક ખરેખરા શીકારીથી કોઇ પણ રીતે ઉતરતી નથી. તેણીનાં આંખનાં ભવાં કમાનનું કામ કરે છે. તેણીની આંખોના બેઉ છેડા કમાનની રસીનું કામ બજાવે છે; અને તેણીની આંખો તીરનું કામ કરે છે. તેણી કોણને તે તીર મારવા માંગે છે ? તે મારા હરણરૂપી દિલમાં મારવા માગે છે."

વળી એક કવિ એક સુંદરીને કહે છે કે:— "તારી આંખો બહુ કોશેટાની બનાવેલી છે; તારો મુખડો કુમુદિનીમાંથી બનાવેલો છે; તારા દાંતો બાહારમાં ખીલી આવેલાં જાશમીનના ફુલોમાંથી બનાવેલા છે; તારા હોઠ વંસતઋતુમાં ખીલી રહેલાં પાંદડાંઓમાંથી ઘડેલા છે; અને ચંપાના પીળા રંગમાંથી તારૂં સર્વ શરિર ઘડી કાઢેલું છે. ત્યારે વિધાતાએ તારૂં દિલજ કાંય પથ્થરના જેવું સખત બનાવ્યું છે, હેં પ્યારી"

એક કવિ તો પ્રિયાને કહે છે કે :—" તારી આંખોએ તો હરણોની આંખોને ઢાંકી નાંખી છે, વાસ્તે તું કાજળ શું કરવા આંજે છે? તું મારા જેવા શીકારનો ભક્ષ કરે છે તે પુરતું નથી શું, કે વળી તારી આખ રૂપી તીરોને કાજળનું ઝેર પાય છે?" આ દાખલા ઉપરથી પ્રોફેસર સેલ્બીનું કેહવું બરોબર ઠરે છે કે; "*Poetry is a kind of learning which springs up spontaneously and needs not to be fostered.*"

દિલ્લીના બાદશાહ બલાલસેન એક હલકી ન્યાતની સ્ત્રીના પ્યારમાં પડયાની ખબર સાંભળી ગોરના મુલકમાંથી તેના છોકરા લક્ષ્મણસેને જે કવિતા લખી મોકલી છે, તે હિંદના પ્રાચીન કાવ્યનો ખરો ખ્યાલ આપે છે, પણ વિષય લંબાયલો હોવાથી, એટલામાંજ ટુંકું કર્યે છીયે, કે પ્રાચીન હિંદુ કાવ્ય ઘણું બોહોળું, ઉમદા, સુંદર અને રસિક છે. સંસકૃત જેવી સંપુર્ણ ભાષા—ઉત્તમ પંડિતો—અને હિંદ જેવો સર્વોત્કૃષ્ટ દેશ, એવાં સાધનો છતાં અલંકાર શાસ્ત્રના ( *Rhetoric* ) કાયદા નહીં હોય એમ પણ જણાયું નથી. વેદવ્યાસના ચેલા **ભરતે** ભાષા તથા કાવ્યના અને વ્યાકરણના કાયદાઓ અગ્નિપુરાણમાંથી પેહેલા ખેંચી કાઢયા હોય, એમ જણાય છે. આ કાનુનો ઉપરથી **મમથભટ્ટે** કાવ્ય પ્રકાશ રચેલું છે, અને તેના ઉપર ઘણી ટીકાઓ થયલી છે. પરંતુ **મહેશવર**ની ટીકા ઘણી વખણાયલી છે. હાલમાતો અલંકાર શાસ્ત્ર ઉપર ઓછું લક્ષ દેવાવા લાગ્યું છે. પંડિતોના આજના વંસવારસો માત્ર વ્યાકરણ શિખ્યા અને કવિતા વાંચતા શિખ્યા, તથા છંદોના વજન શિખ્યા એટલે ગ્રંથકાર થવાને આતુર જણાતા નથી. અલંકાર શાસ્ત્રને માટે નીચલા ગ્રંથો ઉત્તમ છે. મમથભટ્ટનું **કાવ્ય પ્રકાશ**— તેના ઉપર થયલી ચંદ્રશેખર, શ્રીરામ, કમળાકર, મહેશવર, (ન્યાયાલંકાર) ચંદીદાસ એમની ટીકા થયલી છે. આપ્પય દીક્ષીતનું રચેલું **કોવલયનંદ**, ને તેના ઉપર થયલી **અલંકાર ચંદ્રીકા** નામની ટીકા. **રસચંદ્રોદય**—

**રસગંગાધર–રસમંજરી** જે ભાનુદત્ત મિશ્રનું રચેલ છે, અને તેના ઉપર નાગોજી ભટ્ટની ટીકા પણ થયલી છે. **રસતરંગીની રસરત્નાવળી–રસમીમાન્સા–અલંકાર કૌસ્તુંભ** જે જીવ સ્વામીનું રચેલું છે; અને તેના ઉપર રામચરણની ટીકા થયેલી છે. **અલંકારસર્વસ્વ** જેના ઉપર પણ ટીકા થયલી છે. **અલંકારચંદ્રોદય** જેમાંના ઘણાં દાખલા નર્મદાશંકરે નર્મ કવિતામાં, તેમજ આપણે આ ગંજેશાયરાનમાં લીધા છે તે. **કાવ્યચંદ્રિકા** જે કવિચંદ્રનું બનાવેલું છે. **કાવ્યદર્શ** જેમાંથી પણ આપણે અલંકારના દાખલાઓ લીધેલા છે તે **કાવ્ય કલ્પલતા–** કવિરાજ વિશ્વનાથનું રચેલું **સત્યદર્પણ–સાહિત્યકૌતુહલ –વાભટ્ટાલંકાર** અને તે ઉપર થયલી ટીકાઓ, એ વગેરે ઉત્તમ પ્રાચીન હિંદુ કાવ્યમાં અલંકારનો વિષય બહુ આવે છે.

કવિઓની ખરેખરી જે ભુલ થયલી તેને પણ ભુલ ગણવાને બદલે, અલંકાર ગણાયલો અલંકાર આપણે છેલ્લે આપી સમાપ્ત કરીશું.

**૧૨૦—કાળગણના વિરૂદ્ધાલંકાર**—પ્રાચીન બનાવોનાં વૃત્તાંતમાં અથવા કાળની ગણત્રિમાં ભૂલ ચૂક થઇ હોય ત્યાં એ અલંકાર. ચોક્કસ બનાવ અથવા બનાવોનું બયાન કરતાં કોઇ બીજી બાબત એવી કેહવી, કે જે પેલા બનાવની પાછીથી હસ્તીમાં આવી હોય, અથવા ત્યારબાદ ઘણે વખતે તેતો બની હોય. એને અંગ્રેજીમાં *Anachronism* કહે છે. શેકશપીઅર હેનરી ૪થામાં કહે છે કેઃ—" *The turkeys in my pannier are quite starved* "=યાને મારા ખાંચામાં મુકેલી બધી તરકી મરઘીઓ ભુખે મરે છે. હવે ઇંગ્લંડમાં તરકી મરઘી તો ૮ મા હેનરી રાજાના વખ્તમાં દાખલ થઇ હતી; તો ૪ થા હેનરીના વખ્તમાં તે ઘુસાડવાની ભુલ થઇ. તેમજ એજ ખેલમાં લખે છે કે, " *He that rides at high speed and with his pistol kills a sparrow flying.* " અહિં પીસ્તોલ શબ્દ વાપર્યો ખરો, પણ ૪ થા હેનરીના વખ્તમાં પીસ્તોલની હૈયાતી નોહતી. ત્યારે એ ચૂકની પણ, કવિની ચૂક હોવાથી, અલંકારમાં ગણત્રિ કરી ! વળી હેમ્લેટમાં કહે છે કે " *In going back to school in Wittenberg.* " એમાં રાજા રાણી પોતાના ભત્રિજા હેમલેતને વીટનબર્ગની પાઠશાળામાં જવા નાં પાડે છે, તો જોકે વીટનબર્ગની પાઠશાળા તો ઇ. સ. ૧૫૦૨ ના વર્ષમાં થઇ હતી. તો આશરે ૧૦૦ વરસની ભૂલ છતાં તે કવિની ભૂલ તેથી અલંકાર ગણાયો. ટુંકમાં

જાણે રૂસ્તમ શોરાબના નાટકમાં રૂસ્તમને એવું બોલતો ચિતારે કે, " હું શીકંદરની માફક દુન્યાંને જીતી લઇશ, " અથવા ગુરગીનને એવું બોલતો ચિતારે કે, " હું દાદાભાઇ નવરોજી જેવો લોકપ્રિય થાઉં ! " તે જેમ બેહુદું છે, તેમ આ અલંકારમાં વખત બે વખતના વર્ણનો આવે છે. પરંતુ કવિની ભુલ તે પણ માફ છે, તેની ચુક તે પણ ખરાપણું છે, અને તેનો છબરડો તે પણ વાસ્તવિકપણું ગણાયું છે ! !

**અર્વાચીન હિંદુ કાવ્યમાં** ખુદરતની લીલાઓના કરતાં શાબ્દિક અને આર્થીશ્લેષો-ચીત્ર- એકાનેકોત્તર-એકાનેકપ્રશ્ન-વગેરે ભાષાની ગમતના અલકારો ઉપર વિશેષ ધ્યાન અપાયલુ છે; અને લોકોને પણ તે ચીજો પસંદ છે. જેના થોડાક દાખલા બસ થશે.

દ-" **કા નકી** મ ગલ કારી છબી ? અરૂ **કાયકુ** રચ્છન અંચલ ધારે ?

**કોન** કરે નીજ જીયસુ વેરરૂ ? **કા જર** ધોત મીટે નહીં કારે ?

**કા મની** કું લખતે મન મોહત ? **કાક** **હીએ** ખળતા ન નીકારે ?

**કા શીબહુ** પ્રીય હે દલપત્ત કે ? **કો પર હીત**હુ માન બીચારે ?"

**સમજણ:**—એમાં જે શબ્દ વડે સવાલ કરેલા છે તેજ શબ્દમાં તેના જવાબ સમાઇ જાય છે. જેમકે:—૧ કા નકી મ ગળકારી છબી ? યાને નક્કી મંગળકારી સબી કોણની ? તો કહે છે કે " **કાનકી.** " યાને કાહનની- શ્રી કૃષ્ણની ૨-કોણા રક્ષણ સારૂ આપણે લુગડાં પેહેર્યા છે ? તો કહે છે કે " **કાયકુ.** " યાને કાયા અથવા શરિરને માટે વસ્ત્ર ધાર્યા છે. ૩ -પોતાનાજ જીવ સાથે વેર કોણ કરે ? તો કહે " **કો ન કરે.** " યાને કોઇ પણ માણસ પોતાના જીવ સાથે વેર નહી કરે ૪—પાણીથી ધોવા છતા કાળાશ નહી મીટે એવું કાળું શુ ? તો કહે " **કાજર** " યાને કાજળ અથવા મેશ. ૫—કઇ મણીને જોતાંજ મનમાં મોહીની ઉત્પન્ન થાય છે ? તો કહે " **કામની** " યાને સુંદર સ્ત્રીને જોતાં. ૬—પોતાના હૈયામાથી કપટ કાઢતોજ નથી તે કોણ ? તો કહે " **કાક** " યાને કાગડો, જે ઘણો કપટી કેહવાય છે તે. ૭—શીબ યાને શીવને બહુ પ્રિય શુ છે, તે ઓ દલપત્ત કવિ તું કહે ! તો કહે " **કાશી** " યાને બનારસ કાશીની જાત્રાનું સ્થળ. ૮—પારકાનું હિત ઇચ્છનાર કોણ ? તો કહે " કોપ રહીત " યાને જેના દિલમા ગુસ્સો નહીં હોય તે.

ખ—" શરદ ચંદકી ચાંદણી, કોક હીએ પ્રતિકુળ,"
કાવશ મિથ્યા શાણકો, કાસમ કો અનુકુળ.

પેહેલું પદ જે અસલ કવિતું છે તેમાં પુછે છે કે, શીતળ ચંદ્રમાનું ચાંદરણું કોણને મનથી અકારૂં અને તુચ્છ છે ? તો કહે "**કોક હીએ**" યાને ચકવા ચકવીને મનથી ચાંદરણું અકારૂં છે. (કોક=ચકવો)* બીજું પદ જે ઉમેરવામાં આવ્યું છે, તેનો અર્થ એવો થાય છે કે, માત્ર ચિન્હ અથવા નિશાનને વશ કોણ છે ? તો કહે "**કાવ**" યાને કાગડો, જેને મારવાને માટે માત્ર ભોંય ઉપરથી પથરો ઉંચકવાની અમસ્થી નિશાણી કરતાંજ વશ થઇ જાય છે, યાને નાશી જાય છે. સોગંદ કોણા ખાવા સારા છે ? તો કહે "કાસમના." યાને ઇનશાફ આપનાર, ચોખ્ખું વેહેંચી આપનાર કાસમના સોગંદ ખાવા અનુકુળ છે.

હવે એકના અનેક ઉત્તર, તથા અનેક ઉત્તર એકમાંજ સમાયલા હોય એવા અર્વાચીનકાળે વખણાયલા કાવ્ય પૈકીના કંઇક દાખલા, દાખલા સારૂ આપીશું.

ક—" ખેડુ ઘોડો ખાટલો, નિશાળીયો સરદાર;
શોભે સારાં હોય જો, પોતે **પાટીદાર**."

યાને; ખેડુત જો **પાટીદાર** યાને કણબી હોય તો ખેતી સારી થાય.
ઘોડો જો **પાટીદાર** યાને સરસ દોડનારો હોય તો ઉત્તમ.
ખાટલો જો **પાટીદાર** યાને પાટીથી ભરેલો હોય તો શોભે.
નિશાળિયો જો **પાટીદાર** યાને પથ્થરપાટી (સ્લેટ) સાથે હોય તો તે સારો લાગે.
સરદાર જો **પાટીદાર** યાને ગીરાસ ધરાવનારો (પાટી=ગીરાસ) હોય તોજ શોભે.

---

*—ચાતક પક્ષી ચંદ્રમાને જ્યારથી જુએ છે ત્યારથી ચતું પાટ પડીને બસ એકી તગરે તેને જોયા કરે છે, તે એટલે સુધી, કે ચંદ્ર જેમ જેમ નીચે ઉતરતો જાય, તેમ તેમ તે પક્ષી પોતાની ડોક કમાનની માફક વાંકીવાળીને બસ પોતાની ચંદ્ર માશુકને જોયાજ કરે છે. એક આંખનો પલકારો પણ તે માર્યા વગર ટીકીઆ કરે છે. જ્યારે ચકોર પક્ષીને ચંદ્ર તરફ એટલો અભાવ છે, કે ચંદ્રમા ઉગતાંજ તે ગુફાઓમાં ભરાઇ બેસે છે, અને પોતાની જોડથી તુર્તજ તેને છુટા પડવું પડે છે તેથી ચાંદરણાં તરફ તેનો અણગમો છે.

એમાં પાંચ પ્રશ્નને માટે માત્ર એકજ **પાટીદાર** શબ્દનો ઉત્તર ઉત્તમ છે.

બ–શસ્ત્રો લેખણ નદીંયા, હીરો અને સરદાર;
કાસદ શોભે સર્વ જો; પડે **પાણીદાર.**

યાને; શસ્ત્રો કેહતાં હથિયારો જો **પાણીદાર** યાને ધારવાળાં વેહેત્તાં હોય તો શોભે. લેખણુ એટલે કલમ જો **પાણીદાર** યાને ઝલેહવાલી જલદ કલમ હોય તો શોભે નદીંયા યાને નદિનાળા **પાણીદાર** એટલે પાણીથી ભરપુર હોય તોજ શોભે. હીરો **પાણીદાર** યાને તેજવાળો હોય તોજ બીરાજે. સરદાર પણ **પાણીદાર** યાને માન મતબાવાળો હોય તોજ તેનો કાણુ ચાલી શકે. કાસદ પણ જો **પાણીદાર** યાને શીતાબ ચાલનારો હોય તોજ કામનો છે. એમાં પણ ૭ પ્રશ્નને માટે એકેજ ઉમદા ઉત્તર **પાણીદાર** શબ્દમાં સમાયલો છે.

ક:—अपृत्रिया आई कृष्ण पास पुछे प्रश्न, एक कहे:
रचीके अवास भींति फीर कहा कीजिये ?
रेंट क्या आधार फिरें ? क्या विशेष मेरी कहे ?
चौथि कहे मोत्रतिहकु द्रव्य केसे दिजीये ?
पंचमी पटरांणी कहे, शिशु दुःख कोन लेत ?
विना काम क्या करत ? केसे जाप किजीये ?
अष्टमी कह्यो युं पंछी, निशा काल कहां जात ?
( मया छांड आखर हज्ज, हाजी कयों किजीये ?
अंतको समय भयो, सुत वेण लेत कीआ ? )
हरि तब कह्यो **माले**—उत्तर ग्रहिजीये.

એમાં દશ સવાલોનો જવાબ માત્ર એક **માલે** શબ્દમાં આવી ગયો છે. અસલ કવિએ આઠ બાયડીઓ જણાવી છે, અને વધારામાં બે ઉમેરી દશ બાયડીઓને શ્રી કૃષ્ણની આગળ સવાલો કરતી ઉભી રાખી છે. તેણીઓ કૃષ્ણને કહે છે કે, હમે દરેક જણી જુદાજુદા સવાલો કર્યું તેનો એકજ જવાબ આવે એવો ઉત્તર આપો પેહેલીએ પુછ્યું

કે, આપણે ઘરની દીવાલો બાંધીઆ પછી શું કર્યે છીયે? તો કહે, "**માલે.**" યાને માળ બાંધવા માંડયે છીયે. ૨ જી–રેહેંટીયો શાના આધાર ઉપર ફરે છે? તો કહે," **માલે.** " યાને રેંટયાની વચમાની દોરીને માલે કહે છે, તેથી માલેના આધારે ફરે છે. ૩ જી–સ્ત્રી જાત વધારે શાને માને છે? તો કહે, "**માલે.**" યાને માલ–પૈસા ટકા, ઇત્યાદીનોજ તેને પ્યાર હોય છે. ૪ થી–મોહબતને લીધે કોઇ પૈસા માંગવા આવે તો કેમ આપવા? તો કહે, "**માલે.**" યાને માલ એટલે અવેજ લઇને આપવા. ૫ મી–નાહનાં બાળકનું દુઃખ કોણ લે? તો કહે "**મા લે.**" યાને મા કહેતાં માય લે. ૬ ઠી–વગર કામનો માણસ શું કરે? તો કહે, "**માલે.**" યાને માહલે અથવા બીરાજે, એટલેકે મોજ માર્યા કરે અને આનંદમાં માહાલ્યા કરે. ૭ મી– જપ જાપ શા થકી થાય? તો કહે, "**માલે.**" યાને માળા ફેરવ્યાથી ૮ મી–સાંજ પડે ત્યારે પક્ષીઓ કયાં જાય છે? તો કહે,"**માલે.**" યાને પોતપોતાના માળામાં. ૯ મી–આ દુન્યાની માયા છોડી દીધા પછી એક હાજી પેલી દુન્યાંની હજ શા થકી કરી શકે? તો કહે "**માલે.**" યાને સારાં કામોનો જે સોદો તેણે કીધો હોય, જેને **માલ** કહે છે, તેવા સંગીન માલથી પેલી દુન્યાંની હજ કરી શકે. ૧૦ મી–મરણને વખતે સારો સપુત હોય તે કાંસતાં કાંસતાં કોણનું નામ વારંવાર યાદ કરે છે? તો કે "**મા લે**!" યાને, ઓ માતા તું મને લઇ લે! એવી રીતે તે કાસે છે કે "મા લે! મા લે!"

હવે ઉપરના દાખલાઓથી ઉલટીજ રીતે ઘણા જવાબો એક સવાલના આપી શકાય એવા દાખલા પણ છે.

**અ**–" પડે શ્વેત અરુ શામતા, વણ પાવે ચાલંત;
અજાચી જા શેવા કરે, અણજાચા આવ ત."

યાને, પોતે સફેદ છે તેમજ મંહિ કાળું પણ છે, અને વળી વગર પગે ચાલે છે. પોતાનો ધણી માંગે એવી સેવા બજાવ્યું જાય છે, અને જે વગર ઓળખાણ છતાં જ્યા મોકલ્યે ત્યાં જાય છે,અને ન ધારેલો મલે છે તે શું? તો એકે જવાબ આપ્યો કે, **કાગળ.** યાને સફેદ કાગળ ઉપર કાળી શાહીથી લખવામાં આવે છે તે, જે દેશ પરદેશ લોકોના ઉપર તેને પગ નહીં છતાં જાય છે. અને જે માણસ જ્યા તેને મોકલવા માંગે છે ત્યાં તેને ઓળખ ન છતાં તે જાય છે. આ જવાબ બરાબર છતાં બીજાએ કહ્યું કે નહીં, એનો જવાબ તો **પાશા** છે.

કેમકે શોકટાં રમવાના પાશા સફેદ છતાં તેમાં કાળી ટીપકીઓ હોય છે. વળી પોતાને પગ નહીં છતાં તેનો ફેંકનાર ધણી જ્યાં નાંખે છે ત્યા તે પડે છે. અને નહીં ધારેલી સારી સારી ટીપકી પડી હાંસલ ઉપજાવે છે. આ જવાબ પણ બરાબર છતાં ત્રીજો કહે, એનો જવાબ તો **આંખ** છે. કેમકે આંખના ડોળા સફેદ છે. અને માહે કાળી કીકીઓ છે. તેઓને પગ નહી છતાં જ્યાં નજર ફેકયે ત્યાં જાય છે, વિગેરે. આ જવાબ પણ ખરો છતાં ચોથો કહે, નહીં ! એનો જવાબ તો **પાણીનો પ્રવાહ** છે, યાને આકાશ સફેદ છે, પરંતુ વરસાદ વખતે વાદળાં ભરાઇ આવી કાળું વાદળ થઇ જાય છે, અને ન ધારેલુ દેશ પરદેશમાં વરસીને પોતાના ધણી યાને ઇશ્વરની શેવા બજાવ્યું જાય છે, વિગેરે. ( અહીંઆં શ્વેતનો અર્થ સફેદને બદલે કીર્તિમાન કરેલો છે.)

એ ઉપરાંત સાદા શ્લેશોવાળું પ્રાચીન કાવ્ય લોકોમાં વિશેષ પ્રસન્નતાને પામ્યું છે, અને હાલ તેવીજ જોડણી થતી ચાલી છે. જેમકે—મરાઠીમાં કહેલું છે કે;

प्याला तो गवडला, पात्र कांहीं गवडत नाहीं.

એમાં **પ્યાલા** તથા **પાત્ર** એ શબ્દો ઉપર આધાર છે. ૧ લો અર્થઃ—દારૂ તાડી પીધેલો માણસજ ગબડી પડે છે, પાત્ર યાને સુજ્ઞ સારો માણસ જે નીશો કરવાથી દુર છે તે કાંઇ ગબડી પડતો નથી. ૨ જો અર્થ.—હિંદુ લોકોમાં **પ્યાલું** કરીને જે વાસણ આવે છે, તેની બેઠક સાંકડી હોવાથી તે ઘડી ઘડી ગબડી પડે છે, અને **પાત્ર** કરીને જે પંચપાત્ર નામનું તેઓનું વાસણ આવે છે, તેની પરઐ યાને નીચલી બેઠક પોહળી હોવાથી તે ગબડી પડતું નથી. તે ઉપર અર્થો લાગુ પાડેલા છે.

જાકી હ્યાં ચાહના હે, તાકી વાંહ ચાહના હે;
જાકી હ્યાં ચાહના હે, તાકી વાંહ ચાહના હે.

બંન્ને લીટી તો એકના એકજ શબ્દની બનેલી છે, તોપણ તે બેઉના અર્થ જૂદા જૂદા છે, એટલુંજ નહીં પણ એકેકથી ઉલટા છે ! ૧ લીનો અર્થઃ—જે માણસની આ દુન્યાંના લોકોમાં ચાહના યાને પ્રસન્નતા વધારે છે, તેવા ભલા માણસની ચાહેના પેલી દુન્યામાં પણ વધારે છે. એમાં **ચાહના** એક શબ્દ ગણવાથી ચાહના કેહતા ચાહ્ણા, પ્રસન્નતા, એવો અર્થ થાય છે. ૨ જીનો અર્થ.—જે માણસનો આ દુન્યાના લોકમાં ચાહ નથી, તે ભુંડા માણસનો પેલી દુન્યાંમાં

પણ ચાહ નથી. અહિ '**ચાહના**' શબ્દમાં બે શબ્દ સમાયલા ગણ્યે. ચાહ—ના યાને ચાહેઆ માયા નથી, એવો અર્થ ગણ્યે ત્યારે ઉલટી અસર થાય છે.

વળી અર્વાચીન કાળે સુરદાસનું " સુર સાગર " ગ્રંથ તપાસ્યે તો આત્મજ્ઞાનને લગતું પુષ્કળ ભરેલું, અને લાખો પદમાં લાખો વાતો કહેલી આપણને છક કર્યા વિના રહેતી નથી. વળી દયારામ જેવા ગૂર્જર હાફેઝ કવિના જે કવેતો કોઇકોને બિભિત્સ લાગે છે, તે કવિતો સંસાર સાગરના જ્ઞાન માટે તેમજ કૃષ્ણલીલા માટે ઉંડા અર્થથી ભરેલાં છે. એક ગમ લખે છે કેઃ—

થનાર વસ્તુ એણી પેરે થાશે, જ્યમ શ્રિફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણી પેરે જાશે, જ્યમ ગજેંદ્ર કોઠાં ગરે.
રે મન ! તું શીદને ચિંત્યા કરે; કૃષ્ણને કરવું હોય તે કરે !

યાનેઃ—જે થવા કાળ છે તે તો થવાનુંજ. જેમકે નાળ્યરી કેટલી ઉંચી છે; તેની નજીક કુવા કે નદિનાળાં કાંઇએ નથી, તોપણ તેમાં પાણી તે કયાથી ભરાયું ? ને એટલે ઉંચે કોણે તેમાં રેડયું ? ને વળી તેમાં કયે રસ્તે રેડયું ? કારણ કે કાંઇ છીદ્ર પણ પડેલું જણાતું નથી. માટે થવાનું હશે તે તો હર બહાંને થવાનું. તેમજ જે જનાર વસ્તુ થઇ તે તો ગમે તેમ કરશો તોએ જવાની તે તો જવાનીજ. જેમકે, હાથીને, કોઠ નામનાં જે ફળો આવે છે તે જ્યારે ગળાવ્યે છીએ ત્યારે તે આખાંને આખાં ગળી જાય છે, પણ ઝાડાવાટે એમનું એમ આખું કોઠ તે બહાર કાઢી નાંખે છે. પરંતુ તેમાં અજાયબી એવી છે, કે તે કોઠમાં જેટલો પાશેર અચ્છેરનો માવો આપણે તેને ગળાવતાં પેહેલાં તોલેલો હોય તે તમામ મવાદ સુકાઇ જાય છે, અને કોઠ ફળનું માત્ર હલકું કોટલુંજ બહાર આવે છે ! ત્યારે તેમાનો ગળ ગયો ક્યાં ? વળી એક પણ છીદ્ર કે ફાટ કે નાંકું પડેલું તેને જણાતું નથી; તોએ તે અંદરથી તમામ સુકાઇ ગયલું નીકળે છે. ત્યારે તે મવાદ કયે રસ્તેથી ગયો ? ત્યારે ઓ માનવી ! તું કંઇએ ચિંતા નાં કર ! કેમકે જે ઇશ્વરને ગમશે તેજ થવાનું. જવાનું તે તો જવાનું, ને રેહવાનું હશે તે તો હર બહાંને રહેવાનું. અર્વાચીન કાળના અસંખ્ય કાવ્યો છે, તેને લંબાવતાં બહુ લંબાઇ જાય, તોપણ મારા એક મુસલમીન મિત્ર મી○ હાજી મહમદ અલારખિયા શિવજીએ " સ્નેહી વિરહ પંચદશી " બનાવી છે, તેમાંનો મિત્રના મરણ

ઉપર જોએલો એકજ છંદ, તે છંદનો અભિપ્રાય કરી તેના કહેણ માટે પુરતી સરટીફીકેટ જેવો ધારી એટલે બસ ઉતારી લઉં છું.

બારહિ માસ બિરેહી રહે, ફિર તો કહું ચાતક આનંદ પાવે;
આઠહિ માસ પિછે કહું દાદુર હોય સજીવન ગીતસુ ગાવે;
રાતહિમેં કહું હો બિછરે, ચકવા ચકવી દિન આનંદ છાવે;
મીત ગયે હમરે પરલોકહિ થોક ઉપાય ફિરે નહિ આવે.

અર્થ:—હિંદુસ્તાનમાં ચાતક અથવા બપૈયા નામનું પક્ષી થાય છે તે કદી પાણી પીતું નથી; ફક્ત સ્વાતિ નામના નક્ષત્રના પંદરેક દહાડામાં જે વરસાદ પડે તેનું પાણી પીએ છે, અને આખું વરસ ફુલોના રસ વગેરે પીને કહાડે છે. પણ સ્વાતી નક્ષત્ર માટે બહુ આતુર રહે છે. અને હમેશાં "પીય" "પીય" શબ્દ ઉચ્ચારે છે. દેડકો કે જેને હિંદુસ્તાન(?) હીંદમાં દાદુર કહે છે તે પણ વરસાદ રૂતુમાં જીવે છે અને એ રૂતુ જતાં મરી જાય છે. પાછી વરસાદ રૂતુ આવતા તેના પાણીના છાંટા એના મરી ગએલાં શરીર પર પડતાં એ સજીવન થાય છે. અને પોતાની હંમેશની વાણી વદે છે. ચકવા ચકવી નામે પક્ષીની એક જાતનું નર માદાનું જોડું હોય છે, તેઓનું એવુંજ ભાગ્ય હોય છે કે આખો દહાડો સાથે ભમે છે, પણ રાત થતાં તેમે કદી પણ જુદાં થઈ જાય છે. રાતના ઘણી તજવીજ કરે પણ એક બીજાને મળતાં નથી. પણ પ્રભાત કેહતાં સહવાર થયેથી તરતજ એક બીજાને મળે છે. એમ રાત્રીનાજ ફક્ત જુદાં પડે છે. હવે ઉપલી વસ્તુઓ ધ્યાન ધરી આ છંદ બનાવ્યો છે તેનો અર્થ એ કે:—બાર માસ સુધી બિરેહી કેહતાં જુદું વેગળું રહ્યા પછી તો ચાતક પક્ષી આનંદ પામે છે, કેમકે એને સ્વાતી નક્ષત્રનું પાણી મળે છે. આઠ માસ સુધી વગર જીવનાં મુએલ રહ્યા પછી પાછી વરસાદ રૂતુ આવતાં દાદુર કેહતાં દેડકાં પાછાં જીવતાં થઈ પ્રીતથી પોતાનું ગાન કરે છે. ચકવા ચકવી નામક નર માદા પક્ષીઓ રાતના તો વીખુટાં પડે છે, પણ પ્રભાત થતાં તો સાથે બેસી આનંદ પામે છે. ઉપલાં સઘળાંઓને તેઓની મનગમતી વસ્તુઓ ભારે મુશકેલીઓ પછી પણ મળે છે. પણ અમારા મીત્ર સ્નેહી જે પરલોક ગયા તેઓ થોક કેહતા ગમે તેવા ભારે ઉપાયો કીધાં છતાં પાછા આવે તેમ નથી.

સમાપ્ત.

"Each little voice in turn
Some glorious truth proclaims
What sages would have died to learn
Now taught by cottage dames."

# શુદ્ધ પત્રિકા.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૨૨ | મનાયે | સનાએ |
| ૬ | ૧૯ | *my* | *me* |
| ૧૩ | ૩ | પણ | પગ |
| ૧૫ | ૧૨ | અપકીર્તિવાળા | વગર કીર્તિવાળા |
| ૨૧ | ૧૬ | *aim* | *ain* |
| ૩૮ | ૩૨ | દમ | દામ |
| ૬૦ | ૧૨ | ઘોડેસ્વારની | બીજી માશુકની |
| ૬૩ | ૩ | હીજરીની રાતે ( નાહારા ભાગની રાતે ) | તારી જુદાઇની રાતે |
| ૭૨ | ૨૩ | બહુજ મહેનત આપેલી છે. | જેના દુધથી આપણુ બેઉના શરિરમાં લોહી છે. |
| ૮૦ | ૨૯ | સરી રતઝ | સરીરતઝ |
| ૮૯ | ૧૭ | કસેવા | કસે વા |
| ૯૪ | ૧૭ | *hanas* | *hands* |
| ૧૧૫ | ૭ | અર | અઠ |
| ૧૧૮ | ૩૦ | ગુબર ગુઝીન | ગુ બરગુઝીન |
| ૧૨૨ | ૧૮ | આરદમીદ | આરમીદ |
| ૧૨૩ | ૧૪ | શુમા રાસ્ત | શુમારાસ્ત |
| ૧૨૪ | ૧૫ | જીદેહ | દીદેહ |
| ૧૨૭ | ૨૨ | મારલબ | મારબલ |
| ૧૩૧ | ૨૩ | *Ecstay* | *Ecstasy* |
| ૧૩૪ | ૩૨ | ગત્યઅનો | અગત્યનો |
| ૧૪૧ | ૧૫ | રોદાએ | રોદાએ |
| ૧૫૫ | ૧૯ | સારાં | તારાં |
| ૧૬૯ | ૩૨ | પુરશેશો | પુરશેશો |
| ૧૭૩ | ૧ | ઝીક જુઝે ઇરાદેહે કલ. | ઝીકે જુઝ બ ઇરાદેએ કુલ. |
| ૧૭૫ | ૮ | ખુખાલી | ખુલાખી |
| ૧૯૧ | ૧૨ | क्रानं | क्रान्तं |

| | | | |
|---|---|---|---|
| ૧૯૧ | ૨૩ | *Transfcred* | *Transferred* |
| ૧૯૨ | ૨૦ | *Facc* | *Face* |
| ૨૦૮ | ૬ | નવું નવું | વાંસળી |
| ૨૦૯ | ૩૦ | ભરક રેહ ગએઆ | ભરક કર રેહ ગએઆ |
| ૨૧૧ | ૨૦ | માણસના | દેખાવના |
| ૨૧૮ | ૧૫ | બાગ | બાંગ |
| ૨૫૬ | ૩૨ | અને પછી | કાંકે અને પછી |
| ૨૬૨ | ૧૬ | *Poatical* | *Poetical* |
| ૨૬૩ | ૪ | ખેખરાંનંદ | એખગરાંનંદ |
| ૩૦૨ | ૯ | *ab* | *ad* |
| ૩૦૩ | ૧૩ | આયન શાયમ | આયમ દાયમ |
| ૩૧૬ | ૨૦ | *was* | *saw* |
| ૩૩૫ | ૨ | કેનસા | કોનસા |
| ૩૪૭ | ૧ | મબાદ | મબાદા |
| ૩૫૭ | ૨ | રીગેન | રીગેન્ડ |
| ૩૮૮ | ૧૬ | લેઉ | એઉ |
| ૩૯૪ | ૯ | *Pagot* | *Paget* |
| ૪૦૧ | ૨૦ | રાવિકા | રાધિકા |
| ૪૨૭ | ૨૫ | જણુવા | જણાવા |
| ૪૩૯ | ૩૨ | તેમાથ | તેમાંથી |
| ૪૪૫ | ૩૧ | આવી-વિ | આધિ |
| ૪૪૬ | ૨૫ | ભાગે | ભાગ |
| ૪૪૭ | ૧૨ | ૯૧ | ૯૩ |
| ૪૬૧ | ૪ | નથી | છે |
| ૪૬૪ | ૨૮ | નની | નગીં |
| ૪૭૦ | ૩ | ઇસતેતળા | એસનેગા |
| ૪૭૬ | ૧૦-૧૨-૧૬-૨૦ | અર્થશાસ્ત્ર | તર્કશાસ્ત્ર |
| ૪૯૦ | ૧૭ | *babse* | *babes* |
| ૫૦૭ | ૨૯ | *feaith* | *faith* |
| ૫૨૭ | ૧૫ | કકાક | કકાકા |
| ૫૪૧ | ૨૮ | નથી | છે |